

→ મારચ ૧૮૯૨. ←

પુસ્તક ૪ થું.] [અંક ૧ લો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.


મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉથી રૂ૩;
પાસ્ટેજ ૬ આના.








# STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. મારચ ૧૮૯૨. અંક ૧લો.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીત ઉધારે છે.

## માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૨૮ મું.

#### માંદગી અને પસતાવો.



છેલ્લાં પ્રકરણમાં દરશાવી ગયલા બનાવો પછીની રાત ઘણી ભયભીત પસાર થઈ. હોમી અને ગુલ વારંવાર આજારી પડી ઘરમાંનાં સર્વેને ચીંતાતુર બનાવતાં હતાં, પણ કોઈ વખતબી કોઈ ભય ભરેલી માંદગીએ પડયું ન હતું. જો કાંઈ ખુદરતી કારણથી તેવી ધાસ્તીભરી માંદગી આવી હોય તો આપણા મનમાં વસવસો ઉતપંન ન થાય, પણ જ્યારે મગજની ચીંતાથી કોઈ માણુસ તેવી હાલતમાં પડયું હોય અને તેની આસપાસનાં માવજત કરનારાં ધારે કે જો તેને તેવું કારણ નહી આપ્યું હોતે તો તે આજારી ન પડતે, તેવી વેલાએ જે માણુસ માદુ પડયું હોય તેની અને તેની આસપાસનાઓની હાલત ઘણીજ દયા ઉપજાવવા જોગ થઈ પડે. ત્યારે જ્યારે દીનબાઈને ગુલની માવજત કરતાં કદી નહી ઉપજેલું એવું દુઃખ ઉપજતું હતું તેમાં કાંઈબી અજબ થવા જેવું શું હતું? જાલ જો સઘલું કબુલ કરી દે તો દીનબાઈ આશા રાખતાં હતાં કે સઘળાનાં જીવને નીરાંત વલશે, તેવણની ગરીબ બીચારી ગુલનું દુખતું માથું અને નબલું થઈ ગયલું દીલ પ્યાર પાછો મળવાથી નરમ પડશે અને તેણી પાછી તનદરોસ્ત થઈને સુખી થશે, પણ ગુલના એકેદમ આજારી પડવાથી દીનબાઈને ઘણો ફટકો લાગ્યો અને હવેજ તેવણને માલમ પડયું કે ગરીબ બીચારી ગુલને અંદરથી કેટલું લાગ્યું હશે, પણ તેવણ કાંઇબી દુઃખ તલે દબાઈ જાય એવા માણુસ નહી હતા. તેવણનાં દબદબા ભરયા દેખાવ અને શાંત ચેહરા તલે તેવણ શું દુઃખ ખમતાં હતાં તે બધુ જણાઈ આવતું હતું. તેવણ મક્કમપણાથી ગુલનાં બીછાણા આગળથી ખસવાને ના પાડતાં હતાં અને નજદીક આખુ અઠવાડયું તેની પાસેના પાસેજ રહયાં. મોતનો વીચાર તેવણને ખરેખરજ ઘણો દુઃખ ઉપજાવતો હતો. ખોદાજ જાણતો હતો કે દહાડાના દહાડા અને રાતોની રાત તેવણ કેવી માહ મુશકેલીથી સઘલું દુઃખ ખમી પોતાનાં જીવને ધીરજ આપવાની કોશેશ કરતાં હતાં. તેવણને ખબર તો હતી કે દુન્યાનું ગમે તેવું સુખ બેહસ્તની સાથે સરખાવતાં તો કાંઈ બીસાદમાં નહી છતાં તેવણના મનમાં કાંઈપણ શાંતી આવતી ન હતી. તેવણને પોતાને તો કાંઈ ઠપકો આપવાનું કારણ હતુંજ નહીં, કારણ કે તેવણે તો ફકત પોતાની ફરજ બજાવી હતી અને જે બજાવતાં તેવણને નજદીક ગુલ જેટલુંજ દુઃખ થયું હતું, અને તોપણ તે વીચાર તેવણના મગજમાંથી જતો ન હતો, અને તેવણ તો એમજ ધારતાં હતાં કે ગુલ હાલ જે દુઃખ ખમતી હતી તે તેવણની સખતાઈ અને મક્કમપણાનુંજ ફલ હતું. તેવણ પોતાના આ વીચાર કોઈને જણાવતાં ન હતાં અથવા તો પોતે જે ખમતાં હતાં તેની ફરયાદ પણ કોઈ આગલ કરતાં ન હતાં. કારણકે તેવણને માલમ હતું કે ખોદાપર વીશ્વાસ રાખીને ચુપચુપ ખમવાથીજ સારૂં ફલ આવશે, ફકત જો એકજ જણુ તેવણનું મન વાંચી શકતે અને તેવણને ટેકો, દીલાસો તથા સુખ આપી શકતે તે તેવણના ધણી હતા.

મેહરજીભાઈની હાજરીથી પણ તેવણને ઘણો દીલાસો મલતો હતો, પણ જ્યારેબી તેવણ ગુલના બીછાના આગલ જઈ તેણી તરફ તીકતા હતા ત્યારે હમેશાં દીનબાઈ તેવણને કહેતાં હતાં કે "મેહરજીભાઈ, તમે જાલ આગલ જાવો, બીજાં કરતાં તેને તમારી વધારે જરૂર છે. મેહરજીભાઈ, તેને પટાવો, સમજાવો તથા દીલાસો દેવો અને બનતાં સુધી તેને તમારી નજર આગલથી દુર ના થવા દેવો."

મેહરજીભાઇ દીનબાઈ શું બોલ્યાં તે સમજી શકયા નહી, તેવણુને તો ફક્ત એવોજ વીચાર આવ્યો કે પોતાની બેહન આજારી પડવાથી જાલ ઘણો દલગીર થયો હશે અને તેથી તેવણુ તેને શોધવા લાઈબ્રેરીમાં ગયા.

"જાલ, તુંને આએ ઘણો દલગીરી ભરયો આવકાર મળ્યો છે," તેવણે તેના દીલપર હાથ મુકીને કહ્યું, "પણ તેથી એટલો બધો દુઃખી ના થા. ગુલ હજુર ઘણી જુવાન છે, અને ડાકટર કહેછે કે એનો બાંધો ઘણો મજબુત છે, તેણીને આપણે હજુરખી બંચાવી શકશું. મેં જ્યારે સમજ્યું કે તું આવ્યો છે ત્યારે હું ખામખા રાતોરાત તુંને મલવાજ આવ્યો."

"તમે એમજ ધારતા હશો કે તમે તમારા એક વખતના માનીતા ચેલાને મલવા આવ્યા હશો." જાલે પોતાનું ડોકું ઊંચકીને કહ્યું અને મેહરજીભાઈ તેનાં દેખાવ તથા બોલવાથી ઘણા ચોંકયા," તમુને ખબર નથી કે મારી ગરીબ બેહનનું સીક પડવાનું કારણ હુજ છેઉં અને તેણી જો મરી જશે તો હું તેણીનો ખુની ગણાવશ. અરે! મેહરજીભાઈ," તે તેવણુના ગલાં આસપાસ હાથ વીંટાલી એકદમ રડી પડીને બોલ્યો, "હું તમારી આગલથી ગયોજ શું કામ? હું તમારી સલાહ તથા શીખામણો શુ કામ ભુલી ગયો? તમારી ચેતવણીનાં કાગલને મેં શું કામ હવામાં ઉડારી દીધું? તમે ગમે તો મને ધીક્કારો, પણ મારૂં કહેવું તો સાંભલી લેવો—મારી ઉપર દયા કરો. અને મને મારા આવા ખોટા વીચારમાંથી બચાવો."

મેહરજીભાઈ જોકે આવું બોલવાનું સાંભળી ઘણા ચોંકયા, તોપણ એક ભુલાવો ખાધેલા આદમીની ભુલો તથા તેની લાગણીઓ કેવી હોય, તે તેવણુ સારીપેઠે જાણુતા હોવાથી, તેવણુને ખબર હતી કે તે વેલાએ તેની ઓજરખાહી ભરેલી અરજનો કેવો જવાબ આપવો, કે જેથી તેવણુ તેનો પુરતો વીશ્વાસ મેલવી તેજ વેલાએ તેને દીલાસો પણ દઈ શકે. જાલે પોતાનાં છુપાં દુઃખોનો ઉભરો સઘલો તેવણુ આગલ ખાલી કર્યો. તે સઘલાનું વર્ણન કરવું અહીંયાં નકામું છે. એટલુંજ કહેવું પુરતું છે કે પીરોશા પોતાની લુચ્ચાઈ ભરેલી ઉશકેરણીથી તે ગરીબ છોકરાને હદબાહેરની મઝાહ અને ખરાબ લાલચોમાં ફસાવાની એકપણુ તક ચુકયો ન હતો. જુગારમાંબી પડતાં તેને કાંઈ ઘણો વખત નહી લાગો, અને અલબત એ રીતે દહાડે દહાડે પીરોશાનો કાબુ તેનીપર વધતોજ ગયો. પણ જ્યારે તેને તે છોકરાને પોતાની હલકી મઝાહનો ભાગ્યો બનાવાની હલકી બદીઓ શીખવવાની કોશેશ કરી ત્યારે, જોકે તે ધારતો હતો કે તે ઘણો ચપલાઇથી કામ કરતો હતો, તોપણુ તેમાં તે નીષ્ફળ થયો. જાલ ધાસતીથી ચોંકી પાછલ હઠયો અને જોકે કમનસીબે તે તેનેથી છુટો થઈ શકયો નહી, તોપણુ તે દહાડેથી તે તેનીપર શક લાવવા લાગ્યો, અને તેનેથી દુરનો દુર રહયો, પણ જાલને ખબર નહી હતી કે તેને પીરોશાને પોતાની ઉપર કેટલો બધો કાબુ મેલવવા દીધો હતો. પીરોશાહ બધી લુચ્ચાઈઓમાં પાહવરડો હતો અને તેથી તેને પોતાની નાસીપાસી બતાવી દીધી નહી. તે એવી તો હલકી મઝાહોમાં તેની પાસે ભાગ લેવાડતો હતો કે જાલ તેનો ગોલામ થઇ પડયો હતો. તે બાપડો જાણુતો પણુ ન હતો કે તે કેવાં કામો કરતો હતો. જ્યારે તે શાંત થતો ત્યારે તે ઘણાં દુઃખ સાથે પસ્તાવો કરતો અને તેના વડા શીક્ષકને રખેને તે વાતની ખબર પડે અને તેની આંખમાં તે હલકો પડે એવી બીહકથી તે 'પીરોશાહનો સઘળો ભેદ છુપો રાખવાનાં વચનોને વલગી રહેતો. તેના જેવા સ્વભાવનાં માણુસને એવું સમજાવવું ઘણું સેહલ હતું કે થોડીક ઉસકેરાયલી પલોમાં તેણે એવું કામ કીધું હતું કે જે જો જાહેરમાં આવે તો તેને કોલેજમાંથી કહાડી મુકવામાં આવે. જાલ તેનું કહેલું માનતો હતો અને ઘણોજ ઉસકેરાઈ આવતો હતો. પીરોજશાહ તેને કહેતો હતો કે તે વીશે ગંભીરાઇથી વીચાર કરવો એ તદન મુરખાઇ હતી, અને ધીરજ આપતો કે તેનો ભેદ તો ફક્ત તેનેજ ખબર હતો અને તે તેને ઊઘાડો પાડશે નહી. જાલ તેનાં હાથ તલે સપડાયલો હતો અને તેથી તે વારંવાર તેની પાસે પૈસાની મદદ માંગતો. જ્યારે તેની (જાલ) પાસે પૈસા ન હોય ત્યારે ઘેરથી લખીને મંગાવવાને અથવા તો બીલીઅરડ રમીને જીતવાને તેને કહેતો હતો. તેમ જો નહી કરે તો તેનું પરીણામ શું આવે તે સારી પેઠે તે સમજતો હતો અને જાલ જો કે બીલીઅરડની ટેબલને નહી અડકવાનાં ફરીથી અને ફરીથી કીધેલા ઠેડાવ છતાં (તેનો પસ્તાવો એટલો બધો તો હતો કે જો ઊઘાડો પડવાની ધાસ્તી ન હતે તો બેશક તે તેનો ઠેડાવ અમલમાં લાવતે) ઘેલાપણામાં રમવાની પેહલી તક શોધતો હતો, અને થોડા ઘણા પૈસા જીતી તેના દુઃખ દેનારનું મોહડું તુરત વેલા બંધ રાખતો. બાકીના માટે તેની બેહનને કાલાવાલા કરી લખતો અને આપણે જાણીએ છીયે તેમ તેણી તરફથી મેળવતો હતો. કેટલી વેદના અને દુઃખથી તેણી તે મેળવતી હતી તે વીશે તે કદી પુછતો ન હતો અને જાણુતો પણુ ન હતો.

એક દીવસે તેણે તેની પાસે એક મોટી રકમની માંગણી કીધી. જાલે પોતા પાસે કાંઈ નજીવી રકમ હતી તે તેને આપી જે તેને ધીક્કારથી હસી પાછી ફેંકી, અને તેને પોતા સાથે બીલઅરડપર નસીબ અજમાવાને કહ્યું. તેમાં જો પોતે નીષ્ફળ થાય તો તેને (જાલને) તેના પૈસાદાર સગાંઓને નીચવવાં પડશે, કારણકે તેને કાંઈબી કરીને તેટલા પૈસા તો જોઈશેજ. તે દરેક વેલાએ જીત મેળવતો હોવાથી આ વેલાએ પણુ તેણે નસીબપર ભરોસો રાખ્યો. તે ટેબલ સામે ધસયો ગયો અને રમ્યો, અને પાંચસો રૂપીઆ હારીને ઉઠયો. સેહુતાનની ખસલતનો પીરોશાહ તેને એટલુંજ કરીને અટકયો નહી, પણુ તેની પાસે મુંબઈનાં પૈસાદાર શેઠયા મનચેરશાહ મરચંટને નામનો ચેક લખાવી લાધો. તરતજ તેણે એક ટમેલર ભરી દારૂ પીધો અને બીજી ટેબલપર રમવા ગયો કે જ્યાં ૧૫૦) રૂપીયા જીત્યો; પણુ તે દીવસ પછી તે પીરોશાહના વધારે જુલમી પંજા તલે આવી ગયો, અને તેના પરીણામ તરીકે આપણે જાણીએ છીએ કે તેણે ગુલપર પેહલું

ભયંકાર કાગલ લખ્યું, કે જેમાંથી તેનું સઘલું દુઃખ શરૂ થયું. જાલ નાદાન હતો અને દુન્યાદારીથી તદન અનજાણો હતો, જેથી તેને થોડીજ ખબર હતી કે પીરોશાહ જેટલું પોતાનું માથું સીંહના મોઢાંમાં મુકવાને અચકાય તેટલોજ તેની સામેની પોતાની ધમકી બજા લાવવાને પણ અચકાય. પીરોશાહ તેને સમજાવતો હતો કે તેની-ભુલો ખરેખરજ ઘણી ખરાબ હતી અને તેના ઊંડા પસ્તાવામાં તે તેની સઘલી સમજાવત માનતો હતો. તેના જેવા એક સારા ઉમદા ખવાસના છોકરાને કેટલું દુઃખ ઉપજ્યું હશે તેનો વાંચનાર પોતેજ ખ્યાલ કરી શકશે. જાલની માતાએ તેના બચપણમાં તેના માસાના કરડાપણા માટે ઘણું કહ્યું હતું, તે તેને પાછું યાદ આવી ગયું અને તેના માસાએ તેની સાથે જે માયાલુ ચાલ ચલાવી હતી તે તે વીસરી ગયો. પેહલી લાગણી તે જ્યાં સુધી બાર વરસનો થયો હતો ત્યાં સુધી તેના મગજમાં ચીવટ બેસી ગઈ હતી, જ્યારે બીજાનો તો ફકત તેને આઠ મહીનાનોજ અનુભવ મલ્યો હતો. અરે! જો ફકત માબાપો બચપણમાં અપાતા ધડાઓ માટે વીચાર કરે, ફકત બચ્ચાંના મગજપર સચ્ચાઈનો છાપ મારે અને બીજાઓ સામે તેઓની ખોટી લાગણી નહી ઉશકેરે, તો તેઓ સલામત રહેશે. એક વખત તેઓના મગજપર જુઠો ખ્યાલ બેસવા દેવો અને તેઓને ખબરથી નહીં પડશે કે આટલાં માના બી પછવાડેથી કેવાં ખરાબ ફલ લાવશે.

મેહરજીભાઈએ તેની સઘલી વાતો એટલી તો કાલજી અને દયાના દેખાવે સમજી કે આપણા જાલે પોતાની સઘલી ભુલો, સઘલી લાગણીઓ એક પછી એક કાંઈબી આંચકી વગર કબુલ કીધી, અને વાત પુરી કીધા પછી તેને ઘણી આશા અને દીલાસો મલ્યો કે જેવા દીલાસા માટે કેટલા કેટલા મહીના થયા તે તલપી રહયો હતો. ત્યારપછી તેણે પોતાની બેહનની ઉપર જે ઘાતકીપણું વાપરયું તેની એટલી તો લાગણી સાથે વાત કીધી કે મેહરજીભાઈને પણ લાગી આવ્યું, કારણકે તેવણ જાલને તે બાબતમાં કાંઈપણ દીલાસો આપી શકયા નહી. મેહરજીભાઈ પોતાને પણ ઠપકો દેવા લાગ્યા, કારણકે તેવણે પોતેબી ગુલ તરફ ઘણી સખત ચાલ ચલાવી હતી.

"હમેશાં મારી સાથેના સાથેજ રહો, અથવા તો મને તમારી સાથેનો સાથેજ રહેવા દેવો," જાલે પોતાની વાત પુરી કર્યા પછી કરગરીને કહ્યું, "મને મારા પોતાપર કાંઈપણ ભરસા નથી. હું તો એક નબલો કંગાલ હીચકારો છું. ખરાબ રસ્તે નહી જવાને હમેશ ઇંતિઝાર રહું છું, અને તોપણ તે રસ્તેથી દુર જવાની મારામાં તાકાત નથી. હું જાણું છું કે તમે મને એમ કહેશો કે ખોદાની બંદગી કર—તેનીપર વીશ્વાસ રાખ. જો મેં બંદગી નહી કરી હતે તો તમારી આગલ સઘલું કબુલ કરી દેવાની મારી હીમત નહી ચાલતે—પણ તે હવે વધુ વખત નહી ચાલશે હું જાણું છું કે તે નહી ચાલુ રહેશે."

"જાલ તું ભુલ કરે છે. તારી બેહનની ભયંકાર માંદગીમાં ખોદાય તુંને તારૂં દુઃખ ખમવાની શકતી આપશે અને સઘલાનું સેવટ સુખમાંજ આવશે. નાસીપાસ થા, અને પછી તું કદીબી સુધરવાનો નથી. વીશ્વાસ રાખ અને થોડાક વખતના દુઃખ પછી તુંને આશા આવશે. તારી ભુલો મોટી છે, પણ જેમ જાંગીર કહે છે તેટલી બધી નથી. એટલી બધી મોટી નથી કે જેથી તું કદીબી સુધરી નહી શકે તથા એક વેલાએ જેવો અમે તુંને માનતા હતા અને આશા રાખતા હતા તેવો તું નહી થાય."

"અને મારા માસા"—જાલે અચકાઈ અચકાઈને કહ્યું.

"તેવણને તો કહેવુંજ જોઇયે, પણ તેવણ ઘાટકી, ગેરવાજબી અને સખત નહી થાય તેનો હું જવાબદાર રહીશ. હું પોતેજ તેવણપર સઘળું લખી જણાવીશ, અને તેવણની ખાત્રી કરી આપીશ કે તારો પસતાવો એટલાં તો ખરાં દીલનો છે કે ફરીથી એક વખત તુંને અજમાવી જોયા વગર તેવણ રહેશે નહી. તેં કાંઇ છેક એટલું બધું ખરાબ નથી કર્યું, કે જેથી તારી કેળવણી અધુરી રાખી તુંને વેલાત નહી મોકલાય, પણ તારાં ભવીષ્યને કેમ જેબ આપવી તે તારા પોતાપરજ આધાર રાખે છે."

મેહરજીભાઈએ જે દલગીરી ઉપજાવવા જોગ વાત સાંભળી હતી, તેમાં તેવણે આસા ઉપજાવવા જોગ ઘણું સાંભલ્યું હતું અને તેવણે તે પરથી દીનબાઈને પણ દીલાસો દેવાની કોશેશ કરી; પણ તેવણને લાગ્યું કે દીનબાઈ કસાં ઉપર પણ ધ્યાન આપતાં ન હતાં. દહાડા ઉપર દહાડા પસાર થવા લાગા, અને તે ગરીબ બીચારી છોકરી બીજાંની ભુલને ખાતર જીંદગી અને મોત વચ્ચે તરફડયાં ખાતી પડી રહી. પેહલે તો તેણી તદન બેસુધ હાલતમાંજ થોડા દહાડા રહી, પણ જ્યારે સુધી પાછી આવી, ત્યારે પણ તેણી સાવજ જેવી દીસવા લાગી; અને સઘળાંઓ બીહવા લાગાં કે કદાચ તેણી પાછી સારી થઈ શકશે, પણ બધા દહાડાની સાવજ રહી જશે. પૈસાની કાંઈ પણ દરકાર કરવામાં આવી નહી, અને મોટે ખરચે મુંબઈથી મોટા ડાકટરો બોલાવવામાં આવ્યા. બલકે પૈસો જેબી કાંઈ કરી શકે તે સઘળું તેઓએ કર્યું. તેણીનાં શુંદર બાલનો ભારો સઘળો કાપી નાખવામાં આવ્યો, અને માથાંપરનો ગરમ આતસ દુર કરવા માટે તેની ઉપર આઈસનાં મારા ચલાવવામાં આવ્યા; પણ સઘળું થોડો વખત વેર નો ફોકટ દીસવા લાગું. અંતે સાતમે દહાડે જરા સેહજ ફેરફાર થયો, અને ડાકટરને કોંઇ જુજ આશા આવી.

આટલા દહાડા દીનબાઈની આંખમાંથી એક આંસુનું ટીપું વટીક પડયું ન હતું, અને રાત દીવસની મેહનત તથા ઉજાગરાથી તેવણ એટલાં તો થાકી ગયાં હતાં કે જાઈજી તથા તેવણનાં છોકરાંઓ તેવણની તબયત માટે ધ્રુજવા લાગાં, અને કાંઇ નહી તો તેઓને અને તેવણનાં વરને ખાતર આસાએસ લેવાને સમજાવ્યાં. ડાકટરે તકરાર ચલાવી કે જ્યારે ગુલ પુર સુધીમાં આવશે (અને તેમ જલદી થવાની તેવણને ઘણી આંસા હતી) ત્યારે તેણીને હાલનાં કરતાં વધારે નરમાસ ભરેલાં દીલાસાની અને તેવણની હાજરીની જરૂર પડશે અને

તેવણ જો હમણાં આટલી બધી મેહનત કર્યા કરશે તો પછી તે વખતે કેમ જવાબ દઈ શકશે. ડાકટરની આ તકરારથી દીનબાઈપર વધારે ઓછી અસર થઈ, અને તેવણની દીકરીઓએ તે દહાડે ખુશાલી સાથ જોયું કે તેવણે તે દહાડે થોડી ઘણી આસાએસ લીધી, અને જ્યારે પાછાં જાગી ઉઠયાં ત્યારે વધારે તનદરોસ્ત જણાયાં. દીનબાઈનાં આ દુઃખના દહાડામાં તેવણને એક ચીજથી ઘણો સંતોષ મલતો હતો. તે એ હતું કે ખોરશેદ પોતાની માયની મેહનત બચાવવાને કાંઇબી કામ કરવાને તતપર રહેતી હતી, અને પોતાને જુદાં જુદાં કામો દેખાડવા માટે કુંવર ડોસાં તથા કારભારીને કાલા વાલા કરતી હતી અને જેવી રીતે તેણી પોતાનાં ઘરની ફરજો બજાવતી હતી તે જોઈ દીનબાઈ ખુશી થઈ જાય તેમાં કાંઈજ અજબ થવા જેવું નથી; પણ વધારે સંતોષ તો પીરોજાની ચાલથી ઉપજતો હતો, કારણ કે તેણી હમેશની માફક ઘભરાઈ જવાને બદલે હીમત ધરી પોતાના મા તથા જાલને બનતો દીલાસો આપતી હતી, તથા ખોરશેદને દરેક કામમાં બનતી મદદ આપવાને ચુકતી ન હતી. તેણીની આ ચાલ હમેશ કરતાં તદન ઉલટીજ હતી, અને તેથી તે બીજાઓને વધારે અજબ કરતી હતી. પેહલે તો તેણી ગુલનાં ઓરડામાં બેસી શકી નહી, કારણ કે તેણીનું દુઃખ જોઈ તેણી ફીકી થઈ જતી હતી. આ પરથી દીનબાઈએ તેણીને ઓરડામાં આવતાં અટકાવી. સુનાબાઈ તથા મેરીએ તેણીને તેઓને ઘેર થોડા દીવસ જઈ રહેવા ઘણીબી સમજાવી, પણ તેણીએ તેઓનું કાંઈ પણ સાંભલ્યું નહી.

"જોકે હું કાંઈ પણ સારૂં કરી શકું નહી, અને મમા તથા ખોરશેદને કાંઈ પણ મદદ કરી શકું નહી, તોપણ કાંઈ નહી તો હું જાલને દીલાસો આપવાની કોશેશ તો કરી શકીશ. હું તેને છોડવાની નથી. દલગીરી અને ફીકર બતાવ્યા વગર સઘળું ખમી શકવાની મારામાં શકતી નહી હોય તો તે શકતી મેળવવાને મારે કોશેશ કરવી જોઈયે. નહી નહી; *વાહાલી મેરી, તું અસાર નજાર મને મળવા આવજે,* પણ જ્યાં સુધી મમા, ગુલ, અને હમો બધાં પાછાં સુખી થઈએ નહી ત્યાં સુધી હું ઘરમાંથી બહાર નીકલવાની નથી."

અને ત્યારપછી તેણી ઘણોખરો વખત જાલને સુખી કરવામાં રોકવા લાગી, તેને પોતાથી બનતો દીલાસો આપતી તથા તેની આગલ કેટલાંક ધર્મનાં ફરમાનો વાંચી તેનું મન ખોદા તરફ ફેરવતી, અને પોતાના બાવા તેને ખરેખર માફજ કરશે એવી તેને ખાત્રી આપતી હતી. તેણી પોતાની આ કોશેશમાં પોતે ધારતી હતી તે કરતાં વધારે ફતેહ પામી, અને જાલને જ્યારેબી પોતાના દુઃખી વીચારો પાછા યાદ આવી જતા કે તરતજ તે પીરોજાને શોધવા જતો હતો, અને તેણીની હાજરીથી તેનું ગમે એવું દુઃખી મગજબી શાંત થઈ જતું હતું. પીરોજાને આથી પોતાની ફરજ બજાવવાને વધારે ઉતેજણ મલ્યું, અને તેણી વધારે અને વધારે જાલની સંગત શોધવા લાગી. એક દહાડો તે હમેશ મુજબ જાલ આગલ જતી હતી, ત્યારે તેણીને સામેથી મેહરજીભાઈ મલ્યા. તેવણે તેણીના બેઉ હાથો પોતાના હાથમાં લીધા, અને હમેશ કરતાં વધારે આતુરતા તથા જોસથી "ખોદા તુંને સુખી રાખે" કરી બોલ્યા—કારણકે તેણી એક ભુલાવો ખાધેલાં માણસને ફકત દીલાસોજ નહી આપતી હતી, પણ તેના દીલમાં આશા ઉતપંન કરતી હતી.

ગરીબ બીચારો જાલ! સૌ કરતાં તેને પોતાના માસીની ચુપકીદી ઘણીજ ભારી પડતી હતી. તે જાણતો હતો કે તેની બેહનની માંદગીથી તેવણનું સઘલું ધ્યાન તેણીમાં રોકાઈ ગયું હતું. તોપણ તેવણ તરફના એક બોલની તે ઇંતેજારીથી વાટ જોતો હતો. ફકત તેવણ એટલુંજ બોલે કે જે દુઃખ તેવણ ખમતાં હતાં તેને માટે તેવણ તેને માફ કરે છે. દીનબાઇને તેની આ લાગણીની ખબર ન હતી. વલી તેવણ તેને ગુસ્સા કરતાં દયાની લાગણીથી વધારે જોતાં હતાં, અને પોતાની ગરીબ બીચારી છોકરીનાં સઘલાં દુઃખનું મુલ પોતાનેજ ધારતાં હતાં. તેથી તેવણને એક પલ પણ એવો વીચાર ન આવ્યો કે જાલ તેવણ આગલ સઘલું કબુલ કરી દેવાને તલપી રહયો હશે, તથા તેવણ તરફથી એકબી દીલાસાનો બોલ સાંભલી લેવાને એટલો બધો ઇંતેજાર હશે.

દશ બાર દહાડા જવા પછી એક દહાડો દીનબાઈ થાકેલાં પરાકેલાં પોતાના ઓરડામાં એક બે કલાક આશાએસ લેવા ગયાં. ખોરશેદબી એક ચોપડી વાંચવાની લઈ તેવણનીજ આગલ બેઠી. હા! આ શાંત પલોમાં તેણીએ પોતાના બાપને કેટલા બધા યાદ કર્યા. અને પછી વીચાર કર્યો કે તેણીની માયને તેવણ વગર સઘલું દુઃખ સહન કરવાને કેટલું બધુ ભારી પડતું હશે. જાલે સઘલું કબુલ કરી દેવા પછી દીનબાઈએ તેને લગતો સઘલો હેવાલ મનચેરશાપર લખી મોકલ્યો હતો, અને તેઓનાં સઘલાં દુઃખના મુલપર, ઘણું સખતાઈથી કાગલ નહી લખવાને કાલાવાલા કરી માગી લીધું હતું. તેવણ પોતાની કોઈબી લાગણી કાગલપર લખી શક્યાં નહી, *કારણકે તેવણ જાણતાં હતાં કે જો તેમ કરવાથી તેવણ એક*બી કોશેશ કરે, તો પછી તેવણનાં સઘલાં દુઃખ તેવણથી લખાઈ જાય. તેવણની આટલી બધી સાહુચેતી છતાં મનચેરશા તો દીનબાઈના મનમાં શું શું હશે તે કાગલની ઘપ પરથી તરતજ ચેતી ગયા હતા.

નજદીક બે કલાક થવા પછી જાલ તે ઓરડામાં આવ્યો અને તેણે આસ્તેથી ખોરશેદને કહ્યું, "વહાલી ખોરશેદ, માઈજી તુંને પેલા ઓરડામાં બોલાવે છે. મને તારી જગા ઉપર બેસવા દે, અને અહીંયાં હું કોઈનેબી આવવા દઈશ નહી. મને હીયાંજ બેસવા દે, તુંને ખબરબી ન હશે કે મને હીયાં બેસવાથી કેટલો સંતોષ ઉપજશે."

તેના કાલાવાલા ભર્યા દેખાવ સામે થવું મુશકેલ હતું. તેણી ત્યાંથી ચાલી ગઈ, જાલ પોતાની માસીની છોકરીની જગા, કે જે તકયાની પાસેજ હતી, તેની ઉપર બેસવાને જાણે હીમત કરી શકતો નહી હોય તેમ એક નીચું

સ્તુલ લઈ પોતાના માસીના કોચ આગલ બેઠો અને તેવણનો નરમાસવાલો ચેહરો, કે જેની ઉપર હાલ ચીંતાની નીશાનીઓ પ્રગટ દીસતી હતી, તે તરફ તીકવા લાગ્યો, અને હવેજ તેને માલમ પડયું કે તેની ભુલોથી તેવણને કેટલું બધું ખમવું પડયું અને પડતું હશે. "એમ કેમ હશે," તેણે વીચાર્યું, "કે માણસ પોતાની ભુલો માટે બીજાં ભલાં નીર્દોષ માણસને દુઃખી કર્યા વગર તેની શીક્ષા પોતે એખલોજ ખમી ન શકે!" અને તેને તેનાજ છબે જવાબ દીધો, "કારણકે જેમ ર 'પણનો ગાંડ એકના દુઃખથી બીજાને દુઃખ ઉપજાવે છે, તેવીજ રીતે તે આપણને કાંઈબી હદબહાર ખરાબ કામ કરતાં અટકાવે છે, પણ જો એક માણસ પોતાના વાંક માટે પોતેજ એખલો ખમતો હોય તો ગુનાહો વધુ વધી જાય, અને માણસ પોતાને સુધારવાની કોશેશ કરેજ નહી."

થોડે વારે દીનબાઈ ચોંકીને ઉઠયાં, અને પોતાની આગલ ખોરશેદને બદલે જાલને બેઠેલો જોઈ અચરત થયાં, તેનો દુઃખ ભરેલો દેખાવ જોઈ તેવણ ઘણાં અચરત થયાં, અને વલી તેની સાથ એક વખત એખલું વાત કરવાની તક મલવાથી તેવણે તેને પોતાની આગલ બોલાવ્યો. દીનબાઈના અવાજમાં કાંઇ એવું દીલ પીગલાવનારૂં સમાયલું હતું, કે જાલને તેવણની આગલ જવાની હીમત આવી, તે તેવણના કોચ આગલ જઈ ગુડણ મંડી પડયો, અને બચ્ચાં માફક દચકાં ખાઈ બોલ્યો,

"દીનબાઈ માસી, તમે મને કદીબી માફ કરી શકશો? તમારી ચુપકીદીથી મારૂં દીલ તુટી ગયું છે; કારણકે તે એમ કહેતી હોય તેમ લાગે છે કે તમે મને કદીબી માફ કરી શકશો નહી, અને જ્યારે હું મારી ગરીબ ગુલ તરફ જોઉં છું, અને આ સુખી ઘર દલગીરીમાં બદલાઇ ગયલું મારી નજરે પડે છે, ત્યારે મને લાગે છે કે તમે મને કદીબી માફ કરી શકશો નહી, કારણકે તે સઘલાનું મુલ હુંજ છું; મારે અહીયાંથી જતું રહેવું જોઈયે, તમારાં ઘરને અસુખી કરવાનો મને કાંઇબી હક ન હતો."

"ચુપ રહે જાલ, તારા એવા વીચારોને બહાર આવવા ના દે, મારો ગરીબ બીચારો છોકરો! તારી ભુલો માટે ખોદાઈ હાથથી એવી તો સખ્ત શીક્ષા થઈ છે, કે મારેથી તુંને કાંઈપણ સખ્ત શીક્ષા થઈ શકે નહી. ખોદા કરી તુંને હવે એથી વધુ સખ્ત શીક્ષા થાય નહી. હું તારી વાત હાલ તરત તો સાંભલવા માગતી નથી, તું તે કહી શકે તેટલો હાલ શાંત નથી, અને હુંબી વલી સાંભળી શકું તેવી હાલતમાં નથી. તેં સઘલું મેહરજીભાઈને કહી દીધું છે તેથી મને પુરતો સંતોષ ઉપજ્યો છે. મને ફકત એટલુંજ જણાવ કે તેં પેહલે પૈસાને માટે ગુલને કેમ અરજ કરી? તુંને એવો વીચાર નહી આવ્યો કે તેમ કરતાં તેણીને ઘણું અગવડ ભરેલું થઈ પડશે, યા તો તેણી બીજાઓની નાપસંદગીમાં આવી પડશે? તેણીને માટે તો તેં કાંઈ વીચાર કર્યોજ નહી.

"કાંઈબી ભોગે તેણી મને ખુશીથી મદદ કરે છે એ વીચાર સીવાય મને બીજો કાંઈપણ વીચાર આવ્યો નહી" તેણે જવાબ દીધો. "હવેજ મને મારા એકલપેટા વીચાર માટે લાગે છે-પણ અરે દીનબાઈ માસી, એ વીચાર મારાં બચપણથીજ એટલો તો મારાં મગજમાં ઠસી ગયો હતો. અને તે વીચારને મારાં માયે એટલું તો ઉત્તેજન આપ્યું હતું કે, હું કદીબી તેણીને મારી સાથે સરખાવતો ન હતો. પણ હવેજ હું મારી ગરીબ નરમાશવાલી બેહનની કદર સમજી શકું-છું, અને તેથી મને વધારે દુઃખ ઉપજે છે, અરે જો હમોને બેઉ જણને એક સરખીજ રીતે ઉછાર્યા હતે."

"જાલ, ગુલ કાંઈ વચનને વાસ્તે બોલ્યા કરે છે તેની કાંઈ તુંને ખબર છે?" દીનબાઈએ તેને પટાવીને પુછ્યું. તેણે જણાવ્યું કે તેને કશી ખબર ન હતી, પણ બોલ્યો કે જે દીવસથી તેઓ મરચંટ હાલમાં આવ્યાં હતાં તે દીવસથી ગુલે તેને દરેક ભુલની શીક્ષામાંથી જુદી જુદી રીતે બચાવી લીધો હતો, તેને તે વીશેના જુદા જુદા બનાવો કહ્યા. તેમાં પેલાં એક ભાગેલાં ફલાવર વાઝની પણ વાત હતી અને હવેજ દીનબાઈ તેણીની વારંવારની અજબ જેવી વર્તણુક સમજી શકયાં. મેહરજીભાઈના કહેવાથી ગુલપર તેણે જુદી જુદી વખત લખેલાં કાગલો તપાસ્યાં પણ તેણીએ છેલ્લાં એક સીવાય સઘલાં નાશ કીધાં હતાં. તે છેલ્લાં કાગલમાં એવું તો ભય ઉપજાવે તેવું હતું કે તે પોતે પણ તે વાંચીને ધ્રુજ્યો હતો. તે કાગલ દીનબાઈને વંચાવી હજુર પણ તેણીપર કાંઈ કલંક હોય તે દુર કરવાને તે ઈચ્છતો હતો.

દીનબાઈએ તે કાગલ વાંચ્યું અને ગુલને પંદરમું વરસ ઉગ્યા પછી જે જે ચાલ તેણીએ ચલાવી હતી તે તેવણને યાદ આવી અને પોતાના મનને ઠપકો દેવા લાગ્યાં. હવે તેવણે જાણ્યું કે ગુલે જાલપર કાગલ લખવાનું મુલતવી શું કામ રાખ્યું હતું, ત્યારપછી તેણી સીક શું કામ પડી હતી અને રખેને પોતાના બાપ્પિર કોઈ શક લઈ જાય એવું ધારી નોટ કયે દહાડે મલી હતી તે જણાવાને તેણીએ અખાડા કરયા કીધા હતા.

જાલને પોતાનાં માસી સાથની લાંબી વાત પછી ઘણો દીલાસો મલ્યો, પણ જોકે તેના ખોલાં દીલના પસ્તાવાથી દીનબાઈને તેને માટે આશા તો આવી તોપણ તેવણ પોતાનાં દીલને તેને માટે ઠપકો દેવા લાગ્યાં, અને દુઃખી દીલ સાથે ગુલની માવજત કરવા પાછાં તેના બીછાના આગલ ગયાં.

[સાંધણુ છે.] TWO OLD MAIDS.

વીએના શેહેરના એક બેરન સોલોમન ડી રોથસચાઈલડ વીશે એક સારી વાત કહેવાયલી છે. તેનો છોકરો જે ભાડુતી ગાડીઓમાં ઘણો ફરતો હતો તેને ગાડીવાલાને તેના દર કરતાં ચાર પાંચ ઘણા પૈસા આપવાની ટેવ હતી એક દીવસે બેરન સોલોમને ગાડી ભાડે લીધી અને ધારા પ્રમાણે પૈસા આપ્યા.

"સલામ સાહેબ," ગાડીવાલો બોલ્યો, "પણ તમારો છોકરો હમુને હમેશ ચાર પાંચ ઘણ આપે છે."

"હા" તે બેરને જવાબ દીધો. "તેના બાપ પાસે પૈસા છે, મારા બાપ પાસે નથી!"



# આ ળ સા ઈ.



એક જુવાન છોકરી, જેણી પોતાને ચઢતી સ્થીતીમાં જોતી હોવાથી કાંઈ પણ કામકાજ વગરની આળસુ જીંદગી પસાર કરવાને ચાહે છે, તેણીનાં કરતાં આ દુનીયામાં કોઈ બીજી વધારે દલગીર થવાજોગ ચીજ હશે નહી. ખુદરતે આપણાં જન્મથીજ દરેક કામ કરવાને આપણને શક્તીઓ બક્ષી છે. જીદગીની શરૂઆતમાં તેણી આપણને ખરે માર્ગે ચલાવનાર મીત્રોની મદદ આપે છે; અને જ્યારે જુવાનીની સહવાર પોતાનાં ચલકતાં કીરણોથી બચપણનાં અંધારાને દુર કરવા માંડે છે, ત્યારે તેણી આપણી શક્તીઓને આપણાં પોતાને હસ્તક સોંપે છે, અને જ્યાં સુધી જીંદગી ચાલુ છે ત્યાં સુધી તેમનો ઘટતો ઉપ્યોગ કરવા અને તેમાં સુધારો કરવા ફરમાવે છે; માટે આલસાઈ કરવી, એ ખુદરતનાં સૌથી પેહલા અને મુખ્ય કાયદાનો ભંગ કરવા બરાબર છે; જેણી આળસાઈ તરફ દોડી જાય છે, તેણીને ઘણું ખમતું પડે છે, કે જેમ સઘળાં જેઓ ખુદરત સાગે બળવો ઉઠાવે છે, તેમને ખમતું પડે છે. જીંદગી તેણીને એક બોજાસમાન થઈ પડે છે. પોતે અસુખી હોવાથી પોતાની આસપાસનાઓપર તેણી દુઃખનો વેલો ઉગાડે છે; જોકે ખોદાએ તો તેણીને સુખી થવાજ પેદા કીધી હતી. જેમ દોલત તેમજ સુખ પણ, તેણીનો વારસો થવો જોઈયે. તે સાહેબ કે જેણે આપણને સઘળાંને જન્મ હક તરીકે સુખ બક્ષયું છે, તેણે એવુંજ ઠરાવ્યું છે કે ઉદ્યોગ અને સુખ, બંને સાથેજ રહેવા જોઈયે; અને જે તેણે સાથે જોડયું છે, તે આપણ માણુસજાત કદીબી છુટું પાડી શકતાં નથી. આળસાઇથી દોલતને એક પીડા સમાન ગણવા માણુસજાતને બક્ષવામાં આવી નથી, પણ બીજાંઓના સુખ માટે ઉદ્યોગ કરી તેને એક આશીરવાદ તરીકે લેખવી જોઈયે.

જુવાન છોકરીઓનાં મનપર આએ વારંવાર ઠસાવવાનું ખોટું નથી. કે સ્કુલ છોડયા પછીના થોડાંક વર્ષ તેઓની જીંદગીનો એક અગતનો ભાગ રચે છે. પછીના વર્ષો કદાચ તેઓની બાહારની સ્થીતીમાં ઘણાં ફેરફારો કરશે, પણ તેમનાં ભવીષ્યનું ખરૂં સુખ અને તેમની સદગુણી ચાલચલણનો પાયો તો તેજ વરસોની ઉપર આધાર રાખે છે, કે જ્યારે જે ટેવ તેઓ હાંસલ કરે છે, જે ઈચ્છાઓ તેઓ તૃપ્ત કરે છે, જે જે ચોપડીઓ તેઓ વાંચે છે, અને જે જે મિત્રોની સોહબતમાં તેઓ ફરે છે-એ સઘળું કદીબી ન ભુશાય એવો છાપ તેઓનાં મગજપર પાડે છે. ગયલા અને ભવીષ્યનાં વખત કરતાં એ વખતે જોઈયે તે કરતાં વધુ શક્તી અને ચાલાકી તેઓ ધરાવે છે, માટે તેનો ઘટતો ઉપ્યોગ કરી બીજાંઓને એક આશીરવાદ સમાન થઈ પડવાનું તેમનાં પોતાના હાથમાં છે; જો તેમ ન કરતાં તેઓ તેને ખોટે માર્ગે વાપરે તો પછી આપણે એટલુંજ કહીશું કે એવી ઊચી શક્તીઓ ન ધરાવતે તો વધુ સારૂં.

મારાં જુવાન મિત્રો! બચપણ પછીનાં પેહલાં થોડાંક વર્ષોને તમો હસ્તક રહેલા એક કીમતી ખજાના તરીકે ગણજો, અને યાદ રાખજો કે સૌથી ચહડતી સ્થીતીમાંબી તમારી આ તો મુખ્ય ફરજ છે કે આળસાઈને તમારા સૌથી બુરા દુશમન તરીકે ગણી તેની સામે થવું.

વખતની બરોબર વેંહચણી ન કરવાથી ઘણાંક લોકો આળસાઈની સામે થઈ શકતાં નથી. નીયમીત વેંહચણી–આખી દુનિયાનો કાયદો છે. આપણે આપણી આસપાસના બોહલા દરીયાવમાં જોઈયે છીયે, કે ભરતી અને ઓટ ત્યાં પોતાનું નીયમત કામ કર્યાં જાય છે, આપણી આસપાસ ઉગતી વનસ્પતી પેદાવશમાં આપણે જોઇયે છીયે, કે તેઓ નીયમીત વખતે પોતાનાં ફળ આપે છે, અને જ્યારે આપણે ખુદરત પરથી ખુદરતનાં બનાવનારપર નજર કર્યે છીયે, ત્યારે આસમાન, સુર્ય, ચંદ્ર તથા આકાશી સેતારાઓની મીનીટે મીનીટની ગતીમાં આપણને વખતની નીયમીત વેંહચણી કરેલી માલમ પડે છે. એવી રીતે આપણા વખતની પણ વેંહચણી કરવાથી ખુદાના ઊંડાં ડહાપણને મલતા રહી આપણે ચાલ્યે છીયે. આવી રીતનું નીયમીત કામ પેહલાં કદાચ કઠણ લાગે, પણ જો આપણે ધ્યાન રાખી જોઈશું તો માલમ પડશે કે નીયમીત કામ કીધા પછી ભોગવેલી મજાહ ખરૂંજ સુખ આપે છે. આ તો આપણે યાદ રાખવુ જોઈયે કે, આપણી ફરજ બજાવતાં જેટલી મુશકેલીવાતો વધુ નડે છે, તેટલી જીંદગીની લડાઇ માટે જોઈતી હીંમત આપણે મેલવ્યે છીયે. "જે આપણી સામે થાય છે, તે આપણું બળ વધારે છે, આપણી સામે થનાર આપણને મદદ કરનાર છે."

સઘળી ફતેહ મેળવવા માટે જરૂરની કીમત અંત છે તે કાંઈ આપણી ભવીષ્યની ફતેહનો સ્વપ્નો નહી, પણ ચાલતી સ્થીતીમાં સુખ મેળવવાનો મોટો માર્ગ છે.

મેહનત વગરની ફતેહમાં કશું સુખ નથી. દોલત મેલવવામાં નહી, પણ તે માટે કરેલી મેહનતમાં, અને દુઃખ હોય તેને મટાડવામાંજ ખરેખર સુખ સમાયલું છે. માટે પ્યારી બેહનો, જો તમો તમારી સાથ સંબંધમાં આવનારાઓનો પ્યાર મેલવવા ચાહાતાં હોવો તો ઉદ્યોગ કરો, અને આળસાઈથી દુર રહેવો; બાહેરનો દેખાવ કેટલાંક નબલાં મનવાલાંઓને રાજી રાખવા પુરતો છે, પણ જો હમેશગીનું સુખ, અને કુટુંબનો પ્યાર મેલવવો હોય, તો ખરેખર આળસાઈથી તો દુરજ રહેવું જોઈયે.

D. S.



# એક રોમન શાહજાદીનો વરસાદે બંચાવેલો જાન.




સ૦ ૧૮૦૦ ની શરૂઆતમાં મેકસીકોના દરામણા જંગલમાંથી એક સતર વરસની બેહદ ખુબસુરત રોમન શાહજાદી જતી હતી. તેણીએ આતશીઆ રંગનો હીરાથી મઢી લીધેલો જભ્ભો પેહેર્યો હતો. તેણીનાં સુંદર માથાંપર આતશીઆ રંગની પાણુંથી મઢેલી મોતી ટોપી હતી, તેણીની સુંદર પટળી કમર પર એક મખમલનો કોઠલો લટકાવેલો હતો, અને બરફ જેવાં ગળાંપર એક કીમતી પાણુંનો નેકલેશ લટકતો હતો. તેણીના કસબી બાલનાં ઝુલફાં તેણીની ગરદનપર પડેલાં હતાં. પ્રીય બેહેનો, તેણી તવારીખમાં વખણાઈ ગયલા" રોમન" પાદશાહ ક્રોસેદીયશની નાની બેટી ઈવિટલીન હતી. તેણીને શીકારનો ઘણો શોખ હતો, તેથી વારંવાર પોતાની સાહેલીઓ સાથે શેકાર કરવા જંગલોમાં જતી હતી. આ વખત પણ તેણી શેકાર કરવા ઉતરી પડી હતી. ઈવટલીન એક સુંદર હરણીની પછવાડે લાગી હતી. તે સુંદર હરણી તેણીને અંહી ઘસડી લાવી હતી. તેણી થાકી ગયલી હોવાથી એક ઝાડની નીચે થાક ખાવા બેઠી. તેણીને પાણીની જબરી સોસ લાગેલી હોવાથી, તે પાણીના ઝરાની શોધ કરવા લાગી. પાણીના ઝરાનો અવાજ આવવાથી થોડે દુર ચાલી ઈવટલીને એક નીરમળ ઝરો જોયો. ત્યાંથી પાણી પી તેણી આશાયસ લેવા બેઠી, ત્યાં તેણી સુઈ ગઈ. થોડો વખ્ત રહી ત્યાંથી એક લુટારો પસાર થતો હતો, તે લુટારાને પાણીની તરશ લાગવાથી તે પેલા નીરમળ ઝરા આગળ આવ્યો, ત્યાં તેની બેહદ અજાયબી વચ્ચે એક અતીશય સુંદર ચેહેરાની બાનુંને ઝરાની આગળ સુતેલી જોઈ. તે લુટારો નીરદોષ ઈવિટલીન પંર અજાયબી સાથે ટીકતો ઉભો, તેટલાંજ તે જવાન શાહજાદી ઉઠી. પોતાની પાસ એક ઘાટકી દીલના મરદને ઉભેલો જોઈ, તેણી પેહેલાં ગભરાઈ ગઈ, પણ શમયસુચકતા વાપડી તેણીએ તે મરદને પુછ્યું, "તમો કોણ છો, અને અહીં શું કામ ઉભા રહ્યા છો" તે જવાન લુટારાએ નરમ અવાજે કહ્યું, "જવાન સુંદર અબળા, હું આએ જગલનો લુટારો છું, હું તારી ખુબસુરતીપર મોહીત પડયો છું, મેહેરબાન બાનુ, તું મારી સાથે આવે છે, હું તુંને રાણીનાં જેટલું સુખ આપી શકીશ."

"પારકા મરદ, હું તુંને બીલકુલ પીછાણતી નથી, એટલુંજ નહી પણ હું મારા પીતાની પરવાનગી વગર કોઈને ત્યાં જતી નથી, તે સારૂ હું માંગી લેતું છું કે, રાત પડેલી હોવાથી મને હવે જવા દે." "શું હું તુંને જવા દઉં, કધી નહી," તે લુટારાએ મોટા અવાજે બુમ પાડી, "નહી, નહી, નથી જવા દેવાનો, પાછું હું તુંને કહું છું કે, જો તું મારી સાથે આવશે તો તું ઘણી સુખી થશે, ને નહી આવશે તો આજ વખત તારો જાન લેવશ. તું જાણે છે કે હું કોણ છું, હું આ જંગલનો સરદાર છું, તેથી વહાલી બાનુ, તું મને નીરાશ ના કર."

ઈવટલીન ગુસ્સામાં બોલી, "જવાન સરદાર, તુંને ગમે તો મારો જાન લે, ફકત મેં સતર ઉનાળા જોયા છે. મને તારા જેવા એક ઘાટકી દીલના, નીચ નજરના લુટારાની બીલકુલ દરકાર નથી. સ્ત્રીઓ પાકદામાન ખાતર વખણાય છે, પણ મરદ, તું મારો જાન લે તેની ત્રણ ચાર મીનીટ આગમચ મને તે પાક કૃપાળુ કીરતારની પાસે બંદગી કરવાની રજા આપ." તેણીના છેલ્લા જુસ્સાદાર બોલવાથી તે ઘાટકી લુટારાપર અસર થઈ, તેણે તેણીને પોતાની સાથે આવવા ઘણી સહમજાવી, પણ નહી, તેણીએ તે લુટારાને ઘર જવા સાફ ના કહ્યું. તેણીને બંદગી કરવાનો વખત મલ્યો. રાત પડેલી હતી. જંગલમાં બધી બાજુએ અંધારૂં પડયું હતું. જંગલી જનાવરોના બીહામણા અવાજો આવતા હતા. ઇવટલીન બંદગી કરવા લાગી, તેણીએ દશ મીનીટવેર બંદગી ચાલુ રાખી. તે વખત શીયાળાની રૂતુ હોવાથી જરા જરા વરસાદનાં ઝાંપટાં પડયાં. તેણીએ પોતાનું ઝવેરાત ગળાંમાંથી કહાડી જમીનપર મુકયું. તેણીએ પેલાને જાન લેવાને સારૂ કહ્યું. હજુરતો તે માણુસ તેણીનું બીજું ઝવેરાત કહાડતો હતો, તેટલાંજ એક સખત તોફાન થયું, અને વરસાદનાં સખત ઝાપટાં પડયાં. તેણે પોતાની પીસતોલ લઈ નીરદોષ ઈવટલીનપર ટાંકી, અને ઓ ગજબ! તે પીસતોલનો એક સખત બાર થયો. તેણી ચીચયારી પાડી જમીનપર પડી. પેલો લુટારો તેણીને પડતી નાંખી, તેણીનું ઝવેરાત લઈ ચાલતો થયો. ઈવટલીન ખરેખર મરી ગઈ ન હતી, તેણી જરા દુર હોવાથી જ્યારે પીસતોલનો બાર થયો, ત્યારે તેણી તે જગાથી સેહેજ ખસી ગઈ. તેણીને સખત જખમ થયો હતો" તે જખમમાંથી" ઉંચાં કયાની ખાનદાનનું લોહી વેહેતું હતું. તેણી સુધમાં આવી, અને પોતાનો રૂમાલ કહાડી તે જખમપર બાંધીઓ, લોહી જતું બંધ પડયું. તેણીનાં ગજવાંમાં વેનીલની બાતલી હતી, તે બાતલીમાંથી તેણીએ થોડું વેનીલ પીધું. તેણીને વેનીલ પીધાથી જરા શકતી આવી. તેણીએ તે આખી બાતલી ખલાશ કીધી. તેણી પાછી સુધ ગઇ અને સહવારનાં સુંદર જંગલી પક્ષીઓના અવાજોથી જાગી ઉઠી. તેણીએ મોહડું તે નીરમલ ઝરાના પાણીથી ધોયું અને બેરીસના ઝાડોપરથી દશ અગયાર બેરીસ ખાધાં. તેણીએ તતાર થઈ પોતાના ઘોડાને થોડું ઘાસ નાખ્યું અને ઘોડાપર સવાર થઈ જંગલમાંથી ઘેર જવાનો રસ્તો શોધવા પડી. સહવાર ઘણી ખુશનુમા હતી, પક્ષીઓ સુંદર સરોદથી ગીત ગાતાં લીલાં ઝાડોપર

બેઠાં હતાં. તેણી થોડા કદમ પસાર થઈ કે એક સુંદર સફેદ ઘોડાપર એક ઇંગ્રેજ મરદને સવાર થઈ પસાર થતો જોયો. તેને જોઈ તેણીનાં દીલમાં ઉમેદ આવી. ઈવટલીને તે ગ્રહસ્થને પુછ્યું, "સાહેબ, કારદીફ કાસટલ તરફ જવાનો રસ્તો તમુને ખબર છે, ખબર હોય તો મને દેખાડશો, તમારો ઉપકાર થશે." "મોટી ખુશી સાથે બેહેન, પણ આપ કોણ છો." "હું રોમના શેહનશાહ કલેદીપસની નાહની બેટી છું. માહરૂં નામ ઈવટલીન છે." "આજે હું તમોને મળવાથી ઘણો ખુશી છું. ચાલો આપણે સાથે જઈયે." તેઓએ જંગલનો રસ્તો પસાર કીધો અને શેહરના રસ્તાપર પોંહોચ્યાં. થોડા કલાકમાં તેણીનો મેહેલ આવ્યો. તેણી પોતાનાં પીતાને ત્રણ દહાડે મળવાથી પુશકલ ખુશાલીમાં આવી હતી. તેણીનો પીતા અતીશે ખુશાલી સાથે તેને ભેટયો. તેણીએ પોતાનીપર પરેલું સંકત કહ્યું. એક પારકા મરદને હસતે ચેહેરે ઉભેલો જોઈ તેણીના પીતાએ ઈવતલીનને તે કોણ છે કરી પુછ્યું. તેણી ખુશીથી બોલી, "પ્યારા બાવા, મનેબી ખબર નથી કે એ દયાળુ ગ્રહસ્થ કોણ છે, તમેજ એવણુને પુછોની." "સાહેબ, આપ કોણ છો." "હું ઇંગલંડનો શાહજાદો ચારલસ પેહેલો છું. હું જંગલમાં શેકારે ગયો હતો, ત્યાં શીકાર ન મળવાથી હું પાછો ફરતો હતો તેટલાં મને આપના બેટી શાહજાદી ઈવટલીન મળ્યાં, પછી હું એવણુને ઘર પોંહોચાડવા આવ્યો." "હું શાહજાદાને મારો પહરોનો કરવા દીલથી ખુશી છું." કલેદીયસ હસતા ચેહરા સાથે બોલ્યો. શાહજાદો તેઓની સાથે ત્રણ દહાડા રહયો. છેલ્લે દહાડે તેણે કલેદીયસ પાસે ઈવટલીનને હાથની માંગણી કીધી, તે મોટી ખુશી સાથે સ્વીકારવામાં આવી. તેઓનાં લગન ભારી ધામધુમ સાથે ઇંગલંડમાં થયાં, પણ તેણીએ લગનનું સુખ લાંબી જીંદગી તલક ભોગવ્યું નહી. પરણુયા પછી છ મહીનામાં ભેજાંની સખત તાવ આવ્યાથી ઓગનીસ વરસની જવાન ઉમરે મરણ પામી. તેણીના મરણ પછી તેણીનો સસરો જેમસ પેહેલો મરણ પામયો અને તેનો ભરથાર રાજા થયો. તે ઈવટલીનના મરણ પછી વરસ દહાડે હેનરીએટા નામની ફ્રાન્સ દેશની શાહજાદી સાથે પરણુયો હતો.

નવાજબાઈ અ. શેઠ

---

**ફીડલ બનાવનારાઓનું એક શેહર**—આખી દુન્યામાં ફકત એકજ જગા છે કે જયાં વાયોલીન મોટા જથામાં બનતાં હોય. તે જગા તે આસપાસનાં ગામડાંઓ સાથનું 'મારકનુ કરચન' નામનું નાનું શેહર છે. ત્યાં બધા મલી ૧૫૦૦ માણુસની વસતી છે, જેઓ ફકત વાયોલીન બનાવવા સીવાય બીજું કાંઇ કામ કરતાં નથી. ત્યાંના લોકો નાનાં છોકરાંથી તે સફેદ બાલવાલા બુઘા માણુસ વેર તથા નાની છોકરીથી બુધી મમાઈ બપાઇઓ પણ સઘળાં ફીડલનો કોઈ ભાગ બનાવવામાં ગુંતાયલાં હોય છે.

---

એવું કહે છે કે ચીનાઓનું કાતરચું કદી ખીસી જતું નથી, પણ તે ખીસવાનું કારણ તેઓને શું મલે? કાપડયા અને દરજીઓના બીલો તેઓના દેશ...



# એક દરદી સીંહણ.



એક કઠીઆરો આફ્રીકા ખંડના જંગલમાં લાકડાં ફાડતો હતો. તેવામાં એક જબરી સીંહણ ત્યાં આવી લાગી, તેણીને જોતાંજ પેલા કઠીયારાના હોશ ઉડી ગયા, અને તેણે જોયું કે હવે જીવ જવાનો; એવા ધભરાટ ભરેલા વિચારમાં તે હતો, તેટલાંમાં તે સીંહણુ તેની છેક પાસે આવી લાગી, પણ તેનો ચેહરો બીહામણો અને ઘાતકી હોવાને બદલે દુઃખી થયલો અને નીરાશ માલમ પડયો. તે ઉપરથી પેલાને જરા હીંમત આવી કે કાંઈ ધારતી નથી. પેલી સીંહણે છેક પાસે આવીને પેહલાં તે કઠીઆરાને જોયો, વળી પાછી ફરી પોતાનાં શરીરને જોયું, ને વળી ચાલતી થઈ. એ પ્રમાણે ત્રણ ચાર ફેરા તે સીંહણે ખાધા, તે ઉપરથી પેલા કઠીઆરાને શક પડયો કે એ કાંઈ આડચણમાં આવી પડી છે, માટે મને મદદે બોલાવી લઈ જવા ઈચ્છે છે, તે ઉપરથી તે તેણીની સાથે ચાલ્યો. થોડુંક ચાલતાં એક મોહટું ઝાડ આવ્યું ત્યાં તે તુરત ઉભી રહી અને તેની ઉપર જોઈ ઘણા શોક ભરેલા અવાજે બુમો પાડવા માંડી. ત્યારે પેલા કઠીયારાને માલમ પડયું કે એક મોટો વાંદરો તે સીંહણુનાં એક નાનાં બચ્ચાંને ઊંચકી લઈને છેક ઝાડને મથાલેની ડાંખલી ઉપર બેઠો હતો, અને તે પેલાં બચ્ચાં સાથે તરેહવાર ગેલો તથા રમત કરતો હતો.

તે ઝાડ ઘણું મોટું હતું અને વાંદરો એટલો તો ઊંચે ચઢી બેઠો હતો કે, તેને નીચે ઉતારવાને જેમ પેલી સીંહણ અશક્ત હતી, તેમજ પેલો કઠીઆરો પણ અશક્ત થઈ પડયો હતો. અગર જો તે કઠીયારો ઝાડ ઉપર ચઢી પકડવા જતે તો તે વાંદરો એક ઝાડ ઉપરથી બીજાં અને બીજાં ઉપરથી ત્રીજાં એમ કુદયા કરતે, ને સાથે પેલું સીંહણનું બચ્ચું દુઃખી થતે; તેથી પેલા કઠીઆરાએ સેવટે એજ ઉપાય કીધો કે ઝાડ નીચેથી કાપી નાખવા માંડયું. કઠીયારો કામ કરતો હતો તે જાણે સીંહણ સમજતી હોય તેમ ચુપચુપ ઉભી રહીને જોયા કરતી. અંતે થોડેક વારે પેલો વાંદરો સીંહણનાં બચ્ચાં સાથે નીચે કુદી પડયો. જેવો તે જમીન ઉપર પડયો કે સીંહણે એક જોશ ભરેલી ત્રાપ મારી તેને ફાડી નાખ્યો, અને પોતાનાં બચ્ચાંને સાથે લઈ પેલા કઠીયારાને નમીને જાણે તેનો પાડ માનતી હોય એ પ્રમાણે ડોલ કરીને ત્યાંથી ચાલતી થઈ.

આવા દાખલાની હકીકતો જ્યારે આપણા જાણવામાં આવે છે ત્યારે આપણને એટલુંજ માલમ પડે છે કે પરમેશ્વરે માણસોને આ દુન્યામાં એકમેકને આધારે નાખેલાં છે.

શીરીન.



# રશીયન મેલો.



જો કોઈ રશીયન મુસાફ્રર પોતાને આગસ્ટ કે સપટેમબર માસમાં અસલી મનોરંજક મોસ્કો શેહેરમાં જોય, તો તેણે કદીબી આખી દુનિયાને જાણીતો થયલો નીજની નવગરોદનો મેલો જોવાની ટક ચુકવી જોઈયે નહી.

હાલની રેલવેએ દુરના શેહરોને નજદીક લાવી મેલ્યાથી તેનો અસલી દબદબો અને કેટલીક અગત્યતા ઓછી થઈ છે; વળી આગલી રૂઢીને બદલે યુરોપીયન રેવાજ દાખલ થવાથી પણ તેનીપરનો ભાવ ઘણો ઉતરી ગયો છે. એ સઘલું છતાંબી એ મોટા મેલાની મુલાકાત લેવાથી કદી ન ભુલાય એવી ખુશાલ યાદ આપણાં મનમાં રહી જાય છે. એક મુસાફ્રર, જેણે આગસ્ટ મહીનામાં એક દીવસ તે મેલામાં ગુજાર્યો હતો, તે તેને માટે નીચલો હેવાલ આપે છે:—

"નીજની નવગરોદ મોસ્કોથી પુર્વે તરફ ૨૭૩ માઈલને છેટે આવેલું છે. શેહરમાં કેટલાંક હોટલો છે, પણ તે માટે કાંઈ હમે સારૂં સાંભળેલું ન હતું; વળી મેલાને દીને તેઓ ભરાઈ ગયલાં હોવાથી બાનુંઓને લાયકની ઉતારાની જગો ન હતી; માટે હમે રાતની ત્રેનમાં મુસાફ્રરી કરીને બીજે દીવસ મેલામાં ગુજારવાનો, તથા તેજ રાત્રે પાછાં મોસ્કો ઉપડવાનો ઠરાવ કર્યો.

એક "ફાસ્ટ ત્રેન" રાતના સાહડાં આઠ વાગે મોસ્કોથી ઉપડી, જે અમને તેર કલાકમાં ૨૭૩ માઈલ લઈ આવી. હું ધારૂં છું કે એટલી મુસાફ્રરી આપણે ઈંગલંડમાં તો ૭ કલાકમાં કાપી શકીયે.

સ્ટેશન શેહરથી દુર હોવાને સબબે અમો હોટેલની ચાર ઘોડા જોડેલી ઓમ્નીબસમાં ગયાં. અત્રેના સ્ટેશનોપર એક નવાઇ જેવો દેખાવ આપણાં જોવામાં આવે છે. પ્લાટફોર્મના દરેક છેડા તરફ ચાર પાંચ સ્ત્રીઓ મોહડું ધોવા તાજું પાણી, સાબુ અને તુવાલો લઈ તૈયાર ઉભી હોય છે. ચાહેનાં કપ કરતાં પણ તેથી અમો વધુ તાજાં થયાં; જોકે રશીયાની ચા તો ઘણી સરસ છે, અને વળી ધીમે ધીમે પીવાની પણ આપંણને ટક મળે છે, કારણ કે રશીયામાં કાંઈ વખતની કદર બુજવામાં આવતી નથી. ગાડી દર સ્ટેશનપર દસ-વીસ મીનીટ ઉભીં રહે છે, માટે ઈંગલંડની માફ્રક અંહી કાંઈ ખટપટ ગડબડ કરવી પડતી નથી.

લાંબા કંટાલા ભરેલા વખત પછી અમો નીજની નવગરોદના સ્ટેશનપર આવી પોહચ્યાં, અને સારી પેઠે નાસ્તો લીધા બાદ મેલો જોવા જવા માટે અમુને ખડબચડા, ધુરવાલા, અને ફરસબંધી વગરના મોહલ્લાઓમાંથી પસાર થવું પડયું. રસ્તા ઉપરનાં ઘરો નીચાં, એક માળના, લાકડાંના બાંધેલાં અને ગરીબાઈનો છાપ બતાવતાં હતાં. અંતે હમો મેલા આગળ આવી પોંહચ્યાં. એ મોટાં બજારનો એક ભાગ નાનાં ટાપુપર આવેલો છે, પણ દુકાનોની હાર તો તેથીબી બહાર લંબાયલી હોય છે. મેલામાં દાખલ થતાંજ ત્યાંના ગવરનરનું ઘર હમારા દીઠામાં આવ્યું, જ્યાં દહાડામાં કેટલીક વખત બેન્ડ વાગતું હતું. જુદી જુદી જણસોનાં જુદા જુદા સ્ટાલોનો દેખાવ "પેલેસ રોયલ" ને મળતો આવતો હતો. ઘણી ખરી દુકાનોપર વેચનારા ફ્રેન્ચો અને જર્મનો હતા, અને વળી વેચવાની ચીજોપરથી બ્રસેલ્સ, પેરીસ અને લંડનના ત્રેડમાર્ક જોવામાં આવતા હતા. કેટલેક ઠેકાણે રશીયન ફ્રર, ટોપીઓ, અને ચામડાં વેચાતાં હતાં, કેટલાક સ્ટાલોપર સાઈબીર્યાનાં પથરના ઘહરેણાં, પુર્વ તરફ્રનું વણેલું કાપડ, આર્મીનીયાની રૂપેરી જણસો, સઘળી જાતની ફ્રૂટો, અને રીફ્રેશમેન્ટ જોવામાં આવતું હતું.

અત્રે મુસાફ્રરોને ખરીદી કરતાં ઠગાઈની સામે તૈયાર રહેવાની ઘણી જરૂરીયાત છે. એક ચીજ આપણે ખરીદવા પછી તેની કહેલી કીમત કરતાં બેવડી તેવડી વધારી દેવી એ તો અત્રે હમે સાધારણ ઠગાઈ જોઈ, પણ એ મુશકેલી તાલવા માટે તેઓ પાસે હમે કીંમત પેહલેથી લખાવી લેવાનો ઠરાવ કર્યો. ત્યાં ગડબડ અને ધાંધલ એટલી બધી થતી હતી કે કેઈ બાજુ ફરવું તે હમોને સુજ પડયું નહી. મેલાનો એક ભાગ ચાહેનાં વેચાંણ માટે જુદો રાખવામાં આવ્યો હતો. ત્યાં સઘલું ચીનાઇજ દીસતું હતું, અને વળી તેનું નામ પણ "ચીનાઈ શેહર" હતું. અગાઉનાં વખતમાં અંહી ચીનાઓ જહાબંધ આવ્યા હતા, હમણાં તો તેઓ કોઈ નજરે પડયા નહી, જોકે યાહુડીઓ, સરકેશીયનો, આર્મીનીયનો અને મોગલો ઉપરાંત યુરોપના રહેવાશીઓ સંખ્યાબંધ નજરે પડતા હતા.

ચીનાઈ શેહર છોડી આપણે મેલાના બીજા ભાગોમાં દાખલ થઈયે છીયે, જ્યાં સસ્તી ચોપડીઓ, પીકચરો, લાકડાંના બોલો, બલગેર્યાનું ભરતકામ, ઈરાંનના ગાલીચા, પેરીસના જવેરાતો, હાથીદંત, કેરબો, ખુશબોદાર સાબુ, મીનબતીઓ અને દીવાના સુંદર ફાનસો તથા બીજી કાંઈ હજારો ચીજો વેચાતી હતી.

એવું કહેવાય છે કે એ મેલા પાછળ દર વર્ષે ૧૬૦૦૦૦૦ પૌંડ ખરચ થાય છે. ઘણો ખરો માલ વોલગા નદીને રસ્તેથી લાવવામાં આવે છે, કે જે આગસ્ટ અને સપટેમબર માસમાં હમણાનાં વખતની સ્ટીમરો અને બોટોથી ભરાયલી દીસે છે.

જ્યારે અમે સઘલું જોઈ વલ્યા, અને અમારી કોથલીઓ ખાલી થવા આવી, ત્યારે લોકોનાં ટોળાં અને લલચાવનારી દુકાનો આગળથી દલગીરીથી બાહર નીકલ્યાં કે એ દહાડો ઘણો ઝડપથી પસાર થઈ ગયો હતો. થોડુંક રીફ્રેશમેન્ટ લઈ સાડા આઠ વાગે મોસ્કો છોડયા પછી બરોબર ચોવીસ કલાકે તે ગડબડવાલો મોટો મેલો છોડી ઉન્હાલાની અંધારી રાતે અમારી ઉતારાની જગોએ આવવા ઉપડયાં.

Ruby.



# લગનની આગમચ પુછવામાં આવતા સવાલ જવાબો.

માયજી—"દીકરી, હવે તું જલદીથી પરણવાની છે, અને ઘરખટલો તુંને ચલાવવો પડશે, વાસ્તે હું તુંને સુચના કરૂં છું કે દરરોજ થોડા કલાક તારે રાંધણીમાં જવું." દીકરી: "હાંવ માયજી, હું તો ખાતરીથી કહું છું કે, જો હમારનો વીચાર મને પોતાનું ખાણું પકાવવાને વાસ્તે કાંઈ પરણવાનો નથી." માયજી: "પણ દીકરી, રાંધણીમાંની કેટલીક ચીજોનું જ્ઞાન મેળવ્યાથી, તારા ચાકરોને ધમકાવવામાં તુંને ઘણી મદદ મળશે."

Conversation Reported.

પરણવાનું ઘણું સેહેલું છે; પણ ઘરખટલો ચલાવવાનું ઘણું બારી છે, અને જે સ્ત્રીઓ લગનની ફરજોને માટે પોતાને તૈયાર કરયા અગાઉ પરણે છે, તેઓના વરો મોડેથી નીચલી કહેવતનું સચ્ચાઈપણું શોધી કહાડે છે કે, "જેમ એક હથીયારનો બાકસ એક માણસને વાસ્તે ખરીદવાથી તમે તેને સારો સુથાર બનાવી શકશો નહી, તેજ માફક તમારો બાયડીનાં આંગળીપર સુનાની વીટી પેહેરાવ્યાથી તમે તેણીને એક સારી ઘરધણીઆણી બનાવી શકશો નહી."

Anonymous.




**ગનની** અગાઉ પુછવામાં આવતા સવાલ જવાબો," એ નામનું એક ચીત્ર ન્યુ યોર્કનાં સંગ્રહસ્થાનમાં જોવા મુકેલું છે. તે ચીતાર બેલજીયમનાં એક ખેડુતનાં ઘરની રાંધણીનો છે. એક બુઢો પાદરી એક મોટી ખુરશીપર બેસી એક શરમાલ અને મુર્ખ વરરાજાને સવાલો પુછે છે. તેનેથી થોડેક દુર તેની પસંદ કીધેલી સ્ત્રી પોતાના ભવીષના ભરથાર તરફ જોતી ધ્રુજતી બેઠેલી છે; અને તેની પરીક્ષાનાં પરીણામની આતુરતાથી રાહ જોય છે. તેણી તે વરરાજાને પુછવામાં આવતા સવાલોના જવાબમાં ઘણી ખુશીથી મદદ કરે, પણ તે પાદરી તેણીની ઉપર ઘણી તીક્ષણ નજર રાખે છે. તે છોકરીની માતા તે ધર્મગુરૂને વાસ્તે કાંઈ ભોજન બનાવાને અને લગનની બીજી કેટલીક તૈયારીઓ કરવાની અંદર ગુંટાયલી છે, અને પોતાની આસપાસના બનાવો જે તેણી સમજતી નથી, તેની ઉપર કાંઈ પણ ધ્યાન આપતી જણાતી નથી. આએ ચીતારને નીચલું નામ આપવામાં આવ્યું છે! "બેલજીયમ ધારા પ્રમાણે, લગનની અગાઉ પુછવામાં આવતા સવાલ જવાબો, જે રાજ્યની તેમજ લગનની સલામતી માટે ઘણા અગત્યના છે."

ખચીતજ, બેલજીયન લોકોના આએ ઘણાં ડહાપણ ભરેલા કાયદાઓ છે, જે લગનની આગમચ કોઈબી જાતની તૈયારી થવી જોઈએ એમ સુચવે છે–જેમકે આવું ગંભીર કામ માથે લેવા અગાઉ, જુવાન માણસોએ એક બીજા તરફ કેવી રીતે વર્તવું તે સમજવું જોઈયે, અથવા બીજા બોલોમાં બોલીયે તો ખોદા અને પડોસીઓ તરફની તેઓની ફરજો પેહલાં શીખવી જોઈયે. ઉપલાં ચીત્રની અંદર વરરાજા તેને પુછેલા સવાલો વીશેનું જ્ઞાન કેટલુ ધરાવે છે તેજ ફકત જાણવાને તે પાદરી ઘણો આતુર જણાય છે, પણ આએ પ્રકરણની અંદર તો કેટલીક તૈયારીઓ, જે પરણતી કન્યા માટે થવી જોઈયે, તે વીશે અમે બોલવા માંગીયે છઈયે અને હઈયાં મીસીસ હીવુડે એક જુવાન બાનુંને કહેલા વીવેકી શબ્દો ઉતારી લઈયે છઈયે, જે જુવાન બાનું એમજ સમજતી હતી કે પરણ્યા અગાઉ પુછવામાં આવતા સવાલ જવાબો, તથા કોઈબી જાતની બીજી તૈયારીઓ ફોકટની હતી. "હા!" મીસીસ હીવુડ કહે છે, "તમે એમજ ધારો છો કે જેમ એક બતક પાણી તરફ ખેંચાઈ અંદર ગોતાં ખાયા કરે છે તેજ માફક એક સ્ત્રી પણ ઘર સંસારી કામો તરફ ખેંચાઈ તેમાં ગોતાં ખાયા કરે છે. ઘણોજ ભુલ ભરેલો વીચાર! ઘર કેમ રાખવું તે બીજી ચીજોની માફક આપણને શીખવું જોઈયે, અને જેઓ પરણવાની અગાઉ શીખતાં નથી, તેઓને પછવાડેથી શીખવાની ફરજ પડે છે, અથવા તો તેઓની આખી જીંદગી ગડબડ ગોટાલામાં પસાર કરે છે, જેવી હાલત ઘણાંઓની હોય છે. 'કુદકો મારો તેની અગાઉ જોજો,' એ જુવાન બાનુંઓને મારી શીખામણ છે. તેઓ દરેક પરણવાની હોંસ રાખે છે, પણ હું જાણવા માગું છું કે કેટલાં જણ કઈ ચીજ તેણીઓને સારી ઘરધણીયાંણી બનાવશે તે શીખવાની કોશેશ કરે છે?"

દીકરી (નીશાળેથી ઘર આવીને): "હવે, બાવાજી તમે સંતોષ પામ્યા કે? જુવો મારી સરટીફીકેટ. અરથ શાસ્ત્ર, સંતોષ ઉપજાવનારૂં; મ્યુઝીક અને ડ્રોઈંગ ઘણુંજ સારૂં; ન્યાયશાસ્ત્ર ઉતમ!"

બાવાજી: "ઘણોજ ખુશી છું, મારી દીકરી, મુખ્ય કરીને તારાં ભવીષને માટે. જો તારો ભવીષનો ભરથાર થોડું પણ ઘરસંસારી કામ, જેવું કે રાંધવાનું, ઘરખટલો ચલાવવાનું અને સીવવાનું, જાણનો હશે તો તારી પરણેલી જીંદગી ખરેખર સુખી થશે!"

જ્યાં સુધી છોકરીઓને તેઓની "ઊંચી કેળવણી" ની સાથે ઘરસંસારી ફરજો શીખવવામાં આવશે ત્યાં સુધી અમે તેણીઓને અપાતી "ઊંચી કેળવણી" ની સામે બોલશું નહી. બધીજ છોડીઓ કાંઈ પૈસાવાલા માણસો સાથ પરણતી નથી, અથવા તો હાલના જમાનાની અચોકસ હાલતને લીધે તેઓનાં ભવીષને માટે તેઓ ચોકસ નથી, પણ આજે જે માણસો પૈસાવાલામાં ખપે છે તેઓ થોડાં વરસમાં ગરીબ અને પૈસાને માટે કઠણ મેહનત કરનારાં થશે; અને ખચીતજ આવી વખતે તેઓની પોતાની સ્ત્રીઓ, જેણીઓને પોતાનાં ઘરની ધણીયાંણીઓ તેઓએ બનાવી છે, તેઓ તરફથી દરેક પ્રકારની મદદ લેવાનો તેઓને પુરતો હક છે.

એક જુવાન બાનું કે જેણી પોતાની ફરજો માટે તૈયાર થવા અગાઊ લગનના મુશકેલ ગાંઠથી જોડાઈ જે ગુચવાડો પોતાની આસપાસ ઉતપન કરે છે, તે વીશે બોલતાં "મીસીસ વોરને" પોતાની ચોપડીમાં જે લખ્યું છે તેમાંથી થોડાક શીખામણનાં બોલો અમે અત્રે ઉતારી લઈયે છીયે, જે કદાચ અમારાં વાંચનારાંઓને ઉપયોગી થઈ પડશે. "હજારો પુરૂષો અને સ્ત્રીઓ પરણે છે અને થોડા વખતમાં એકમેકમાં નાપસંદગી ઉતપન થવાથી છુટાં પડે છે, ફકત તેના કારણોમાં પોતાનું ઘર થોડી આવકમાં નહી ચલાવી શકવાનું તે સ્ત્રીનું અજ્ઞાનપણું અને પોતાના ધણીને કઈ ચીજેથી ખુશી કરવો, કે જેથી તે બાહરની મોજ શોધતો અટકે, તે વીશેનું તેણીનું બીજું મોટું અજ્ઞાણપણું છે. બેદરકાર અને ઉડાઊ ખરચો જે એક માણસને ભટકતો બનાવે છે, તે તેની જુવાન બાયડીની અધુરી કેળવણીનું પરીણામ છે. જો અમારા બોલો માતાઓ ઉપર અસર કરે તો અમે એવી સુચના કરશું કે એક છોડીને તેની હાલતને છાજતી જરૂરની નીશાળની કેળવણી આપ્યા પછી, તેણીને ઘરસંસારી હુંનર થોડો થોડો રોજ શીખવવો જોઈયે, અને નાનાં બચ્ચાંઓને તથા ચાકરોને કેવી રીતે હુકમમાં રાખવા તે વીશેનું મુશકેલ જ્ઞાન પણ તેણીઓને આપવું જોઈયે."

ફેની કેંબલ (મીસીસ બતલર) નામની એક જુવાન બાનું અમેરીકાથી પોતાની એક સહીને નીચે પ્રમાણે લખે છેઃ— "હું મને પોતાને ઠપકો આપું છું, અને બીજાંનેબી ઠપકો આપુંછું, અને ખરાં દીલથી પસ્તાવો કરૂં છું કે ફ્રેંચ અને મ્યુઝીક શીખવાને બદલે, ઘર સંસારી બાબદો, અને આઠ માણસોના એક કુટુંબને વાસતે દર અઠવાડીએ કેટલો આટો, ઘી, ચોખા, ઈંડાં, દુધ, ખાંડ, અને ગોસ જોઈયે તે હું શીખી નહીં." ફ્રેંચ અને મ્યુઝીક શીખવાની સાથેજ આએ ઘરસંસારી બધી ચીજો કાંય નહીં શીખાય તેનું કશું કારણ હમે જોતાં નથી.

"Who will marry you, my pretty maid?"
"Advanced women don't marry, sir!" she said.

ઓકસફર્ડની વગર અર્થની કવીતાઓમાંની ઉપલી એકનો હમે અતરે ભયંકાર અર્થે ઉઠાડીયે છઇયે. જો કે હુશીયાર અને શીખેલી છોકરીઓ નહી પરણે તો તેઓને માટે તે ઘણું દયા ઉપજાવવા જોગ થઈ પડે, તે છતાં પુરૂષો એવી સ્ત્રીઓ, એટલે કે જે લોકોને ઘરની ફરજો સીવાય દરેક ચીજનું જ્ઞાન હોય, તેઓ સાથ નહી પરણે તો ફાયદાકારક થઈ પડે.

"ફ્રાન્સીસકો" ની સુંદર કથા તમે કદાચ વાંચી હશે. દંતકથા કહે છે કે, તેણી રોમની એક મોટાં અમીરી ખાનદાનની બાનુ હતી, જેણી રાજવંશી ઠાકમાઠ અને દબદબામાં ઉધરેલી હોવા છતાં અતીશય સાદી હતી. દરરોજ ચોકસ વખતે તેણી ખોદાની બંદગી કરતી હતી, પણ જો તે વખતેબી તેણીને બોલાવવામાં આવતી હતી (જેમ વારે ઘડીએ કરવામાં આવતું હતું), તો તેણી ખુશ સ્વભાવે ત્યાંથી જતી હતી અને કહેતી હતી કે, "એક ધણીયાણી અને માતાને જ્યારે બોલાવવામાં આવે, ત્યારે તેણીએ પોતાના ખોદાને ભક્તી કરવાની જગા આગળ છોડી દઈ, ઘરનાં કામકાજોની અંદર તે પરવરદેગારને શોધવો જોઈયે."

જે બાનુંઓ દેવળમાં ભક્તી કરવા રોજ જાય છે, અને તેમ કરતાં વારંવાર પોતાના ધણી તથા છોકરાંઓ, કે જેઓ ઉપર પેહલું ધ્યાન આપવું જોઈયે, તેઓ તરફ બેદરકાર બને છે, તેણીઓના કરતાં "ફ્રાન્સીસકા" ના ધર્મ સંબંધી વીચારો વધારે સાચ્ચા હતા. "તમે આજે દેવળમાં ગયાં હતાં કે?" એક બાનુંએ બીજીને સવાલ પુછયો, "છોકરાંઓને કેવી રીતે કેળવવાં, તે વીષય ઉપર એક ઘણું સુંદર ભાષણ આજે આપવામાં આવ્યું હતું." "નહી," તેણીએ જવાબ આપ્યો, "હું ઘરમાંજ રહીને તે કામ બજાવતી હતી." ખચીતજ ધર્મ વગરની એક સ્ત્રી આએ દુન્યામાં એક બદસુરત ઓરતની માફક છે, કે જેણી પરણવાને અથવા કાંઈ પણ સારૂં કામકાજ કરવાને તદન નાલાયક છે; પણ સખાવતની માફક તે ઘરથીજ શરૂ થવું જોઈયે.

અલબતાં હમે કાંઈ એમ નથી કહેવા માંગતા કે એક છોકરીએ ફકત ઘરના કામકાજોને માટેજ પોતાને કેળવવી જોઈયે, પણ તેણી જેબી કાંઈ શીખે તે બરાબર ચોકસ તેણીએ શીખવું જોઇયે. એક સ્ત્રી પોતાનાં ભરથારને પોતે મેલવેલાં ચોકસ જ્ઞાનથી મદદ કરે છે, પણ જે ચીજનું અધુરૂં જ્ઞાન તેણીએ મેલવેલું હોય છે, અથવા તો જે ચીજ તેણી સમજતી નથી, તેમાં તેણી તેને ફકત ખીજવે છે, મુળતત્વનું જ્ઞાન ઉપયોગી થઈ પડે છે; ઉપર તપકેનું મેલવેલું જ્ઞાન માણસને ગેર રસ્તે લઇ જાય છે.

છોકરીઓની નીશાળની એક વડી શીક્ષક એક દીવસે ૧૩ વરસની એક ચપલ છોકરીને તેણીનાં આલસુપણાને લીધે અને અભ્યાસ તરફ પુષ્કલ બેદરકારી બતલાવવાને લીધે, શીખામણ આપતી હતી. ઈંગલીશ અને ફ્રેંચ ભાષા શીખવા ઉપર તેણી તદનજ બેદરકાર રહેતી હતી, અને હીસાબ અને સાયનસને તો તેણી દેખઈતી રીતે ધીકારતી હતી. તેણીની આવી બેદરકારી ઉપર ટીકા કીધા પછી, તે વડી નીશાળની શીક્ષક, કે જેણી એક કુમારી સ્ત્રી હતી, તેણે તે જુવાન છોકરી ભવીષમાં આગળ ચાલતાં શું કરશે તે સવાલ કહાડયો. "તારાં મગજને સુધારવાનું કેટલું અગત્યનું છે તે વીશે વીચાર કર, મારી પ્યારી છોકરી, કે જેથી જીંદગીની લડાઈને વાસતે તુંને લાયક થવાને બની આવે," તેવણ બોલ્યાં. "જીંદગીની લડાઈ!" તે છોકરીએ જવાબ આપ્યો, "હું કાંઈ તમુંને સમજતી નથી, મીસ પી. તમે શું જાણતાં નથી કે હું પરણવાની છું?" આએ કાંઈ ૧૩ વરસની છોકરીને માટે ખરાબ નહી કહેવાય, પણ આપણી છોકરીઓનાં મગજ કઈ ચીજ તરફ દોડે છે તે આએ દેખાડી આપે છે. કદાચ તે કુટુંબનાં કોઈ માણસના બેદરકાર બોલો તેણીનાં સાંભલવામાં આવ્યાથી આએ વીચાર તે જુવાન

મગજમાં દાખલ થયો હશે પણ આએ જાતની છોકરીઓની ખાતરી કરવાને વાસ્તે મને કેહવા દેવો, કે ધારો કે તમો પરણુવાનાંથી હોવો તો, તમારા ભવીષના ભરથારોને માટે, તમારૂં અજ્ઞાનપણું કાંઈ ઘણો મનપસંદ લગનનો હીસ્સો કહેવાશે નહીં. ફક્ત એક જણ કે જેને તેણી પ્યારને ખાતર પરણે છે, તેને ખાતર એક છોકરીએ પોતાનો અને પોતાની સંધી કુદરતી શકતીનો બની શકે તેટલો સારો ઉપયોગ કરવો જોઇયે. આપણે જાણુયે છઈયે કે ફક્ત શીખવાથીજ કાંઇ સારી ઘરધણીયાણી થવાતું નથી, તેજ માફક અજ્ઞાનપણું પણ સારી ઘરધણીયાણી બનાવતું નથી, અને આપણુને આપણું સુખ એક વગર કેળવાયલી સ્ત્રી કે જેણીનું મગજ એક વગર ખેડેલા બાગની માફક હોય છે તેની સાથ અજમાવ્યા કરતાં એક કેળવાયલી સ્ત્રી કે જેણીની મગજ શકતી ખીલવવામાં આવી હોય છે, તેની સાથ અજમાવવાનું વધારે પસંદ કરીયે છઈયે. એક ઘરધણીયાણીએ પોતાના ધણી તેમજ તેના દોસ્તો સાથે હુશીયારીથી વાતચીત કરવાને શકતીવાન થવું જોઈયે, અને તેમ કરવા માટે તેણીએ સામાન્ય ખબર રાખવી જોઈયે, કારણ તેણીએ ફક્ત ચોપડીનુંજ જ્ઞાન મેળવેલું છે એમ દેખાડવું નહીં, પણ કુદરતી હુશીયારી તેણીનામાં છે એમ દેખાડવું જોઈયે.

કોઈબી સારા ગુણો કે જે આપણુને ધણી તથા છોકરાંઓ માટે ઘર ખેંચાન કરનારૂં બનાવવાને મદદ કરી શકે, તેવી ચીજો ખીલવવાની ઘણી અગત છે. સારો સ્વભાવ અને દરેક ચીજની ચલકતી બાજુએ જોવાની ટેવ રાખવી ઘણી સારી છે.

એક સારી ધણીયાણી પોતાના વ્યવહારમાં હમેશાં સભ્યતા ભરેલી, નરમાશવાળી અને મધુર હોય છે. તેણી એક સાદી સ્ત્રી હશે, પણ બીજાનું દીલ હમેશાં જીતી લેવાની તેણી કાળજી રાખે છે. તેણીનો પેહલો વીચાર–ખુશ સ્વભાવનો બુરખો જે સ્ત્રીઓએ હમેશાં પેહરી રાખવો જોઈયે, તે કદીબી ખોલી નાખવો નહી, એવો હોય છે. તેણી જાણે છે કે જો તેનાં ધણીની ફરજ પૈસા કમાવાની છે, તો તેણીની ફરજ તેને માટે જીંદગીને ખુશ અને શોભીતી બનાવાની છે. તેણીની હમેશની મુરાદ સુખ આપવાની, પસદ પડતું થઈ પડવાની, અને મલતાવડું થવાની છે, અને એ પ્રમાણે તેણી ઘર સુખી કરવાને ફતેહમંદ નીવડે છે કે જે "માણુસાઈ જીંદગીનો ખરો રસ અને ઉમદામાં ઉમદા નસુનો છે."

વીદ્વાન માણુસો કેટલીક વખતે ફરીયાદ કરે છે કે તેઓની બાયડીઓ તેઓનાં કામ માટે વારંવાર અદેખાઈ બતાવે છે. એક ફીલસુફ વીશે કહે છે કે, તેણે ત્રણ વરસ સુધી નીચેથી ઉંચું જોયું નહી હતું, કે રખેને તેની નજર કોઈ સ્ત્રી ઉપર પડે. આએ ગરીબ બીચારાએ ખરેખર કોઈ સ્ત્રીના ખરાબ ખવાસથી ઘણું ખમેલું હોવું જોઈયે. આએ સાધારણ મગજોની સાધારણ ભુલો છે. એક સ્ત્રીએ પોતાના ધણીએ ચીતારેલું એક પીકચર અદેખાઈનાં ઝનુની જોશમાં ફાડી નાખ્યું હતું; એક બીજીએ જ્યારે તેનો ધણી કે જે એક ગ્રંથકર્તા હતો, તે લખવા બેસે ત્યારે હંમેશાં પીયાનાપર Scales વજાડયા કરવું એવો ઠેરાવ કીધો હતો, અને એક બીજી (જો કે આવી ધાટકી અદેખાઈ તો કદાચજ ખરી માની શકાય) ને વાસ્તે કહે છે કે, જ્યારે તેનો કવી વર પોતાની સુંદર કવીતા પુરી કરવાની કોશેસ કરતો હોય, ત્યારે તેજ ઓરડામાં તેણી ધીમેથી ગીત ગાયા કરતી હતી. આએ સંધું તેણીઓને ભુલી જવામાં આવી છે, એવા ખોટા વીચારોથી ઉપજતી અદેખાઈ અને અદાવતનું પરીણામ હતું.

લગનની આગમચના વખતને છોકરીઓએ ફક્ત સુંદર પોશાકો ખરીદવામાં અને બનાવવામાં રોકવાને બદલે વધારે સારી રીતે રોકવો જોઇયે. જો અદરાયા પછી પણ છોકરીઓ ઘર સંસારી કેળવણી લેવાની કોશેસ કરે, તો દુન્યાને ઘણો ફાયદો થાય. ઘણુંઓ લગનમાં તેઓની જેહમત અને મેહનતનો અંત આવેલો સમજે છે, જ્યારે ખરેખર તો તેની શરૂઆત થાય છે. ધંધા રોજગારની માફક પરણ્યા અગાઉ પણ પોતાની ફરજો માટે તૈયાર રહેવું જોઈયે, એ વીચાર હસવા જોગ લાગશે, પણ હું ખાતરીથી કહું છું કે, જો તેમ કરવામાં આવે તો ઘણી દલગીરી અને બળાપો આએ દુન્યામાંથી ઓછો થાય.

**દીનબાઈ.**

## રાંધવાને લગતું.

**લેમન પફ**—ત્રણ ઇંડાંની સફેદીને એક વાસણમાં નાખી હીલવ હીલવ કરી તેનો ખુબ ફફ ચહડાવવો, પછી તેમાં એક લીંબુનો રશ નીચવી બે લીંબુની બારીક ખમણેલી છાલ નાખવી, અને તે ઘટ થાય એટલે તેમાં ચારેલી સફેદ ખાંડ નાખી મેલવવું. પછી માખણ લગાડેલાં કાગજ પર એમાંથી ચમચાએ કરી જરા જરા દુર બેટકાં નાખવાં; પછી ઘણીજ ધીમી ભઠ્ઠીમાં ભુંજવા મુકવું.

**શીરીન.**

**સ્વાદીષ્ટ કલેજી**—બકરાની કલેજી નંગ એક લઈ તેના વજનના નાધલા કટકા કરી તેને ત્રણ વખત પાણીથી ધોવી; તેમાં નીમખ અરધી ચમચી, હળદ અરધી ચમચી, ધાના જીરૂં કુંટેલું એક ચમચી, તેમજ જે મુજબ આપણે કરીમાં ભુજેલું કોપરૂં, ભુજેલો કાંદો, ભુજેલી ચણાની દાળ, ખસખસ વીગેરે નાખયે છીયે, તેમ બધો મસાળો બારીક પીશીને નાંખવો, તમારા તેસ્ત મુજબ મરચાં છુંદીને નાખવાં, એક તપીલીમાં અરધો પાવ ઘી ચુલ્લાપર મુકવું અને ઘી ગરમ થાય કે પેલી કલેજી તેમજ સર્વે મસાળો નાંખવો અને તેને ચમચથી ચારવવું. કલેજી તતરે કે એક પાઈનત પાણી રેડવું અને તેને ધીમી આંચે થવા દેવું. પાણી સુકઈને કલેજી ઘી પર આવે કે ઉતારવું. સુકાં મરચાંની ભુકી વધારે નાંખવાથી સારો તેસ્ત આપશે.

**મીસીસ કોલીબાઈ જહાંગીરશાહ જાલ.**





# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૨૩ મું.




ખ્ત હૈયાંના તેના ઉપરીઓ તેને એટલા તો જોસથી સુલતાનની દરબારમાંથી ઘસડી ગયા, કે તેને પોતાના સાથીઓ સાથ એક પણ બોલ બોલવાની તક મલી નહી. તે જ્યારે પોતાનાં સાથીઓનાં દલગીર અને દુઃખી ચેહરે ઉભેલાં ટોલાં આગળથી પસાર થઈ ગયો ત્યારે તેણે તેઓ સાથ બોલવાની કોશેશ કરી; પણ તેના અકેક બોલે તેને નવું અપમાન કરવામાં આવતું હતું. કોઈ તેને ધકેલો મારતું, તો કોઈ તેની પર પોતાનું ખાસડું ફેકતું, જ્યારે ત્યાં ઉભેલા અમીરોના ઘોડાવાલાઓ તેની ઉપર થુંકી તથા કાફર ફીરંગી ઉપર આવી રીતનું દુઃખ પડતું જોઈ મઝા મેળવતા હતા.

તેના સાથીઓએ દુઃખ સાથ જોયું કે હરબર્ટની આ નવી બંધીવાની જીંદગી ખરેખરજ અપમાન ભરેલી તથા દુઃખોથી ભરેલી હતી. તેઓએ જોયું હતું કે તેને તેમજ તેના બીજા સાથીઓને બેંગલોરથી, જો કે માનથી તો નહી તોપણ કાંઈ પણ અપમાન ર્ક્યા તથા દુઃખ દીધા વગર લાવવામાં આવ્યા હતા. મુસાફરીને દરમ્યાન તેઓને પુરતી રીતનું સુખ આપવામાં આવ્યું હતું, અને જ્યારે હરબર્ટને એખલો દરબારમાં બોલાવવામાં આવ્યો ત્યારે તેઓ સઘળા ખુશાલીથી ઉસકેરાઈ ગયા, કારણ કે તેઓની ખાત્રી હતી કે તેના અંત ઉપર તેઓની જીંદગી અને મોત, છુટકો અથવા બંદીખાનાનો આધાર રહેલો હતો.

તેઓમાંનાં ઘણાકોએ ખુશાળીની ઉસકેરણીમાં બંદીખાનામાંથી છુટકો મેળવવાની આસા રાખી હતી. તેઓ પોતાને ઘર પાછા કેમ ફરશે, પોતાનાં વાહલાંઓ, કે જેઓ તેઓને કયે કયે દહાડેનાં મરી ગયલાં ધારી વીલાપ કરતાં હશે, તેઓને કેવી રીતે જઈને મળશે, તેના તરેહવાર વીચારો કરતા હતા. તેઓના નાસીપાસ થઈ ગયલા વીચારો ઉપર ફકત એક આસાનું કીરણ પડવાથી તેઓએ પોતાની ખુશાલીને હદથી બાહર આગળ વધવા દીધી હતી, પણ જ્યારે તેઓએ હરબર્ટને ત્યાંથી આવી અપમાન ભરેલી રીતે બહાર ધકેલાઓ મારી કાઢતાં જોયો ત્યારે તેઓનાં દીલમાંની સઘળી આસાઓ જતી રહી અને તેઓના બીજા આગળા સાથીઓ જેઓને ઝેર દઈ, અથવા તો એવીજ કાંઈ બીજી વીપતીઓ પાડી મારી નાખ્યા હતા, તે યાદ આવી ગયા. જેઓનાં દીલમાં આ સમે વધારે ખુશાલી મચાવી હતી, તેઓજ વધારે હારી ખાઈ ગયા, જ્યારે બીજા વધારે ગંભીર સીપાહીઓએ એકમેકને થોડા કાંઈ બોલો કહી અથવા તો અસારત કરી પોતાની હાલત માટે દુઃખ બતાવ્યું.

સાંજની દરબાર વખતે તેઓમાંના સઘલાને ત્રણ ત્રણ ચચાર એકઠા કરી સુલતાનની આગલ લઈ જવામાં આવ્યા અને હરબર્ટની માફક તેઓએ પણ મોત, નહીં તો કે સુલતાનની ચાકરી, અને તેઓની જીંદગી વચ્ચે પસંદગી કરવા ફરમાવ્યું. થોડા જણાઓએ છેલ્લું પસંદ કર્યું, પણ નજદીક ઘણા ખરાઓ તે જુલમગારના ગુસ્સાની સાંમે થઈ નીરાશીમાં મરવાનું વધારે પસંદ કર્યું.

તે દહાડેજ સાંજનાં તેઓને નુનદીદૂગનાં કીલ્લામાં લઇ જવામાં આવ્યા, કે જ્યાંના બંદીખાનામાં હદ બહાર જુલમની વાત તેઓ ઘણા જણને મોઢે સાંભલી હતી. વળી તે બીચારાઓને એકદમ મારી પણ નાખવાના ન હતા. થોડાક જેઓ હીંદુસ્થાની ભાષાના થોડાક ભાગા તુટા બોલો જાણતા હતા, તેઓએ સુલતાન પાસ તેઓને એકદમ મારી નાખવાને ઘણા બી કાલાવાલા કરી માગી લીધું, પણ તેમ કરવાને તેને સાફ ના પાડયું. તેઓને ઘણીજ ખરાબ જાતનો ખોરાક તથા પાણી, ખર્ષા બરાબર થઈ ગયલી દોલીઓ—કે જેની અંદર મુશકેલીથી પણ બરાબર બેસી નહીં શકાએ તથા તદન ઘાંકણુ ન હોવાથી તેઓ સુરજના તાપથી બળી જાએ—આપવાને હોકમ કર્યો હતો. આ સઘલા જુલમાતથી કોઈ તરતજ મરી જતા હતા. ખરેખરજ જેઓ આ પ્રમાણે મરતા હતા તેઓ સુખી થતા, કારણ કે હવે પછી પડનારાં બીજાં દુઃખમાંથી તેઓ બચી જતા હતા.

વળી તેઓને જેનાં ઉપરીપણાં હેઠલ મુસાફરી કરવાની હતી, તે પણ એવો ન હતો કે, કોઈબી રીતે તેઓની હાલતમાં સુધારો કરે. જાફર સાહેબને સુલતાને સાંજની દરબારમાં પાછો બોલાવી, હરબર્ટ ડોમપટન (કે જેને માટે સુલતાને સહવાર કરતાં કાંઈ જુદીજ રીતનો હોકમ આપ્યો હતો) તથા બીજા બંદીવાનો સાથે કેવી રીતે વર્તવું, તેને લગતો હોકમ આપ્યો હતો. જાફર સાહેબે મુસાફરી માટે પોતાને વાસ્તે એક ઘણોજ સરસ ઘોડો તથા પોતાના રસાલાનાં થોડાંએક માણસો લીધાં, અને રસ્તામાં કાંઈ અડચણ સીવાય, થોડો વખત થોભી આરામ લેવા વગર બંદીવાનો સાથ તે આગળ વધ્યો ગયો. તે જ્યાંણી જતો ત્યાં સઘળાને જણાવતો હતો કે, કાફર ફીરંગીઓને મારી નાખવા લઈ જવામાં આવતા હતા, જ્યારે રસ્તામાં મલતાં લોકોનાં ટોલાં તેઓને અપમાન કરવાની કોઈબી તક ચુકતાં ન હતાં.

હરબર્ટને આ સઘળું અપમાન ઝેરનાં પ્યાલાં પીસાલ કડવું લાગતું હતું. તે છતાં તે સઘળું હીંમતથી સહન કરતો હતો. તેનું બહાદુર હૈયું કે જે તેની સઘળી આશાઓના ભષ્ટ

થવાથી મોતને માટે તદ્દન તૈયાર હતું, તે આએ મુસાફરીના છેડાની પોતાનાં આ દુન્યાનાં દુઃખોનાં છેડા તરીકે ખુશાલીથી વાર જોતું હતું. ખરૂં જોતાં તો તે જ્યારે બેડનોરમાં બંદીવાન થયો, તે દહાડાથીજ પોતાના એક પછી એક સાથીઓના થયલા હાલ જોઈ, તેને પોતાને મોત માટે તૈયાર કર્યો હતો. થોડા વખત વેર તેને સલામત રાખવાથી કોઈ વેળા તેને સારાં ભવીષની આશા આવતી હતી, પણ વખત વહી જવા સાથ તેને કોઇબી રીતે છુટકો નહી થવાથી તેનાં દીલમાંની બીજી સઘળી આશાઓ મરી ગઈ હતી, અને હવે ફક્ત તેને મોત—કે જે માટે તે ખુશાલી સાથ વીચાર કરી શકતો હતો—નીજ આશા રહી હતી.

પેહેલાં તો જ્યારે તે પોતાનાં ઘર માટે ખ્યાલ કરતો, જ્યારેણી તેને પોતાનાં માબાપનો અને મુખ્ય કરી એમી, કે જે તેનાં મોત માટે વીલાપ કરી જલી જતી હશે, તેઓનો વીચાર આવતો, ત્યારે તેને ઘણું દુઃખ ઉપજતું હતું. અફસોસ! તેની નરમ અને પ્યાર ભરેલા માયાળુ ખવાસની માતાને તેનાં કહેવાતાં મોત—તેની ખાત્રી હતી કે તેનાં ઘરમાં તો સઘળાં તેને મુવેલોજ ધારતાં હશે—માટે કેટલું બધું લાગતું હશે, અને તે દુઃખના બોજા તલે કેવાં ચંપાઈ ગયાં હશે, અને તેથીજ તે માટે એટલી બધી આતુરતાથી રાહ જોતો હતો, કારણ કે આ દુન્યાનાં તેનાં વહાલાંઓને તે પેલી દુન્યામાં સાથે મલવાની આશા રાખતો હતો.

બેંગલોરમાં તેઓને ત્યાંનો સુબો સુલતાનના હોકમથી મલવા આવ્યો. હરબર્ટને તે ઘણી સારી રીતે ઓળખતો હતો, કારણ કે તેનાં આગલાં બંદીખાનાંમાં તેણે તેને કેટલીક હીંદુસ્થાની ચોપડીઓ ટીપુના ખાસ હોકમથી આપી હતી, એવી મતલબથી કે બંદીખાનાંની એકાંત જીંદગીમાં તે તે ભાષા શીખી જાય, અને જો કોઇ દહાડો તે સુલતાનની નોકરી કબુલ રાખે તો તેને તે ઉપ્યોગી થઈ પડે. સુબો તેની હાલત જોઈ દલગીર થઈ ગયો, અને સુલતાનની અરજ કબુલ કરવાને તેને સમજાવ્યો. આ બહાદુર સીપાહ બચો, કે જે થોડા વખતમાં એક કીલ્લાનો બચાવ કરતાં એક લડવૈયાનાં મોતે મરી ગયો, તેણે હરબર્ટનો મજબુત ઠેહાવ ફેરવવાને ઘણીબી કોશેસ કરી—પણ ફોકટ. અંતે તેણે દુઃખી દીલ સાથ હરબર્ટને છેલ્લી સલામ કરી, અને તેની આવી લાગણી જોઈ હરબર્ટને ઘણું લાગ્યું. તોપણ એક બે બીજા બંધવાઓને સમજાવી લેવામાં તે વધારે ફતેહ પામ્યો, અને સુલતાનની નોકરીમાં રહેવાને તેઓ અંતે કબુલ થયા. તોપણ બીજાઓ કે જેઓ આબરૂ ખોહવા કરતાં મોતને વધારે પસંદ કરતા હતા, તેઓ હરબર્ટને પગલે ચાલ્યા, અને બહાદુરીથી પોતાના આગલા ઠેહાવને વળગી રહ્યા.

કીલ્લેદારે નજદીક બે દહાડા બંધવાઓ સાથ મસલત ચલાવવામાં લીધા, પણ ત્રીજે દહાડે સહવારનાં તેઓને ત્યાં થોભાવવાનું કાંઈ પણ બહાણું નહી રહેવાથી અંતે મુસાફરી પાછી શરૂ કરવી પડી.

હરબર્ટ જાણતો હતો કે એક દહાડા પછી તેઓ નુંનદી દુર્ગના કીલ્લામાં જઈ પોંહચશે, અને ત્યાંથી તેઓને મારી નાખવાની જગો કાંઈ ઘણી દુર ન હતી. એક દહાડો વધારે, તેણે વીચાર્યું, અને પછી સઘળું થઈ ચુકશે!

અત્યારથીજ કીલ્લાની ઊંચી ટોચો દુરથી દેખાતી હતી. તેઓ જતા હતા તે રસ્તાપર એક મોટો તળાવ હતો, અને તે તળાવના શાંત પાણી ઉપર પડેલો કીલ્લાનો પડછાયો જોઈ હરબર્ટે વીચાર્યું કે જેનરલ મેથીઉસ અને તેના બીજા સાથીઓ કરતાં તેનું મોત વધારે જલદીથી અને સેહલાઈથી આવશે.

મુસાફરીને દરમ્યાન હરબર્ટે જોયું કે જે અમલદારના ઊપરીપણા હેઠલ તેઓ જતા હતા, તે જાણે હાથે કરી તેનેથી દુરનો દુર જવા માંગતો હોય તેવું લાગતું હતું. તે બીજાઓ સાથ તો વાત કરતો હતો, અને તેઓના કહેવાપરથી માલમ પડતું હતું કે તે તેઓને સુલતાનની માંગણી કબુલ કરવાને સમજાવતો હતો. હરબર્ટ સાથે તો ફક્ત તે વાતજ નહી કરતો હતો એટલુંજ નહી, પણ તેનેથી પોતાનું મોહું વટીક છુપાવતો હતો, તોપણ કાંઈક અકસમાતથી તે તેનો ચેહરો એક કરતાં વધુ વખત જોઈ શક્યો, અને દરેક વખત તેને તે ચેહરો કોઇનો જોયલો હોય તેવો લાગ્યો. તેણે તે યાદ કરવાની ઘણીબી કોશેશ કરી, પણ ફોકટ!

સાંજને વખતે તેઓ નુંનદી'દુર્ગ શેહર આગળ આવી પોંહતા, કે જ્યાંનો દેખાવ સુરજના નમવા સાથ ઘણોજ ભપકા ભર્યો દીસતો હતો. રસ્તામાં ભરવાડો પોતાના ઢોરોને ચરાવી પેપુરી વજાડતા પાછા પોતાને ઘર જતા હતા, અને પેપુરીનો સાથ મેંઢાં તથા બકરાંઓનાં ઝીણા બેંબેં કરવાનાં સાથ સાથ મલવાથી કાનને ઘણું રમુજી લાગતું હતું. તેઓના ડાબા હાથપર મોટા ઊંચા ખડકોની હાર લંબાઈ હતી અને હરબર્ટે ધાર્યું કે તેમાંના સૌથી ઊંચાં ખડકપરથી તેનો નીકાળ લાવવામાં આવશે. તે તે બાજુપર એટલાં તો ધ્યાનથી જોતો હતો, કે તેની જમણી બાજુએ પેલો અમલદાર આવ્યો તે પણ તેણે જોયું નહી, અને તેણે અગાઉ કોઈ વખતે સાંભલ્યા હોય તેવા અવાજથી તે ચોંકયો.

"ફીરંગી, તું પેલો ઊંચો ખડક જોય છે," તે અમલદારે તે તરફ પોતાની આંગળી કરી કહ્યું, "ત્યાં કે જ્યાં સુલતાનનો વાવટો સાંજની પવનની લેહકીમાં આમતેમ મગરૂબીથી ઉડે છે?"

"હા! હરબર્ટે જવાબ દીધો, "તે ઘણી ફેર આવે તેવી ઉંચી જગા છે."

"ઘણાક કાફર ફીરંગીઓને," તે માણસે આગળ ચલાવ્યું, "તેઓની ગમે એવી દયાની માંગણીઓ છતાં અહીંથી ફેંકી દેવામાં આવ્યા છે, અને ઘણાક જણાઓએ તેઓની દોજખમાં જતી વખતની ચીચયારીઓ સાંભળી છે. વળી કેટલાક પોતાની જાતને ખરાબ લગાડનારા મુસલમાન તેમજ હીંદુઓ, કે જેઓએ ખરા ઈસ્લામીઓ સામે લડાઈમાં ઉ-

તરવાને હીમત કરી હતી, તેઓને જ્યારે આ જગાની કોર ઉપર લાવી ઉભા કર્યા, ત્યારે તેઓએ ઘણીક વખત ઈચ્છીયું છે કે, તેઓ જનમ્યા નહી હતે, અને તમારી કમબખત જાતને જોઈ ન હતે તો સારૂં."

"અહીંથી મોત ઘણું સેહલાઈથી આવશે. હું તેની પર કાંઈ પણ ફીકર વગર જોઈ શકી તેનો ખુશાલી સાથ વીચાર કરી શકું છું. આએજ જગા પરથી મને"—

"નહી" તે માણસ જાણે તેની વચ્ચમાં બોલી મઝા મેળવતો હોય તેવો દેખાવ કરી બોલ્યો, "નહી નહી, આ જગા તારે તેમજ તારા બોસીલા સાથીઓ માટે જોઈયે તે કરતાં વધારે સારી થઈ પડે. તું પેલી ટેકડી ત્યાં જોય છે."

"હા, હું જોઉં છું" હરબર્ટે જવાબ દીધો.

"આ ટેકડીની નીચે એક ખડક છે, તે તું કાલે જોશે—તેટલાં તો સાહેબજી."

"ઉભો રહો" હરબર્ટ બોલ્યો, "અને તુંને ગમે તો મને કહે—કારણ કે હવે હું મરવાની અણીપર આવેલો, અને મને કાંઈબી જાણવાની થોડીજ દરકાર રહી છે—કે તું કોણ છે. મારી ખાત્રી છે કે, અત્યાર આગમચનો હું તુંને કેથે મળી ચુકો છું. તારો અવાજ મેં કેથે સાંભળેલો હોય, તેવું લાગે છે."

"તું કાલે તે જાણશે," તે માણસે જવાબ દીધો, અને તેટલું બોલી ત્યાંથી ચાલી ગયો.

અંતે સાંજના તેઓ પોતાની આરામએશ લેવાની જગાએ આવી પોંહતા અને થાકી ગયલા બંધવાઓને તેથી જરાબી ખુશાલી ઉપજી. સાંજનાં થંડી ઘણી ફુકતી હતી. તે છતાં તેઓએ હલકા આટાની બાજરીની રોટલી અને તીખી ચટણી ઘણા સંતોષ સાથ ખાધી. ઘોડાવાળાઓએ દયા કરી તેઓ તરફ ઘોડાઓને ઢાંકવાનું કપડું ફેંક્યું, જે જમીનપર પાંદરી તથા પથરાઓને પોતાના તકયા કરી તેઓ સુઈ ગયા, અને થોડા વખતમાં ભર ઉંઘમાં પડયા.

પણ હરબર્ટ તો થોડા વખતમાં જાગરત થયો. તેને ઘણીક બાબદોના ઉંઘમાં સ્વપના આવ્યા, અને અંતે તે ઉશકેરાયલી અને ગભરાયલી હાલતમાં જાગી ઉઠયો. તે ઉઠયો અને ત્યાં થોડું પાણી હતું, તે પીધું. તેથી તેને જરા હુશયારી આવી અને એક ભાગેલા પથરા પર તે જઈને બેઠો, કારણ કે તેને વધુ વખત ઉંઘ આવી શકી નહી. તે ઘણા ઉંડા વીચારમાં ગુંટાયલો હતો, સઘળાં જણ ભર ઉંઘમાં હતાં, સીવાય કે ત્યાં ચોકી કરતાં માણસો, કે જેઓ ધીમે પગલે ચાલતાં અકેક સાથ વાત કરતાં હતાં; તેણે તે વાત સાંભળવાની કોશેશ કરી.

"અને તું ધારે છે કે તેને ખબર હશે કે તે કયાં દાટેલી હશે. તેઓ કહે છે કે, જ્યારે પેલો કીલ્લો છુટી લીધો, તે વેળાએ ફીરંગીઓએ પોતાની દોલત ત્યાંજ દાટી હતી."

"વીલા આલમા" બીજાએ જવાબ દીધો, "ખોદા જાણે, જમાદાર કહે છે કે તે જાણે છે, અને તે કયાં છે, તે તેની પાસ જરૂર બોલાવશે, પછી—"

હરબર્ટ વધુ વખત તેઓનું બોલવું સાંભળી શકયો નહી, અને જ્યારે થોડા વખત પછી પાછો તેણે તેઓનો બોલવાનો સાધ સાંભળ્યો, પણ તેઓ કાંઈ બલતીજ વાત કરતા હોવાથી હરબર્ટે તે વધુ વખત સાંભળવાની કોશેશ કરી નહી. થડી ઘણી કકડતી પડતી હતી અને પવન ઘણો ફુકતો હોવાથી રસ્તાની ધુલ તેના મોઢાંપર ઉડતી હતી. પવનનાં ફુકવાનો સાધ તેને કાને ઘણો દલગીરી ભરેલો લાગતો હતો, અને તેથી તેનાં જીવને વધારે દુઃખ ઉપજતું હતું. અંતે કેટલાક વખત વેર કંટાલા ભરેલી રીતે બેસી રહેવા પછી શેહરમાંનો એક મરઘો વાસ્યો, અને બીજાએ તેને ઉત્તર દીધો. હરબર્ટે પુર્વ તરફ જોયું અને આસમાનપર તેણે દીવસ ઉગતી વખત જે ભુરો રંગ થાય છે તે જોયો. તે જોઈ તે ખુશી થયો, તો જોકે તે ધારતો હતો કે તે તેનો છેલ્લો દહાડો હતો.

થોડા વખતમાં તે ટોલકીમાંનાં દરેક જણ જાગરત થયાં અને પેલા કમનસીબ બંધવાઓ મોતનો જાલમ દેવ, કે જે તેઓનાં ધારવા પ્રમાણે તેઓને આજે આવીને મળવાનો હતો, તેના વીચાર સાથ ઉઠી ઉભા થઈ સુરજ તરફ જાણે છેલ્લી સલામ કરતા હોય તેમ તીકવા લાગા. એક બીચારાએ તો જાણે અફીમ ખાધુ હોય તેમ હીલ્યા ચાલ્યા વગર બેસી તગર તગર એકી નજરે તે જોવા લાગો. બીજો ગોટેથી પણ ખરાં અંતકરણથી બંદગી કરવા બેઠો. કેટલાક જણાઓ ઉસકેરાયલી હાલતમાં હસવા તથા બોલવા લાગા, જ્યારે એકુ બે જણ પોતાના ભયંકર નસીબને શ્રાપ દેવામાં ગુંટાયા.

કેટલાક કલાક વેર તેઓ જ્યાં હતા ત્યાંજ થોભ્યા, અને સુરજ ઉપર આવી પોતાના પુર બહારમાં ચલકે તે આગમચ તે ગામના સીપાહો હથયારબધ થઈ તેઓ સામે આવ્યા. દેખાતું હતું કે જે ટોલકીની સરદારી હેઠલ તેઓ જતા હતા તે પાછી ફરતી હતી, અને તેને બદલે ટીપુના લશકરમાંનાં હલકામાં હળકા માણસોનાં હાથ હેઠલ હવે તેઓ પોતાની મુસાફરી આગળ વધારવાના હતા. તેઓનો દેખાવ દીલ કમકમાવે તેવો હતો અને તેઓની ચશમમાં દયા જેવી કાંઈ પણ ચીજ દેખાતી ન હતી. જે દેખાવ હવે પછી થવાનો હતો, તે તેઓ હમેશાં જોતા આવ્યા હોય તેવું લાગતું હતું અને તેઓ ફીરંગી તરફ ઘાતકી રીતે અને બેદરકારીથી જોતા હતા.

પણ હવે બંધવાઓ અકેક વચ્ચે ઝાઝી વાત કરતા ન હતા. હરબર્ટે કેટલાક દહાડા આગમચથી તેઓ સાથ તે વીશે વાત કરતાં સલાહ આપી કે તેઓએ બંદગી કરી ખોદા પર ઈતબાર રાખવો. જેઓ પેહલેથીજ પોતાના અંત માટે ઘાતકી બેદરકારી રાખતા હતા, તેઓને તેણે સમજાવી વધારે નરમાશ ભરેલી રીતે તે તરફ જોવાડવાની કોશેશ કરી હતી. પણ હવે જેમ વખત નજદીક આવતો ગયો, તેમ હરબર્ટે પોતાનું દીલ તોડી નાખે તેવા વીચારમાં વધારે રોકાયો, અને બીજાઓ તરફ ધ્યાન આપવાને તેને વખત મળ્યો નહીં. તે બનતાં સુધી તેઓથી વધારે દુર જઈને બેઠો અને પોતાનાં આગળ આવતાં મોત માટે કડવા વીચારો કરવા લાગો.

જ્યારે તે લોકો આવી રીતે બેઠેલા હતા, તેટલા વખતમાં જમાદાર ત્યાં દાખલ થયો, પોતાનાં માણસોને કાંઈ હોકમ કર્યો અને પછી બંધવાઓના પગ બાંધી તેઓને તેઓની ડોલીઓમાં નાખવા ફરમાવ્યું. આટલું કરી તેઓએ પોતાની મુસાફરી પાછી શરૂ કરી.

નજદીક બે ત્રણ માઈલ સુધી તેઓને કેરીનાં મોટાં ઝાડોની ઘટા હેઠલથી પસાર થવું પડયું. તેઓના મનમાં બીજા ખ્યાલો હતે, તો તેઓ આસપાસના રળીયામણા દેખાવને વખાણની નજરથી જોયા વગર રહેતે નહીં, પણ દરેક જણના મનમાં ફક્ત એકજ વીચાર ઘર કરી બેઠો હતો, અને નજદીક બેસુધી ભરેલી હાલતમાં તેઓને ત્યાંથી લઇ જવામાં આવતા હતા. જો કે તેઓનાં માથાંપર ચલકતો સુરજ પોતાના પ્રકાશીત કીરણો આસપાસની રળીયામણી અને ખુશાલ કુદરત પર ફેંકતો હતો, તે છતાં તેઓ તો મોત શીવાએ બીજું કાંઇ પણ જોઈ શકતા ન હતા.

અંતે તેઓ રસ્તાની એક બીજી બાજુ તરફ ફર્યા કે જ્યાં મોટા મોટા ખડકો થોડે થોડે દુર પડેલા હતા. તેઓની દરેકની ખાત્રી થઇ કે હીઆંજ તેઓનો નીકાલ લાવવામાં આવશે અને તેજ વેળાએ તેઓએ પણ જોયું કે જે ખડકો પરથી તેઓને ફેંકી દેવાના હતા, તે તેઓનું મોત તરત લાવે તેટલા ઊંચા ન હતા. કેટલાકોએ મગરૂરી ભરેલા બોલોથી તેઓને ત્યાં ઉભેલા પહાડને છેક મથાલે લઈ જવાની માગણી કરી, જ્યારે બીજાઓએ પણ તેજ માગણી પોતાંની અસલી બહાદુર ચાલથી વેગલા જઈ ઘણાજ કાલાવાલા અને દયા ઉપજાવે તેવા સાદ સાથ કરી. તેઓ ત્યાં ફુકતા ઘંડા પવન સાથ બોલ્યા હતે તો તે પણ એટલો બેદરકારીથી જવાબ દેતે નહીં. તેઓ સાથ આવેલાં માણસોએ તદન બેદરકારીથી તેઓ તરફ જોયું, અને ગેર મલાજા ભરેલા ચાલાથી તેઓને સતાવા લાગા.

તેઓ ખડક આગલ આવી પોંહચ્યા અને ડોલીવાલાઓએ પોતાનો બોજો નીચે ઉતાર્યો, તથા અંદર બેઠેલાઓને ધકામુકી મારી બહાર કાહડયા. કેટલાકો બુમ પાડી જોરથી ડોલીને વળગી રહયા અને આગલ વધવા ના પાડયું. પણ દુઃખથી સોરાઈ સુકાઈ ગયલા યુરોપયન બંધવાઓનાં ટોલાંનું જંગલી જાનવરો આગળ કાંઈ પણ ચાલ્યું નહી.

આ સઘળો વખત જમાદાર તેઓની સાથેજ આવ્યો હતો, અને વધારે ઝડપથી આગળ વધી તે ખડકોપર તેઓની વાત જોતો ઉભો. હરબર્ટને સૌથી પેહલાં બાંધેલા હાથ પગ તથા આસપાસ બે તલવારબંધ માણસો સાથ લઇ જવામાં આવ્યો. સહવાર પછી તેનું દીલ તદન તુટી ગયું હતું, અને આગળ પાછળ શું બને છે તેની તેને સુદ્ધી ન હતી, પણ હવે જાણે તેને પાછું જોર આવ્યું હોય તેમ લાગ્યું. એક કુદકો—તેણે વીચાર્યું, અને સઘળું થઇ ચુકશે અને પછી તે જે મોત કરતાં પણ વધારે ખરાબ હાલતમાં છે, તેમાંથી તેનો છુટકો થશે. તેણે પોતાનાં મનમાં બંદગી કરી અને તેના જીવને વધારે દીલાસો મળ્યો.

જમાદાર અને બીજા થોડાક સીપાહો હતા તેઓ તે ખડક કે જે સુરજનાં તાપથી તપી ગયો હતો ત્યાં ઉભેલા હતા. આસપાસ થોડીક ઝાડીઓ ઉગેલી હતી, અને એક બાજુપર બે કાદવનાં ઘરો હતાં, જેમાંનું એક ચોબદારો માટે ઉઘાડું, જ્યારે બીજું બંધ હતું. તે સીવાએ આસપાસ થોડાંક ઝુપડાંઓ પણ ગરજ માટે રાખ્યાં હતાં, અને ત્યાં હમણાં તો પાણી ભરી રાખ્યું હતું.

"ભલે પધાર્યા કપતાન," જમાદારે મશકેરી ભરેલી સભ્યતા સાથ કહ્યું, "તમારાં મોતનું ખાણું ચાખવાને તમે તૈયાર છેવો?"

"આગળ ચલાવ," હરબર્ટે મક્કમ અવાજે કહ્યું, "અને તારા આવા બોલોથી મારા જીવને દુઃખ ના દે; હું તૈયાર છું."

"નહી સાહેબ, એટલી બધી કાંઈ ઉતાવલ કરવાની જરૂર નથી. સુલતાનનાં હોકમ પ્રમાણે પેહલે ચાલવું જોઈયે. ચાલ કહે કે તું તેની નોકરી કબુલ કરે છે કે ના પાડે છે?"

"હું અત્યાર આગમચનો મારો ઠેહાવ સુલતાનને કહી ચુકો છું અને તારા જેવાની ઉપર હું ફોકટમાં મારૂં બોલવું ગુમાવા માગતો નથી."

"ઠીક," જમાદારે કહયું. "થોડા વખતમાં તું બીજીજ જાતનું બોલવા શીખશે" અને આટલું બોલી જ્યાં બીજા બંધવાઓ ઉભેલા હતા ત્યાં ગયો. તેણે તેઓ તરફ કેટલોક વખતવેર એકી ટગરે અને ફતેહમંદ ચેહરે જોયા કર્યું. કેટલાકો તો બીચારા એટલા થાકી ગયા હતા કે ખડક ઉપર બેસુદ્ધ થઇને પડયા હતા. તેઓમાં એક ઘણોજ ઉમદા અને જોરાવર દેખાવનો જવાન હતો. હરબર્ટે બેંગલોરમાં તેને કોઈ દુરના કીલામાંથી લાવેલો જોયો હતો, તે વેળા તે ઘણોજ ખુશાલ અને ગોઝીલા ખવાસનો અને હીમતવાન જણાતો હતો, પણ લાંબી મુસાફરી, ખરાબ ખોરાક, તથા ખરાબ રૂતુની અસરથી તેને અતિસાર થઈ આવ્યો અને નજદીક તે મરવાની અણીપર આવ્યો હતો. તેના ફીક્કા ગાલો તથા અંદર બેસી ગયલી આંખોથી તેની માંદગી કેટલી હદ સુધી વધી ગઈ હશે તે જણાતી, તોપણ તેનાં મોઢાંપર હજી થોડાંક આશાનાં કીરણો જણાતાં હતાં, અને તેના હોઠનાં હીલવાથી જણાતું હતું કે તે બંદગી કરતો હશે.

જમાદારે તેનાં મોઢાંપર થોડોક વખત વેર તીકયું અને પછી બોલ્યો, "એનોજ પેહલે નીકાલ કરો, નહીં તો તે બીજી રીતે જરૂર હમણાંજ મરી જશે." પેલા જંગલીઓ પોતાના ઉપરીનો હોકમ જેવો બજાવા ગયા, કે કેટલાક ઇંગ્રેજોનાં મોઢાંમાંથી દુખની ચીચીયારીઓ નીકલી, અને તેઓમાંના બે ત્રણ બહાદુરોએ તો પોતાના દુઃખી સાથીને પેલાઓના હાથમાંથી છોડાવાની કોશેશ કરી, પણ ગરીબ બીચારાઓના હાથ પગ બાંધેલા તે તેઓ શું કરી શકે?

બે ખુની જલાલોએ તે ગરીબ બીચારાને ઉચકયો અને તે હતો ત્યાંથી વીશ વાર દુર લઈ ગયા. તે બીચારાએ કાંઈ પણ મોઢામાંથી બોલ કાઢયો નથી, પણ બોલવા કરતાં પણ વધારે અસરકારક અને દુઃખી ચેહેરે તેઓ તરફ જોઈ તેઓને છેલી સલામ કરી. એક પલકારામાં તેઓએ તેને ત્યાંથી ફેંકી દીધો.

નજદીક દરેક જણ વાંકા વળી નીચે જોવા લાગ્યા કે જોઈએ તેઓને તેઓના સાથીની દુખી ચીચયારીનો કાંઈ પણ સાદ સંભળાય છે કે નહીં. પણ નહીં. તેવું કાંઈ તેઓએ સાંભળ્યું નહીં, કારણ કે તે બીચારા દુઃખીને પરવરદીગારે આ દુન્યાઈ દુઃખમાંથી જલદી મોકળો કર્યો હતો.

"કેપતન કોમપતન, તું આ જોય છે કે?" જમાદાર બોલ્યો, "હવે થોડા વખતમાં તારીબી વારી આવશે."

"હમણાંજ," તેણે જવાબ દીધો, "હું તઈયાર છું," અને હરબર્ટ ખરેજ આશા રાખતો હતો કે હવે બીજી વારી તેનીજ આવશે.

"નહીં, હજી નહીં" જમાદારે કહયું. "હું પેહેલે તારી સાથ કાંઈ વાત કરવા માગું છું. આ બીજાઓને પેલા ઘરમાં લઈ જાઓ," તેણે પોતાના હાથ નીચેના એકને કહયું. "એ લોક બધાને છોડી દેજે અને દરવાજા બંધ કરજે." તેનાં કહેવા પ્રમાણે કરવામાં આવ્યું, અને હરબર્ટ એખલો બહાર રહી ગયો.

"સાંભળ!" જમાદાર બોલ્યો, "તું મને ઓળખે છે?"

"મેં તુંને અસાર આગમચનું કહયું છે કે તુંને મેં જોયો હોય તેવું લાગે છે. પણ તેને મારા મોત સાથ શું લાગેચ વલગેચ?" હરબર્ટ બોલ્યો. "હું મરવાને માટે તૈયાર છું, તારાં માણુસોને તે બજા લાવવાનો હોકમ કર."

"તે તો હજી થોડા દીવસ સુધી થવાનું નથી," તે બોલ્યો, "હજી તો મને મારો અગાઉનો ખાર લેવાનો છે."

"શાને વાસ્તે? મેં તો તુંને કોઈ દહાડો દુઃખ દીધું નથી."

"જ્યારે મેથીઉસ બેડનોરમાં હતો, અને જ્યારે ત્યાં સુલતાનનાં આવવાની બુમ ઉડી રહી હતી, ત્યારે તેં તેમજ તારા કોઈ બીજા સાથીએ મારી ઉપર શક મુકયો હતો, તે વખતે તેં મને અપમાન કરી, મને તાંગી દેવાની ધમકી આપી હતી. હવે તો આપણે સરખી પંકતીપર છીયે—કેમ તું સમજેચ કે?"

"કોણુ, જાફર સાહેબ?" પેલો બોલ્યો, કે જે જેનું નીમક ખાતો હતો તે તરફજ બેવફા નીવડયો હતો.

"હા તેજ. તમે મુર્ખ હતા, અને તમારે માટે જે જાલ નાખી હતી તેમાં તમો ફસી ગયા હતા."

"શું ત્યારે તારો ધીક્કાર હજી સુધી તારા દીલમાં સુઈ રહયો હતો કે?" હરબર્ટ બોલ્યો, "મને તારી ઉપર દયા આવેચ. તારૂ પોતાનું અંતકરણ તુંને એક દોજખના કીડા માફક કરડતું હશે."

"કાફર! તું હજી એમ બોલવાની હીમત કરી શકેચ, હું તારી ઉપર થુકીશ."

"તે કામ તારેજ લાયકનું છે, પણ હવે હું કાંઈ પણ બોલવાનો નથી," હરબર્ટે જવાબ દીધો.

"કયાં છે પેલા પૈસા, કે જે તેં અને પેલા ઘરડા મુર્ખે,—કે જે હાલ દોજખના ઊંડા ગારમાં પડેલો હશે—બેડનોરમાં સંતાડયા હતા. મને તે દેખાડ, અને હું તારી જીંદગી બચાવીશ. ફીનારો નજદીક છે, અને તુંને નહાસી જવાનું સેહલું પડશે. બોલવાને માટે અચકા ના, આપણી આસપાસનાં આપણું બોલવું સાંભળી શકતાં નથી."

"તારા શેઠને મેં તેમજ મેથીઉસે બેઉએ કહ્યું હતું કે જે પૈસા તેને મલ્યા તે સીવાય બીજા કાંઈ પણ હતા નહી. હમે કાંઈ પણ પૈસા સંતાડયા નથી તે તુંને બરાબર ખબર છે, ત્યારે કાંય મને અમસયો સતાવેચ."

"કદાચ ચાર પાંચ દહાડામાં તુંને યાદ આવશે," પેલો માણુસ બોલ્યો, "ત્યાં સુધી હું તુંને ફરીથી પુછવાનો નથી. જા, તારા સાથીઓ આગળ જા."

હરબર્ટ પોતાનાં મોહત માટે તલપી રહયો હતો, અને તે તેને ના પાડવામાં આવતું હતું. વળી પેલા મુખીના બોલવા પરથી તેની એવીબી ખાત્રી થઈ હતી કે, તેને હજી બીજાં વધારે ખરાબ દુઃખો ખમવાનાં હતાં. ગમે તેવી કોશેશ છતાં તે આ વીચારથી ઘણો દુઃખ ભરેલી રીતે નાસીપાસ થઇ ગયો.

દહાડો પસાર થઈ ગયો અને રાત પડી. પેલા બંધવાઓનો ઓરડો કે જેમાં અસાર તુલાક પડતાં ઉજરડાંથી તેઓના જીવને જરાતરા નીરાંત મળતી હતી, ત્યાં અંધારૂં પડયું, અને તેઓનાં મનમાં તરેહવાર બીક તથા વેહમ ઊપજ્યો. કોઇ બુમ પાડવા લાગા, કે તેઓને કાંઇ અજબ જાતના ઓળા દીસતા હતા, જ્યારે બીજાઓ મુંગે મોટે બંદગી કરવા લાગા. જેમ જેમ રાત વધવા લાગી તેમ તેમ તેઓની બીક પણ વધતી ગઈ. દરેક જણ પોતાનાં બીજે દહાડે આવનારાં મોત માટે વીચાર કરવા લાગાં અને કોઈ પણ સુતું નહીં.

ચાર દહાડા એવી રીતે પસાર થઈ ગયા. દર સહવારના અકેકા જણનો ભોગ આપવામાં આવ્યો, જ્યારે બીજાઓને તે તરફ જોવાની ફરજ પડતી. કોઇ વખતે કોઈ ખુશ ખુશાલ દીલે પોતાનો છેડો લાવવા જતું, તો વળી કોઈને તેનાં સાથી, કે જે તેને ફોકતમાં બચાવાની કોશેશ કરતો—આગલથી ઘસડી લઈ જવું પડતું. બે જણનો શાંતીથી છેડો આવ્યો, જ્યારે બે જણ ઘણાજ મજબુતીથી સામે થયા અને તેઓની છેલ્લી બુમો તેઓના જીવતા સાથીઓનાં કાનના બહેર ફાડી નાખે તેવી હતી. ચોથે દહાડે જમાદાર ત્યાં આવ્યો. "આગલ આવ" તેણે હરબર્ટને કહયું, "મને તારી સાથ વાત કરવી છે. ઓ મુર્ખ, હજી સુધી તું બોહસ કરશે? હજી સુધી તુ પૈસા કયાં છે તે જણાવા ના પાડે છે? હજીબી વીચાર કર."

"તું મને મોહત કરતાં વધારે સરસ બક્ષેસ કાંઈ પણ કરી શકશે નહીં," હરબર્ટે જવાબ દીધો, "તેથી હવે મને આવી લાલચો આપવાનું શું કારણ? જો પૈસા ખરેખરજ સંતાડવામાં આવ્યા હતે, તો અસાર આગમચનાં તુંને મળી ચુકતે. હું જાણું છું કે પૈસા તારો ખોદા છે. પણ તે મારી પાસે ન હોવાથી, હવે મને મરવા દે. હું ફરીથી તુંને એક વાર કહું છું કે તારા શેઠની માગણીઓને હું ધીક્કારથી જોઉં છું."

"તું જાણેછ કે આ મોહત કેવું છે?" જમાદારે કહયું, "હું તે તુંને બનલાવીશ." અને આટલું બોલી તેણે આસપાસ ઉભેલા ચોકીઆનોને બોલાવ્યા. હરબર્ટે ધાર્યું કે તેને ખડકના નાકા

પર મારી નાખવા લઇ જતા હશે. "હું આવું છું, હું આવું છું" એમ તે મોટેથી બોલ્યો–"અંતે હું આવું છું. ઓ ખોદા મારી ઉપર દયા કરજે. તેઓ તેને આસ્તેથી ખડકની કોર પર લઈ ગયા કે જ્યાં જમાદાર ઊભેલો હતો, તે જગા ઘણી ફેર આવે તેવી હતી, અને હરબર્ટને તે જોઈ આંખે ચકર આવી ગયાં.

"ફીરંગી, તુંને હીઆં કાંઈ મારી નાખવા નથી લાવ્યા, પણ આ જગા જોવા લાવ્યાછં. જો તારોબી અંત એમજ આવશે." હબર્ટે તેના કહેવા મુજબ જોયું. તેને માણસોએ પછવાડેથી મજબુત પકડી રાખ્યો હતો, નહીં તો ત્યાં તરતજ પડી પોતાની જીંદગીનો છેડો લાવી મુકવાની લાલચ સામે થઈ શકતે નહીં. તેણે નીચે જોયું અને પોતાના મુવેલા સાથીઓનાં મુરદાંનો ઘગ તેની નજરે પડ્યો. નજદીક સોએક ખલીલો તેઓ પર તુટી પોતાનો ખોરાક કરતાં હતાં. જમાદારે ઊપરથી ખડકનો એક પથ્થર ફેંક્યો અને તે ખલીલો ત્યાંથી ઊડી ગયાં અને બે ત્રણ કોહલાંઓ ત્યાંથી નહાસતાં દેખાયાં. પણ હરબર્ટે તે કાંઈ જોયું નહીં. ત્યાંનો દેખાવ તથા ખરાબ વાસથી તેનાં નબળાં પડી ગયલાં દીલ પર ઘણી અસર થઈ. અને તે ત્યાંજ બેશુદ્ધ થઈને પડ્યો.

[સાંધણ છે.] આલાં.

## વીજળી શું કરી શકે છે.




ગળ કહી ગયાં કે વીજળીથી ગતી, ગરમી અને રોશણી ઉત્પન્ન થાય છે. હવે વીજળીથી બીજું શું થાય છે તે જોઇએ.

૪. વીજળીથી લોહચુંબકની અસર ઉત્પન્ન થાય છે. જો એક તારનાં ગુછડાંમાં વીજળીનો પ્રવાહ મોકલયે, તો તે ગુછડાંમાં લોહચુંબકની શક્તિ આવે છે અને તે ઉત્તરધ્રુવ તરફ ફરે છે. હવે જો તે તારનાં ગુછડાંમાં એક નરમ લોઢાંનો કડકો ખોસશું, તો તે લોઢાંનો કડકો ઈલેક્ટ્રોમેગનેટ થશે, અથવા તેમાં થોડો વખત સુધી ચાલુ રહે એવી લોહચુંબકની શક્તિ આવશે, પણ જો તે તારનાં ગુછડાંમાં તીખાં લોઢાંનો કડકો ખોસશું તો તે લોઢું હમેશનું મેગનેટ (લોહચુંબક) થશે, અથવા તેમાં લોહચુંબકની જે શક્તિ આવશે, તે કાયુક રહે એવી હશે.

આ ઉપરથી ત્યારે હવે લોહચુંબકની શક્તિ તે શું તે આપણને જાણવું જોઈએ. એટલું તો આપણે જાણયે છીયે કે એક લોહચુંબકના કડકામાં બીજાં લોઢાંને લોહચુંબકને ખેંચવાની ખાસ્યત હોવાથી તે લોહચુંબક બીજી ચીજોમાં ગતી ઉત્પન્ન કરે છે. વળી લોહચુંબકનો કડકો કેટલીક ચીજોને ગુરૂત્વાકર્ષણ અને બીજાં ખેંચાણો છતાં પોતાની તરફ ખેંચી પકડી રાખે છે. મેગનેટો-ઇલેક્ટ્રીક જેવા બીજા સાંચાઓથી પુષ્કળ વીજળી ઉત્પન્ન થઈ શકે છે અને વળી તે વીજળી પાછી વીજળીથી ઉત્પન્ન થતી કોઈબી અસર-જેવી કે નજદીક આવવા અથવા દુર જવા માટે ચીજોમાં થતી હીલચાલ, રોશણી અથવા ગરમીનું ઉત્પન્ન થવું, અથવા કોઇ ચીજનું લોહચુંબક થવું-ઉત્પન્ન કરવામાં વાપરી શકાય છે; પણ જ્યારે આ સઘળી શક્તિને જુદી જુદી જાતની ગતી છે–જેવી કે આખી ચીજનું હાલવું અથવા ચીજની અંદર તેનાં રજકણોનું હાલવું– ત્યારે શું આપણે એક પલ ભારબી શકમંદ થઈશું કે જેને આપણે લોહચુંબકની શક્તિ કહીએ છીએ તે તો એક જાતની ગતી છે. અને શું ત્યારે લોહચુંબક એક જાતની વસ્તુ અથવા ગતી થઈ નહીં શકે? હવે જો એ કોઇબી આકારવાળી ચીજ હોય, તો જ્યાં સુધી તે વપરાએ નહીં, ત્યાં સુધી એમની એમ કાયમ રહેવી જોઇએ અને કોઇબી ચીજમાં તેનો ચોક્કસ જથ્થો રેહવો જોઈએ; તેમ વળી તે જથ્થો વાપરતાં વાપરતાં ઓછોબી થવો જોઈએ. પણ ત્યારે અહીંઆં તો ખરી વાત એ છે કે જ્યારેબી આપણે લોહચુંબકને વાપરીએ છીએ, ત્યારે તેની શક્તિ કશી પણ ઓછી થતી આપણને જણાતી નથી. વળી એબી એક ખરી વાત છે કે, ફક્ત લોહચુંબકથી કાંઈ કોઈબી ચીજમાં ગતી ઉત્પન્ન કરી શકાતી નથી, તેમજ વીજળીક અસરબી ઉત્પન્ન થતી નથી. એ તો એમ છે કે જ્યારે કોઈ ચીજને લોહચુંબકથી ગતી આપવામાં આવે, તો તેથી કાંઈ અસર થાએ છે, તે અસર બે શક્તિનું પરીણામ છે, અને તેમાં એક તે પેલી ચીજની ગતી, અને બીજી તે લોહચુંબકની શક્તિ. એ ઉપરથી ત્યારે આપણને એમ સમજવું જોઈએ કે, લોહચુંબક એક એવો સાંચો છે કે તેની બાંધણીથી તેને લગાડેલી ગતીનો ગુણ અને દીસા બદલાઈ જાય છે. જ્યારેબી એક સાધારણ વીજળીના સાંચાનું ચક્કર ફેરવાય છે, કે તેમાંથી વીજળી ઉત્પન્ન થાય છે અને વીજળી તે સાંચામાં વપરાયલી શક્તિઓથી તદન જુદીજ જાતની એક શક્તિ છે. સાધારણ ગતી અંદર જાય છે અને તેમાંથી વીજળી ઉત્પન્ન થઈ બાહેર આવે છે, અને તે વીજળી સાંચાની બાંધણી ઉપર આધાર રાખતી બદલાયલી ગતી છે. એજ પ્રમાણે લોહચુંબકને પણ એક એવો સાંચો ગણીએ કે જેથી એક જાતની ગતી બદલાઈ બીજીજ જાતની થઈ જાય છે. એટલું તો ખુલ્લું છે કે એ પ્રમાણે થવાનું કારણ લોહચુંબકના અંદરના (રજકણના) બાંધા સાથ સંબંધ ધરાવે છે. જો એક એવો લોઢાંનો સળીઓ લઈયે, કે જેમાં કોઈબી વખતે લોહચુંબકની શક્તિ આવી ન હોય અને પછી તેને વળ ચઢાવ્યે તો તેથી તેમાં લોહચુંબકની અસર આવશે, અને તેના પોલનો આધાર જે દીસામાં વળ ચઢાવ્યો હશે તેની ઉપર રહેશે. આવી રીતનું બનાવેલું લોહચુંબક તારના ગુછડાંની ઉપર અસર કરે છે, અને તે ગેલવેનો–મીટરની સોયના ફરવાથી જણાય છે; પછી જો પેલા સળીઆને આપેલો વળ છોડી દેવામાં આવે છે, તો તેમાંથી લોહચુંબકની શકતી જતી રહે છે અને પાછો વળ આપ્યે છીયે તો તે શકતી પાછી આવે છે. એ ઉપરથી જણાય છે કે સળીઆને વળ આપતી વખતે તેમાંનાં રજકણોની ઉપર ચોક્કસ દીસામાં દબાણ થતું હશે, અને તે નીચલા અખતરા ઉપરથી સાબેત થઈ શકે છે.

એવું માલમ પડયું છે કે જો એક લોઢાંના સળીઆની આસપાસ વીજળીનો પ્રવાહ ફરવા દઈને અથવા તેને એક છેડેથી બીજે છેડે સુધી જવા દઈને પછી તેને લોહચુંબક બનાવ્યે, અને પ્રવાહ ઉભી લીટીમાં દાખલ કરીએ, તો તે સળીઓ સેહેજ લાંબો થઈને પછી જે દીસામાં વીજળીનો પ્રવાહ તેમાં વહેતો હશે, તે દીસામાં સેહેજ વળશે. વળી જો એક જાયુકનાં લોહચુંબકને લાલ થઈ જાય ત્યાં સુધી તપાસીને ગરમ કરશું, તો તેમાંથી લોહચુંબકની શકતી જતી રહેશે. હવે જો એક જાયુકના લોહચુંબકને એવી રીતે ટાંગ્યું હોય કે તેની ઉપર કશાંનો ફટકો માર્યાથી તેમાંથી મધુર અવાજ નીકળે, તો એવી રીતે તેને વારેઘડીએ ફટકા માર્યાથી તેમાંથી લોહચુંબકની શકતી ઓછી થતી જાય છે, કેમકે એ પ્રમાણે તેની ઉપર ફટકા માર્યાથી જે અવાજ નીકળે છે, તે તેમાંનાં રજકણોમાં થતી હીલચાલથી નીકળે છે અને આવી રીતની હીલચાલથી તેના રજકણોને પોતાની આગળી જગ્યાએ પાછાં જવાની સગવડ પડે છે અને તેથી તેઓ તે (આગળી જગ્યા– જે વખતે તેમાં લોહચુંબકની શકતી નહી હતી તે વખતની) જગ્યા તરફ ખસ્યા કરે છે અને તેથી લોહચુંબકની શકતી તેમાંથી ઓછી થતી જાય છે. જ્યારે પૃથવીના ઈન્ડકટીવ એકશન (inductive action) થી એક લોઢાંનો સળીયો લોહચુંબક બને છે ત્યારેથી એમજ થાય છે. આ સળીયાને મેગનેટીક ડીપની દીસા ભણી પકડયે છીયે ત્યારે તેમાં લોહચુંબકની સેહેજ અસર આવે છે, પણ જો તેને એવી રીતે પકડયો હોય કે તેની ઉપર હથોરી વાગે તો તેમાંથી મધુર અવાજ નીકળે, તો તે તરતજ ખરેખરૂં લોહચુંબક બનશે. આ વખતે પૃથવી તે સળીયાનાં રજકણો જે રીતે છે, તેને ફેરવીને બીજી રીતે મુકવાની વળાણ આપે છે, પણ તે રજકણો તેમાં કોહીઝન (colision) નામની શકતી હોવાને લીધે છુટાં પડતાં નથી, પણ જેવી તેની ઉપર હથોડી પડે છે કે તેનાં રજકણોમાં હીલચાલ થાય છે અને તેથી તે રજકણો પોતાની નવી જગ્યા (પૃથવી તેને તેજ તરફની વળાણ આપે છે તે) એ સેહેલાઈથી ગોઠવઈ જાય છે અને તેથી તે તરતજ લોહચુંબક બને છે.

હવે ત્યારે એ ઉપરથી જણાય છે કે લોહચુંબકનાં રજકણો જે ચીજ લોહચુંબકની શકતી નહી હોય, તેનાં કરતાં જુદીજ રીતે ગોઠવાયલાં હોય છે અને કોઈબી ચીજનાં રજકણોને તેની જગ્યાએ કાઢી નવી જગ્યાએ ગોઠવવા માટે તેની બીજી ખાસ્યતને ખીલવવી પડે છે. લાકડાંનો કોલસો, તેલ કાઢી લીધેલો કોલસો, સીસાપેનનું સીસું અને હીરો, જે આપણને જુદી જુદી ચીજો દેખાય છે, તે ખરેખર તો એકજ ચીજ છે.

ત્યારે લોહચુંબક એક સાંચા જેવું છે, કે જેમાં વપરાયલી શકતીઓની ખાસ્યત બદલાઈ જાય છે, અને તે કોઈ ચીજને પોતાની તરફ ખેંચતી કે દુર કરતી વખતે જણાય છે. કોઈ વખતે આવી રીતે તેની ખાસ્યત બદલાતી નથી અને તેથી તેમાં લોહચુંબકની કશી અસર જણાતી નથી, પણ જો તેને કોઈ બીજી શકતી આપ્યે છીયે, તોજ તે જણાય છે; પણ જો કોઈ વખતે આવી કોઈ બીજી શકતી આપ્યા વગર તે અસર જણાય છે, તો તે લોહચુંબક જે ગરમી ચુસી લેય છે, તેથી જણાય છે, અને આવી રીતે થયલું લોહચુંબક જેટલું કામ કરે છે, તેનાં પ્રમાણમાં તેની ગરમી ઓછી થાય છે, લોહચુંબક વપરાયાથી તેની ગરમી ઓછી થાય છે, એ વાત તો લોહચુંબકના કડકાને ઠરમોપાઈલની ઉપર વાપરી જોયાથી ખરી માલમ પડી છે, કેમકે એવી રીતે વપરાવાથી તે ઠંડો થાય છે. લોહચુંબક એ કઈ જાતની ગતી છે, એ હજી જણાયું નથી પણ તે એક જાતની ગતી છે, એ વાત તો ખરીજ છે. નીચલા અખતરાઓ ઉપરથી એ વાત બરોબર સદમજ પડશે. આ અખતરાઓનું મી॰ કેરે આ પ્રમાણે ધ્યાન આપ્યું છે:—એક ઈલેકટ્રો-મેગનેટના પોલને સારી પેઠે પાલીશ કરીને આરસી જેવો ચલકતો કીધા પછી તેની ઉપર રોશણીનું એક કીરણ પડવા દઈને તે પ્રતીબીંબ બીજી બાજુ પર નાંખીને પછી તેમાંથી વીજળીનો એક પ્રવાહ મોકલવો. આ પ્રમાણે વીજળી લોઢાંમાં જવાથી તે લોહચુંબક બનશે અને તેથી તેના પોલ પર પડતાં રોશણીનાં કીરણમાં થતી ગતી, જે અગાઉ મોજાના આકારની હતી, તે બદલાઈને ગોળ આકારની થતી જણાશે. હવે એથી ઉલટા અખતરાથી શું થાય છે તે જોઈયે.

કવોર્ટસના કાચની ઉપર સાધારણ પોલેરાઈઝ થયલી રોશણીનાં કીરણ એકઠાં કરીને પછી કવોરટર વેવ પ્લેટમાંથી તેને પસાર કરયે, તો તેમાંથી ગોલ ફરતી પોલેરાઈઝ થયલી રોશણીનાં ઝળકતાં કીરણ જણાશે. પછી આ કીરણનાં મધ્ય બીંદુમાં એક ઝીણી પણ લોહચુંબકની શકતી વગરની સોય એવી રીતે મુકયે, કે તેમાંથી રોશણી એક છેડેથી બીજે છેડે પસાર થાય, તો દશ મીનીટમાં તે સોયમાં લોહચુંબકની શકતી આવશે.

ત્યારે હવે જે ગતીને આપણે લોહચુંબકની ખેંચવા અને દુર કરવાની શકતીથી થતી ગતી કહીયે છીયે, તે ગતી તારનાં ગુચ્છાંમાં થતી ગતીના જેવીજ છે. વળી તેજ ગતી જમણી કે ડાબી કોઈબી બાજુ ઉપર થતી ઈથરમાંથી જણાય છે. ૧૨ કે ૧૫ ઈંચની લંબાઈનો એક તાર લઈ તેને પેનસીલ પર વીટાલીને પછી પેનસીલ ખેંચી કાઢી તારના બેઉ છેડા સાથે લાવી જોઈશું, તો એક છેડો જમણી ને બીજો ડાબી બાજુ પર વીટળાયલો જણાશે. જો તે બંનેને એમજ વીટાળશું તો તે સેહેલાઈથી વીટળાશે, પણ ઉલટી બાજુએ વીટાળવા જઈશું તો વીટળાશેજ નહી.

હવે આ વીચાર લોહચુંબકને લાગુ પાડીને આપણે ધારીએ કે ઈથરમાં લોહચુંબકથી spiral motion નામની ગતી આવે છે અને આવી ગતી બીજી ચીજોની ઉપર લોહચુંબકના જેવી અસર કરે છે, તો એ વાત આપણને બરાબર સદમજ પડે છે. એ વીશે બીજા બધા અખતરાઓ પડતા મુકી ફેરેડેનો નીચલો એકજ આપીએ છીએ.

લોહચુંબક તેની ધરી ઉપર ફરવાથી તેની બાહેર વહેતા પ્રવાહ ઉપર તેની કશી પણ અસર થતી નથી; પણ જો એક

તારનો ફાંસો કરી લોહચુંબકપર ધર્યો હોય અને પછી તે લોહચુંબકને ફેરવ્યે, તો તેથી પેલા તારમાં વીજળીનો પ્રવાહ વહે છે અને જો લોહચુંબકને સ્થીર રાખી પેલા તારને ફેરવ્યે, તોપણી વીજળી ઉત્પન્ન થાય છે; પણ આ વેળાએ તે પ્રવાહ પેહેલાનાં કરતાં ઉલટી દીસામાં વહે છે.

આ સઘળાં ઉપરથી સાર એ નીકળે છે કે વીજળી અને લોહચુંબક બને ગતી છે; પણ વીજળી કોઇ પણ ચીજમાંથી પસાર થાય છે અને હવા વગરની ખાલી જગ્યામાંથી તેનેથી જવાતું નથી અને લોહચુંબકની અસર તો માત્ર રેડયંન્ટ ગરમી અને રોશણીની માફક થાય છે. વળી વીજળીને તો એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવા માટે વીજળી ખેંચી લે, એવો પદાર્થ જોઈએ છે.

### ઝડપ.

વીજળીની ઝડપની માપણી થઇ છે અને તે ઉપરથી એવું માલમ પડે છે કે "લેડન જાર" ની વીજળીની ઝડપ રસાયણ આકર્શણથી ઉત્પન થતી વીજળીની ઝડપ કરતાં ઘણીજ છે. 'લેડન જાર' માંથી ઉત્પન થતી વીજળીની ઝડપ ૧ સેકંડે ૨૦૦૦૦૦-બે લાખ માઈલની છે, ત્યારે બીજી વીજળીની માત્ર ૧૫ થી ૨૦ હજાર માઈલની છે, પણ તેનો આધાર વીજળી લઈ જનારા તારની શક્તી ઉપર રહે છે. સાધારણ તાર કરવાનાં કામમાં વપરાતી એ વીજળીની ઝડપ ઘણાંમાં ઘણી ૩૦૦૦૦ (ત્રીસ હજાર) માઈલની છે. તાર કરવાનાં કામમાં તારની લંબાઈ પ્રમાણે વખત થાય છે. પ્રેસકોટ પોતાની તારને લગતી સહમજ આપનારી ચોપડીમાં લખે છે કે આઠમાં નંબરના લોઢાંના તારથી એક પેગામ ૩૦૦ માઈલને છેટે મોકળવા માટે એક સેકંડનો સોમો ભાગ જેટલો વખત લાગે છે, અને જેમ તારની લંબાઈ વધે છે, તેમ વખતનું પ્રમાણ વધતું જાએ છે, એટલે ૬૦૦ માઈલને છેટે તાર કરવા માટે ત્રણ સેકંડના સોમાં ભાગ જેટલો વખત બસ થાય છે.

વળી તે કહે છે કે એ કામમાં જે લોહચુંબક વપરાએ છે, તેની શક્તી પરખી એનો ઘણો આધાર રહેછે, કેમકે કેટલાંક લોહચુંબકની શક્તી બીજાંઓ કરતાં ઘણી જબરી હોય છે.

ઉવીટસ્તને અગાઉ એવું સાબેત કીધું હતું કે વીજળીનો ચમકાટ એક સેકંડના દશ લાખમાં ભાગ જેટલા વખત સુધીજ દેખાએ છે જો કોઈ ચીજને ઘણીજ જોરમાં ફેરવી હોય ને પછી તેને વીજળીના ચમકારાની રોશણીથી જોઈ હોય, તો તે સ્થીર હોય એવી દેખાએ છે. જો એક ટ્રેન કલાકના ચાલીસથી પચાસ માઈલની ઝડપે જતી હોય, તો તે ટ્રેન આપણને બરોબર દેખાશે ખરી, પણ તેનાં પૈડાં ફરે છે કે નહી તે આપણાથી કહેવાશે નહી; કેમકે આપણને તો તે જાણે સ્થીર હોય તેવાંજ દેખાએ છે. એજ પ્રમાણે એક પવનથી ફરતી ચકરીની ઉપરના સરો પણ આપણને ફરતા ન દેખાતાં સ્થીરજ જણાશે; એવું કારણ એ છે કે તે વીજળીનાં ચમકારા જેટલા વખતમાં આપણને જણાએ એવી રીતે ફરતા નથી.

લોહચુંબકની શક્તીની ઝડપની કશી માપણી થઈ હોય એવું જણાતું નથી, પણ જો લોહચુંબકથી ઈહરમાં થતી એક જાતની ગતીજ હોય, તો તેની ઝડપ રોશણીની ઝડપ સાથ સરખાવી શકાએ. રોશણીની ઝડપ એક સેકંડે ૧૮૬૦૦૦ માઈલની છે.

S.



## એલસ્ટન હાર્થનો ચલકાટ.

### પ્રકરણ ૧ લું.




એક શીયાળાની સાંજે મારાં ઘરમાં જ્યારે મારા ભાઈ બેહેનો અને તેઓનાં છોકરાંઓની એક ટોલી એકઠી મલી હતી, ત્યારે મારી માનીતી ભત્રીજી મેગી મારી આગળ પોતાનાં નાહના મધુર સરોદે એક કવીતા ગાતી બેઠી હતી, કે જેનું નામ "ત્રણ માછીઓ" કરી હતું. તે કવીતામાં નીચલી એક લીટી ઉપર અમો સરવે કોઈ તકરાર કરવા લાગાં:—

"કારણ મરદોએ કરવું જોઈયે કામ,
"અને કરવું જોઇયે ઓરતોએ રૂડન;"

જીંદગીને દુઃખી કરનાર અને તે દુઃખ ખમનાર માનવીઓ વીશે અમો તરેહવાર વીચારો બતાવવા લાગાં. અમો મોટાં ઉમ્મરે પુગેલાંઓ, જીંદગીમાં મલેલા અનુભવ ઉપરથી બોલતાં, ત્યારે તે નાહનાંઓ ફકટ દુઃખ સુખ, કે જે વીશે તેઓ તદન અંજાણાં હતાં, તે વીશે માત્ર તરક કરવા લાગાં.

"એ કેવી શુંદર કવીતા છે," મારા ભાઈ વીલીની બેઠી રૂથ બોલી, "પણ હમેશાં મને એમ લાગે છે કે એ જરા અપમાન ભરેલું છે, જાણે મરદોજ સઘળું કામ કરતાં હોય, અને ઓરતો રડીયાજ કરતી હોય તેમ."

"પણ આ જુઓની કે ઓરતો ઘણીખરી એખલી પડે છે, અને બીચારીઓને જે કાંઈ ખમવાનું હોય છે તે હમેશાં એખલીજ ખમે છે, અને તેથી તેઓને ભાગે રડવાનું ઘણું આવે છે તેમાં કાંઈ નવાઈ નથી." મેગીની વડી બેહેન એગનીસ બોલી.

ત્યાર પછી વીલીની બાયડી, તે ઉપલાં છોકરાંઓની માતા બોલી; તેણીનાં બોલો સાંભળવા જોગજ હતા: "મારાં બચ્ચાંઓ, એક ઓરતની જીંદગી કાંઈ રડવામાં નથી જતી, પણ મેહેનતમાં જાય છે. તે મેહેનતમાં થોડાંક આસુઓ પડતાં હશે ખરાં, પણ તે એક ઝળકતું, મેહનત ભરેલું, આશા આપનારૂં કામ હશે કરીનેજ તે ખુદા તેણીનાં કામમાં આરામ આપવા સારૂં ઉપલાં આસુઓ વરસાવતો હશે."

"પણ તમો શું એમ કહેવા માંગો છો કે ઓરતો દુઃખી છેજ નહી?" મેગી બોલી ઉઠી, "તેઓને કોઈ જાતનો બળાપો છેજ નહી."

"કોઈ જાતનો બળાપો હોય નહી તે એક ચીજ છે, અને દુઃખી થવાની બીજી ચીજ છે," મેં જવાબ આપ્યો. "હું

ધારૂં છું કે જો ઓરતો પોતાપરની વીપતી ધીરજથી સહન કરે, અને પોતાથી બનતું કરી આસપાસનાઓને મદદ અને દીલાસો આપે, તો તેઓ ઘણી દુઃખી થાય નહી."

"આહા, નહી; જો તેઓ પોતાના ભાઇબંધોને વાસ્તે કાંઈ મોટાં સારાં કામ કરે તો તેઓને કાંઈ નથી; પણ જેઓને પોતાનાં શંકતોને હર રોજનાં સાધારણ વહીતરાં સાથ આવી દોરંગી દુનિયાંમાં સાથે લઈ ફરવું પડતું હશે, તેઓની મને દયા આવે છે," ફરગસ એલસતન બોલ્યો.

"આહા, મરદોની માફક તેઓ પણ જો પોતાનાં દુઃખો ઓછાં કરવા કાંઈ મોટાં માન ભરેલાં કામો કરે તો તેઓને કેટલું સારૂં થાય!" દોનાલ્દ બોલ્યો.

હવે મારી બેહેન રૂથ બોલી, અને તેણીનાં મધુર સાથે અને તે સાથનાં આતુરતાપણાથી સરવે કોઇ આસપાસ જોવા લાગાં. "દોનાલ્દ," તેણી બોલી—અને તે વખતે તેણીની સુંદર ભુરી આંખોમાં કાંઈ ચમકતું હતું—"તું જાણે છે કે ઓરતનાં કામની વખાણમાં ખુદા કહે છે કે 'તેણીથી જેટલું બનયું તેટલું તેણીએ કર્યું' છે."

તેણી કાંઈ વધુ બોલી નહી; તે થોડાજ બોલો હમો વાસ્તે પુરતા હતા. છોકરાઓના મોહડાં ગંભીર થઈ ગયાં, છોકરીઓ વીચારમંદ દીસવા લાગી, અને મારા વીચારો આગલા વીતી ગયલા દીવસો ઉપર દોડવા લાગા.

"આહા, રૂથ, મારી બેહેન!"

તે ટોલી વીખરાઈ ગઈ, અને હું સગડી આગળજ, રૂથની જીંદગીના બનાવપર વીચાર કરતો બેસી રહયો, તેમાં કાંઈ નવાઈ જેવું હતું નહી.

હમારા ઘરનું નામ 'એલસ્ટન હાર્થ' છે. એવું નામ આપવું જરા અજાયબ જેવું લાગે છે ખરૂં, પણ તેની સાથે એક કાંહાંણી જોડાયલી હતી કરી અમોને તે નામ ઘણું વાહાલું થઈ પડયું હતું.

મારા પીતાના એક બાપદાદા ઘણાંક પારકાં શેહેરોમાં ભટકીને પોતાની જીંદગીનાં ઘણાંક વરસ ત્યાં કહાડી, અંતે સારી પુંજી એકઠી કરી પોતાને સ્વદેશ પાછા ફરયા, અને તે પુંજીમાંથી ઘણી મોટી રકમ આ જગા ખરીદ કરવા પછવાડે ખરચી હતી. એ જગા ઉપર તેઓએ એક મોટું, સગવડ ભર્યું ઘર બાંધીને સુંદર બગીચો બનાવ્યો હતો. તેઓ કદીબી પરણુયા નહી, પણ જ્યારે પોતાનું નવું ઘર બંધાતું પુરૂં થયું, ત્યારે પોતાના ગરીબ ખેશીઓને શોધી ખોલીને લાવીને સાથે રાખ્યાં. સઘળાં માબાપ વગરનાં કુટુંબો—સઘળી એખલી અતુલી ઘરડી વીધવાઓ—સઘળાં ખેશીઓ જેઓ નાચારીમાં હોય, અને બીમારી અથવા બીજાં કાંઈ કારણસર કામ નહી થઇ શકતું હોય, તેઓને જ્યાંવેર પસંદ પડે ત્યાં વેર પોતાના ઘરને તેઓનુંજ સમજીને રહેવાને ઈજન કર્યું હતું; અને તે ઘરને તેઓએ 'એલસટન હાર્થ' નામ આપ્યું હતું. આ પ્રમાણે આ લાંબી મુદતની કાંહાંણી સાથે અમારૂં ઘર સંબંધ ધરાવતું આવ્યું છે. હું ત્યાંજ જનમ્યો હતો. મેં તે કદી છોડયું નથી, અને એજ ઘરમાં મારા ઘડપણનાં બાકીનાં દીવસો શાંતીથી પસાર કરવાની ઉમેદ ધરાઉં છું.

સઘળાં મલી અમો છ છોકરાંઓ અમારાં માબાપનાં હતાં. રૂથ સર્વેથી વડી બેટી હતી; તેથી ઉતરતો હું હતો; ત્યાર પછીનો વીલી; તેનેથી ઉતરતો ફરગસ, અમારો ખલાસી છોકરો, કે જેની ઘોર પારકાં દેશમાં ખજુરીનાં ઝાડ હેઠલ થઈ હતી; ત્યાર પછી ઈદીથ, અમારાં કુટંબની ખુબસુરતી; અને છેલ્લે, નાહની મેરી (કે જેને મે ફુલાવરના નામથી અમો બોલાવતાં હતાં), જેણી અમારી વાહાલી માતાની સોડમાં પાસેનાજ દેવલનાં કબરસ્તાનમાં જઈ સુતી હતી.

હું ઘણી વખત અજબ પતો હતો કે, મારા જેવા માંદા, અશકત નીર્બલ છોકરાને ખુદાએ સર્વે ભાઈઓમાં વડો કાંએ પેદા કર્યો હશે; પણ ખુદા સર્વે જાણે છે. મારી બેઠક હમેશાં સઘડીની પાસેજ હોય છે. સર્વેને આવતાં જતાં મેં જોયાં છે. તેઓની જીંદગીમાંજ મેં મારી જીંદગી કહાડી છે, કારણ મારી પોતાનીમાં કાંઈબી આશા અથવા લાભ જેવું હતુંજ નહી. મેં થોડુંક દુઃખ જાણ્યું છે, પણ હવે મારે વીશેનું બસ; તે સાંજે તો હું રૂથ વીશે વીચાર કરતો હતો, કે જેણી થોડાક વખત આગમચ નીચલા બોલો બોલી હતી—"ઓરતનાં કામની વખાણમાં ખુદા કહે છે કે, 'તેણીથી જેટલું બનયું તેટલું તેણીએ કર્યું છે'."

તે કાંઈ ઘણો ખુબસુરત નહી હતો-તે લાંબા વખતપરનો જુવાન ચેહરો—કે જે હું પાછો યાદ કરતો બેઠો; અને તોપણ તેમાં ખુબસુરતીને મલતું કાંઈ બેસાયલું હતું. લાંબા વખતપર જ્યારે તે ચેહેરા વીશે કોઈ ટીકા કરતું હતું ત્યારે કહેતું કે પોહોલાઈમાં તે ઘણો નાહનો હતો, કે ગાલો અતીશય ગોલાબી હતા, અથવા હોઠ આગલથી જોઈયે તે કરતાં વધારે ઉઘડેલો હતો, તો જો કે તેણીની મીઠી, નરમ, ભુરી આંખો અને સોનેરી ભુરા બાલો તો વગર શકે ઘણાં સુંદર હતાં, પણ જેમ હાલમાં લાગે છે તેમ તે વખતે મને તો સઘળુંજ ખુબસુરત લાગતું હતું, તો જો કે હવે તે ગુલાબી રંગ તો ઘણો ખરો સઘળો જતો રહયો છે, તે ચલકતા બાળ ઘડપણની નીશાંણી દેખાડે છે, તે ગોલ, ભરેલો મુખડો પટલો અને કરચલીવાલો બની ગયો છે.

રૂથ મને દોલત દુનિયાં છે. તેણી મને સઘલાંની ગરજ સારે છે. મારા નાહના ભાઈઓ, ભર જુવાન ઉમરમાં અને સારી તંદરોસ્તીમાં કુદકા ભુસકા મારતા ચીબાવલા, મારા જેવા માંદા, ફીકા ચેહેરાના, લંગડા છોકરાને સમજી શકયા નહી, કે જે તેઓની મસતી તુફાનમાં ભાગ લઈ શકતો નહી હતો; મારી નાહની બેહેનો મારીપર દયા કરતી, પણ કાંઈ સધીયારો આપી શકતી હતી નહી; મારા પીતા મારીપર માયાળુ હતા, પણ મારી તરફ નીરાશીથી જોતા હતા, અને ફરગસને પોતાનો વાહાલો બનાવ્યો હતો. મારી માતા—આહ! મારી નરમ સવાલી માતા, તારે વાસ્તે બોલવાની હું હીમત કરી શકતો નથી. વાહાલી રૂથ તારા જેવીજ છે, અને એ કરતાં વધારે વખાણ હું તેણીની કરી શકતો નથી! મને માબાપ, ભાઇ બેહેન, દોસ્ત આસનાવ સર્વે તેણીજ છે. મારી જીંદગીમાં જે કાંઈ સુખ મેં જોયું છે, તે વાસ્તે હું તેણીનોજ આભારી છું. મારાં દુઃખનો અરધો બોજો તેણીએ મારે વાસ્તે પોતે ઊચકયો છે, અને બાકીનો તેણીએ એટલો હલકો કરયો છે, કે મેં કદી તેવી સ્વપને પણ આશા રાખી ન હતી.

જ્યારે રૂથ અધારેક વરસની હશે ત્યારે હમારો વીલી પોતાના દોસ્ત માલકમ લેંગને અમોને મલવા માટે લઈ આવ્યો. માલકમ વીલી કરતાં ઘણાં વરસ વડો હતો; પણ તે એની ઉપર ઘણો માયાળુ હતો, અને જ્યારે ત્યારે અમારા નાહના ભાઈને મોંઢે એની ઘણી વખાણ સાંભળવાથી, તેને આવકાર દેવાને અમો ઘણાં ખુશી હતાં.

જે પેહલે દીવસે અમોએ તેને જોયો, તે દહાડો મને બરાબર યાદ છે. મને તો મારી પૈડાંની ખુરસીમાં, ખુલ્લી હવામાં બાગમાં લીલોતરીવાલી જગા ઉપર લઈ જવામાં આવ્યો હતો, અને જુન માસનાં સુંદર તડકાંમાં ઘર, ઝાડો, અને દુરની ટેકડીઓ જે ઢંકાએલાં હતાં તે નીહાલતો હતો. રૂથ મારી પાસેજ બેસીને, પોતાનાં નરમ, મીઠા શરોદે એક નવી કવીતા વાંચતી હતી. વીલી અને મી૦ લેંગ, તેની અરધો કલાક આગમચનાં આઠ પુગા હતા, અને મારો ભાઈ પોતાનાં દોસ્તને મારા મા બાપ સાથે પીછાણ કરાવતો હતો. જ્યારે આ ક્રીયા પુરી થઈ, ત્યારે મારી માતાએ સુચવ્યું કે તેઓ અમારી બેની શોધમાં નીકળે, કે જેમ તેઓએ કીધું, અને અમારાં છાયાવાલાં ખુનામાં બેઠેલાં અમોને એકદમ અચરત કીધાં.

તે લોક ત્યાં આવી પુગાં છે, એમ જાણ્યા વગર રૂથે, થોડીક પલવેર વાંચ્યાજ કીધું. તેણીનો સાહધ વધારે અને વધારે આતુર થતો ગયો, અને તેણીના ચેહેરામાં જાણે તે કવીતા પોતાનો પસરાત પાંથરતી હોય તેમ તે ઘણો પ્રકાસવા લાગો. મારૂં ધ્યાન પણ કેટલોક વખતવેર તેનીજપર હતું, અથવા ખરૂં કહું તો તે કવીતા વાંચતાં મારી બેહેનનાંજ ચેહેરાનો હું અભ્યાસ કરતો હતો તેટલાંમાં એકદમ દાબી રાખેલાં હસવાનો એક સાહધ મેં સાભલ્યો, અને પછવાડે ફરી જોયું તો જે વડના ઝાડના છાયા હેઠલ અમો બેઠાં હતાં, તે ઝાડની દાંખલીઓ વચ્ચેથી વીલીનો હસમુખો ચેહેરો મારી નજરે પડ્યો, અને તેનીજ પાસે બીજો ચેહેરો પણ હતો. એક તેજસ્વી, ખુબસુરત, ચંચલ ચેહેરો, બુદ્ધી અને વીચાર શકતીથી ભરપુર, અને તે માલકમ લેગનો હતો.

"મેં તમોને કહ્યું હતું કે આપણ એઓને કવીતા વાંચતા અથવા કાંઈ એવાજ ધંધામાં જોઈશું," વીલી હસતો હસતો રૂથને ચુમી લેતાં બોલ્યો; અને પછી આગળ વધાર્યું, "જુઓ હવે, હું એઓને લાવ્યો છું–એવણ માલકમ લેંગ છે; લેગ, આ લોક રૂથ અને આરચી છે."

'હું તે જાણું છું,' તારા ઓલખાવ્યા આગમચ મેં એઓને ઓલખ્યાં છે," અમારા ભાઈનો દોસ્ત બોલ્યો; અને રૂથ તરફ સભ્યતાથી નમીને મારી સાથે શેકહેંડ કરી.

તે વખતે રૂથ પોતાનાં માંથાપર એક સાદરાંની તોપી પેહેડીને સર નીચું નમાવી ઉભી રહી હતી, તે દેખાવ આજે મને યાદ આવે છે. બલુ અને સફેદ મજલીનનો સુંદર પણ સાદો પોશાક તેણીએ પેહેરેલો હતો, અને જે કવીતા વાંચતી તેણી અધુરી રહી ગઈ હતી, તે લીતી ઉપર પોતાનું આંગલું રાખી મુકી તેણી ઉભી હતી. આ પ્રમાણે પેહેલી વખત માલકમ લેગે તેણીને જોઈ હતી.

તે અમારી બેની ટોલીમાં ભેલાયો, અને વખત જતાં રૂથ પાસથી તે ચોપડી પોતે લીધી, અને મેં કોઈ દીવસ ન સાંભળેલા એવા સુંદર મધુર અવાજે તે વાંચવા લાગો. રૂથનો તે વખતનો ખુશી ભરેલો ચેહેરો હજુર મને યાદ છે, કે જ્યારે તેણી તેને ધ્યાનથી સાંભળતી બેઠી હતી.

આ પ્રમાણે તે અમો વચ્ચે આવવા પામ્યો હતો. આ ખુબસુરત, ચંચલ માલકમ, જે અગો કોઈકની જીંદગીની ઉપર•કાંઈ અજબ જેવું બલ વાપડી શકયો છે.

તે વાડના ઝાડ હેઠલનાં ઘણાંક દીલખુશ કલાકોમાંનો તે એક પેહેલો કલાક હતો. હલવે હલવે અમારી રૂથમાં કાંઈ ફેરફાર થવા લાગો—એક અજબ જેવી વીચારવંત વર્તણુંક; મારી ઉપર વધારે ઘાડો, ઊંડો પ્યાર; અને જ્યારે વીલાનો દોસ્ત તેણી સાથે વાત કરતો ત્યારે શરમાલપણાંનો ઝાંખો, મીઠો છાંયો તેણીનાં મોહોડાં ઉપર ફરી વલતો, કારણ તેણી હવે ચાહવા શીખી હતી.

પાંનખર રૂતુ આવી. અમારા વડના ઝાડના સફેદ મોહરો લાંબા દહાડાનાં ખરી ગયાં હતાં, સઘળી જાતનાં ફુલો લાલી ઉપર આવ્યાં હતાં, જંગલનાં ઝાડો રાતો અને સોનેરી રંગ પકડતાં હતાં, નાહના નાહના ઝાડનાં પાત્રાં અને ફુલના વનના વનથી ટેકડીઓ ઘેરા જાંબુરા રંગની થઈ હતી, અને માલકમ લેંગ, એલ્સ્ટન હાર્થનો જાથુકનો મુલાકાત લેવા આવનાર થઈ પડયો હતો.

એક દીવસ જ્યારે લીલોતરી ઉપરની મારી હમેશની બેઠકપર બેસીને સાંમેની ટેકડી ઉપરથી પશચીમ દીશાએ અસ્ત પામનો સુર્ય હું નીહાલતો હતો, ત્યારે રૂથ મારી આગળ આવીને બેઠી, અને તે અસ્ત પામતા સુર્યની લાલી અને ચલકાત પણ તેણીનાં તે વખતનાં ચેહેરાના ચલકાત આગળ ઝાંખ મારતો હતો, કે જ્યારે તેણી બોલ્વા લાગી:

"આરચી! તને હુંજ કહેવા માંગતી હતી."

"મને શું કહેવાની હતી?" મેં પુછ્યું, કે જ્યારે કાંઇ ન સમજ પડે એવી ધાસ્તીએ મારી છાતીમાં ઘર કર્યું હતું.

તેણી મારી આગળ ગુઠણુમરડીએ પડીને પોતાનું મોહોડું છુપાવીને બોલી, "હું કહેવા માંગતી હતી કે–કે માલકમ મને ચાહે છે, અને–અને મને એની મોહરદાર થવા પુછ્યું છે."

દુરની ટેકડી આગળથી સુર્યનો તેજસ્વી પ્રકાશ કમતી થતો જતો હતો, કારણ તે આંસુઓથી ભીગાયલી આંખોએ જોવામાં આવ્યો હતો. તે ગોખલપેતું હતું, તે વગર વીચારનું હતું, તે તમોને ગમે તે કહો તે હતું, પણ આહા! તે વખનનું તે એક દચકું આવતું હું ચોભાવી શકયો નહી, કે જેની સાથે મારા મુખમાંથી નીકળી પડયું કે, "રૂથ–રૂથ! તે કદીબી તને મારી પાસથી લઈ જઈ શકશે નહી, તેનેથી લઈ જવાશે નહી."

તેણીનો ચેહેરો એક પલ ગંભીર થઈ ગયો, અને મારી તરફ મમતાથી જોઈ બોલી: "આરચી! ઓ એમ ના બોલ–એમ ના બોલ! હું કહેવી સુખી થઈ છું."

હું ત્યારે મુગો થઇ ગયો. રૂથ તે માણસને ચાહતી હતી–તેણીનાં મા બાપ, તેણીનાં ઘર, અથવા મારા કરતાં પણ તેણી તેને ચાહતી હતી; અને તે તેણીને લઈ જઇ શકશે. ઝાડનાં હીલતાં પાત્રાંનો છાયો તેણીનાં મોહોડાં ઉપર રમતો હતો; અને અસ્ત પામેલા સુર્યનો રતાસ આસપાસ પંથરાઈ રહયો હતો. તે વખતે તેણી સોહવામની દીસતી હતી; જો કે તે આગમચ ઘણી વેલાએ એ પ્રમાણે તેણીનાં ચેહેરા ઉપર મેં અજવાળું પડેલું જોયું હતું. હમણાં તે ચેહેરામાં કાંઇ વધારે દીસતું હતું; આંખોમાં એક નરમ ખુશાળી, હોઠો ઉપર એક સંતોશી ચલકાટ–એક સારો માણુસ પોતાનો ખાલેસ પ્યાર એક ઓરતનાં જીગરમાં રેડે છે તેની સર્વે ખુશાલી, તેણીનાં તે વખતનાં સુંદર ચેહેરા ઉપર પ્રકાશી નીકળી હતી.

તે વીશેનું હાલમાં હું જે સમજી શકું છું, તે તે વખતે સમજ્યો નહી હતો. મેં તો ફક્ત તે વખતે એટલુંજ જાણ્યું હતું કે તેણીને અમારા વચ્ચેથી થોડા વખતમાં લઈ જવામાં આવશે; અને તે કોણને વાસતે? એક પોરકાને વાસતે, કે જે તેણીને ફક્ત થોડા માસનોજ જાણીતો હતો, તેને વાસતે તેણી અમો સર્વેને છોડી જવા ખુશી હતી! હું તદન ખીજ-વાઇ જવાપર આવ્યો, અને જો એ ઠેકાણે રથને બદલે કોઈ બીજું હતે તો હું જરૂર ઘણો ગુસ્સે થતે.

"અમો તંને ખોઈ શકતાં નથી. હું તને છોડી શકવાનો નથી," હું બડબડયો.

"તેમ કાંઈ હમણાંજ નથી થવાનું. તેને તો હજુર ઘણો વખત છે," રથ પોતાનાં નવાં મલેલાં સુખમાં, ધીમથી પણ ધુજતા સાહધે બોલી, "એને હજુર કમવું જોઇયે," કારણ માલકમ લેગ એક જુવાન ડાક્ટર હતો.

"કદાચ તેમ કદી પરીજ નહી." આવા અનગમતા વીચા-રનો બોજો મનમાંથી કહાડી નાખવાની કોશેસ કરી, હું ઉતા-વલમાં બોલ્યો.

એ બોલવા પછી હું બીજીજ પળે પસતાયો, કારણ રથે પોતાનું માથું નીચું નાખી દીધું, અને બેઊ હાથો સાથે જોડીને ધીમેથી બોલતી સંભળાઈ, "ત્યારે તો ખુદા મને મદદ કરે!"

મને શરમ લાગી અને અકરવકર થવા લાગી, અને કાંઈ સમજ ન પડે કે હવે શું કરૂં અને શું બોલું. તેટલો વખત હમો વચ્ચે ચુપકીદી રહી, પણ અંતે કોઈનો સાદ અમારી પાસેથી સંભળાયો.

"સુર્ય અસ્ત પામ્યો છે, રથ, તને સરદી થએલી છે, કાંઈ પણ આંગપર ગરમ રાખ્યા વગર તને બહાર નહી આવવું હતું."

ઉપલા બોલો માલકમ લેગ બોલ્યો હતો, અને તે બોલો કાંઈક સત્તાથી બોલ્યો હોય એમ મને લાગ્યું અને તેથી કરી મને જરા દુઃખ લાગ્યું; પણ રથને તે પસંદ પડયું હોય એમ મને દીસ્યું. માલકમ ઘર તરફ પાછો ગયો, અને તે ગયલો હતો તેટલામાં રથ ધીમે અવાજે મને કેહેવા લાગી:

"વાહાલા આરચી, જો, તારી પાસ માગી લઊં છું કે એને એમ ના જાણવા દેતો કે મારા સર્વેથી માનીતા અને પ્યારા ભાઈને એ પસંદ નથી. જો, કાંઈ પણ બોલ!"

"હું ઈછુંચ—હું ઈછુંચ કે એ હમાં કદી આવ્યોજ નહીં હતે," એક બીજું દચકું આવતું અટકાવવાની કોશેશ કરતાં હું બોલ્યો.

તેજ વખતે તે પોતાની ગરમ શાલ લઈ પાછો ફર્યો, અને રથનાં ખભાં ઉપર નાંખતો નાંખતો બોલ્યો, "મારી વાહાલી, આ ગરદન ઉપર નાંખવા દેતો."

તેણીએ તેનો જવાબ હસીને આપ્યો, કે જેવું મીઠું હસ-વાનું મેં કોઈ દીવસ તેણીનું જોયું ન હતું, અને ત્યાર પછી તે હસીને મને કહેવા લાગ્યો: "આરચી મારી ખાત્રી છે કે તું મારી અદેખાઈ કરતો હશે, પણ મને જાણવા દે કે તેં એક બેહેનને ખોઈ નથી, પણ એક બીજો ભાઈ કીધો છે. એમ જાણવાથી હું ખુશી થાશ," અને એમ બોલી તેણે પોતાનો હાથ મારી તરફ લાંબો કીધો.

મેં મારો હાથ તેના હાથમાં મુક્યો, પણ મોહ બીજી તરફ ફેરવીને બોલ્યો, "તેણી મારી સરવેથી વાહાલી છે."

"પણ તને તો તારાં માત પીતા છે, અને બીજાં ભાઈ બેહેનો છે," તે દીલગીરીથી બોલ્યો, "પણ મારાં તો કેઈ નથી. આરચી, અહીં આવ્યા આગમચ હું તદન એકલો હતો, પણ હવે જાણે બધી આખી દુન્યા મારી આગળ હોય એવું મને લાગે છે."

તે ઉપલું બોલ્યો કે રથે પોતાનો હાથ તેના હાથમાં આપ્યો, અને ત્યારેજ મને લાગ્યું કે હવે કાંઈ પણ વાંધો લેવો ફોકટ હતો. અફસોસ! હું મારી બેહનને ખોઈ બેઠો હતો!

મારી જીંદગીની આ સરવેથી પેહેલી ભારી લડત હતી, પણ મોટા દરયાઇ મોજા મારા શીરપર એક એક પછી આવે તેમ, બીજી પણ તરતજ તેની પુઠે આવી અને મને ધુજાવા લાગી.

આટલો વખત સુધી હમારાં સુખી કુટુંબમાંથી એક જણ પણ ખોરવાયું નહી હતું, પણ જેઓની જીંદગીમાં નજર આગળથી એક એક પછી એક એક વાહલાંઓ જતા રહેવાનું દુઃખ સોસવાનું હોય છે, તેઓને ઉપલા બોલોનું સુખ કેવું યાદ આવતું હશે! તેમજ હમારા બાબમાં થયું હતું, કારણ તે પાનખર રતુ હજુર તો પુરી નહી થાય તેટલાં ખુદાએ પોતાનો હાથ અંધકારમાંથી બહાર કાહાડી હમારી 'મે ફલાવર' ને લઈ લીધી. ત્યાર પછી ખબર આવી કે હમારો બાહાદુર, ખુશ મીજાજી ફરગસ પારકા દેશને કીનારે મરણ પામ્યો હતો. આ છેલાં દુઃખના ભાર તળે મારા પીતા કચડાઈ ગયા, અને ભર જુવાન વયે, પુખ્ત તનદરોસ્તીના બહારમાંથી, દુઃખી નાતવાન અને નાહીમત બની ગયા. મારી માતાએ સઘળું દુઃખ ખુદા ઉપરે સબુરી રાખી સોસીયું, પણ તેણીની તન-દરોસ્તી, જે કદી સારી તો હતીજ નહી, તે અંતે ઘણી લ-ઠડી પડી. તેણી એક બે વરસ રીબ્યા કીધી, અને હળવે હળવે ઘણી નાતવાન બની અને આ ફાની જેહાન છોડી ગઈ. એ બનાવો પર વીચાર કરવા હું થોભતો નથી, કારણ તે દુઃખો મને યાદ આવી છાતી ફાડી નાખે છે. જેઓ ઉપર એવું દુઃખ પડયું હશે તેઓનેજ માલમ પડશે કે હમારાં દુઃખનો થાહ કેટલો ઊંડો હતો, પણ જેઓ ઉપર એવું દુઃખ નહી પડયું હશે તેઓને મારા ઉપલા બોલો લુખ્ખા લાગશે, વાસ્તે હવે હું મુંગો બેસું છું. ફક્ત હું એકજ ચીજ કહેવસ, મારી માતા હમોને હમેશની છોડી ગઈ, તે આગમચ તેણીએ રથને પોતાપાસ બોલાવી, અને તેણીને કહયું કે જ્યાંવેર ઈદીથ એકવીશ વરસની થાય નહી, ત્યાંવેર મારા બીમાર પીતાને અને મને છોડી જવું નહી. ઈદીથ ઉમરમાં આવીને સમજની થાય અને સર્વે કોઈની બરદાસ્ત લઈ શકે, ત્યાંવેર તેણીએ હમોને કોઈને છોડવાં નહી; અને રથે તે પ્રમાણે કરવાનો કોલ આપ્યો. એ હસાબે માલકમ અને રથને પાંચ—તેઓને મનસે પચીસ—વરસ થોભવાનું હતું, પણ તેમ કરવાની તેણીની ફરજજ હતી; એમ કહીને હું કોઇ રીતે તેણીને બદનામ કરવા નથી માગતો, પણ એમજ કહેવા માગું છું કે તે તો એક પ્યારનું અને સારૂં કામ હતું, કે જે આહા ખુદા! તેણીએ આખી જીંદગી સુધી બજાવ્યું છે.

એક સુખી કુટુંબને ધગધગતા અંગારની સગડી આગળ બેસીને ખુશ મીજાજી વાત કરતાં તમોએ કોઈ દીવસ જોયાં છે? ત્યાર પછી તેઓના ઓરડાનું બારણું ઉઘાડીને એક એક પછી ઘણાં જણ—કદી પણ પાછાં નહીં ફરવા વાસ્તે—જતાં જોએલાં તમોને માલમ છે? જેઓ ત્યાં. બાકી રહેલાં હોય

તેઓનાં દીલમાં જે દુઃખ, ધાસ્તી અને સુપરીદી પેદા થાય છે તે તમારી જાણમાં આવ્યું છે? તે સઘડી વડીક—કે જે આટલો વખત ખુશાલીથી બલતી હતી—હવે ઝાંખી બળવા લાગી હતી, તેની ઉપર તમોએ કોઈ દીન નજર ફેંકી છે?

આ પ્રમાણે તે દીવસો ઉપર અમોને થયું હતું. વીલી કાલેજમાં શીખવા વાસ્તે દુર ગયો હતો. એડીનબરો શેહેરમાં માલકમ લેંગ પોતાનો ધંધો આગળ ચલાવતો હતો, અને જો કે અમોને મળવા આવવાને તેને ફુરસદ મળતી ન હતી, તોપણ તે રૂથ ઉપર હમેશાં કાગજ લખતો રહેતો હતો. ફક્ત મારા પીતા, રૂથ, ઈડીથ, અને હુંજ બાકી રહયાં હતાં, અને અમો ઘણાં એખલાં પડતાં હતાં; પણ 'એલસ્ટન હાર્થ' નો જીવ જાન રૂથ હતી. એક બોલ કે નીશાંન વડીકથી પણ તેણીએ અમોને કોઈ દીવસ જાણવા નથી દીધું કે તે વખત તેણીને કેટલો લાંબો લાગતો હતો. ઘરનો સઘળો જોખમ, તેણીનાં પીતાની તથા મારી બરદાસ લેવાનું કામ, ઈડીથની સઘળી કેળવણી, એ સઘળાંનો બોજો તેણીનાં જુવાન હૃદય પર પડયો હતો; અને તેમાં વળી તેણીનાં બનીશ માટેની ચીંતા અને માલકમ માટેની આતુરતા—કે જેને તેણી દહાડે દહાડે વધારે ચાહવા શીખી હતી—ને લીધે વધારો થયો હતો, અને તોપણ તે સઘળું તેણી ધીરજથી, તે કરતાં પણ વધારે ખુશ મીજાજથી, સોસતી હતી, અને તે મારે મનસે ઘણું હતું. આહા! મારી બેહેન, તેં અમો વાસ્તે શું નથી કીધું! તારાજ જેવી સર્વે ઓરતો હોય તો આ દુનિયાનાં પાપીમાં પાપી મરદો પણ સુધરયા વગર રહે નહી, પણ તારા ખાલેસ દીલના પ્યાર અને આટલાં બધાં દુઃખનો તને શું બદલો મલ્યો છે! પણ નહીં, તે વીશે હું હાલમાં બોલીશ નહીં.

આટલા વખતમાં ફક્ત એકજ વખત મેં તેણીને હીંમત છોડી દેતાં જોઈ હતી, કારણ તેણીની જુવાન હીમતવાલી જીંદગીમાં એક ન ધારેલો બારીક સમય આવ્યો હતો.

VIOLET.

## રમુજે ફુરસદ.

"રમુજે ફુરસદ" ના જવાબો બરાબર વખત સર નહી આવતા હોવાથી કોઈ કોઈ વેળા ઘણા અસુરા મળે છે અને ચોપાનીઉં છાપવાને અડચણ પડતી હોવાથી તે માટેનું ઈનામ કહાડી નાખી, જે કોઈ બાનુ સઉથી સરસ ઉખ્યાણું લખી મોકલશે, તેને હવેથી ઈનામ આપવામાં આવશે.

ઈનામ દાખલ એક અતી સરસ પેન્ટ કરેલો તકીયા યા ગલીચા ભરવા લાયકનો કારડ આપવામાં આવશે.

રમુજે ફુરસદ મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબાઈ.

૧—ઉખ્યાણું.

નીચલી સગાઇ ઉકલાવોઃ—

એક સ્ત્રી અને એક છોકરો જતાં હતાં, તેવામાં કોઈએ પુછયું કે "તમે શા સગાં થાવો?" ત્યારે સ્ત્રીએ જવાબ દીધો કે "આ છોકરાનો સસરો મારા સસરાને બાપ કહે છે." ત્યારે તે સ્ત્રી અને છોકરો શું સગાં થાય?

શીરીન.

૨—ઉખ્યાણું.

ચાર બાનુંઓ સાથે વાત કરતાં હતાં. પહેલીએ કહયું કે તે તેનાં વર કરતાં બાર વરસ નાંની છે, બીજી બોલી કે તે પહેલીના વર કરતાં નાની પણ નથી અને મોટી પણ નથી, પણ તેટલીજ ઉમરની છે. ત્રીજીએ કહયું કે પહેલી તથા બીજીનાં વરસો સાથે કરસો તો તેનાં અરધાં વરસના જેટલી તેણીની ઉમર છે. ચોથી બોલી કે તે બીજી કરતાં વીસ વરસ મોટી છે. બધી બાનુંઓની એકંદર સંખ્યા ૨૫૦ વરસની છે. ત્યારે પારખો બેહનો, દરેકને કેટલાં વરસ છે?

તેહમીના.

૩—ઉખ્યાણું.

પાંચ કાટલાંથી એક શેરથી તે આ મણ જેટલું તોલવું છે, પાંચથી છઠું કાટલું લેવું નહી, ત્યારે તે કાટલાં કેટલાં વજનનાં બનાવવાં?

મીસ મનીજેહ હોરમસજી ચીચગર.

૪—ઉખ્યાણું.

નીચલાં ગુચ્છાંમાંથી જાણીતી એક કહેવત ઉકલાવો.

પાલે તેવા હોવ કાના
કાસે વાઢે માનેક માના.

તેહમીના.

૫—ઉખ્યાણું.

હું જંગલનો રહેવાસી છું. મારૂં નામ ત્રણ અક્ષરથી થાય છે. મારા નામનો છેલ્લો અક્ષર કહાડી નાખો તો હું એક એવું નામ પાડઉં કે જે વગર સર્વે ફરીઆદ કરે છે, અને તે મેળવવાને ઘણાં ફાંફાં મારે છે. જો મને આખું લેવો તો હું કહઉં કે તમે મારી ઉપર બહુ જફા પાડોછો, તોપણ હું તમને ખુશાલ તાજે થઈ મારી તેહી અને ખુસબો આસપાસ પાથરૂં છું.'પરીત્ર જગા કે કામમાં હું હાજર છું. ત્યારે હું કોણ?

G. J. PATEL.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—તરાજું.
૨—લસન; ધાંનીનો બજાર.
૩—પખાળ.
૪—પેતરોલયમ.
૫—૨૫૨૦.

ઉમારૂં આ વેળાનું ઇનામ બાઈ G. J. PATEL એ મેલવ્યું છે, જે તેવણે મંગાવી લેવું.

## લખી મોકલનારાંઓને ખબર.

બાઈઓ G. J. PATEL, નવાજબાઈ અ૦ શેઠ, G. P. લખાણ મલ્યાં છે, જોગવાઈએ ઉપયોગ કરીશું.

એક જરથોસ્તી બાનું—તમારૂં લખાણ મલ્યું છે, જોગવાઇએ લઇશું. મેહેરબાની કરી કાગજની એક સાઈડ લખશો ના.

VIOLET—તમારૂં લખાણ આ અંકમાં જોશો.

જગાની કોટાઈને લીધે આ વેળાએ ભરત્ર ગુંથવાને લગતી બાબદ આપી શકાઈ નથી.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.




## મરનાર નામદાર પ્રીન્સ આલબરટ વીકટરની

## મોટાં કદની આબેહુબ સુંદર રંગીન તસ્વીર,

કે જે તસ્વીર ગયે વરસની "કયસરે હિન્દ" ની ભેટ હતી, તે માહેલી થોડીક બાકી રહેલી વેચવાની છે.

કીમત—છુતક એક નકલનો રૂ ૨॥
અરધી ડજન સામટી લેનારને રૂ ૭॥
એક ડજન સામટી લેનારને રૂ ૧૨

તુરત કયસરે હિન્દ પ્રેસમાથી મંગાવી લેવી

---

**હાડવૈદ-સરજીયન ફકીરજી રતનજી L. M. & S.**

ડાકટરનું વાઢકાપનું સરવે પ્રકારનું કામ કરવા સાથે હાડવઇદનું કામ અસલ રીતેથી તેમજ હાલના જમાનાની સુધરેલી કળા મુજબ ખાસ રીતે બજાવે છે

ઠેકાણુ—જહાંગીર સર જમશેદજીની અસ્પીતાલ પાસે, તથા વલભીશ્વરની દરખન પાસે મળી શકશે

---

## તમામ ખોરદેહ અવસ્તા

જેમા અવેસ્તા, યશ્ત, પાચે ગેહ, બધી પનેતી, નીરંગો, પચીશ યશ્તો, બંન્ને, આફરગાન, આફરીનો, સતોમ, ધેહેશારનું, મુકતાદના દશ દહાડો ઉપર પઢવાના ઇજશનેના હા, ત્રીશે રોજની મેતાએશ, દુવા નીરંગો, આશીરવાદો, મોતાજાતો અને એ વગેરે સઘળા અવસતાનું મોહોટુ પુસતક જેના જેવુ સંપુરણ, સફાઇદાર અને શુધ્ધ જોડણીનુ પુસતક બીજે ઠેકાણેથી આજ સુધીમા કોઈ પણ પ્રગટ થયુ નથી. એ પુસતક મોટા જાડા અક્ષરમા છાપ્યુ છે, જેથી તે ઘણીજ મેહનતથી વચાઈ શકાય છે અને આખ તાણવી પડતી નથી

કીમત—પુસતક એકના રૂપીઆ ચાર વધારે જાડા કાગજ પર છપાયલીના રૂપયા આઠ સઉથી સરસ જાડા કાગજ પર છાપેલીના રૂપયા પંદર પોસટેજ રૂ૪) વાળીને રૂ૦॥ રૂ૮) વાળીને રૂ૦॥ તથા રૂ૧૫) વાળીનો રૂ૦॥ કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાથી મળશે

---

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ.



પીઆનો, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીતન્સ, મેનડોલાઈન, તથા જાતજાતના વાજીંત્રો મયુઝીક (ગાયન) ને લગતા નવા નવા ચોપાન્યા હંમેશ અમારે ત્યા આવે છે સઘળી તરાહના ડરાઇંગો તથા ચીતારો માઉંટ કરીને ઘણી સરસ રીતે ફરેમમા જડવામા આવે છે

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ**

---

## સ્ત્રી મિત્રની ફાઇલો માટેના સુંદર પુઠા.

સ્ત્રી મિત્ર ચોપાન્યાની ફાઇલો માટે ઘણા ગોઠાવમા પુઠા ખાસ બનાવવામા આવયા છે જે ઓની ખાહેશ હોય તેઓએ આખા વરસના ચોપાન્યા મોકલી આપવાથી તે બાધી આપવામા આવશે એ પુઠા ઘણી સુંદર કારીગરીથી ખાસ બનાવેલા છે અને તે કઈબી નહી લીવા વગર મુલ્ક કીમતેજ ફક્ત લવામા આવશે **કીમત:—**પુઠા તથા બધાઈ સાથે દર નકલ દીઠ રૂ૧॥

---

**તદન નવીજ ધપની અને આજ સુધીમા બાહાર નહી પડેલી**

## ખોરદેહ અવસ્તા.

ગજવામા રહે એવી નાના કદની ચોપડી જેનુ કદ માતર લંબાઈમા ૪॥ ઇંચ તથા પોહોળાઈમા ૨॥ ઇંચ છે એ ચોપડી શોભાયમાન પુઠા સાથ એજ્યુકેશન પ્રેસમા ઘણી સરસ બધાવી છે એ પુસતક ૬૧૦ સફાનુ ધણુ દળદાર બનવા છતા સરવેને ખરીદ કરવાને બની શકે માટે કીમત તેની ઘણીજ મજબુત બધાઈ સાથે માત્ર આના બારની રાખી છે તથા તેવીજ રીતની બધાઈ સાથ ગીલીટ સાથની જેના પુઠા ઉપર સત જરતોસત સાહેબની સુનેરી ગીલીટની છબી આપવામા આવી છે તેનો રૂ૧ પડશે પોસટેજ ૦)ા એ પુસ્તકમા અવેસ્તા, યશ્તો, નીઆઇશો, ગેહો, પનેતી, નીરંગો બાજે, નમસકારો ઉપરાત નવ યશ્તોનો દાખલ કરવામા આવ્યો છે

કયસરે હિન્દ છાપાખાનાઓથી મળશે

# ❀ સ્ત્રી મિત્ર. ❀

## —સાંકળિયું—એપરેલ ૧૮૯૨.—







# સ્ત્રી મિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. એપરેલ ૧૮૯૨. અંક ૨જો.




## ⁂ ઘર સંસારી કેળવણી ⁂

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

પ્રકરણ ૨૯ મું.

**ખોટો ખ્યાલ દુર કીધો.**




લને આજારી પડવાને આજે સાતમો દીવસ થયો હતો, અને નજદીક છેતાલીસ કલાક સુધી તેણી ઘણીજ ભર ઉંઘમાં પડી હતી. વચમાં તેણી જો જાગી ઉઠતી તો તરતજ તેણીનાં મોહડાંમાં ડાકટરના હોકમથી પોરટવાઈનનાં ટીપાં નાખવામાં આવતાં હતાં અને તરતજ તે લીધા પછી તેણી સુઈ જતી હતી. આએ ઉંઘ ખરેખર ઘણી બીક ઉપજાવનારી હોય છે, કારણ કે તે મોહત જેવી વધારે લાગે છે અને આપણે મોટી મુશકેલાઈથી આપણી ખાતરી કરી શકીએ છીએ કે તે ખરેખર જીવતી જાગતી જીંદગી છે. આટલા છેતાલીસ કલાકમાં કુંવર ડોસાં, દીનબાઈ તથા જાલ કોઈ બી ત્યાંથી જરાક ખીસ્યું ન હતું, કારણ કે તેઓ જાણતાં હતાં કે તેણીનાં ઉઠવા પર સઘળી આશા લટકેલી હતી. ડાકટરે જાલને જ્યારે તેણી ઉંઘમાંથી જાગી ઉઠે ત્યારે સાંજ ઉઘુ રહેવાને જણાવ્યું હતું, કારણ કે તેની હાજરીણી તેનાં માસીનાં બીજાં છોકરાંઓનાં જેવી કુદરતી લાગે. પણ તેવણે વળી એવી ચેતવણી આપી હતી કે તેણીના દેખતાં કાંઈબી ઘભરાત દેખાડવો નહી, કારણ કે તેણીની નબળી હાલતમાં તે જોખમ ભર્યું થઈ પડે. સાંજનો વખત થયલો હતો અને કુંવર ડોસાં એક બતીની રોશણી આગળ બેઠેલાં હતાં અને ગુલ સારી થશે કે નહીં તેની આશામાં મહા મુશકેલીથી દમ ખેંચી શકતાં હતાં. જ્યારે તેવણની લાગણી એવી હોય ત્યારે દીનબાઈ અને જાલની કેવી હોવી જોઈએ? જાલ પોતાનાં ગુઠણ મંડીને તેણીનાં બીછાંણાની જમની બાજુએ પોતાનું માહું પોતાનાં હાથોમાં ઘાંકીને બેઠો હતો, અને થોડે થોડે વખતે પોતાની બેહન તરફ ફરીને જોયા કરતો હતો. દીનબાઈ સામી બાજુએ ગુલનાં માથાં આગળ બેસી તેણીનાં મોઢાંપર થતા દરેકે દરેક બારીક ફેરફારો તપાસતાં હતાં. કલાકોના કલાક એવી રીતે કેમ પસાર થઈ ગયા, તે આપણા ઇંતેજાર ચોકી કરનારાઓને માલમ પણ પડયા નહી. નજદીક આઠ વાગે ગુલે કાંઈ સેહજ હીલચાલ કરવાથી દીનબાઈનું દીલ એટલું તો ધપકયું કે તેવણ મહા મુશકેલીથી દમ લઇ શકયાં. તેણીની આંખો ઊઘડી ગઇ, અને તેણી સેહજ હસી, કે જેવી રીતે હસતાં તેવણે ' તેણીને અઠવાડયાંઓ, નહી મહીનાઓ, થયાં જોઈ નહી હતી.

"માસીજી, શું હું સીક પડી હતી! જાણે મેં તમને ઘણો વખત થયો નહી જોયાં હોય તેવું લાગે છે, અને મારાં માથાંમાંબી કાંઈ એવું અજબ જેવું લાગે છે; આ ઓરડોબી હું જાણું છું કે મારો છે, પણ તે છતાં મને લાગે છે, કે તે મારો નથી. અરે જરા માહરૂં બેજું સરખું કરો, હું બીલકુલ વીચારજ કરી શકતી નથી."

"નહી મારી વાહાલી, તું હમણાં કાંઇ પણ વીચાર કરવાની કોશેશજ ના કર. તું ઘણી સીક પડી હતી, અને જો તું વીચાર કરવાની કોશેશ કરશે તો તુંને નુકશાંન થશે. હવે થોડા વખતમાં તુંને પાછું જોર આવશે, અને ત્યારે પોતાની મેલે તારેથી બરાબર વીચાર કરી શકાશે," દીનબાઈએ તેણીને પસવારીને કહ્યું, તો જો કે તેણીમાં થયલા એકદમ ફેરફારથી તેવણ એટલાં તો ધ્રુજતાં હતાં, કે મોટી મેહનતથી બોલી શકતાં હતાં.

"પણ માસીજી, હું સાથી આજારી પડી? મને લાગેચ કે મને કોઈ દુઃખ થવાથી હું સીક પડી હતી; મને શું પડું હતું

તે કાંઈ મને બરાબર યાદ નથી, તોપણ મને લાગેચ કે મને દુઃખી થવાનું કાંઈ કારણ મળ્યું હતું—અને-અને તમે મારી ઉપર હેત કરતાં ન હતાં? માસીજી, કહોની, હું સાથી રીક પડી હતી?"

"હું તારી ઉપર હેત કરતી ન હતી? ખરેખર એ તો તારો ખાલી ખ્યાલ છે. તું તેમજ અમે બધાં જેવાં જોઈયે તેવાં સુખી ન હતાં, કારણ કે જાલ આપણે ધારતાં હતાં તેટલો જલદી નહી આવ્યો. તોફાનની દરયામાં ઘણું હોવાથી આપણે બીહતાં હતાં કે રખેને તેની સ્ટીમરને કાંઈ અલવલ આવે અને જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેની ગેરહાજરીમાં તેં જે ઇંતેજારી અને દુઃખ ખમ્યું હતું, તેથી તું આજારી પડી. તું જાણેચ તો ખરી દીકરી, કે ઘણી નજીવી બાબદમાંથી કોઈ વખતે એવું બની જાય છે."

"પણ દીનબાઈ માસી, તે સારી કાંની છે કે? તે ક્યાં છે!"

"દીકરી, તારી પાસેજ છે, તારી માદગીમાં જેટલી મેં તારી ચાકરી કીધી હતી, તેટલીજ એને પણ કીધી હતી. ગરીબ બીચારો! તેં તેને ઘણોજ દલગીરી ભર્યો આવકાર દીધો છે, પણ તેનો બંગ હવે તુંને વાલી આપવો પડશે."

ગુલે આતુરતાથી આસપાસ જોયું અને અંતે તેણે જાલ, કે જે તેણીનો અવાજ સમજી પોતાની ઉસકેરાયલી લાગણીઓ દાબી દેવાની કોશેશ કરતો હતો, તેની તરફ પોતાની નજર ફેરવી અને પછી વધારે આતુરતાથી બોલી:

"વાહાલા જાલ, આવીને મને કોટી કર અને એવો દલગીર દેખા ના. હું તો થોડા વખતમાં સારી થઇ જવશ."

તે તેણીની આગળ ગયો અને તેને ચાંપીને કોટી કરી, તેણે બોલવાની ફોકટમાં કોશેશ કીધી પણ તે તેમ કરી શકયો નહી. ગુલે તેનો હાથ પકડયો અને પછી તેના મોહડાં તરફ ઘણીજ આતુરતાથી જોયું, જાણે કે તેણી જાણવા માંગતી હોય કે જે દુઃખભર્યા ખ્યાલો તેણીનાં મનમાં આવતા હતા, તેની સાથે તેને શું સંબંધ હતો. થોડા વખતમાં કુંવરડોસાં તેણીનાં બીછાણા આગળ આવ્યાં અને તેવણ તરફ જોઇનેથી તેણીને થોડા વખતપર બની ગયલા બનાવો યાદ આવતા હોય તેવું લાગ્યું. દીનબાઈ તેથી ઘભરાઈ ગયાં, તેવણે જોયું કે જાલબી વધારે ફીક્કો થતો હતો અને પોતાની લાગણીપર કાબુ રાખી શકતો ન હતો. તેવણે આસ્તેથી ગુલનો હાથ પોતાનાં હાથમાં લીધો અને તેણીનો તકીઓ બરાબર સરખો કરી તેણીની આંખો તાલમેલ કરી જાલ તરફથી ખીસાડી અને પછી મશકેરીમાં બોલ્યાં—

"ગુલ, હવે જાલ તરફ જોવાનું બસ થયુ કેની? તારી ખાતરી થઈ કેની કે તે હવે સલામત છે? તેથી જો હવે તું એનીપર વધારે ધ્યાન આપશે અને મારી તરફ બેદરકાર રહેશે, તો હું તો અદેખી થવશ જો. હવે તુંને કાંઈ ખોરાક લઈ સુઈ જવું જોઈયે, કારણ કે તું નબલી થઈ ગઈ છે અને હું તુંને વધારે વખત એમ કરવા દઈશ નહી."

"હા, જો મને બધું બરાબર યાદ આવતું હોય," ગુલે દલગીરી ભરી રીતે કહ્યું, "બધું એટલું તો અંધારૂં અને કાલું દીસે છે—હું નહી ધારતી કે ફકત એ નહી આવ્યો તેજ કારણથી હું એટલી બધી દુઃખી થઈ."

"દીકરી, તું મારૂં કહ્યું નહી માનતી?" તેવણે પ્યાર ભર્યો પણ મક્કમ અવાજે કહ્યું અને પછી જાલને ત્યાંથી ચાલી જવાની ઈસારત કીધી, કે જેમ કરવાને તે ઘણો ખુશી હતો. તે તરતજ ત્યાંથી ચાલી ગયો અને મોટી મુશકેલીથી પોતાનાં ડચકાં અટકાવી શકયો. "મેં તુંને ઘણો વીચાર કરવા ના કહ્યું," દીનબાઈ બોલ્યાં, "તેનું કારણ એ કે તેમ કરે તો તું જલદી સારી થાય નહી અને તુંને મને તાબે થવાની તજવીજ કરવી જોઇયે. તું જાણે છે તો ખરી કે હું કોઇ વેલા જે બોલું છું તેજ કરૂં છું." અને જે પ્યાર ભરી "કીસ"થી તેવણે તેને હોકમ કીધો, તેથી ગુલ જાણે સંતોષ પામી હોય તેમ જણાયું, અને તેણીએ વધારે વખત વીચાર કરવાની કોશેશ કીધી નહી. તેણીએ જોઈતો ખોરાક ભુખ માફક ખાધો અને માસીના ખોલાપર માથું મુકીને સુઈ ગઈ.

તે દીવસથી ગુલની મગજની હાલત વીશે કોઇને પણ ફીકર રહી નહી, અને ડાકટરની સલાહ પ્રમાણે બરાબર ચાલવાથી આસ્તે આસ્તે શકતી પણ આવતી ગઈ, પણ તે એટલી તો ધીમેથી કે અઠવાડયાંઓ ગયા પછી તેઓ જોઈ શકયાં કે તેણી તનદરોસ્ત થતી હતી. જ્યારે છ અઠવાડયાં પછી તેણીને ઊચકીને દીનબાઈનાં ઓરડામાં લઈ ગયાં, ત્યારે સઘળાંઓ ઘણાંજ ખુશી થઈ સંતોષ પામ્યાં, પણ દીનબાઈ તથા ડાકટરે જલદી જોયું કે શકતી પાછી આવવા સાથે તેણીની યાદદાસ્ત શકતી પણ તાજી થતી હતી અને દુઃખ ભર્યા ખ્યાલો આવ્યા કરતા હોવાથી તેણી જેટલી જોઇયે તેટલી જલદી સારી થઈ શકતી ન હતી. જો તેણીનાં માસી અથવા તો તેવણનાં છોકરાંઓ તેણીપર હેત દેખાડતાં, તો જાણે તેણી તે હેતને લાયકની નહી હોય તેમ તે લોકોથી દુરની દુર રહેવા માંગતી હતી. તેણી કોઈ વેલાએ નજદીક અરધોક કલાક સુધી દુઃખભર્યા દેખાવે જાલને તીકયા કરતી હતી.

"એમ કરશે તો કાંઈ ચાલશે નહી," ગુલને દીનબાઈનાં ઓરડામાં લઈ ગયા પછી દશમે દહાડે ડાકટરે કહ્યું, "તેણીનાં મગજપર કાંઈ ભાર છે, જે દુર કરવો જોઈયે, પછી તેથી થઈ ગયલા બનાવોનીબી વાત કરીએ તો શું થયું? તેણીને સઘલું એટલું તો સપષ્ટ રીતે યાદ આવે છે કે આપણે જો તેને લગતી વાત કરશું નહી, તો તેથી કાંઈ ફાયદો થવાનો નથી. દીનબાઈ, આ કેસમાં તો તમુને ડાકટર થવું જોઈયે, કારણ કે હું તો કાંઈ કરી શકતો નથી."

દીનબાઈ જો કે આ બાબદમાં ડાકટર સાથે તદન એકમતતાં થયાં હતાં, તોપણ તે દુઃખભરી બાબદ કેમ શરૂ કરવી તે તેવણને ખબર ન હતી, પણ જેમ ઘણી વેલા ટક મલવે કામ થઈ જાય છે, તેમ આ વેલાએ પણ થયું.

એક દહાડો બપોરના ગુલ રીકી થઈ કોચપર પડેલી હતી, દીનબાઇ તેણીની આગળ ગયાં અને તપાસી જોયું કે તેણી ઊંઘાતી હતી કે નહી. પછી તેવણુથી બોલાઈ ગયું—

"મારી ગરીબ ગુલ, હું કયારે તુંને પાછી તનદરોસ્ત અને સુખી જોવશ."

ગુલે તરતજ તેણીની આંખ ઊઘાડી નાખી, કારણ કે તેણી કાંઈ સુનેલી ન હતી. તેણી પોતાનાં દુઃખી વીચારોમાં એટલી તો ગુંટાઈ ગઈ હતી, કે તેણી આસપાસની કાંઈબી બીનાથી અંજાણી હતી, પણ તેણી માસીનાં અવાજથી જાગી ઉઠી અને બેઉ જણુંને એકલાં જોઈ તેણીનાં જીવને ધીરજ આવી. પછી તેવણુનાં હાથ ધરી ઉઠવાની કોશેશ કરતાં તેણી ઘણીજ ઉશકેરાઈ આવી બોલી—

"અરે દીનબાઈ માશી, હું કેમ સુખી થઈ શકુ—હુ સારી કેમ થઈ શકુ?—જ્યારે હું વીચાર કરૂંચ—જ્યારે હું એવો વીચાર કરૂંચ કે મારાં પોતાનાં પાપને ખાતર અને તે પાપની શીક્ષાને ખાતર જાલને દુઃખી થવું પડેચ. કોઈને તેના વાંકની ખબરબી નહી પડતે. મેં તેને બચાવવાની કોશેશ કીધી—અને—અને મેં તેનો વાંક ખોલ્લો કીધો છે, અને તેને વધારે દુઃખી બનાવ્યો છે. હું જે ખમતી હતી, તે ફકત કાંઈપણ કારણ વગર ખમતી હતી."

"મારી દીકરી, તું હમણાં જે બોલી છે તે માટે હું ખોદાનો ઉપકાર માનું છું. મને એમ લાગતું હતું કે આ બાબદની તારી સાથે વાત કરવાની મારી હીમત ચાલશે નહી, પણ જ્યારે તું પોતેજ તે બોલી છે ત્યારે તો હું ધારૂં છું કે ગુલ, તું જો બધુ ધીરજથી સાંભલશે, તો હું તારી આગળ તેને લગતી વાત કરી શકશ અને જે દુઃખ ભર્યું વાદલ તારા નાહનાં મગજપર ભાર કરે છે, તે પણ દુર કરી શકશ." દીનબાઇએ તેણીને ગંભીરતાથી પણ રમુજી અવાજે કહ્યું. "હું કાંઈ એમ નથી કેહતી મારી દીકરી, કે તારી લાગણી ખુદરતી નથી, પણ તે ખોટી છે. જો તારૂં પાપ જેમ મારી હમણાં ખાતરી થઈ છે તેમ તારી મરજી ઉપરાંતજ થયું હોય, અને પછી તે નહી માલમ પડને અને તું કોઇને જણાવ્યા વગર તેને મદદ કરી શકને, તો તું તેને ખોટે માર્ગે જવાને વધારે હીમતવાન બનાવતે, અને તેથી તારાં સુખનો રસ્તોબી હમેશાં અંધારો બની જતે. તે ખોટે માર્ગેજ ચાલે છે એવા ખ્યાલથીજ તું દેવાની જેવી થઈ ગઈ હતી, ત્યારે જો તે તેવીજ ચાલ વરસોનાં વરસો ચલાવતે તો તુંને કેવું લાગતે! તું હમણાં કમકમે છે, તોપણ તેં જે પાપ કીધું છે તેમાં ફતેહમંદ થઈ હતે તો જાલ પોતાની ભુલ ચાલુજ રાખતે. તે પકડાઈ આવ્યાથી અને તારાં દુઃખ ખમવાથી મારી ગરીબ દીકરી, તેનો બચાવ થયો છે, અને હું આશા રાખું છું કે તારૂં સુખ હવે વધારે સંગીન પાયાપર રચાશે."

"તેનો બચાવ થયો છે?" ગુલે તેવણુનાં છેલ્લા બોલ સમજ્યા વગર કહ્યું—"જાલને બચાવ્યો છે?"

"હા, મારી વાહાલી, કારણ કે ફકત તેણે સઘલું કબુલ કીધું છે એટલુંજ નહી, પણ અમે તેની ખાતરી કરી આપી છે કે તેની ભુલો તે ધારે છે તેવી છેલ્લી પાટલેની નથી, પણ સુધરી શકે તેવી છે. જેમ પીરોજશાહે જણાવ્યું હતું. તેમ તે કાંઈ એટલો બધો પાપી નથી થયો, પણ તેના પાપની માફી મલવાની તેને ઘણી આશા છે. મારી દીકરી, જાલને વાસ્તે તો તું કાંઈ ફીકર કરજ ના, કારણ કે તે જેટલું તુંને દીલગીર અને દલગીર થવાનું કારણ આપે છે, તેટલુંજ તુંને મગરૂબ થવાનું કારણ આપશે, અને ખોદાની મેહરબાનીથી તેનું કારણબી કદાચ તુંજ થઈ પડશે. જો કે તારો હમણાનો ઘડો ઘણો સખ્ત છે, તે છતાં એક દહાડો એવોબી આવશે ગુલ, કે જ્યારે આએ પછવાડેના દહાડાનો તું શાંતપણાથી વીચાર કરશે અને કબુલ કરશે કે તારાં ગમે એવાં દુઃખ છતાં ખોદાએ આ ઘડો તારી અને તેનીપર મેહરબાની દાખલજ મોકલ્યો હતો."

"જો તેઓએ તેને બચાવ્યો હોય—જો તેને વધુ ભુલો કરતાં અટકાવ્યો હોય, અને એ રીતે તેને સુખી કર્યો હોય—તો અરે દીનબાઇ માસી, તમે કહોછ તેજ બાનનો હું વીચાર કરીશ, અને બાકીની દરેક ચીજ ખમવાની કોશેશ કરીશ; પણ કાંય," તેણીએ જરા વધારે ઉશકેરાઈ આવીને કહ્યું, "અરે કાંય તમે મારી ઉપર આટલાં બધાં માયાળુ છેઓ? તમે મારી સાથ થંડાપણાથી વરતતાં હતાં, તેમજ કાંય નહી વરતતાં? તે હું વધારે સરસ રીતે ખમી શકતી હતી."

"શું ખમે મારી વાહાલી? હજી વધુ તે શું ખમવાનું છે? તારા મનમાં જેબી હોય તે અચકાયા વગર સઘલું મને કહી દે. જ્યારે તું મારા સઘલા પ્યાર અને માયાળુપણાને લાયકની છે, ત્યારે મારે તારી સાથ શું કામ થંડાપણાથી વરતવું જોઈએ?"

"કારણ કે—કારણ કે તદન સારી થઈને શું હું પેલાં પીરોજબાઈને ઘર નથી જવાની? માસા તો પોતાનાં કાગળમાં લખતા હતા કે ગમે તે થાય પણ મને તો ત્યાં મોકલવીજ જોઈએ; પણ માસીજી, હવે જવાનો વીચાર મારેથી ખમી શકાતો નથી."

"અને મારી દીકરી, તુંને કોઈ તે વીચાર ખમવા કેહતુંજ નથી. શું તું કદીબી એમ ધારી શકે છે કે તેં આટલું બધું ખમ્યા પછી, અને હમારી તરફથી આટલું બધુ સાંભલ્યા પછી, હું તને મોકલાવી દેઉં? મેં તુંને શું એમ ન કહ્યુ હતું કે તુંને મોકલાવી દેવાનો આધાર તારી ચુપકીદીની શું મતલબ છે તે પર રહે છે, અને મારી ગુલ, તું શું એમ ધારે છે કે તારી ગમે તેવી ભુલ છતાં તેની અંદર માફ કરવા જેવું કાંઈ નથી? તું શું એમ ધારે છે કે પારકાં માટે પોતાનો ભોગ આપવાની પીછાણ તુંજ કરી શકે છે અને હું નથી કરતી? ચાલ મારી દીકરી, હવે ખુશ થા, તારા માસાનાં અને મારાં નામથી તુંને વચન આપું છું કે, તારી પોતાની મરજી અને ખુશી સીવાય તું કદીબી હમને છોડી જશે નહી."

ગુલે હસવાની કોશેશ કરી, પણ તેણીની આવી નબલી હાલતમાં આવો ઓચીંતો ફેરફાર તેણીને ખુશાલી કરતાં દુઃખ ભરેલો વધુ લાગો. પોતાની માસીના ખભાંપર તેણીએ પોતા-

નું માથું મુક્યું, અને પછી એકદમ રડી પડી. તેણીની માંદગી પછી આ આંસુઓ પેહલાંજ હતાં અને દીનબાઈએ તે માટે ખોદાનો ઉપકાર માન્યો. તેવણે આંસુઓ અટકાવા માટે કાંઈપણ કોશેશ કરી નહી; પણ તેવણના બોલોમાં કાંઈ એટલો તો પ્યાર અને દીલસોજી સમાયલી હતી, કે ગુલને જાણે તેણીના દીલપરનો કેટલોએક બોજા દુર થયો હોય તેવું લાગ્યું.

"અને હવે મારી ગુલ, તારાં દીલમાંથી આવો દુઃખ ભરેલો ભય મેં દુર કર્યો છે, તો તું મારા મનમાંની દુઃખ ભરેલી ઇંતેજારી દુર કરી મારાં મગજને વધારે શાંતી આપ." ગુલનું મગજ શાંત થવા પછી નજદીક એક કલાકે દીનબાઈએ કહ્યું, "તું અજબ થઈ ગઈ હોય તેવી લાગે છે, પણ એ બાબદ એવી છે કે ફકત તુંજ એખલી તે સમજાવી શકશે અને જ્યાં સુધી તું તે બરાબર ખુલ્લું કરશે નહી, ત્યાં સુધી તારાં સુખની સલામતી રહેવાની નથી. તું તારી માંદગીમાં જે વચન માટે હમેશાં બોલ્યા કરતી હતી, તે શું છે તે મને કહે, કારણકે મને બીક છે કે જાલ તરફના તારા પ્યાર ઉપરાંત, આ કાંઈ ચોકસ વચનેજ તુંને જાલને માટે તારો પોતાનો ભોગ આપવાને લલચાવી છે.

ગુલનાં મોઢાંપર રતાસ ચહડી આવ્યો, અને તેણીએ અચકાઈ અચકાઈને કહ્યું—

"વહાલાં માસીજી, તે શું મને કહેવુંજ જોઈયે? ઘણી વખત હું તમને પુછવા માગતી હતી, કે તે વચન પાલ્યાથી જ્યારે હું ખોટું કરૂં છું—ત્યારે હું તમને તે કહી દેવું કે નહી? અને તોબી તે વચન એટલું તો પવીત્ર મને લાગે છે—તેનાથી એટલો દીલાસો મને મલ્યો હતો!"

"અને મારી વહાલી, તે વચન તેં ક્યારે આપ્યું હતું? તે શું હતું તે હું જાણવા માગતી નથી, કારણકે તેં તારી માંદગીમાં સઘલું બોલી દીધું હતું, અને તારી આખી ચાલચલગત બી તેને પુરવાર કરી આપે છે. તે એમજ હતું, નહી? કે જાલને તેની સઘલી ભુલો છુપાવી કાંઈ સજા અથવા તો ઠપકામાંથી બચાવી લેવો?"

"શું એમ કરવામાં મેં ખોટું કીધું હતું?" ગુલે પોતાનું મોઢું ઢાંકીને પુછ્યું.

"તેં ખોટું કીધું હતું? નહી મારી વહાલી, કારણકે તેથી કેટલું દુઃખ ઉપજશે અને ખરાબી થશે, તે જાણવાને તું ઘણી નાદાન હતી. મને કહે કે તેં ક્યારે અને કેવી રીતે વચન આપ્યું હતું, અને હું ધારૂં છું કે તે જાણ્યા પછી હું તુંને પુરવાર કરી આપશ કે તારી માયને જો ખબર હતે કે તારાં મગજપર તે આટલી બધી અસર કરશે, તો કદીપણ તે વચન તારી પાસથી લેતે નહી."

દીનબાઈ તરફથી આવું ઉતેજન મલ્યાથી ગુલે પોતાની માતાના મરણ આગમજ જે બન્યું હતું તે સઘલું વીગતે કહ્યું. વલી તેણીએ જણાવ્યું કે તેવણના મરણ પછી તરતજ નવરોજી દસ્તુરે તેણીની ખાત્રી કીધી હતી, કે તેણીની માતા તેણીને જોઈ શકશે અને તેણી જો પોતાનું વચન પાલશે, તો તેવણ તેણી પર બેહેસ્તમાંથી પણ હેત કરશે અને તેથી તેણી પોતાનું વચન ઘણું ગંભીર ધારતી હતી. પેહલે તેણી ધારતી હતી કે વચન પાલવાનું ઘણું ભારી નહી પડશે, પણ થોડા વખતમાં મરચંટ હાલમાં આવ્યા પછી માલમ પડ્યું કે માસી તરફની તાબેદારી અને ફરજો બજાવતાં તે આડે આવતું હતું.

જ્યારે જાલ પેહલાં વેલાત ગયો ત્યારે સઘલું તેણીને બરાબર લાગ્યું અને તેણી હમેશ કરતાં સુખી થઈ. થોડા વખતમાં જાલની મુશકેલીઓ શરૂ થઈ અને તેણીની ખાત્રી થઈ કે તેણીએ તેને બચાવવો જોઈયે તેમજ તેની છુપી બાબતો સાંતવી જોઈયે. તેણીની અકલ અને માસી તરફના પ્યારે તેણીને કહ્યું કે સઘલું તેવણને કહી દેવું જોઈયે, કારણકે તેણીની ખાત્રી હતી કે તેવણ જાલને ઘણો ઠપકો આપશે નહી, પણ માફ કરીને તેને મદદ કરશે. પણ તેણી હીમત કરી શકી નહી, કારણકે જ્યારેબી તેણી તે વીચાર કરતી ત્યારે તેણીની માતા તેણી આગલ આવી ઠપકો આપતાં હોય તેમ લાગતું હતું. આએજ ખ્યાલથી જ્યારે પેલા રૂપીઆની બાબદમાં મનચેરશાહે ગંભીરતાથી કહ્યું હતું કે તે લેનાર માણસ ચોર હતો, ત્યારે પણ તેણી સઘલું કબુલ કરતાં અચકી ગઇ હતી.

ગુલે આએ સઘલી વાત ઘણી ટુકમાં અને ભોલાપણામાં કહી. આ વેલા તેણીના મનમાં જરાકબી ખ્યાલ ન હતો કે આટલું બધું કરતાં તેણીએ પોતાનો ભોગ આપ્યો હતો. પણ દીનબાઈને આ વાતથી ગુલના અસંત દુઃખ અને હીમતવાન સહન શક્તીનો ખ્યાલ આવ્યો, અને જાણે ભવીષમાં કાંઈબી એવાં દુઃખમાંથી પોતાના પ્યારથી તેણીને બચાવા માગતાં હોય તેમ તેવણે તેણીને પાસામાં લીધી. એક અવીચારી માતાના અવીચારના બોલોથી કેટલો ગેરફાયદો થાય છે? કદાચ કોઈ બીજું છોકરૂં હોતે તો એક કાને સાંભલી બીજે કાને તે કહાડી નાખતે, પણ ગુલ જેવાં છોકરાંના બાબમાં તે જુદીજ જાતની અસર કરે છે. એ ઉપરથી માબાપની અને મુખ્ય કરી માતાઓની ફરજ છે, કે પોતાના બાળકોના ખવાસનો ન્હાનપણથી અભ્યાસ કરવો. ફકત એક બચ્ચાંને કેળવણી આપવાંમાં, તેને જોઈતી ચીજો પુરી પાડવામાં, અને તેને લાડ લડાવી જોઈતી મોજમજાહની ચીજો આપવામાંજ કાંઈ એક માતાની ફરજ સમાયલી નથી. એક બચ્ચાંનું જીગર જીતી લેવું જોઈયે અને કાંઈપણ ફતેહની આશા વગર તેને એવી રીતે કેળવવું જોઈયે કે તે બચ્ચાંનું હૈડું દીવસની રોશની માફક ખોલ્લું થાય, અને એક માતા, કે જેણીનાં દુધથી એક બચ્ચું જન્મથીજ ઉછરે છે, જેણીનાં હાથમાં તે બેસીને લાડ કરે છે, જેણીનાં હોઠોમાંથી તે પેહલા પાઠો શીખે છે અને જેણીનાં ખોળાપર બેસી તે પેહલી બંદગી કરે છે, તેણીને પોતાનાં છોકરાંના ખવાસનો અભ્યાસ કરતાં કેઈ ચીજ અટકાવી શકે છે? દીનબાઇ જ્યારે પોતાની ભાણેજીની વાત સહમજતાં હતાં ત્યારે આ વીચારો તેવણનાં મનમાં પસાર થવા લાગ્યા, અને તેવણે તેણી તરફ મીઠાસથી જોયું. આટલા બધા વખતની અસર તેણીનાં મગજ-

પરથી કેમ દુર કરવી, તે તેવણને ખરેખરજ ખબર ન હતું, અને તેવણ પોતાનાં ખરાં દીલથી ઈચ્છવા લાગ્યાં કે ગુલને છેલ્લે ખોદા શાંતી અને સુખ બક્ષે.

"મારી વાહાલી ગુલ, આવા વચનની અસર તલે જેવી તેં જાલ તરફ ચાલ ચલાવી છે, તેથી કદાચજ તું જુદી ચલાવે. તારી નાદાન વયેથી તુ સમજી ન શકી કે તારી માયે તે વચન તુંને વીચાર કરી આપ્યું, કે એકદમ કાંઈ એવો ખ્યાલ આવવાથી આપ્યું, પણ ધાર કે તેં જેવી જાલ તરફ ચાલ ચલાવી છે, તેવી જો પીરોજાએ જાંહગીર તરફ ચલાવી હતે, તો તે મને ગમતે કે? જો તે જાંહગીરની ભુલો છુપાવતે, તારી માફક દુઃખ ખમતે, તો તેથી મને ખુશાલી ઊપજતે કે?"

"પણ માસીજી, તમારાં છોકરાંઓ અને મારા વચ્ચે એટલો ફરક છે! તેઓ એક બીજાને એટલાં તો મલતાં છે કે, હું પીરોજાની જગાએ મને પોતાને મુકી શકતીજ નથી. તમે તો બધાને સરખીજ રીતે ચાહો છો."

"અને મારી દીકરી, તું શું નથી ધારતી કે એક માતાએ એમજ કરવું જોઈયે?"

"પણ જો બધાં તેને લાયકના નહી હોય તો? હું હમેશાં જાલ કરતાં એટલી જુદી હતી, તે એટલો તો ખુબસુરત અને ભલો હતો, અને વળી એટલો તો મોજીલો અને ખુશાલ હતો; હું હમેશાં સીકળી અને ચીરડાલ હતી, અને બીજાઓ કહેચ કે ઘણી ચેડી પણ હતી. તે મમા સાથે લાડ કરતો હતો અને પોતાનો પ્યાર દેખાડતો હતો; જ્યારે હું તેવણથી બીહતી, જો કે તેવણને હું ઘણુંજ પ્યારથી ચાહતી–" આટલું બોલતાં તેણીની આંખમાં આંસુઓ આવી ગયાં–"જેથી મને એમ લાગતું હતું કે જેમ તમારાં છોકરાંઓને હું મારાં કરતાં સારા ધારૂં છું, તેમ એ પણ હોવો જોઈયે. હવે મારાં મમા જાલપર વધારે હેત રાખતાં હતાં, એમાં કાંઈ અજાયબ થવાનું નથી."

"ગુલ, મેં તારી અને જાલ વચ્ચે કોઈબી દહાડે ફરક રાખ્યો છે?" દીનબાઈ પોતાની ઉશ્કેરાઈ આવેલી લાગણી દાબીને બોલ્યાં.

"અરે નહી નહી!" અને તેણી એટલું બોલી તેવણને વળગી પડી, "પણ તમે એટલાં તો માયાળુ અને દરેક જણ સાથે ભલાં છો. તમે મારા ગરીબ બીચારા પપાની માફક માયાળુ છેઓ અને હેત કરોચ, કારણ કે બીજું કોઈ તેમ કરતું નથી."

"મારી વાહાલી ગુલ, તારા મગજમાંથી આવા ભુલ ભરેલા વીચારો દુર કરવાને હું શું કરૂં? હું તારીપર પ્યાર કરૂં છું, અને તારા પપા તારીપર પ્યાર કરતા હતા, તેનું કારણ એ કે તારામાં એવા ગુણો છે કે જે તારા ભાઈ જેટલોજ પ્યાર મેલવવાને તુંને લાયક કરે છે. તુંને એમ નહી ધારવું જોઈયે કે તું દેખાવમાં તથા મગજમાં તેના કરતાં ઉતરતી હોવાથી બીજી રીતેબી તું તેનાં કરતાં ખોદાયની નજરમાં તેમજ તેને જે દોસ્તો અને વાળીઓ આપ્યા છે, તેઓની નજરમાં તેનાં કરતાં હલકી હોય, અને એક બારગી જો તેમબી હોય અને તું ખોટી રીતે પોતાને નાલાયક ધારે છે તેવીબી હોય, તોપણુ એક માતા તરીકેની મારી ફરજ તો જેવી ને તેવીજ રહેશે. મારી વાહાલી ગુલ, એક માતા પોતાનાં બચ્ચાંઓને તેઓની લાયકાત પ્રમાણે ચાહતી નથી, પણ જે પ્યારનો ઝરો તેણીની ફરજ બરાબર બજાવવા માટે ખુદાએ તેણીના દીલમાં માયાથી મુકયો છે તે પ્રમાણે, અને તેથી જેઓમાં સૌથી થોડી ખેંચાણ શકતી હોય છે અને જેઓ સૌથી ઘણી ખામીઓ ધરાવે છે, તેઓને વધારે પ્યાર તથા સંભાળની જરૂર હોય છે. મારી વાહાલી દીકરી, તું મને બરાબર સમજે છે?"

ગુલનો ચેહરો, જે ઉપર ખુશાલી અને આશા પ્રગટી નીકલી હતી, તે તેનો પુરતો જવાબ હતો.

"બધીજ માતાઓ તેઓની ગંભીર જવાબદારીનો આ પ્રમાણે વીચાર કરતી નથી, અને ઘણાં કારણો—જેવાં કે જુવાનીની ભુલ ભરેલી ચાલચલણુની દલગીરીભરી યાદ, મારા બાપ અને મારેથી તેણીનું ઘડાપણામાં છુટું પડવું, વગેરે—એ તારી માતાને તેણીની ફરજમાં પછાત પાડી હોય, અને તેથીજ, મારી ગુલ, તારા પોતાનામાં કાંઇ પણ વાંક ન હોવા છતાં તેણી જાલપર વધારે હેત દેખાડતી હતી, પણ તુંને તેણીના છેલ્લા બોલો યાદ છે?"

ગુલને તે બરાબર યાદ હતા, અને તેણીએ કબુલ કીધું કે ત્યેથી તેણીનો તેણીની માતા તરફ એટલો તો ચાહ વધયો હતો, કે તેણીનાં વચનને તેણી વધારે અને વધારે પવીત્ર ગણુતી હતી.

"અને તેવી ધાસ્તીજ હતી દીકરી, પણ તેથી થવી જોઈતી અસર કરતાં ઉલટીજ અસર તારાપર થઈ હતી. જ્યારે તેવણે તુંને પોતાના બીછાણા આગલ બોલાવી અને જેટલા પ્યારથી જાલને કોટી કરી તેને સારી દુવાઓ દીધી, તેટલાજ પ્યારથી તુંને પણ તેમ કર્યું, ત્યારે તેવણ બોલ્યાં હતાં કે તેવણે તુંને ઘણી ગેરઈનસાફીઓ કરી હતી, અને તારી તરફની ફરજોમાં પછાત પડયાં હતાં, પણ હવે તેનો બંગ વાલી દેવાને ઘણું મોડું થઈ ગયું હતું. ફકત તેવણ ખોદા આગલ એટલીજ બંદગી કરી શકયાં કે તે તુંને એક વધારે સારી માતા આપે. તેવી જાતની માતા થવાને માટે મેં તેવણને તેમજ તારે ખાતર કોશેશ કરી છે. અને તું શું કબુલ નહી કરશે કે ખોદાએ જો તેવણને બચાવ્યાં હતે તો તુંને જાલને માટે આટલું બધું ખમતાં જોઈ તેવણનેબી ઘણુંજ લાગતે? તું શું એમ નથી ધારતી કે તેવણ જો જીવતે તો પોતાનું વચન પાછું ખેંચી લેતે? તે વચનથી તો તુંને ઘણું ખમવું પડયું છે, તુંને કેટલીક વાર ખોટાં કામો કરવાં પડયાં છે અને જાલની ભુલોને પણ ટેકો મલ્યો છે."

ગુલની આંખોમાંથી ગરગર આંસુઓ પડયાં, પણ તે આંસુ દલગીરીનાં નહી પણ હર્ષના હતાં. તેણીના માસીના બોલો-

થી જાણે તેણીના મગજપરથી એક મોટું વાદલ દુર થયું હોય તેવું લાગ્યું, અને પેહલીજ વખત તેણીની ખાત્રી થઈ કે પોતાના બેહેશતન માયને કાંઈપણ દુઃખ ઉપજાવ્યા વગર તેણી પેલાં વચનને પોતાનાં મગજમાંથી દુર કરી શકશે.

દીનબાઈએ ઉપલી વાત ઘણે ધ્રુજતે દીલે શરૂ કરી હતી, કારણકે તેવણ બીહતાં હતાં કે પોતાની બેહનની ચાલ માટે બે સખુન આડા વાપરવા સીવાય પોતાની ધારેલી મતલબમાં તેવણ પાર પડશે નહી, પણ જ્યારે તે પુરી થયા પછી ગુલે તેવણને કાતી કરી કહ્યું કે તેણી જાલને અગાઉની માફકજ ચાહશે અને તેણી તેને તથા પોતાને વધુ ભુલો કરતાં અટકાવાની કોશેશ કરશે? ત્યારે દીનબાઈને લાગ્યું કે તેવણ પોતાની ધારેલી મતલબમાં ફતેહ પામ્યાં હતાં, અને તે માટે તેવણે મુંગે મોઢે પણ આતુરતાથી ખોદાનો ઉપકાર માન્યો.

"પણ માસીજી, મને એક ચીજ કહેશો? જ્યારે પેલુ વચન જો ભુલથી અપાઈ ગયું હોય અને જો મારા મમા જીવતે તો તે પાછું ખેંચી લેતે, ત્યારે તેવણ મને જ્યાર ત્યાર સામે ઉભાં રહીને જાલને માસાની નાપસંદગીમાંથી બચાવાને ઈસારત કરતાં હોય તેમ કેમ જણાયા કરે છે?"

" એ તો દીકરી તારી કલ્પના શક્તી એટલી તો ખ્યાલી અને મજબુત છે, અને વલી તું તે બાબદનો એટલો તો વીચાર કરે છે કે તેથી તુંને તેને તેજ યાદ આવ્યા કરે છે, અને તેમાં કાંઈપણ અજાયબ થવા જેવું નથી. તારાં કરતાં ઉમરમાં વડાં તથા વધારે ડાહયાં માણસોને પણ એવીજ રીતે થતે. પણ ગુલ, તારી આવી કલ્પના શક્તી દુર કરવાને હું શું ઉપાય લેવું?" તેવણ જાણે કાંઈ મશકેરી કરતાં હોય તેમ બોલ્યાં, "તું સારી થાય ત્યારે તુંને દહાડાના છ છ કલાક હીસાબ કરવાના સોંપું!"

"હું ધારૂં છું કે મારૂં ગરીબ બીચારૂં ભેજું આંકડાઓમાં અગાઉ કરતાંબી ધોંડાબોધ થયું હશે," ગુલે હીસાબ કરવાની કોશેશ કરી કહ્યું.

"ત્યારે હું ધારૂં છું કે મને બીજો ઉપાય અજમાવો પડશે. તું પીરોજાનો દાખલો પકડી સમઝું—પછી તે મુર્ખણી કાંય નહી હોય—મારી આગલ શું કબુલ નહી કરી દેશે? મારી વહાલી ગુલ, તુંને હમણા મારેથી કાંઈપણ છુપાવાતું નથી, એથી કરીને તું મને ઘણો દીલાસો તેમજ સુખ આપી શકશે અને તારો પોતાનો સુખી થવાનો માર્ગ પણ સેહેલો કરી શકશે."

ગુલે હસ્તે ચેહરે ઘણી આતુરતાથી તેમ કરવાની કબુલાત આપી.

[સાંધળ છે.]

TWO OLD MAIDS.





# લેડી નીડીસડેલ.



ઇંગલંડ દેશની આ બહાદુર ઉમરાવજાદીએ એક વખત પોતાના ભરથારનો જાન સંકટમાંથી "દનજન" ના જાણીતા કીલ્લામાંથી બંચાવ્યો હતો, તેનો ટુક હેવાલ પ્રીય બેહેનોની જાણ ખાતર નીચે રજુ કરી છેલ્લે તે પાક કીરતાર પાસે દોવા ચાહું છું, કે મારી વાંચનારી બેહેનો પોતાના ભરથાર તરફ વફાદાર રહી સંકટની વખતે તેઓને મદદ કરે અને લેડી નીડીસડેલની માફક પોનાના ભરથારોનો ભયમાંથી હીમત રાખી છુટકારો કરે.

લેડી નીડીસડેલનો જનમ ટેરીસબુક કાસ્ટલમાં તા૦ ૮ મી જાનેવારી ૧૬૯૧ નાં સાલમાં થયો હતો. તેણીનો બાપ ડયુક ઓફ સધરલેંડ પ્રોટેસટંટ ધર્મનો ચુસ્ત હીમાયતી હતો. તેણે પ્રોટેસંટંટ ધર્મના પુસ્તકો રચી એ ધર્મનો ઈંગલંડ દેશમાં ફેલાવો કીધો હતો. તેણીની ખુબસુરતીપર લોર્ડ નીડીસડેલ નામનો જવાન તવંગર ઉમરાવ લોભઈ જઈ તેણીની સાથે પરણ્યો હતો.

બ્રીટીશ મુલકના બરતરફ થયલા રાજા જ્યોર્જને પાછું તાજ આપવાને સારૂં ૧૭૧૫ ના સાલમાં જાણીતો બલવો જ્યોર્જના સોબતીઓ તરફથી થયો. તે બલવામાં લોર્ડ કેનીંગ અને લોર્ડ નીડીસડેલ કેદ પકડાયા. તેઓની તપાસ શરૂ થઈ, તે વખત અંધેર રાજ ચાલતું હતું. લોર્ડ નીડીસડેલપર દગો દેવાનો વાંક સાબેત થવાથી તે નીર્દોશ જવાનને ફાંસીની સજાનો હુકમ થયો. જ્યારે લેડી નીડીસડેલને આ ખબર પડી ત્યારે તેણી ઘભરાઈ ગઈ. છેલ્લે તેણીએ પોતાનું સ્કોટલંડનું મકાન છોડી ઈંગલંડ જવાનો વીચાર કીધો. એ વખતે થંડીની રૂતુ હતી. સ્કોટલંડના રસતાઓ બરફે ઢંકાઈ ગયા. ત્રામ અને ડાકની ગાડીઓ ફરતી બંધ થઈ, તેવે વખતે સ્કોટલંડના મુસાફર લોકો ઘોડાપર મુસાફરી કરતા હતા. તેણીએબી ઘોડાપર મુસાફરી કરવાનો ઠેરાવ કીધો. લેડી નીડીસડેલ તા૦ ૮મી નવેમબર ૧૭૧૫ ને દીને ન્યુ કાસતલથી લંડન જવા ઊપડી તેણીએ એક દહાડો ચાલુ મુસાફરી રાખી હતી. તેણીએ લંડન પુગા પછી પેહલાં ઈંગલંડના જ્યોર્જ રાજાપર અરજી કીધી. તે અરજીનો જવાબ ન ફરવાથી તેણી જ્યોર્જને હેમપ્ટન કોરટમાં મલવા ગઈ, ત્યાં પણ તેણીને બીલકુલ દાદ મલી નહી. તેણી નીરાશ થઈ, તેણીનાં ભરથારે જ્યોર્જને ખાતર આટલી મેહનત કીધી તેજ રાજા નીમકહરામ થયો. તેણીએ છેલ્લે

વીચાર કીધો કે કાંઈબી તાલતલાવતથી દનજનના કીલ્લામાં છુપે પોશાગે જવું. અને તેણી તે કીલ્લામાં જવાને સારૂં તૈયાર થઈ.

લેડી નીડીસડેલે વકીલને લાયકનો ડ્રેસ પેહેર્યો અને દનજનના અંધકાર કીલ્લામાં જવાને સારૂ લંડનથી ઉપડી. તેણી સહવારના સાત વાગતેની ઉપડેલી સાંઝે સારા ૭ વાગતે કીલ્લા આગલ પોંહચી. રખેવાલ બહાર બેઠેલો હતો. તેના પુછવાથી તેણીએ જણાવ્યું કે તેણી બંધવાનો વકીલ છે અને તેને મલવા માંગે છે. વકીલ બેરીસ્ટરને અંદર જવાનો હોકમ હોવાથી દારોગો તેણીને અંદર લઇ ગયો. તેણીએ સઘળે ઠેકાણે જોઈ પોતાનો વીચાર ભરથારને જણાવ્યો. તે વીચાર એ હતો કે લાર્ડ નીડીસડેલે સ્ત્રીના લેબાસમાં લેડી નીડીસડેલ સાથે નાહસી આવવું, એવી ગોઠવણ કરી કીલ્લામાંથી તેણી બાહર નીકળી. તેણીએ હોટેલમાં જઈને આસાયસ લીધી અને રાતના બાહર પારટીમાં જાય છે એમ રખેવાલને કહી તેણી રાતના દસ વાગતે મરદના પોસાગમાં બાહર નીકળી. તેણી કીલ્લા આગળ સાદા દસ વાગતે પુગી. કીલ્લામાંની બતીઓ બુજાવી નાખી હતી. રાતનો શાંત વખત હતો. આખા દહાડાની મેહેનત કરી હાકેલાં લોકો છુત્તાં છવાયાં મલતાં હતાં. કીલ્લો પોતાનું બાહદશાહી તેજ લઈ ઉભો હતો. રખેવાલો રાતના નીરાંતથી સુવા ગયા. એવા શાંત વખતે તેણી પોતાના ભરથારના ઓરડા આગળ ગઈ. તેણીએ ધીમા અવાજે સીસોડી ફોડી, પણ જવાબ ન મલવાથી તેણીએ નીડીસડેલનું નામ પોકારયું, તેનો અંદરથી જવાબ આવ્યો અને થોડો વખત રહી અંદરથી એક દોરડું પડયું. તે દોરડાંપર ચહડી તેણી નીડીસડેલના ઓરડામાં દાખલ થઈ. નીડીસડેલને સ્ત્રીને લાયકનાં કપડાં પેહેરાવી તેને દોરડાંની મદદથી નીચે જમીનપર ઉતારી તેણીએ ખુદાનું નામ લઇ સહી સલામત જમીનપર ઉતરી. થોડા કદમ ચાલી લોર્ડ નીડીસડેલને પોતાના ઘોડાપર બેસાડી તેણી ઘોડાથી થોડે દુર ચાલવા લાગી. તેઓએ કીલ્લાથી થોડે દુર ગોલદન કેવ નામના અંધારા ગોફામાં દાખલ થઈ ત્યાં ત્રણ ચાર દહાડા રહેવાનો વીચાર કીધો. તેઓ પોતાના ખોરાક તરીકે જંગલી બેરીસ ખાતાં હતાં. એવી રીને ત્રણ દાહડા ગોફામાં રહી તેઓ ત્યાંથી પોતાના ઓલખાણનાં એક વીશ્વાસુ ફ્રેન્ચ એલચીને ઘર ગયાં, ત્યાં તેઓએ પોતાની સઘળી હકીકત એલચીને કહી, જેથી તરત તેઓને સંતાડી રાખવાને સારૂં એલચી તૈયાર થયો. તેણે નીડીસડેલને પોનાના માણસનાં ઓરડામાં સતાડયો. ત્રણ દહાડા પછી તે એલચીના ભાઈને લાવવા સારૂં ગાદી દોવરના બંદર આગળ લોર્ડ નીડીસડેલ એલચીના ચાકરનો વેશ લઈ વગર હરકતે દોવર પોંહચયો, ત્યાંથી ફ્રેન્ચ કાફલા સાથે ફ્રાન્સ ગયો.

લેડી નીડીસડેલ વીશ્વાસુ એલચીને ત્યાં બીજા ચાર દહાડા રહી, પછી તેણીએ એક બીજી અરજી જ્યોર્જ રાજાપર કીધી તેમાં તેણીએ જણાવ્યું કે, "તેણીના ભરથારને નીર્દોશ હોવા છતાં એવી રીતે કીલ્લામાં નાખ્યો તેથી તેણીએ ભરથારનો જીવ બચાવવા ખાતર આ તદબીર રચી તે સારૂં એ અપરાધ કીધેલો કહેવાએ નહી, માટે એવોને સલામત રાખે." આ અરજીનો જવાબ આવ્યો કે, "તેણી તથા લોર્ડ નીડીસડેલ ઈંગલંડના રસ્તાપર ફરતાં માલમ પડશે તો તુરત તેઓને કેદ પકડવામાં આવશે." તેણી તુરત ફ્રાન્સ ગઈ ત્યાં તેણીને સારો આવકાર મલ્યો. તેણીએ છેલ્લે જ્યોર્જપર એક કાગળ લખ્યું કે, "તેણીના છોકરાને બાપ પછીના વારસ તરીકે લાર્ડનો ખેતાબ આપવો" તેનો જવાબ એ આવ્યો કે "તેણી જો વધારે ગડબડ કરશે તો તુરત તેણીને લંડન તાવરમાં નાખવામાં આવશે." તેણી પોતાના ભરથારનો છુટકારો કરી ૧૭૪૯ ના વરસમાં મરણ પામી હતી.

સેમયુલ રીચરડસન નામનો ગ્રંથકર્તા તેણીને માટે લખે છે કે "લેડી નીડીસડેલ સાથે નાહની ઉમરથી મને પીછાન હતી. તેણીની બેહદ ખુબસુરતીથી સર્વેનું તેણીની તરફ ધ્યાન ખેંચાતું હતું. તેણીનાં મરણથી હું તથા મારાં બેહીઓ ઘણાં દલગીર થયાં હતાં."

દેવીડ હયુમ લખે છે કે "તેણી મગરૂર ચેહેરાની રૂપાળી બાઈ હતી. તેણીનો ચેહેરો સદા હસતો રહેતો હતો. તેણીએ પોતાનાં ભરથારનો સ્ત્રી જાતને માન આપવા લાયક બાહદુરીથી છુટકારો કીધો હતો. તેણીના મોહતથી હું ઘણો દલગીર થયો છું."

જાણીતો કવી વીલીયમ કાઉપર લખે છે કે "એ મારી જવાન સોબતી પરી જેવા રૂપની બાઈ હતી. તેણીની બાહદુરીથી જાણીતા અહસ્થો તેણીનાપર મોહીત પડયા હતા. તેણી શેકાર કરવામાં ઘણી ચંચલ હતી. તેણીની હાજર જવાબી બોલીથી તેણી સૌની માનીતી હતી. તેણીનાં મરણથી હું ઘણો નાસીપાસ થયો છું."

નવાજબાઈ અ. શેઠ.

## સાહીત્ય.




ઘા હુન્નરમાં સાહીત્ય મોટો દરજ્જો ધરાવે છે. તે મનુષ્ય જાતીનાં વીચાર, લાગણી અને કામોનું એકઠું કરેલું 'એસેન્સ' છે, આથી તે આપણી કીટાઈ જતી મનશક્તીને તેજ કરવાની, કલ્પનાં શક્તી જાગૃત કરવાની, અને પારકાના દાખલાપરથી ધડો આપવાની શક્તી ધરાવે છે, પણ આટલું તો યાદ રાખવું જોઈયે, કે તે મધ્યે પેસવાના સઘળા દરવાજા કાંઈ આપણને મનની સુખાકારી અને તનદરોશતી તરફ લઈ જતા નથી. કારલાઈલ કહે છે તેમ "કેટલીક ચોપડીઓ આપણને પોતા સાથ આકાશ તરફ ધમડી જાય છે, અને વલી કેટલીક નીચે લાવી હમેશાં વધારે અને વધારે નુકશાન કરતી રહે છે." ઘણીખરી જાહેર લાઈબ્રેરીઓના કેટલાગમાં સેંકડે મોટો ભાગ વારતા-

ની ચોપડીઓનો આપણે જોઈયે છીયે. આજ સાહીસનો ચોકસ ભાગ છે, કે જેની ખુબી અને ખાગી પીછાણવાની શક્તી ઉપર ફાયદો અને ગેરફાયદો આધાર રાખે છે. જે વારતા રમુજ સાથ ચાનક આપે નહી, જે નીતી નેકીનો માર્ગ બતાવે નહી, અને જે સારાં ફળ નીપજાવે નહી, તેને મુશકેલાઈએ સાહીસમાં મેલી શકાય. બીજી તરફ કેટલીક વારતાઓ એવી હોય છે કે જેમને વાંચ્યાથી આપણામાં ઉંચી આશાઓ જન્મ લે છે, અને સંપુર્ણતા તરફ આપણને ધસડી જાય છે. આવી વારતાઓની વખાણમાં જેટલું બોલ્યે એટલું થોડું છે. નીતીના ધડા આપવા માટે કાંઈ ગ્રંથકારોને શીખામણ અને ધર્મ બોધથી પાના ભરવાની જરૂર નથી. વારતામાં ભાગ લેનારાઓની વર્તણુક એવી જોઈયે, કે જેથી વાંચનારાઓમાં સદાચરણી થવાની જીજ્ઞાસા ઉશકેરાય. જેમ વૉશીંગટન અરવીંગે એક વખત લખ્યું હતું તેમ, "વાંચનારાઓ વાકેફ થાય તે અગાઉ નીતી ઉપદેશની સખત ગોલી તેમનાં ગળામાં ઉતારી શકાય છે."

એક વારતાની જાથુકની કીર્તી તેમાં સમાવેલા ઉપદેશપર આધાર રાખે છે. બોહલી પ્રસીધ્ધતા પામેલી 'પીલગ્રીમસ પ્રોગ્રેસ' દુનિયાને એક વારતા તરીકે આપવામાં આવી હતી. પવીત્રાઈ વીના કશામાં શોભા હોતી નથી, માટે અપવીત્રાઈવાલી ચોપડીઓ, આપણી ઉધરતી ઓલાદની મનની શોભામાં ખલલ ન કરે તેની પુરતી સંભાળ લેવાવી જોઇયે. દરેક જમાનામાં સાહીસમાં ખરેખર વધારો કરે એવી તો થોડીજ ચોપડીઓ બાહર પડે છે, પણ ચાલુ વખતમાં તો એટલાં બધાં કચરા સરીખાં લખાણો બહાર ફેલાવો પામે છે, કે તેથી દુર રહેવાની દરેક વાંચનારે કાલજી રાખવી જોઈયે. આજ કાલના જુવાન શખસો નજીવી ચોપડીઓ પ્રસીધ કરી ગ્રંથકર્તામાં નામ ખપાવા ઇંતેજાર હોય છે, તેઓએ જાણવું જોઈયે કે જેઓને ખુદરતે એજ કામ માટે સરજેલા હોય છે, તેમનાજ લખાણો ખરેખર થોડાં જ્ઞાનવાલાને મનનો ખોરાક પુરો પાડે છે. એમ કરવામાં બોહલો અનુભવ, પુરતી કલ્પના શક્તી, ખીલેલી બુદ્ધી અને લાયક બાબદને લાયક ભાષામાં જોડવાની શક્તીની ઘણી જરૂર છે; અને જેમ લોર્ડ બેકન કહે છે તેમ "જેમ એક દેશની ચીજો બીજે દેશ વેપાર માટે દરીયા ઉપરથી વાહણો મારફતે પસાર કરવી પડે છે, તેમ એક જમાનાના સાહીસને વખતના મહાસાગરપરથી ચોપડીઓના આકારમાં બીજા જમાના માટે મોકલવામાં આવે છે, તો એવી મ્હાન ફરજ બજાવવા માટે લોકો હર્ષે સાથ યાદ કરે એવા ગ્રંથકારોની ઘણી જરૂરયાત છે."

Ruby.

---

ધણી—જયારે તારી સાથે મેં પહેલે ઓલખાણ કરી ત્યારે તું ઘણી મજાની છોકરી હતી, પણ ફક્ત એકજ ખામી તારામાં મેં જોઈ હતી.

ધણીયાણી—તે શું?

ધણી—તું પરણેલી નહી હતી!



# સ્ત્રીની દાનાઇ તથા હીમત—અને માતાના શખુનની દીકરા ઉપર અસર.



આએ બાબદ લખ્યા આગમજ એટલું જણાવવું જોઈયે કે રોમનું શેહેર એક વખત "મીસ્ત્રેસ્ ઓફ ધી વરલ્ડ" એટલે જે આખી દુનિયાની શેઠાણી કહેવાતું હતું, કારણ કે અસલનાં વખતમાં આપણી પૃથ્વીનો જેટલો ભાગ માલમ પડલો હતો, તેટલા ભાગ ઉપર રોમ શેહેર રાજ ચલાવતું હતું. તે વખતમાં જે જે દેશો જાહેર થયલાં હતાં, તેની ઉપર રોમન લોકોએ ફતેહ મેલવી હતી. ઈંગલંડ દેશ જે અસલનાં વખતમાં જંગલીઓનાં હાથમાં હતું, અને તે જંગલીઓ શેકાર કરીને પોતાનો ખોરાક મેલવતા હતા, તથા પોશાકને ઠેકાણે પોતાનું બદન ઢાંકવાને સારૂ તે ઉપર • રંગ લગાડતા હતા, તેઓને જગલીપણાની હાલતમાંથી રોમન લોકોએ છોડવ્યા હતા અને ૪૦૦) વરસ સુધી રોમન લોકોએ ઇંગલંડમાં રાજ કરયું હતું. રોમના દેશની અસલના વખતમાં જે મોટાઈ હતી, તેનો એકજ દાખલો આએ આપ્યો છે.

રોમનો રાજકારભાર ચલાવનારી સભાના એક અધીકારી નામે કોરીઓલેન્સે પોતાના દેશની ઘણીએક સારી નોકરી બજાવી હતી, પણ તે નોકરીના બદલામાં તેનો ઉપકાર કોઇએ માનેલો જોવામાં આવતો નથી. તેની ઉપર પાછલથી રોમ મધે રાજ ચલાવનારી સભાએ, તથા રોમના લોકોએ ઘણોએક જુલમ પાડયો હતો, તેથી કરીને કોરીઓલેન્સને ફરજ પડી હતી કે પોતાના જાનનો બંચાવ કરવાને સારૂં રોમનું દેશ છોડીને બહાર જાય. કોરીઓલેન્સ પોતે જાતે ગરમ સ્વભાવનો હતો, તેથી કરીને જેઓએ તેની ઉપર અણુઘટતો જુલમ પાડવાને કોશેષ કીધી હતી, તેઓ ઉપર વેર લેવાને તેને ઠરાવ કીધો. કોરીઓલેન્સ જેવો રોમ છોડીને ગયો, તેવોજ પોતાના દેશીઓના દુશમન વાલીનશીયન લોકના મુલકમાં ગયો, અને રોમની સામે લડાઈ કરવાને વાલીનશીયન લોકોને સલાહ આપી. તે સલાહ તેઓએ કબુલ રાખી, પોતાનો સરદાર કોરીઓલેન્સનેજ બનાવ્યો, લશકર સાથે કોરીઓલેન્સ રોમ ઊપર ચહડી ગયો, અને આગલ વાલીનશીયન લોકોનાં જે શેહેરો રોમન લોકોએ લીધાં હતાં, તે પાછાં છીણવી લીધાં, તથા કેટલાંએક શેહેરોની ઉપર લુટ કીધી, અને પોતાનાં લશકરને રોમની પાંચ મૈલની વેગલાઈ ઉપર લઈ જઈને ઉભું રાખ્યું. આએ તરાંહનો મામલો જોઇને, રોમમાં

તે વખતે રાજ ચલાવનારી સભાએ કોરીઓલેન્સની ઉપર સુલેહ કરવા ઘણાએક એલચીઓ મોકલ્યા, પણ કોરીઓલેન્સે કાંઈ સાંભલ્યું નહી, તેથી રોમના શેહેરની ઉપર ઘેરો નાખવાને સારૂં કોરીઓલેન્સ જે તૈયારીઓ કરતો હતો, તેમાંથી પોતાનો બચાવ કરવાને રોમન લોકોને તૈયારી કરવાની ફરજ પડી. જુવાન અને કઉવતમંદ આદમીઓ હતા તેઓને શેહેરના દરવાજા તથા ધરો ઉપર ટકેદારીને સારૂં રાખ્યા, તથા કેટલાએક જુના સીપાઈઓએ કીલ્લાની દેવાલોનો બંચાવ કરવાને માથે લીધુ. સરકારની તરફથી શેહેરનો બંચાવ કરવાને આએ પ્રમાણે જેવી તેવી નબલી કોશેશો કરવામાં આવતી હતી, તે વેલાએ શેહેરમાંની સઘલી સ્ત્રીઓએ ઘબરાઇને પોતાના દેહેરાંમાં જઈને, પોતાના દેશનો છુટકારો કરવાને સારૂં ખોદા પાસે માગ્યું. આવી તરાંહના ઘભરાતમાં અને દુઃખની વેલાએ, વેલીરીઆ નામની એક સ્ત્રી જાણે તેને બસારત થઈ હોય, એ મીસાલે ઉભી થઇને પોતાની પાસે સઘલી સ્ત્રીઓને બોલાવીને તેઓને કહ્યું જે "તમોએ ઘભરાવું નહી-હજુર સુધી આપણા દેશને બંચાવવાને એકુ ઈલાજ રહયો છે, અને તે બંચાવ કરવાનું આપણ સ્ત્રીઓની ઉપર રહેલું છે?" આએ શબ્દો સાંભલીને એક સ્ત્રી બોલી ઉઠી કે, "આપણા શેહેરના સઘલા હીમતવાન સીપાહો હારી ખાઈ ગયા છે, ત્યાં નબલી સ્ત્રીઓ શું કરી શકશે!" તે વેલાએ વેલીરીઆએ જવાબ દીધો જે, "આપણે કાંઈ તલવારથી અથવા લશકરના જોરથી જીતવાની ઉમેદ રાખતાં નથી, એ હથીઆરો સ્ત્રીઓને લાયક નથી. નરમ અને દીલ પીગલે એવા શબ્દો બોલવા એ આપણાં હથીઆર છે, ચાલો આપણે સઘલાં પોતાના બાલકોની સાથે શોક ભરેલો પોષાક પેહેરીને કોરીઓલેન્સની માએ વીટુરીઆની પાસે જઈયે, અને કાલાવાલા કરીને તેણી પાસે માંગી લઈએ કે, આપણા દેશના છુટકારાને સારૂં પોતાના છોકરાને સમજાવે.-અને જ્યારે કોરીઓલેન્સની માય તેના છોકરાને આપણાં દેશની તરફથી સખુનો કહેશે, ત્યારે તેનું દીલ પીગલ્યા વીના રહેશે નહી. જો કે કોરીઓલેન્સની ઉપર આટલી બધી અરજો મોકલવામાં આવી છે, તે તેણે કબુલ નથી રાખી, તોપણ તેનું દીલ એવું કઠણ અને ધાટકી નથી, કે પોતાની માતાને તેના પગ આગળ રડતી, અને અરજ કરતી જોઈ તેનું દીલ પીગલે નહી"

પેલી સ્ત્રીની આએ અકલ સરવે કોઈએ પસંદ કીધી અને સઘળી સ્ત્રીઓ વીટુરીઆને ઘર ગઇ, તે વખતે કોરીઓલેન્સની બાયડી વાલુમીના પોતાની સાસુની પાસે બેઠી હતી, તેને આએ સઘળી સ્ત્રીઓને જોઈને અચરતી ઉપજી અને તેઓ તે ગમગીનીના ઘરમાં આએ અજાયબ રીતે શું કરવા આવ્યાં હતાં તેનું કારણ પુછ્યું.

વેલીરીઆએ કોરીઓલેન્સની માયને કહ્યું કે "વીટુરીઆ, આએ સ્ત્રીઓ અને તેઓનાં બચ્ચાંઓની ઉપર જે ગીરદશ આવી પડી છે તેનો ઇલાજ તારા હાથમાં છે. અમો સઘળી સ્ત્રીઓ તુંને કાલાવાલા કરીએ છીયે-તુંને અરજ કરીએ છીયે તથા હમારાં દુઃખની ઉપર દયા લાવવાને તુંને આજીજી કરીએ છીયે. વાલેશીઅન લોકોને હાથે આપણાં દેશને હરાવવું તથા આપણાં છુટાપણાને દાબી નખાવવું નહી જોઇયે. તું તારાં દીકરા કોરીઓલેન્સના લશકરમાં જા, તારી સાથે તેની સ્ત્રી વાલુમીનાને તથા તેનાં બે છોકરાંને લેઇ જા, અને તમો બધે જણા તેને આપણા દેશ તરફથી કાલાવાલા કરો અને અમો સઘળી સ્ત્રીઓને તારી સાથે લઈ જા, અને અમો સઘળાં પગે પડીને તેની પાસ માફ માંગશું. ઓ વીટુરીઆ, તું તારા દીકરા પાસે માંગ, કે આએ શેહરને સુલેહ આપે, અને તારી અરજ કબુલ કરે, ત્યાં સુધી આજીજી કરવાને કશી ખામી રાખતી ના. કોરીઓલેન્સ જેવો ભલો આદમી તારાં આસું જોઈને દયા લાવ્યા વગર રહેશે નહી, અને અમારી સઘળી ઉમેદ તારામાં છે, વાસ્તે ચાલ વીટુરીઆ, વખત નજદીક આવતો જાય છે, દર ઘડીએ ધાસ્તી વધતી જાય છે, કાંઈ વધારે વીચાર ના કર, પરમેશ્વર તારી મેહનતને ફતેહ બક્ષે. એ કામ તારી ખુબીને લાયકનું છે, અને રોમનું શેહર આપણ સ્ત્રીઓથી બચ્યું એવું કહેવાશે તથા તારૂં નામ જાવેદાન સુધી રહી જશે અને તારી સાથે અમો સઘળાં માન મેલવશું."

એ સખુનો સાંભળીને કોરીઓલેન્સની માય વીટુરીઆએ થોડોવાર દમ ખાઈને, પોતાની આંખમાં આંસુ લાવીને તે સઘળી સ્ત્રીઓને જવાબ દીધો કે, "વેલીરીઆ, તમારી ઉમેદનો પાયો નબલો છે, કાંય જે તે ઉમેદ તમો એ ગરીબ અને દુઃખથી નાચાર થયલી સ્ત્રીઓની ઉપર રાખો છો. અમો અમારાં દેશપર પ્યાર કરવામાં કાંઈ ઓછાં નથી, અને અમારાં દીલને ઉશકેરવાને હમોને કશું કહેવું નથી જોઈતું. હમો નહી ધારતાં કે તે કામ હમારેથી બની શકશે. આપણા દેશના લોકોએ જે દીને મારા છોકરા કોરીઓલેન્સને ઘણી ગેરવાજબી રીતે નાહસવાની ફરજ પાડી, તે દીવસથી મારા છોકરાનું દીલ તેના દેશ ઉપરથી ઉઠી ગયું છે, એટલુંજ નહી, પણ તેના કુટુંબ અને ઘેર ઉપરથી પણ તેનું દીલ ઉઠી ગયું છે, અને જ્યારે તે અત્રેથી જતો રહયો, ત્યારે જે શબ્દો તે બોલી ગયો છે તે હું તમોને કહી સંભલાવશ, ત્યારે તમારી ખાતરી થશે કે હું બોલું છું તે ખરૂં છે. જ્યારે રોમમાંથી દેશનીકાલ થવાનો હોકમ લઈને તે આવ્યો, ત્યારે હમો એક પ્યારો દીકરો તથા ખુબી ભરેલો ભરથાર ખોઈ બેસવાની દલગીરીમાં ગીરફતાર થયલાં હતાં, તેનાં છોકરાં અમારી પાસે હતાં. કોરીઓલેન્સ જેવો આવ્યો, તેવો તે અમારેથી કેટલોક દુર ઉભો રહ્યો અને થોડો વાર સુધી વગર હીલવે ચાલવે, પોતાની નજર હમારી ઉપર ઠેરવી રાખીને, અને આંખમાં એક આંસુ લાવ્યા વગર બોલ્યો કે-"અરે ઓ માય, અને તું વાલુમીના મારી સૌથી પ્યારી બૈરી, આજ દીનેથી હું તમારો નથી. હું મારા દેશની ઉપર જે પ્યાર ધરાવતો હતો, અથવા મારા દેશની મેં જે ચાકરી કીધી હતી, તેને સારૂં મને દેશનીકાલ કરવામાં આવ્યો છે. હુ આએજ વખતે જાઊં છું અને જે શેહેરમાં સારાં માણસોને રહેવાનો હુકમ નથી, તે શેહેરમાં હું હવે કદી પાછો આવનાર નથી. વાસ્તે ઓ મારી માય, આએ

દુઃખનો દામ જે તારી ઉપર પડે, તે તારી ખુબી અને હીમત પ્રમાણે ખમજે, અને આએ મારાં છોકરાંઓને તારી સંભાલમાં રાખજે, અને તેઓ તારાં તથા તેઓના બાપદાદાઓનાં નામને લાયકના થાય, એવી તેમને કેળવણી આપજે. પરમેશ્વર કરેને એ બચ્ચાંઓ પોતાના બાપનાં કરતાં વધારે ભાગયશાળી નીકલે, અને એઓ તારાં દુઃખના વખતમાં તને સાહય થાય."

કોરીઓલેન્સને આવું બોલતાં સાંભલીને હમો ઉભાં થયાં, અને પોકાર મારતાં તેની તરફ ગયાં કે એક વાર છેલે તેની સાથે કોટી કરીએ. તેના વડા છોકરાને મેં મારા હાથમાં પકડયો, અને નાધલા છોકરાને વાલુમીનાએ લીધો. એ જોઇને તેણે પોતાની નજર હમારી તરફથી ફેરવી, અને પોતાના હાથે કરીને હમોને પાછાં ખીસાડયાં, અને ફરીથી 'કહ્યું' જે "માય, આએ ઘડીથી હું તારો છોકરો નથી એવુંજ તું સમજજે—તારા ઘડપણના વખતનો જે ટેકો હતો, તે તારી પાસેથી આપણા દેશે ખેંચી લીધો છે અને વાલુમીના, તું પણ એમ સમજજે કે આજ પછી કોરીઓલેન્સ તારો ધણી નથી, અને ખોદાય કરેને કોઇ બીજા વધારે ભાગયવાન સાથે તું સુખી થાય." એ પ્રમાણે પોતાની માતાને તથા બાયડીને કહીને, પોતાનાં છોકરાંઓની તરફ જોઇને બોલ્યો કે "મારાં પ્યારાં બચ્ચાંઓ, તમોએ તમારો બાપ ખોયો છે."

"એ પછી તે વધારે કાંઈ બોલ્યો નહી અને જતો રહયો, અને વગર પૈસે, વગર ચાકરે, અને કયાં જાય છે તે અમુને જણાવ્યા વગર જતો રહયો. એ પ્રમાણે તેને જવાને ચાર વરસ થયાં, અને તે દીનેથી તેણે પોતાના કુટુંબની કસી ખબર પુછાવી નથી, તે ઉપરથી એવું માલમ પડે છે કે જાણે તેની સઘલી દુશમેની અમારીજ ઉપર છે. વાસ્તે એવાં આદમી પાસેથી તમો શું ફતેહ મેલવવા ચાહો છો? આપણા ધરમના સઘલા ઉપાધ્યાઓ જે દીલને નહી પીગલાવી શકયા, તે દીલને શું બે સ્રીઓ પીગલાવી શકશે? અરે હું તેને શું કહું? હું તેની પાસે શું માગું? શું હું તેને એમ કહું કે, જે નીમખહરામ રઈયતે તુંને બેગુનાહ દેશનીકાલ કીધો, તેને તું માફ કર? તથા જે લોકોએ તારાં બેતકશીરપણા ઉપર કશી નેગાહ નહી પોંહચાડી, તેઓની તું શરમ રાખ? અને વળી બીજું જે કોમે તેને પોતાના લશકરનો મોટો સરદાર બનાવ્યો, તેઓનો વીશવાસ તોડ? હું કેવો ચેહેરો લઈને તેને કહું જે આવા સખી દોસ્તોને મેલી દઈને પાછો પોતાના કડવા દુશમેનોના હાથમાં આવ? શું એક રોમન માય અને રોમન બાયડી પોતાના દીકરા અને ભરથાર પાસે એવી અરજ કબુલ કરાવે, કે જેથી તેની આએ દુનીઆમાં અને પેલી દુનીઆમાં બેહોરમતી થાય? આએ વાત ઘણીજ દલગીરી ભરેલી છે, વાસ્તે અમોને અમારાં કમનસીબ ઘરમાં રહેવા દેઓ, અને જે કામથી ઉલટું અમારૂં દુઃખ વધે, તેવું કરવાને અમોને ફરજ ના પાડો."

કોરીઓલેન્સની માયે વીટુરીઆના આવા બોલવાનો કાંઈ જવાબ આપ્યો નહી, પણ સઘલી સ્રીઓ રડી પડી, અને કેટલીએક વીટુરીઆને પગે પડી, કેટલીકોએ વાલુમીનાને કાલાવાલા કીધા, કે તેની સાસુને સમજાવે કે સઘલાંઓની આએ છેલી અરજ તેણીએ કબુલ રાખવી. એ પ્રમાણે સઘલીઓ ઘણી બસજીદ થવા લાગી, ત્યારે વીટુરીઆએ કોરીઓલેન્સના લશકરમાં જવાને કબુલ કીધું, અને બીજે દીને સઘલી સ્રીઓ વીટુરીઆનાં ઘેરમાં એકઠી થઈને ગાડીઓમાં બેસીને કોરીઓલેન્સની છાવણી તરફ ગઈ. દુરથી આએ ગાડીઓની હાર જોઈને તેઓ કોણ છે તે વીશેની ખબર લેવાને સારૂં કોરીઓલેન્સે આદમીઓ દોડાવ્યાં. તેઓએ તેને જલદીથી આવીને કહ્યું કે તે ગાડીઓમાં તેની માય તથા તેની બૈરી અને બીજી સઘળી સ્રીઓ છે. એ સાંભળીને તે પોતાનાં મનમાં તરત સમજી ગયો, કે સેવટે આએ છેલ્લો ઉપાય તેને સમજાવવાને સારૂં કીધો છે, પણ તેણે તેજ વખતે પોતાના મનમાં ઠેડાવ કીધો, કે પોતાનું મન ફેરવવું નહી. પણ આએ વીચાર તેના મનમાં થોડોજ વાર રહયો. થોડાક ખીદમતગારોને લઈને કોરીઓલેન્સ તે સ્રીઓને સામને મલવા ગયો, તેવામાં તેણે પોતાની માયને શોક ભરેલા પોશાકમાં તથા આંખો આંસુથી ગરકાવ થયલી તથા દલગીરી ભરેલા ચેહેરા સાથે જોઈ, તેથી તે તરત પોતાની માયની આગળ દોડયો, અને તેને માય કરીને કહ્યુ. એટલુંજ નહી, પણ તેની સાથે બીજી ઘણીક પ્યારના શબ્દોથી વાત કરી, અને તેણીની સાથે રડયો, અને તેણીને પોતાની છાતી સાથે દાબી. ત્યાર પછી તેવુંજ માયાળુપણું તેણે પોતાની બૈરીને બતાવ્યું, અને તે તેણીની સાસુનીજ સાથે રહી હતી, તેથી ઘણી શાબાસી આપી, અને પછી એક પ્યારા બાપની મીસાલે પોતાનાં છોકરાંઓને કોટી કીધી.

આએ પ્રમાણે બંને બાજુનાં આંસુઓ બંધ થયાં પછી, વીટુરીઆ જે કામને વાસ્તે ગઈ હતી તે કોરીઓલેન્સને જાહેર કીધું, અને તેને ઘણુંએક સમજાવ્યા પછી તે બોલી કે—"મારા દીકરા, તારામાં આએ શું ગોસ્સો અને ઘેલાપણું આવ્યું છે—ખોદાણી આજુજીની અરજ કબુલ રાખે છે, પણ શું આદમી કોઈનું સાંભળે નહી? શું કોરીઓલેન્સ પોતાના ગુસ્સાની હદ નહી રાખશે? હું કબુલ કરૂં છું કે તારાં દેશે તારી સાથે ઘણી નીમખહરામી કીધી છે, તેથી તેઓની સાથે સુલેહ કરવાને તુંને નહી ગમતું હશે—પણ મારા દીકરા, તું તારી માયની અરજ અને તેનાં આંસુ ઉપર નજર નહી કરશે? તું એમ સમજતો હશે કે તું વાલેશીયન લોકોની નજરમાં નીમકહરામ ઠહરશે, કે હમારૂં કહ્યું નહી માને? યાદ કર, દીકરા, કે જ્યારે તું બચ્ચું અને તારી જુવાનીનાં વખતમાં હતો, ત્યારે મેં તારી કેવી બરદાસ્ત કીધી છે—જ્યારે તું લડાઈઓમાં ગુંટાયલો હતો, અને તારો જાન દર ઘડીની ધાસ્તીમાં હતો, ત્યારે મેં તારે વાસ્તે કેટલું દુઃખ ખમ્યું છે? તારે સારૂં બીજી મેં કેટલી જંજાલો ભોગવી છે તથા તારી ઉપર પડતો જુલમ અટકાવવા મેં કેટલી કોશેષ કીધી છે તથા તારીથી જુદી પડયા પછી મારી ઉપર કેટલું દુઃખ પડયું હશે તેનો વીચાર કર? વાસ્તે મારા દીકરા, મારો આએ એક સખુન તું ના નહી પાડતો—હું તુંને એ સીવાય બીજી અરજ કરનાર નથી—તું તારા ગુસ્સાને નરમ પાડ, અને તારાં દેશની સુલેહનો પાછો ગાંઠ બાંધ. એટલુંજ હું તારી પાસે માંગું છું, તેજ મને આપ, એટલે હું સુખી થઈ એમ કહેવાશે. તું તારાં દીલને એવા ગુસ્સાથી છોડવ અને તારા દીવસ હવે સઘલા સુલેહથી પસાર થશે અને હું જ્યારે રોમમાં સુલેહની ખુશખબર લઈ જવશ, ત્યારે લોકો કેવી ખુશાળી સાથે મને મલશે,

તેઓ મને કેવું માન આપશે, મારૂં નામ કેવું જાવેદાન સુધી. રહી જશે અને મારી હવે પછીની જીંદગી હુ કેવી ખુશી સાથે ગુજારીશ, તે વીશેનો વીચાર કર." એ પ્રમાણે વીટુરીઆ બોલતી હતી. તેને કોરીઓલેન્સે કશી રીતે અટકાવી નહી, અને તે બોલતી મુંગી રહી ત્યાર પછી પોતે પણ મુંગો રહયો. કોરીઓલેન્સના દીલમાં એક વીચાર પોતાના ગુસ્સાનો તથા નીમખહરામ લોકોની ઉપર વેર લેવાનો આવ્યો; અને બીજો વીચાર પોતાની માયના નરમ બોલવાનો આવ્યો. વીટુરીઆએ જોયું કે તે હજુર સુધી બોલતો નહી, ત્યારે તેને ધાસ્તી લાગી કે તે તેની અરજને કબુલ નથી રાખતો, ત્યારે ફરીથી બોલી કે, "અરે મારા દીકરા, તું મને કાંય નહી જવાબ આપતો? શું તારી માય જે તારી આગળ આટલી આજીજી કરે છે, તથા આટલી નમે છે, તેની અરજ કબુલ કરવાને તુંને શરમ લાગે છે? જો એવુંજ હોય તો આએ દલગીરી ભરેલી જીંદગાની વધારે દહાડા મને શું કરવા જોઈયે?" એવા શબ્દો બોલીને પોતાની આંખમાં આંસુ લાવીને કોરીઓલેન્સને પગે પડી, અને તેની બૈરીએ તથા તેનાં બચ્ચાંવોએ તથા સઘળી સ્ત્રીઓએ પણ તેમજ કર્યું, અને સઘલાંઓએ એક અવાજે કોરીઓલેન્સને અરજ કીધી કે, તેઓની ઉપર દયા લાવે.

આએ પ્રમાણેનો દલગીરી ભરેલો દેખાવ તે લશકરના બીજા અમલદારોથી જોવાઈ શકાયો નહી, તેથી તેઓએ નજર ફેરવી, અને કોરીઓલેન્સે જોયું કે તેની માય તેને પગે પડે છે, તેથી ઘણો ઘભરાયો, અને કહ્યું કે, "અરે માય, તું શું કરે છે?" અને તેનો હાથ પ્યારથી પકડીને તેને ઉઠાડી, અને પછી તેને કહ્યું કે, "રોમના શેહેરનો બચાવ થયો, પણ તારા દીકરાનો જાન સલામત નથી." એટલું કહીને બીજે દીને કોરીઓલેન્સે પોતાનું લશકર ત્યાંથી ઉઠાડયુ અને પાછો ફર્યો.

આએ પ્રમાણે કોરીઓલેન્સે પોતાની માતાનું કહ્યું કબુલ રાખ્યું, અને પોતાની માતાનો સખુન કબુલ રાખવાને સારૂં જેઓની ઉપર તેનું ઘણું વેર હતું તથા જેઓ તેના પંજામાં સારી પેઠે આવ્યા હતા તેઓને જવા દીધા, પણ કોરીઓલેન્સે એમ કહ્યું હતું કે "તારા દીકરાનો જાન સલામત નથી." તેજ પ્રમાણે બન્યું. કોરીઓલેન્સ તે લશકર લઇને "વાલ્સેશીઅન" લોકોનાં દેશમાં પાછો ગયો, ત્યાં તેને ગરદન મારવામાં આવ્યો હતો, કારણ કે તેને આટલું મોટું લશકર આપીને મોકલ્યો હતો, તેનું કાંઈજ તેને કીધું નહી, તેથી વાલ્સેશીયન લોકોની સાથે ગોયા દગો કીધો. આએ મોહોત ખમવામાં કોરીઓલેન્સે ઘણીજ ધીરજ બતાવી હતી. ઉપલી હકીકત વાંચ્યાથી દરેક જણનું દીલ પીગલ્યા વગર રહેશે નહી. એ હકીકત ઉપરથી "કોરીઓલેન્સ" વીશે સર્વે કોઈને ઘણો મોટો વીચાર આવશે. પોતાની માતાના સખુનોને માથાં ઉપર ચહડાવનારા આવા છોકરાઓ થોડાજ જનમતા હશે. પોતાના દુશમનો ઉપર મજબુત વેર તથા એક મોટી ફતેહ, અને બરાબર જોઈશું તો રાજ, તેણે પોતાની માતાના સખુનો ઉપર ખોયું, એટલુંજ નહી, પણ પોતાની માતાના સખુનને વાસ્તે પોતાનો જીવ આપવાની ધાસ્તી પણ નહી રાખી. ધન છે એવી માતાઓને! અને ધન છે એવા બેટાઓને કે જેઓ માતાને ખાતર પોતાનો જાન આપવાની પણ દરકાર કરતા નથી! કોરીઓલેન્સનો આએ દાખલો સર્વે કોઇએ પોતાના દીલમાં કોટરી રાખવો જોઇયે.

એક જરથોસ્તી બાનુ.



# એલસ્ટન હાર્થનો ચલકાટ.

## પ્રકરણ ૨ જું.



એક શીયાલાની રાતે હમો હવે જેઓ બાકી રહ્યાં હતાં તેઓ સર્વે સઘડી આગળ બેઠેલાં હતાં. તે સઘડીનો ઉજાસ મારી રૂથના શાંત ચેહેરા ઉપર પડીને પછી દુર બેઠેલી ખુબસુરત ઈદીયની ઉપર પડતો હતો, કે જેણી ગલીચાપર બેસીને તે અસ્થીર અજવાળાંમાં કાંઈ વાંચવાની કોશેશ કરતી હતી. મોટી હાથાની ખુરસીપર બેસીને મારા પીતાં ઝોંકા ખાતા હતા, અને હું મારા કોચપર અળેટાઇને બાહર જે પવન જોસબંધ ફુંકતો હતો, તેનો સાધ સાંભળતો પડેલો હતો.

એવામાં દીવાનખાનાનો ઘંટ જોરમાં વાગવાનો સાધ આવ્યો–તે વખતે તે એક અસાધારણ સાધ હતો–અને મેં જોયું કે તે સાધે કરીને રૂથ કાંઈ અજબ જેવી રીતે ચોંકી. બીજી પલેજ માલકમ લેંગ અંદર દાખલ થયો; અને તેના ખુબસુરત ચેહેરા ઉપર કાંઇ અજબ જેવી ખુશાલી પંથરાઇ રહી હતી, કે જે ઉપરથી હમોને માનવાને તુરતજ કારણ મલ્યું કે તે કાંઈ સારી ખબર લાવ્યો હતો.

રૂથનું મોહડું જોવા જોગ થયું હતું, જો કે તેણી કાંઇ બોલી નહી હતી; પણ તેવો ચેહેરો મેં ઘણુંએક જોયો હતો, કારણ કે છેલ્લો થોડોક વખત થયો તેણી ઘણી વીચારવંત અને ગંભીર દીસતી હતી.

હમોએ જલદીથી જાણ્યું કે તે શા વાસ્તે આવ્યો હતો. સાંજે પુસ્તકશાળામાં એક ખુરસી ઉપર હું લેટેલો હતો, તે વખતે રૂથ મારી આગળ આવી, અને મને જણાવ્યું કે માલકમનું પડોસમાંજ થોડે દુર ડાકટરનો ધંધો ચલાવવાનું નક્કી થયું હતું; તે સાથે હવે તેણીને વાસ્તે એક નવાં ઘરની તૈયારી થતી હતી; અને પછી ધીમે અવાજે તેણી બોલી, "અને હવે એની સાથે પરણવા સારૂં એને મને પુછ્યું છે."

"પણ રૂથ—"

"તું મારો કોલ યાદ કરતો હશે, આરચી. શું હવે ઇદીય જોઇયે એટલી ઉમરની નથી થઇ?"

"તારી જગા લેવાને શું ઇદીય ઉમરમાં આવી છે?" હું બોલ્યો, "એક ઠેકાણાં વગરની, વગર વીચારની, સત્તર વરસની છોકરી! ઓ, રૂથ! તારા પીતાને વાસ્તે વીચાર કર."

"હું કરૂં છું; પણ આરચી, મને માલકમ વાસ્તે પણ વીચાર કરવો જોઈયે."

"હા, પણ એ થોભી શકશે; એ હજુર ઘણો જુવાન છે. એ તને ત્યાં દર રોજ જોઈ શકશે, અને ખચ્ચીત—"

"ઓ! તું નથી સમજતો-તને નથી માલમ," ગરીબ રૂથ મારા તકીયાઓ વચ્ચે પોતાનું માથું સંતાડીને રડતાં રડતાં બોલી; "માલકમ કહે છે જો હમણા હું નહી કરશ તો એ એમ સમજશે કે હું એને ચાહતી નથી, અને મને સુજ નહી પડતું કે હું શું કરૂં. ઓ માતા-માતા! મારી વાહાલી માતા! અરે આ વખતે તું ત્યાં મારી મદદે હતે!"

તે દુખદાયક, ઝનઝનાત લાગે એવું રડવાનું, મારાં જીગરમાં તીર માફક લાગ્યું.

"રૂથ, મારી વાહાલી, એમ ના કર-એમ ના રડ," હું બોલ્યો. "તું જે ખરૂં કરશે તે વાસ્તે તો ઓર માલકમ તને વધારે ચાહાશે."

"પણ શું એ હું ખરૂં કરશ, ત્યારે મેં એને મારા પ્યારનો કોલ આપ્યો છે તે? શું એ ખરૂં છે?"

તેણીને શું જવાબ આપવો તે મને સુજયું નહી, તેથી તેણીને શાંત કરવા ફ્કત હું તેણીનાં સુંદર બાલપર હાથ ફેરવવા લાગો. અંતે હું બોલ્યો, "આપણા પીતા શું કહે છે?"

"ઓ, તેઓ તો કાંઇ સાંભળતાજ નથી. તેઓ તો કહેચ કે જો હું જવશ તો તેવણ મરી જશે. એવો મને મારો કોલ યાદ દેવડાવે છે, અને ઇદીથને વાસ્તે જાણે તેણી એક નાહનું બાલક હોય તેમ બોલે છે, અને તેથી માલકમ ગુસ્સે થાય છે."

"મારી ગરીબ રૂથ! પણ જ્યારે એવો આટલા વીરૂધ છે, ત્યારે તું શું કરશે?"

"હું જાણુતી નથી; મારીથી વીચાર નહી થતો. હું ઇચ્છુંચ કે મુંગે મોહોડે ખોટી થવાનું માલકમ કબુલ કરે. હવે ફ્કટ ત્રણ વરસજ બાકી છે; ઇદીથ લગભગ હાલમાં અઢાર વરસની તો થઇ છે."

"એને ખોટી થવું પડશેજ," હું જોશમાં આવી બોલ્યો, "રૂથ, હમોને છોડીને તું ના જતી."

"હવે હું મારા ઓરડામાં જાઊ છું. મને શાંત થવુંજ જોઇયે; મને વીચાર કરવો જોઇયે," તેણીએ જવાબ આપ્યો. "સહવારે હું એને સઘળું કેહેવસ; જે ખરૂં છે તે મને કરવું જોઇયે."

અને તે ખરૂં હતું કે ખોટું હતું, પણ રૂથે બીજી સહવારે માલકમને કહ્યું કે તેણી તે વખતે પોતાનું ઘર છોડી શકતી નહી હતી, કારણ કે તેણીનાં પીતાનો સઘળો આધાર તેણી ઉપર હતો, અને તે હાલમાં ઘણો માંદો ચાલ્યા કરતો હતો. તેણીએ તેને પુછયું હતું કે ઈદીથ તેણીની જગા લેઇ શકે ત્યાં વેર વરસ બે વરસ તે થોભશે કે તેનાં કોલમાંથી છુટો થઇ જશે? પણ આ છેલ્લા બોલો તેણી બોલી ત્યારે તેણી જાણુતી હતી કે તે અમસથાજ હતા; કારણ કે જે પ્યાર તેણે તેણીને આપ્યો હતો તેમાં તેણીને પુરતો ભરૂસો હતો, અને તેમ બોલ્યા પછી આંસુભરી આંખે તેની તરફ ભરોસાથી અને મગરૂરીથી જોવા લાગી, કે તે પોતાનો કોલ તોડે છે કે રાખે છે.

તે પ્રથમ તો ઘણો ગુસ્સે થયો; પછી રૂથને ઘણી મક્કમ જોઇને તે બોલ્યો કે તે થોભશે, તો જો કે તેમ તે બીલકુલ ખુશીથી નહી કરતો હતો.

તે તેણીની આટલો નજદીક હવે રહેશે એમ જાણીને તો રૂથને જાણે નવો જીવ આવ્યો, તો જો કે પેલા આગલા સુંદર હુનાલાનાં દીવસોમાં જેમ તેણી તેને હમેશાં જોઇ શકતી હતી, તેમ હવે કાંઈ થતું ન હતું, કારણ ઘરની સઘળી જંજાલ, અને અમારા પીતાની બરદાસ્ત કરવામાં તેણીનો ઘણો વખત રોકાઇ જતો હતો. આ પ્રમાણે એક વરસ વેર ચાલ્યા કીધું, અને પછી મેં કાંઇ ફેરફાર જોયો. હમેશાની માફક માલકમ લેંગ આવતો ચાલુજ હતો, પણ તે કાંઇ રૂથની મુલાકાત લેવા નહી આવતો હતો. જેમ હમો સર્વે હમેશાં સાંહજને સમે બેસતાં હતાં તેમ તે વડનાં ઝાડ હેઠલ જ્યારે હમો બેસતાં, ત્યારે હું જોતો હતો કે રૂથ કરતાં કોઈ બીજી ઉપર તેની નજર વધારે દોડતી હતી; એક વધારે જુવાન, વધારે ખુબસુરત, રૂથનો આગળ હતો તે કરતાં પણ વધારે સોહોલામના ચેહેરા ઉપર તે પોતાની નજર ફેંકતો હતો. જે કવીતાઓ આગળના વખતમાં તે રૂથ આગળ વાંચતો હતો, તે હવે ઇદીથ આગળ વાંચવા લાગો; જે રસ્તા ઉપર રૂથ સાથે તે ફરતો હતો, ત્યાં હવે ઇદીથ સાથે ફરવા લાગો; તે ખરેખરજ હવે પોતાની બખીશની સાલીનો પ્યાર જીતવાની બનતી કોશેશ કરતો હતો.

એક સાંહજે મેં એ બાબદસર ઇદીથને કહ્યું, "તું જાણે છે કે રૂથને એની સાથે બેસીને વાંચવાનું ઘણું પસંદ છે અને હમેશ ચાહા પીવા આગમચ એક કલાક તેણી ત્યાં આવે છે, ત્યારે તું આમ શા માટે જાય છે? કામમાં રૂથ હવે એટલી રોકાયલી રહે છે કે જે વખત તેણીને બાહર આવવાનો મલે છે, તેમાં પણ તું માલકમ સાથે ફરવા જાય છે, તેનું બચારી એને કેહેવું લાગતું હશે!"

મારી બેહેનનાં ગાલપર રતાસ ચહડયો. "હું ધારૂં છું કે રૂથ એને શરમ ભરી રીતે તુચ્છકારી કાહડે છે," તેણી ગુસ્સાથી બોલી, "અને મને તો અજાયબી લાગે છે કે એ એમ કેમ સઘલું ખમી જાય છે."

"આપણે વાસ્તે એ બચારી આટલું બધું કરે છે, ત્યારે આવું તેણીને વાસ્તે બોલવાનું તને ઘણું શરમ ભરેલું છે." મેં જવાબ આપ્યો."

"આવો થંડો અને ખોટો પ્યાર જે રૂથ એને આપે છે, તે કોઇ ખમી નહી જાય; મારી ખાતરી છે કે તેનું એને ઘણું લાગે છે."

"એને તને કાંઈ કહ્યું છે કે એ રૂથનાં પ્યારથી અસંતોશી થયો છે?" તેણીનાં ચેહેરા તરફ આતુરતાથી જોઇ મેં પુછયું, કે જે વખતે તેણીએ પોતાનું મોહડું ફેરવી નાખ્યું.

"નહી, તેમજ કાંઇ કહ્યું નથી," તેણીએ જવાબ આપ્યો; "પણ તેમ હું જોઇ શકું છું."

"ખબરદાર, ઇદીથ—ખબરદાર, તું બોલે તે સંભાળીને બોલજે." મને વધુ બોલવાનો વખત નહી આપતાં, તેણી

ત્યાંથી જલદીથી ચાલી ગઇ. આકાશ ઉપર એક નાહનું વાદલ ઘેરાઇ આવ્યું હતું, અને તે થોડા વખતમાં હમારી વાહાલી રૂથનાં સરપર ફુટયું.

એક દીવસ રૂથ, માલકમ અને હું આગળા મોટા ઓરડામાં બેઠેલાં હતાં. ઇદીથ ફીકી અને દુઃખી દેખાવાથી રૂથેજ તેણીને ઉઠાડીને પોશાક બદલીને માલકમ સાથ ઘોડાપર ફરવા જવા માટે મોકલી. જ્યારે ઇદીથનાં બાહર ગયા પછી બારણું બંધ થયું, ત્યારે મારી બેહેન બોલી, "આ છોકરી દાહડે દાહડે કેવી ખુબસુરત થતી જાય છે!"

ઉપલું તેણી બોલી રહી કે માલકમ ચોંકયો, અને પછી જાણે યાદ આવ્યું હોય તેમ બોલ્યો, "પાંચ વરસ આગમચ જેવી તું હતી તેવીજ એ હાલમાં છે."

"અરે, નહી—નહી માલકમ, પ્યારની બાબદમાં એ તું વીસરી જાએ છે," હમારી રૂથે જવાબ આપ્યો. "જ્યારે તેં મને જોઇ, ત્યારે હાલમાં જેવી ઇદીથ છે તેવીજ તે વખતે હતે તો, હું જાણું છું કે તું કોણને પસંદ કરતે."

ઉપલું તેણી મશકરીમાં બોલી કે જોઇયે એ કાંઇ તે ણીનું બોલેલું ખોટું પાડે છે, પણ તેમ કાંઇ તેણે કીધું નહી. તેના ચેહેરા પર જોસબંધ રતાસ ચહડી આવ્યો. રૂથે તે જોયું, અને તેમજ મેં પણ જોયું; અફસોસ! મારી બેહેન, એટલું છતાં પણ તેં જ્યારે એના ચેહેરા તરફ જોયું ત્યારે તારી પુર આશા કેવી તારા જીગરમાંજ રહી ગઈ હસે! એક હુનાલાના દીવસ પર જેમ આકાશ પર એકદમ વાદલાં ભરાઇ આવે છે, તેમ તારા ભવીશના દીવસનો ઉજાસ તને કેવો ઝાંખો થતો દીસ્યો હશે!

એક કબરસ્તાનમાં જેવી ચુપકીદી ફેલાએ તેવી ચુપકી દી હમો વચે પંથરાઈ રહી હતી, અને ખચ્ચીત તે ખરૂંજ હતું, કારણ તે પળે રૂથ પોતાની જીંદગીની સઘળી આશાઓ ઘોર મધે દાટતી હતી!

ઇદીથ થોડા વખતમાં પાછી આવી, અને જેમ બને તેમ જલદીથી ત્યાંથી નીકળી જવાને માલકમ ઘણો આતુર દીસતો હતો. રૂથ બારી આગળ જઇને ઉભી રહી, અને તેઓને ઘોડા પર સ્વાર થઈ જતાં જોઇને પછી તે ઓરડો છોડી ચાલી ગઇ.

જીંદગીની તે લડત તેણી કેમ લડી હશે તે મને માલમ નથી; તે દીવસના બાકીના લાંબા, ચુપકીદી ભર્યા કલાકો રૂથે પોતાના ઓરડામાં કેમ પસાર કીધા હશે તેની મારી પાસે નોંધ નથી; પણ જ્યારે તેણી મારી આગળ પાછી ફરી ત્યારે તેણીના ચેહેરાપર પોતાના જીવ સાથની લડાઇની નીશાની ખુલ્લી દીસતી હતી-એક અજાયબ જેવો ફીકો ચેહેરો, પણ ઘણોજ સબુરીવાળો, કે જેવો ચેહેરો મારી માતાના મરણ વખતનો થયો હતો; અને જો કે તેણી બોલી ત્યારે તેણીના મીઠા હોઠો ધ્રુજતા હતા, તોપણ તેણીના બોલો હમેશ જેવા નરમાશ અને પ્યારથી ભરેલા હતા.

"આરચી," તેણી મારી બેઠક આગળ ગુંઠણ મરડીએ બેસીને બોલી, "કાંઈ બાબદમાં મને તારી મદદ જોઇએ છે."

"હું જાણું છું, તે શું છે તે હું સમજુ છું," હું ધીમે અવાજે બોલીયો. "તે તું ના બોલતી રૂથ."

"મને કાંઇ કહેવાનું છે—માલકમ લેંગતે." (તે નામ તેણીના મુખમાંથી જબરજસ્તીએ નીકળ્યું) "અને મારી મરજી છે કે આજે સાંજે તું ઇદીથને સેતરંજના એક દાવમાં રોકી રાખે; તું એમ કરશે?"

"હા," હું લથડતા અવાજે બોલ્યો. "ઓ રૂથ!"

"નહી એમ નાં કર, વાહાલા આરચી—એમ ના કર! હું સઘળું ખમી શકીશ, પણ મને કોઇ દયા કરે તે મારાથી ખમાતું નથી; ખુદા ખાતર મને દયા ના બતાવ."

"પણ કદાચ તેમ નહીબી હશે; કદાચ એ હજુર તને ચાહતો હશે." એ મારા બોલો જાણે તેણીને ઈજા કરતા હોય તેમ તેનેથી તેણી ધ્રુજવા લાગી.

"મારા જીગરમાં મને ઘણું લાગે છે," તેણી બોલી; "હું આંધલી થઈ—બેવકુફ થઇ!" તે રાતે માલકમ લેંગ હમો સાથે ખાનું લેનાર હતો; અને તે ખાણું લેવાયા બાદ જ્યારે મારા પીતા પુસ્તકશાળામાં બેસી ઝોકાં ખાતા હતા, ત્યારે દીવાનખાનામાં બેશીને સેતરંજનો એક દાવ લેવા મેં ઇદીથને કહ્યું, ત્યારે રૂથ માલકમ આગળ ગઇ અને બોલી," આગલા ઓરડામાં આવીને જરા મારી સાથે વાત કરશો? મને તમોને કાંઇ કહેવાનું છે."

તે તુરતજ તેણીની પુઠે ગયો, અને જ્યારે તેઓ બહાર ગયાં ત્યારે ઇદીથ તેઓને તીકતી બેઠી. થોડા વારમાં તેણી ચોંકી, અને પાસેની તેબલ પરથી રમતની ચીજો જઈને લઇ આવી. તેણીની રમત ઉતાવળી, વગર વીચારની અને બેધ્યાન હતી અને તેથી સેહેલાઈએ મેં તેણીને હરાવી.

"ઇદીથ," હું બોલ્યો, "તું ધયાન નથી આપતી."

"હું રમી નહી શકતી," તેણી બોલી, અને તેબલને આંચકો મારી ખીસારી નાંખીને, સઘડીની પાસે એક નાહનું ઇસ્તાન લઈ ઉપર બેઠી અને હાથવતી પોતાનું મોહ છુપાવ્યું.

જો કે તેણીનાં આંગલાંઓ વચ્ચેથી આંસુઓ ટપકતાં હતાં, તોપણ પેહેલે મેં કાંઇ તેની ખબર લીધી નહીં; પણ પછી તુરતજ, છાતી ફાડી નાંખે એવું એક મોટું ડસકું નીકળતાંજ હું બોલ્યો, "પ્યારી ઇદીથ, શું છે?"

"ઓ આરચી-આરચી! મને કોઇને પણ કહેવું જોઇયે, જો હું નહી કહેવસ તો મારૂં જીગર તુટી જશે."

"તને ગમતું હોય તો મને કહે," હું ઘણો ગંભીર થઇને બોલ્યો.

"તું મને બદનામ કરશે—તેં મને અત્યાર આગમચની બદનામ કીધી છે. જ્યારે સઘળું જાણશે ત્યારે તું મને ધીકારશે."

"હું સઘળું જાણું છું ઇદીથ, તું માલકમ લેંગને ચાહે છે, કે જે તારી બેહેન રૂથ સાથ પરણનાર છે."

"હા-હા-હા! પણ જેવો હું એને ચાહું છું, તેમ રૂથ નથી કરતી—એણીથી થઈ શકેજ નહી."

"રૂથનાં દીલની વાત કાંઇ તું જાણી શકેજ નહી," કાંઇક ઠંડી રીતે હું બોલ્યો. "તારી પાસ કાંઇ પણ કારણ છે કે જેથી તું ધારે છે કે માલકમ તને ચાહે છે?"

"કોઇ પણ દીવસ હમોએ પ્યાર વીશે વાત કરીજ નથી," તેણીએ જવાબ આપ્યો, "અને તેમ હરસે કરે એવો એ માણુસ છેજ નહી. એ ઘણો ઉમદા ખવાસનો છે–ઘણો આબરૂવાળો છે, પણ–પણ–તું જો કે એ રૂથને કેટલી થોડી વખત જુએ છે, અને મને કેટલી બધી વખત મળે છે, અને એ કેવો એખલો પડી ગયો છે–અને—અને રૂથ કરતાં મને તમે લોક કેવી સેહેલાઇએ ખોઇ શકો."

"ચુપ રેહે–ચુપ રેહે, મારી અણુસમજ બેહેન!" હું બોલ્યો, અને મારા આવા કઠોર સાદે ઈદીપ બીહીવા લાગી. "આપણે રૂથ વીશે કાંઇ બોલશું નહી, પણ તારે વાસ્તે, મારી ગરીબ નહાની ઇદીથ, તારે વાસ્તે કે જેણે આએ ઘણું બેવકુફી ભરેલું અને ખોટું કરયું છે."

"મને મદદ કરનાર કોઇ નહી હતું—મને કહેનાર કોઇ નહી હતું" તેણી ડચકાં ખાતી ખાતી ધીમા અવાજે બોલી.

"આહા! ગરીબ મા વગરનું બચ્ચું!" તેણીના નરમ બાલ પર મારા હાથ મુકી હું બોલ્યો.

"ઓ, હું પણ મરી જઇને આપણી માતા અને મે ફ્લાવરની સોડમાં સુતી હને તો કેહેવું સારૂં!" તેણી બોલી "હું શું કરીશ?—હું શું કરીશ?"

મેં તેણીને રડવાજ દીધી, અને થોડે થોડે વારે દીલાસાના કાંઇ બોલો બોલ્યાજ કીધો. અંતે ઓરડાનાં બારણાંનું કરંફરયું અને રૂથ હળવેથી અંદર દાખલ થઇ. દોડી જવા માગતી હોય તેમ ઇદીપ ચમકીને ઉઠી ઉભી થઇ, પણ રૂથે પોતાનો હાથ તેણીનાં ખભાં ઉપર મુક્યો અને નરમાસથી બોલી, "ઈદીથ, મારી વાહાલી, તું જતી ના રહે, મને કાંઇ તને કહેવાનું છે."

આ વખતે દીવાનખાનાનું બારણું ઝડપમાં બંધ થયું, અને બગીચાની કાંકરાવાળી જમીન ઉપર ઉતાવળાં પગલાંનો સાદ હમારા કાન પર પડયો.

રૂથનો ચેહેરો મેં ધ્રુજતાં જોયો, એક પળ તેણીની મીઠી આંખમાં તલખનો આતશ સળગી ઉઠયો, પણ તે જતો રહયો, અને પોતે બોલવાનું શરૂ કરયું હતું તે કરતાં પણ નરમાશ ભરેલા સાદે બોલવા લાગી, "આરચી તું પણ જતો ના રહે. તું સાંભળશે તો કાંઇ તેથી ઇદીથને અડચણ નથી થવાની." અને પછી તેણી ઇદીપનાં કાનપર પડી ધીમેથી બોલી, "માલકમ સાથ હવે હું અદરાયલી નથી."

ઇદીદના આંસુથી ભીંજાએલા ગાલોપર એક પલ રતાસ ચહડયો; પણ પછી પેહેલે કરતાં પણ સફેદ થઇ ગયા, પણ રૂથે બોલવાનું આગળ ચલાવ્યું; એ ઘણો દુઃખી છે; તને એને દીલાસો આપવો જોઇયે. મારી પ્યારી, તું એટલી બીહીના, એને કાંઇ પણ ખોટું કર્યું નથી. એ તો મેજ એ કારજ તોડ્યું છે."

હવે ઇદીપનાં મોહડાંમાંથી જોસબંધ બોલો નીકલી પડયાઃ "ઓ રૂથ! ત્યારે તું એને નથી ચાહતી અને હું તેમ કરૂં? ઓ ખુદા, હું તારો કેટલો ઉપકાર માનું."

રૂથ કાંઇ પણ બોલી નહી, પણ ઇદીપના ઉપલા સવાલથી ફાટ ફાટ થતાં જીગરે મારી તરફ જોવા લાગી, અને જાણે મુગે મોહડે મને પુછતી હોય કે, "ઓ આરચી, તેણી બોલે છે તે તું સાંભલે છે?" તેણી થોડીક પલ વીચારમાંજ નજર નીચી કરી ઉભી રહી અને તે તેણીનો આતુર ચેહેરો જોઇ ઇદીથના દીલમાં કાંઈ થઈ આવ્યું, કારણ રૂપનો જે હાથ તેણીનાં ખભાં ઉપર તેકવેલો હતો, તે ઉપર ઝડપમાં ચુમી લઈ તેણી ત્યાંથી ચાલી ગઈ. ત્યાર પછી મારી બેહેન મારી આગલ આવી.

"આરચી, હવે તું ખુશી થશે કે હું તને છોડી જનાર નથી?" તેણીએ મને પુછ્યું.

જવાબને બદલે મેં તેણીને એક ચુંમી લીધી, કારણ મારાથી કાંઈ બોલાઇ શકાયું નહી, અને તેણી મારી તરફ જોઈને હસી અને જાણે કાલાવાલા કરતી હોય કે, 'તને નહી છોડી જવા વાસ્તે મને બોંહોસ કર.' થોડીક પલનેર હમો બેઉ જન મુગાંજ બેસી રહ્યાં, પણ પછી થોડે વારે તેણી બોલીઃ–

"આરચી, તને યાદ છે, તું એક વખત બોલ્યો હતો કે તું મને કદી છોડી શકશે નહી?"

"હા, અને તું પણ બોલી હતી કે, 'ત્યારે તો ખુદા મને મદદ કરે!'"

"અને તેણે મને ખરેખરજ મદદ કરી છે," તેણી માનની લાગણી સાથ બોલી.

જે માણુસ બીજાને ખાતર પોતાની આશા અને ઉમેદનો ભોગ આપે, તેના જેવું બીજું ફરેસતાઈ ખસલતનું માણુસ કોણ હશે? અને તેમજ, ઓ મારી દુઃખી બેહેન, તેં કર્યું છે!

થોડાજ વખતમાં માલકમ અને ઈદીપનાં લગન થયાં. વચમાંની સઘળી અડચણો રૂથે પોતે મટાડી નાખી, અને એ થયલા ફેરફારનું મારા પીતાને સમજાવવાનું કાંઇ સેહલું કામ ન હતું, પણ જ્યારે તેઓએ જોયું કે તેઓની માનીની બેટીને હવે તેઓ ખોનાર નથી, ત્યારે બોલ્યા કે "રૂથ કરતાં ઇદીથને આપણુ સેહેલાઈથી ખોઇ શકશું." પણ અરે! મારી વાહાલી ગરીબ બેહેન, તારાં દુઃખ વીશે તેઓ થોડું જાણે છે! તેં જે તારાં સર્વ સુખનો ભોગ આપ્યો છે, તેનો તેઓને થોડોજ ખ્યાલ છે!

વખતના વેહેવા સાથે હવે સઘલું શાંત થતું જાય છે. તે વખતની ગડબડ, ઉથલપાથલ, બેચેની, ઝઘડો અને ગુસ્સો, સર્વ મને હવે યાદ આવે છે. જ્યારે રૂથના ચેહેરા તરફ હું જોતો, ત્યારે કાંઇ પણ રીતની ખુશાલી મને લાગતી નહી. તેણીના શાંત ચેહેરા ઉપર રતાસ અને ખુબસુરતી ફરીથી જોવા વાસ્તે હું મારી જીંદગીનો ભોગ આપવાને પણ તૈયાર

હતો. પણ અફસોસ! તેવું જોવાની મારી સઘળી આશા દતાઇ ગઈ છે. તેણી પોતાપરનો દુઃખનો બોજો ધીરજથી લઇને ફરે છે. અરે મારી વાહાલી બેહેન, માલકમ અને ઇડીથને સુખથી ફરતાં જોઇને-જે સુખની આશા તેં રાખી હતી-તારાં જીગરમાં કેહેવું થતું હશે! કીયે અભાગીયે ચોઘડીએ માલકમ આપણા ઊંબરે ચહડયો હશે! આહા! ફકત સેહેજ પણ આગાહી મને થઈ હતે તો એ કમબખત પુરશને તારી નજરે હું પડવા નહી દેતે, પણ મારી કમનસીબ બેહેન, તારા નસીબમાં તું દુઃખી થઇને બીજાને સુખી કરવાનુંજ જ્યાં સરજેલું, ત્યાં ગમે એટલું કરતે તોપણ કાંઈ મટતે નહી!

જે તેણીનાં સંબંધમાં આવે, તેઓને દીલાસો અને સુખ આપવાને તેણી પોતાથી બનતું કરતી હતી. ગાઉના ગાઉ દુરવેર તેણી "એલ્સતન" ની ભલી બાનું તરીકે જાણીતી છે, અને ઘણાંક ઝુપડાંના ગરીબ રહેવાશીઓ, કે જેવોને તેણી રાહત આપતી હતી, તેઓ ખરાં દીલથી તેણીને દુવા ચાહતાં હતાં. તેણીનાં ભાઈનાં અને બેહેનનાં બેટા બેટીઓ પોતાની સઘલી મુશકેળીઓ અને ખુશીભરી ખબરો તેઓની આ વાહાલી ફુઇ અને માસી રૂથ આગલ લાવતાં, કે તેણી તેઓને દીલાસો આપે અને તેઓની ખુશાલીમાં ભાગ લે, કે જેમ કરવાને તેણી હમેશાં તતપર છે.

મારા પીતા આજ છ વરસ થયાં મરણ પામ્યા છે, અને મારી જીંદગીનાં હર રોજ હું ખુદાનો આભાર માંનુ છું કે આવી હેટવંતી, માયાળુ બેહેનનું સુખ મારાં નસીબમાં સરજેલું છે. "તેણીથી જેટલું બનીયું તેટલું તેણીએ કરયું છે."

(સાંધણ પુરૂં.) VIOLET.

---

**ખરા દાન કરતા**—દરેક મરદ અથવા સ્ત્રી, જે કાઈ પણ ધંધામાં પોતાથી બને તેટલું સરસ કરે છે, તે ખરાં દાન કર્તા છે; જોકે તે જણાય નહી તેવું હોય છે. ખેડુત પોતાની મેહેનતથી પોતાનાં સેંકડો ભાઈબંધોને પુષ્ટકારક ખોરાક પુરો પાડે છે; સુથાર ઘણાંક કુટુંબોનાં આસરા સારૂ ઘેર બનાવે છે, કારખાનાંમાંનો સૌથી ગરીબ કામદાર જરૂર જોગાં કપડાં પુરાં પાડે છે, લુહાર ગરમી આપે તેવી ચીજો બનાવે છે, અને માણસોને જે જોઈએ તે ધાતુ પુરી પાડે છે, વેપારી સઘલી જણસો એકઠી કરે છે ને કોમની આગળ લાવે છે, વૈદ નબલાં માણસોને પાછું કઉવત લાવે છે અને આજારીને સારાં કરે છે, શીક્ષક મનને ખીલવે છે ને કેળવણી આપે છે, ચીતારો ખુબસુરતીની લાગણી ખીલવે છે. ખરેખર દરેક આબરૂદાર ધંધાની આ તપાસ છે. જો કોઇ પણ ધંધો, માણસ જાતનું સુખ અને ભલું કરવાને લાયક નહી હોય, તો તેને શરમ ભરેલો ગણીને તજી દેવો જોઇએ.

---

સોલી—કેમ એવું બરેલું જરેલું મોહું કરી કેમ આવ્યો, શું છે?

દોલી—હું હમણાંજ પેલા બુધા પટેલની છોકરીના હાથની માંગણી કરી આવ્યો.

સોલી—ને તે મુખેં ના કહયું કે?

દોલી-નહીરે, એટલું તો જલદી હા કહી દીધું કે મને બીહક લાગે છે કે એની પાસે જેટલાં લોક કહે છે તેટલાં દોહડયાં નહી હશે?

# જગત પ્રસીદ્ધ ખેલાડી મો૦ સીલવો.




માન પામેલા ફ્રેંચ ખેલાડીનો જનમ વેસ્તમોરલેંડનાં ગામડાંમાં તા૦ ૮ મી અકટોબર ૧૭૮૦ માં થયો હતો. તેનો પીતા ગોબીનો દેનતીસ સીલવો એક ગરીબ ખેડુત હતો. સીલવો ખુબસુરત નાજુક ચેહેરાનો ફાંકડો જવાન હતો. તેણે શરૂઆતની કેળવણી, દી કેદરસ નામના ફ્રેંચ માસતરની પ્રાઈવેટ સ્કુલમાં લીધી હતી. પંદર વરસની ઉમરનો સીલવો થયો તેટલાં તેના બાપે પગાર નહી આપી શકવાથી તેને સ્કુલમાંથી ઉઠાડી લીધો. પોતાના ગરીબ માબાપને માથે બોજો નાખવાને બદલે, કાંઈ ચાકરી કરી પોતાનું ગુજરાન કરવાનો વીચાર મો૦ સીલવાએ કીધો. તેણે પોતાનો વીચાર બાપને જણાવ્યો. પેહેલાં તેના બાપે એ વીચાર ના કબુલ રાખ્યો, પણ સીલવાના કાલાવાલાથી અતે જવાની તેને પરવાનગી મલી. મો૦ સીલવો થોડાં કપડાં, અને ગજવામાં ચાર રૂપ્યા લઈ માતપીતાને મલી ધંધો કરવા નીકલ્યો.

મો૦ સીલવો વેસ્ટમોરલેંડથી નોરધમબરલેંડ ગયો ત્યાં તે એક માતબર ખેડુતને ત્યાં ચાકરી રહયો. તેને જણાવરો પાલવાનો અને તેઓને શીખવવાનો શોખ હતો તેથી તેને ખેતીનું કામ બીલકુલ ગમ્યું નહી. તે કારણસર તે નોરધમબરલેંડથી નીકલી કમબરલેંડ ખેલાડી તરીકે ગયો, ત્યાં તેનું નસીબ જાગયું. નસીબ દેવી તે ગરીબ જવાનપર પરસન થઈ. કમબરલેંડમાં તેણે જાદુઈ ખેલો કરવા માંડયા. તેણે જવાન વયમાં ઘણું દુઃખ બન્યું હતું.

મો૦ સીલવાએ ૧૮૦૨ ના સાલમાં ફ્રેંચ મ્યુઝયમ ખરીદયુ. તેણે પેટે બોલનારાં ચાલનારાં જનાવરો તથા નવાઇ સરખી ચીજો, ઝવેરાતો, જુદી જુદી જાતનાં ચામડાંઓ, મોટી કીમતે પોતાના મ્યુઝયમને સારૂ ખરીદયાં. તેના સંગ્રહસથાનની નવાઈઓ જોવાને સારૂં હજારો લોકો આવતા હતા. તેણે ૧૮૦૭ ના વરસમાં ઇંગલંડના સુધરેલાં દેશમાં સૌથી પેહેલી નાટકશાળા ઊઘાડી ખેલો કરવાના શરૂ કીધા હતા. તેની પ્રખ્યાત ગાનારી મીસ રોઝા મોન્ટસીયર હતી. તેના મ્યુઝીયમની કીમત નજદીક ૨૭૦૦૦૦૦ જેટલી હતી. તેના મ્યુઝીયમમાં એટલી કીમતી ચીજો હતી, કે તેટલી ચીજો બારનમ નામના જાણીતા ઈંગ્રેજ ખેલાડી પાસેબી ન હશે. મો૦ સીલવોના સંગ્રહસથાનમાં સૌથી વખણાયલી ચીજ તેનો માનીતો ચબરાક હાથી હતો. તે હાથી પાસે સીલવો જાત જાતની કસરતો કરાવી લોકોને હેરત કરતો હતો.

તે હાથી એટલો પ્રખ્યાત થવા લાગ્યો કે તેના નામની દુકાનદારો ચીજો રાખવા લાગ્યા. તેઓ પોતાની ચીજના નામની આગળ જમબો નામ રાખવામાં એક બીજા સાથે હરીફાઈ કરતા હતા, જેવી કે "જમબો નેકલેશ, જમબો તાઈ, જમબો કોલર, જમબો વોચ, જમબો ગલવ." ઈત્યાદી ઈત્યાદી.

મો૦ સીલવો ગંજાવર દોલત અને મોટું કુટુંબ મેલી ૧૮૧૮ ના સાલની આખેરીએ મરણ પામ્યો હતો.

નવાજબાઇ અ. શેઠ.

# ભરવા-ગુંથવા વીશે.

## નાનાં બાળક માટે એક સુઈઆએ ગુંથેલી "બીબ" (હાજયું.)



નં° ૧—નાના કદની આવરૂતી.



નં° ૨—મોટાં કદની આવરૂતી.

આ સુંદર નાની "બીબ" લાલ તથા ક્રીમ રંગના નરમ ગુંથવાનાં દોરાએ ગુંથાય છે. ગલાં આગળ સાંકડી લાલ રંગની રીબીન મુકવામાં આવી છે, જેથી આ "બીબ" ઘણી ભપકાભરી લાગે છે. એની મોટાં કદની આવૃતી નંબર બીજામાં આપી છે, જે ઉપરથી ઘણી સેહલાઇથી ગુંથી શકાશે.

"બીબ" ની જેટલી પોહલાઇ જોઇતી હોય તેટલી લાંબી સાંકરી ગુંથો. **પહેલી હાર**—ત્રણ સાંકરી છોડી ચોથીમાં આંટો લઈ એક, ત્યાર પછી દરેક પાસેની સાંકરીમાં આંટો લઇ એક ગુંથવો. **બીજી હાર**—ચાર સાંકરી *એક ટાંકો છોડી બીજામાં આંટો લઇ એક, એક સાંકરી *એ પ્રમાણે ગુંથી જવું. **ત્રીજી હાર**—ત્રણ સાંકરી. *એક ટાંકો છોડી બીજામાં આંટો લઇ એક, એક સાંકરી *એ પ્રમાણે ગુંથી જવું. ઉપર મુજબ બીજી અને ત્રીજી હાર અવાર નવાર ગુંથી જવી. ગરદન માટે "બીબની" પોહલાઈનાં ત્રીજા ભાગ જેટલો ખાંચો વચમાં રાખી આસપાસનાં બેઉ બાજુનાં ભાગની હારો ગુંથી જવી. બરાબર ઘાટ લાવવા માટે દરેક ટુંકી હારમાં એક બે ટાંકા વધતા ઓછા ગુંઠવા. આ ભાગ ગુંથવાનો વધારે સેહલ બનાવવા માટે એક કાગજનો કાપેલો ઘાટ અથવા તો સાંચાની બનાવેલી તેયાર "બીબ" નમુના માટે રાખવી. બેઉ બાજુ બરાબર સરખી લાવવા માટે સંભાળ રાખવી. હવે લાલ દોરા વટી ગરદનની આસપાસની કીનારી ગુંથવી. **પહેલી હાર**—દરેક ટાંકામાં આંટા વગર એકકો ટાંકો ગુંથવો. **બીજી હાર**—*તદન આંટા વગર (એટલે સેરવી કહાડીને) ત્રણ ટાંકા, પાંચ સાંકરી, તેમાંની પહેલીમાં આંટા વગર એક, *અહીંયાંથી પાછું ગુંથો. "બીબ"ની ફરતી કીનારી માટે ક્રીમ રંગનો દોરો લેવો અને નીચે મુજબ ગુંથો:—

તદન આંટા વગર એક, પાંચ સાંકરી, બે અથવા ત્રણ ટાંકા મુકી તદન આંટા વગર એક, એ પ્રમાણે ગુંથી જવું. **બીજી હાર**—લાલ દોરાએ. *છેલી હારની પાંચ સાંકરીમાં તદન આંટા વગર એક, પાંચ સાંકરી *અહીંયાંથી ગુંથી જાવો. **ત્રીજી હાર**—ક્રીમ દોરાએ બીજી હારની માફક. **ચોથી હાર**—તેજ દોરાએ. *છેલી હારની પાંચ સાંકરીમાં તદન આંટા વગર એક, એક સાંકરી, પાંચ સાંકરીનાં બીજા ખાંચામાં સુઈઆપર બે આંટા લઇ લાંબા પાંચ ટાંકા ગુંથવા, દરેક ટાંકાની વચમાં એકેકી સાંકરી ગુંથવી, એક સાંકરી *અહીંયાંથી પાછું ગુંથી જવું. **પાંચમી હાર**—લાલ દોરાએ છેલી હારના એક સાંકરીના પહેલા ખાંચામાં આંટા વગર એક ટાંકો, *પાંચ સાંકરી તેમાંની પહેલીમાં આંટા વગર એક, પાસેનાં ખાંચામાં આંટા વગર એક ટાંકો, *એ પ્રમાણે ગુંથી જવું.

ગરદનની આસપાસ એજ મુજબની કીનારી ઉલટી બાજુએથી ગુંથવી, જેથી વાલેલા કોલરની માફક લાગશે. પહેલી હાર આંટા વગર ગુંથેલા ટાંકાની હારમાંથી શરૂ કરવી.

પીરોજા.

# સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

### વર કેવો પસંદ કરવો.




ક છોકરીએ લગનના પવીત્ર ગાંઠથી જોડાવા માટે શરીરે, મને અને નીતીના કાનુંને પોતાને તૈયાર કીધા પછી, બીજી અગત્યની ચીજ વર પસંદ કરવાની છે. "એ મારો પસંદ કરવું એ બોલજ ઘણો ભારી છે, જે મને ગમતો હશે તેને હું પસંદ કરીશ નહી, અથવા તો જે મને ગમતો નહી હશે તેને હું ના પાડી શકશ નહી"—આવી રીતે ઘણીએક છોકરીઓ જેઓ સારી ઘરધણીયાણીઓ નીવડે છે તેઓ બોલે છે. તેણી જે પુરૂષ તેણીને ગમતો હશે તેને પસંદ કરી શકશે નહીં, કારણ કદાચ તેણીને પરણવાનું તેના હાથમાં નહી હોય, અથવા તો (આએ કાંઈ માનવામાં આવતું નથી) તે તેણીને પરણવાને નાખુશ હોય. તેણી જે પુરૂપ તેને ગમતો નથી તેની માગણી ના પાડી શકતી નથી, કારણ ફરીથી કોઇ તેના હાથની માગણી કરશે નહી, અને હમેશાં તેણી કુંવારી રહી જશે એવી બીહીક તેણીને છે. તે છતાં હમે ચોકસ માનીયે છીયે કે એક છોકરી જે પુરૂપને તેણી ચાહતી ન હોય તેને ના પાડવાને નીતીથી બંધાયલી છે, અને એક ખરાબ ભરથાર મેળવ્યા કરતાં કુંવારી રહેવાનું ઘણું વધારે સારૂં છે.

હમે કાંઈ છોકરીઓને તેણીઓ ઘરડી થાય ત્યાં સુધી પરણવાનું મુલતવી રાખવા કેહતાં નથી, પણ હમે ધારીયે છીયે કે જ્યારે તેણીઓ પોતાની ભર જુવાનીના વખતમાં પોતાનાં મગજો લગન અને પ્યારના વીચારોથી ભરે છે, ત્યારે પોતાનાં ભવીષનાં સુખનો વીચાર કરતાં નથી. આએ તેઓનું વેહલું ડહાપણ ઘણી રીતે નુકશાનકારક નીવડે છે. કુમારી જીંદગીનાં સુખી વરસોની મઝાનો તે અટકાવ કરે છે, કે જ્યારે મગજ અને હઈડું તંદરોસ્ત અસરોથી ખીલવાને સાફ અને સ્વતંત્ર હોય છે; તે અભ્યાસને વધારવાનો અને સુધારવાનો અટકાવ કરે છે; તે મગજને ખાલી વીચારોથી, ઈચ્છાઓથી અને હવામાં કીલ્લા બાંધવામાં રોકેલું રાખે છે, કે જે કાંઈ ફક્ત નકામુંજ નહી પણ નુકશાનકારક છે; જીંદગીનાં ડહાપણ ભરેલા વીચારો ઉપરથી તે મન ઉઠાડી મુકે છે; તે હલકા અને છાલકા વીચારો તરફ વળાણુ લે છે; અને તે વારેવડીએ બેવકુફી ભરેલા ગુંચવાડામાં અને ઉતાવલા પ્યારમાં દોરવી લઇ જાય છે, જે દુઃખ અને ફીકર ઉતપન કરે છે. કેટલીક વખતે તે વર અથવા બૈરી પોતે શું કરે છે તે જાણે તેની અગાઊ, અને તે છોકરી શરીરે, મને, અને પરણેલી જીંદગીની ઘરની ફરજો માટે લાયક થાય તેની અગાઊ, લગનમાં તેવું પરીણામ નીપજે છે.

એવાં કેટલાંક માણસો છે કે જેઓ કદી પણ વીચાર કરતાં દેખાતાં નથી કે પ્યારની એક પવીત્ર અને ગંભીર બાજુ છે, તે એક મજાક અને મશકેરીની બાબદ કરતાં વધારે છે, અને તોપણ તમે સ્ત્રીઓ જો એવી હલકી રીતે પ્યારનો વીચાર કરશો, તો તમે ખાતરી રાખવી કે પુરૂષો પણ તેમજ કરવાના; તમે જો તેની કીમત સસતી આંકશો તો પુરૂષો કાંઈ તેને માટે મોટી કીંમત મુકશે નહી; જો તમે, જે કોઈ તમુને સાધારણ ધ્યાન અને સભ્યતા બતલાવે તેની તરફ તમારૂં દીલ ખોહી દેશો, તો તેઓ તમારી પીઠ પાછળ હસશે, અને એવી ચીજો બોલશે કે જે તમુને કદાચજ સાંભળવા ગમે. જ્યારે છોકરીઓ હજારો અભ્યાસ કીધેલા કાવાદાવાથી પુરૂષોનું ધ્યાન ખેંચવાની કોશેશ કરે છે, ત્યારે તેણીઓ પોતાની જાતીની નીતી અને મરતબો ભુલી જાય છે.

"તારી છોકરીને પરણાવ," એક ફીલસુફ કહે છે, "અને એક મુશકેલ ચીજ તેં બજાવેલી કહેવાશે; પણ તેણીનો હાથ એક અક્કલમંદ માણસને આપજે." આએ "મુશકેલ ચીજ" બજાવવાનો મોટો ભાગ એક માતાનાં ખભાં ઉપર પડે છે, અને કાજ કરનારી માતાઓ કાંઈ લોકપ્રીય ગણાતી નથી, અથવા તો જ્યારે તેણી પોતાના જમાઈની અક્કલ, હુશીયારી અને નીતી સંબંધી ગુણોની કશી દરકાર કરયા વગર તેના પૈસા અને મોભાની દરકાર રાખે છે, ત્યારે તેણીની જે મશકેરી થાય છે તેને તેણી તદનજ લાયક છે; પણ જો માતા પોતાની બેટીનાં સુખને માટે એક અક્કલમંદ, ડાહ્યા માણસની શોધ કરે છે, તેણી તો આપણાં સઘલાં માનને લાયક છે. એક "ડાહ્યા માણસનો" અર્થ આપણે નીચે પ્રમાણે કરીશું. એક હુશીયાર, ઈમાનદાર, સારાં ભંડોળ અને થાપણવાલો. આટલું તો સર્વને જાણીતું છે કે એક પુરૂપની આએ ચાલચલણમાં એક સ્ત્રીનું સંપુર્ણ સુખ સમાયલું છે. એક જુવાન પુરૂપ એક જુવાન સ્ત્રીના હાથની માંગણી કરે છે, પણ તેણી જો ફક્ત તે કેવી જાતનો માણસ છે તે શોધી કહાડવાને થોભે તો તેણીને માલમ પડશે કે તે એક હીકમતી અને લુચ્ચો શખ્સ છે, જે તેણીને કદી પણ સુખી કરશે નહી, અને તેની સાથ પરણ્યાથી તેણીની ઉપર દુઃખ આવી પડશે, કારણ કે તે સારા દેખાવનો છે, અથવા તો મીઠી જબાંન હોવાથી પોતાનો હેતુ સુભાખીત બોલોમાં રજુ કરે છે, તેથી તેણી "હા" કહે છે, અને પોતાની જીંદગીના બાકીના દીવસો ઉદાસી અને દલગીરીમાં પસાર કરે છે. "જ્યારે હું પરણુશ," એક નીશાળે જતી જુવાન છોકરી બોલી, "ત્યારે મને એક મર્જેહનો, ઉંચો, સારા બાંધાનો અને ખુબસુરત, કે જેની બધાં તારીફ કરે તેવો વર જોઈશે." "હીઆંજ તું ખોટી છે, બેહન," તેનેથી મોટી અને વધારે અકલમંદ બેહને જવાબ આપ્યો, "એક ઓછા સારા દેખાવના પુરૂષને તપાસવાને તુંને ઓછી મેહનત પડશે, અને તેની સોબતમાં સુખ મેલવવાનો વધારે લાંબો વખત તુંને મલશે." જે પુરૂષો સ્ત્રીઓને અને તેણીઓના પ્યારને માન આપતા નથી તેવા પુરૂષોને પરણવા હમે એકબી છોકરીને ભલામણ કરશું નહી.

ધી રેવરંડ જે. મારશલ મોરેલ લખે છે કેઃ—

"થોડા મહીનાની વાત ઉપર એક કુટુંબમાં એક દીવસે નીચલો બનેલો બનાવ મેં જોયો હતો: ખાનું પીરસવાનો વખત થયો તેટલામાં તે ઘરનો ધણી ચીરડાયલો, ગુસ્સાભર્યો

દાખલ થયો. તેની બઈરી તરફના થોડા બોલોએ તેનો ગુસ્સો વધારે ઉશ્કેર્યો, ખાવાની ટેબલ તેણે ઊંધી વાલી, અને બકવા, ગાળો દેવા, અને સમ ખાવા લાગ્યો. ચાકરો ત્યાંથી નાસી ગયા. છોકરાંઓને ત્યાંથી લઈ જવામાં આવ્યાં, અને પરોણાઓ એક એક પછી ત્યાંથી ચાલી ગયાં. મેં તે બાનુને પુછ્યું કે લગનની આગમજ તેની દારૂ પીવાની ટેવ વીશે તેણી જાણતી હતી કે? તેણીએ જવાબ દીધો કે, નહી. અથવા તો લગનની એક દીવસ આગમચજ તેણીને ખબર પડી, અને અલબતાં તે ઘણું મોડું હતું. તે કાંઇ ઘણું મોડું કહેવાયજ નહી, પાંચ મીનીટ અગાઉ પણ ઘણું મોડું નહી કહેવાય. હા, દેવલમાં લગનની ક્રીયા થતી વખતે પણ તેણીને જો ખબર મળી હતે તો તે વખતે તેણીને પુછવામાં આવતો સવાલ 'આએ પુરૂષને તારા પરણેલા ધણી દાખલ તું ખુશીથી કબુલ રાખે છે?' તેનાં જવાબમાં તેણી જો 'ના' કહેતે તો તેમાં તેણી તદન વાજબી કહેવાતે. કોઈ પણ સ્ત્રી એક પુરૂષ કે જે આ જીવલેણ વ્યસનનો ભોગ થઈ પડેલો હોય, તેની સાથ જીંદગી સુધી જોડાવાને અને બચાંઓને એક એવા બાપનાં કદુવા સાથ દુનીયામાં પેદા કરવાનું વાજબી ધારશે નહીં."

એક ખેડુતની છોકરી દુધની તામડી લઈને રસ્તામાંથી જતી હતી. માર્ગમાં તેણીને નીચે પ્રમાણે વીચાર આવ્યો. "આએ દુધ વેચતાં તેમાંથી જે પૈસા ઉપજશે તેનાં નજદીક ૩૦૦ ઇંડાં હું વેચાતાં લઇશ. તે ઇંડાંમાંથી નજદીક ૨૫૦ મરઘીનાં બચાં પેદા થઈ શકશે. મરઘીનાં પીલાંને મોટાં કરીને વેચીશ, તો મને તેની ઘણી મોટી કીમત મલશે. અને છેલે વરસની આખેરીએ મારે બાગે જે પૈસા આવશે, તેમાંથી એક નવો પોશાક હું ખરીદ કરીશ. આએ નવો પોશાક પેહેરીને હું નાતાલનો મેલો થશે તેમાં જઈશ, જ્યાં બધા પુરૂષો મારે હાથની માગણી કરશે, પણ હું મારૂં ડોકું ફેરવીને બધા જણાને ના કહેવશ," આએ પછે તેણીએ ધ્યાનમાં ને ધ્યાનમાં પોતાનું ડોકું ફેરવ્યું, જેથી તે દુધની તામડી જમીન પર પડી ગઈ, અને તેણીના સંધા ખ્યાલી વીચારોનો તેજ પલે નાશ થયો.

આએ વાત જે ધડો આપે છે તે ઉપરથી 'એક જુવાન બાનુંને ઘણું શીખવાનું છે. એવી ઘણીએક જુવાન છોકરીઓ છે જેઓ સારી પરણવાની તકો પોતાની ખ્યાલી મગરૂરી અને તેંહકરાઈને લીધે ખોઇ દે છે. એવી જાતની છોકરીઓમાં અક્કલ કરતાં ખુબસુરતી વધારે હોય છે, ગ્નાન કરતાં કાબેલયત વધારે હોય છે, મગજની ખુબસુરતી કરતાં મોહીણી વધારે હોય છે, અને તેણીઓના દોસ્તોમાં ડાહ્યા માણસો કરતાં મુરખો વધારે હોય છે. બાનુઓ, કવી શેકસપીયર એ વીશે શું લખે છે તે વાંચો.—

"પણ બાનુ તમે બેદાર થાવો, ગુંડણુ મંડીએ પડો, અને એક સારા માણસના પ્યારને મારે ખોદાનો ઉપકાર માનો, કારણ એક દોસ્ત દાખલ તમારા કાનમાં મને કહેવું જોઈએ કે, જ્યારે બની શકે ત્યારે વેચાવો; બધાંજ બજારોમાં તમારો કાંઈ ભાવ આવવાનો નથી, તે માણુસ પર મેહરબાની કરો, તેને ચાહો, તેની માગણી કબુલ રાખો."

એટલું તો યાદ રાખજો કે તમે જો તમારા મગજમાં ઘણી રાઈ રાખીને દરેક પુરૂષોને ધીક્કારશો, તો તેઓ પણ તમારી તરફ ધીક્કાર બતાવાને ચુકશે નહીં.

ઘણાં સારાં માણસો ઘર સંસારી કંકાસને લીધે પોતાની બઈરીથી વારંવાર છુટા પડે છે. એક પુરૂષ ચાહે તો પોતાની સ્ત્રીને ઊંચી પદવીએ ચઢાવી શકે, પણ એક સ્ત્રી પાસ પોતાના ધણીને ઊંચી પદવીએ ચઢાવાની શકતી નથી. લોર્ડ લીટન પોતાની એક વાર્તામાં જણાવે છે કે એક ઘોડાવાલો એક દીવસ એક પૈસાવાળી બાનુ સાથ પરણ્યો હતો; પણ પોતાનાં નવાં ઘરમાં આવતા. પરોણાઓ રખેને મજાક મશકરી કરે એવી બીહીકથી હમેશાં ધ્રુજતો હતો. ઓક્સફર્ડના એક પાદરીએ એક દીવસે તેને નીચે પ્રમાણેની સલાહ આપી કે, "કાળો ડગલો પેહડ અને તારૂં મોહું હમેશાં બંધ રાખ." તેની સ્ત્રી હમે ધારીયે છઇયે કે તેના કરતાં વધારે ધ્રુજતી હોવી જોઈયે. અને ખરેખર જ્યારેખી તેણીનો વર કાંઈ પણ બોલવા મોહું ઉઘાડતો ત્યારે તે રખેને કાંઈ "ઓરંગો" મારે એવી બીહીકથી તેણી શરમથી લાલ થઈ જતી હતી.

જે છોકરીઓ એવા વીચારથી પરણે છે કે તેણીઓને કાંઈ નહી તો પેટ ભરતું ખાવાનું અને અંગ ભરતું પેહડવાનું મલશે, તેવી છોકરીઓને હમે માન આપતાં નથી; પણ ગરીબ બીચારીઓ તેણીઓ શું કરી શકે? તેણીઓના ભાઇઓની માફક તેણીઓને કાંઈ ઉપયોગી ધંધો શીખવવામાં આવતો નથી, અને હમેશાં તેણીઓને કહેવામાં આવે છે કે એક સ્ત્રીનો પેહલો અને સૌથી ઉતમ ધંધો પરણવાનો છે. એનો જવાબ નીચે છે:—

"તદન ખરૂં; પણ લગનને એક ધંધા દાખલ ગણવું; તેને ગુજરાન અને ધંધા રોજગારનું નામ આપવું, એ તો આએ દુનિયાંના એક સૌથી પ્યારાં અને પવીત્ર સાટાંને ખરાબ, હલકું અને હીનપસ્તી લગાડવા બરાબર છે."

"સ્ત્રીઓએ ફક્ત પૈસાનેજ વાસ્તે પરણવું ન જોઈયે; પણ પૈસા વગરની તેણીઓએ પરણવું નહી જોઈયે; એક પૈસાવાલો મુર્ખ, કે જે તમુને સોનેરી ઢોળ ચઢાવેલી મુફલેસી આપે છે, તેની સાથ પરણવા કરતાં, એક ગરીબ પણ સારા અને ડાહ્યા માણસ સાથ પરણવાનું ઘણું વધારે સારૂં છે. ગરીબાઈમાં પણ સંતોષ મેલવવો એ પુરતાં પૈસાવાલા થવા બરાબર છે, પણ ઘણાં લોકો તે જોઈ શકતાં નથી."

એક પૈસાવાલો ખેડુત પોતાના અનુભવનો નીચલો દાખલો આપે છે. તે કહે છે કે:—

જ્યારે ચાલીસ વરસ અગાઉ હું અત્રે પહેલાં વસવા આવ્યો, ત્યારે મેં મારી બૈરીને કહયું કે હું પૈસાવાલો થવા માગુંછું. તેણીએ મને જવાબ આપ્યો કે પૈસાવાલી થવા તેણી માંગતી નથી, તેણીને પુરતું સુખ મલે તેટલું હોય તો બસ ઘણું છે. હું મારે કામે મંડયો, અને પુષ્કળ મેહનત અને જંજાળ પછી હું પૈસાવાલો થયો—જેટલો પૈસાવાલો થવા હું માંગતો હતો

તેટલો. મારાં ઘણાંખરાં બધાં છોકરાંઓને મેં ઠેકાણે પાડેલાં છે, અને તેઓનાં સર્વેના જુદાં જુદાં ખેતરો છે, અને હજી મારી બૈરીને પુરતું સુખ મલ્યું નથી."

એક લોકપ્રીય અમેરીકન વાયજી કરનાર સ્ત્રીઓને તેણીઓની જીંદગીના સૌથી અગત્યના ઠરાવ વીશે બોલતાં નીચલી શીખામણ આપે છેઃ—"હું તમુને ભલામણ કરૂંછું કે એવા પુરૂષો સાથ તમે જોડાજો કે જે પોતેજ એક દોલત હોય. જમીન, પૈસા, અને એવી બીજી ચીજો તો સારી છે, પણ તેની ઉપર કાંઈ ભરસો રખાતો નથી; ધંધામાં એક એવો કમનસીબ ગોદો લાગશે કે જે બધા પૈસાની થોડા વખતમાં ધુલધાની કરી નાખશે. એવા કેટલાક પુરૂષો છે જેઓ પોતેજ દોલત છે, અને તેઓ હમેશાં પસંદ પડતા અને મોટા દીલના હોય છે. પણ હું તમુને ફરીથી કહુંછું કે કોઈ સંપુર્ણ માણસની શોધ કરતાં ના. તમુને જો તેવો કોઈ માણસ મલે, કે જે ભુલો કરવાને અશક્ત હોય, તો તેની સાથે તમે જોડાતાં નાં, તમે તેની કેવી બાયડી બનશો! બીજા બોલોમાં, એવાં કોઈ માણસો હોતાંજ નથી. જ્યારે એક પુરૂષ આપણુને કહે છે કે તે કાંઈબી ગુનાહ કરતો નથી, ત્યારે આપણે જાણીએ છીએ કે તે જુઠું બોલે છે. બે સંપુર્ણ માણસોની સાથે મેં વ્યવહાર રાખ્યો હતો અને તે બેઉ જણાઓએ મને ઠગ્યો છે."

જુવાન્યો—"તમારી છોકરીના હાથની માગણી કરવા હું અત્રે આવ્યોછું, ડાકટર."

ડાકટર—"અંહ, ખરેખર!"

જુવાન્યો—"હા, ડાકટર, મારી પાસે તેણીને સુખ અને મોજ મજાહમાં રાખવાને પુરતું છે."

ડાકટર—"હા, હું તે જાણુંછું; પણ તમે તેણીની સાથે માયાથી વર્તશો? એક સારો ભરથાર નીવડવાની હું તમારી ઉપર આશા બાંધું?"

જુવાન્યો—"ડાકટર, હું સોગંદ ખાઉછું."

ડાકટર—"કાંઈ નહી, સોગંદ ના ખાવો, મારા જુવાન દોસ્ત! ખરેખર તમારી ધારણા ઘણી સારી છે; પણ તેણીની સાથે પરણ્યા પછી તેણીની જીંદગી કંટાળા ભરેલી નહી બનાવો તેની મને ખાતરી કરવી જોઈયે. તમારો ડગલો કહાડી નાખો, અને તમારૂં કલેજું કેવી હાલતમાં છે તે મને તપાસવા દેવો!"

એક પુરૂષ શું ધંધો કરે છે તેની જાજી દરકાર કરવી નહી જોઇયે, કારણ એક અકલમંદ અને હુશીયાર માણસ સર્વે ધંધામાં ફાવી નીકળે છે. એક જુવાન સ્ત્રીની પસંદગી અને નાપસંદગી તેણીના દોસ્તોને કેટલીક વખતે ગેરવાજબી લાગશે, પણ તે વીશે તકરાર કરવી ઘણી બીકટ છે.

નીચલા સવાલ જવાબો "હેનરીક સ્તીલીંગે" પોતાની જીંદગીના લખેલા હેવાલ ઉપરથી છેઃ—

"ડોરીસ, તું જાણે છે કે તારા ભવીષના ભરથારના પગો લંગડા છે!"

"હા, બાવાજી," તેણીએ જવાબ આપ્યો, "હું જાણું છું, પણ તે મારી સાથે એટલી માયાથી અને પહરેજગારીથી વાત કરે છે કે હું તેના પગ ઉપર કદાચજ ધ્યાન આપું છું."

"ઠીક ડોરીસ, પણ જુવાન સ્ત્રીઓ એક પુરૂષના શરીર પર ઘણું ખરૂં ધ્યાન આપે છે."

"ખચીતજ, બાવાજી" તેણીએ જવાબ આપ્યો, "પણ વીલયમ તો જેવો છે તેવોજ મને ગમે છે. તેને જો સીધા પગ હતે તો તે કાંઈ વીલયમ સ્તીલીંગ કહેવાતે નહીં, અને ત્યારે હું તેને કેવી રીતે ચાહી શકતે!"

હાલનાં જમાનાની છોકરીઓ આવી બાબદમાં પોતાના દોસ્તોની સલાહ કવચીતજ પુછે છે. તે છતાં હમે ધારતાં નથી કે એક દીકરીની ફરજ, જે માણુસની સાથે તેણી સુખી થઈ શકે નહી તેની સાથ પરણવાની છે. માબાપોને પોતાનાં બચાંઓને દલગીરીનો વારસો પોતાની પાછલ આપી જવાનો કશો હક નથી.

એક જાણીતો વારતા લખનાર પોતાની ચોપડીમાં લખે છે કે, "ઘણી એક ઘરધણીયાણીઓ નજીવી ચીજોને મોટું રૂપ આપે છે, જેમ કે, તેણીનો વર જે મોભામાં તેણી રહેવા માગે છે તેમ તેણીને રાખી શકતો નથી; તેને શેહેરમાં રહેવા ગમે છે, અને તેણીને બાહરગામ રહેવા ગમે છે; અથવા તેથી ઉલટું તે સારા હઈડાંનો માણુસ છે, પણ સ્વભાવનો ખરાબ છે; તેનાં સગાં વાહલાંઓ કાંઈ ઘણાં સારાં નથી, અથવા તો ખરી કે ખોટી રીતે તે તેણીનાં સગાંવાહલાંઓ તરફ અણગમો દેખાડે છે. આવી નાની નજીવી ચીજો ઉપર મુર્ખ બૈરાંઓ વીચાર કરે છે, જ્યારે તેઓની સાથે અને તેઓના વરની સાથે દેખાઈતી રીતે સમજુતીથી વર્તવું જોઇયે, અને ધીરજથી, મન મારીને, અગત પડે તો હીમતથી અને મુંગે મોહડે ખમીને, માઠી ચીજને પણ સારામાં બદલી નાખવી જોઈયે. આએ બની શકે છે, અને વારેઘડીએ બનાવવામાં આવેલું પણ છે. આપણે કેટલાંક પ્યારના લગનોનું પરીણામ મોટી ઉમરની કંગાળીયતમાં આવેલું જોઈને દલગીર થયાં છીયે, અને આપણે એવાં બીજાંઓને જોયાં છે કે જેઓએ ભુલ કરયા છતાં, અને ભવીષની કંગાળીયતનાં મુળતત્વ ધરાવ્યા છતાં, ઘણું કરીને તે સ્ત્રીની સારી ચાલચલણથી, થોડું ઘણું સુખ પણ છેલ્લે મેલવેલું છે."

દરેક સ્ત્રી જે લગનના મુશકેલ ગાંઠથી જોડાય છે તેને મોડે કે વેહલે શીખવું જોઈયે-સુખી થાય જો વેહલે શીખે તો—કે કોઈ પણ બે માણુસો હદ વગરની મુશકેલીઓ શોધી કહાડ્યા વગર, આએ દુનિયાની બાહરજ નહી પણ એક બીજાંની અંદર, જીંદગી સુધી જોડાઈ શકાય નહી. આએ મુશકેલીઓને સેહલું કરવાનું કામ ઘણું કરીને એક સ્ત્રીનું છે. તેણી પાસે મજબુત હઈડું, મીઠો સ્વભાવ, હદબહારની સબુરી અને સૌથી વધારે ખરૂં જોવાની અને કરવાની શકતી હોવી જોઈયે. ફકત તે પુરૂષ તરફના પ્યારને ખાતરજ નહી પણ ખોદા તરફના પ્યારને ખાતર, કે જે એક કદંગી રીતે જોડાયલાં જોડાંને પરણેલી જીંદગીના ખડકોમાંથી એક શાંત દરીયામાં લાવી ફતેહરૂપ મુસાફરી કરાવે છે.

દીનબાઈ.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૨૪ મુ.



તે મરી ગયો છે, યા તો બેસુધ થઈ ગયો છે. તેને ધરીને ઉભાં રહેલાં માણસો મોટેથી બોલી ઉઠયાં. "તે બેસુધ થઈ ગયો છે, આપણે એને નીચે ફેંકી દઈએ."

"તમારી પોતાની જીંદગીને ખાતર તેમ કરતા ના," જમાદાર બોલ્યો; "પેલી બાજુથી પાછલ હઠો—જોઈયે તો ખરા કે એને શું થયું છે."

તેઓ તેને તાબે થયાં, અને આસ્તેથી હરબર્ટને એક ખડકપર સુવાડયો, જ્યારે જમાદાર જઈ તેની આગલ ઉભો. તેના હાથ થંડા થઈ ગયા હતા, તેનું મોઢું ફીકકું મારી ગયું હતું, અને તે તદ્દન મરી ગયો હોય તેવો દીસ્તો હતો.

"તેણે આપણને ઠગયાં છે," તે પોતાની આસપાસ ઉભેલાંઓ તરફ ફરીને બોલ્યો; "ખરેખર એ મરીજ ગયો છે. હવે ફીરંગીની બહાદુરીના બાકાં કોણ ફુંકશે. તેઓનો સરદાર વદીક એક થોડાં મુવેલાં માણસોનાં મુરડાં સ્ત્રીની માફક બેહોશ થયા વગર જોઈ શકયો નહી? શું! હુ કાફરો પર થુકું છું. મને અજબ લાગેછ કે શું કામ સુલતાન એને વાસ્તે આટલીબધી મેહનત લેછ, અને પોતાની નોકરીમાં તેને દાખલ કરવા ઈચ્છેછ."

"એ હવે જલદીથી મરી જશે." તેઓમાનો એક બોલ્યો; "તેનાં હાથ વધારે અને વધારે થંડા થતા જાય છે."

"રોશુલ, હજી એને મરી જવું જોઈયે નહી," જાફર સાહેબ બોલ્યો; "સુલતાન જાણે તો આપણું શું કરે? જા! જઈને જલદીથી થોડું પાણી લાવ; તે પાછો હુશયાર થશે. એ તો ફકત ગભરાતથી બેસુધ થઈ ગયો છે; તે થોડા વખતમાં પાછો બોલશે."

તરતજ પેલો માણસ જમાદારના કેહવા મુજબ દોડી જઈ પાણી લઈ આવ્યો. તેઓએ થોડું હરબર્ટનાં મોઢાંપર છાંટ્યું અને થોડું તેનાં મોઢાંમાં રેડ્યું, પણ ફોકતમાં. તે હીલ્યો ચાલ્યો નહી અને લાંબો વખતવેર પોતાંમાં જરાબી જીવ હોય એવી તેણે કાંઈપણ નીશાની, દેખાડી નહી. જો તેનું આંગ ગરમ નહી હોત તો તેઓ તેને મરી ગયલોજ ધારતે. આખરે તેણે ઘણે વખતે એક દચકું ખાધું અને આંખ ઉઘાડી આસપાસ ગભરાતથી જોવા લાગો. તેને તેમ કરતો જોઈ આસપાસનાઓએ ખુશાલીનાં પોકારો માર્યા, પણ તેણે તે કાંઇ સાંભલ્યા નહી અને તે પાછો બેસુધ થઈ પડયો. ફરીથી તેઓએ આગમચની માફક તેને સુધીમાં લાવવાને પોતાથી બનતું કર્યું, પણ ફરીથી તે સુધીમાં આવી પાછો અગાઉની માફક તરતજ બેહોસ થઇ ગયો. એક બે વખત તે કાંઈ ભાગુંતુતું બોલ્યોબી, પણ કોઈ તે સમજી શકયું નહી.

કેટલાક કલાક વેર તેમ ચાલ્યા કર્યું. અંતે તેનું દીલ થંડીથી જાણે ધ્રુજતું હોય તેવી રીતે કાંપવા લાગું. જમાદાર હરબર્ટને પોતાનાં માણસોને સોંપી, થોડો વખત કોઈ બીજે ઠેકાણે ગયો હતો. તેને આવી રીતે ધ્રુજતો જોઈ તથા તેની આટલી બધી સંભાળ લેવાતી જોઈ તેને કોઈ જાણીતો માણસ ધારી, તેઓએ પોતાથી બને તેટલું કરી તેનું દુઃખ ઓછું કરવાની કોશેશ કરી. એક જણાએ તેને પોતાની ગરમ ધાબલી આપી, બીજો તેનાં દીલમાં ગરમી લાવવા તેના હાથ ચાંપવા બેસી ગયો; જ્યારે ત્રીજાએ ગરમ કપડું કરી તેની પીઠ તથા ગાંથાંપર સેક કર્યો, પણ સઘલું ફોકટમાં ગયું અને તેની ધ્રુજરી તો ચાલુજ રહી. થોડા વખતમાં આવી હાલતમાં રહેવા પછી તેને એકદમ ધધરીને તાવ ચહડી આવ્યો તથા તે લવારો બકારો કરવા લાગો. તે કોઈ વેલા ઇગ્રેજીમાં બોલતો તો કોઈ વેલા હીંદુસ્થાનીમાં બબડતો. તેની આસપાસ ઉભેલાં તે બેમાની એક પણ ભાષા સમજી શકતાં ન હોવાથી તેઓએ મસલેહત કરી એવું ઠેરવ્યું કે બંદીવાનોમાંનો એક તેની પાસેનો પાસે રહે. તેને જરૂર જોગી રીતે કામ લાગવા માટે પસંદ કરવો. તે કામ તેઓએ એક બોલટન નામનાં ઈંગ્રેજને સોંપ્યું, અને તેણે તે ખુશીથી કબુલ કર્યું.

આખી રાત તે કમનસીબ જવાનનું દીલ તાપે સસરતું રહયું અને તેણે કાંઈ તરેહવાર જાતનો લવારો બકારો કર્યા કીધો. તેને એક ન્હાની દોરડીની ધોલકીપર સુવાડયો હતો, જેની પર તે તાસવીસ કરી એમથી તેમ અછાડ પછાડ કરતો તથા દુઃખથી બુમ મારતો હતો. કોઈ વખત તો તે એટલાં તો દુઃખથી ચીચયારી મારતો, કે તેની આસપાસનાં તેના સખત હઈડાંના ચોકીબાનોને પણ લાગી આવતું હતું. "પાણી," ફકત એજ બોલ તે સમજી શકાએ તેવી રીતે બોલતો હતો, જ્યારે બીજું તો કાંઇ નહી સમજી શકાય તેવો પતપતારો હતો, કે જેમાંથી વલી કોઈ વેલા કોઈ ઈંગ્રેજી બોલો, અથવા તો કોઈનાં નામો બરાબર સમજી શકાતાં હતાં.

ગરીબ બીચારા બોલટને તેનેથી જેટલું બન્યું તેટલું કરયું, પણ સઘલું ફોકટમાં અને જ્યારે બીજે દહાડે સહવારનાં જમાદાર પોતાના છેલા ભોગોમાં એક બીજાનો ઉમેરો કરવા આવ્યો, ત્યારે તેણે હરબર્ટને એવી હાલતમાં જોયો કે તે પોતેબી ગભરાઈ ગયો, કારણ કે સુલતાને કહ્યું હતું કે તેને જો કાંઈ કશું થશે તો તેની ગએલી જીંદગીનો બદલો બીજાનો જીવ લઈને લેશે.

"તેને હીયાંથી જલદીથી લઈ જવો જોઇએ," તે બોલ્યો, "જાવો તમારાંમાંથી એકું જણ જઇને જલદીથી ડોળી લાવો.

નીચે હેથાંનમાંજ લાવીને મુકજો, હમો એને ત્યાં ઉંચકીને લાવીશું અને પછી એને શેહરમાં લઈ જઈશું."

વલી તેણે એક બીજીબી મેહરબાની કરી, કારણ કે તે બોલતનને પોતાની સાથ હરબર્ટની સારવાર કરવા લઈ ગયો. હરબર્ટના ચેનચાલાપરથી તો તે એમજ સમજ્યો કે તે લાંબો વખત જીવી શકશે નહીં.

થોડા વખતમાં તેઓ બીજા બાકી રહેલા બંધવાઓનો ભોગ આપી, પેલો કમબખત ખડક છોડી ગયા.

હરબર્ટને ત્યાંથી લઈ જવા પછી નજદીક એક અઠવાડયાં પછી એક થંડી અને ખુશનુમા સાંજે તે પાછો સુધીમાં આવ્યો. તેને ધીરેથી આસપાસ ફ્રીને જોયું, કારણકે તે એટલો તો નબલો થઈ ગયો હતો કે પોતાનું માંથું ઉચકતાંબી તેને ફેર આવતા હોય તેવું લાગું. એકેદમ તેને ખડકની આગલનો દેખાવ યાદ આવી ગયો અને તેને ઠંડી ચઢી આવી હોય, તેવું લાગું. ફરીથી તેણે આસપાસ ફ્રીને જોયું, પણ તે કાંઈ ખડકપર હતો નહી. જે કઢંગા માણસો તથા બીહક લાગે તેવી જગાપર તે પાંચ દહાડા વેર કદી નહી ખમ્યું હોય તેવાં દુઃખો વચ્ચે વસ્યો હતો, તેમાંનું હવે કાંઈપણ તેની આસપાસ હતું નહી. તે ખુલી હવામાં પીપલાના ઝાડની નીચે સુતો હતો, તે પરથી, અને તેની આસપાસ ઓરવેલાં ફુલોના હારથી તેને લાગું કે ત્યાં કોઈ મુસલમાન પીરની ઘોર હોવી જોઈએ. તેનથી થોડેક દુર એક નાહની અને દેખાવમાં ઘણીજ સોજી અને સફેદ મસજીદ આવેલી હતી, જેની પછવાડે ઊંચાં ગંજાવર અને દબદબા ભરેલા દેખાવનાં આમલી તથા નારયલી અને તારનાં ઝાડો આવેલાં હતાં અને જેઓનો છાંયો મસજીદનાં છાપડાં તથા મીનારાઓપર પડતો હતો. મસજીદની આગલી બાજુએ એક નાહનો બાગ હતો, જેની અંદર બે ત્રણ દારમરીનાં ઝાડો હતાં, જેનીપર ઉગેલાં લાલ ફુલો તથા બીજાં આસપાસનાં ઝાડોપર ઉગેલાં તરેહવાર રંગોનાં ફુલોથી તે ઘણો રળીઆમણો લાગતો હતો. વલી આસપાસની જગા પણ ઘણીજ સંભાળથી વારી લીધી હોય તેવી સફાઈદાર જણાતી હતી. પીપલા તથા આમલીનાં ઝાડોનાં ડાખલાંથી એવો તો સરસ ઓઠો થયો હતો કે ગમે તેવાં તપતપતાં સુરજનાં કીરણોબી તેની અંદર પસાર થઈ શકે નહી. પણ હમણા તો સાંજ પરેલી હતી અને સુરજની લાલ રોશની પોતાના પુર બહારમાં ઝાડોનીપર પડતી હતી. તેનાં માથા પર કાંઈ હજારો પોપટો અને ચલ્યાં કલાલોર કરતાં હતાં, જ્યારે ફકત એકજ માણસનો સાધ તેને કાને પડતો હતો. તે માણસ કુવામાંથી કપીની મદદ લઈ પાણી કાઢતાં કાઢતાં એકજ જાતના તોપણ મધુર અવાજે ગીત ગાતો હતો.

તે અરધી બેસુધ હાલતમાં આવી રીતે પડયો હતો, જ્યારે તેની સખ્ત તાપ પછીજ તેની આ નબલી હાલત વધારે દુઃખભરી થઈ ગઈ હતી.

અંતે સુરજ ઘણીજ દબદબા ભરેલી રીતે અસ્ત પામ્યો. એટલી તો દબદબા ભરી રીતે કે જેમ તેને ફકત એકજ વખત થતાં જોયો હતો—જેવી સાંજ નમી અને પશ્ચીમ તરફનો વાદલાં પરનો સોનેરી રંગ ગોલાબી અને જાંબુરામાં ફેરવાઈ ગયો કે મસજીદનાં બાંગમારૂએ મોટેથી બાંગ મારી. સાંજનો બંદગીનો વખત થયો છે એવું લોકોને જાહેર કર્યું અને મીઠા સાદે લોકોને ભણવા આવવાનું તેડુ કર્યું. થોડાક ચુસ્ત મુસલમાનો તે તેડાંને માન આપી ત્યાં આવ્યા, અને થોડેક દુર એક હોજ આવી હતી, તેમાં પોતાનું મોહુ હાથ ધોયું. તેમ કર્યા પછી તેઓ મસજીદમાં દાખલ થયા અને પોતાના ધરમના ફરમાન મુજબ ગુઠણપર પડી બંદગી કરી.

થોડાક વખત પછી તેઓમાંના બે જણ જેઓમાંનો એક તેનાં પેહરવેશપરથી ફકીર જેવો લાગતો હતો, જ્યારે બીજો સારા દેખાવનો ગ્રહસ્થ હતો, કે જેની બાજુએ ઓરવેલી તલવારપરથી અનુમાન થઈ શકતું કે તે કોઈ લશકરી અમલદાર હશે, તેઓ હરબર્ટ તરફ આવ્યા, અને તેણે તે બેમાંના એકને બોલતાં સાંભળ્યો.

"ઘણું ખરું તો તે હવે મરી ગયો હશે, જ્યારે આપણે તેને છેલ્લાં જોયો ત્યારે તો તે મરવાની અણીપર હતો અને જાફર સાહેબ, તેની જે સારવાર કરતો હતો તેની સાથ તેની મરજી ઉપરાંત કફન ખરીદવા ગયો હતો."

"મને તો આશા છે." તે ઘરડો ફકીર બોલ્યો, "કારણ કે મેં તેને જે દવા આપી તે એવા કેસોમાં કોઈજ વખત નીશફળ થાય છે."

હરબર્ટે આ સાંભળ્યું અને બોલવાની કોશેશ કરી. તેના હોઠો હીલ્યા, પણ તે મોઢેથી બોલી શકયો નહી. તે એક નાનાં બચ્ચાં કરતાં પણ નબલો થઈ ગયો હતો, પણ હવે તે ફકીર તેની નજદીક આવ્યો, અને તેનું માથું અને હાથ તપાસી જોયું. તેના હાથ થંડા અને ભીના થઈ ગયા હતા. હરબર્ટે તે માયાલુ માણસ તરફ તેઓના ઉપકારમાં તે કેવો એક દબાઇ ગયો હોય તેવી રીતે જોયું.

"યા રેહમાન ! યા સાલામ ! અરે તે જીવે છે. શુક્ર ખોદાનો. તેનું દરદ દફે થયું છે. અએ ફીરંગી, ખુશી થા," તે ફકીર બોલ્યો, "અને અલ્લાનો ઉપકાર માન કે તું જીવે છે, કારણ કે તેણે તારી પર મેહેરબાની કરી છે. ૭ દહાડા વેર તું હીયાં પડી રહયો હતો અને તારો દમ ફકત તારાં નાખનાં ફીફરાંમાંજ સમાયો હતો, પણ હવે તે તારાં આખાં દીલમાં દાખલ થયો છે. વાસ્તે ખોદાનો ઉપકાર માન."

"શાહ સાહેબ (હરબર્ટ અત્યાર આગમચનો સારા આબરૂદાર ફકીરોને કેવી રીતે બોલાવવા તે જાણતો હતો.) તારી માયા અને મેહરબાનીઓ માટે હું તારો ઘણો ઉપકાર માનુંછું." હરબર્ટે જેમ તેમ કરી આસ્તેથી બોલ્યો. "ખોદા તેનો બદલો તુંને જલદીથી આપશે; મેહરબાની કરી કહે કે તું કોણ છે અને હું કયાં છું. મને લાગેછ——"

"હવે જે બની ગઈ છે તેપર વીચાર કરી તારાં ભેજાંને મેહનત ના આપ. જે બનવાનું હતું તે બન્યું, અને હાલ તરત તો તારી જીંદગી સલામત છે. તું અલ્લાના એક ગરીબ

# ૭ ટીપુ સુલતાન. ૭

## મકરણ ૨૪ મુ.



તે મરી ગયો છે, યા તો બેસુધ થઈ ગયો છે. તેને ઘરીને ઉભાં રહેલાં માણસો મોટેથી બોલી ઉઠયાં. "તે બેસુધ થઈ ગયો છે, આપણે એને નીચે ફેંકી દઈએ."

"તમારી પોતાની જીંદગીને ખાતર તેમ કરતા ના," જમાદાર બોલ્યો; "પેલી બાજુથી પાછલ હયો—જોઈયે તો ખરા કે એને શું થયું છે."

તેઓ તેને તાબે થયાં, અને આસ્તેથી હરબર્ટને એક ખડકપર સુવાડયો, જ્યારે જમાદાર જઈ તેની આગલ ઉભો. તેના હાથ થંડા થઈ ગયા હતા, તેનું મોહું ફીકકું મારી ગયું હતું, અને તે તદ્દન મરી ગયો હોય તેવો દીસ્તો હતો.

"તેણે આપણુને ઠગયાં છે," તે પોતાની આસપાસ ઉભેલાંઓ તરફ ફરીને બોલ્યો; "ખરેખર એ મરીજ ગયો છે. હવે ફીરંગીની બહાદુરીના બાકાં કોણ ફુંકશે. તેઓનો સરદાર વટીક એક થોડાં મુવેલાં માણસોનાં મુરડાં સ્ત્રીની માફક બેહોશ થયા વગર જોઈ શકયો નહી? શું! હુ કાફરો પર થુકું છું. મને અજબ લાગેછે કે શું કામ સુલતાન એને વાસ્તે આટલીબધી મેહનત લેછે, અને પોતાની નોકરીમાં તેને દાખલ કરવા ઈચ્છેછે."

"એ હવે જલદીથી મરી જશે" તેઓમાનો એક બોલ્યો; "તેનાં હાથ વધારે અને વધારે થંડા થતા જાય છે."

"પોશુલ, હજી એને મરી જવું જોઈયે નહી," જાફર સાહેબ બોલ્યો; "સુલતાંન જાણે તો આપણું શું કરે? જા! જઈને જલદીથી થોડું પાણી લાવ; તે પાછો હુશયાર થશે. એ તો ફક્ત ગભરાતથી બેસુધ થઈ ગયો છે; તે થોડા વખતમાં પાછો બોલશે."

તરતજ પેલો માણસ જમાદારના કેહવા મુજબ દોડી જઈ પાણી લઈ આવ્યો. તેઓએ થોડું હરબર્ટનાં મોહાંપર છાંટ્યું અને થોડું તેનાં મોઢાંમાં રેડ્યું, પણ ફોકતમાં. તે હીલ્યો ચાલ્યો નહી અને લાંબો વખતવેર પોતાંમાં જરાબી જીવ હોય એવી તેણે કાંઈપણ નીશાની. દેખાડી નહી. જો તેનું આંગ ગરમ નહી હોત તો તેઓ તેને મરી ગયલોજ ધારતે. આખરે તેણે ઘણે વખતે એક દચકું ખાધું અને આંખ ઉઘાડી આસપાસ ગભરાતથી જોવા લાગો. તેને તેમ કરતો જોઈ આસપાસનાઓએ ખુશાલીનાં પોકારો માર્યા, પણ તેણે તે કાંઇ સાંભલ્યા નહી અને તે પાછો બેસુધ થઈ પડયો. ફરીથી તેઓએ આગમચની માફક તેને સુધીમાં લાવવાને પોતાથી બનતું કર્યું, પણ ફરીથી તે સુધીમાં આવી પાછો અગાઉની માફક તરતજ બેહોસ થઇ ગયો. એક બે વખત તે કાંઈ ભાગુંતુટું બોલ્યોખી, પણ કોઈ તે સમજી શકયું નહી.

કેટલાક કલાક વેર તેમ ચાલ્યા કર્યું. અંતે તેનું દીલ થંડીથી જાણે ધ્રુજતું હોય તેવી રીતે કાંપવા લાગું. જમાદાર હરબર્ટને પોતાનાં માણસોને સોંપી, થોડો વખત કોઈ બીજે ઠેકાણે ગયો હતો. તેને આવી રીતે ધ્રુજતો જોઈ તથા તેની આટલી બધી સંભાળ લેવાતી જોઈ તેને કોઈ જાણીતો માણસ ધારી, તેઓએ પોતાથી બને તેટલું કરી તેનું દુઃખ ઓછું કરવાની કોશેશ કરી. એક જણાએ તેને પોતાની ગરમ ધાબલી આપી, બીજો તેનાં દીલમાં ગરમી લાવવા તેના હાથ ચાંપવા બેસી ગયો; જ્યારે ત્રીજાએ ગરમ કપડું કરી તેની પીઠ તથા માંથાંપર સેક કર્યો, પણ સઘલું ફોકટમાં ગયું અને તેની ધ્રુજરી તો ચાલુજ રહી. થોડા વખતમાં આવી હાલતમાં રહેવા પછી તેને એકદમ ધધરીને તાવ ચહડી આવ્યો તથા તે લવારો બકારો કરવા લાગો. તે કોઈ વેલા ઇગ્રેજીમાં બોલતો તો કોઈ વેલા હીંદુસ્થાનીમાં બબડતો. તેની આસપાસ ઉભેલાં તે બેમાની એક પણ ભાપા સમજી શકતાં ન હોવાથી તેઓએ મસલેહત કરી એવું ઠેહવ્યું કે બંદીવાનોમાંનો એક તેની પાસેનો પાસે રહે. તેને જરૂર જોગી રીતે કામ લાગવા માટે પસંદ કરવો. તે કામ તેઓએ એક બોલટન નામનાં ઈંગ્રેજને સોંપ્યું, અને તેણે તે ખુશીથી કબુલ કર્યું.

આખી રાત તે કમનસીબ જવાનનું દીલ તાપે સસરતું રહયું અને તેણે કાંઈ તરેહવાર જાતનો લવારો બકારો કર્યા કીધો. તેને એક ન્હાની દોરડીની ધોલકીપર સુવાડયો હતો, જેની પર તે તાસવીસ કરી એમથી તેમ અછાડ પછાડ કરતો તથા દુઃખથી બુમ મારતો હતો. કોઈ વખત તો તે એટલાં તો દુઃખથી ચીચયારી મારતો, કે તેની આસપાસનાં તેના સખત હઈડાંના ચોકીઆનોને પણ લાગી આવતું હતું. "પાણી," ફક્ત એજ બોલ તે સમજી શકાએ તેવી રીતે બોલતો હતો, જ્યારે બીજું તો કાંઇ નહી સમજી શકાય તેવો પતપતારો હતો, કે જેમાંથી વલી કોઈ વેલા કોઈ ઈંગ્રેજી બોલો, અથવા તો કોઈનાં નામો બરાબર સમજી શકાતાં હતાં.

ગરીબ બીચારા બોલટને તેનેથી જેટલું બન્યું તેટલું કરયું, પણ સઘલું ફોકટમાં અને જ્યારે બીજે દહાડે સહવારનાં જમાદાર પોતાના છેલા ભોગોમાં એક બીજાનો ઉમેરો કરવા આવ્યો, ત્યારે તેણે હરબર્ટને એવી હાલતમાં જોયો કે તે પોતેબી ગભરાઈ ગયો, કારણ કે સુલતાને કહ્યું હતું કે તેને જો કાંઈ કશું થશે તો તેની ગએલી જીંદગીનો બદલો બીજાનો જીવ લઈને લેશે.

"તેને હીયાંથી જલદીથી લઈ જવો જોઇએ," તે બોલ્યો, "જવો તમારાંમાંથી એકું જણ જઇને જલદીથી ડોળી લાવો.

નીચે હેયાંનમાંજ લાવીને મુકજો, હમો એને ત્યાં ઊંચકીને લાવીશું અને પછી એને શેહરમાં લઈ જઈશું."

વલી તેણે એક બીજીબી મેહરબાની કરી, કારણ કે તે બોલતનને પોતાની સાથ હરબર્ટની સારવાર કરવા લઈ ગયો. હરબર્ટના ચેનચાલાપરથી તો તે એમજ સમજ્યો કે તે લાંબો વખત જીવી શકશે નહીં.

થોડા વખતમાં તેઓ બીજા બાકી રહેલા બંધવાઓનો ભોગ આપી, પેલો કમબખત ખડક છોડી ગયા.

હરબર્ટને ત્યાંથી લઈ જવા પછી નજદીક એક અઠવાડયાં પછી એક થંડી અને ખુશનુમા સાંજે તે પાછો સુધીમાં આવ્યો. તેને ધીરેથી આસપાસ ફરીને જોયું, કારણકે તે એટલો તો નબલો થઈ ગયો હતો કે પોતાનું માંથું ઉચકતાંબી તેને ફેર આવતા હોય તેવું લાગું. એકદમ તેને ખડકની આગલનો દેખાવ યાદ આવી ગયો અને તેને ઠંડી ચઢી આવી હોય, તેવું લાગું. ફરીથી તેણે આસપાસ ફરીને જોયું, પણ તે કાંઈ ખડકપર હતો નહી. જે કઢંગા માણસો તથા બીહક લાગે તેવી જગાપર તે પાંચ દહાડા વેર કદી નહી ખમ્યું હોય તેવાં દુઃખો વચ્ચે વસ્યો હતો, તેમાંનું હવે કાંઈપણ તેની આસપાસ હતું નહી. તે ખુલ્લી હવામાં પીપલાના ઝાડની નીચે સુતો હતો, તે પરથી, અને તેની આસપાસ ઓરબેલાં ફુલોના હારથી તેને લાગું કે ત્યાં કોઈ મુસલ્લમાન પીરની ઘોર હોવી જોઈએ. તેનેથી થોડેક દુર એક નાહની અને દેખાવમાં ઘણીજ સોજી અને સફેદ મસજીદ આવેલી હતી, જેની પછવાડે ઊંચ્યાં ગંજાવર અને દબદબા ભરેલા દેખાવનાં આમલી તથા નારયલી અને તારનાં ઝાડો આવેલાં હતાં અને જેઓનો છાંયો મસજીદનાં છાપરાં તથા મીનારાઓપર પડતો હતો. મસજીદની આગલી બાજુએ એક નાહનો બાગ હતો, જેની અંદર બે ત્રણ દારમરીનાં ઝાડો હતાં, જેનીપર ઉગેલાં લાલ ફુલો તથા બીજાં આસપાસનાં ઝાડોપર ઉગેલાં તરેહવાર રંગોનાં ફુલોથી તે ઘણો રળીઆમણો લાગતો હતો. વલી આસપાસની જગા પણ ઘણીજ સંભાળથી વાંરી લીધી હોય તેવી સફાઈદાર જણાતી હતી. પીપલા તથા આમલીનાં ઝાડોનાં ડાખલાંથી એવો તો સરસ ઓઠો થયો હતો કે ગમે તેવાં તપતપતાં સુરજનાં કીરણોબી તેની અંદર પસાર થઈ શકે નહી. પણ હમણા તો સાંજ પડેલી હતી અને સુરજની લાલ રોશની પોતાના પુર બહારમાં ઝાડોનીપર પડતી હતી. તેનાં માથા પર કાંઈ હજારો પોપટો અને ચસ્યાં કલાલોર કરતાં હતાં, જ્યારે ફકત એકજ માણસનો સાધ તેને કાને પડતો હતો. તે માણુસ કુવામાંથી કપીની મદદ લઈ પાણી કાઢતાં કાઢતાં એકજ જાતના તોપણ મધુર અવાજે ગીત ગાતો હતો.

તે અરધી બેસુધ હાલતમાં આવી રીતે પડયો હતો, જ્યારે તેની સખ્ત તાપ પછીજ તેની આ નબલી હાલત વધારે દુઃખભરી થઈ ગઈ હતી.

અંતે સુરજ ઘણીજ દબદબા ભરેલી રીતે અસ્ત પામ્યો. એટલી તો દબદબા ભરી રીતે કે જેમ તેને ફકત એકજ વખત થતાં જોયો હતો—જેવી સાંજ નમી અને પશ્ચીમ તરફનો વાદલાં પરનો સોનેરી રંગ ગોલાબી અને જાંબુરામાં ફેરવાઈ ગયો કે મસજીદનાં બાંગમારૂએ મોટેથી બાંગ મારી. સાંજનો બંદગીનો વખત થયો છે એવું લોકોને જાહેર કર્યું અને મીઠા સાથે લોકોને ભણુવા આવવાનું તેડુ કર્યું. થોડાક ચુસ્ત મુસલ્લમાનો તે તેડાંને માન આપી ત્યાં આવ્યા, અને થોડેક દુર એક હોજ આવી હતી, તેમાં પોતાનું મોહુ હાથ ધોયું. તેમ કર્યા પછી તેઓ મસજીદમાં દાખલ થયા અને પોતાના ધરમના ફરમાન મુજબ ગુઠણુપર પડી બંદગી કરી.

થોડોક વખત પછી તેઓમાંના બે જણુ જેઓમાંનો એક તેનાં પેહરવેશપરથી ફકીર જેવો લાગતો હતો, જ્યારે બીજો સારા દેખાવનો ગ્રહસ્થ હતો, કે જેની બાજુએ ઓરવેલી તલવારપરથી અનુમાન થઈ શકતું કે તે કોઈ લશકરી અમલદાર હશે, તેઓ હરબર્ટ તરફ આવ્યા, અને તેણે તે બેમાંના એકને બોલતાં સાંભળ્યો.

"ઘણું ખરૂં તો તે હવે મરી ગયો હશે, જ્યારે આપણે તેને છેલ્લાં જોયો ત્યારે તો તે મરવાની અણીપર હતો અને જાફર સાહેબ, તેની જે સારવાર કરતો હતો તેની સાથ તેની મરજી ઉપરાંત કફન ખરીદવા ગયો હતો."

"મને તો આશા છે." તે ઘરડો ફકીર બોલ્યો, "કારણ કે મેં તેને જે દવા આપી તે એવા કેસોમાં કોઈજ વખત નીશફળ થાય છે."

હરબર્ટે આ સાંભળ્યું અને બોલવાની કોશેશ કરી. તેના હોઠો હીલ્યા, પણ તે મોઢેથી બોલી શકયો નહી. તે એક નાનાં બચ્ચાં કરતાં પણ નબલો થઈ ગયો હતો, પણ હવે તે ફકીર તેની નજદીક આવ્યો, અને તેનું માથું અને હાથ તપાસી જોયું. તેના હાથ થંડા અને ભીના થઈ ગયા હતા. હરબર્ટે તે માયાલુ માણુસ તરફ તેઓના ઉપકારમાં તે કેવો એક દબાઇ ગયો હોય તેવી રીતે જોયું.

"યા રેહમાન ! યા સાલામ ! અરે તે જીવે છે. શુક્ર ખોદાના. તેનું દરદ દફે થયું છે. અએ ફીરંગી, ખુશી થા," તે ફકીર બોલ્યો, "અને અલ્લાનો ઉપકાર માન કે તું જીવે છે, કારણ કે તેણે તારી પર મેહેરબાની કરી છે. છ દહાડા વેર તું અહીંયાં પડી રહયો હતો અને તારો દમ ફકત તારાં નાખનાં શીફરાંમાંજ સમાયો હતો, પણ હવે તે તારાં આખાં દીલમાં દાખલ થયો છે. વાસ્તે ખોદાનો ઉપકાર માન."

"શાહ સાહેબ (હરબર્ટ અત્યાર આગમચનો સારા આબરૂદાર ફકીરોને કેવી રીતે બોલાવવા તે જાણતો હતો.) તારી માયા અને મેહરબાનીઓ માટે હું તારો ઘણો ઉપકાર માનુંછું." હરબર્ટ જેમ તેમ કરી આસ્તેથી બોલ્યો. "ખોદા તેનો બદલો તુને જલદીથી આપશે; મેહરબાની કરી કહે કે તું કોણ છે અને હુ કયાં છું. મને લાગેછ——"

"હવે જે બની ગઈ છે તેપર વીચાર કરી તારાં ભેજાંને મેહનત ના આપ. જે બનવાનું હતું તે બન્યું, અને હાલ તરત તો તારી જીંદગી સલામત છે. તું અલ્લાના એક ગરીબ

ગોલામ અને સેવકના બાગમાં છે અને હું ખાલાપીરના શેક ફરીદનાં નામથી ઓળખાઉં છું."

"એક ઘણોજ ભલો ફકીર અને જેને અલ્લાએ આવા પાપી વખતમાં અજબ જેવાં કામો પાર ઉતારવાને શક્તી આપી છે," તેનો સાથી બોલ્યો, "જેને એક ખરા સાધુ તરીકે બોલાવી શકાએ, અને જેને મરણ પછી પણ મોહું માન મલશે."

"મને દવાદારૂમાં ઘણીજ થોડી માહીતી છે." તે ફકીર બોલ્યો, "પણ ખાન સાહેબ, બીજાં માટે તો હું દાવો કરી શકતો નથી. પણ હવે આ જવાન સાથ ઘણી વાત કરવી ન જોઈએ. એને થોડો વખત શાંત રહેવા દેવો; અને ઠંડી હવામાં તેના જીવને ઘણી નીરાંત વલશે. અને જ્યારે પેલાઓ પાછા ફરશે ત્યારે આપણે એને ઘરમાં લઈ જશું."

તેઓ આટલું બોલી ચાલી ગયા અને હરબર્ટે બીજાઓનાં પગલાં તેની તરફ આવતાં સાંભળ્યાં. એક માણસ તેની તરફ દોડી આવતું તેને દેખાયું-તે કોઈ દરેજનાં જેવું દીસ્તું હતું; તે વધારે નજદીક આવ્યું.—તે બોલતન હતો.

પોતાના વડાને મોતનાં પંજામાંથી આવી રીતે છુટેલો જોઈ તે ગરીબ બીચારાને ડચકાં આવી ગયાં. તે તેને વલગી પડ્યો, અને તેના હાથો પોતાનાં આસુથી ભીજવી નાખ્યા. તેને તેની સાથ પાછી વાત કરવાની થોડીજ આસા હતી. તેનાં દીલ પરનો મોટો ચીંતાનો બોજો હવે દૂર થયો અને તે માટે તેને ખોદાનો ઉપકાર માન્યો.

"હું રોજ તમુને મારા હાથોમાં ઉચકી આ બાજુ પર લઈ જઈ મુકતો હતો," ને વફાદાર માણસ બોલ્યો અને હરબર્ટને એક બચ્ચાંની માફક પોતાના હાથમાં લીધો. "તેઓ કેહતા હતા કે તમે મરી જશો અને મને વીચાર આવ્યો કે તે વખત આગમચ તમને જરાબી સુધી આવે તો તમને આવી છાંયડાવાલી થંડી જગા—કે જ્યાંની રોશની તમારી આંખ માટે સખત થઈ પડે નહી અને જ્યાંની તાજી હવા તમારાં દીલને નીરાંત બક્ષે—અને સુવા વધારે ગમે."

હરબર્ટ જવાબમાં ફક્ત તેનો હાથ દાબી શક્યો, કારણ કે તેનું દીલ ભરાઈ આવ્યું હતું અને તે બોલવાને અશક્ત હતો. વળી તે નબલો પણ ઘણો પડી ગયો હતો, કારણ કે જ્યારે તેને ઘરમાં લઈ જવામાં આવ્યો ત્યારે બેસુધ પડી ગયો, અને ઘણે વખતે સુધીમાં આવ્યો, પણ તે દહાડે રાતનાં તેને થોડાક ચાવલ અને દુધ ખાવા આપ્યું અને ત્યારપછી તે શાંતીથી સુતો—એવી શાંત ભરેલી ઊંઘમાં કે જ્યારે તરેહવાર જાતના સુખી સ્વપનાઓ એકેક પછી એકેક આપણી સામે આવી ઉભા રહી આપણી ઊંઘને વધારે ખુશાળ બનાવે છે. હરબર્ટના સ્વપનાઓ પોતાનાં ઘર, એમી તથા તેણીની વાતચીતોને લગતા હતા અને સવારનાં તે વધારે સારી તનદુરસ્તી લઈ ઉઠયો.

તે હવે બોલી શકતો હતો, તથા જે સીપાહે તેની વફાદારીથી ચાકરી કરી હતી, તેની સાથ વાત કરી શકતો હતો અને તેને શું શુ થયું હતું તે સઘલું તેની પાસથી જાણી લીધું.

"સાહેબ, તમને પવન થયો હતો અને તમે જે ગમે તે બકબકાટો કરતા હતા. બીજા સઘલાં બંધવાઓમાંથી તમારી માવજત કરવા મને ચુંટી કાઢ્યો, અને તે ગરીબ બીચારા સઘલાઓને મારી નાખ્યા. મને લાગ્યું કે સખ્ત સુરજના તાપથી તમને ઈજા થઈ હશે, કારણ કે તમારૂં માથું તદન ઊઘાડું હતું અને તમે તદન બેદ થઈ ગાંડા હોવો તેવા લાગતા હતા. જમાદારે તમારે માટે ડોળી મંગાવી, પણ કોઈબી માણસે તમને પોતાનાં ઘરમાં રાખવાની ના પાડી. તમે બેમારીમાં તરેહવાર બબડતા પડેલા હતા, અને લોકો તમને શયતાન ધારીને તમારેથી દુર નાહસતાં હતાં, પણ તેટલાં આ ભલો ફકીર જે હીઆં રહે છે તેને તમને જોયા અને તે તમને પોતાના રહેવાના મુકામે લાવ્યો. તમારી ઘણીજ સરસ માવજત કરી તથા તમને જાતજાતની દવાઈઓ આપી સારા કર્યા."

"ત્યારે તે સઘલાઓને મારી નાખ્યા?" હરબર્ટને પાછલી બાબદોનો વીચાર આવ્યાથી તે બોલ્યો.

"હા સાહેબ, પણ હવે તેનો વીચાર શું કામ કરો છો? તેથી તમને દુઃખ ઉપજશે તમને તેમ કરવું ન જોઈએ. યાદ રાખજો, કે હવે તો તમારૂં સઘલું સારૂંજ થવાનું છે."

"અફસોસ!" હરબર્ટ બોલ્યો, "મને તેમ કાંઈ લાગતું નથી; પણ જ્યારે ખોદાએ મને તે મોતમાંથી બચાવ્યો છે, અને મારી આવી માંદગીમાં મારી સંભાલ લીધી છે, ત્યારે હવે વધુ આસા રાખવામાં કાંઈ ખોટું નથી."

અને તેણે આસા રાખવાની ચાલુજ રાખી તથા ખરાં દીલથી ખોદાની બંદગી કર્યા કીધી. દહાડે દહાડે તેનામાં શક્તી પણ આવતી ગઈ અને તે ઘરડો ફકીર તેની આગળ બેસી અસલની તરેહવાર વાતો કરી તેનો વખત ગાલવા લાગો. ખરેખરજ આવી રીતે બેસી સાંભલતાં તેના જીવને ઘણો કરાર વલતો હતો.

પણ તેનોબી છેડો આવ્યો. તે એટલું તો ખુશી, એટલું તો શાંત હતું કે લાંબો વખત ટક્યું નહી. એક અઠવાડયા પછી એક વખત જમાદાર, કે જે તેની માંદગીમાં તેનેથી દુરનો દુરજ રહેતો હતો, તે ફકીર સાથ આવ્યો.

"મારા બેટા, જમાદાર તારે માટે કાંઈ ખબર લાવ્યો છે." તે બુજોર્ગ માણસ બોલ્યો. "બીહ ના, તે તુંને કાંઈપણ ઇજા કરશે નહી. નહી, હું તેને તેમ કરવા દેઈશજ નહી. તેણે મને સુલતાનનું કાગલ કે જે થોડો વખત આગમચ આવ્યું હતું તે દેખાડયું છે."

"સાંભળ ફીરંગી!" જાફર સાહેબ બોલ્યો; "શાહ સાહેબ સાક્ષી રેહશે કે હમે તુંને કાંઈપણ ખોટું કરવા માગતા નથી. મારા પાદશાહી શેઠ ફક્ત એટલુંજ જાણવા માગે છે કે પેલો ખજાનો ક્યાં છે."

"શાહ સાહેબ," હરબર્ટ બોલ્યો. "મારૂં બોલવું સાંભળો, અને તમે સાક્ષી રહેજો કે અલ્લાના નામથી કહું છું કે મને તે ખજાનો ક્યાં છે તેની જરાપણ ખબર નથી. જે થોડા ઘણાઓએ બેંગલોરમાં તીજોરી લુટી પોતાની પાસ ખજાનો છુપાવ્યો હતો તેમ મેં તેમજ મારા કેટલાક સાથીઓએ કર્યું

ન હતું. શું તમે માનતા નથી કે હું જાણુને તો મારી જીંદગી બચાવા ખાતર સઘળું કહી દેતે."

"મારા બેટા, તે હું માનું છું પણ"——"કાંઈ લાખ એક રૂપ્યા, અને કીમતી હીરા, પથરો, તેઓએ કેડે દાટ્યા હશે, યાતો નાશ કર્યો હશે, નહી તો બધો ખજાનો જાય જ ક્યાં? દરેક જણુની તપાસ કરવામાં આવી હતી, અને તે અગાઉ જોયું હતું તેના કરતાં અરધુંબી નહી નીકળ્યું."—

"આગમચ જોયું હતું?" તે ફકીર અચરત થઈને બોલ્યો.

"તેની એ આબરૂની વાત તેને પોતાનેજ મોઢે તે બોલે તો બોલવા દેવો," હરબર્ટ બોલ્યો. "હું તેમ કરી એને હલકો પાડીશ નહી, જો કે કાંઈ નહી સમજાએ તેવાં કારણુસર તે મારો દુશમન થઈ પડયો છે."

"તુંને બરાબર ખબર છે કે મને તેમ કરવાનું કારણ મળ્યું છે," જમાદારે હરબર્ટ તરફ ધીક્કાર ભરી નજર ફેરવીને કહ્યું, "પણ વધુ વખત ઓહી આપણે સુર્ખાઈ કરયેછ. આ રહ્યું સુલતાનનું કાગલ, તારે ગમે તો તું ખજાના માટે કહી દે અને નહી તો પાછો બંધીખાનાંમા જા, જો તું કહેશે તો તુંને તરતજ છુટો કરવામાં આવશે, અને તારા પોતાનાં દેશના લોકો આગલ મોકલી દેવામાં આવશે;—ના પાડ, અને જાણુ કે તારો અંત આવેલોજ છે, ચાલ ત્યારે પસંદ કર—હવે એમાં તો કાંઈ તારીપર જુલમ કરવામાં આવ્તો નથી?"

"અફસોસ! ફકત મારી મશકેરી કરવામાં આવે છે." હરબર્ટે દલગીરી ભરેલા અવાજે કહ્યું. "મેં તુંને ઘણી વખત જવાબ આપ્યો છે, અને કદી નહી બની શકે તેવી આશાઓ આપી તું મને વધારે તલસાવે છે. મારા પોતાનાં દેશનાં લોકો—અફસોસ! તેઓને ગનશે તો હું કયે દહાડેનો મરી ગયલો હોઈશ, અને—પણ એવા એવા વીચાર શાના કરવાના? આ પવીત્ર સાક્ષી, આ માયાળુ દોસ્ત આગલ હું તુંને કહું છું કે તું જાણેછ તે શીવાય મારી પાસ બીજો કાંઈ પણ જવાબ નથી."

"ઠીક છે, સાહેબ. તારૂ નસીબ નક્કી થઈ ચુક્યું છે, બેંગલોરનું તારૂ જુનું કેદખાનું તારી વાટ જોએછ, જયાં તારૂ મોત તારે માટે તૈયાર થઈ ઉભું છે."

"હુ ખુશીથી તેને જઈને મલીશ; પણ જ્યાંસુધી મારામાં જીવ હોશે ત્યાંસુધી ઓ ફકીર, તું કે જે મારી મુશકેલીના વખતમાં મારો સાચ્ચો દોસ્ત થઈને રહયો હતો, તેને હમેશ યાદ કરીશ. મારે હીઆંથી ક્યારે જવાનું?"

"કાલેજ" જમાદારે જવાબ દીધો, "જો તારેથી મુસાફરીની જેહમત ખમી શકાતી હોય તો કાલેજ."

"પણ તે ખમવાને શકતીવાન નથી," ફકીર બોલ્યો, "તે હજી નબલો છે. જો વધુ વાર એને હીઆં રાખવામાં કોઈનેબી ઠપકો મલે, તો તે મારે માથે લેવાને હું તૈયાર છું."

"નહી" હરબર્ટ બોલ્યો, "ખરૂં છે કે હું નબલો થઈ ગયો છું. પણ સુલતાનની મરજી મુજબ જ કરવા દેવા મેં અત્યાર આગમચ ઘણી મુશકેલીઓ અને સખતાઈઓ ખમી છે અને મને હીઆં રાખી મારા દોસ્ત, તું ફકત સુલતાનની ખફગી ખેંચી લેશે, તોપણ જ્યારે હું જાઊં ત્યારે મારો વીચાર કરી યાદ રાખજે, કે હમારી જાનવાલાઓબી ઉપકારની કીમત બુજી શકે છે. મારે વાસ્તે તો હું એટલુંજ કહું છું કે જયાં સુધી મારી જીંદગી સલામત હશે ત્યાં સુધી હમેશાં હું તુંને એક ભલા અને સાચ્ચા દોસ્ત તરીકે યાદ કરીશ; અને જો અલ્લાનું કરવું હશે તો આપણે પાછા મલીશું."

"અલ્લાનું કરવું!—યા મુજીબ—યા કબીર—યા મુતા—અલી! ખોદા કરેને આપણે પાછા મલ્યે."

બીજે દહાડે દલગીરીનાં આંસુઓ સાથ તે પોતાના દોસ્ત ફકીરથી છુટો પડયો અને પોતાના ઇંગ્રેજ સાથીની સાથે મુસાફરી શરૂ કરી. ફકીરની સાથની દોસ્તીમાં તેણે તેની પાસથી એક કાગલનો ટુકડો અને કલમ મેલવી હતી અને મદ્રાસના ગવરનરપર તે કોણ છે તથા હજી જીવતો છે તે વીશે થોડીક લાઈનો લખી પેલા ઘરડા ફકીરને આપી હતી, જેણે જ્યારેથી ટક મળે ત્યારે તે ઘટતે ઠેકાણે મોકલી આપવાનું વચન આપ્યું હતું, પણ હરબર્ટને તે બરાબર ઠેકાણે પુગે એવી થોડીજ આશા હતી.

કાંઈ પણ હાક ચટયા વગર તેઓ ત્રણ દહાડામાં બેંગલોર જઈ પુગા. હરબર્ટ ધારતો હતો કે તેને તેની અગાઉનીજ કોટડી તથા થોડી ઘણી વાંચવાની ચોપડીઓ આપવામાં તથા કીલેદાર સાથ વાત કરવા દેવામાં આવશે, પણ તેને હજી વધુ દુ:ખ ખમવાનું હતું, જેનો તેને વીચાર પણ આવી શકે નહી અને જો આવે તો તેથીજ ફકત તે ધ્રુજી જાય.

એવું દીસતું હતું કે સુલતાન હરબર્ટ માટે કાંઈ એક ચોક્કસ ઠેરાવ કરી શકતો ન હતો. એકક પછી એકક હોકમો આપી તે ફેરવી નાખવામાં આવના હતા. છેલ્લો હોકમ બેંગલોરમાં એવો મલ્યો હતો કે હરબર્ટને માઈસોરના એક ઘણાજ એકાંત કીલ્લામાં લઈ જવો, કે જ્યાં તે જીવેછ કે મરેછ તેની કોઈને પણ ખબર પડે નહી, પણ હરબર્ટને આવા આવા ફેરફારોથી કાંઈ પણ લાગતું ન હતું. બેંગલોરમાં થોડા દહાડા રહયા પછી તેને થોડાંક જાડાં કપડાં બે ત્રણ જાડાં બંડુલો, તથા બીજી ઉપ્યોગની ચીજો આપવામાં આવી, અને પાછી તેને મુસાફરી કરવી પડી. તેને જે સૌથી ઘણું લાગ્યું તે એ હતું કે તેના વફાદાર દોસ્ત બોલનનને તેની સાથ જવા દેવામાં ન આવ્યો, તોપણ બેઉ જણાએ પોતાનો હેવાલ લખી એકકને આપ્યો કે જો કોઈબી દહાડો બેમાનું એક પોતાના જાનવાલાઓને જઈ મલે તો તેઓને તે દેખાડે.

હરબર્ટને ઘણા દહાડા વેર મુસાફરી કરવી પડી, જેટલા વખતમાં છેલ્લે સુધી જમાદારે ખજાનો કયાં દાટ્યો છે તે કબુલ કરી દેવા માટે પજવ્યા કર્યો.

અંતે દુરથી તેને પાહડોની બહુ દેવાલ નજર પડી અને જેમ જેમ તેઓ તેની નજદીક જતા ગયા તેમ તેમ તેને તેઓનો દેખાવ ઘણોજ ગંભીર તથા દબદબા ભરેલો દેખાવા લાગ્યો.

અંતે તેઓ એક ખીણુમાં જઈ પુગા, કે જે માઈસોરની સપાટ જમીનથી તે કોઈમબેતુર સુધી લંબાઈ હતી અને

સાંનો જે દેખાવ હરબર્ટની નજરે પડયો, તેથી તેની છાતી ખુશાલીથી ભરાઈ આવી. દુરથી જે પહાડોની લાઈન આવી હતી, તેમાંથી એક અજબ જેવા ઘાટનો પહાડ તેના સાથવાલાઓએ તેને દેખાડયો. જ્યારે તેણે તેનું કારણ પુછયું ત્યારે તેઓએ જવાબ દીધો કે તેને ત્યાં રાખવાનો હતો.

આવીજ જાતનો સુંદર દેખાવ તેઓને દરેક ઠેકાણે મલ્યા કર્યો.

જેમ જેમ તેઓ ઉપર ચહડતા ગયા તેમ તેમ હવા થંડી થતી ગઈ અને નવાઈ જાતના ઝાડો તથા કદી નહી જોયલાં ફુલો તેની નજરે પડયાં. છેલ્લે સરવાલે તેણે થોડાં "ફર્ન" જાતના પાદડાં જોયાં, તેને જોઈ તેનું દેહુ કેવું ખુશાલીથી ધપકયું? અને તેને એક કરતાં વધુ વખત આ પાદડાંઓને ઓલખી પોતાની આંખમાં દાબ્યાં. થોડેક છેટે તેણે એમીનાં માનીતાં વાયોલેત જાતનાં ફુલો જોયાં. આ વખતે તેની ખુશાલીનું કેમ વર્ણન કરી શકાય? તરેહવાર જાતનાં આવાં આવાં ફુલો તથા ફલો, કે જે તેણે પોતાનાં માનીતાં અને વહાલાં દેશમાંજ ફકત જોયાં હતાં, તે તેની નજરે પડયાં, અને તે જોઈ તે પોતાનાં આંસુઓ અટકાવી શકયો નહી, અને તેણે વીચાર કર્યો કે આવીજ લાગણીઓ સાથ તે બીજી દુનિયામાં ચાલી જાય તો તેના જેવું બીજું કોઇ પણ સુખ કહેવાય નહી.

[સાંધણ છે.] આલાં.

## રમુજે ફુરસદ.

"રમુજે ફુરસદ" ના જવાબો બરાબર વખત સર નહી આવતા હોવાથી કોઈ કોઈ વેળા ઘણા અસુરા મળે છે અને ચોપાન્યું છાપવાને અડચણ પડતી હોવાથી તે માટેનું ઈનામ કહાડી નાખી, જે કોઈ બાનુ સહુથી સરસ ઉખ્ખાણું લખી મોકલશે, તેને હવેથી ઈનામ આપવામાં આવશે.

ઈનામ દાખલ એક અતી સરસ પેન્ટ કરેલો **તકીયા યા ગલીચા ભરવા લાયકનો કારડ** આપવામાં આવશે.

રમુજે ફુરસદ મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. શ્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્ખાણું.

ત્રણ અક્ષરની નારી પ્રખ્યાત છે મારૂં નામ,<br>
સર્વેને ખુશી કરવાનું મારૂં છે મોટું કામ.<br>
મારા પેહલા બે બતાવે છે રોશની સદા,<br>
પણ હું પોતે આપું છું રોશની જીયાદા.<br>
અગર મુજનું ધડ કરશો છુટું તમો,<br>
તેની પહનામાં રહીયેચ હરગેજ હમો.<br>
મારૂં પેટ અને ધડ તમો સાથે કરશો,<br>
તો એવી જગયા બનશે જયાં તમો હરશો ફરશો.<br>
પેટ અને પુછડું મારૂં જો સાથે મલશે,<br>
તો હીંદુસ્થાનનું મુખ્ય એક શેહર બનશે.<br>
હવે પ્રીય બેહનો ધીરજથી પારખશો મને,<br>
તો વખત મારો આવશે ત્યારે [illegible] તમને.

તેહમીના.

### ૨—ઉખ્ખાણું.

નીચલા શબ્દોના અર્થ લઈ એવી તગડી બનાવો, કે તે ઉભા અને આડા એક સરખા વંચાય.

૧. મનુષ્ય.<br>
૨. ફોકતનું.<br>
૩. દરીયો.

શીરીન.

### ૩—ઉખ્ખાણું.

એક દીવસે એક ગરીબ સ્ત્રી કેટલાંક પીલાં લઇ બજાર તરફ વેચવા જતી હતી. રસ્તામાં તેણીને એક માણસ મલ્યો; તેણીએ તે માણસને પોતાની પાસનાં પીલાં માહેલાં બરાબર અરધાં, અને બીજું અરધું પીલું કાપ્યા વીના વેચ્યું. આગળ જતાં બીજો માણસ મલ્યો, તેણે પણ બાકી રહેલાંમાંથી બરાબર અરધાં અને બીજું અરધું પીલું મારયા વીના ખરીદયું. ત્રીજો માણસ મલ્યો, તેણે પણ ઉપલા બેની માફક બાકી રહેલાં પીલાં માંહેલાં અરધાં, અને બીજું અરધું કાપ્યા વીના ખરીદયું. આવી રીતે બજારે જઈ પોહચ્યા પેહલાં આ સ્ત્રીએ પોતાની પાસનાં સર્વે પીલાં વેચ્યાં. ત્યારે હવે બેહનો કહો કે તેણી પાસે કુલ કેટલાં હતાં?

G. J. PATEL.

### ૪—ઉખ્ખાણું.

નીચલાં ગુચ્છટાંમાંથી બે જાણીતા કવીના નામો ઉકલાવો.

પરમી હન કાલર.

શીરીન.

### ૫—ઉખ્ખાણું.

છુ હું બે અક્ષરનો એવો એક મરદ<br>
બીહે છે મારેથી સઘલી જગત.<br>
આવી જો હું રહું ઉભો<br>
કદી નહી ફર પાછો ત્યાંથી જુઓ.<br>
શું સ્ત્રી કે શું પુરૂષ, શું પંખેરૂ કે શું જાનવેર<br>
જો લહું હીમતથી તેમની સાથ<br>
તો તેમને છલાં વીના કદી નહી રહુ પછાત.

ગ્રોસીસ કોલીબાઈ જાહગીરશાહ જાલ.

## ખોલાસો ગઈ વેળાનો.

૧. સાસુ, જમાઇ.

૨. પેહલીની ઉમર ૫૦<br>
બીજીની " ૬૨<br>
ત્રીજીની " ૫૬<br>
ચોથીની " ૮૨<br>
[illegible] ૫૦

[illegible] કોરનાં કાટલાં જોઇયે.

૩. ૧, ૨, ૪, ૮, ૧૫ [illegible]ના જે પાસે હોય તે લેવાના.

૪. કાકા મામા કહેવા[illegible]

૫. સુખડ.

આ "શ્રી મિત્ર" મું[illegible] કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને [illegible] [illegible]ઇના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં માટે ફરામજી કાવસજી મેહતાએ છાપ્યું [illegible]


જાહેર, ખબરો.

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળિયું—મે ૧૮૯૨.

સફે.







# સ્ત્રી મિત્ર



STRI MITRA : OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. મે ૧૮૯૨. અંક ૩જો.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

પ્રકરણ ૩૦ મું.

**મનચેરશાહની સ્ટીમર "સુરત"નું શુભ થવું.**



તે દહાડેથી ગુલ આસ્તે આસ્તે વધુ સારી થવા લાગી, અને થોડે થોડે વખતે તેણીને દલગીરી અથવા તો ઘણા વીચારો કરવાથી જે દુઃખ થઈ આવતું હતુ તે નરમ પડયું. હવે વધુ વખત તેણી પોતાનાં સગાંઓથી દુર નહાસવા માંગતી ન હતી, અને જોકે જાઈજી તથા ખોરશેદ તેણીપર હમેશ કરતાં વધુ હેત કરતાં હોવાથી તેણી અજાણ થતી હતી, તે છતાં તેથી તેણી ઘણી ખુશી થતી હતી. પીરોજાનું તો તેણીપર હમેશ હેત હતું. પણ આગમયની માફક તેણીની સાથ વાત કરતાં અને તેણીની ગમતમાં ભાગ લેતાં તેણીને ઘણુ સુખ ઉપજતું હતું. વળી તેણીનાં માશીએણી પાછી તેણીને વાશ્વાસમાં લેવાને વચન આપ્યું હતું. ગરીબ બીચારી ગુલને તેણીનાં માશી સાથ કીધેલી લાંબી વાત પછી ખચ્ચીતજ ઘણી નીરાંત મલી હતી. આ સઘલાં સુખમાં ફકત એકજ ખત્રો હતો અને તે એક રખેને તેણીના માસા જાલ તથા તેણી તરફ દીનબાઈથી જુદીજ આંખે જોય. જાલણી જ્યારે તેણી આગલ આવતો, ત્યારે ખુશ અને સુખી દેખાતો, અને અગાઉ જ્યારે તેણી તેની મુલાકાત માટે બીહતી હતી, ત્યારે હવે તેણી તે માટે ઈંતેજા-રીથી વાત જોતી હતી. મેહરજીભાઈ માસ્તર ગુલ તરફ એક વખત વધારે સખત થવા માટે પોતાને ઠપકો આપતા હતા, અને તેનો ખંગ વાલવા તેવણ તેણીને અવાર નવાર મલવા જઈ બે ચાર દીલાસાના બોલો કહી આવતા હતા.

"અને હવે જ્યારે ગુલને લગતી આપણી ઈંતિજારી પુરી થઈ છે, ત્યારે દીનબાઈ, હવે મારે તમને કહેવું જોઈએ કે તમો તમારી પોતાની વધારે સંભાળ લેવો. તમારા ધણીએ મને પોતાનાં છેલ્લાં કાગળમાં લખ્યું હતુ કે મારે અઠવાડયાંમાં બે ત્રણ વાર તમોને મલવા જવું, અને સઘળું કેમ ચાલે છે તેની ખબર રાખવી, અને હમણાં જો તેવણ તમને જોય તો મને શું કહે?"

"તેવણને થોડીજ ખબર હતી કે તેવણના જવા પછી મને આટલું બધું ખમવું પડશે, અને જ્યારે તેવણને તે સઘલું માલમ પડશે ત્યારે તમોને બદનામ કરશે નહી. હું તમોને ખાત્રી આપું છું કે મારી તનદરોસ્તી તો અગાઉના જેટલીજ સારી છે." (ડાકટરે તેવણનું આ બોલવું સાંભલી પોતાનું માથુ ધુનવ્યું.) "પણ મારી એક ઈંતેજારી હજી તો પુરી થઈ નથી તેટલાં બીજી શરૂ થઈ છે, અને જે દરેક અઠવાડયે વધતીજ જાય છે. મારા ધણીનું કાગળ આ વખતે આવ્યું નથી, ગુલની માંદગી તથા જાલના પાછા ફરવા વીશે અમે જે લખ્યું હતુ તેનો જવાબ જે મહીના દહાડા આગમચનો આવી ચુકવો જોઈએ, તે હજી આવ્યો નથી."

"પણ હમણાની રૂતુ તોફાની હોવાથી તે બાજુ તરફ વાહાણો જવાની હીમત કરતાં ન હશે અને કદાચ તમારૂં કાગળ મનચેરશાહને મલ્યુંજ ન હશે. હું ખરેખર ધારૂં છું કે તે માટે તમને જરાબી ફીકર કરવી ન જોઈએ. આવી જંગલી જગામાંથી વખતસર કાગળ તમને મલતાં હતાં, તે માટે તમને તમારા ચાલાક ધણીનો ઉપકાર માનવો જોઈએ. ખાત્રી રાખજો કે નહી મલતી ખબરો કોઈ વખત મલતી ખબરો કરતાં સારી હોય છે. કદાચ તેવણ તમારે માટે બીહતા હશે અને ફીકરથી જલદીથી પાછાબી આવતા હશે."

"ખોદા કરેને એમ નહી બને! આવી રૂતુમાં દરયામાંથી આવે તેના વીચાર કરતાં તો થોડો વધુ વખત વેર એવણ તરફથી કાગળ નહી આવે તેની ઈંતેજારી ખમાઈ શકાય."

મરચંટ હાલમાં અસલ માફક સઘલું શાંતીથી પસાર થતું હતું, તો જો કે ગુલ હજી નીચે આવતી ન હતી. કુવર ડોસાં તથા કારભારીનાં કામ ઉપર ચોકસી રાખવાનું તેઓના શેઠાણીએ પાછું શરૂ કર્યું હતું, અને ખોરશેદ જાણે તેઓનું બન્યું ન હોય તેમ તેણીની માતાની ગેરહાજરીમાં બજાવેલાં સઘલાં કામો તેવણુને દેખાડવાને તેઓ મગરૂબ થતાં હતાં. આ વેલાએ તે માતાનું હૈયું ખોદા તરફના ઉપકારોની મીઠી લાગણીથી ધપકતું હતું. ગમે તેવાં દીનબાઈ, મેહરજીભાઈ તથા ડાકટર મનચેરશાહ માટે ફીકર કરતાં હતાં, તે છતાં પોતાનાં છોકરાંઓ આગલ ખુશાલ દેખાવ જાલવી રાખી તેઓને ખુશી રાખવાની કોશેશ કરતાં હતાં, કારણ કે છોકરાંઓને પણ એ બાબદસર હવે જરા જરા ફીકર લાગવા માંડી હતી. તેવણુ તેઓને ધીરજ આપતાં કે આવા તોફાની દરયામાં કોઈબી વાહાણવટી પોતાનો તેમજ ઉતારૂઓનો જીવ જોખમમાં નાખવાની હુલડાઇ કરે નહી. આ વીચારથી તેઓ પાતાને દીલાસો દેતાં, પણ વારંવાર તેઓનાં મનમાં તેને લગતા દલગીરી ભરેલા વીચારો તો આવ્યાજ કરતા હતા. ગુલ તથા જાલને મનચેરશાહની ઘણી બીહક હોવા છતાં તેઓ દીનબાઈને એટલાં તો ચાહતાં હતાં, કે પોતાના માસા માટે તેઓ માસીનાં જેટલાંજ ઇંતેજાર હતાં.

જાનેવારીમાં રતુ બદલાઈ ગઈ, તોફાની પવન અપુદરતી શાંતીમાં ફેરવાઈ ગયો. રૂતુના ફેરફારથી માણુસની તનદરોસ્તીમાં પણ થોડી ઘણી અસુખાકારી પંપરાઈ અને ગરીબ બીચારી ગુલનું અસલનું માથું દુખવાનું પાછું શરૂ થયું. મેહરજીભાઈને——માં કાંઈ કામ નીકલી આવ્યું, અને તેવણુ ઓહસ કરીને જાલને પોતાની સાથ લઈ ગયા, કારણ કે જ્યારેબી તેની બેહનની તનદરોસ્તી બીગડતી, સારે તેનો જીવ પણ ઉદાસ થઇ જતો હતો.——જગાપર દરયાને માર્ગે જવાનું હતું. પેહલા થોડા દહાડા વેર સઘલું શાંત હોવાથી જાલની તનદરોસ્તીને ફાયદો થયો. મેહરજીભાઈ બોલ્યા કે એ તો દરયાની સફર કરવાથી તેને વેલાત યાદ આવી ગયલું હોવું જોઈએ, અને તેના વીચારથી તેને ફાયદો થયો હશે. જાલે આ વાત ના પાડી નહી, કારણ કે તે પોતાની ચાલમાં સુધારો કરવા માટે ગમે તેવી પોતાના માસાની ઘર કેળવણીને અગતની ધારતો હતો, તે છતાં વેલાત જઈ સાંથી લશકરનો સરજ્યન થવાની તેની ઉમેદ હજી થંડી પડી ગઈ ન હતી.

ત્રીજે દીવસે હવામાં એકાએક ઘણો ફેરફાર થયલો માલમ પડયો. જાલ અને મેહરજીભાઈ હજુર કીનારાપરજ ફરયા કરતા હતા; પેહલાની અનુભવી આંખ ધીમે ધીમે એક ભયંકાર તોફાન થવાની નીશાની જોતી હતી.

"આ પવન ઘણો કવખતે ફુકે છે," તેણે આસમાનપરનાં વાદલાં તથા દરીઆના ઉછલતા મોજા જે તોફાનની આગાહી આપતા હતા તે મેહરજીભાઈને બતાવતાં કહ્યું, "હું ધારૂં છું કે આજે રાતના એક સખ્ત તોફાન થશે."

"તે અત્યારથીજ શરૂ થયું છે," જેવો એક જબરદસ્ત પવનનો ઝપાટો તેઓની આસપાસ ફરી વલ્યો અને એક ગંજાવર મોજો કીનારાપર આવી અડડયો, તેવાજ તેવણુ બોલ્યા, "જેઓ આ તોફાનમાં સપડાઈ ગયા હોય તેઓપર ખોદા રેહમ કરો!" આમ બોલી તેવણુ વધારે અંદર જઈ ઉભા, જ્યારે જાલ સાંજ ઉસકેરાયલી લાગણીઓ સાથે તપાસ કરતો ઉભો રહયો અને ફકત ઈચ્છતો હતો કે, આવાં તોફાનની મઝાહ ચાખવાને તે દરીઆપર હતે તો કેવું સારૂં.

જેમ જેમ સાંહજ પડતી ગઈ તેમ તેમ તોફાનનું જોર વધતુ ગયું અને અંધારૂં થવા પછી તો એકદમ વધ્યું. પવનના જોરાવર ઝપાટાઓ તોપના ગોલાની માફક અવાજ કરી મોટાં ઝાડોનાં ઝાડો તેના ઠડમાંથી ઉખેડી નાખતા અને છાપરાં પરનાં નલીઆંને ઉડારી મેલતા. વારંવાર થોડે થોડે વખતે કાળાં આકાશપરથી વીજલીના ચમકારાઓ નીકલતા જણાતા હતા. મહાસાગરનાં ઝનુની મોજાઓ મોટા પર્વતો જેટલા ઊંચે જતા હતા અને એવા ભયંકાર અવાજો કરતા હતા કે થોડો વખત સુધી પવનના ઝપાટાનાં અવાજને પણ ઢાંકી નાખતા હતા. તેઓનું હોટેલ, જે દરીઆની નજદીકજ હતું, તેના સુખવાસી ઓરડામાં બેસી વાંચવા અથવા વાત કરવાનું પણ મેહરજીભાઇ તથા જાલને અશકત થઈ પડયું હતું. આસરે અગીઆર વાગે પવન એકાએક ઠંડો પડયો, પણ દરીઆનો જોસ તો જેવોને તેવોજ હતો. તે વેલાનો તેનો દેખાવ જેટલો ભપકાબંધ તેટલોજ દરામણો લાગતો હતો, અને શાંત થવાની કાંઈ પણ નીશાની જણાતી ન હતી. એકાએક દરીઆમાંથી એક મોટો અવાજ સંભલાયો—સાર પછી બીજો અને બીજો સંભલાતોજ ગયો—જે પરથી જણાતું કે કાંઈ ધાસ્તી નજદીક હતી, અને તેથી જાલ એકદમ ઉઠી ઊભો થયો. ફરીથી એક બીજો અવાજ—અને તે હવે વધારે વખત ખમી શકયો નહી. તે ઉતાવલમાં બોલી ઉઠયો, "આએ કાંઈ દુઃખની નીશાનીઓ છે, અને તે નજદીકમાંજ છે! કાંઈ પણ કરવું જોઈએ; બીજાઓને મરી જતા જોઈ મારેથી તો ચુપ બેસી શકાતું નથી? અને કીનારા પર એકદમ ધસી ગયો. તેની પુઠે મેહરજીભાઈ દોડયા, તેવણે ઠેહાવ કીધો હતો કે તેને કાંઈ પણ ઘેલું કામ કરતાં અટકાવવો. આ ભય ભર્યા અવાજથી માછીઓ અને શેહરમાંનાં બીજા લોકોનાં ટોળાં કીનારાપર દોડી આવ્યાં હતાં, અને તોપણુ દરયાનો દેખાવ તે વખત એટલો તો ભયંકાર હતો, કે તેઓની મદદે જવું મુશકેલ લાગતું હતું. એકદમ જાલ ખુશાલ અવાજે આતુરતાથી અને મોટેથી બોલ્યો, "તેઓને બચાવી શકાશે!—એક મજબુત મછવો અને બે સારા હલેસાં મારનારાઓ આવે તો થોડા વખતમાં જઈને પેલી આગબોટમાંના લોકોને બચાવી લાઊં. તમારામાંથી કોણુ," તે માછીઓનાં ટોળાં તરફ ફરીને બોલ્યો, "આ માણુસાઈ કામ પાર ઉતારવામાં મને મદદ કરશે? કોણુની પાસ એવું હીમતવાન દીલ અને શકતીવાલા હાથ છે, અને કોણ તે મને થોડો વખત વાપરવા આપી શકશે?"

"જો માણસને પોતાની જીંદગીની દરકાર હશે, તે તો કદી આપશેજ નહી," એક જણે તણુકાથી જવાબ દીધો, જ્યારે બાકીનાઓ જાલને અરધા ધીક્કાર તથા અરધી વખાણની નજરથી ટીકતા ઉભા. "નાદાન છોકરાઓને બોલવામાં કાંઈ જતું નથી, અને અલબત જવાન ખભાંપર ઘરડાં • માથાંની તો આપણે આસા રાખી શકયેજ નહી. મારી રજાથી હું એકુબી મછવાને આ કીનારાપરથી જવા દઈશ નહી; એ તો હાથે કરીને ખુન કરવા જેવું થાય."

"હું કહું છું કે મારા જીવને જોખમેબી આ કામ માથે લેવાને હું તૈયાર છું," જાલે ઉસકેરાઈ આવીને કહ્યું, "શું હું આટલા બહાદુર ખલાસીઓ સાથ વાત કરૂં છું, અને તેઓ આટલા સાથથી બીહી જાય છે? મને ફક્ત એક મછવો આપો અને હું પોતે એખલો જઈશ, અને જ્યારે તમો પોતાને કોઇ બીજી વખત મદદની જરૂર પડે, ત્યારે ખોદા તમારે માટે કોઈ મદદ કરનાર મોકલે. આવા દરયામાં જઈ શકે તેવો કોઈ મને મછવો આપો, અને તે આપનારને હું સારૂં ઈનામ આપીશ. જો ત્યાં જવામાં એટલો બધો જોખમ હોય, તો હું તેમાં ભાગ લેવાને કોઈને પુછતો નથી. મારી જીંદગી મારી પોતાની છે, અને તે હુ જોખમમાં નાખીશ."

જાલનો પટલો બાંધો, તેનો છોકરવન દેખાવ, તેની આસપાસ ઉભેલાઓના તરેહવાર જાતના ચેહરા તથા બીજો આસપાસનો દેખાવ, એક ચીતારાની પીછીને જેબ આપે તેવો હતો. મેહરજીભાઈએ સઘલું જોયું, પણ તેવણે તે દેખાવની ખુબસુરતીપર કાંઈ પણ ધ્યાન આપ્યું નહી. તેવણનું ધ્યાન તો બીજાં કશાંમાં રોકાયલું હતું.

"નહી નહી, શેઠ તમે એખલા જશો નહી. મારાં કાંઈ મા બાપ યા તો ભાઈ બેહન, યા તો બઈરાં છોકરાં નથી, કે જેઓ મારે માટે પછવાડે રડે, જેથી તમારા કરતાં મારી જીંદગી ઘણી ઓછી કીમતી છે અને જ્યારે તમે તેને આવી રીતે જોખમમાં નાખો, ત્યારે હું કાંય નહી નાખું?" એક બહાદુર માછીમાર બોલી ઉઠયો. જાલે તેનો હાથ પકડી તેનો મછવો જલદીથી લાવવાને તેને કાલાવાલા કર્યા, કારણ કે વખત ગુમાવવાનું ઠીક ન હતું. આ જવાન માણસનો દાખલો પકડી એક બીજો બુઢો માણસ જલદીથી બહાર નીકલ્યો અને બોલ્યો કે પેલા જવાને તેને તેની ફરજ બજાવવાનાં સીખવ્યો હતો.

"અરે ખોદા! એ લોકો શું કહે છે?" જેવો તેનો સાથી પોતાનો મછવો બરાબર સલામત જગા આગલ લાવવા માટે કીનારા તરફ દોડયો, તેવોજ જાલ બોલી ઉઠયો, અને એક અફવા લોકોનાં ટોલાંમાંથી સંભલાઇ; પણ તે કયાંથી શરૂ થઇ હતી તે કહેવું મુશકેલ હતું. "સુરત–કપતાન હેનરી–મારા માસાની સ્ટીમર?–અને તેવણ તો અંદરજ હોવા જોઈએ—એ સ્ટીમર એવણને લીધા વગર ઉપડી તો નહીજ હોય. આએ અફવાનો પાયો શું હશે? ખોદાને ખાતર મને કોઈ જણાવો?"

પણ નીચલી હકીકત શીવાય બીજું વધારે કોઈ કાંઈપણ કહી શકયું નહી. એક વહાણ જે તોફાન થવાની થોડાજ વખત આગમજ બંદરમાં દાખલ થયું હતું, તેણે "સુરત" સ્ટીમરને વીસ માઈલ દુર જોઈ હતી. તે એવી તો દુઃખભરી હાલતમાં હતી, કે થોડા વખતમાં તેનો છેડો આવી રહેવાની ધાસ્તી રહેતી હતી. જાલનાં મોહડાંમાંથી એક શબ્દ પણ નીકલ્યો નહી. એક પલ સુધી તે એક પુતલાં મીસાલ ઉભેલો પુની જેવો ઉભો રહયો. મેહરજીભાઈ જેવણને આ અફવા સાંભલવાથી અત્યંત દુઃખ થતું હતું, તેવણ એકદમ તેની આગલ દોડી ગયા અને તેનો હાથ પકડી ગમગીન અવાજે બોલ્યાઃ—

"જાલ, મારા ગરીબ છોકરા, શું તું તારીબી જીંદગી જોખમમાં નાખવા માંગે છે? બેટા–બેટા–અરે એ તો ઘણું ભયંકાર છે!"

"મને તેવણને ફક્ત બચાવવાજ દેવો, અને તેમ કરતાં જો હું મરીબી જાઉં તો તે મોત કાંઈ સારાં કામમાંજ નીપજેલું ગણાશે. દીનબાઈ માસીને કહેજો કે હું જાણું છું કે તેવણ મારી ગરીબ ગુલને દીલાસો આપશે; અને જે છોકરાને તેવણે મોહતના કરતાંબી વધારે કંગાલ દુઃખમાંથી બચાવ્યો છે, તેણે તેવણના વરને બચાવવા માટે જેટલું બન્યું તેટલું કીધું છે. અને હું જો તેમાં નીપફલ થાઊં તો—" તેનું હૈયું ભરાઈ આવ્યાથી તે થોભ્યો, પણ પછી બોલ્યો—"આએ ગુલને આપજો, અને આએબી," આમ કહી તેણે પોતાનાં બાલનું એક ગુછલું છરી વટે કાપ્યું અને તે તથા પોતાનું ઘડીઆલ મેહરજીભાઈના ધ્રુજતા હાથમાં મુકયું, "અને હવે મારા મિત્ર, ખોદા તમુને સલામત અને સુખી રાખે!" આમ બોલી તે એક પલવાર તેવણના હાથમાં જઈ પડયો, તેવણને કોટી કીધી, અને પછી વીજલી મીસાલ કીનારા તરફ દોડી જઈ બોટમાં કુદી બેઠો, કે જે એક મગતરાં મીસાલ પાણી પર ઝોકા ખાતી હતી. તેને ત્યાંથી હંકારી લઈ જતાં ઘણો વખત લાગ્યો, જાણે કે મોજાઓએ તેને આગળ જવાજ નહી દેવાનો ઠેરાવ કીધો હોય તેમ લાગતું હતું. પણ અંતે તેઓ ત્યાંથી ઉપડયા. કોઈ કોઈ વાર જાણે તેઓ એક પર્વતના જેવા મોટા મોજાપર સ્વારી કરતા હોય અને બીજીજ પળે નીચેનાં ઊંડા ગારમાં પડી ટુકડે ટુકડા થઈ જવાનાં હોય તેવું દીસતું હતું. કોઈ વેળા પાણીની મોટી દેવાલોથી ઘેરાયલા એક ઊંડા ખોદમાં ગરક થઈ જવાની ધાસ્તીમાં આવી પડતા હતા, પણ આ સઘલાંની તેઓએ કાંઈ પણ દરકાર કીધી નહી. ઘણી અજાએબી તો એ લાગતી હતી કે એક મછવો આવા દરીઆમાં તકીજ કેમ શકયો? અને પેલો ઘરડો માછી હંમેશાં કહેતો આવ્યો હતો તેમ તેનાં સુકાન આગળ જાલની સાથે કોઈ ફરેસ્તો જ્યાં સુધી બેઠો નહી હોય, ત્યાં સુધી કોઈપણ આદમીનો હાથ તેઓને સલામત રાખી શકે નહી. જો કોઈ પણ ફરેસ્તાએ તેઓને બચાવ્યા હોય તો તે વેલાનો તેનાં (જાલનાં) મનમાંનો એકજ પવીત્ર વીચાર, એક ખરાં દીલની

બંદગી હતી; કે તે પોતે તે વહાલાં ઘરમાંથી મોહત અને આફત દુર કરનારૂં હથીઆર થઈ પડે, કે જે ઘરમાં તેની ભુલો અને વાંકોને પ્યાર અને માફીથી છુતી લેવામાં આવતા હતાં.

બની શકે એટલી જેહમતથી (અને તે એટલી તો હતી કે મજબુતમાં મજબુત માણસોના ચેહરા અને હાથોપરથી પરસેવાના ઝરા વેહતા હતા. જાલ તો તદન થાકીને લુસ થઈ ગયો હતો) કીનારો છોડયા પછી બરાબર એક કલાકે તેઓ સ્ટીમર આગલ જઈ પુગા. હવે બંદુકનો અવાજ આવતો બંધ પડયો હતો, કારણ કે કીનારાપરની રોશનીથી તેઓની મદદ માટે આવતો મછવો તેઓએ જોયો હતો અને ફાનુસની રોશનીથી તે કેટલી ઝડપથી આવતો હતો તે તપાસતાં હતાં.

મછવો ત્યાં પુગા પછી જાલ તો તદન થાકીને મછવાની બાજુપર બેસી ગયો, જ્યારે ઘરડા માછીમારે સ્ટીમરપરનાં લોકોને જરૂર જોગા સવાલો કીધા અને તેના જવાબથી જાલ ચોંકીને ઉઠયો. તે જવાબો નીચે મુજબ હતા:—

"સ્ટીમર સુરત—મુંબઈ તરફ જતી—તેનો માલેક મનચેરશાહ મરચંટ—હાલ સ્ટીમરપરનો એક ઉતારૂ—ખલાસી સુધાં નવ."

"ચાલો આપણે બધાં અંદર જઈએ, આ તો કેપટન હાર્વેનો અવાજ છે, હું સરત બકું છું કે તેજ છે. જે બુમ હતી તે ખરીજ હતી."

"હા," ઘરડા માછીમારે જવાબ દીધો, "અમે સૌ તો અમારાં ઘર આગલ મરવાની આશા રાખતાં હતાં, પણ હવે તો મનચેરશાહ શેઠ, જ્યાં સુધી અમે તમુને બચાવશું નહી, ત્યાં સુધી ખસવાના નથી."

તેનો સાથી કાંઈબી જવાબ આપ્યા વગર મછવામાં કુદી પડયો, અને ત્યાં મુકેલા એક બાજટપર બેસી ગયો તથા પોતાનાં મોઢાં આસપાસ દગલો વીતાદયો. તેઓની આસપાસનો ભય હજી તદન દુર થયો ન હતો, અને આવે વખતે તેવણુને પોતાના ઘરના વીચારથી ઘણું લાગતું હતું. સુરતપરના સઘલા ખલાસીઓ એક પછી એક ઉતરી પડયા અને કેપટન હાર્વે સૌથી છેલ્લો ઉતર્યો. જેવો તે નીચે ઉતર્યો કે એક લોઢાંનો મોટો સળ્યો તેની જગાપરથી ખીસી ગયો, અને જાલ, કે જે ઉભો રહી કેપટન હાર્વે સંભાલથી ઉતરે છે કે નહી તે તપાસતો હતો, તેના કપાલપર જોસથી વાગ્યો. તેના કપાલપરથી લોહી તેના ગાલપર તીપાઈ પડયું, તોબી તે દુઃખથી દબી જાએ તેવો માણસ ન હતો. તે મછવાની પછવાડેના ભાગપર જઈને મુગો મુગો ઉભો, અને જ્યારે જરૂર પડે અને હંકાલનારાઓને કાંઈ હોકમ આપવાના હોય, ત્યારેજ પોતાનું મોહું ઊઘાડતો હતો. તેઓ થોડુંક આગલ ચાલ્યાં નહી, તેટલાં દરયાના પાણી જાણે ઉકલીને ઉપર આવતાં હોય તેવું લાગ્યું, અને મછવાને ઊંધો વલતાં બચાવવા જાલને પોતાનું સઘલુ જોર તથા હુશયારી વાપડવી પડી. થોડા વખતમાં તેઓને તેનું કારણ માલમ પડયું અને તે જોઈ દરેક જણનું દીલ ધ્રુજ્યું, કારણ કે તે સ્ટીમર સુરત દરયાંની અંદર ડુબી ગઈ હતી, અને આવી મોટી ચીજના ડુબવાથી પાણીની અંદર ઉપલો ફેરફાર થયો હતો. આ વેલાએ ત્યાં ગંભીર ચુપકીદી પથરાઈ હતી. દરેક આદમીનું હૈયું ઉપકારની લાગણીથી ઉભાતું હતું, મુખ્ય કરી એક આદમીનું, કે જે પેહલો ઘભરાટ પુરો થયા પછી સુકાન આગલ બેઠેલા એક છોકરવંન આકારને અજાયબી અને વખાણુની નજરથી તીકતો હતો. તેનો અવાજ તદન અજાણ્યો હતો; અને તેનો ચેહરો ઝાંખી રોશનીને લીધે તે બરાબર રીતે પીછાણી શકયો નહી.

કીનારાપર લોકોનાં ટોળાં વધતાં જતાં હતાં, અને મછવાની પાછી ફરવાની ઘણી આતુરતાથી રાહ જોતાં હતાં, પણ તેને તો થોડીક પલો સુધી મોટા દરયાએ છુપાવી રાખ્યો હતો, અને મેહરજીભાઈ, જેવણુ આ બે લાંબા કલાકો સુધી કીનારાપર હેમત ખાઈ ઉભા રહયા હતા, તેવણ મોટેથી વીલાપ કરતા સંભલાતા હતા; ફરીથી તે મછવો દીસ્યો, મોજાઓ સાથે ભય ભરેલી ઝડપમાં તે વધારે અને વધારે નજદીક નજદીક ઘસડાઈ આવતો હતો. તેવણે ધાર્યું કે પોતાના દોસ્તનો આકાર તેવણુ પીછાણી શકતા હતા; તેવણુની ખાત્રી હતી કે જાલનો અવાજ તેવણુ સાંભલી શકતા હતા. તે કેઇ બાજુએ ઉતરવું તે વીશેનો હુકમ આપતો તથા રસ્તો બતાવતો હતો. તેઓ કીનારેથી આસરે એક દજન વારને છેટે હતા, પણ હજુર ખુશાલી અથવા મુબારકબાદીના અવાજ સંભલાતા ન હતા. દરેક આંખ જાણે ધાસ્તીથી થંભ થઈ ગઈ હોય તેમ દુરના એક મોજા તરફ ટીકતી હતી. તે મોજો જેમ જેમ આગલ આવતો તેમ તેમ કદમાં અને જુસ્સામાં વધતો જતો હતો. તે મછવાની નજદીક આવી પહોંચ્યો અને ઘણાં જોસથી તેને અઠડયો. મછવો વધારે વખત દીસ્યો નહી; અને કીનારાની નજદીક અને દુર એક ઝનુની અને ભયભીત ચીચારી સંભલાઈ.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

**લાડકાં છોકરાં**—લાડકાં કહેવાતાં છોકરાં કરતાં દુનિયામાં વધારે જુલમી થોડાંજ હશે. મા બાપ, કે જે ઘણી બાબદોમાં ચઢતાં હોય, તે તેઓના ગુલામો થઈ જાયે છે. તેઓને માટે દરેક ચીજનો ભોગ આપે છે અને તેના બદલામાં કાંઇ પણ ચીજ તેમને જોઇતી નથી. આ પ્રમાણે છોકરાં દરેક ચીજ લેવાની આસા રાખે છે અને કાંઇ પણ પાછું વાલી આપવાની દરકાર કરતાં નથી. એખલપેટાં થવાની ટેવ તેઓમાં મજબુટ થાયે છે, અને બીજાને સુખી કરવાની શકતી તેઓમાં ખીલતી નથી, અને રફતે રફતે પોતાની મલાઇ પણ ખોહી દે છે. મા બાપની તેમજ છોકરાંની જીંદગી તથા સુખ બેવકુફ લાડથી નાશ પામે છે, જ્યારે ડહાપણથી તે બંને ખીલવી શકાય છે.

---

**માસ્તર**—આ તમો માંહેથી કોણે હમણાં ચેડાં કહાડયાં?

**છોકરાઓ**—(બધા સાથે) જાલ મેહેતાએ સાહેબ.

**માસ્તર**—ત્યારે તમે છ છોકરાઓ ફતકા ખાવા માટે બાહેર ઊભા થાવો. તમે જ્યારે જાલ મેહતાને ચેડાં કહાડતાં જોયો ત્યારે તમારૂં ધ્યાન લેશનમાં નહી હોવું જોઈએ.

# દુનિયાને મનથી મુવેલો.

૧



મને હમેશાં કોઈ જીવતો દાટી દે તે માટેની અજાયબ અને નહી સમજી શકાય એવી ધાસ્તી લાગયા કરતી હતી. તે કેમ પેદા થઈ હતી તે હું કહી શકતો નથી, પણ એટલું તો ચોકસ છે કે તે ભય એટલી હદ વેર વધી ગયો, કે મેં મારાં સગાં વહાલાંઓની પાસે મજબુત વચન લીધું કે મારા મરી જવા પછી મારાં "કોફીન" ને ખીલા મારી બંધ નહી કરતાં અમથુંજ ઢાંકવું. મારા આવા અજાયબ જેવા ખ્યાલ માટે મારા દોસ્તો મને હસ્તા હતા, પણ તેની મેં કાંઈ દરકાર કરી નહી; બસ તેઓ પોતાનું વચન બરોબર રીતે પાળે એજ મને જોઈતુ હતું. હું જલદી મરી જવશ એવી કાંઈ મને ધાસ્તી હતી નહી. નહી, હું ઘણોજ તંદરોસ્ત અને મજબુત હતો અને વળી મારી ઉમર ફક્ત પચીસ વરસની હતી.

હમારૂં કુટુંબ સારાં ખાનદાનનું અને દોલતમંદ હતું અને હું વડા દીકરા તરીકે કેટલીક જમીનનો વારેસ હતો. હું મારા કાકાની છોકરી લેટીસ સાથે અદરાયલો હતો અને થોડા મહીનામાં હમો પરણનાર હતાં, પણ એકજ જણું મને હેરાન કરતો હતો, અને તે મારો ભાઈ સીરીલ હતો. તે મારાં કરતાં એક વરસ નાનો હતો અને તે વારેસ થતો રહી ગયો, તેથી પોતાને મનથી બહુ ખીજવાતો હતો. તે પોતાની અદેખાઈ અને ધીક્કાર ઘણી રીતે દેખાડતો હતો, અને વળી તે લેતીસની ઉપર પણ મોહીત હતો. પણ તેણી તેની તરફ ઘણી નાખુશપણે જોતી હતી, અને પોતાનો હાથ ફક્ત મનેજ આપવાને કબુલ થઈ હતી. આથી તેનો ગુસ્સો બેવડો વધી ગયો અને હું જાણતો હતો કે જેટલો તે મારી અદેખાઈ કરતો હતો, તેટલોજ મને ધીક્કારતો પણ હતો. મેં ફરીથી અને ફરીથી દોસ્તી કરવાને યત્ન કરી, પણ સઘળું ફોકત, જેથી હમણા હમો એકમેક તરફ ઊંચે મોહડે હતા.

૨

એક દીવસે હું મારા ઓરડામાં વાંચવા બેઠો હતો, જ્યારે મને અજાયબ જેવી સુસ્તી લાગવા માંડી; મારૂં માથું ફરવા લાગું અને હું કાંઈ જોઈ શકયો નહી. આ એક લાંબી અને કંટાળા ભરી માંદગીની શરૂઆત હતી. ડાકટરો કહેવા લાગયા કે ઘણી મેહનતનું આ પરીણામ હતું; મારા અભ્યાસ પછવાડે હું રાત દીવસ ગુંટાયલો રહેવાથી મગજ ઉપર એકેદમ બોજો થયો હતો અને આસ્તે આસ્તે તે વધ્યું ગયું હતું. એવી રીતે સાત અઠવાડયાં તુલીક હું ભયંકર માંદગીમાં પડયો હતો, પણ એથી વધારે ખરાબી તો હજુર પછી થઈ હતી.

મારી માંદગીની એક નીશાન તદન તાજગી વીનાની ભર ઊંઘ હતી—ઊંઘ, કે જેણે મને જેટલું નુકશાન કર્યું, તેટલુંજ સારૂં પણ કર્યું હતું. આવી વેલાએ હું અરધી ઊંઘરેતી હાલતમાં મારી આસપાસ થતો ઘોંઘાત સાંભલી શકતો, અને તોપણ મને સ્વપનાઓ અજાયબ જેવા આવતા હતા. કોઈ વેલા એવી સ્થીતીમાં હું આખો દીવસ પડી રહેતો, અને જ્યારે જાગરૂત થતો, ત્યારે મને નબલાઈ તથા બેચેની અગાઊ કરતાં વધારે લાગતી. મારાં માય મારી માવજત કરતાં હતાં અને તેમાં તેવણને મોટી મદદ મારી ભવીષની બાયડી લેટીસ આપતી હતી.

ત્યાર પછી જીંદગીમાં મલેલો ભયભીત અનુભવ શરૂ થયો, કે જેની યાદજ ફક્ત મારાં આખાં દીલમાં ધ્રુજરાં છોડવાને બસ છે. હું એક વેલા મારી અડધી જાગરૂત ઊંઘમાં પડયો, કે જ્યારે હું હાલી યા બોલી શકવાને તદનજ અશક્ત થઈ ગયો, અને તોપણ મારી આસપાસ શું થતું હતું તે બરોબર સમજી શકતો હતો. આવી હાલતમાં હું પંદર કલાક પડી રહયો, જેથી મારાં સગાંઓ ધભરાતમાં પડયાં. અને ડાકટરને બોલાવવા મોકલ્યો. હું તે બધું સાંભલતો હતો.

ડાકટર આવ્યો અને કહ્યું કે હું કદાચ એક બે કલાકમાં ઉઠીશ, અને જો તેમ નહી થાય તો તેને પાછો બોલાવવા મોકલવો. મને પોતાને પણ ધભરાત થવા લાગ્યો, અને જે શકતી મને આટલી મજબુત પકડી રહી હતી, તે માહેથી છુટો થવાની ઘણી તજવીજ કરી, પણ ફોકટ. મને હમણાં ખબર છે કે મેં હાલવાની કાંઈ પણ નીશાન કરી નહી હતી, પણ અંદરથી જાગૃત થવાની બહુ મેહનત કરી હતી.

કલાકો પસાર થવા લાગ્યા; મારાં બીછાણા આસપાસ ઘણાં જણ ચોકી કરવા બેઠા હતા. ડાકટરો આવતા જતા હતા. હું મારાં માયનો તથા મારી લેતીસનો રડવાનો અવાજ સાંભલતો હતો અને તોપણ હું સ્થીર, દેખાઈતી રીતે બેસુધ, મારાં બીછાનાપર પડી રહયો.

એક અઠવાડયાં તુલીક આવી રીતે હું રહયો. મારાં બીછાણા આસપાસ ડાકટરોને મેં બોલતા અને મારા આવા અજાયબ જેવા 'કેસ' માટે અટકલો કરતા સાંભલ્યાં. તેઓના કહેલા કેટલાક બોલોથી મારૂં હૈયું ધાસ્તીનું માર્યું ધબકવા લાગ્યું.

"હું બસ ઉઠું! અરે ખુદા મને જરાક જાગ્રત કર!" આ પ્રમાણેની મારી આજીજી હતી, પણ મારા મોઢાંમાંથી એક પણ બોલ નીકળી શકયો નહી. જાણે એક મુરદાંમાં જીવ કેદ થયો હોય અને માણુસાઈ મદદ અને મુક્તી સામે બંધ પડયો હોય, એવી મારી હાલત હતી.

જ્યારે લેતીસ મારી નજદીક આવી મારી ઉપર વાંકી વળી, ત્યારે તેણીનો ગરમ દમ તથા તેણીની આંખોમાંથી પડતાં ગમગીનીનાં આંસુઓ મારા ગોડાંપર મને લાગ્યાં, અને હું તેણીની વાહાલી હાજરીથી વાકેફ હતો એવું દેખાડવાને ઘણુંએ ફાંફાં માર્યાં, પણ બધું વગર ફોકટનું; કોઇ પણ મને મદદ કરી શકતું ન હતું—જેઓ મને સૌથી વધારે ચાહતાં હતાં તેઓ પણ નહી.

આવી રીતે દહાડાઓ પસાર થયા—ભયંકર દહાડાઓ કે જ્યારે જીંદગી એક જીવતાં મોહત જેવી હતી; અને કલાકો લાંબા અને નીર્દય લાગતા હતા. ડાકટરો મને પ્રવાહી ખો-

રાક આપતા, કે જે મારા હોયો વચ્ચેથી નામતા હતા, અને તે ખોરાકને હું ખરેખર ધીક્કારતો, કે જેથી આવી ત્રાસદાયક જીંદગી ટુકી થવાને બદલે વધતી હતી. જ્યારે અઠવાડયાંઓ વહી જવા લાગ્યાં, અને હું ઉઠયોજ નહી ત્યારે ડાકટરો વધારે અને વધારે ગુચવાડામાં પડયા અને મેં તેઓને બોલતાં સાંભલ્યા કે ઘણું કરીને આસ્તે આસ્તે નબલો થઈ છેલ્લે સરવાલે મોહતને આધીન થઇશ. હું આ બધું સાંભળતો હતો તે તેઓ જાણી શકયા નહી. તેઓના બોલો કેટલા ક્રૂર અને ભયંકર મારા કાનપર પડતા તે તેઓ સમજી શકયા નહી. હું જીવતો હોઊ તે છતાં તેઓ મને મુવેલો સમજે તો શું કરૂં? મારાં સગાં વાહલાંઓ મને દાટવાને લગતું તેઓનું વચન પાળવાને ભુલી જાય તો. અરે! આ બધો વીચાર કરવાનું ઘણુંજ ભયભીત હતું; અને તો પણ હું એક પણ બોલ બોલવાની શકતી ધરાવ્યા વીના પડી રહયો હતો; એકલો અને બીધેલો કોઈની પણ મદદ અને દીલાસાથી દુર થઈ પડયો હતો. કોઈ માણસ એથી વધારે ખમી શકે અને તેનું માથું ઠેકાંણે રહે? હું ધારૂંછું કે નહી.

૩

ત્રણ મહીનાઓ વીતી ગયા, અને હું હજુર તેજ હાલતમાં પડી રહયો, અને ત્યાર પછી મારાં દુઃખી દીલને વધારે સંતાપવા મારો ભાઈ સીરીલ આવી લાગયો. તે મારા ઓરડામાં મને જોવા વારંવાર આવતો. હું જાણતો હતો કે તે મારી મોહતની કેવી આતુરતાથી રાહ જોતો હતો અને તેથી તેને કેટલો ફાયદો થવાનો હતો. તે વારેસ થશે અને પછી પોતાની ધણીયાંણી દાખલ લેતીસને જીતી શકશે.

કોઈ વેલા જ્યારે લેટીસ એકલી મારા બીછાણા આગલ ચોકી કરતી ત્યારે તે ઓરડામાં આવતો, અને ત્યારે તેની કપટી વાત હું સાંભળતો—જાણે કેટલોક દલગીર હોય તેવા ઢોંગ કરતો તથા હુ ફરીથી બોલી યા ઉઠી નહી શકીશ એવી ખાતરી આપતો.

પેહલાં લેટીસ દુઃખથી રડતી હતી, પણ જેમ દીવસો વહી જવા લાગયા, તેમ તેણી ઓછી ગમગીન લાગી, અને બનતા બનાવને આધીન થતી હોય એવું લાગ્યું, અને વળી મારા ભાઈની મારાં બીછાણા આગળની મુલાકાતને ખુશીથી ઉતેજણ આપતી હતી. મારાં માથ ખુદાં હતાં અને આંખે બરોબર દીસ્તું નહી હોવાથી તેવણ જેમ હું બીછાણે પડયો પડયો તેની લુચ્ચાઈ જોઈ શકતો હતો, તેમ તેવણ જોઈ શકતાં હતાં નહી. તે મુલાકાત વધારે અને વધારે થવા લાગી, મને એવું લાગતું કે એકદમ ઉઠી એને ઓરડામાંથી મારી બાહેર કહાડું અને તેના જુઠા બોલો એનાજ ગલાંમાં દાબી નાખું.

એક દીવસે મારા ભાય ઓરડામાંથી બાહેર ગયા, અને લેટીસ બારી નજદીક સીવવા બેઠી. અરે ખુદા! મારી કેટલી નજદીક અને હું તેને જોઈ શકતો નહી—તેણી આગળ બોલી શકતો નહી; પણ ફકત ભયંકર જીવતાં મોહતમાં ત્યાં પડી રહેવું પડયું. થોડા વખતમાં સીરીલ આવ્યો અને ધીમા અવાજે તેણીને સલામ કરી. તે વળી મારાં બીછાણા આગળ આવ્યો અને મારી ઉપર વાંકો વલ્યો. તેનો દમ મારા મોહડાંપર લાગ્યો અને મારૂં હેયું ધબકવા લાગ્યું. અગાઊનાં કરતાં છાતીના ધબકારા નબલા લાગવાથી તે પોતાની ખુશી દાબી શકયો નહી. "એ લગભગ જતો રહયોચ, લેટીસ, અને આવી ખરાબ અવસ્થામાં એ જીવે એવું આપણે કેમ માંગી શકયે? હવે તો એનો છુટકારો થાય તેથી આપણે ખુશી થવું જોઈયે."

"ત્યારે શું એવણ પાછા કદી હુશીયાર થશે નહી, એમ ધારોચ કે સીરીલ?" દલગીરી ભર્યા અવાજે લેટીસે પુછયું.

"નહી ડીયર, કદી નહી! હું પેહલેથીજ જાણતો હતો; શું તું એને જીવતો થવાને ઈચ્છેચ? લેટીસ—તું કે જેને આવી રીતની હાલતમાં એને પાંચ મહીના તલીક જોયોછ તે."

મેં તેણીના જવાબને માટે સાંભલ્યું, પણ જાણે આંસુઓ પડતાં હોય તેવું લાગ્યું.

"નહી એવી રીતે એવણને જીવાડવા હું માંગતી નથી, એવણ મારે મનથી કેટલો લાંબો વખત થયો મરીજ ગયાચ. અરે! કેટલો લાંબો વખત થયો."

"હા, ડીયર, એટલા લાંબા વખતનો" મારા ભાઈએ જવાબ દીધો "કે તું એની સાથ અદરાયલી હતી એબી ભુલાઈ ગયુંચ. હવે તું મને કબુલ કરશે? હું તુંને હમેશાં ચાહતો આવ્યોચ."

તેણી, કે જે મારી ધણીયાંણી થવાની હતી, તેની તરફથી કાંઈ પણ જવાબ મલ્યો નહી. નહી, ફકત આસુંઓજ, કે જે વેલા સીરીલ તેણીને દીલાસો દેતો હતો.

તે તેણીનો પ્યાર જીતી જવા માંગેચ, લુચ્ચો દગાખોર. જ્યારે હજુર તો મારી છાતીમાં દમ બંધાબી થયો નથી; અને તેણી, અફસોસ!—અરે લેટીસ, મારી તરફ વફાદાર રહેજે! વફાદાર રહેજે!

આવી રીતની આજીજી હું ખરાં જીગરથી કરતો હતો, પણ મારા હોયો કાંઈ પણ અવાજ કરતા નહી, અને મારૂં ગરીબ, દુઃખી, અરેખું હયું અગાઉનીજ માફક ચુપકીદીથીજ ખમવા લાગ્યું.

૪

ત્યાર પછી એક દહાડો એવો આવ્યો કે જ્યારે ડાકટરો કલાકો વેર મારી ઉપર વાંકા વળી ઘણી બારીકીથી તપાસવા લાગ્યા; અને એવી રીતનું મત આપ્યું કે હું મરણ પામ્યો હતો.

મેં તેઓને સાથે તકરાર કરતાં સાંભલ્યા અને હું તેઓની માફકજ જીવતો છું અને તેઓની વાત સઘલી સાંભલું છું—વાત જેણે મને લગભગ ઘેલો કરી મુકયો હતો—એમ કહેવાને મેં ઘણીબી જબરદસ્ત કોશેશ કરી, પણ નહી, બોલો મારા મોહડાંમાં આવી શકયાજ નહી. તેઓએ મારાં ભાય આગળ કહ્યું કે બધી આશા હવે જતી રહી અને અંતે હું ખરેખર મરણ પામ્યો. તેણી ત્રણ મહીનાની વાતપર આ સાંભલતે તે કરતાં વધારે ધીરજથી હમણાં સાંભલ્યું. ગરીબ બીચારાં

માય! તેવણુની છાતીમાંથી આસા તો કેટલું અગાઉની જતી રહી હતી. તેવણુ રડયાં, અને મારા થંભ દીલપર વાંકા વળી મારા હાથે ચુમ્યા, અને આવાં માયની આગળ પણ હું જીવતો છું એવી નીશાન કરી શકયો નહી, અને ત્યાર પછી મારી લેટીસ આવી અને મારી છાતીપર ફુલો મુકયાં અને ગોઠવતી વેલા તેની ઉપર આંસુઓ વરસાવતી ગઈ, અને મારા કપાલપર પવીત્ર મધુર ચુમીઓ મેલી ગઈ. મારી છાતીપર અલગાં પડેલાં ફુલોનો પમરાત મને આવતો હતો, અને તે લીલીનો ખુસબો હું પારખી શકતો હતો. તેણી મારી બાજુએ ઘણોક વાર ચોખી. એટલો બધો વખત કે અંતે કોઈ તેણીને ઓરડામાંથી લઈ ગયું. મેં એક અવાજને તેણીને આટલો બધો વીલાપ કરવા માટે ધમકાવતો સાંભલ્યો, અને તે અવાજ મારા ભાઇ સીરીલનો હતો. ત્યાર પછી તે એકલો મારા બીછાણા નજદીક આવ્યો.

"છેલ્લે સરવાલે એમજ થયું." તે બડબડવા લાગ્યો, "એ મોહતનેજ વાસ્તે હું ખોટી હતો. હવે બધું મારૂં થશે—એની દોલત અને એની વાહાલી—એજ મારાં—નસીબ દેવી મારી તરફ મેહરબાન છે."

પછી તે ઓરડામાંથી આસ્તેથી ચાલી ગયો અને હું એખલો રહી ગયો. બીજે દીવસે તેઓએ મને મુરદાંની પેટીમાં મુકયો, અને ત્યારે મારૂં હૈડું દુઃખ અને ધભરાતથી જોરમાં ધબકવા લાગ્યું. તેઓ પોતાનું વચન યાદ રાખશે કે—વચન કે જે મેં અજાયબ જેવી રીતે મારી તંદરોસ્ત હાલતમાં તેઓ પાસથી લીધું હતું, કે મારાં "કોફીન" ને ખીલા માર્યા વીના દાતવા લઈ જવું. અરે ઈશ્વર! જો તેઓ ભુલી જાય તો? જો તેઓ ખીલા અંદર ઠોકે તો હું ગુંગલાઈને ભય ભરેલી રીતે મરણ પામું! અરે ખુદા! એ વીચારથીજ હું મુરદાં જેવો થઇ ગયો; પણ નહી તેઓ ભુલી જશે નહી; નહી તેઓ ભુલી જઈ શકશેજ નહી; તેઓએ ઘણું સખ્ત વચન આપ્યુંચ, અને મેં તેઓને ઘણી તાકીદ પણ કરી હતી. પણું સીરીલ! તે જો ખીલા ઠોકવા કહેશે તો? જો તેને મારા ખરેખર મરણ પામવા વીશે જરાક પણ શક હશે તો તે મારાં માયની મરજીની દરકાર નહીં કરતાં પોતાનો હુકમ ચલાવતે; પણ સુકર ખુદાના, કે એને કાંઈ શક હતોજ નહી. ડાકટરો એટલા ચોકસ અને એકમત હતા કે હું ખરેજ મરણ પામ્યો હતો.

જેવો પાયદસ્તનો કહાડવાનો દહાડો આવ્યો કે મારી ધાસ્તીનો તો પારજ નહી રહયો. અરે! જેને આવી જાતનો અનુભવ નહી મલ્યો હોય તે આ વેલાની મારા મગજની હાલતનો કેમ ખ્યાલ કરી શકે?

૫

પાયદસ્તનો વખત મને મારા ઓરડામાં થતી વાતચીત પરથી ખબર હતો. સહવારનાં સુંદર ફુલોનાં ગજરા આવ્યા અને તે મારી આસપાસ મેલ્યા. ઓરડામાં પંથરાયલો મધુર પમરાત મને બરાબર આવતો હતો. ત્યાર પછી કેટલાંક સગાંઓ તથા દોસ્તો મને દાતવા આગમજ છેલ્લો સેજદો કરવા આવ્યાં. આ બધા દોસ્તો મને મુવેલો ધારે, જ્યારે ખરેખર તો હું જીવતો હતો: એ બધાંથી મારાં દીલમાં કાંઇ અજાયબ લાગણી થવા લાગી. મને હમણાં જ્યારે એ યાદ આવેચ ત્યારે મને ઘણી અચરતી લાગેચ.

ત્યાર પછી મને ગાડીનાં પૈદાંનો અને ઘોડાનાં પગલાંનો અવાજ આવ્યો, કે જેઓ રસ્તાપર પોતાની ખરીઓ ઠોકતાં ઉભાં હતાં. અરે પરવરદીગાર! મને દાતવાનો દીવસ આવ્યો હતો, અને હજુર હું તે ભયંકર દીસ્યા ચાલ્યા વગરની હાલતમાં હતો અને તેઓને હું જીવતો છેઊં એટલું કહેવાને પણ અશકત હતો. બાહેર લોકોનો ધીમો અવાજ હું સાંભળતો હતો; ખચીત લોકોની ભીડ મોટી હોવી જોઈયે. ત્યાર પછી મારાં માય ઓરડામાં આવ્યાં, તેવણુનાં પગલાં મને ખબર હતાં; અને તેવણુ સાથે મારી લેટીસ રડતી મને છેલ્લો સેજદો કરવા આવી.

"એવણુ કેવા જીવતા હોય તેવા લાગેચ." લેટીસે આસ્તેથી કાનમાં કહ્યું, "એવણુને આવાજ છેલ્લા જોવાથી ખુશી છેઊં."

થોડીક પળ તેઓ ચુપચુપ ટીકતા ઉભા, અને પછી આસ્તેથી ઓરડો છોડી ગયા.

હવે માણસોનાં ભારી પગલાંનો અવાજ આવ્યો અને તેઓનું કામ શું તે હું ચેતી ગયો.

મારા ઓરડામાં તેઓ આવ્યા; અરે શું તેઓ મારાં કોફીનને ખીલા દેવા આવ્યા? અરે નહી: હવે મારી ધાસ્તીનો પારજ ન રહયો—એક પળ મારો દમ જાણે બંધ થઈ ગયો; કે જે પળ મને લાંબી મુદત જેવી લાગી.

તેઓએ મારાં 'કોફીન' નું ઢાંકણું ઉઘાડયું; અને અરે! તે પળનો ધભરાત; તમારેથી ખ્યાલ થાય તો કરો. આટલો લાંબો વખત થયા છતાં મને તેની યાદ આવતાં મારૂં લોહી બંધાઈ જાય છે; હમણાં પણ જાણે તે ભયભીત યાદથી ચીચયારી પાડું.

સુકર તે ઈશ્વરના! તેઓએ મને ખીલા માર્યા નહી. મારાં માયે મારી કહેલી વાત યાદ રાખી હતી. અરે મેં તેવણુને તેવણુનાં નીમકહલાલપણાં માટે કેવા આશીરવાદ દીધા અને હજુર પણ દઊં છું.

ત્યાર પછી મને આંચકો લાગો. તેઓ તે કોફીન પોહલા દાદરપરથી નીચે લઈ જઇ ગાડીમાં મુકતા હતા. હવે ગાડી ચાલવા લાગી, અને રસ્તાપરના પથ્થરથી લાગતા આંચકા વડીક મને લાગતા હતા. ઘણેક વખતે કબરસ્તાન આવ્યું અને કોફીનને ગાડીમાંથી બાહેર કહાડયું.

હવે ક્રીયા ભણવાની શરૂ થઈ, અને આરગનનો ધીમો અવાજ પણ આવ્યો. કોફીનને પછી તેની જગાએ લઈ જવામાં આવ્યું અને સવલું પુરૂ થયું.

૬

આ પછી મારી યાદદાસ્ત શકતી જતી રહી, કે જે વેલા મને શું થયું તે કંઈ ખબર પડી શકી નહી, પણ એક દહાડે એક બુમ પાડી જીવતો ઉઠયો, અને એક પળમાં મારાં

કોરીનનું ઢાંકણું ઉડારી નાખી, મારી કબરનાં ભીણાં છાપડાંને તીકતો પડી રહયો હતો ! એક પળમાં શું બનાવ બન્યો હતો, તે સઘળું મારાં માથાંમાંથી જતું રહ્યું. ત્યાર પછી કેટલીક મેહનતે હું ઉઠયો અને મારી આસપાસ જોયું; મારા સાંધાઓ લાંબો વખત સ્થીર રહેવાથી નબળા અને સખ્ત થઈ ગયા હતા. હવે બધું મને બરોબર યાદ આવ્યું. હું મરણ પામ્યો હતો, અને મને દાતવામાં આવ્યો હતો; હવે હું પાછો જીવતો થયો હતો.

કેટલીક જેહમતે હું કોરીનમાંથી બાહેર નીકળી થંડી પથરની જમીનપર નબળાઇથી ધ્રુજતો ઉભો. મારાં લાંબા ઘોરનાં કપડાંથી હું વીતલાઈ ગયો હતો અને કબરનો થંડો પવન મારા નબળાં શરીરને ધ્રુજાવતો હતો. હવે મને આ ભયાનક જગા છોડી જવી જોઈયે ! મારી આસપાસ મારા વડાઓની ઘોરો હતી, પણ તેથી કાંઇ મને બીહક લાગી નહી, કારણ કે એથી વધારે ત્રાસમાંથી હું પસાર થયો હતો.

જેમ તેમ તે કબરસ્થાનનું બારણું ઊઘાડી બાહેર રાતની હવામાં હું નીકળી શકયો. અંધારૂં હોવાથી હું ખુશી થયો, કારણ કે સર્વેથી બહાદુરમાં બહાદુર માણસને પણ મારો દેખાવ બીહવાડવાને બસ હતો. હું ઘર જઈ શકયો નહી: ધાસ્તી અને ઘભરાતથી મારા ગરીબ બુજરોગ માય મરણ પામે ! નહી, મને મારા ડાકટર આગળ જવું જોઈયે, જેવણ આસ્તેથી મારાં માયને સમજાવશે. તેવણનું ઘર દુર ન હતું અને ત્યાં જઇ મેં બારણું ઠોકયું.

તેવણ તરતજ આવ્યા, અને જેવો મને જોયો, કે અજાયબી અને ઘભરાટમાં ચોંકી પાછા હઠયા. મને લાગું કે તેવણ મને મારો ભુત સમજયા. મેં તરતજ ખોલાસો કર્યો, અને તે પછી તેવણે મને અંદર લઈ જઇ થોડો બ્રાંન્ડી પાયો અને મેં બધી વાતનું વર્ણન કર્યું. તેવણ તરતજ બીજો ડાકટર, કે જેણે પણ મારી સારવાર કરી હતી, તેને બોલાવી લાવ્યા અને તે પણ એટલોજ અજબ થયો.

આ પછી ઘણો લાંબો વખત તુલીક હું નબલો અને માંદો ચાલ્યો, પણ સારો ખોરાક અને પુરતી માવજતથી હું સાજો થવા ફતેહમંદ થયો.

મને ઘોરમાંથી પાછો આવેલો જોઈ મારાં માયની ખુશીનો પાર રહયો નહી અને લેટીસ ખુશાલીથી રડવા લાગી.

હમારાં લગનની થોડુંક આગમજ સીરીલ વખતે આવી વલાણ લીધેલી જોઈ ગુસ્સામાં બાહેરગામ જતો રહયો. જે ચીજ માટે તેની પુરતી ખાતરી હતી તે જતી રહેવાથી તેને ઘણોજ ક્રોધ અને નાસીપાસી લાગી; પણ મને તો એના જવાથી દલગીરી ઉપજી નહી.

* * * * * * *

લેટીસ અને હું ઘણાં વરસો થયાં પરણ્યાં છીયે, અને જયારે તે ભયંકાર વખતની યાદ કરયે છીયે કે જ્યારે હું દુનિયાને મનથી મુવેલો હતો, ત્યારે હમે ખુદા પાસે હાથ જોડી માંગયે છીયે કે એવી માંદગીમાં મને ફરીથી નહી નાખે, કારણ કે જો મારાં વાહલાં માયે મારી આગ્ના યાદ રાખી ન હતે તો અત્યારે હું મારા ભયભીત અનુભવનું વર્ણન કરી શકતે નહી, પણ તેને બદલે નહી વીચાર થઇ શકે એવાં હેવાન્યત મોહતને આધીન થતે. G. P.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૨૫ મુ.




મનસીબ જેનરલ મેથીઉસ કામ બજાવવા ફીલીપ દાલટન હરબર્ટથી બેદનોરમાં છુટો પડયો હતો, તેને કેટલાંક વરસ થયાં છે, અને હમારાં વાંચનારાંઓનાં ધ્યાનપર આ તવારીખની દરેક વીગત બરાબર ઠસાવવા માટે થોડો વખત તેની તરફ નજર ફેરવવાની હમો જરૂર જોઈયે છીયે.

ફીલીપની બેદનોર પછીની મુસાફરી ઘણી ઝડપભરી હતી, તો જો કે તેને તેટલા વખતમાં પોતાના મરી ગયલા સાથી ચારલસની ઘોરને સેજદો કરવાની થોડી મીનીટ મલી હતી, અને તેની આસપાસની સુઘડાઈ તથા તેની આગળ ઉભા કીધેલા નાહના સરખા ગુંબજથી તે ઘણો સંતોષ પામ્યો. થોડા દહાડામાં તેઓ કીનારે જઈ પુગા, જ્યાંથી સરકારી વહાણોમાં બેસી તેઓ થોડા વખતમાં ધારેલે ઠેકાણે જઈ પુગા.

હીઆં તેઓએ સરકાર આગળ જે કહેવાનું હતું તે કહ્યું, અને બેઊ બાજુનાં દોસ્તો વચ્ચે ઝપાઝપી ચાલી. એક બાજુવાલા મેથીઉસને તેની મુર્ખાઈ તથા બેહસીલાપણા માટે ઠપકો દેવા લાગા, જ્યારે બીજાઓએ મેથીઉસ જે કરતો હતો તે વાજબીજ હતું એમ જણાવ્યું તથા બોલ્યા કે જો કાંઈબી ખોહું થાય તો પુરતી સાઉચેતીના ઉપાય તથા પુરતાં જોર વગર મેથીઉસને મોકલવા માટે, તે ટાપુના ગવરનરનો વાંક ગણાય.

તોબી કાઉનસીલમાં એ બાબદ વીશે વધારે શાંત મગજ સાથ તકરાર ચાલી. મેથીઉસનાં પોતાના કાગલો તેની ચાલનો કાંઈ પણ બચાવ કરી શકયાં નહી, અને જો કે ફીલીપ દાલટને પોતાના મુખીનો જુસ્સા સાથ બચાવ કર્યો, તોપણ તેને કબુલ કરવું પડયું કે થોડીજ બાબદોમાં તેને પોતાને પણ બીજાઓ સાથ સેનાપતીને થોડી ઘણી સલાહો આપવી પડી હતી, અને જે સલાહને તેણે કાંઈ પણ વજન આપયું હતું નહી.

અંતે મેથીઉસની સામેવાલાઓની ફતેહ થઈ અને તેની જગાપરથી તેને ખસાડી મેકલીઓડને કમાનડર કરવાનો હુકમ કરવામાં આવ્યો. આ હુકમ પછી તરતજ મેકલીઓડ, હમબરસતોન તથા સો સાથ મુંબઈથી નીકળી પડયા. મેક-

લીઓડે હરબર્ટની મુસાફરી તથા કામ કરવા માટેની તેની ઉલટ જોઈ. મેથીઉસના હાથ નીચેના જેવીજ નોકરી આપવાને તેને માંગણી કરી, અને તે હરબર્ટે ખુશી સાથ સ્વીકારી, પણ તેની તબીયતમાં એકાએક કાંઈ બીગાડો થવાથી, તે તેઓ સાથ જઈ શકયો નહી. આ અડચણને લીધે એવું નકી કરવામાં આવ્યું કે પછવાડેની મદદ માટે જે જરૂર જોગું બીજું લશકર મોકલવાનું હતું તેની સાથ ફીલીપે જવું, કે જેથી કરી તેને રસ્તાની પણ પુરતી માહીતગારી હોવાથી બીજાં લશકરને મોટી મદદ થઈ પડે.

પણ તેના નસીબમાં તે વેલાએ જવાનુંજ નહી હશે. જે ત્રણ વડાઓ સરકારી સ્ટીમરમાં મુંબઈથી ઉપડી ગયા હતા, તેઓપર મરાઠાઓનાં ગેહરીઆ નામના કીલ્લા આગળ મરાઠાઓએ હુમલો કર્યો. ઇંગ્રેજ અમલદારોએ પોતાનો ઘણીજ બહાદુરીથી બચાવ કર્યો, તોપણ તેઓની સંખ્યા ઘણી ન્હાની હોવાને લીધે કાંઈ ચાલી શકયું નહી, અને બહાદુર હમબરસટને આ ઝુમબેસમાં તેનો કીમતી જાન ખોયો. બીજાઓને ગેહરીયાનાં કીલ્લામાં કેદ કરવામાં આવ્યા, જયાંથી લાંબે વખતે તેઓનો છુટકો થયો. જ્યારે આ ખબર મુંબઈમાં આવી, ત્યારે પેલું બીજું લશકર મોકલવામાં ઢીલ કરી. થોડા વખતમાં તો બેદનોરમાં બનેલા કમનસીબ બનાવોનો પણ વીગતવાર હેવાલ આવી પોંહચ્યો, અને દરેક ઇંગ્રેજ કુટંબમાં ઘણો ધભરાટ ફેલાયો.

બેદનોરથી જે થોડા ઘણાઓ બચી આવ્યા હતા, તેઓએ દરેક બાબદને ઘણી સહરાવીને જણાવી અને બંધવાઓપર પડતાં દુઃખ તથા તેઓ તરફની ઘાતકી વર્તણુકને ઘણુંજ ભય ભરેલા બોલોમાં દરશાવવામાં આવ્યાં. આ ખબર પછી ફીલીપને પોતાના દોસ્ત હરબર્ટ તરફથી કાંઈ પણ ખબર મળવાની આસા રહી નહી.

ફીલીપે આ ખબર તરતની તરત તેના કુટંબીઓપર પણ લખી મોકલી નહી, કારણ કે તેને આસા હતી કે મુંબઈ આવતાંને વાર તેને હરબર્ટનાં પોતાને હાથે લખેલાં કાગલો, જે ઈંગલંડ મોકલી આપ્યાં હતાં, તે કાગલો તેઓને થોડો વખત વેર ઇંતેજારીમાંથી બચાવશે. વલી તેને એવોબી વીચાર આવ્યો કે વખને બંધવાઓની થોડા વખતમાં સારી તનદરોસ્તીની ખબર આવે તો તે લખી મોકલે. કદાચ ઇંગ્રેજ સરકાર માઈસોરની સરકાર સાથ સલાહ કરે તો થોડા વખતમાં બંધવાઓનો પોતાનોજ છુટકો થાય.

ફીલીપની ખાતરી હતી, કે જલદીથી ઈંગ્રેજો તથા ટીપુ વચ્ચે કોલકરાર થશે.

હરબર્ટનાં મોકલેલાં કાગલો ઈંગલંડ પોંહતાં, અને તે પરથી તેનાં કુટુંબે બેદનોરની ચઢાઈ આગમચ લડાઈ કેવી રીતે ચાલતી હતી તે સઘળું જાણી લીધું અને જુવાન બહાદુર અને ખુશાલ સ્ટેલજરની માફક તેણે આ કાગલો લખ્યાં હતાં. તેણે તેમાં જણાવ્યું હતું કે લડાઈ ઘણી સારી રીતે આગળ વધે છે તથા તેમાં ઇંગ્રેજોને મોટી ફતેહ મળવાની આસા છે. તેણે પોતાને થયલા જખમ વીશે પણ લખ્યું હતું, પણ અંદર ઉમેર્યું હતું કે તે જખમ ઘણો નજીવો હતો. એક વખત ફરીથી દુશમનોની સામે થવાને તેણે પોતાની મરજી જણાવી હતી, અને આસા રાખતો હતો કે તેમાં સારો દેખાવ કર્યાથી તેને માન તેમજ મોટો ઓધો મળશે. આ કાગલોથી તેનાં મા બાપ, તથા એમી, જેને તેની સલામતી માટે હમેશ ઘણી ચીંતા લાગતી હતી, તેઓને દીલાસો મળ્યો.

તોપણ એમીના મનનું કાંઈ તદનજ સમાધાન થયું નહી. તેણી વારંવાર વીચાર કરતી હતી કે, "જ્યારે આટલી બધી ઝુમબેસો ચાલે અને વલી એક તો ત્યાંની ખરાબ રતુ સામેથી તેને થવાનું એટલે પછી તે સલામત કયાંથી હોય, પણ તે સાહેબ આપણ સઘળાંને માથે છે, અને તેના હાથમાં મારાં ભવીષના સુખો અને આસાઓ સોંપુંછું."

આવી રીતના દહાડા તે બીચારી માટે જતા હતા, જ્યારે તેણી ખોદાપર એતેકાદ રાખી પોતાનું સઘલું દુઃખ સાંખતી હતી. તેણીનો ફેરવાઈ ગયલો દેખાવ જોઈ તેણીનાં મા બાપ પણ ચીંતાતુર થયાં, તેણીને હવા ફેરબદલ કરવા લઈ જવાનો વીચાર કીધો.

તેણી આ વીચારની ઘણી મજબુતીથી સામે થઇ, કારણ કે તેણીને પોતાનું ઘર હમેશ કરતાં વધુ વાહાલુ થઈ પડયું હતું, તથા જે જગાઓપર તેણી અસલ હરબર્ટ સાથ ફરતી હતી, તે તરફ હાલ તેણી બેવડાં ખેંચાણથી જોતી હતી. તેઓ જોઇ શકતા હતા, કે તેણી જે ચીત્ર પાડતી હતી તેમાં અગાઉના કરતાં ઘણો સારો ફેરફાર થયો હતો, જ્યારે તેણી કલાકોના કલાક સુધી જે જગાપરથી અસલ હરબર્ટ આવતો હતો તે તરફ ટીકતી અને તેના બોલેલા બોલો યાદ કરતી હતી.

હરબર્ટના કુટુંબ સાથની પણ તેણીની દોસ્તી દહાડે દહાડે વધતી હતી. કલાકોનાં કલાકો વેર તેણી મીસીસ કોમપટન પાસ બેસી હરબર્ટનાં બચપણને લગતી વાત કરાવતી અને દરેક બાબદ ઘણું ધ્યાન આપીને સમજતી હતી, પણ ફીલીપે મોકલેલાં હરબર્ટ ઉપરનાં કાગલ પછી તેઓની ચીંતા દહાડે દહાડે વધવા લાગી, ત્યાર પછી બીજી ઘણીબી સ્ટીમરો આવી, પણ તેમાં હરબર્ટની કોઈપણ ખબર નહી. ઘણાક ન્યુસપેપરોમાં માઈસોરની ચઢાઈ માટે લખાણો આવ્યાં, જેની અંદર તેનાં સારાં પરીણામ માટે શક લાવવામાં આવયો હતો. છેલ્લે આપણે અગાઊ જણાવી ગયાં છીયે, તેમ હરબર્ટના એજંટ તરફથી એક કાગલ મલ્યું, અને તેની અંદર જણાવેલી ખરાબ વીગતોથી તે ગરીબ બીચારી છોકરીને હદ બહાર દુઃખ લાગ્યું. તેણીનાં કલપીત મગજમાં તરતજ એવો ખ્યાલ આવ્યો કે તેણીનો હરબર્ટ ઘણી ભય ભરેલા જખમોના દુઃખથી રીબી મરી ગયો હશે અને ઉપલો વીચાર કરતાં તેણી બેસુધ થઇને પડી, તે પણ અમો આગળ જણાવી ગયાં છીયે. તો પણ આસપાસની પછવાડેથી મલેલી થોડી ઘણી હકીકતોથી તેઓના જીવને જરાબી દીલાસો મલ્યો.

ન્યુસપેપરોની અંદર બેદનોરની અંદર બનેલા દુઃખદાયક બનાવની હકીકત આપવામાં આવી હતી, અને બંદીવાનોની

જે ટીપ તેમાં આપી હતી, તેમાં હરબર્ટ કોમપટનનું પણ નામ હતું, પણ તેઓએ તેમાં દાલતન, કે જેને માટે હરબર્ટ વારંવાર પોતાનાં કાગલમાં કાંઇ ને કાંઈ લખતો હતો, તેનું નામ ન જોયું, જેથી તેઓએ એવું અનુમાન કર્યું, કે તે બીચારો મારી ગયો હશે.

તોપણ થોડા મહીના પછી તેઓને ફીલીપ તરફથી એક કાગલ મલ્યું અને તેની લખવાની ઢબ ગમે એવી દલગીરી ભરી હોવા છતાં, કુટુંબમાંનાં સર્વેને થોડી ઘણી આસા આવી. સુલતાન બંધવાઓપર ઘણો જુલમ ગુજારે છે એ વાત ફીલીપ તદન માની શકતો ન હતો, અને તે ધારતો હતો કે બીજાઓની મદદ મેલવવા માટેજ ફક્ત આવી ગપસપોને ઉતેજન આપે છે. તેણે પોતાના કાગલમાં જણાવ્યું કે થોડા વખતમાં સુલેહના કોલકરાર થઈ હરબર્ટ તથા તેના બીજા સાથીઓનો છુટકો થશે. ન્યુસપેપરોમાં પણ કોલકરાર વીશે બોલવામાં આવતું હોવાથી તેઓને વધુ આસા આવી, પણ થોડા વખતમાં તેઓની હાલની આસા કરતાં વધારે કડવી નીરાસી મલી.

૧૭૮૪માં કોલકરારો કરવામાં આવ્યા, અને જે માણુસોની જીંદગીની જરાપણ આશા ન હતી, તેઓ પાછા આવ્યા, અને કોમપતનવાલા ઘણી ઈંતેજારી સાથ હરબર્ટ યા તો ફીલીપ દાલતનનાં કાગલની વાત જોવા લાગાં.

અફસોસ! જ્યારે બીજાઓનાં દીલ ખુશી થયાં, ત્યારે તેઓ હમેશ કરતાં વધારે કડવી નીરાશીમાં આવી પડયાં, કારણકે જેઓને છોડી દેવામાં આવ્યા હતા તેમાં હરબર્ટનું નામ નહી હોવાથી તેને પોતાની નીરાશી તરતજ તેઓપર લખીને જણાવી નહી.

પણ આ ખબરથી જે અસર એમીપર થઇ તેનો ચીતાર કોણ આપી શકશે? તેણીએ પોતાનાં તુટેલાં દીલને દીલાસો આપવાની કોશેશ કીધી અને તેમાં ફતેહ પામી. તેણીનાં કાલાં ભવીષમાં ફક્ત એક આસાનું કીરણ સંજીવન થયું અને તે કીરણથી તેણી પોતાની આસપાસનાં કાલાં વાદલો–જે તેણીની ગમે એવી કોશેશ છતાં પણ દેખાયા કરતાં હતાં–દુર કરવાને શકતીવાન થતી હતી. તેણી બધાં આગલ ખુશાલ દેખાવ રાખતી હતી અને જ્યારે મીસીસ કોમપતન પોતાનાં છોકરાના અકાલ મરણ માટે વીલાપ કરતાં હતાં, ત્યારે એમી તેવણને દીલાસો આપી તેવણનાં જીગરમાં નવી આશા ઉમેરતી હતી. કેટલેક ઠેકાણેથી બોલાતું હતું કે સુલતાને કેટલાક બંધીવાનોને હજી છોડી દીધા ન હતા, પણ તેમાં ખાત્રીપુરવક કાંઇ ન હોવાથી હરબર્ટને તો હવે મરી ગયલોજ ધારવામાં આવ્યો.

કદાચ એમીનાંજ સારાં નસીબે મીસીસ કોમપતન આ હેબતાવનારી ખબર સાંભલી ઘણાં સીક પડયાં હશે, કારણકે તેવણની માવજત કરતાં તેણી પોતાનું થોડું ઘણું દુઃખ ભુલી જતી હતી. મીસીસ કોમપતનની પોતાની છોકરીએ પણ જેવી માવજત નહી કરી હશે તેવી માવજત કરી તે ધીરજવંત અને નરમ ખવાસની છોકરી તેવણનું દુઃખ તાલતી હતી. તેવણ પણ બીજા કોઇ કરતાં એમીનાજ હાથમાંથી દરેક ચીજ લેવાને ખુશી થતાં હતાં. કોઈપણ એમી સીવાય તેવણનાં માથાં આગલ બેસી વાંચતું અથવા તો હરબર્ટને લગતી વાતો કરતું ન હતું. તેણીની ખુબસુરતી, કે જે હવે દહાડે દહાડે ઘણી વધી ગઇ હતી, તથા તેણીનો સખી ખવાસ, અને તેણીના ધીરજવંત તેમજ નરમ દીલથી આસપાસનાં સઘલાઓમાં એમી વખણાઈ ગઇ હતી.

તેણીના બહારના આવા ગમે તેવા ખુશાલ દેખાવ છતાં તેણીની માતાને ફક્ત ખબર હતું કે તેણી અંદરથી કેટલી મુંઝાતી હતી અને એકલી પડતી, ત્યારે કુદરતી રીતે કેવી તેણી તે દલગીરીના બોજા તલે દબાઇ જતી હતી. મા દીકરાં ઘણી વખત હરબર્ટ માટે વાત કરતાં અને પોતાના જીવને દીલાસો આપતાં પણ નાની નાની ચીજોથી એમીનું મગજ ઘણું ઉશકેરાઇ જતું હતું, જેવું કે હરબર્ટને ગમતાં ફુલેનો દેખાવ, યા તો તેના ભાઇ ચાર્લસ, કે જે દહાડે પોતાના વડા ભાઇને ઘણો મલતો થતો હતો. તેનો સાથ પણ તરતજ તેણી પોતાને શાંત કરતી, અને ખુશાલ દેખાવ કરી પોતાની આસપાસનાઓને દીલાસો દેતી હતી.

ફીલીપ દાલતન તેઓપર અવારનવાર કાગલ લખ્યા કરતો હતો. તેના મનમાં હજી હરબર્ટ જીવતો છે એવી આશા હતી અને તેને લગતી બરાબર ખબર કરવાને તેને પૈસા ખરચવાની પણ મના કરી નહી વખત જતો ગયો, તેમ ઈંગ્રેજોની ખાત્રી થઇ કે ટીપુએ હજી થોડાક યુરોપયનોને બંધીવાન રાખ્યા હતા. ફીલીપે હરબર્ટ વીશે ખબર કહાડવા એકુ બે વીશ્વાસુ જાસુસોને મોકલ્યા, પણ તેઓ કાંઇ ચોકસ ખબર લાવી શકયા નહી. તોપણ હરબર્ટનાં કુટુંબપર વખતે વખત પોતાના દીલના શક વીશે લખવાને તે ચુકતો નહી. નજદીક ચાર વરસ પછી તેણે રજાપર ઈંગલંડ જવાનો પોતાનો વીચાર લખી જણાવ્યો, તથા અંદર ઉમેરયું કે પેહલી ટકે તેઓને તે મલવાને ચુકશે નહી. મહીનાઓ સુધી તેના આવવા માટે ઈંતેજારીથી રાહ જોવામાં આવી, કારણકે તેના આવ્યાથી તેઓ હરબર્ટને લગતી કેટલી બધી વાતો જાણી શકે.

છેલે સરવાલે ફીલીપ ઈંગલંડ જઇ પુગો, અને તરત જાતે ખબર તેને લખીને ફેકટરીમાં પોંહચાડી તથા જણાવ્યું કે પેહલી ટકે તે તેઓને મલવા જશે.

અને બનતાં સુધી ફીલીપ તેઓને જલદીજ મલવા ગયો, કારણકે પોતાનાં દીલમાંનો શક તે તેઓને મોઢે મોઢુંજ કહેવા માગતો હતો, અને એક દહાડે સાંજના પોતાના એક દોસ્તનો ઘોડો લઇ ફીલીપ કોમપતનવાલાઓને મલવા ગયો.

તે સાંજ ઘણી ખુશાલ હતી, સુરજબી નમવા આવ્યો હતો અને આસપાસ પડતી ઝાંખી રોશણીથી "ફેકટરીનો પાર્ક" ઘણો ભપકા ભર્યો લાગતો હતો. પાર્કમાંથી તે થોડો આગલ વધ્યો કે તેને સામુ ઘર દીસ્યું તથા તેને કાને ખુશાલ ગાયનનો સાદ આવ્યો. જરા તે આગલ વધ્યો કે તે અંદર બેઠેલાંઓને વતીક બહારથી જોઈ શકયો!

એક મોટી ઉમરની શીક્ષા દેખાવની બાનુ કોચપર બેસીને ભરતી હતી. શીલીપની ખાત્રી થઇ કે તે હરબર્ટની માયેજ હોવી જોઇયે. કેટલાંક જણાંઓ એક પ્યાનાની આસપાસ ઉભાં હતાં. અંદરથી જે ગાવા વજાડવાનો સાદ આવતો હતો, તેથી તેનીપર ઘણી અસર થઇ, કારણકે હમણા તેઓ હરબર્ટનું એક માનીતું ગાયન ગાતાં હતાં.

વધારે ધ્યાનથી સાંભળતાં એક બાનુનો ગાવાનો અવાજ તેને કાને પડયો. તે એટલો તો મધુર, એટલો તો સરસ હતો, કે વધારે સરસ રીતે સમજવા તે ઘરની નજદીક ગયો. શું આ સાદ એમીનો હશે? અથવા તો હરબર્ટની એક બેહનનો હશે? કદાચ તેની માનીતી બેહેન એલનનો હશે. તે બાનુનો સાદ બંધ પડયો, અને બધાં સાથે ગાતાં હોય તેવો સાદ આવ્યો તથા શીલીપે જોયું કે તેઓ સાથ એક મોટી ઉમરનો ગ્રહસ્થ વાઓલીન વજાડતો હતો. થોડા વખતમાં તે પણ અવાજ બંધ પડયો, અને અંદરથી ખુશાલ વાતચીતનો અવાજ આવ્યો, પણ શીલીપનો જીવ ઘણો દલગીર થઇ ગયો હતો. તેને વીચાર આવ્યો કે કદાચ આજે તો હરબર્ટ અને તે બેઊ સાથે આવ્યાં હતે.

અતે હરબર્ટ પોતાના ઘોડાપરથી ઉતર્યો, અને ઘાંટ વજાડયો, જે સાંભળી એક માણસ તરતજ તેને બહાર મલવા આવ્યું. તેની પાસે તેને મી૦ કોમપટનપુર કહેવા મોકલ્યું કે એક ગ્રહસ્થ તેને મલવા માંગતો હતો, અને તે પોતે બહારજ ઉભો રહયો.

"તે કોણ હશે?" નોકરના કહેવાથી એકુ બે જણ બોલી ઉઠયા, પણ તરતજ સઘળાંઓને એકી વખતે વીચાર આવી ગયો કે તે કેપટન દાલટન હશે, અને તેની સાથ તેઓને ગરીબ બીચારો હરબર્ટ બેવરો જોસથી યાદ આવી ગયો.

"મેરાથા, તે જો કેપટન દલતનજ હોય" મી૦ કોમપટને પોતાની ધણીઆણીને પુછયું, "તો તું તેને હમણા મલી શકશે કે?"

"હા, મારા વહાલા, હા, હયાંજ—પણ ફકત એખલી તમારીજ સાથે. મારાં છોકરાંઓ, હાલ તો ખાવાના ઓરડામાં જાઓ, પછી તમોને અમો બોલાવીશું."

છોકરાંઓ તાબે થઇ તરત બીજા ઓરડામાં ગયાં, મી૦ કોમપટન પેલા ગ્રહસ્થને મલવા બહાર હાલમાં ગયા, જયારે તેવણનાં ધણીઆણી ખોદા તેવણને મગજની શાંતી આપે, કરી દુવા માંગવા લાગાં, તેવણનું મન એટલું તો ઉશકેરાઇ આવ્યું હતું, કે તેવણનું આખું દીલ ધ્રુજતું હતું.

એક નોકર શીલીપનો ઘોડો લઇને ઉભો હતો, જયારે તે પોતે બહાર એમ તેમ પસાર કરતો હતો. મી૦ કોમપટન જેવા આવ્યા, કે શીલીપ તેવણને સામે મલવા ગયો, અને ફકત એક નજરેજ મી૦ કોમપટનની ખાત્રી થઇ કે, તેવણનાં બેહેલાં છોકરાંનો આ દોસ્ત હોવો જોઇયે.

"મારા વાહલા સાહેબ," તે ઘરડા ગ્રહસ્થે શીલીપને ઘણી જોસથી "શેકહેન્ડ" કરી કહ્યું. "તમને તમારૂં નામ કહેવાની કાંઇ પણ જરૂર નથી, મારી ખાત્રી છે કે, હમણા હું અમારા ઘણા વહાલા કેપટન દાલતન, કે જેની અમો લાંબો વખત થયા વાર જોઇયે છીયે. તેને આવકાર આપું છું. અમે અમારા ગરીબ હરબર્ટના દોસ્તને," અને આટલું બોલતાં તેવણનું હૈડું ભરાઈ આવ્યું, તોપણ શાંત થઇ આગળ બોલવાની તેવણે કોશેશ કરી—"મલવાની ઘણી રાહ જોતાં હતાં. ખોદા તમને સલામત રાખે સાહેબ. તમારૂં કામકાજ છોડી અમોને આટલાં બધા જલદીથી મલવા માટે તમારો મોટો ઉપકાર માન્યે છીયે.

"સાહેબ, તમારા આવા આવકાર માટે હું તમારો મોટો ઉપકાર માનું છું." શીલીપ બોલ્યો. પણ હું વધારે આગળ બોલું. તેટલાં મને ખરૂં કહો કે મીસીસ કોમપટન મને મલવાને શકતીવાન છે કે? તમને એખલાને જોવાથીબી મને ઘણો દીલાસો મલશે, અને તેવણ મને મલવાને શકતીવાન થાય, ત્યાં વેર હું થોભીશ."

"નહી, તેવણ તમને મલવાને ઘણા ઇંતેજાર છે. તમને જોયા પછી તેવણને ઘણો ફાયદો થશે. કેપટન દાલટન એક માતા, એક વહાલી માતાની દલગીરી તરફ થોડા ઘણા અખાડા કરવા પડશે."

"સાહેબ, હું સઘળું જાણું છું." શીલીપે તેવણનો હાથ દાબીને કહ્યુ. "અને મીસ હેવોર્ડ?"

"સારે નસીબે આજે તેણી હીયાં નથી." મી૦ કોમપતન બોલ્યા. "તેણીનાં માબાપ સાથે મલી વાત કરી. પછી તેણીને તમારી સાથ મેલવવાનો એકુ દહાડો નક્કી કરીશું."

તેઓ ઉપલી વાત કરતાં ડ્રોઇંગ રૂમમાં આવ્યાં અને શીલીપનું હૈડું હમેશ કરતાં વધારે ટપકવા લાગું. મીસીસ કોમપતન પણ થોડાં ઉશકેરાઈ ગયાં ન હતાં. અને તેવણના વરનાં પગલાંનો સાદ સાંભળી તેવણ ઘણાં ધ્રુજવા લાગાં. તોપણ શાંત થવાની તેવણે કોશેશ કરી, અને બીજી પળે, તેવણનો વર અને દાલતન તેવણ આગળ આવી પોંહતા.

"મેરાથા, એવણ કેપટન દાલતન છે." મી૦ કોમપતન આટલા બોલ બોલે તેટલાં તો તેવણનાં ધણીયાણી તેઓની નજદીક જઈ ઉભાં. ઊંચા બહાદુર અને સોલજરનાં જેવા દેખાવનાં જવાનને જોઇ તેવણની ખાત્રી થઈ કે તે શીલીપ સીવાય બીજો કોઇ હશેજ નહી. તેણે તરતજ તેવણનો હાથ પોતાનાં હાથમાં લીધો. તેવણની આંખો આંસુથી ભરાઈ ગઇ હતી, જયારે તેવણે હીકરમાં બોલવાની કોશેશ કરી. તેના ખુબસુરત દેખાવ જોયા પછી મીસીસ કોમપતનની ખાત્રી થઇ કે તેવણની દલગીરીનો તે જવાબ આપતો હતો. તેવણ પોતાને વધુ વખત અટકાવી શકયાં નહી, પણ જેમ પોતાનાં છોકરાંને વલગી પડે તેમ તેને વલગી પડી એકદમ રડી પડયાં. એક માતાની દીલગીરી, અને દયકાંઓને આ રીતે તેવણે પુરતી રાહત આપી.

શીલીપ પોતાનાં ગંભીર દેખાવ નીચે એક ઘણુંજ માયાળુ દીલ ધરાવતો હતો. અને મીસીસ કોમપતનની આવી હાલત જોઇ તેની આંખમાં પણ આંસુઓ આવી ગયાં.

"કેપટન દાલતન આવો આવકાર દેવા માટે તમે મને માફ કરશો." તેવણે મુશકેલીથી બોલતાં કહયું. "પણ તમે જાણોછ કે તમને જોઇ અમોને ઘણી દુઃખ ભરી બીનાઓ યાદ આવે છે. મેહેરબાની કરી માફ કરજો, હું હમણાં શાંત થઈશ, મને લાગેછ કે તમારી મુલાકાતથી ઘણો દીલાસો મલયો છે.

ફીલીપ તરત તો કાંઈ બોલી શકયો નહી. પણ થોડા વખતમાં તેઓ સઘળાં વધારે સેહલાઈથી વાત કરવા લાગાં. કુટુંબમાનાં બીજાંઓણી થોડા વખતમાં ત્યાં આવ્યાં, જેના સાથ ફીલીપની ઓલખાણ કરવામાં આવી, અને તેઓએ તેને એક બાઇ માફક આવકાર કીધો.

આસ્તે આસ્તે તેઓ હરબર્ટની વાત પર આવ્યાં. ફીલીપને કાંઇ હજારો સવાલોનાં જવાબ દેવાના હતા. અને જો કે દરેક જણુની આંખમાં આંસુઓ હતાં, તે છતાં મીસીસ કોમપતન જયારે રાતના સુવા ગયાં, ત્યારે તેવણુને લાગ્યું કે તેવણુનાં દીલ પરનો મોટો ભાર ઓછો થયો હતો, અને આવો દોસ્ત અને દીલાસો આપનાર મોકલવા માટે તેવણે ખોદાનો ઘણો ઉપકાર માનયો.

[સાંધણ છે.] **આલાં.**

## પ્રાણીની અજાએબ જાતની શકતીઓ.



દુનિયામાં ખોદાતાલાએ માણુસ જાતને પેદા કરીને તેઓમાં ઘણાંએક ગુણો મુકયા છે, જેવા કે, દયા, પ્યાર, નીમકહલાલી વગેરે વગેરે. પણ એ સઘલા ગુણો કોઈમાં થોડા અને કોઈમાં ઘણા હોય છે. આપણે જાણ્યે છીયે કે ઉપલા ગુણો ઘણાખરા મનુષ્યમાંજ હોય છે, પણ નકી પ્રાણીઓમાં પણ ઉપલા ગુણોનો ફેલાવો થયલો હોય છે. ઘણી વખતે પ્રાણીઓની નીમકહલાલી, પ્યાર, દયા, વગેરેના અજાએબ જેવા ગુણોના દાખલા આપણે સમજયા છે તેમજ વાંચ્યા છે, પણ વધુ દાખલા નીચે વાંચ્યાથી જણાશે.

૧૮૧૧ ના વરસમાં એક બાનુ જેણી પોતાનો ભરથાર કે જે એક લશકરની ટુકડીનો અમલદાર. હતો, તેની સાથે ત્રાવનકોરના કીલ્લાની નજદીકનાં એક ઘરમાં રહેતી હતી. તેણી એક સહવારે એક હાથીને પોતાની સુંઢમાં એક ભારી પેટી તેના રખેવાલ વગર એક ચોકમાં લઈ જતો જોઈને અજાએબ થઈ. તે હાથીએ તે પેટી નીચે મુકી અને પોતાને રસ્તે પાછો જઈ, થોડા વખતમાં તેનાજ જેવી એક બીજી પેટી સાથે પાછો ફરયો, કે જે તેને પેહેલાની પાસે મુકી. તેને આએ કામ જયાં સુધી એક મોટા ઘગલાના જેવો આકાર કીધો ત્યાં સુધી ચાલુ રાખ્યું. તે પેટીઓમાં ત્રાવનકોરના રાજાનો ખજાનો હતો, કે જે તેજ રાતે મરણ પામ્યો હતો, અને જેની મીલકતનો ઈંગ્રેજી સેનાધીપતીએ કબજો લીધો હતો અને આવી રીતે તે હાથીએ તે ખજાનો તેના કબજામાંથી વધારે સલામતી ભરેલી જગાએ લઈ જઇ મુકયો હતો.

**સાહમૃગના એક જોડાંનો પ્યાર**—પેરીસમાં શેપાઓનાં એક બાગમાં બે સાહમૃગને કાચના એક મંગલ્યાંવાલા ઘેરાવમાં રાખવામાં આવ્યાં હતાં, કે જે મંગલ્યું ભાગી જવાથી તે સમારવાને કાચ બેસાડનારાઓને મોકલવામાં આવ્યા હતા, કે જેઓ જે વખતે પોતાનું કામ કરતા હતા તે વખતે કાચનો એક કટકો પડી ગયો. તે પડવાને ઘણો વખત થયો નહી તેટલામાં માદા સીક પડી ગઈ અને એક કે બે કલાક પછી ઘણાં દુઃખથી મરણુ પામી. તેના શરીરને ચીરવામાં આવ્યું ત્યારે માલમ પડયું કે તે કાચ, કે જે પડી ગયો હતો, તે તેણીએ ગળયાથી તે કાચની તીક્ષણ અનીઓથી તેના ગળામાં અને હોજરીમાં ભય ભરેલા ચીરા પડયા હતા. જે પળે તેણી મરણ પામી, તેજ પળથી તે સાહમૃગને (નરને) કાંઈ ચેન પડયું નહી. તે સાહમૃગ ચાલુ કાંઈ શોધ કરતો જણાયો અને દર રોજ નબલો પડી જતો જણાયો. તે પોતાનું દુઃખ ભુલી જાય એવી આશામાં તે જગ્યા ઉપરથી તેને ખસેડવામાં આવ્યો. વળી તેને વધારે છુટ પણ આપવામાં આવી, પણ સઘલું ફોકટ. આખરે તે રીબી રીબીને મરણુ પામ્યો.

**શેકારી કુતરો અને ખોવાયલું બાળક**—અમેરીકાના સંસથાનોમાં એક સંસથાન વસાવનારે પોતાનું રેહેઠાણુ કીધું હતું. એક દીવસે તેના કુટુંબમાનું સૌથી નાનું બાળક, કે જે આસરે ૪) વરસની ઉમ્મરનું હતું, તે ખોહવાઇ ગયું. તેના બાપે જંગલમાં દરેક દીશાએ શોધ કીધી, પણ ફોકટ. બીજે દીવસે ફરીને નવેસરથી શોધ કીધી, જેટલામાં એવું બન્યું કે એક ઈન્ડીયન પોતાના એક ખરા શીકારી કુતરા સાથ તે રસ્તેથી પસાર થતો હતો. તે સંસથાન વસાવનારનાં ખોવાયલાં છોકરાં વીશે તેને જણાવેલું હોવાથી તે બચ્ચાંએ છેલાં જે બુટ અને મોજાં પેહેરેલાં હતાં, તે પોતા આગળ લાવવાની અરજ કીધી. તેને તે કુતરાંને તે બુટ અને મોજાં સુંઘાડયાં અને પસવાડયો. તે ચાલાક પ્રાણી તે વીશે સઘલું સમજતો હોય એવું જણાયું, કારણુ કે તેને તરતજ આસપાસ સુંઘવા માંડયું. તે ઈન્ડીયન અને તેનો કુતરો તે જંગલમાં દોડયા. તેઓ ઘણાં દુર ગયા નહી એટલામાં તે કુતરાએ ભસવા માંડયું. તે વાસ ઉપરથી આબાદ ટાંકીને જોતો જણાયો અને તરતજ જંગલમાં ધસારાબંધ દોડયો. તે ઈન્ડીયન તેની પછવાડે ગયો અને ઘણો વખત સુધી તે પોતાના કુતરાને પછવાડેથી જઈ મલ્યો, કે જેની આંખો તેની શોધથી પ્રકાસ્તી હતી. તે શીકારી કુતરો ફરીથી પાછો જંગલમાં ફરયો. તેનો ધણી તેની પછવાડે ધીમે ધીમે ગયો અને તેઓએ તે બચ્ચાંને એક ઝાડના થડ આગળ થાકી ગયલું પણ બીજી રીતે કશી પણ ઈજા થયા વગર પડેલું જોયું.

**એક જરથોસ્તી બાનુ.**



## સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

"બાનુઓ તમે કેવી જાલ વાપરશો ?"



તમે કેવી જાલ વાપરશો ?" એ સવાલ "આઇશાક વોલટન"ના ચેલાઓને મનસે ઘણો અગત્યનો છે, અને તે જ્યારે તેઓ પોતાના ભાઇબંધ કારીગરોને મલે ત્યારે ઘણું ખરૂં પુછે છે. એક દીવસ હમે દરીયામાં માછલી પકડવા ગયાં, પણ તેમાં તદન નીષ્ફળ થયાં. આથી હમે જરા અજબ બન્યાં, કારણ એક દીવસ અગાઉ હમુને સારો શીકાર મળ્યો હતો, અને હમારામાંના દરેક જણ હમારી નીષ્ફળતાનાં કારણની હજારો તર્ક બાંધવા બેઠા. છેલે સરવાલે એક જણ બોલી ઉઠ્યો, "માછલીઓ આપણી નવી જાલની દરકાર કરતી જણાતી નથી, તેઓ વારે ઘડીએ કુદકા મારે છે, પણ તેઓ કરડતાં નથી, અથવા તો પોતાને જાલમાં પકડાઈ જવા દેતાં નથી. એ ઉપરથી જણાય છે કે, આપણે જે વધારે ખેંચાણ કરનારી જાલ વાપરવાની ધારણા રાખતા હતા, તેમાં મોટી ભુલ કીધી છે."

આ ઉપરથી એવો સાર નીકલે છે કે કેટલાંક માણસો, કે જેઓને હમે ઓલખીએ છીએ, અને જેઓ વખાણ અને લોક પ્રીતી મેળવવાની યુકતીઓ રચે છે, તેઓ ઘણું ખરૂં નીષ્ફળ નીવડે છે. તેઓ ધારે છે કે જે જાતની જાલ તેઓ વાપરે છે તે સૌથી જરૂરની છે, પણ ખરૂં જોતાં તો તેથી ઉલટુંજ સાબેત થાય છે.

હમે સર્વે સારી અને નર્મ છોકરીઓને માન આપીયે છીયે, કારણ તેણીઓ જાણીજોઈને વરો પકડવાની કોશેશ કરતી નથી, જો પુરૂષો તેણીઓ સાથે પ્યારમાં પડી, પરણવાની ઈચ્છા જણાવે છે, અને તેઓ જો લાયક પુરૂષો હોય છે, અને તે છોકરીઓ પણ તેઓને ચાહે છે તો તેઓ પરણે છે, અને ત્યાર પછી હમેશાં સુખી રહેવાની આશા રાખે છે; પણ તેઓ કાંઇ પુરૂષોની પછવાડે દોડતાં નથી, અથવા તો તેઓ કાંઇ પણ બોલે અથવા કરે ત્યારે એવો વીચાર કરતાં નથી કે "આએ જાલમાં માછલી પકડી શકાશે કે ?" આટલું તો અત્રે કબુલ કરવું જોઇયે કે એવી કેટલીક છોકરીઓ છે, કે જેઓ પોતાને ઉપયોગી બનાવવાને બદલે, અને પોતાનાં દરજ્જામાં શાંતપણે બેસી રહેવાને બદલે ફક્ત પરણવાનોજ વીચાર કરે છે, અને પોતાની મતલબ પાર પાડવાને માટે શક ભરેલાં સાધીતનો ઉપયોગ કરે છે. આએ જાતની છોકરીઓ પુરૂષોનું ધ્યાન ખેંચવાને માટે વારેઘડીએ બોલવામાં, રીતભાતમાં, અને પોશાકમાં ઘણાં "ફાસ્ટ" જાય છે, જો કે એમ કરવામાં તેઓ ઘણી મોટી ભુલ કરે છે. માછલી તેઓની જાલમાં આવવા માટે કુદકા મારશે, પણ તે પોતાને પકડાઈ જવા દેશે નહી. એક મોટે બોલનારી છોકરી કદાચ અરધો કલાક પુરૂષોનું ધ્યાન ખેંચી શકશે, પણ તેણી પોતાની કેટલીક બેહનપણીની થોડી અકલનો એક નમુનો છે. હલકા ખવાસના પુરૂષો તેણીની સોબતમાં મજાહ મેલવશે, પણ કોઈબી લાયક માણસ તેણીને પરણવાનો વીચાર કરશે નહી.

છુટાપણું એક એવી જાતનું છે કે જે આપણને સ્વતંત્ર બનાવે છે, અને એક એવીબી જાતનું છુટાપણું છે જે આપણી પાસે ગુલામગીરી કરાવે છે, અને છોકરીઓ જેઓ રીતભાતમાં અને બોલવા ચાલવામાં ઘટતો અંદાજો રાખી, જે છુટ લે છે, અને છોકરીઓ જેઓ પુરૂષોનાં રાજ્યની હદ પણ કુદાવી જાય છે, તેઓ પેહલાં કરતાં કાંઇ વધારે સ્વતંત્ર બનતાં નથી, પણ પેહલાં કરતાં વધારે ગુલામગીરી તેઓને કરવી પડે છે, અને પુરૂષોની પસંદગી જે તેણીઓની મુખ્ય નેમ છે, તે એવા ઉપાયોથી મેલવવા જતાં તેણીઓ ખોઈ દે છે. પુરૂષો ગમે તેવા પોતે હશે, તોપણ તેઓને સ્ત્રીઓનાં કામોમાં અને વીચારોમાં નરમાસપણું, અંદાજો, પવીત્રતા અને પતીવ્રતાપણું ગમે છે. તેઓ પોતાની સ્ત્રીઓને પોતા કરતાં વધારે સારી બનાવા માગે છે. તેઓ ધારે છે કે, સ્ત્રીઓએ દરેક ચીજ, જે આંકોશ, સભ્યતા અને નમ્રતા બતાવે છે, તેને વલગી રહેવું જોઇયે.

Saturday Review, નામનાં એક અંગ્રેજી ચોપાન્યાંમાં "જુવાન બાનુઓ" નાં મથાલાં હેઠલ જે લખાણ આવ્યું છે, તેનો ટુક સાર અમો નીચે આપયે છીયે, જે બેશક જેઓને લાગુ પડતું હશે, તેઓને ભવીષમાં ઘણું ઉપયોગી થઇ પડશે.

"આપણાંમાંથી કેટલીક જુવાન બાનુઓમાં હાલ છુટથી જોખમદાર વાતચીત કરવાની નુકશાનકારક ટેવ દાખલ થઇ છે, જે જાતની વાતચીત તેણીઓની પરણેલી બેહેનો, પુરૂષોને રાજી રાખવા કરે છે અને તેણીઓ પાસથી તેણીઓની નાદાન બેહેનો આએ શીખેલી માલમ પડે છે. પણ તેણીઓ તેમાં તફાવત જોતાં માલમ પડતાં નથી; એક પુરૂષને એક જુવાન સુંદર પરણેલી સ્ત્રી સાથ એ રીતની વાતચીત કરવા કદાચ ગમશે, પણ કોઈબી વીચારવંત માણસને એક છોકરી, કે જેણીને પોતાની બાયડી કરવા તે ઇચ્છતો હોય, તેણીને આવી રીતની વાતચીત કરતી સાંભળવા તેને ગમશે નહી; તે તેણીને એકદમ છોડી દેશે અને વીચાર કરશે કે, કેવી જાતની બાયડી તેણી ભવીષમાં નીવડશે, અને કોઇબી પુરૂષના પ્યાર અને વીશ્વાસને લાયક તેની થશે કે નહી. આવીજ જાતની ભુલ કેટલીક જુવાન બાનુઓ કેટલાક વાંધા ભરેલા મુકદમાઓ વીશે તકરાર ચલાવતાં કરે છે, કે જે આપણાં પેપરોમાં જાહેર અને ખુલ્લે ખુલ્લા છપાય છે; અને આવી કંટાલો ઉત્પન કરનારી વીગતો, કે જે છાપો જાહેરમાં લાવવાનું દરસ્ત વીચારે છે, તે નહી વાંચીને તેની સામે પ્રોટેસ્ટ

કરવાને બદલે, તેઓ તે વાંચે છે એટલુંજ નહી, પણ તે ઉપર તકરાર ચલાવે છે. પણ અમે જાણીને ખુશી છીયે કે એવી ના પસંદ વાતચીત અને શકમંદ ભાષાની છુટ લેનારી જુવાન બાનુઓની સંખયા ઘણી થોડી છે."

દરેક છોકરીઓએ સફાઈથી પોશાક કરવો જોઇયે, અને જો શકતી હોય તો સારી રીતે કરવો જોઇયે, ફુમટાં ફામટાં પેહડનારી ટચાક છોકરીઓ ખોટી રીતની જાલમાં માછલી પકડે છે. ખરી અથવા ખોટી જાતની જાલ એક છોકરીએ કેમ વાપરવી-તેણીએ જાણીજોઇને તો કોઇથી વાપરવી ન જોઇયે- તેનું વર્ણન 'હોરેશ બુશનલ' પોતાની દીકરી પરનાં એક કાગજમાં લખે છે. એક સારી સ્ત્રી બનવાને વાસ્તે કેવા ગુણો જોઇયે તેની ગણત્રી તે નીચે પ્રમાણે કરે છેઃ—

એક સારી સ્ત્રી નમ્ર દેખાવની હોવી જોઈયે, અને તેણીની રીતભાત સેહજ પણ ખાલી ભપકા વગરની જોઇયે. અહીયે, સૌથી સારો કાયદો હંમેશાં સુંદર રીતે વર્તવાનો છે; ખરૂં પુછાવો તો જો તેણી પોતાની રીતભાતમાં કાયદા પ્રમાણે ચાલવાનું માથે લે, અથવા તો બીજાંની નકલ કરે, તો તેણી ખચીતજ ખોટું દેખાડનારી થશે. તેણીના દેખાવ માટે તેણી પોતે ખુબસુરત છે એમ જો ધારતી ન હશે, તો તેણી ઘણી સુંદર લાગશે. એક સારી સ્ત્રી પોતે વખાણ મેલવવાને કાંઈ પણ કરશે નહી, કારણ તીરસકાર ઉપજાવવાની એ એક રીત છે, અને તેથી વધારે, તેણી એવા તીરસ્કારને તદન લાયક છે."

એક બાનું "વુમનસ વર્લ્ડ" નામનાં ચોપાન્યાંમાં નીચે પ્રમાણે લખે છેઃ—

"હું એક બાનુંને ઓલખું છું, એક ખરેખરી બાનું, કે જેણી હમેશાં કહેતી હતી કે, 'હું મારી છોકરીઓને ગરીબ ગ્રહસ્થો માટે સારી ઘર ધણીયાણીઓ બનાવા માગું છું,' અને તે મુજબ તેણીએ પોતાની દીકરીઓને કેળવી હતી. દરેક લેડી સી—એક પછી એક ઘરની કારભારણનાં ઓરડામાં જતી અને રાંધવાનું તથા બીજી ઘરસંસારી ફરજો તેણીઓને શીખવવામાં આવતી હતી. દરેક લેડી સી—ઉમરમાં આવ્યા પછી ઘણી જલદીથી પરણી ગઇ, અને તેથી વળી કાંઇ ગરીબ ગ્રહસ્થો સાથે નહી, પણ પૈસાવાળા અમીરો સાથે. ઘરસંસારી મેળવેલાં જ્ઞાને તેણીઓને કાંઇ અડચણ કીધી નહી, તથા લગનનાં ધોરણમાં તે કાંઇ નુકસાનકારક નીવડયું નહીં, પણ તેથી ઉલટું હું માનું છું કે તેણીઓનાં હાથની માંગણી ઘણી તરફથી થઇ, અને ખચીતજ હાલ તેણીઓ ઘરખટલો ઘણી સારી રીતે ચલાવે છે."

આએ માતા જાણતી હતી કે કેવી જાતની જાલમાં સૌથી સરસ માછલીઓ પકડાય છે.

એવીજ જાતની જાલનો એક બીજો ફતેહમંદ દાખલો "લેડી બલેરસ" આપે છે, જેણી લખે છે કે, "ત્રણ ચાર વરસની વાત ઉપર મને જણાવવામાં આવ્યું કે એક આબરૂદાર કુટુંબ એવી હાલતમાં આવી ગયું છે, કે થોડો વખત સુધી તેઓનું ખર્ચાલુ રહેઠાણ છોડી દેવાનું તેઓ ફાયદામંદ ધારે છે, અને ઘરખટલામાં ઘણી કાપકુપ કરવી પડે એમ તેઓને લાગે છે. બાપદાદાનું સુખી ઘર તેઓ ભાડે આપે કે વેચી નાખે તે વીષે તેઓએ હજારો મનસુબા કીધા, પણ તે ઘરની દીકરીઓ—સાત કીંમતવાન દીકરીઓ—એ ત્યાંજ રહેવાની પોતાના માબાપને અરજ કીધી. ઘરના બધા ચાકરોને રજા આપી ઘરનું સઘળું કામ કરવાનું માથે લેવા તેણીઓ તૈયાર થઈ—અને તેજ પ્રમાણે બન્યું. બાપ, મા અને છોકરાંઓ ખુશ મીજાજે એક દીલથી કામે વલગ્યાં. દરેક ખાતામાં કાપકુપ કરવામાં આવી; તે છતાં દોસ્તો અને બહારના મુલાકાત લેવા આવનારાઓને મનથી તે જુનું ઘર પેહલાનાંજ જેવું સુંદર અને સાફ દેખાતું હતું, અને જુવાન પુરૂષો અજાયબ થઇને પોતીકું મત આપતા હતા કે તે દીકરીઓ સૌથી સુંદર અને સૌથી ડાહી છોકરીઓ છે. જયારે છેલી મેં તેઓ વીષે ખબર કહાડી ત્યારે પાંચ છોકરીઓ ઘણે સારે ઠેકાણે પરણી ગઈ હતી. આએ ખબર કહાડયાને થોડો વખત થઈ ગયો છે તેથી હું ધારૂં છું કે બીજી બે પણ આએ અગાઉ તો ખચીતજ પરણી ગઈ હશે."

અમેરીકન પેપરનો એક ચર્ચાપત્રી પોતાની શોધનાં પરીણામમાં જણાવે છે કે જે છોકરીઓ વર મેલવવા માટે સૌથી ફતેહમંદ નીવડી છે, તેઓ એવી જાતની છોકરીઓ છે કે જેઓ ઉપયોગી ધંધામાં પોતાનું ગુજરાણ કરવાને શીખેલીઓ છે. તે આએ ઉપરથી તેણી અનુમાન કરે છે કે સાધારણ રીતે હાલના જમાનાના જુવાન પુરૂષો, આપણે ધારીયે છીયે તે કરતાં વધારે અક્કલમંદ માણસો છે. આટલુ તો ધારવું વાજબી છે કે એક છોકરી જેણી કામ કરવા શીખેલી હોય છે, અને જેણીની ઉપર કામ કરવાની ફરજ પડેલી હોય છે, તેણી એક બીજી છોકરી પછી ગમે એવી ખુબસુરત હોય, પણ જેણીની પાસે પોતાને સુંદર દેખાડવા સીવાય બીજું કશું કામકાજ નથી, તેના કરતાં એક ઘણી વધારે સારી ઘર ધણીયાંણી બને છે. જે ધણીયાંણી પોતાને સૌથી ઉપયોગી બનાવી શકશે, તેણીનું ઘર સૌથી સુખી જાણવું. પુરૂષો અંદરખાનેથી એકલપેટા માણસો છે—દરેક જણાઓ, "એડવીન" લગનની આગમજ પોતાની પ્યારી "એનજેલીના" ને માટે પાણીમાં અને આગમાં જવાને અને દરેક દુઃખ ખમવાને તૈયાર થતો હતો; પણ લગન પછી જો ખાવાનું પા કલાક મોડું થતું, અથવા તો ગોસ જરા કાચું રહેતું કે વધારે ચરી જતું, અથવા તો ઘરનું પછડું જરા ઘરડાતું તો "એડવીન" બધો ઠપકો "એનજેલીના" ની ઉપર નાખતો હતો, તેથી "એનજેલીના" ને લગનની આગમજ સઘલાં પઇડાંને બરાબર તેલ લગાડી તૈયાર કેમ રાખવું તે શીખવા દેવો.

દીનબાઈ.

---

આફ્રીકાનો એક રાજા નામે ઉમુર હમણાં મરણ પાંમ્યો છે, જે પોતા પાછલ ૭૦૬ વીધવા અને છોકરાંઓની લાંબી એવી હાર મેલી ગયો છે. તેનો વડો છોકરો લોકે હજી અનુભવમાં કાચો છે, તોપણ પરણવાના કામમાં ચાલાકી જબરી બતાવતો જાય છે; તેની ૪૨૨ બાયડીઓ છે.



# હીંદુસ્તાનની સ્ત્રીઓ માટે લેડી ડફ્રીનના વીચારો.



જો કે ઉપર્તુ મથાળું આ બાબદને મેં આપ્યું છે, તોબી હીંદી સ્ત્રીઓની રીતભાત, રેવાજ અને જીંદગી માટે કાંઈક અમુક ગ્નાન ધરાવવાનો દાવો હું કરતી નથી. ચાર વરસની મારી હીંદુસ્તાનની જીંદગીએ મને શીખવ્યું છે કે તેમને લગતી સઘળી બાબદોનો અભ્યાસ કર્યા વગર એક મુલક, જે આખાં યુરોપની માફક વેંહચાઈ ગયલો છે, તેની સ્ત્રીઓ માટે સત્તા સાથ બોલવું એ ન બની શકે એવું છે. ત્યાંનાં એક ભાગની રીતભાત બીજા ભાગ કરતાં ઉલટીજ માલમ પડે છે. ઉત્તરની રીત દક્ષીણમાં જણાતી નથી, અને પૂર્વનો રેવાજ પશ્ચીમમાં હોતો નથી; જયારે એકેજ ઈલાકાનાં લોકોની જુદી જુદી નાત અને જુદા જુદા ધર્મ તેમનું વીચીત્રપણું બતાવે છે. ઈંગલંડમાં દેશી સ્ત્રીઓ માટે એવો વીચાર છે કે તેઓ સુખ જેવું કશું જાણુતાંજ નથી. આ વીચાર ઘણો ભુલ ભર્યો છે. ખરેખર, સ્ત્રીઓનો મોટો બાગ, અકસર કરી હલકી ગ્નાતની સઘળી સ્ત્રીઓ, છુટથી સઘળે ઠેકાણે ફરે છે, અને સઘળી મોજમજાહમાં ભાગ લે છે. મેં તેણીને તેણીના મીત્રો અને પડોશીઓ સાથ જાહેર તમાશામાં ભાગ લેતી જોઈ છે. કોઇ વેળા હું તેણીને નદી કીનારે કે કુવા આગળ હસ્તા મોંહ સાથ તેણીનો ચળકતો પીતળનો કરશયો હાથમાં લઈ ઉભેલી, કે સુર્યનાં તડકામાં તેણીનાં ભીંજાયલાં કપડાં સુકવતી જોઉં છું. સીમલાની ટેકરી પર તેણી કડીયા મજુરોને મદદ કરતી જણાય છે, અને દારજીલીંગમાં તેણીની સઘળી દોલત તેણીનાં ગળાં આસપાસ વીંટાલેલી મારા જોવામાં આવે છે; આ ઉપરથી હું કહી શકું છું કે, હલકી ગ્નાતની સ્ત્રીઓ જેઓ પરદા પછવાડે ઢંકાઇ રહેતી નથી, પણ દરેક વખતે અને દરેક જગાએ છુટથી ફરે છે, તેઓ ઈંગલંડની સ્ત્રીઓનાં જેવીજ સંતોશી અને સુખી હોય છે.

વળી જનાનાંમાં રેહતી સ્ત્રીઓ માટે પણ કાંઈ સઘળું દલગીરી ભર્યુંજ કહેવાઈ શકાય નહી. કેનેરી તેનાં પીંજરાંમાં ખરેખર સુખી છે. પરદા અંદરની જીંદગી આપણને તો નહી ખમી શકાય એવી લાગે છે એ ખરૂં, પણ તેઓ તો એ મહલાબવાલી જીંદગી માટે મગરૂરી લે છે. તેણીઓને છુટાપણાંની જરૂર નથી, તેમની કોઈબી ઈચ્છા પાર પડવા વીના રહેતી નથી, જનાનાંની સાંકળમાંથી છુટવાને ફાંફાં મારવાં તેમને પસંદ નથી, તેઓ બાહરની ભપકાદાર લલચાવનારી દુનિયા માટે કશું જાણતાં નથી, માટે જુઠા લોભમાં પડયા વીનાની શાંત જીંદગી તેઓ ગુજારે છે. ખરેખર, આપણી બાહરની ઉદ્યોગી દુનિયામાં સખત મેહેનત કરતી એવી ઘણીક નારો હું જોઉં છું, કે જેણીઓ તેમનાં જેવી શાંતી અને આશાયશ મેલવવા રાજી થાય. દેશી ભાષાઓનો અર્થ ન સમજયા છતાં પણ એવી કોઈ વેળા ન હશે કે જયારે મેં તેમની નમ્રતા, અને મીત્રાચારીભરી વાતચીતથી ખુશી થયા વનાં જનાનખાનું છોડયું હોય. હું ધારૂં છું કે પૂર્વ તરફની જીંદગીની હાલની હાલત તરફ જોતાં જનાનાંનો કાયદો ફાયદાકારક છે. શું પુરૂષો કે સ્ત્રીઓ તેને રદ બાતલ કરવા હજુ તૈયાર થયા નથી. હીંદુસ્તાનની છોકરીઓ માટે લખતાં મારે જણાવવું જોઇયે કે ઈંગલંડની છોકરીઓ કરતાં તેઓ વધુ ઝડપ અને ચાલાકીથી શીખી શકે છે. સ્કુલોની મુલાકાત વેળા ઘણું કરી મને ઈનામો આપવાં પડતાં હતાં. આ વેળાની તે નાના બાળકોની ચપળ ટીકાકાર આંખો મને ઘણી રમુજ પમાડતી હતી. એક વેળા એક ગરીબ દેખાવની સ્ત્રીને તેની બીજી સહી કરતાં ઓછા સુંદર દેખાવની દોલ ઈનામમાં મલવાથી તે ના પસંદ પડવાનો ચુકાદો તેણીની આંખોમાં વાંચી હું ઘણી દલગીર થઇ.

સૌથી સરસ દેશી છોકરીઓની સ્કુલો, જેમની મેં મુલાકાત લીધી હતી, તેમાં માઈસોરની માહરાણીની ઉંચા કુલની છોકરીઓની સ્કુલ એક છે. ત્યાં કરાવવામાં આવતો અભ્યાસ, વાપરવામાં આવતી ચોપડીઓ, છોકરીઓનાં માનપીતાના ખોટા વીચારો અને નાતની જરૂરીયાતો ઉપર ચોકસ ધયાન પુગાડવામાં આવે છે. હું જોઇને ઘણી ખુશી થઈ કે સ્કુલોમાં ચાલતા સાધારણ અભ્યાસ ઉપરાંત ત્યાં રાંધવાનું તથા તનદરૂસ્તીને લગતું ગ્નાન આપવામાં આવતું હતું. ટુકમાં કહું તો છોડીઓને મનપસંદ સાથીઓ, ઉદ્યોગી સ્ત્રીઓ અને સમજુ માતાઓ બનાવવા માટે કાંઈબી બાકી રાખવામાં આવ્યું ન હતું.

હીંદુસ્તાનની ઉંચી કેળવણી લીધેલી બાનુઓ માટે મને ઉંચો વીચાર છે. તેઓ હમેશાં મર્યાદાવાલાં અને નમ્ર રહે છે. જે દાખલો તેઓ બેસાડે છે, અને જે માન તેઓ મેલવે છે, તે સ્ત્રીઓની ઉંચી કેળવણીની સામે થનારાંઓની ખાત્રી કરી આપશે કે ખરેખરી કેળવણીથી કશું બીહવાનું નથી.

પારસી સ્ત્રીઓની વખાણમાં પણ એમજ કેહવાઈ શકાય. તેઓ ખુદરતી ચંચળ હોય છે અને તેમને સારી કેળવણી આપવામાં આવે છે. તેઓ પોતાનો સુશોભીત 'ડ્રેસ' પેહરી મંડળીમાં છુટથી ફરે છે, કે જેના તેઓ સુંદર ગાનવંતાં અને ચંચળ મેમ્બરો છે. હીંદુસ્તાનની સ્ત્રીઓની ચળકતી બાજુનું વર્ણન તેમને માટે લખ્યા વીના અસંપુર્ણ ગણાય.

RUBY.

---

એક નાની છોકરીને પુછવામાં આવ્યું કે "કંઈ નહી" એટલે શું? જેનો જવાબ તેણીએ વાલયો કે "તમારી આંખ બંધ કરો અને તમે જોશો."



# ટેવિસ્ટૉકનો ભેદ.

## એક ટુંકી વાર્તા.



સહવાર થઇ, ફરી આ સૃષ્ટી જાગૃત થઇ, પંખીઓ માળા મેલી બહાર નીસર્તાં પ્રાણુ રક્ષક જગત્તપતિને સંભારી ભજન ગાવા લાગ્યાં છે. સુગંધી ફુલો, હવાને સુગંધી બીખરાવે છે. વૃક્ષની ડાલો નવાં ફુટેલાં પાન સાથે કીર્તારને નમન કરતીજ ઝોકે છે. સહવાર દર પળ વધુ ને વધુ ઝમકતી જાય છે. થંડી લહેકીઓ મીઠી મીઠી શીટળતા છાંટતી સપડાં નગર માંહે ફરી વલે છે. ધીમે ધીમે સૂર્ય કીરણો ફુટે છે. સૂર્ય આ વખતે પુર્ણ કીરણોનાં તેજ માંહે વીંટલાયલો પ્રગટયો અને નગર પુર પ્રકાશમાન થયું છે. કોઇને તે પ્રકાશ હસાવે છે, ને કોઇને રડાવે છે.

આવી રીતે જ્યારે ખુદરત પોતાના પુર બહારમાં ખીલી રહી છે. તેવે શીટળ સમયે બે આસાગી ધીમે ધીમે ઘર તરફનો રસ્તો લેતાં આપણી નજરે પડે છે.

"અને તારી ખાતરી છે," આલફ્રેડ એક નીસાસો નાંખતાં બોલ્યો, " કે તારા બાપ આ કામમાં ખચીત હરકત લેશે ?"

" બેશક." આ તેના સોબતી—ફ્લૅરાનો જવાબ હતો. જો કે આ બાનુએ ભાગ્યેજ અઢાર ઉનાળા જોયા હોય, તોપણુ તેણીનાં કદની ઉંચાઇ એક મધ્યમ ઉંચાઇ કરતાં કાંઇક વધારે હતી. તેણીનો તેજસ્વી ચેહેરો એક ઉત્તમ ખુબસુરતી અને તનદરોસ્તીનો નમુનો હતો.

"પણુ," તેણીએ વધાર્યું, "આલફ્રેડ, તારી તરફની તેની થંડી વર્ત્તણુક તું કેમ ભુલી જાય છે?"

"મને તે યાદ છે! યાદ છે!" તે પોકારી ઉઠયો; "અને તેનું કારણુ એટલુંજ કે રૉસને મને પોતાની કરવા એના કાન ભર્યા છે," ફ્લૅરાએ ઝડપથી વાકય પુરૂં કીધું.

તેઓ થોડો વખત બોલ્યા વિના આગળ ચાલ્યાં. પણુ થોડીજ મીનીટમાં આલફ્રેડે ચુપકીદી તોડી. "અને ફ્લૅરા, તું મારી સાથે નહી આવી શકશે ?"

"જો મારાથી બને તો હું તેમ કરવાને ખુશી છું." આ તેણીનો ટુંક જવાબ હતો.

"બને તો!" તે આશ્ચર્ય પામ્યો. "એટલે! શા માટે તારાથી નહી બને !"

"કારણુકે મારા બાપની પરવાનગી વિના હું આ કામ કદી કરનાર નથી," તેણીએ જવાબ આપ્યો.

આલફ્રેડને હવે લાગ્યું કે ફ્લૅરા વિનાની જીંદગી કરતાં તો મોહત ભલું.

"ત્યારે શું તું પેલા કંગાલને પરણુશે કે ?" તેણુ તેણીના ચેહેરા ઉપરથી તેણીના વિચારો જાણુવાનો પ્રયત્ન કરતાં પુછ્યું.

" કદી નહી. "

" કદી નહી!" આ બે શબ્દોએ આલફ્રેડને નવી જીંદગી બક્ષી, અને તે તેણીના વખાણુમાં એક નાનું ભાષણુ કરવા જતો હતો, તેટલાં ફ્લૅરાના બોલવાથી તે અટકી પડયો. ફ્લૅરાએ તેને જણાવ્યું કે તેણી તેના સિવાય કોઇને પોતાનો દસ્ત આપનાર નથી. અને જેવું તેણી એમ બોલી કે તેણીના ગુલાબી ગાલો પરથી મોતી સમાન આંસુ ખરવા લાગ્યાં. પણુ હાથની એક અછાતથી ખંખેરી નાખતાં તેણી બોલી——

"સાહેબજી, આલફ્રેડ, કાલે આપણે એ વિષે વધુ વાત કરીશું. સાહેબજી." હવે તેણી પોતાની પછવાડે દરવાજો ઠોકવા જતી હતી, તેટલાં આલફ્રેડે તેણીને અટકાવી. "હું જોઉં છું ફ્લૅરા, કે મને આ જગ્યામાં દાખલ થવાની પરવાનગી નથી."

"ચુપ! ભીતને પણ કાન હોય છે," તેણીએ તેને સાવચેત રહેવા ફરમાવ્યું.

"ગઈ રાતે મને મારા બાપે કહ્યું કે મારે હવે તમોને વધારે વખત મળવું નહી. પણુ——"

"ફ્લૅરા," જેવો તેણીનો અવાજ તેણીના બાપે સાંભળ્યો કે તેણે ગુસ્સામાં હાંક મારી,—દરવાજો બંધ થયો,—અને ગરીબ આલફ્રેડે આ તનાયલી જગ્યા છોડી.

" ફ્લૅરા, તું કયાં હતી ?" મી૦ લીઓનર્ડે તપાસ ચલાવી.

" હું ફરવા ગઈ હતી પપા," મુશ્કેલીથી સંભળાઈ શકાય એવા અવાજે તેણી બોલી.

" જરા મોટેથી બોલ," મી૦ લીઓનર્ડ સખ્તાઈથી બોલ્યા અને પછી ધીમેથી તેવણે વધાર્યું, "ફ્લૅરા, તારી સાથે હમણા વાત કરવાની મારી ઈચ્છા નથી. તું તારા ઓરડામાં જઇને જરા શાંત થા. મારે તને જે કહેવું છે તે ઘણું અગત્યનું છે."

"તમે જેમ ફરમાવો તેમ કરવાને હું તૈયાર છું." તેણીએ પોતાની લાગણીઓ છુપાવતાં જવાબ આપ્યો, અને તે ઓરડો તરતજ છોડયો. "મને નથી લાગતું કે એ પેલા વીલેનો વીચાર જલદીથી છોડે," જેવો ફ્લૅરાએ તે ઓરડો છોડયો કે મી૦ લીઓનર્ડે પોતાની ધણીઆંણીને કહ્યું "અને" તેવણે વધાર્યું, "એનો અટકાવ કરવો તારા હાથમાં છે. એનું નામ શું ? હું હમેશાં એ હરામખોરનું નામ ભુલી જાઉં છું."

"તમારે તેની તરફ એટલા બધા સખ્ત નહી થવું જોઈયે." તેની બાઇડીએ પોતાની વાંચવાની ચોપડીમાંજ નજર રાખતાં કહ્યું. "સખ્ત નહી થવું જોઇયે! અરે! જો એ ફરીથી મને અંહી દેખાય તો હું કાંઇ વધારે ખોટું કરીશ! રૉસને મને એના વીષે જે કહ્યું છે તે બધું મારેથી તને કહેવાય નહી, પણ મેં તને જેટલું કહ્યું છે તે ઉપરથીજ તેં અને તારી દીકરીએ એ માણુસને ધીક્કારવો જોઇયે." આટલું કહી મી૦ લીઓનર્ડ ચાલી ગયા.

હવે આપણે આલફ્રેડની ખબર લઈયે. કર્લૅરાનું ઘર છોડયા પછી આલફ્રેડનું મન ક્રોધ અને ધીક્કારથી ભરપુર હતું. તેણે પહેલીજ વાર તે—કે જેણે તેના સુખનો નાશ કરવાને મેહનત લીધી હતી—તેનાપર કીનો લેવાનો વીચાર કીધો.

જેવો તે પોતાના હોટેલમાં આવ્યો કે તરતજ તે પોતાનાં ઓરડામાં ગયો, પોતે એક ખુરસીપર પડયો, અને ઓરડો બંધ કીધો.

તે આખો દીવસ તેણે ખોરાક થોડોજ લીધો. તેણે તે દીવસે પોતાના એક મીત્રને સાથે જમવાનું વચન આપ્યું હતું, પણ આ વચન તે અમલમાં લાવી શકયો નહી.

પોતાના વીચારનાં વમળમાં વીટલાયલાં મનને રાહત આપવા સાંઝના મોડેથી બહાર નીકળવાનો તેણે ઠરાવ કીધો. તેણે પોતાની બેચેની દુર કરવા એક ચોપડી હાથમાં લીધી; પણ તરતજ તેને ને બાજુએ પાછી મુકવી પડી.

ઘડીઆળમાં આઠનો ટકોરો પડયો, અને આલફ્રેડે બહાર જવાની તૈયારી કીધી.

"ઘણો સુખી વીચાર," તે ઓવરકોટ પહેરતાં બોલ્યો, "હું તેને કલબમાંથી પાછો ફરતાં મળીશ અને આનો નીકાલ લાવીશ." એક બીજી પળ અને તે બહાર રસ્તે પડયો.

રાત અંધારી હતી અને આકાશ તેજસ્વી તારાથી ભરપુર હતું. વખતે પ્રકાશીત ચંદ્રમાં શેહરના સફેદ બાંધકામો ઉપર પ્રકાશતો તો બીજીજ પળે તે તદન અંધારામાં જતો.

રસ્તા પરના ફાણુસની નજદીક ત્રણ પુરૂષો ઉભેલા જણાતા હતા. તેઓમાંનો એક ઘણા ભપકાદાર પોશાકમાં જણાતો હતો. બીજો સાધારણ પોશાકમાં પણ કાંઈક અક્કડ દીસતો હતો. જ્યારે ત્રીજો એક અદોર પુરૂષ લાગતો હતો.

"તે એક ઘણી સુખી સાંઝ હતી," પહેલો મુછના આંકડા ચડાવતો બોલ્યો.

"અને જ્યારે આપણો મિત્ર રૉસન પરણશે ત્યારે એથી પણ વધારે સુખી દીવસ આપણે ભોગવીશું." બીજો બોલ્યો.

"સબુર," રૉસને જલદીથી જવાબ આપ્યો. "હજી પક્ષી પીંજરાંમાં સપડાયું નથી."

"પણ તમે તો જાણે નક્કી થયું હોય તેવી રીતે વાત કરતા હતા," પહેલો બોલ્યો.

"ત્યારે તમે મને બરાબર સમજ્યા નહી. હજી સુધી હું તેણી સાથે તો એ વિષે એક શબ્દ પણ બોલ્યો નથી. તોપણ હું આશા રાખું છું કે એ બધું જલદીથી નક્કી થશે."

"ત્યારે તો સામટી રીતે અમે તમને મુબારકબાદી આપીએ છીએ," બીજો પોતાના હાથ ગજવામાં મુકતાં બોલ્યો.

રૉસન તેમની મેહેરબાની માટે ઉપકાર માનવા જતો હતો તેટલામાં તેનું ધ્યાન મોહોલ્લાને છેડે ઉભેલા બે શખસો તરફ ખેંચાયું.

તેમના ચાળાપરથી આં ટોલીને લાગ્યું કે તેઓ કાંઇ મસલતમાં મશગુલ હતા, જો કે તેમની વચ્ચેની વાતચીત તેમને ભાગ્યેજ સંભળાતી હતી.

"તમે મારે પગલે ચાલતા જણાઓ છો," બેમાંનો જે ઊંચો જેવો હતો, તે બોલ્યો.

"અને તમારે કામ શું છે?"

"મોહોલ્લામાં આપણા જેવા બેને માટે જગ્યા પુરતી છે," બીજાએ કાંઇક કડવાસથી કહ્યું, "આખો મોહોલ્લો રોકવાની તો તમારી મતલબ નહી હોય."

દુન્યામાં એવાં પણ માણસો હોય છે, કે જેઓ કાંઇ પણ કજીયામાં ભાગ લેવાને હંમેશ આતુર હોય છે. ઉપર કહેલી ત્રણની ટોળકીમાંનો બીજો—શ્રીરલી—તેઓમાંનો એક હતો.

"ચાલો આપણે સાં જઇએ," તે બીજાઓને ખેંચતાં બોલ્યો. પણ રૉસને તેને અટકાવ્યો, "અરે! એ તો આલ—" તરતજ તે પોતાનો સાદ ધીમો પાડી બોલ્યો, "હું તમને સલાહ આપું છું કે, તમારે આ વખતે આવા દેખાવ ઉપર ધ્યાન નહી આપવું જોઇયે." અને પછી તે ગ્રૅટ તરફ ફરીને બોલ્યો, "તમે મારા વીચારને મળતા છો કે?"

"રૉસન કહે છે તે બરાબર છે," ગ્રૅટે ટેકો આપ્યો. "વળી તેમનો કજીયો કે મસલત જે કહો તે પુરૂં થયલું દેખાય છે."

અને તે ખરો હતો, તેઓ બંને હવે છુટા પડયા હતા, અને પેલી ટોળકી તરફ આવતા હતા. બેમાંનો ઉંચો, જેને રૉસને આલફ્રેડ દાખલ ઓળખ્યો હતો, તે જરા પછવાડે હતો. રૉસન અને તેના મીત્રો એવી રીતે ઉભા હતા કે, તેઓ પોતે જણાયા વીના બધું જોઇ તથા સાંભળી શકે. બેમાંનો પેહલો જેવો તેઓ આગળથી પસાર થયો કે, તેઓએ તેને "મને મારનાર છે" અને બીજાં થોડાંક અધુરાં વાકયો બોલતાં સાંભળ્યો.

"હું ધારૂં છું કે મેં આ ચેહરો જોયલો છે." ગ્રૅટ બોલ્યો "અને તેમજ મેં પણ જોયો છે," રૉસન તેને મળતો થયો.

"અરે! એ તો આપણો મિત્ર હોકસલી છે," પહેલો પોતાની બીડી ફેંકી દેતાં બોલ્યો. "ગરીબ બીચારો! એને મારવાની ધમકી મળેલી જણાય છે," તેણે વધાર્યું.

જેવું તે એમ બોલી રહયો કે આલફ્રેડ તે તરફ આવ્યો અને તેમની હાજરીથી અંજાણ રહેતાં તે બોલ્યો.

"હા, હું એને પશ્ચાતાપ કરાવીશ."

પછી તણે પોતાની ચાલવાની ઝડપમાં વધારો કીધો.

"એ શું છે? કાંઈ સમજ પડે?" ગ્રીરલી અજાયબીમાં પોકારી ઉઠયો.

"મને લાગે છે કે આ બધાનું મુળ કારણ એક છોકરી હોવી જોઈયે," રૉસન ઠંડાપણે બોલ્યો. "જુઓ, જુઓ, હવે તેઓ ફરીથી મળે છે અને—જુદા પડે છે."

"મીત્રો, હવે આપણો ઘર જવાનો વખત થયો છે." તેઓ છુટા પડયા.

બીજી સહવારે કર્લૅરા પોતાની વાડીમાં ફરતી હતી, જ્યારે તેણીએ એકાએક પોતાને રૉસનની સામે ઉભેલી દીઠી.

"સાહેબજી" તે બોલ્યો.

કર્લૅરાનો પ્રત્યુત્તર ફકત તેણીની ચાલવાની ઝડપમાં કીધેલો વધારો હતો.

તેણે તેણીનો હાથ પકડી પોઆવી અને બોલ્યો, "કર્લૅરા", તું મારી સાથે ઘણાં ઘાતકીપણે વર્તે છે."

"તમારી સાથે વાત કરવાની મારી બીલકુલ મરજી નથી," તેણીએ જવાબ આપ્યો; અને એમ કહેતાં તેને એક આંચકો સારી બાજુએ માર્યો.

"આવી રીતે વર્તવાનું કારણ શું?" રૉસને હવે પોતાની કઢંગી હાલત જોઇ પુછ્યું. "ક્લેરા, તું મને શા માટે નાપસંદ કરે છે તેનું કારણ મને કહે."

"કારણ તો તમે પોતે સારી પેઠે જાણો છો." આ તેણીનો હાજર જવાબ હતો.

"ત્યારે આખરે એના બાપે આલફ્રેડ વીષે એને કહ્યું છે ખરૂં," તે મનમાં બોલ્યો, "કોણ જાણે હવે તે પોતાની અંહીની મુલાકાતો ચાલુ રાખશે કે નહી?" હવે તે ક્લૅરા તરફ ફર્યો અને બોલ્યો, "તે તને પસંદ છે?"

"કોણ?"

"આલફ્રેડ."

"હાજ તો, તે જેટલો મને ગમે છે તેટલોજ હું તને ધીક્કારૂં છું."

રૉસનના ગુસ્સાનો પાર રહ્યો નહી. જો તેની સામે તેનું બરોબરીયું કોઇ હોત તો તરતજ તેણે આ રીતે તેનો ઈનકાર કરવાનો સ્વાદ તેને ચખાડ્યો હોત, પણ એક સ્ત્રીની સામે તે કેમ થઇ શકે? તે તેણીને તેવોજ ગુસ્સાભર્યો જવાબ દેવા જતો હતો, તેટલાં તેણે પોતાનો ક્રોધ સમાવ્યો અને બોલ્યો, "જે શખ્સ તને આટલી વખાણે છે, તેને માટે નાપાયદાર નાપસંદગીનો વીચાર બાંધવો ઘણું મુર્ખાઈ ભરેલું છે."

"અને તમે એક નીર્દોષ માણસને નાહક સતાવવા માટે ઘણા અક્કલવાન ગણાવા જોઇયે."

રૉસને જાણ્યું કે તેણી કોણને માટે કહેતી હતી.

"ખાતરી રાખ ક્લૅરા, કે મેં તેને અદેખા થવાનું બીલકુલ કારણ આપ્યું નથી."

"કેવું જુઠું!" તેણીએ વીચાર્યું.

"મી૦ લીઓનર્ડે મારૂં નામ શા માટે કહ્યુ હશે!" રૉસને વીચાર્યું.

ક્લૅરા કાંઇ પણ વધુ બોલ્યા વીના પોતાના ઓરડા તરફ ચાલી ગઇ. રૉસન તેની પછવાડે ચાલ્યો. તે લાઇબ્રેરી તરફ ગયો, દરવાજાને એક આંચકો મારી ઉઘાડ્યો, અને મી૦ લીઓનર્ડની સામે ઉભો. તેમની વાતચીત થોડાજ વખતમાં પુરી થઈ, કારણકે મી૦ લીઓનર્ડ તે વખતે ખુશ મીજાજમાં નહી હતા. પા કલાકમાં તો રૉસને તે ઘર છોડયું અને ટવીસ્ટૉક હોટેલ તરફ ચાલુ મુક્યું.

જ્યારે તે ત્યાં દાખલ થયો, ત્યારે સાતને વીસ મીનીટ થયલી હતી. તે દાદર પર ચઢ્યો, અને પોતાની નોટ-બુકમાંથી એક કાગળનો કડકો કાઢી વાંચ્યું, 'પહેલે માળે, નંબર ૧૯.'

થોડાં પગલાં આગળ, અને 'નંબર ૧૯' વાળા ઓરડા પાસે આવી પહોંચ્યો. "બરાબર, એજ," તે બોલ્યો, અને બારણાંને ટકોરા મારી અંદર દાખલ થયો. જેવો તે દાખલ થયો તેવોજ તરત બહાર નીકળ્યો અને તેને કોઈએ જોયો કે નહી તેની ખાતરી કરવા ચો તરફ જોયું. "મારે નસીબે એક પણ જીવડો અહીં નથી," તે બબડયો. આ વખતે તેનું અંતઃકરણ ધબકતું હતું. તેને ખબર હતી કે તેનો મિત્ર ફ્રેડ 'નંબર ૧૦' વાળા ઓરડામાં રહેતો હતો. તરતજ તેણે બારણું ખોલ્યું, અને ઓરડામાં દાખલ થતાં બોલ્યો, "હલો! ફ્રેડ, હજી સુતેલોજ છે કે?" એક આંખના પલકારામાં ફ્રેડ બીછાણેથી કુદી પડયો અને પોતાના મિત્રનો હાથ ઝાલતાં બોલ્યો, "ભલે પધાર્યો, રૉસન, હું તમને જોઇને ઘણો ખુશી છું."

"અને તેમજ હું પણ ખુશી છું," રૉસને તેને હાથ આપતાં ખુશાલી બતાવી.

"રાતે જરા મોડો સુતો હતો," ફ્રેડ બોલ્યો; અને પોતાના જીતેલા પૈસા બતાવતાં તેણે વધાર્યું "રાતે નસીબદેવી મારા ઉપર પ્રસન્ન થઇ હતી."

"ખુન! પોલીસ!" એક નોકરે હોક્સલીના ઓરડામાંથી દોડી આવતાં બુમ પાડી.

"ખુન! ખુન!" સઘળી તરફથી અવાજ આવવા લાગ્યા. રૉસન અને ફ્રેડ ઓરડામાંથી બહાર ધસી ગયા અને બીજાઓએ પણ તેમનો દાખલો લીધો.

એક પળમાં હોક્સલીનો ઓરડો ભરાઇ ગયો, અને જે નોકરે બુમ પાડી હતી, તે બીચારો એકી વખતે પુછાયલા સેંકડો સવાલોના જવાબ આપતાં ગભરાઈ ગયો.

સર્વે 'પોલીસ! પોલીસ!!' કરવા લાગ્યા, અને ત્યારે નસીબે એક પોલીસ અમલદારનું તે તરફ આવવું થયું. તેનું નામ ડેવીસ હતું અને તેણે કનસ્ટેબલ દાખલ ઘણી કીરતી મેળવી હતી. તરતજ તે એકઠાં મળેલાં ટોળાં તરફ ધસી ગયો.

"એને પહેલાં કોણે જોયો?" જેવો તે ખુન થયલાં માણસ આગળ જઇ ઉભો કે તપાસ ચલાવી.

"હોટેલના નોકરે," ચોમેરથી જવાબ મળ્યો.

"મેહરબાની કરીને એકજ જણ જવાબ આપો. તે ક્યાં છે?"

"આ રહ્યો" નૉરીસે પોતાની ટોપી ઊંચકતા જવાબ આપ્યો.

"મી૦ હોક્સલી છેલ્લા તમારી સાથે ક્યારે બોલ્યા હતા?" કનસ્ટેબલે પુછ્યું.

"આશરે અડધા કલાકપર" જવાબ મળ્યો.

"તમે તેને છોડયો અને તપાસ ચાલી તેટલા વખતમાં કોઇને ઓરડામાં જતાં જોયું હતું?"

"નહી."

"અજબ જેવું!" તે ઓરડાનાં દરેક ખુણા તપાસતો બોલ્યો. ઇનસ્પેકટર પણ આવી પહોંચ્યો અને ઘણીક બારીક તપાસ ચલાવી. નૉરીસ તરફથી તેણે ખબર મેળવી કે હોક્સલીને તેણે (નૉરીસ) તેના બીછાણામાં છાતીપર એક ઊંડા ઘા સાથે પડેલો જોયો હતો. સામા માણસનાં હથીયારથી આ ઘા પડેલો જણાતો હતો.

આખું શેહર ગભરાટમાં પડયું હતું. "આશરે સવા સાતને અમલે એક માણસને હોકસલીના ઓરડામાંથી બહાર આવતાં આયાએ જોયો હતો," ઘણાક અવાજો સાથે પોકારી ઉઠયા.

"ક્યારે? ક્યારે?" ડેવીસ અને ઈનસ્પેક્ટરે આતુર અવાજે પુછ્યું.

"આશરે સવા સાતને અમલે."

ઇન્સપેક્ટર આયા તરફ ફર્યો અને તે માણસનું સંપુર્ણ વર્ણન કરવાને તેણીને ફરમાવ્યું.

"અરે! આ ખરેખર ખુન થયું છે, સાહેબ, અને હું ઘણી ગભરાઇ ગઇ છું," તેણીએ જવાબ આપ્યો.

"મારા સવાલનો એ જવાબ નથી," ડેવીસ ગુસ્સાથી બોલ્યો.

"હા, સાહેબ, હું કહું છું કે આ ખુનજ થયું છે, પણ હું તમને કહીશ કે એ માણસ કેવો હતો."

"આગળ ચલાવ, ચારે."

"તે એક ઉંચો પુરૂષ હતો, સાહેબ, તેને ઝીણી ઝીણી મુછ હતી, અને—અને પોશાક સફેદ હતો."

ઇન્સપેક્ટરે પોતાની નોંધ પોથીમાં આ લખી લીધું.

"હોકસલીનું ખુન થયું છે, ગ્રેંટ," રૉસને જેવો તેને દીઠો કે ખબર આપી.

"હલો! તમે ત્યાં!" ગ્રેંટ અજાયબ થયો. "ખુની પકડાયો કે?"

"નહી."

"આપણે રાતે જોયો તેજ માણસ છે." ગ્રેંટે ખબર આપી.

"તમે કોણને જોયો?" ફ્રેડ પુછવા પડ્યો.

રૉસને તેઓએ જે જોયું હતું તે સઘળું માંડીને ફ્રેડને કહ્યું. "આ વીશે પોલીસને ખબર આપવી જોઇયે," ફ્રેડે સુચવ્યું "અને પછી આપણે જોઇશું કે ઇનસાફ શું કહે છે."

"અમે એમજ કરીશું" ગ્રેંટ અને રૉસન ઓફીસીની શોધમાં જતાં બોલ્યા.

* * * * * *

હોકસલીને તેજ સાંઝે દફન કરવામાં આવ્યો હતો. તેની ઘોરપર કોતરાવેલો લેખ નીચે મુજબ હતો:—

રૉબર્ટ હોક્સલી,

ઉમર વર્ષ ૨૭,

ખુનીને હાથે માર્યો ગયો,

ડીસેમબર ૧૮૭૬.

આ બનાવે શેહરમાં ઘણો ગભરાટ ઉત્પન કીધો હતો. શેહરનો દરેક રહેવાસી ઘણો ઉશ્કેરાઈ ગયો હતો. ન્યુસપેપરો આ ટેવીસ્ટૉક હોટેલમાંના ખુનના ભેદના હેવાલથી ભરાઈ ગયાં હતાં.

ખુનની સહવારે આલફ્રેડે હેલીફેક્સ જવા લંડન છોડયું હતું. જેવો તે ત્યાં જઈ પોંહચ્યો કે તેણે એક ઓરડો ભાડે લીધો. તે એક ઉંચી સીલીંગ અને બે નાની બારીઓવાલો ચોરસ ઓરડો હતો. જમીન ઉપર સેતરંજી બીછાવેલી હતી, કે જેની ઉપર એક ટેબલ અને સાઈડબોર્ડ ગોઠવેલાં હતાં. બારીઓને ભુરૂ કાગળો લગાડેલાં હતાં, કે જેઓ વખતને જવે પીળાસ પડતાં થયાં હતાં. એક અભરાઈપર એક ધુળ ખાતું ઘડીઆળ મુકેલું હતું, અને બીજી ત્રણ ખુરસીઓ તથા એક સ્ટૅન્ડે આ ઓરડાનું ફરનીચર પુરૂં કીધું.

આલફ્રેડે ફ્લૅરાને એક કાગળ લખ્યો હતો, પણ તેનો કાંઇ પણ જવાબ ન મલવાથી તેણે લંડન હમેશને માટે છોડયું.

તેના આવવા પછી બે દીવસે તે પોતાના નાના ઓરડામાં વાંચતો બેઠો હતો, તેવામાં તેણે બારણાંપર ટકોરા પડતા સાંભળ્યા.

"કોણ છે? અંદર આવો." તે બોલ્યો અને ડેવીસ, પોલીસ ડીટેકટીવ તેની સામે ઉભો.

"તમારૂં નામ, સાહેબ?"

"આલફ્રેડ થૉર્ન."

"આલફ્રેડ થૉર્ન, હું તમારે માટે ઘણો દલગીર છું; પણ નામદાર રાણીની સત્તાથી તમે મારા કેદી છો."

"શા માટે?" આલફ્રેડ અજાયબીમાં પોકારી ઉઠયો.

"હોકસલીનાં ખુનને માટે." જવાબ મળ્યો.

"મેં—મેં હોકસલીનું ખુન કીધું?" ગુસ્સાથી લાલ થયલા આલફ્રેડે બુમ પાડી.

"તેમ દેખાય છે તો ખરૂં."

"સાહેબ, તમે ખોટું બોલો છો."

"નહી: હું ખોટું નથી કહેતો; એને માટે મારી પાસે પુરતા પુરાવા છે."

"પણ, હું નીર્દોષ છું."

"બધા ગુનેહગારો વાંક સાબેત થયા પેહલાં નીર્દોષ હોય છે," ડેવીસે મુછમાં હસતાં કહ્યું.

આલફ્રેડે ઘણા અપમાન ભર્યાં શબ્દો ઓચર્યા.

"ચાલો હવે," આ અમલદાર આખરે સખ્ત અવાજે બોલ્યો, "મારી સાથે ગુસ્સે થવામાં કાંઈ સાર નથી. હું ફકત મારી ફરજ બજાવું છું. ખુનની સહવારે તમે તેના ઓરડામાં નહી હતા?"

"હું ત્યાં હતો; પણ તમને કોણે કહ્યું?"

"ડીટેકટીવોને સઘલી ખબર હોય છે, સાહેબ." અને પછી તેણે વધાર્યું, "તમને આટલું જલદીથી શેહર છોડવાની જરૂર શાથી પડી?"

"મારાં કાંઈ ખાનગી કામસર."

"ચાલો સાહેબ, હું તમને સવાલો પુછનાર નથી."

આલફ્રેડ પોતાની હાલત જોઈ તાબે થયો, અને તેઓ લંડન જવા ઉપડયા.

* * * * * *

તેમના આવવાથી લંડન શેહરમાં ઘણી ચરચા ઉઠી. આખું શેહર ખુનીપર ઉલટી પડવા તૈયાર હતું, જ્યાં જુઓ ત્યાં એજ વાત. અહરયો કલબમાં, અને બાનુઓ ઘરમાં એજ વીષય પર તકરારો કરવા મંડયાં. આલફ્રેડે પોતાના મીત્રોને શોધ્યા, પણ રોલન્ડ (ઈસ્ટ એન્ડ હોટેલમાંનો તેનો પડોસી) અને ફ્લૅરા સીવાય તેના ખરા મીત્રો હતાજ નહી.

રોલન્ડ કહતો કે તે આલફ્રેડને એક પળ પણ ગુનેહગાર માનતો નહી હતો, અને ફ્લૅરા કહેતી કે જો હોકસલી પોતે ઘોરમાંથી ઉઠીને કહે કે આલફ્રેડે તેને માર્યો, તે છતાં તેણી આલફ્રેડને ખુની તરીકે માને નહી.

તેણીએ તેને મળવા ધાર્યું, પણ પોતાના બાપની પરવાનગી મેળવવાનું અશક્ય ધારી વીચાર માંડી વાળ્યો.

સોમવારને દીવસે તપાસ થવાની હતી. તે એક ઘણો તોફાની દીવસ હતો, ઠંડી પણ પુષ્કલ હતી અને પવન જોસમાં ફુંકતો હતો, પણ કોરટમાં જનારાઓને તેની થોડીજ દરકાર હતી.

બપોરના બે વાગે તપાસ શરૂ થઈ, પણ તે પેહલાં કોરટ ચીકાર થઈ ગઈ હતી. ઘરડાં અને જુવાન એકસરખી રીતે કેસ સાંભળવા આવ્યાં હતાં.

પેહલો સાક્ષી રૉસન હતો. તેણે કહ્યું કે ગુરૂવારે સાંઝે તે અને તેના મીત્રો કલબમાંથી પાછા ફરતા હતા, તેવામાં તેણે મરનારને અને બંધવાને ઘણાં ગુસ્સામાં વાત કરતાં દીઠા.

માજીસ્ટ્રેટ—તમે તેઓ વચ્ચે થયલી વાતચીત કહી શકશો?

સાક્ષી—નહી.

માજીસ્ટ્રેટ—તમે કેમ જાણ્યું કે તેઓ ગુસ્સામાં હતા?

સાક્ષી—તેમના ચાળાપરથી.

માજીસ્ટ્રેટ—બીજા સાથી?

સાક્ષી—મારા મીત્રો અને હું એવી રીતે ઉભેલા હતા કે અમને જોયા વીના મરનાર અમારી આગળથી "હા, મને મારનાર છે," અને બીજાં કાંઈ અધુરાં વાક્યો બોલતો પસાર થયો. તેની પછવાડે બંધવો આવ્યો અને બોલ્યો કે "હા! હું એને પશ્ચાતાપ કરાવીશ."

આજ વખતે આલફ્રેડે કોરટમાં આસપાસ જોયું, અને તેમ કરતાં તેની નજર કૅરોપર પડી. જેવી તેઓની આંખ સાથે મળી કે કૅરા એક ચીસ પાડી બેશુદ્ધ થઈ જમીનપર પડી. રૉસનના છેલ્લા શબ્દોએ તેણીની સઘળી આશા ભંગ કરી હતી. તેણીને એકદમ ગેલેરીપરથી દુર કરવામાં આવી અને બીજાંઓની મદદથી થોડા વખતમાં સુદ્ધીમાં આવી.

પોતાની તપાસ વખતે. કૅરાને ત્યાં જોઈ આલફ્રેડ ઘણો અજાયબ થયો.

થોડી મીનીટ પછી રૉસને આગળ ચલાવ્યું. "પછી બંધવાએ પોતાની ચાલની ઝડપમાં વધારો કીધો અને ફરી તેઓ વાત કરતા જણાયા."

મી૦ કીંગ, બંધવા તરફના વકીલે હવે સવાલ પુછ્યો—

વકીલ—એમ ધારવાનું શું કારણ?

સાક્ષી—હું કહી શકતો નથી.

વકીલ—હું જાણું છું કે તમને અને મારાં કુલને બનતું નથી, તોપણ તમારી ફરજ છે કે એક બીજાં તરફનો ધીક્કાર બાજુએ રાખી આ વખતે ખરેખરૂં કહેવું.

સાક્ષી—આ બીજા બે સાક્ષીઓ છે કે જેઓ મારા હેવાલને ટેકો આપશે.

વકીલ—પણ એ તો તમારા માનીતા મીત્રો છે, મી૦ રૉસન.

રૉસનની સાક્ષી પુરી થઈ. કોરટમાં સર્વે પોત પોતાનું મત આપવા પડયા. કેટલાકોએ બંધવાને ગુનેહગાર ઠરાવવાની ઉતાવલ કીધી અને કેટલાકે તેને નીર્દોષ ધાર્યો. જેવો ત્રીસ્સી જબાની આપવા ઉભો કે સર્વેની આંખો તેની ઉપર ટાંકેલી રહી. તેણે પેહલા સાક્ષીના કહેલા હેવાલને ટેકો આપ્યો અને વધાર્યું "હું તેમની પુઠે વધારે ખબર મેળવવા જતો હતો, પણ મારા મીત્ર મી૦ રૉસને મને અટકાવ્યો."

મી૦ કીંગે ઉલટપાલટ તપાસ્યા પછી તેને વીદાય કીધો. ત્રીજો સાક્ષી ફ્રેટ હતો. તેની સાક્ષી ઉપલા બેને મળતીજ હતી. પછી જે નોકરે મરનારને પેહલાં જોયો હતો તે આવ્યો, અને છેલ્લે આયાએ કહ્યું કે ખુનની સહવારે જે માણસને મરનારના ઓરડામાં જતાં તેણીએ જોયો હતો તે બંધવો પોતેજ હતો.

હવે માજીસ્ટ્રેટ બોલ્યા—"આલફ્રેડ થૅાબર્ન, ગયે સુકરવારે ટવીસ્ટૉક હોટલમાં હોકસલીનું ખુન કરવાનું તોહમત તમારીપર મેલાયું છે. સર્વેની સાક્ષી તમારી સામે પડી છે. ખુનની આગલી સાંઝે મરનારને ગુસ્સા ભરેલા શબ્દો કહેતાં તમે જણાયા હતા. સાક્ષીઓની આગળથી પસાર થતાં મરનાર બોલતો સંભળાયો હતો કે, 'હા, મને મારનાર છે,' કે જેની મતલબ તમે તેને આપેલી ધમકી જણાય છે. થોડા વખત પછી તમે તેની પુઠે જતા માલમ પડયા, અને ખુલ્લી રીતે 'હા! હું એને પશ્ચાતાપ કરાવીશ' બોલતાં સંભળાયા. આ શબ્દો બીલકુલ તમારી પક્ષમાં જતા નથી. તમે તેને સીક્ષા કરવા માગી, અને હું કહું છું કે તમે તમારૂં વેર આ રીતે લીધું છે. બીજી સહવારે તમે હોકસલીની તેના ઓરડામાં

હતો. મેં મરનારને મારવાની ધમકી આપી ન હતી. મેં તેને તે દીવસે પહેલવહેલોજ જોયો હતો. ત્યારે તેને નુકસાન કરવાની મારી શું મતલબ હોય? મેં તેને મારે પગલે ચાલવાનું તહોમત મેલ્યું. તેણે તે ના પાડયું. તે મારી આગળથી ગયા પછી હું તેને કહેલા શબ્દો માટે પસ્તાયો. મે તેને પકડી પાડયો અને માફ માગી."

"માફ માગવાની કશી જરૂર નથી." તે હસીને મને પોતાનો કાડ આપતાં બોલ્યો. તેણે મને બીજે દીવસે બપોરનાં પોતાને ત્યાં આવવા કહ્યું. મેં કહ્યું કે સહવારે તો હું જવાનો છું.

"કંઈ ફીકર નહી," તે બોલ્યો, "તમે જાવો તે પહેલાં જરા આવી જજો." અને અમે છુટા પડયા.

"બીજી સહવારે મારો સામન તૈયાર કરી મેં સ્ટેશન પર મોકલાવ્યો અને હું પોતે મી० હોકસલીનાં હોટેલ તરફ ચાલ્યો. હું એના ઓરડામાં દાખલ થયો અને તેણે મને એક ખુરસી પર બેસવા કહ્યું. જેવો હું બેઠો કે તેણે પોતાનો હેવાલ નીચે પ્રમાણે કહેવો શરૂ કીધો:—'આશરે એક વર્ષની વાતપર મેં આ ધિ:કાર પામેલી જગ્યા છોડી. મારી પાસે બીજા ધંધામાં પડવા ઠીક પુંજી હતી. મારો વિચાર અમેરિકા જવાનો હતો; પણ મારાં કમનસીબે હું પેરીસ તરફ ધસડાયો. જે વખતે મેં તે જગ્યાપર પગ મુકયો તે વખત, તેં કલાક અને તે મીનીટને હું શ્રાપ દઉં છું. એક દિવસે પેરીસના એક જાહેર અહસ્થે આપેલા બૉલમાં ભાગ લેવાનું મને આમંત્રણ આવ્યું. હું ત્યાં ગયો. હાલ ઘણી સરસ રીતે સણગારેલો હતો. ગાયન ઘણું મધુર હતું. ત્યાં એક જુવાન બાનું સાથે મને ઓલખાણ થઈ. હું તેની સાથે ત્રણ વખત નાચ્યો. તે દિવસ પછી હું તેણીને ઘેર વારંવાર જતો. મને ત્યાં ન જવાની ચેતવણી આપવામાં આવી, પણ મારી નબલાઈએ મને ફસાવ્યો. ટુંકમાં હું તેણીને પરણ્યો. જો તેણીએ મને મારવાનો પ્રયત્ન કીધો ન હતે તો હું આજે અહીં નહી હતે. મને યાદ છે કે તેણીએ મને કોઈ દીવસ ચાહ્યો નહી હતો. હું ઘેલો થયો હતો.'

"મરનારે મને આવી રીતે પોતાનો હેવાલ આપ્યો. મેં તેને મારાંથી બને એટલો દીલાસો આપ્યો. મારો જવાનો વખત થવાથી મેં તેને સલામ કીધી અને હોટેલ છોડયું."

કબરના જેવી ગંભીર ચુપકીદી હવે તુટી અને ફરી એક વાર કેસ સાંભલવા આવનારાં પોતપોતાનાં મત આપવા પડયાં.

"વાત તો ઠીક જોડી કહાડી," ગ્રૅટ બોલ્યો.

"બેવકુફ, ચુપ રેહ," રૉસને બુમ પાડી, "તારે એમ કહેવાનું નથી."

આજ પળે માજીસ્ટ્રેટે બંધવાની પાસે રૂમાલ વીશે ખુલાસો માંગ્યો.

"રૂમાલપરનું લોહી મારૂં પોતાનું છે," તે બોલ્યો, "અકસમાતે મારા હાથપર કાપ પડયો, અને લોહી વહેતું અટકાવવા મેં એ રૂમાલ વાપર્યો."

માજીસ્ટ્રેટ—તમારા હાથપર પડેલો કાપ બતાવશો?

બંધવો—આ રહયો. (દેખાડીને)

કેસ બીજા દીવસ સુધી મુલતવી રાખવામાં આવ્યો. બંધવાને લઈ ગયા. એક બીજી પળ, અને કોરટ જે થોડા વખતપર લોકથી ચીકાર થઈ ગઇ હતી, તે હવે ખલાસ થઈ. ક્લૅરાએ તે જગ્યા છોડતાં એક નીસાસો નાખ્યો, અને ઉતાવળમાં આલફ્રેડને થોડાક શબ્દો લખ્યા કે જે નીચે પ્રમાણે હતાઃ—

"વહાલા આલફ્રેડ—નીરાશ ના થા; હજી એક જણ છે કે જે તને નીર્દોષ માને છે.—ક્લૅરા"

હવે રૉસનની ખબર લઈયે. જેવો તે બીજી સહવારે ઊઠયો, કે તેણે મી० લીઓનર્ડની મુલાકાત લીધી. આલફ્રેડને ગુનેહગાર ઠરાવ્યો અને પોતે ખરા ખુનીને ઈનસાફનાં હાથમાં આપવા માટે મગરૂરી લેવા લાગ્યો. "એજ માણસે આ ખુની કૅમ કીધું છે," તે બોલ્યો; અને પછી તેણે વધાર્યું, "હું તમને મારી સાથે કોરટમાં લઈ જવા આવ્યો છું."

મી० લીઓનર્ડે તેની માગણી ઉપકાર સાથે ના પાડી. "આજે હું કોરટમાં આવી શકીશ નહી. જો મારી ક્લૅરાની તમારી સાથે આવવાની મરજી હોય તો તેને પુછો. કોરટમાંથી પાછા ફરતાં આજે જે બને તેની વીગત મને કહેજો. કેસનું પરીણામ જાણવાને હું ઘણો ઈંતેજાર છું."

રૉસને તેમ કરવાનું વચન આપ્યું અને ઓરડો છોડયો.

જ્યારે તે ઉપર ગયો ત્યારે ક્લૅરાને એક બારી આગળ ઉભેલી તેણે જોઇ. તે ધીમેથી આગળ ગયો અને તેણીને સલામ કીધી, પણ તેનો કશો જવાબ મેળવ્યો નહી. તેણે મીસ લીઓનર્ડની માફ માગી અને પાછો ફર્યો. ક્લૅરા હજી બારીએજ ઉભી હતી. ત્યાંથી તેણીએ બાગમાં રૉસનને ઝડપથી ચોપડીનાં પાનાં ઉથલાવતો જોયો; એમ કરતાં તેમાંથી એક કાગળનો કડકો નીચે પડયો. કાગળ નીચે પડેલું જોયા વીના રૉસને ચોપડી બંધ કીધી અને ઝડપથી તે જગ્યાએથી ચાલી ગયો.

વીજળીના જેવી ઝડપથી ક્લૅરા નીચે ગઈ, અને બાગમાં દોડી જઈ કાગળ ઉપાડી લીધું. તેણી પોતાની માતા પાસે ગઈ અને બોલી, "મમા, કોર્ટમાં જવાનો વખત થયો છે. જલદી કરો." "ક્લૅરા, હું તને સલાહ આપું છું કે આજે છેલ્લો દીવસ છે માટે તું કોર્ટમાં હાજર નહી હોય તો સારૂં." "અરે! કાંઈ ફીકર નહી" તેણીએ મજબુત અવાજે જવાબ આપ્યો; "હજી તે ગુનેહગાર સાબેત થયો નથી." તેઓ કોર્ટમાં ગયાં. મેજીસ્ટ્રેટે પોતાની બેઠક લીધા પછી તપાસ શરૂ થઇ. બંધવાની ફરીથી તપાસ લીધા પછી મેજીસ્ટ્રેટ બોલ્યા:— "જુરીના ગ્રહસ્થો, તમારો શો અભીપ્રાય છે?" ફોરમેને મોટા અને ખુલ્લા અવાજે બંધવાને "ગીલ્ટી" ઠરાવ્યો.

"આલફ્રેડ થૉમર્ન, જુરીએ તને ખુની ઠરાવ્યો છે. હું તેમના વીચારને મળતો છું. અને આ કોર્ટના અભીપ્રાય પ્રમાણે તને આવતી કાલે આજ વખતે ફાંસો દીધામાં આવશે, ખોદા તારાં રૂહ પર દયા કરો!"

મેજીસ્ટ્રેટનો આ અભીપ્રાય હતો. જુરીનો અભીપ્રાય અપાયા પછી તે બીજો કેસ સાંભળવા જતા હતા, એટલામાં સર્વેની

અજાયબી વચ્ચે કલૅરા ઉઠી આગળ વધી, અને ખુલ્લા સાદે બોલી, "સાહેબ, આ કાગળ તેને નીર્દોષ ઠરાવે છે." એક પળ; અને કાગળ મેજીસ્ટ્રેટના હાથમાં હતું. તેવણે એકઠાં મળેલાં ટોળાં આગળ મોટા સાદે વાંચ્યું. "હું મારી બેકદર બાયડીને લીધે આપઘાત કરૂં છું.—આર. હોકસલી."

કોર્ટમાં ગડબડ ઘણી થઈ. રૉસને કેવી રીતે અજાણપણે કલૅરાના બાગમાં કાગલ નાખ્યું હતું તે તેણીએ મેજીસ્ટ્રેટના પુછવાથી માંડીને કહ્યું. રૉસનના ગુસ્સાનો પાર નહી રહ્યો. "તેણી જુઠું બોલે છે" તેણે બુમ પાડી; પણ તરતજ બે પોલીસના સીપાઈઓએ તેને એક આંચકો મારી બાજુએ કીધો.

"હા, મેં તેને ઓરડામાંથી બહાર આવતાં જોયો હતો," તે બોલ્યો, "અને મેં ધાર્યું કે આ કાગલ મેં બાલી——"

હવે બહુ થઈ ગયું. તે ગુસ્સાથી લાલ થઈ ગયો—હજારો વીચારો તેના મનમાંથી પસાર થઈ ગયા.—તેણે ઘુમરી ખાધી—એકજ પળ—અને રૉસન શુદ્ધ વગરનો થઈ જમીન પર પડયો. હા, તેને મગજે લોહી ચહડી ગયું હતું અને તે મરણ પામ્યો હતો.

જે વખતે તેણે પોતાને ફતેહમંદ ધાર્યો તેજ પળે તેનો આત્માં તેનાં શરીરને છોડી ગયો હતો. પોતાનાં કર્મનો લાયક બદલો તેને મલ્યો. તેની મતલબ ખુલી રીતે માલમ પડી હતી. તેણે આલફ્રેડને ઓરડામાંથી બહાર આવતાં જોયો હતો. તેને હોકસલીના ઓરડામાંથી પેલું કાગલ મળ્યું, તેમાંથી પોતાને ફાયદો મેળવવાનો તેણે પ્રયત્ન કર્યો; પણ કમનસીબે તેણે તે કાગલને બદલે બીજું બાલી નાખ્યું.

જુરી ફરીથી બોલાવવામાં આવી, છેલો બનાવ તેમને સમજાવવામાં આવ્યો, અને જુરીએ ફરીથી અભીપ્રાય આપ્યો, જેમાં બંધવાને "નીર્દોષ" જણાવ્યો. બંધવો છુટો થયો.

આલફ્રેડને સર્વેએ અંતઃકરણથી મુબારકબાદી આપી. જેઓએ તેને થોડાજ વખત ઉપર "ગીલ્ટી" માન્યો હતો, તેઓએ પોતાનો વીચાર તરતજ ફેરવ્યો. મીસીસ લીઓનાર્ડ આલફ્રેડને નીર્દોષ જોઈ ખુશી થયાં.

હવે થોડુંજ કહેવાનું રહ્યું છે. મી૦ લીઓનાર્ડે જયારે બધું જાણ્યું, ત્યારે આલફ્રેડની સાથે સારી રીતે ન વર્તવાથી દીલગીર થયા અને તેની માફી ચાહી. આલફ્રેડે તેનો લાયક ઉત્તર વાળ્યો, અને પોતાની મુલાકાતો હમેશ પ્રમાણે ચાલુ રાખી. રૉસન જેવાને પોતાનો મિત્ર ગણવાથી ગ્રીસલી અને ગૅંટ ઘણા શરમાયાં અને ભવીષ્યમાં એવાં માણસોથી દુર રહ્યાં.

જાન્યુઆરીની અધવચમાં આલફ્રેડ કલૅરાને પરણ્યો અને ખુશી ખુશાલીમાં તેઓ પોતાના દીવસો નીર્ગમન કરતાં થયાં.

G.

---

ધણી (મધરાતના એકાએક જાગી ઉઠી) "એ અવાજ શાનો હમણા થયો?"

ધણીયાંણી—(ઠંડે પેટે) "અરે કંઇ નહીરે, પેલી ગવરનરની પાર્ટીમાંથી હમણાંજ લોક પાછું ફરે છે તેથી મેં નીચે ઉતરી જઈ બારણાને જોરથી અફાડયું કે આસેપાસેના લોક જાણે કે આપણે પણ ત્યાં જઈ આવ્યાં હતાં."



## ભરવા-ગુંથવા વીશે.

### ડ્રેસીંગ તેબલનાં કવરની કીનારી. (બારડર)

ગુંથવાનો (નીતીંગ) દોરો નંબર ૬, અને લોખંડનાં સુઈઓની જોડી ૧) નંબર ૧૪ વાલી લેવો. સુઈઆપર તેર તાંકા લેવો. **પેહલી હાર**—એક તાંકો સેરવી કહાડો, બે સાદા ગુંથો, એક આંટો, બે સાથે ગુંથો, એક સાદો ગુંથો, બે સાથે ગુંથો, એક આંટો, એક સાદો, એક આંટો, એક સાદો, એક આંટો, એક સાદો, એક આંટો, બે સાદા ગુંથો. **બીજી હાર**—ઊંધો બખ્યો. **ત્રીજી હાર**—પેહલો તાંકો સેરવી કાહડો, બે સાદા ગુંથો, એક આંટો, બે સાથે ગુંથો, એક સાદો, એક આંટો, ત્રણ સાદા, એક આંટો, એક સાદો, એક આંટો, ત્રણ સાદા, એક આંટો, બે સાદા. **ચોથી હાર**—ઊંધો બખ્યો. **પાંચમી હાર**—પેહલો તાંકો શેરવી કાહડો, બે સાદા ગુંથો, એક આંટો, બે સાથે ગુંથો, એક સાદો, એક આંટો, બે સાથે ગુંથો, એક આંટો, બે તાંકા શેરવી કહાડો, ત્રણ તાંકા સાથે ગુંથો, આની ઉપરથી પેલા બે સેરવેલા તાંકા શેરવી કહાડો, એક આંટો. એક સાદો, એક આંટો, બે તાંકા શેરવી કાહડો, ત્રણ તાંકા સાથે ગુંથો, આની ઉપરથી પેલા બે શેરવેલા તાંકા સેરવી કહાડો, એક આંટો, બે સાદા. **છઠી હાર**—ચાર તાંકા બંધ કરો, બાર તાંકા ઊંધો બખ્યો ગુંથો. હવે પેહલી હારથી પાછું શરૂ કરો; અને જેટલી લાંબી જોઈયે એટલી ગુંથો. પછી તેબલ કવર સાથે સફાઈથી સીવી લેવો. ખુના આગલથી સારી પેઠે કરચલી રાખવી.

### ગુંથેલી ઝાલર.

સુઈઆપર બાર તાંકા લેવો. **પેહલી હાર**—પેહલો તાંકો શેરવી કહાડો, બે તાંકા સાથે ગુંથો, બે આંટા, બે તાંકા સાથે ગુંથો, એક આંટો, બે તાંકા સાથે ગુંથો, બે તાંકા સાથે ગુંથો, બે આંટા, બે તાંકા સાથે ગુંથો, એક સાદો ગુંથો. **બીજી હાર**—પેહલો તાંકો શેરવી કહાડો, બે સાદા, એક ઊંધો બખ્યો, પાંચ સાદા, એક ઊંધો બખ્યો, બે સાદા. **ત્રીજી હાર**—પેહલો તાંકો શેરવી કહાડો, ચાર સાદા, બે તાંકા સાથે ગુંથો, એક આંટો, પાંચ તાંકા સાદા. **ચોથી હાર**—પેહલો તાંકો શેરવી કહાડો, અગીઆર સાદા ગુંથો. ઉપલી ચાર હારો જેટલી લંબાઈ જોઈતી હોય તેટલી લંબાઈ સુધી ગુંથો, પછી બંધ કરો. છ ઈંચ લાંબા દોરાના કટકા કાપો અને મયાલેની એક બાજુનાં દરેક હોલમાં આઠ આઠ દોરા સાથે લઈ ગાંઠ મારો.

પીરોજા.



## ટરકીનો મારબલ પેલેસ.



નસ્ટેનટીનોપલ, કે જે અસલ રૂમશામનાં બાદશાહનું મુખ્ય મથક છે. યુરોપમાં તે સરવેથી મોટું અને શોભાયમાન શેહર ગણાય છે. એ પુરાતમ શેહર રૂમાસ્થા, આરચીપેલીગો અને કાલા દરીયાવની વચ્ચે આવેલું છે. એનું અસલ નામ "બાઈઝેનસ્યમ" હતું, જે ત્યાંના આગલા વખતનાં એક સરદાર "બાઈઝાસ" ના નામપરથી પડયું હતું.

હાલનાં જમાનામાં એ તુરકીઓનું મુલક ઈસ્ટમબોલનાં નામથી જાણીતું છે. એ શેહરનો વેપાર બોહલો છે, એના દરયાઈ બારાં આગલ કંઈ હજારો વેપારી વાહાણોનો દેખાવ એક જોનાર મુસાફરને એ શેહરની સોદાગીરી વીશે ઊંચો ખ્યાલ આપે છે. ઇસ્ટમબોલની વસ્તી સુમારે દશ લાખની કહેવાય છે. એમાં મોટા માતબર તુરકીઓની જોવાં જોગ ઇમારતો છે, જ્યારે સાધારણ મોહલ્લા કેટલાક ગલીચ અને ત્યાંના ઘરોથી ઘણાં હાલહવાલ રહે છે. ઈસ્ટમબોલની મોહોટાઈ તે ત્યાંના સુલતાનનો "મારબલ પેલેસ" છે, કે જે બોસફરસની સુંદર ખાડીપર ત્રણ બાજુથી આવેલો છે. એ ખાડીમાં સેહલ કરતાં ઈરોપ્યનો તેના મનહરણ દેખાવ વીશે લખે છે કે કેટલીક જગા એક ખરેખરો બેહસ્તનો ચીતાર છે, એ બાદશાહી મેહેલ ઘણોજ બુલંદ અને શોભાયમાન છે. આવા સુંદર મેહેલની હરીફાઈ કોઈ કરી શકતું નથી. ત્યાંના પુરાતમ મીનારા અને બુરજો હજુર ત્યાં ઓસ્તવાર ઉભા છે, જેમાંનું સેંટ સોફાયાનું મોટું દેવલ અને સુલતાન સોલોમન અને સુલતાન યકમતની મોટી દમામદાર મસજીદો ઈસ્તમબોલનાં મુસાફરોનું મુખ્ય ધ્યાન ખેંચે છે. મારબલ પેલેસ ઘુંમબજના આકારમાં બાંધેલો છે. વચલા ભાગમાં મોટું દીવાનખાનું છે, અને પશ્ચીમ તરફ "ડોલામાબાસકી" આગલ સુલતાનનો સરેસ્યો યાને જનાનખાનું છે. તેની આગલના ભાગ તે સુલતાનના ખાનગી ઓરડાઓ છે, જ્યારે મેહેલનાં ચોગાનમાં એક અતી બુલંદ શોભાયમાન દરવાજો છે. દીવાનખાનું આસરે ૧૨૦ ફીટ ઊંચું છે, તેના દરેક ભાગોમાં સંગેમરમરનાં ઊંચા થાંભલાઓ જડેલા છે. ત્યાંની દરેક ચીજો સુનામાં જડેલી જણાયચ, અને જમીન ઘણીજ અચ્છી કારીગરીથી કોતરાયલી છે. ત્રણ બાજુથી એ મેહેલને સુંદર બોસફરસે ઘેરયો છે, ત્યારે એક ભાગપરથી મોટો બાગ બનાવેલો છે. મેહેલથી આસરે એકસો વાર દુર, ગોલ દેવાલોની વચ્ચે એ બાગ આવેલો છે. એ બાગ એરમ દુન્યાંના દરેક ખુશબોદાર ફુલોથી ભરપુર છે ત્યાંની જેટલી તારીફ કરયે એટલી થોડી છે. ત્યાંની સફાઈદાર જમીનને કાલા દરયાવમાંથી ચુંટી કહાડેલાં જાત જાતના પથરોથી જડી લીધી છે. એ શોભાયમાન મેહેલ મરનાર સુલતાન અબદુલ મસજીદના વખતનો બંધાયલો છે. એનું બાંધકામ આઠ વરસે પુરૂં થયું હતું અને ઈ. સ. ૧૮૫૮ થી ત્યાં સુલતાનોનો વસવાટ ચાલુ છે.

મીસ મેરબાનુ કાવશજી દાવર.

## વાંચન.



હેલી—સૌથી પહેલી મનુષ્ય જાતની નેમ જ્ઞાન વધારવા માટેની હોવી જોઈએ. એવું જ્ઞાન કે જે આપણને આપણી ફરજો બજાવવાને શકતીવાન કરે.

પોતાની સ્થીતી સુધારવાનો ઠરાવ કરી બેઠલા માનવીને નહી ધારેલા અકસમાતો અને દોલતની સેહજ વખતની ચડતી પડતી પણ હરાવી શકતી નથી. પડતી હાલત તેને ઘેરો લઈ શકશે, તો પણ તેનાં જોશ અને ઉલટનો શાન્તાતાને ઇજા પુગાડી શકનાર નથી.

જે ધણી વાંચનનો શોખ રાખતો હોય, તેણે કદી પણ પોતાની ગમે તેવી સંસારી હાલત છતાં પોતાને એકલો પડેલો સમજવો જોઇતો નથી. એવા અમર મિત્રો (સારી ચોપડીઓ) થી તેનો ઓરડો ભરપુર બનેલો છે, કે જેઓ કોઇબી ઘડીએ તેને દીલસોજી ભર્યો દીલાસો દેવાને ના પાડતા નથી. કવીઓ, ફીલસુફો, નૉવેલીસ્ટો, તવારીખ લખનારાઓ એ સઘળાઓને કોઇબી મન ચાહેલે વખતે આ વફાદાર મિત્રો તેમના કાનમાં પોતાના રસીલા, કે ગમતી, કે ચાનકી શબ્દો રેડી તેમની એકાંતગીની સઘળી ચીંતાઓ દફે કરવામાં તેમને મદદ આપવા વીના રહેનાર નથી.

આ ભવસાગરમાં માનવીને નડતા ખરાબાઓ, જે ઉપર અથડવાથી આગરૂનો, બલકે જીવતરનો અને ખુદ જીંદગીનો નાશ થાય છે, તે સઘળા ખરાબાઓ દેખાડવા માટે નામાંકીત કર્તાઓની ઉમદા ચોપડીઓ ખરૂં અજવાળું પાડનારી દીવા દાનડી સરખી છે.

જ્યારે આપણું મન વગર ધીરજ અને સંતોષનું થઈ ગયું હોય, અને જ્યારે આપણી કોઈ ચાહેલી મોજ નહી મળવાથી, આપણને એમ લાગે કે આપણી જીંદગી મણુ કશા સારૂ કે ઉપયોગની નથી, ત્યારે મનનાં એવાં ઘેલાંપણાંના એલાજ તરીકે ભલાં અને નામાંકીત સ્ત્રી પુરૂષોના જીંદગીના હેવાલોની કતાબો વાંચવી, એટલે તેથી આપણને જણાય કે તેઓએ કેવા કેવા ફેરફારો અને હાંદેસાઓ અજબ જેવી સબુરીથી ખમ્યા હતા.

વીદ્યાભ્યાસ તરૂણ અવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તીમાં શણગાર અને વીપત્તીમાં દીલાસો છે. ઘરમાં તેથી આનંદ ઉપજે છે, બહાર નમ્રતા પંકાય છે, અને દીવસે કે રાતે, મુસાફરીમાં કે એકાંતવાસમાં, તે આપણને તજી જતો નથી.

જો એવો એક શોખ મેળવવા માટે આપણે ખોદાને અરજ કરીએ, કે જે દરેક બદલાતી હાલતમાં આપણને કામ લાગે, અને ગમે તેવી અડચણો આપણને નડે, તો પણ આખી જીંદગીમાં આપણને સુખ અને ખુશાલી આપનારૂં એક સાધણ થઈ પડે, તો તે બેહેનો, વાંચનનો શોખ સમજવો.

G. J. PATEL.

## દાનાવોની નસીહત.

૧. વખત હમેશાગીની આપાગ સમુદ્રનું માત્ર એક ટીપુ છે.

૨. દીલગીરી ખુશાલીના મહેરાબમાં આપણને દાખલ કરે છે, અને પુખ્તપણું તેમજ સુલેહનો માર્ગ નજરે પાડે છે. કોઈ પણ એવો માણસ નેક અને નામદાર બન્યો નથી, કે જેણે દીલગીરી ભોગવીને તે ઉપર જીત મેલવી નહી હોય.

૩. ક્રોધ એક ઘડીની ફતેહ આપે છે, અને તરતજ તે પાછલ પસ્તાવો ચાલી આવે છે, જયારે ઉદાર સ્વભાવ કોથી સરસ કીનાની ગરજ સારીને ન્યાયકની ખુશાલી આપણને બક્ષે છે.

૪. સદ્ગુણ છે તે અમુલ્ય સુગંધીઓ જેવાં છે; જયારે સળગાવામાં આવે છે કે કચડવામાં આવે છે, ત્યારે અતી સુગંધ પામે છે, કેમકે સંપની દુર્ગુણને સારી રીતે દેખાડે છે, પણ વીપત્તી સદ્ગુણને સારી રીતે દેખાડે છે.

૫. પથરાઓ અને ઉછાછલા શબ્દો એવી ચીજો છે, કે જેમને બેદરકારીથી અહીં તહીં ફેંકવી જોઈતી નથી.

૬. સૌથી છેલ્લો વેપાર તે લુચ્ચાઈ છે.

૭. એક પીતાના આશીરવાદ પાણીમાં ડુબતા નથી, કે અગ્નીમાં જળતા નથી.

૮. બે નવા કરતાં એક જુનો દોસ્ત ભલો.

૯. ખોદાપર ભરૂસો રાખ ને ઠોકર ના ખા.

૧૦. મોટાની ધમકીથી બીહીનાં ના, પણ ગરીબનાં આંસુથી બીહીજે.

G. J. PATEL.

## રાંધવાને લગતું.

**તીપસી કેક**—એક મોટું વાસી સ્પનજ કેક લેવો, તેને રકાબીમાં મુકી છરીએ કાપા પાડો, પછી તેપર કેક જેટલો ચુસી લે તેટલો ગોડો વાઇન અને બ્રેન્ડી રેડો, જે દારૂ રકાબીમાં પડે તે ચમચા વડે પાછો કેકપર નાખ્યા કરો. ત્યારબાદ તેમાં કાપેલી બદામની સ્લાઈસ ખોસો, અને સોનું કસતર બનાવી તે ઉપર રેડી ખાધામાં લેવો.

**કસતર બનાવવાની રીત**—એક તપેલીમાં અરધો શેર દુધ અને અરધો શેર ક્રીમ, તજનો એક કટકો, અને અરધાં લીંબુની છાલ નાંખી તેને અરધો કલાક સુધી ધીમે ઇંગારે મુકી હીલવ્યા કરવું. પછી ઉતારી ગાળી કાંહડવું, અને ત્રણ આંઉસ ખાંડ નાંખી પાછું ચુલા પર મુકવું. છ ઈંડાંની દાલને ઘણી ઘુંટી દુધમાં આસ્તે આસ્તે રેડી મેલવવી દુધને કકરો પડવા દેવો નહી. અને આખો વખત ઘુંટયા કરવું. ઘટ થાય ત્યાંસુધી ચુલા પર રેહવા દેવું, પછી ઉતારી તેમાં એક ગલાસ બ્રાંનડી નામવો, અને થંડું પડે ત્યાંસુધી હીલવ્યા કરવું. ત્યારબાદ જોઈયે તો અમથું પીધામાં લેવું નહી તો કોઈબી કેક અથવા પુડીંગ પર રેડી ખાવું.

**મકરૂનનું પુડીંગ**—અરધા રતલ મકરૂન પર અરધો શેર ક્રીમ (દુધ પરની જાડી થરી) ઘણી ગરમ કરી રેડો. થંડું પડે ને મકરૂનને ચમચા વડી ભાંજી મેલવી નાંખો. ચાર ઇંડાંની સફેદી તથા દાલને જુદો જુદો કફ ચહડાવી અંદર નાખો, તેમાં બે આંઉસ ખાંડ અને એક ગલાસ બ્રાંનડી રેડો, પછી સઘલાંને બરાબર મેલવી નાનાં નાનાં પ્યાલામાં રેડી પા કલાક સુધી ભઠ્ઠીમાં ભુંજવા મુકો.

પીરોજા.

એક ગ્રહસ્થને એક વેળા 'રોયલ સોસાયતી'માં મેમબર તરીકે દાખલ કરવાને ના પાડવામાં આવી, જેથી તેઓ પર તેને એક નવી રીતે વેર લીધું. તેના સેક્રેટરી પર એક કાગળ તેને લખયું, જાણે કોઇ ગામનો સરજ્યન લખતો હોય તેવી ઘપ વાપડી, અને એક જાતના ઈલાજથી એક માણસ કેવી રીતે સાજો થયો તે બધું વીસતારી જણાવયું. તેણે જણાવયું કે એક ખલાસીએ પોતાનો પગ ભાગયો, અને મારી પાસે સાજો થવાને આવ્યો, મેં તે ભાંગેલા સાંધાઓ બાંધયા અને તેને ડામરના પાણીએ ધોયા. તરતજ તે ખલાસીને આની અસર ઘણી સારી લાગી અને થોડા વખતમાં તેનો પગ તદન સાજો થઈ ગયો!

આ વેળા ડામરનાં પાણીના અજાયબ જેવા ગુણો વીશે કેટલુંક લખાણ બાહેર પડયું હતું, અને આ કાગળથી તો તેઓનું ધ્યાન વધારે તે તરફ ખેંચાયું, તે 'રોયલ સોસાયટી'ની મીટીંગ વેળા વાંચવામાં આવ્યું અને તેની ઉપર તકરારો થવા લાગી, અને તેમાં ઘણાંક મતફેર પણ પડયાં. કેટલાક લાંબા લાંબા હેવાલો ડામરના પાણી વીશે લખાયા અને પેલો સારો થયલો પગ પણ તે વેલા ભુલી જવામાં આવ્યો નહી, તેટલામાં એક બીજો કાગલ પેલા સરજ્યન (ધારણ થયલા) તરફથી આવી લાગયો, જે નીચે પ્રમાણે હતો:—

"મારાં છેલાં કાગળમાં હું લખતાં ભુલી ગયો કે પેલાં ખલાસીના ભાગેલા સાંધા તો લાકડાના પગના હતા."

**સઉથી સેહલાઈથી શીખતાં તેમજ ભારે મેહનત આપતાં જાનવરો**—કુતરાંઓ પછી જે જાનવર ઘણી સેહલાઈથી શીખી શકે છે તે હાથી છે, કે જે ઘણું ચાલાક તેમજ સારા ખવાસનું હોવાથી ઘણી ઓછી તકલીફ આપે છે. તે ઘણી સેહલ ઈથી જે જોઇયે તે શીખે છે, અને તે સારી રીતે કરી બતાવવાને માટે જાણે મગરૂરી લે છે. સીલ જાતનાં જાનવરો તેમજ દરીયાઇ સીંહ અને ટીબેટ દેશના કાળા રીંછો પણ જલદી કેળવાય છે, અને તે રીંછો તો જાણે સરકસના 'કલાઉન' માફકજ પોતાની ચાળાકી કરી બતાવી બધાંને અતી રમુજ આપી શકે છે. પણ સઉથી જબરી મેહનત આપનારાં જાનવરોમાં ચીતા વાઘ છે, કે જે ઘણાજ હથીલા અને ઝનુની હોય છે, અને ડુકરો, જેઓ ઘણાંજ એદાલ અને જાનવરી જાત કરતાં ઘણાંજ ઉલતા હોય છે. ડુક્કરોને ફકત એકજ રીતે શીખવી શકાય છે અને તે તેઓનાં એક જાણીતા ખવાશનો લાગ લઇ થઈ શકે—કે જે તેઓનું ખાઘરાપણું છે. એક શખસ કે જેની પાસે શીખવેલાં ડુક્કરો હતાં, તે કેહતો હતો કે તેઓને જે તલેસમાતથી તે શીખવી શકતો હતો, તે કાંઇજ નહી પણ તેઓનો માનીતો ખોરાક શું તેની ખબર રાખવામાં હતી. તેના એક મુખ્ય ડુક્કરને ગાયના ગોસ્તની ચરબી ઘણી પસંદ હતી એવું માલમ પડવાથી તે તેનો એક ટુકડો પોતાના ગજવામાં મેલી તે ટકતીઓ કુદાવતો જેની પછવાડે પેલું ડુક્કર પણ જતું, અને એવી રીતે તે જાનવર પોતાની કસરત શીખતું અને છેલાં તેના બદલામાં પેલો ચરબીનો ટુકડો તેને મલતો હતો.

## ખોલાસો ગઈ વેળાનો.

૧. દીવાલી.
૨. મા ન સ.
 ન કા સુ.
 સ મુ દ્ર.
૩. સાત.
૪. મીલટન, કાઉપર.
૫. જલ.

☞ આ "સી તિમ" મુંબઈના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમેં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને, માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# સ્ત્રી મિત્ર.

## સાંકળિયું—જુન ૧૮૯૨.

સફે.







# સ્ત્રી મિત્ર



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. | જુન ૧૮૯૨. | અંક ૪થો.




## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

#### પ્રકરણ ૩૧ મું.

#### અગમચેતી.




નબાઈને આખો દીવસ કોઈ ધાસ્તી લાગ્યા કરતી હતી તે દુર કરવાને તેવણ ફોકટમાં કોશેશ કરતાં હતાં. તેવણે ધાર્યું કે રૂતુના ફેરફારને લીધે તેવણપર એવી અસર થતી હશે. તોપણ મેહેરજીભાઈના બોલો "કદાચ તમારા વરજ પાછા ફરતા હશે" તેવણના કાનપર ભમ્યા કીધા. પણ ગુલની બયભરેલી માંદગીથી અને જાતે પોતાની કબુલ કીધેલી ખુશોથી જો તેવણ પાછા આવવાના હતે, તો બે ત્રણ અઠવાડ્યાં આગમજના આવ્યા હતે. વળી બાહર તોફાનથી એટલું તો હતું કે દીનબાઈ એટલાં બધાં ગભરાય-તેમાં કાંઈ અજબ થવા જેવું નથી. તેવણના ધણી સાંથી ઉપડી ચુક્યા હતા, અને તોફાનમાં સપડાઈ ગયા હતા એવા ધાસ્તી ભર્યા વીચાર તેવણને વધારે અને વધારે આવવા લાગ્યા. તેવણની ધીરજ અને મક્કમપણું જાણે સપડું જતું રહ્યું હતું, અને તેવણ ઘણાંજ ફંગાળ બનતાં હતાં. સારૂં થયું કે તેવણનું ધ્યાન થોડું ઘણું એક ચીજમાં રોકાયલું રહેતું હતું. જેમ જેમ તોફાન વધતું ગયું, તેમ તેમ ગુલની બેચેની પણ વધતી ગઈ. તેણી હજી બરાબર તનદરોસ્ત થઈ ન હતી, અને દરેક વીજળીના ચમકારા, પવનના ઝપાટા અને ગગડાટે તેણીના દીલમાં નવું દુઃખ ઉત્પન્ન થતું હતું. તેણી પોતાની મુરઝાઈને હસી કહાડવાની કોશેશ કરતી હતી, અને સમજી નહી શકતી હતી કે તેણી એમ બચ્ચાં માફક શા માટે બીહતી હતી. પણ આવી બાબતમાં તકરાર કરવી નકામી છે; દીનબાઈ તેણીને શાંત કરવાની અને ગમત આપવાની કોશેશ કરતાં હતાં અને તેમ કરતાં પોતાના જીવને થોડો ઘણો ખુશ કરતાં હતાં. મધરાત સુધી તેવણ તેણી આગલ બેઠાં અને પછી તેણી બરાબર સુવે ત્યાં સુધી મેહરી કાકીને તેણી આગલ બેસાડી પોતાના ઓરડામાં ગયાં. તેવણના વરની ગેરહાજરી પછી આજની માફક તે ઓરડો તેવણને કદીબી આટલો બધો એકાંત અને ડરામણો લાગો ન હતો. તેવણનાં અને તેવણનાંજ વીચાર તેવણનાં મગજમાં ભમ્યા કરતા હતા. "તેવણનો અવાજ અહીંયાં ફરીથી સંભળાશે કે? મને જે ટેકાની જરૂર છે તે તેવણનું દીલ મને આપશે કે?" ઓરડાની આસપાસ નજર ફેરવતાં ઉપલા શબ્દો તેવણનાં મોહમાંથી નીકલ્યા, અને તેના જવાબમાં અંધારાંમાં બળતી એક નાના દીવાની રોશની અને ગંભીર ચુપકીદી શીવાય બીજું કાંઈબી તેવણ મેલવી શક્યાં નહી. તેવણે પોતાનું મોહ પોતાના હાથોમાં ઢાંકી દીધું અને બરાબર બેને ટકોરે ઉઠી શાંત દીલે તે કીરતાર, કે જે હજી સુધી પોતાની તેમજ પોતાનાં વહાલાંઓની સંભાલ રાખતો હતો, તેની બંદગી કરી, અને પછી બીછાંને ગયાં. પણ, તેવણને ઊંઘ આવી નહી. પવન પાછો જોસમાં ફુકવા માંડયો હતો અને જાગરૂત પડી તેનો અવાજ સાંભળવાથી પાછી બેચેની લાગવા માંડી, જેથી તેવણ ચાર વાગે ઊઠયાં, કપડાં પેહર્યાં અને એક શાલ દીલપર નાખી બહાર ચાલમાં આવ્યાં, જ્યાંથી પોતાની ભાણેજના ઓરડામાં દાખલ થયાં. તેવણ ધારતાં હતાં તેમ તેવણે તેણીને પોતા માફક જાગરૂત અને બેચેન પડેલી જોઈ, તેણીનું માથું પણ પુશકલ દુખતું હતું, તેણીએ કુંવર કોસાંને સમજાવીને સુવાડી દીધાં હતાં, પણ ત્યાર પછી તેણીને ઘણીજ બેચેની થવા લાગી અને તાપ ચહડી આવી. ઘણીબી ફાંફાં મારવા છતાં તેણીને કોઈ પણ રીતે આરામ મલી શકયો નહી, અને છ વાગે તદન થાકી જઈ તેણીનાં માસી, જેવણ બીછાના આગલ ઉભાં હતાં, તેવણના હાથમાંજ

ઓહાં ઓહાં ઊંઘાઈ ગઈ. તેણી રખેને જાગી ઊઠે એવી ધાસ્તીથી તેવણ ત્યાંથી ખસ્યાં નહી. બંદગી અને નાસ્તા માટે તેવણને વાસ્તે ખોટી નહી થવાને તેવણે જાઈજી અને છોકરાંઓને કહેવાડયું. તેવણ ગુલ ઉઠયા પછી તેણીની સાથે નાસ્તો લેવાનાં હતાં. ત્રણ કલાક સુધી સીધું એકની એક જગાએ ઉભું રહેતાં તેવણ તદન થાકી ગયાં હતાં, પણ તેની તેવણે જરાકબી દરકાર કીધી નહી, પણ જ્યારે ખોરશેદ તેવણને વાસ્તે એક કોકોનુ કપ લાવી અને તેવણને પીવાની અરજ કરી, ત્યારે તેમ કરવાને તેવણે ના પાડયું નહી.

"વાહાલાં માયજી, તમે ઘણાંજ ફીક્કાં અને થાકી ગયલાં લાગોછો, હું ઇચ્છું છું કે તમે મને તમારી જગા લેવા દેવો. હું ગુલની સાથ ઘણીજ માયાથી વરતીશ, અને એને તમારી ગેરહાજરી માલમ પડવા દઈશ નહી."

"મારી દીકરી, તે માટે મને જરા પણ શક નથી, પણ મને બીક છે કે જરા સેહજ પણ હીલચાલથી આ ગરીબ બીચારી છોકરીની ઊંઘમાં ખલલ પડશે. વલી રાતનાબી તેણી બરાબર ઊંઘાઈ નથી, જેથી હમણા એ જેટલો વખત વધારે ઊંઘાય તેટલું સારૂં. તું મારે માટે જે ફીકર રાખે છે, તેથી મને ઘણો સંતોષ ઉપજયો છે, અને મારામાં ગોયા નવું જોર ઉમેરાયું છે, જેથી જા અને તારો નાસ્તો ખાઈ આવ."

ખોરશેદ ઘણી નાખુશીથી તાબે થઈ. સવાએક કલાક થયા પછી દીનબાઇ એક અસાધારણ ઝડપથી આવતી ગાડીના અવાજથી ચોંકયાં અને તે ગાડી આવી તેવણનાં ઘરના દરવાજા આગલ થોભી હોય તેવું તેવણને લાગ્યું. હજી તો તેવણ મનમાં વીચાર કરે છે કે સહવારનાં પોહરમાં તેવણને કોણ મલવા આવ્યું હશે, તેટલાંજ તેવણને પીરોજાની ચીચયારીનો અવાજ આવ્યો. તે ચીચયારી ખુશાલીની હતી કે દલગીરીની તે તેવણ સમજી શકયાં નહી, પણ તે ચીચયારી તેવણની છોકરીએ પાડી હતી, એમ તો તેવણની ખાત્રી હતી, અને તેવણનાં મનમાં તેથી અતીશય ધસકો પડયો. તેવણે આસ્તે રહીને ગુલનું માથું તકયાપર મુકયું અને પછી તપાસી જોયું કે તેથી તેણીની ઊંઘમાં કાંઈ પણ ખલલ પડી હતી કે? તે વીશે ખાત્રી કર્યા પછી તેવણે પાસેનાં ઓરડામાંથી કુંવર ડોસાંને બોલાવ્યાં. તેવણનાં આવ્યા પછી, તેવણ જલદીથી નીચે દોડી ગયાં. જો કે તેવણ તેમ કરી નાસ્તો ખાવાનાં ઓરડામાં કેમ દાખલ થયાં તે તેવણ કદી પણ જાણી શકયાં નહી. ઘણાક ખુશાલ આતુર અવાજો સાથે વાત કરતાં તેવણને કાંને પડયા. ઘરનાં માણસો વટીક ઓરડાનાં ઊંબર આગલ આવી એકઠાં થયાં હતાં, પણ તેવણને આવતાં જોઈ તેઓ ખસી ગયાં, અને તેવણને અંદર જવા માટે રસ્તો કરી આપ્યો.

"મનચેરશા, મારા ધણી." ફકત તેવણ આટલાજ બોલો બોલી શકયાં. તેવણની આંખે ચકર આવયાં, અને તેવણ મનચેરશાહનાં હાથમાં બેસુધ થઈ પડયાં.

દીનબાઈએ છેલ્લા થોડા વખતમાં ઘણું ખમ્યું હતું, અને તેથી તેવણને સુધીમાં આવતાં ઘણો વખત લાગો. મનચેરશાહે તેવણનાં મોઢાંપરથી જોયું કે તેવણ ધારતા હતા તે કરતાં પણ વધારે તેવણને ખમવું પડયું હશે. મનચેરશાહનાં પ્યાર ભરેલા બોલોથી તેવણ હુસ્યાર થયાં, તો જો કે તેવણ કેટલીક વખત બોલી તો શકયાં નહી, અને તેવણ ખરેખર આવ્યા છે કે નહી તેમ જાણે ખાત્રી કરતાં હોય તેમ તેવણનાં મોઢાં તરફ જોયા કર્યું. તેવણનાં સઘલાં દુઃખો, ફીકરો તથા ચીંતાતુર વીચારોનું આવું સુખ ભરેલું સેવટ આવેલું જોઈ તેવણ જાણી નહી શકયાં કે ખોદાનો કેવી રીતે ઉપકાર માનવો. વલી તેવણ તથા તેવણનાં વર બેઉ જણ માની પણ શકયાં નહી, કે તેઓને છુટાં પડવાને ફકત છ મહીનાજ થયા હતા. મુખ્ય કરીને દીનબાઈએ તેટલા વખતમાં એટલું તો દુઃખ ખમ્યું હતું કે તેવણને તો તે છ મહીનાને બદલે છ વરસ થયાં હોય તેવું લાગ્યું.

"મારી વહાલી, મારે માટે એક પણ બોલ નહી? અને મને આ ફીકા ગાલો તથા સુજી આવેલી આંખોનો આવકાર! હંમેશની માફક તારી પોતાની સંભાળ નહી લેવા માટે હું ઘર આવતાંને વાર તુંને થપકો આપું? તું ભુલી જાએ છે કે તારો જીવ બધાને, અને મુખ્ય કરી તારા પોતાના ધણીને કેટલો કીમતી છે."

"નહી પપા, તમે એમ મમાને ધમકાવતા ના." દીનબાઈને હસીને બોલવાની કોશેશ કરતાં જોઈ પીરોજા વચમાં બોલી ઉઠી. "સામું એવણે તમુને ધમકાવવા જોઈએ કે તમે આવવાનાં છેઓ તે વીશે એક લાઈનબી લખી તમે અમુને ચેતાવ્યાં નહી. ખરેખર મમા એવણે એમ કરી આપણને બીધરાવ્યાં છે તે મનેતો નથી ગમતું. મમા, તમને એવી રીતે બેસુધ થઈ જતાં મેં કાંઈ દહાડો પણ જોયાં ન હતાં!" તે પ્યાર ભરેલાં દીલની છોકરી પોતાની માતાને કોતી કરી બોલી, "મને તો ખરેખરજ બીક લાગી કે તમે મરી ગયાં હશો."

દીનબાઇ તો તરતજ ચેતી ગયાં કે પીરોજા જેથી મશકરીથી બોલતી હતી, તે કાંઈ તદનજ મશકરીમાં ન હતું, અને તેણી બહારથી દેખાતી હતી તે કરતાં તેણીને અંદરથી વધુ લાગતું હતું તથા તેણી પોતાની બીહક છુપાવવા તેવણને વલગી પડી હતી." આ પલે પણ દીનબાઈ પોતાની છોકરી તરફના પ્યારની આવી સાબેતી જોઈ ખોદાનો ઉપકાર માનવાને ચુકયાં નહી.

"પીરોજ, હું ધારૂં છું કે તું તદન ખરી છે," તેવણ તેના ફીક્કા ગાલોપર કીસ કરી તથા તેણીને પોતાનાં પેટમાં ચાંપી પોતાના હમેશના શાંત સાથે બોલ્યાં. "મારી હાલની અસાધારણ નબલાઈ માટે મને તો થપકો આપવોજ ન જોઈએ, કારણકે તે માટે તો તારા પપા જોખમદાર છે. પણ આપણને એવણની હાલ ઘણી ગરજ હોવાને લીધે એવણને ઘણો થપકો આપીશું નહી. જા ખોરશેદ, દીકરી જઈને પપાનો નાસ્તો લઈ આવ; તેવણને જોઈતો હોશે. વહાલા મનચેરશા, તમે કયારે આવ્યા?" તેવણ પોતાનાં ધણીનાં મોઢાં તરફ આતુરતાથી તીકીને બોલ્યાં, "ખરેખર આજે સહવારે તો નહીજ હોશે. હાલના તોફાંન વખતે તમે દરયામાં તો નહીજ હશો!"

"હું ખરેખરજ હતો, મારી દીનુ, હું બોલું છું તે સાંભળવાને તું શકતીવાન છે કે, અસાર આગમચની તું તે માટે ગભરાયા કરતી હતી? હું ભયમાં હતો, મોટા ભયમાં હતો, પણ આપણા આકાશી બાપની અતીષય મેહરબાનીથી હું તમો સઘળાંને પાછો મળવા માટે બચી ગયો છું. અને મને બચાવનાર એક નાજુક દેખાવનો જવાન છોકરો છે. હું જાણુતો નથી કે ખોદાનો તેમજ તે મારા બચાવનારનો કેવી રીતે ઉપકાર માનું."

દીનબાઈના હાથ જે મનચેરશાહના હાથમાં હતા તે ધ્રુજવા લાગા, અને તેવણ શું બોલે છે તે જાણે સઘલું એકદમ જાણી લેવા માગતાં હોય, તેવી રીતે તેવણ તરફ ટીકવા લાગ્યાં, પણ સઘલી બાતનો ઘણો થોડોજ ભાગ તેવણ પારખી શકયાં.

"હું કાંઈ એબખલો આવ્યો નથી," તેવણ શાંત થઈ મશકરીમાં બોલવાની કોશેશ કરતાં બોલ્યા, "તો જો કે હું જાણે કે કેવોએક ઉકમાઈનો હોઉં તેમ બધાં મારી પરજ સઘલું ધ્યાન આપે છે, અને કોઈ બીજાનો તો વીચારજ નથી કરતાં."

"ખરેખર મને લાગે છે કે મેં જાલને જોયો હતો ખરો." ખોરશેદ, કે જે પોતાના બાવાને માટે નાસ્તો તૈયાર કરી પાછી ત્યાં વાત સાંભળવા આવી હતી, તે બોલી. પણ તેણી અથવા તો તેઓમાંનું કોઈબી મનચેરશાહની વાત પરથી તેનું નામ અટકલી શકયાં નહી, અને સમજી નહી શકયાં કે તે જો આવ્યો હોય તો ત્યાંથી ચાલી શું કામ ગયો! "હું ધારૂં છું કે તે ગુલને મલવા ગયો હશે. પપા, તે શું તમારી સાથેજ આવ્યો! તમો બેઉ જણ એકમેકને કયાં મળ્યા?"

"તેનો જવાબ જાલ પોતેજ આપશે?" મનચેરશાહ પોતાની લાગણીઓ હજીવેર મશકેરી કરતા હોય તેવા સાદમાં છુપાવી બોલ્યા, અને એક પળ દીનબાઈની આગળથી જઈ જાલ—કે જે આટલો વખત વેર એક બારીનાં ખુણામાં સઘળાંની નજરથી છુપાઈને ઉભો હતો—ને બહાર ખેંચી લાવ્યા.

"ઓ માય રે! જાલ એ તું શું કરી આવ્યો?" બાઈજી, ખોરશેદ તથા પીરોજા એકદમ સાથે બુમ પાડી ઉઠયાં, જ્યારે દીનબાઈએ તો તેની તરફ દઘાઇને જોયાજ કર્યું. તેનો ચેહરો તદનજ ફીકો મારી ગયો હતો, જ્યારે તેનાં કપાલના ડાબા ભાગ પર એક મોટો જખમ થયો હતો, અને જે છુપાવવાની તે ફોકટમાં કોશેશ કરતો હતો.

"શું કોઈ સાથ કાંઈ મારામારી કરી આવ્યો કે?"

"ફકત જીવ વગરની ચીજો સાથેજ બાઇજી, અને તેથી જરા હું થાકી ગયો છું. બસ એટલુંજ,—બીજું કાંઈ નહી. હું તો એકુ બે દહાડામાં સારો થઈ જઈશ. માસીજી, એમ ઘભરાઈ ના જાવો." તે પોતાનાં માસાની માફક મશકેરીમાં બોલવાની કોશેશ કરી બોલ્યો અને પોતાની માસીની પાસેની ખુરશી પર બેસી જઈ તેવણના ખોલાપર પોતાનું માથું મુકયું.

"લડાઈ કરી આવ્યો છે—અને નજીવી ચીજો સાથે? મનચેરશાહ, વહાલા મનચેરશાહ, ખોદાને ખાતર મને સઘલું કહી દેવો; એમ તો હોશેજ નહી—"

"અને એમ કાંઈ નહી થાય, મારી વહાલી?" (અને આ વખતે મનચેરશાહ વધારે ગંભીરતાથી બોલતા હતા.) "તે કે જેની બેહેનને તેં બચાવી છે—જેને તારા માયા ભરેલા પ્યારે તેની ભુલો સુધારવા માટે હીમત આપી છે—જેને તે માબાપ વગરનો થયો, ત્યારે તેં પોતાનું ઘર તેમજ પ્યાર આપ્યો હતો—તેને ખોદાએ મેહેરબાનીની રાહે તારા ધણીને પાણીની અંદર ડુબી જતાં બચાવવાનું તથા તારાં છોકરાંઓને તેઓના બાપ સાથે પાછાં મેળવવાનું હથ્યાર કર્યું છે."

"મને તમે બેમરવત, ઘાતકી અને પાપી ધારો! અરે દીનબાઈ માસી, ખોદાએ મારી પર જે મોટી મેહરબાની કીધી છે તે માટે હું નહી ધારતો કે કોઈબી દહાડો હું તેનો પુરતો ઉપકાર માની શકીશ." ફકત આટલાજ બોલો ગરીબ બીચારો જાલ બોલી શકયો. દીનબાઈએ આંસુ ભરેલી આંખો સાથ તેની સામે જોયું અને પોતાના નાજુક હાથોએ તેના કપાલ પરનાં સોનેરી બાલો ઊંચા કરી તેને એક ઘણીજ પ્યાર ભરી કીસ કરી. તેવણ હજી બરાબર સમજી શકયાં નહી હોય તેમ પોતાના વર તથા જાલ તરફ અવાર નવાર ટીકવા લાગાં.

પોતાના સાંભળનારાઓની લાગણીઓને વધુ દુઃખવ્યા વગર મનચેરશાહે ગઇ રાતના બનેલા બનાવો ટુકામાં પણ ઘણાજ અસરકારક રીતે કહી સંભલાવ્યા, જેમાં તેવણે જાલ માટે ઘણાજ તારીફના સખુનો ઓચરયા હતા. તે જવાન છોકરાએ સ્ટીમરના કપતાન તથા બીજાઓ સાથ બીજી જગાએ ઉતારવાની હઠ કરી, તેઓને એક મોટા મોજાના સપાટામાંથી બચાવ્યા હતા, અને તે બાબદ કહી મનચેરશાહે દેખાડવા માંગ્યું કે જાલને તે બાબદમાં કેટલી વધારે સમજ હતી અને જે સ્ટીમરના કપતાને પણ પછી કબુલ કર્યું હતું. તેઓ પોતાની ભુલ જાલની આગલ કબુલ કરવા માંગતા હતા, પણ જેવા તેઓ એક સલામત જગાએ ઉતર્યા કે મનચેરશાહની દલગીરી વચ્ચે તે કેડે ગુમ થઇ ગયો, કારણ કે તેવણને તે કોણ હતો તે માટે બીલકુલ ખ્યાલ પણ ન હતો, અને કોઈબી રીતે તેનો મોઢે મોઢું ઉપકાર માનવાને તલપી રહયા હતા. જાલની સાથે જે બે માછીમારો ગયા હતા, તેઓએ મનચેરશાહને જણાવ્યું કે જે સઘલું થયું હતું તેનું થોડું પણ માન તેઓને ઘટતું ન હતું, કારણ કે પેલો જવાન છોકરો, કે જેને માટે તેઓને કાંઈ પણ ખબર ન હતી; (તેના નામ વટીકની નહી) તે નહી હતે, તો કોઈબી માણુસ એક દગલુંબી નહી ભરતે. આવા તોફાંની દરયામાં કોઈબી માછીમાર અથવા તો ખલાસી પોતાના જીવને જોખમમાં નાખતે નહી. છેલ્લે પેલા માછીમારોએ પોતાના વેહમી વીચારો મુજબ જણાવ્યું કે કોઈ સારો ફરેસ્તો છોકરાના આકારમાં આવી તેઓને મદદ કરી આવી રીતે ગુમ થઈ ગયો હશે, કારણ કે મનચેરશાહ જેવા માણુસનો ખોદા કદીબી આવી રીતે નાસ કરે નહી. મનચેરશાહ હસીને બોલ્યા કે આ વાતથી કદાચ આપણી ન્હાની પીરોજા અંજાઈ જાય, પણ મારી ઉપર તો તેથી કાંઈ પણ અસર થઈ નહી. ગમે તેટલું કરવા છતાં

તેવણુની જીંદગી બચાવનાર જવાન તો મલ્યો નહી, પણ તેવણુની અતીશય અજાયબી તથા ખુશાલી (કારણકે જેમ જેમ તેવણ પોતાના ઘરની નજદીક આવતા હતા, તેમ તેમ તેવણુની ત્યાંની સઘળી ખબરો, અને મુખ્ય કરી ગુલની, કે જેને જીવતી જોવાની તેવણુને ઘણીજ થોડી આસા હતી, તે જાણવાની તેવણુની ઇંતેજારી વધતી હતી) વચ્ચે મેહરજીભાઈ તેવણુની આગળ આવી ઊભા, અને તેવણુને બોલવાની કાંઈ પણ તક આપ્યા વગર ઘણા જોસથી તેઓએ શેકહેનડ કરી. મનચેરશાહે મેહરજીભાઈને એકેક પર એટલા તો સવાલ પુછ્યા કે તેવણુને તેના જવાબ આપવાનું પણ સુજ પડયું નહી. તેઓ વાત કરતા કરતા પોંહચખાના આગળ આવી પોંહતા, જ્યારે મનચેરશાહે પોતાની સ્ટીમરના કપટાનને મોટા અવાજે બોલતાં સાંભલ્યો—મી૦ મરચંટ, આ રહયો પેલો! એ એટલો તો થાકી ગયો છે કે હવે આપણા હાથમાથી છટકી જશે નહી. આ જવાન આપણેથી એમ નહાસનો કાંએ ફરતો હશે?

હજી તો મનચેરશાહ તેની સાથ શેકહેનડ કરી કાંઈ બોલવા જાએ તેટલાં મેહરજીભાઈ ઇંતેજારીથી વચમા બોલી ઉઠયા:

"કેપટન, મારી ઉપર એક મેહરબાની કરશો, આ પેલે નાકે હમારૂં પોંહચખાનું છે ત્યાં એને લઈ જાઓ અને એનો આ ભીંજાયલો દગલો કાઢી કોઇ તમારા ખલાસીનો દગલો હોય તે પહેરવા આપો, એ તદન થાકી ગએલો છે અને આસાએસની ઘણી જરૂર છે."

કેપટન તેને ત્યાં લઈ ગયા, લગભગ હાથમાં ઊંચકીને, કારણ થાક અને જુસ્સાએ તેને પુશકલ નબલો અને નાકઉવત બનાવી મેલ્યો હતો.

"મેહરજીભાઈ, તમે એને ઓલખો છો? એ કોણ છે?" પણ મેહરજીભાઈ જાણતા ન હતા, કદાચ તેવણ જવાબ આપી શકયા ન હોય, પણ તેવણ પોતાના દોસ્તને તે પોંહચખાનાં આગલ ઉતાવલે લઈ ગયા. તેઓ ઓરડામાં દાખલ થયા અને બતી મંગાવી થોડુંક બ્રાંનડી પાણી તે છોકરાને આપ્યું, જે પીધા પછી જાલે હસવાની કોશેશ કીધી. તે બોલ્યો કે કેપટન જ્યારે આટલાં તોફાન એક નાના સરખા જખમ તથા ભીનાસથી બીહ જાય છે, ત્યારે તેવણુને સેલર બાવા થવાનો શું હક હતો.

"હા, પણ તમેબી જો સેલર બાવા હતે, તો હું ગભરાઈ નહી જતે, પણ આવા લાંબા તાર જેવા વધી ગએલાં કદ તથા બઇરાંના જેવા ફીક્કા ચેહરા સાથ, તુંને સેલર બાવાનું કામ કરવાનો શું હક છે!" અને જાલનું મોઢું ખરેખરજ તેની બેહસ્તન માએનું મરતી વખત થયું હતું તેવુંજ થઈ ગયું હતું. તે એટલે વેર કે મનચેરશાહે તો ગભરાઈને કેટલેક વખત વેર તેની તરફ ટીકયા કીધું. થોડા વખતમાં તે નાનાં ગામમાં દરેક ઠેકાણે ખબર પડી કે પેલો જવાન બહાદુર છોકરો કોઈજ નહી પણ મનચેરશાહ મરચંટનો પોતાનો ભાણેજ થતો હતો.

મનચેરશાહ પોતાનાં કામસર જઈને શું કરી આવ્યા હતા તે આપણે અહીંયાંજ જણાવી દઈએ. દીનશાજી ડાકટરની વખાણવા લાએક મદદ સાથ મનચેરશાને ત્રણ મહીના પછી માલમ પડયું કે તેવણ ધારતા હતા તે કરતાં વધારે જલદીથી પોતાનાં વહાલાંઓને જઇને મલશે. તોપણ જ્યાં સુધી તેવણુની તે બાબે ખાત્રી થાય નહી, ત્યાં વેર તે બાબદ પોતાનાં કુટુંબ વ-ટીકને જણાવવાને તેવણે દરસ્ત ધાર્યું નહી. દીનશાહજીને ખબર હતી કે મનચેરશાહ જલદીથી આવવાના છે, એ વીચારથી તેવણુના કુટુંબનાં સઘળાંઓને ઘણો સંતોષ મળશે, અને તેથી તેવણે મનચેરશાહને પોતાનાં કુટુંબ પર લખવા માટે ઘણા કાલાવાલા કર્યા, પણ પોતાના દોસ્તને આવાં એકાંત ગામમાં એખલા મેલી આવવાને તેવણુને ગમ્યું નહી. પણ આવી અણઘટ હાલતમાં હતા તેટલાં પોતાને ઘેરથી કાગલ આવ્યાં, જેમાં જાલના પાછા આવવા વીષે, તથા તેના આવ્યા પછી જે ખરી વીગતો માલમ પડી હતી, તે વીષે જણાવ્યું હતું. તે વાંચવા પછી મનચેરશાહનો ગુસ્સો જાલ સામે ઉશકેરાયો, અને તે સાથ પોતાને ઘર જલદી જવાની તેવણુની ઈચ્છા પણ ઉશકેરાઈ. દીનશાહજીએ ફક્ત તેવણુની આ ઈચ્છાને ઉતેજન આપ્યું એટલુંજ નહી, પણ જાલ સામેનો તેવણુનો ગુસ્સો પણ મેહેરજીભાઈના કાગલની થોડી ઘણી બાબદો—જેવી કે જાલનો ખરો પસ્તાવો—બતાવીને નરમ પાડયો. પણ દરયો એટલો તો તોફાની હતો કે તરતજ નીકલી પડવું મુશ-કેલ હતું. તોપણ કાગલમાંની બાબદો વધારે ગંભીર હોવાથી તથા ગુલની માંદગી વીશેના સમાચાર સાંભળી તેવણુનો જીવ ઉદાસ થઈ ગયલો હોવાને લીધે, તેવણથી થોભી શકાયું નહી. તેવણુની મુસાફરી ઘણી કઠણ થઈ પડી, અને ઘણી વખત તેઓએ લંગર નાખવાનો અથવા તો કંઠે ઉતરી પડી જમીનને માર્ગે મુસાફરી કરવાનો ઠરાવ કર્યો, પણ રખેને કીનારે જતાં કોઈ ખડક સાથ અફડી સ્ટીમર ભાગી જાય એવી બીહકથી તેઓએ તેમ કરવાની હીમત કરી નહી.

નજદીક પોણા રસ્તા વેર તો તેઓ સહી સલામત આવી પોંહતા, પણ ત્યાર પછી તેઓને સજ્જડ તોફાન નડયું અને દરેક જણે જીવવાની આસા છોડી, કારણ કે તોફાનને લીધે સ્ટીમરને કહી બાજુ લઈ જવી તે કોઈને સમજ પડયું નહી. એવી અણઘટ હાલતમાં તેઓ આગલ વધયા કીધા, તેટલામાં સ્ટીમર એક ખડક સાથ અફડી પડી. છેલ્લી આસા તરીકે તેઓએ ભયની નીશાની દેખાડી, અને તેઓની અજાયબી તથા ખુશાલી વચ્ચે થોડા વખતમાં એક બોટમાં કેટલાક માણસો તેઓની મદદે આવી પોંહતાં, અને ત્યાર પછીની બાબદો તો હમારાં વાંચનારાઓને ખબર છે..

"અને મારા વાહાલા જાલ, આ કદર બીહામનો જખમ તુંને સાથી થયો?" તેનાં માસીએ કહ્યું. તેવણ જાણે અજબ થતાં હોય કે આવા ન્હાના સરખા છોકરાએ આવું કામ કેમ બજાવ્યું તેવી રીતે જોતાં હતાં.

"માસીજી, મેહરબાની કરી કદર બીહામનો ના કહો. હું તો એ માટે ઘણો મગરૂબ છેઊં. કાલે રાતના જો કે આવા જખમ વીરૂધ હું મારૂં મત જણાવતે, પણ આજે સહવારનાં

મેહરજીભાઈએ મેહરબાનીની રાહે તે વીશે એટલો તો 'ફસ' કર્યો, કે હવે મને લાગેચ કે તેમાં કાંઈ ઘણું માહભારત હશે."

"પણ જાલ, તું ભરાયા સંતાયા કાંય કીધો?" પીરોજાએ ખુશીમાં આવી જઈ પુછયું. જાલ અચકાયો અને તેનો ચેહરો લાલ થઈ આવ્યો.

"ધાસ્તીથી પીરોજા; ફકત ધાસ્તીથી."

"ધાસ્તી!" તેણીએ હસીને પુછયું. "શાંની? પવન, મોજા અને તોફાનની, કે જેના ગુસ્સાની સામે થવાને તેં હીમત કીધી? છટ, છટ જાલ! હું કદીબી તે માનું નહી."

"કારણ તું મને ઓલખતી નથી," તે લગાર ચોંકીને બોલ્યો. "તારા જેવો નરમ ખવાસ મારી ભુલો કેવી રીત સમજી શકે? જ્યારે તું તારા બાવાને આટલા બધા ચાહે છે, ત્યારે બચ્ચાંઓની ભુલો માટે તેવણુની દયા વીનાની સખ્તાઈનો વીચાર જે મારાં મગજમાં નાનપણથી પેવશ થઈ ગયો હતો અને તેથી તેવણુને જોઈ મને જે ધાસ્તી ઉતપંત થતી હતી, તેનો વીચાર તુંને કેમ આવી શકે? મારૂં નસીબ, મારી અથવા ફેસ્તો સઘલું તેવણુના હાથમાં છે; અને હું તેવણુને શાંતપણે કેવી રીતે મલી શકું? પીરોજા, પીરોજા, હું જેમ શરીરની બહાદુરી ધરાવુંછ તેમ મનની ધરાવતો હતે, તો મને કાંઈબી બીહવાનું, કાંઈબી છુપાવાનું નહી હતું. જેમ છે તેમ તો મનચેરશાહ માસા, તમારે ગમે તેમ ધારો, વર્તો અથવા કેડાવ કરો, જો તમુને બચાવવાને લાયક મને ધારતા હોવો તો— તેજ મારે વાસ્તે સૌથી સારૂં છે." આમ બોલી કોઈબી જવાબ આપે તે આગમજ તે ત્યાંથી ઉઠી જલદીથી ચાલી ગયો.

"પપા, જો તમે એને માફ કરજો; તમે એને ફરીથી અજમાવી જોજો; મારી ખાતરી છે કે એ મનથી પણ બહાદુર નીવડશે," પીરોજાએ કાલાવાલા કીધા, તેની બેહન અને બાઈજી પણ તેની સાથે કાલાવાલા કરવા લાગ્યાં, અને દીનબાઈ એક બોલ પણ બોલ્યા વગર તેવણુનાં મોહડાં તરફ જોયા કરતાં હતાં. મનચેરશાહનાં જવાબથી બધાંને સંતોષ મલ્યો હોય એમ લાગ્યું.

આટલા વખતમાં ગુલ પાછી જાગરૂત થઈ હતી, તેણીનું સઘલું દુઃખ જતું રહયું હતું, અને પાછી સારી પખે થયલી જણાતી હતી. તેણીને બરાબર કપડાં પેહરાવી તેણીની હમેશની જગાએ લઈ જવામાં આવી હતી. સહવારનાં બનાવોથી તેણી તદન અંજાણી હતી. તે ખુશી ભરી ખબર જલદીથી આખા ઘરમાં આગની માફક ફરી વલી હતી, અને જોકે તે કુંવર ડોસાંના કાનપર પડી હતી અને તેવણુને ઘણાં ખુશી બનાવી મેલ્યાં હતાં, તો પણ તેવણમાં એટલું તો વીચારવાની પુરતી અક્કલ હતી કે તે વીશે ગુલને જયાં સુધી બરાબર તૈયાર કરવામાં આવે નહી, ત્યાં સુધી તે વાત તેણી આગલ કરવી ન જોઈએ.

"મારી નાની ગુલને આટલો બધો વખત એકલી મુકી જવા માટે હું તેણીને શું કહેતું," દીનબાઈ લાંબો વખત સુધી કાંઈ ખાનગી વાતચીત તેવણુના ધણી સાથે કીધા પછી બાર વાગે જ્યારે તેણીના ઓરડામાં દાખલ થયાં, ત્યારે બોલ્યાં.

"વહાલાં માસી, હું ઈચ્છુંછ કે તમે મને કહો કે તમે આટલો વખત સુતેલાં હતાં; કોઈબી બીજા કારણ કરતાં એ મને વધારે સંતોષ આપશે."

"કારણકે દીકરી તું ધારેછ કે તેથી મને ઘણો ફાયદો થતે, પણ મારી તરફ જો, અને તુંને માલમ પડશે કે હું કાંઈ એવોજ બીજો ઉપાય અજમાવતી હતી." ગુલે તેમ કીધું, અને તે માયાલુ ચેહરો સુખથી એટલો તો ચમકતો હતો કે તેણી ચોંકી.

"શું બન્યુંછ તે મને કહો, દીનબાઈ માસી. આજે માસાનું કાગજ આવ્યું હશે," તેણીએ ધુજતે સાદે ઉમેર્યું. "તેવણ શું લખેછ?—તેવણ——"

"દીકરી, તેવણ કહેછ કે તેવણને આવકાર દેવા માટે તુંને હસ્તે મોહડે તૈયાર રહેવું; કારણકે તેવણ આપણુને ઘણુંજ જલદી મળવાની આશા રાખેછ, હવે તું મારી ખુશાલી માટે અજબ નહી થશે?"

ગુલે ખુશી દેખાવાની કોશેશ કીધી; પણ દીનબાઈએ જલદી જોયું કે તેણીના ભાઈ અને પોતા વીશે તેણીના માસા શું વીચારશે તેની ખુદરતી ધાસ્તીએ તેવણનાં આવી પુગવાના ખુશાલી ભર્યા વીચારનો અટકાવ કીધો, અને આ વીચાર તેણીનાં મગજમાંથી કહાડી નાખવાનો સૌથી સારો રસ્તો એજ હતો કે બને તેમ તેઓને જલદી મેલવવાં.

[સાંધનુ છે.] TWO OLD MAIDS

## સંપ.




પ શબ્દ સાધારણ છે. સંપ શબ્દથી વાકેફ નહી એવાં થોડાંજ લોક હશે. સારાં અથવા નરસાં કોઈ પણ કામને માટે એક વીચારના થવું તેનું નામ ઐક્ય અથવા સંપ એમ કહેવાય છે. સંપ સારાં તેમજ નરસાં બેઉ કામને માટે હોય છે. આ નીબંધમાં સંપ રાખવો એનો અર્થ એમ લેવો કે રૂડા યોગ્ય ઉદ્દેશનેજ સારૂં સંપ રાખવો.

જુઓ આકાશ, અને જુઓ કે કરોડો તારાઓ કેવા નીયમસર એક બીજાથી અમુક અમુક અંતરે રહેલા છે! અહો પોતાની ગતીમાં ફેરફાર કરીને સૃષ્ટીનો નાશ કરતા નથી. પેલા બે મોટા ગોળા, સુર્ય અને ચંદ્ર, એનેજ જુઓની કે તેઓ કેવા સંપથી રહેલા છે! શું કોઈ દહાડો સુર્ય અને ચંદર એ બન્ને સાથે પ્રકાશતા દીઠા? ઉન્હાલા વીના ચોમાસું નહી અને ચોમાસાં વીના ઉન્હાલો નહી.

દુન્યા ચલાવવાને સઘળી વસ્તુઓ કેવી એકસંપથી રહેલી છે? ઝાડોમાં પણ તેમજ છે.—પૃથ્વી, બીજ, પાણી, તડકો વગેરેનો સંપ થાય છે, ત્યારે તેમાંથી વૃક્ષ, પછી ફુલ, અને પછી ફળ થાય છે. અર્થાત્ જગતનું નુર સંપ છે.

સીકંદર બાદશાહ અને તેના બે ત્રણેક પ્રધાનોનાં એકઠાં બળે કેટલું રાજ્ય સંપાદન કીધું! એક પુરૂષ ગમે તેવો ચતુર હોય અને જ્યારે તેનો સંબંધી તેનો વીશ્વાસઘાત કરે, તે આગળાનું શું ચાલે?

નેપોલ્યન બોનાપાર્ટે એકલાએ આખા યુરોપખંડને થથરાવી મુક્યો હતો, તેમાં શું તેના મસલતદારોનું અને વીશ્વાસુ લશ્કરની સહાયતાનું એકઠું મળેલું પરાક્રમ ઘણા લોકોનું શરીર બળ અને મન બળ ન હતું? અને એ એકઠાં બળના કરતાં જ્યારે રશીયા, પ્રુશીયા અને ઈંગ્લંડ એ ત્રણ જુદા જુદા દેશના જુદા જુદા લોકનાં શરીર બળ તથા મન બળનો સંપ થયો, ત્યારેજ નેપોલ્યનનું કાંઈજ ચાલ્યું નહી કેની?

રાજ્ય સુધારામાં પણ રાજાનું અને પ્રધાનોનું એક દીલ હોવું જોઈએ. પ્રધાનોનું અને રાજાનું એક મત ન હોય તો પ્રધાન પ્રધાનવટ કરે શું? નવા કાયદા બને શું? અને રાજ્યની આબાદાની થાયજ કેમ? રાજકીય પ્રકરણમાં સંપની જરૂર ઘણી છે. ઈતીહાસો વાંચ્યાથી માલમ પડે છે કે રાજ્યની સંપત્તી અને આબાદાની વધવાને રાજાની રહેમ નજર અને રૈયતની તરફથી રાજભક્તી અવશ્ય જોઈએ. જો સંપ ન હોય તો તે રાજ થોડા દહાડાનું સમજવું.

સંસારીક કામમાં તો સંપની અગત્યતા વીષે બોલવાનું છેજ નહી, કેમકે ડગલે ડગલે તેનું કામ પડે છે. સંસારની ઉત્પંત્તીજ સંપથી છે, ઉત્પંત્તી છે તો વૃદ્ધિ કેમ ન હોય? ઘરમાંનાં માણસોની વચમાં જો કુસંપ થાય, તો દરેક રીતે તેઓ હેરાન થાય અને લોકમાં હાથે કરીને ફજેતી કરાવે.

કુટુંબનાં માણસોમાં સંપ રહ્યાથી પ્રીતી વધતી જાય છે, એક બીજાંને મળીને સારા કામો થાય છે, અને કામો પહેલેથી તે છેલે સુધી કાંઈ વીઘ્નને ન જોતાં વહેલાં પાર પડે છે. જે સગાં વ્હાલાંમાં એક બીજાને બનતું નથી, અર્થાત્ અદેખાઈએ શજડ મુળ ઘાલ્યું હોય છે, ત્યાં પૈસાની, શરીરની અને બુદ્ધિની હાની થયા વગર રહેતી નથી. કેટલાંક કુટુંબો સહજ કારણને માટે લડે છે, કંકાસ વધી પડે છે, આખરે સરકાર દરબારમાં કજીયા જાય છે અને એ નીમીતે વાહીતનાં ઘર ભરાય છે.

સંપે રહ્યાથી ઉદ્યમ, નીતી અને દ્રવ્ય વધે છે. માણસના દુઃખતા વખતમાં સૌ તેની ખુશીથી બરદાસ્ત લે છે. સંપથી તનમન પ્રફુલીત અને મજાંને બરખત રહે છે. જ્યારે મન સ્થીર નથી હોતું, ત્યારે કોઇ વાતમાં પુર્ણ ધ્યાન દેવાતું નથી, જ્યારે આકળો સ્વભાવ હોય છે, ત્યારે સર્વ કામ બાવરાપણામાં થાય છે.' સંપ વધ્યાથી કજીયા કંકાસ જણાતા નથી. અદેખાઈએ પોતાનું વીશેષ અને સામાને થોડું એક નુકશાન થાય છે, જ્યારે સંપે રહ્યાથી અગણીત લાભ થાય છે.

બધા નીબંધનો સાર, સર્વે સંપ રાખવો એવો છે. બહેનો! આપણી પડતી શાથી થઇ તેનો વીચાર કરો. બીજાં કારણો શોધવાં સૌ ફાંફાં છે. કુસંપ એજ મુખ્ય કારણ છે. કુસંપે રાજ ગયાં અને ધન ગયાં.

—માટે બહેનો, તમારાં બધાં કામમાં સંપને પહેલે મુકો, અને પછી તમે જોશો કે થોડા વખતમાં સંપ શબ્દ ગાજી રહેશે, અને તે ગાજવાની સાથેજ સર્વે પ્રકારની સુખ સંપત્તીનો વરસાદ એકદમ તુટી પડશે.

J. G. Patel.



# ખુરશેદ.

યાને

## કરણી તેવી પાર ઉતરણી.

### એક વાર્તા.

### પ્રકરણ ૧ લું.

#### શોકકારક વરતમાન.



નવેમ્બર માસના એક ખુશનુમા દીવસે પેલી ગુલજાર નગરી—મુંબઇ—ના એક ધોરી રસ્તા ઉપરથી, એક ઉંચો, દબદબા ભરેલો ખુબસુરત દેખાવનો, ઇંગ્રેજી પોશાક સજેલો એક પુરૂષ જતો હતો.

તે આ શેહેરનો રહેવાસી લાગતો ન હતો, તેમજ તે તદન અજાણ્યો પણ ન હતો, કારણકે બે ત્રણ જણ તેને રસ્તામાં મળ્યા કે જેઓએ "શેઠજી સાહેબ જહાંગીરજી" કરીને નમીને તેને સલામ કીધી હતી.

આ માણસ રસ્તાપર કોઈ પણ ઠેકાણે નજર નહી નાખતાં એકજ દીસા તરફ જોતો ગુપચુપ જતો હતો. આખરે તે એક નાનાં પણ સુંદર ઘર આગલ આવી પહોંચ્યો. ત્યાં તે થોભ્યો, ઘરના ચોક્કસ ભાગપર નજર કીધી, અને બારણું ઠોક્યું. તરતજ એક નોકરે દેખાવ દીધો.

"બાઈ સાહેબ ઘરમાં છે કે?" તેણે પુછ્યું.

"હા સાહેબ." જવાબ મળ્યો.

તે એકજ કુદકે દાખલ થયો અને દાદર પર ચઢ્યો. દાદરની ચાલ આગલ તે ઉભો રહ્યો. બારણું અળગું બંધ હતું. ધીમેથી બારણાંપર તેણે ટકોરા માર્યા, અને જવાબની વાટ જોયા વીના ઉઘાડી દાખલ થયો.

તે એક મધ્યમ કદનો મધ્યમ રીતે શણગારેલો સુંદર ઓરડો હતો. તેમાંનું જુજ ફરનીચર સુધરેલા ટેસ્ટ પ્રમાણે ગોઠવાયલું ઓના નાજુક હાથનેજ આભારી હતું. બારી આગલની એક ઇઝીચેરપર આશરે સતાવીશ વર્ષની એક સુંદર અબલા પાક ખોરદેહ અવરતા વાંચતી અઢેટાયલી હતી. તેણી જુવાનીમાં બેહદ ખુબસુરત હશે, એમ તેણીના હાલના સોહરાવલા પણ મનહરણ મુખડાપર એકજ વાર નજર ફેંકતાં સાબેત થતું હતું. તેણીના ગાલોએ પોતાનો ગોલાબી ચળકાટ હમેશનો ખોયો હતો. તેણીનાં ચાંદી સમાન સફેદ, ઉંચાં કપાલપર દલગીરી રાજ કરતી જણાતી હતી. તેણીની કાળી

નરમ ચસમ જે જુવાનીનાં વખતમાં ઘણી ચળકતી હશે, તે હાલ દુઃખના ભારમાં દબાઈ ગએલી લાગતી હતી.

આ સુંદર નારના પગ આગળ એક નાનાં સ્ટુલપર એક ઘણુંજ સુંદર બાળક, આશરે પાંચ વર્ષની વયનું, ચોપડીમાંના પીક્ચર જોતું પોતાને રીઝવતું બેઠું હતું.

દાખલ થનારે જેવું બારણું ઉઘાડયું કે પેલી નારે ચોપડીમાંથી નજર કહાડી જોયું. પેલા પુરૂષે પોતાની ટોપી ટેબલપર પછાડી અને બે લ્યો:—

"સાહેબજી ખુરશેદ; કેમ છો?"

પેલી નારે જેવો પોતાના વીઝીટરને જોયો કે તેણીના ફીક્કા ગાલપર સહેજ રતાશ આવ્યો, અને પોતાની ચોપડી બંધ કરતાં, વાંસળી જેવા મધુર પણ ઘણાજ ધીમા હલકે તેણી બોલી:

"આવોજી."

તે સીધો ચાલી આવ્યો અને દુરની એક ખુરસીપર તેણે બેઠક લીધી.

"ખુરશેદ, મારી આજની મુલાકાતની તમેં આશા રાખતાં હતાં કે નહીં?" તે લગાર હસતાં બોલ્યો.

"આજે નહી," તેણીએ નીચી નજરે જવાબ આપ્યો.

"પુણેથી હું ગઈ રાતે આવ્યો," તેણે આગળ ચલાવ્યું, "પણ આ શેહરમાં હું આવ્યો ત્યારે એટલું મોડું થયલું હતું કે હું પાધરો હોટેલમાંજ ગયો. ખુરશેદ, તમને યાદ છે કે આ તેજ શોકકારક દીવસ છે કે જ્યારે ફરામ આવી ભેદ ભરેલી રીતે ગુમ થયો હતો."

"મને તે યાદ છે," તેણીએ હોઠ કરડતાં જવાબ આપ્યો.

"બે વર્ષ વહી ગયાં છે," જહાંગીર ધીમેથી બોલ્યો, "પોતાની નીર્દોષ નાર અને વ્હાલાં બાળકને તજવાને બે લાંબા વર્ષોનો અંતર વહી ગયો છે. અરે! આવા ધાટકી માણુસપર ખોદાનો કેહર ઉતરજો!"

"જરા થોભો જહાંગીર!" પેલી નાર ગુસ્સાથી આંખ્યો ચમકાવી સત્તાવાર અવાજે બોલી ઉઠી. "તમે જે કાંઈ બોલો તેની સંભાળ રાખજો. તેને માટે આવું બોલાયલું હું ખમી શકતી નથી."

"માફ કરો ખુરશેદ," તે કાલાવાલાભર્યા અવાજે બોલ્યો. "હું વગર વીચારે બોલ્યો છું. માફ કરો. હું તદન ભુલી ગયો કે હજી પણ તમે તમારા ભરથારનો ગુન્હા કબુલ કરતાં નથી. પણ ખુરશેદ, બે અઠવાડયાં ઉપર જ્યારે હું અંહી હતો ત્યારે તમે મને શું કહ્યું હતુ તે યાદ છે?" તેણે પોતાની ખુરસી લગાર નજદીક ખેંચી અને આગળ ચલાવ્યું. "મેં મારો દાવો રજુ કીધો અને તેનો તમે અસંતોષકારક જવાબ વાળ્યો હતો. તમે બોલ્યાં હતાં કે તમારા ભરથારના ગુમ થવા વીશે જો હું પુરતો પુરાવો મેળવીશ, તો તમે તેની સાથે છુટાછેડા કરવા વધુ ઢીલ નહી કરશો, અને આ સુંદર હાથ, કે જેને માટે હું વર્ષો સુધી થોભ્યો છું તે મારા હવાલામાં આપવા વધુ વખત આનાકાની નહી કરશો. હવે તમે જે પુરાવો માંગ્યો તે મારાં ગજવામાં છે. બાનુ, તમે ફરામરોજ વકીલના અક્ષર તો સારી રીતે પીછાણતાંજ હશો?"

"એક હજારમાંથી હું તેના વ્હાલાં હરફ ઓળખી કહાડીશ," પેલી નાર ઘણા આતુર દેખાવે બોલી.

"બરાબર છે; ગઈ કાલેજ તેની તરફથી મને એક કાગળ મળ્યું છે."

"અરે, નહી, નહી!" રૂની પુણી જેવા ફીક્કા ચેહેરાવાળી પેલી નાર બડબડી.

"આ રહ્યું તે. તેના ગયા પછી આ પેહલવેહલુંજ કાગળ તેની તરફથી મને મળ્યું છે," અને જહાંગીર ઝવેરીએ તેણીના હાથમાં કાગલ મુક્યું.

તેણીએ તે કાગલ તરફ જોયું અને એક સરદ હાય મારી. પછી જરા શાંત થઈ કાગલ ઉખેડયું અને નીચે પ્રમાણે વાંચ્યું:—

હેદરાબાદ, તા૦ ૨૯ મી અકટોબર ૧૮—

"મારા વહાલા દોસ્ત જહાંગીર,

આજ સાંજે ગઈ ગુજરીનો ખ્યાલ કરતાં તારા ઉપર એક ટુંક કાગલ લખવાની રજા લઉં છું. બે વર્ષ ઉપર મુંબઈ છોડયા પછી હું હમેશ ખુરશેદ ઉપર છેલ્લી સલામની એક ચીઠી લખવાનો વીચાર કરૂં છું; પણ હજી સુધી હું તેમ કરી શકતો નથી. તેણીની આગલ જજે, જહાંગીર—કારણકે તું એક ભરસાવાલો મીત્ર છે—અને તેણીને કહેજે કે મેં તેણીની સાથ છુટાછેડા કીધા છે અને હું અહીં એક બીજીને પરણ્યો છું તેણી પૈસાવાલી નાર છે; અને તેણીની સાથે હું ઘણાં સુખથી રહું છું અમે અહીં ઘણી સારી હાલતમાં રહી શકયેછ. ખુરશેદને કહેજે કે ગરીબાઈ હું સહન કરી શકયો નહી અને તેથીજ મેં આ પગલું લીધું છે. તેણીને ખાત્રીપુર્વક જણાવજે જહાંગીર, કે હવે પછી મુંબઈમાં હું કદી પણ પગ મેલનાર નથી.

ફરામરોજ એફ. વકીલ."

દુઃખમાં ગીરફતાર થયલી પેલી નારે આ હૃદયભેદક કાગલ છેડા સુધી વાંચ્યું અને અરધી બેશુદ્ધ હાલતે ખુરસીમાં માથું નાખી પડી.

"હવે તારી ખાતરી થઈ?" જહાંગીરે દયાની એક નજર ફેંકતાં પુછયું.

"હા," તેણી ઘણુંજ ધીરેથી બોલી. "હું સોગંદપર કહું છું કે આ તેનાજ અક્ષર છે. જહાંગીર ઝવેરી, મારે હવે તમારી માફ માંગવી જોઈએ. હું તમારા બોલવાપર ઘણો શક લઈ ગઈ છું; પણ હવે જોઉં છું કે તમે મને સાચુંજ કહ્યું છે—સાચું, અને બીજું કાંઈજ નહી. "ઉપકાર, ખુરશેદ, તારો ઉપકાર!" તે બોલ્યો, "તારો આ સ્વીકાર મને ઘણો કીમતી છે; પણ ખુરશેદ, હવે તારે બીજું કાંઈજ નથી કહેવું?"

તેણીની છાતીમાં એક પળવાર બળવો ચાલ્યો, અને પછી દ્રઢ મનથી ઠરાવ કરી તેણી બોલી, "હા," તેણી ખુલા મજબુત અવાજે બોલી. "તલાક મેળવવામાં મને મદદ કરો, અને—અને હું તમને સુખી કરીશ."

"ખોદા તને સલામત અને સુખી રાખે ખુરશેદ! મારી ધીરજનો મને અંતે પુરતો બદલો મલ્યો છે."

તેની નજર બીજી ગમ હતી, એટલે ખુરશેદ, તેનું ખુશાલી ભર્યું હસવું જોઈ શકી નહી.

## પ્રકરણ ૨ જું.

### ગઇ ગુજરી.

આપણી વાર્તા શરૂ થયાને ઘણાં વર્ષો આગળ, વાંચનાર બાનુંઓ, જહાંગીર ઝવેરી અને ફ્રામરોજ વકીલ ઘણા જાની દોસ્તો હતા. પહેલો ઘણા પૈસાદાર કુટુંબનો નબીરો હતો, અને એકપુરોજ વારસ હતો; જ્યારે બીજો ઘણીજ ગરીબ અવસ્થામાં હતો, અને પ્રમાણીકપણે પૈસો મેળવી પોતાનું ગુજરાન કરતો. જહાંગીર સીકંદ્રાબાદના એક સરસ લત્તાપર આવેલા 'જહાંગીર વીલા' માં ઘણા સુખથી રહેતો હતો, જ્યારે ફ્રામરોજ ખેતવાડીની એક સાંકડી ગલીમાં વસતો હતો. બેઉનાં રહેઠાણના તફાવતે તેમની ગીત્રાઇમાં કશી ખલલ પડતી નહી. તેઓ કોઇ દીવસ કજીઓ કરતા નહી, પણ વફાદાર દોસ્તોની માફક એક બીજાપર ઘણું હેત રાખતા હતા.

નસીબ સંજોગે બેઉને પેલીજ સુંદર અબળા—ખુરશેદ સાથે ઓળખાણ પડી, અને બેઉએ તેણીને પરણવાની ઉમેદ રાખી. તેઓની દોસ્તીમાં હવે કચરો પડયો. તેઓ એક બીજાના હરીફ થયા. પણ તેઓએ આ લાગણી બહારથી દેખાડી નહી, બહારથી તો અસલ માફકજ તેઓ દોસ્ત તરીકે રહ્યા. જહાંગીર ઝવેરીને આ સુંદર ઇનામ મેળવવાની ઘણી આશા હતી, તે પોતાની દોલત અને પોતાની ખુબસુરતીપર મુસ્તાક હતો.

પણ ખુરશેદ, એક ડાહી વીચારવંત છોડી હતી, ગરીબ, પણ કેળવાયલા અને પ્રમાણીક ફ્રામરોજે તેણીનું દીલ છીત્યું. જ્યારે જહાંગીરે માંગણી કીધી ત્યારે તેણીએ ખુલ્લી રીતે તેને જણાવ્યું કે તેણી તો અદરાઈ ચુકી હતી. આ સાંભળી જહાંગીરના ગુસ્સાનો પાર રહયો નહી, પણ તેણે પોતાનો ક્રોધ સમાવ્યો અને તેણીને જણાવ્યું કે તેણીએ ઘણી ગંભીર ભુલ કીધી હતી, તેણીને તે હમણાં માલમ પડશે નહી, પણ પછીજ ફ્રામરોજ જેવાને પોતાનો હાથ આપવા તેણી ખરેખરી પસ્તાશે.

ટુંકમાં ફ્રામરોજ અને ખુરશેદનાં થોડા વખતમાં લગન થયાં અને મુંબઇ શેહેરમાં તેઓ ગરીબ અવસ્થામાં પણ આબરૂ સાથે ઘણાં સુખથી જીંદગી ગુજારવા લાગ્યાં. તેઓ ઘણાં સુખ અને સંપથી રહેતાં હતાં. બે વર્ષ પછી એક બાળકનો જનમ થયો, અને તેઓનાં સુખમાં અણધારેલો વધારો થયો. પેલું બાળક ત્રણ વર્ષની ઉમરનું થયું, જ્યારે ફ્રામરોજ ઘણી ભેદ ભરેલી રીતે એકાએક ગુમ થઈ ગયો. તે કાંઇ કામસર સીકંદ્રાબાદ ગયો, કે જેમ તે ઘણીવાર જતો હતો, અને ત્યાંથી પાછો ફર્યોજ નહી.

જહાંગીર ઝવેરી એકજ જણ હતો, કે જે ફ્રામરોજ સંબંધી કાંઈ પણ ખબર આપતો. તે આ તજાયલાં ઘરમાં આવ્યો, અને ખુરશેદને ઘણાં દુઃખ સાથે જણાવ્યું કે ફ્રામરોજે આ ઘર હમેશને માટે છોડયું હતું.

"હું સેવટ સુધી તેની સાથે હતો," જહાંગીરે જણાવ્યું. "મેં તમારી તરફ પાછા ફરવા એને ઘણું સમજાવ્યું, પણ તે ફક્ત ધીઃક્કારથી મારી તરફ જોઇ હસ્યો. તે બોલ્યો કે, ગરીબાઈથી તે કંટાલી ગયો હતો અને પૈસાદાર થવાનો તેણે ઠરાવ કીધો હતો. તમને એમ કહેવા તેણે મને ફરમાવ્યું, ખુરશેદ."

ખુરશેદે આ કહેણનો એક શબ્દ પણ પેહલાં માન્યો નહી. તેણી વીકલ બુદ્ધીની બની ગઈ, અને કશો પણ દીલાસો મેળવવા ના પાડતી. પણ જહાંગીરે તેણીનાં આ અસહ્ય દુઃખમાં દીલાસો આપવાનું ચાલુ રાખ્યું. તેની સઘલી મદદ તેણી ઉપકાર સહીત ના પાડતી. પણ આખરે જહાંગીરે તેણીનાં અને તેણીની એકપુરી દીકરીનાં ગુજરાન અર્થે એક માન ભરેલી શીખવવાની નોકરી શોધી કહાડી, અને ખુરશેદે એક સ્ત્રી શીક્ષક તરીકેની નોકરી જહાંગીરના ઉપકાર સહીત કબુલ રાખી, આબરૂ સહીત ગુજરાન કરવા લાગી.

સેવટે જહાંગીરે ફરીથી તેને પરણવાની આફર કરી, તેણીએ માન સાથે પણ દ્રઢતાથી ના પાડી. પોતાની દોલત અને વગના અસંખ્ય ફાયદા તેણે તેણીને સમજાવ્યા, અને સદાનું સુખ હાંસલ કરવાની અરજ કીધી; તેણે જણાવ્યું કે કોઈને ખાતર નહી તો પોતાનાં એકપુરાં બાળકને ખાતર તેણીએ આ માગણી સ્વીકારવી. પણ ખુરશેદે આંખમાં આંસુઓ સાથે જણાવ્યું કે તેણી હવે કોઇને ચાહી શકવાની નથી. વખતના વેહવા સથે કદાચ તેણી ગઈ ગુજરી ભુલવા પામે તોજ તેની સઘલી મેહેરબાનીઓનો બદલો કદાચ તેણી વાલે. પણ હમણાં તો નહીજ. હજી સુધી તેણી માની શકી નહી કે ફ્રામરોજ—હમેશનો ભલો, ઉમદા ખવાસનો, બીનસ્વાર્થી અને તેણીને સદા સુખ આપનાર ફ્રામરોજ—આવી ઘાતકી રીતે તેણીને તથા તેણીનાં એકપુરાં બાલકને કેમ તજી જાય?

વખતના વહેવા સાથે જહાંગીર તેનીપર દયા કરવા તેણીને વીનવતોજ રહયો. તેણી તેના આભાર તળે દટાયલી હતી, અને તેની માંગણી વગર કારણે ના પાડી, આપસ્વાર્થી તથા નગુણીમાં ખપવા માંગતી ન હતી. એટલે આખરે તેણીએ કહ્યું કે જો જહાંગીર ફ્રામરોજનાં ગુમ થવાનું કારણ પુરતા પુરાવા સહીત તે કહેતો હતો તેમ સીદ્ધ કરી આપશે તો વાજબી રીતે તેની ઇચ્છા પુર્ણ થશે. પણ ખુરશેદની અજાયબી વચ્ચે બેજ અઠવાડયાંના ટુંક અરસા પછી જોઈતા પુરાવા સાથે તે ફતેહ કરી પાછો ફર્યો. આ પુરાવો 'ફ્રામરોજ તરફનું એક કાગળ હતું. તેણે તે કાગળ ખુરશેદને કેવી રીતે બતાવ્યું, અને તે એક કેવું દુઃખ ભરેલું હીચકાર' પત્ર હતું તે આપણે ઉપર જોઇ આવ્યા છીયે. ખુરશેદે અક્ષર તરતજ ઓલખ્યા, અને તેણીની છાતીમાંની આશાની છેલ્લી ચીંગારી ગુલ થઇ, એટલે તેણીએ જહાંગીર ઝવેરીને ભાવતો જવાબ વાળ્યો.

"આપણાં લગન ઘણાં એકાંતપણે થવાં જોઇયે." તેણી અજબ રીતની શાન્તાથી બોલી. "તે આજ ઓરડામાં થશે અને ગણ્યુંત્રીનાંજ પહેરોણા આવશે."

"તારી મરજીમાં આવે તેમ કરજે, ખુરશેદ," તે ધીમેથી બોલ્યો. "હું વર્ષો થયાં તને ચાહતો આવ્યો છું અને આ-

ખરે મારી ઇચ્છા પુર્ણ થવાથી ખોદાનો ઉપકાર માનતાં તને ગમે તેમ કરવાની પરવાનગી આપું છું."

એક અઠવાડયું વહી ગયું. પ્રીય વાંચકને એટલું તો જણાવવું જોઈશે કે જ્યારે ખુરશેદે પોતાને છુટી જોઇ કે તેણીએ જહાંગીરની મદદથી કશી પણ મુશકેલાઇ કે ઢીલ વગર તલાક મેલવ્યો, અને જહાંગીર સાથે લગન કરવાની પુરતી ગોઠવણ થઇ.

## પ્રકરણ ૩જું.

### સુખી સેવટ.

તે એક ઠંડી, અંધારી, તારાથી ઝગઝગાત થયલી નવેમ્બર માસની રાત્રી હતી, કે જ્યારે ખુરશેદનાં નાનાં ઘરમાં ફક્ત ગણત્રીનાંજ પહરેણા તેણીનાં લગનને માન આપવા એકઠાં મળ્યાં હતાં. પહરેણા ઘણાંજ થોડાં હતાં, ફક્ત ખુરશેદ તરફનાંજ હતાં. જહાંગીરનાં માબાપ મરણ પામ્યાં હતાં. તેનાં કોઈ ભાઈ બેહેન ન હતાં, એટલે આ એકાંત બીન ધામધુમનાં લગનમાં પોતાના મીત્રોને બોલાવવાની તેણે દરકાર કીધી નહી.

ખુરશેદ ઘણીજ ફીકી અને દુઃખી દીસ્તી હતી. તેણીને સાત વર્ષ ઉપરનાં પોતાનાં પેહલાં લગનનો દીવસ યાદ આવ્યો કે જ્યારે તેણી એક સુખી હસ્તી કુમારીકા હતી. તે વખત હમણાંની સાથે સરખાવતાં તેણીની છાતી દુઃખથી વીંધાઈ જતી હતી, પણ તેણીએ મન મકમ કીધું અને જેમ બને તેમ શાંત રહેવાની કોશેશ કીધી. જહાંગીર ઘણો ખુશાલ દેખાતો હતો. તે હમેશ કરતાં આજે વધારે ખુબસુરત જણાતો હતો. દસ્તુરજી આવ્યા, અને ઓરડાના એક ખુણામાં બેઉએ પોતાની જગ્યા લીધી. ખુરશેદે બરફના જેવો ઠંડો હાથ જહાંગીરના હાથમાં મેળવ્યો અને કીયા શરૂ થઇ.

"આવો ધણી મેળવવા ખુરશેદ કેવી ભાગ્યશાળી ગણાવી જોઈએ?" તેણીનાં મીત્રો પોત પોતામાં વાત કરવા લાગ્યાં. સર્વે ગોઠવાઇ રહ્યું અને જરથોસ્તી મજહબના લગનની કીયાના પવીત્ર કલામો ભણાવા લાગ્યા.

ખુરશેદે તે કશું સાંભળ્યું નહી, તેમજ જહાંગીરનું ચીત પણ ઠેકાણે હતું નહી. બેઉનું ધ્યાન દુરથી સંભળાતાં એક આવાજ તરફ હતું, આગળ-અને આગળ, તે આવાજ નજદીક આવતો ગયો. કોઇનાં ઝડપ પગલાં ઉપર ચઢતાં જણાયાં, બેઉની છાતીમાં કાંઇ અજબ તરેહની ખુદરતીજ ધારતી ઉત્પન થઇ. કાનના બેહેર ફાટી જાય એવો એક કડાકો દરવાજાની આગળ થયો. મોબેદો વાકયની અધવચમાંજ બોલતા બંધ પડી ગયા અને આસપાસ જોયું. એક શબ્દ પણ કોઇ બોલે તે પહેલાં ત્રણ માણસો એક ધડાકા સમેત ઓરડામાં દાખલ થયા. પહેલો આવનાર એક ઊંચો અને 'ચીંદરેહાલ' પોશાકમાં હતો, તેના વાળા ફાટેલા હતા, અને તેનો દેખાવ કાયલી લાગતો હતો. તે ઘણોજ ઉશકેરાઇ ગયલો હતો, અને પોતાની આસપાસ તેણે એક આતુર નજર ફેંકી તે ઓરડાની વચોવચ આવ્યો અને પોતાના સાક્ષીઓ તરફ જોઇ પોકાર્યો.

"આ રહયો તે માણસ! હું હુકમ કરૂં છું કે પકડો એને એકદમ!" તેણે જહાંગીર ઝવેરી ગમ આંગલી કીધી હતી. તુરતજ એક કારમી ચીસ સંભળાઈ અને ખુરશેદ, પેલી કમનસીબ નાર, શુદ્ધ ખોઇ જમીન પર પડી.

પેલા 'ચીંદરેહાલ' પોશાકવાળાએ તેણીની તરફ એક છાકટાની માફક ફાટેલે ડોળે જોયું. તે એક પળવાર થોભ્યો, અને પોતાની ગુસ્સાથી ચમકતી ચશમો એકઠાં મળેલાં લોક તરફ ફેરવી.

"દોસ્તો," તે ધ્રુજતા આવાજે પોકાર્યો, "તમે મને ઓળખતાં નથી? જુવો મારી તરફ, હું ફરામરોજ વકીલ છું."

બીજીજ પળે તે શુદ્ધ ખોઇ પેલી બેભાંન પડેલી નારની પડોસમાંજ જમીનપર પટકાયો. આ સઘલું ઘણાજ થોડા વખતમાં બન્યું, એકજ મીનીટમાં સઘલું ઉઠલ પાઠલ થઈ ગયું. જહાંગીર ઝવેરી પોલીસના બે માણસોના કબજામાં અત્યંત ફીક્કા ચેહરા સાથે ભયથી ધ્રુજતો ઉભો હતો, જ્યારે ફરામરોજ વકીલ અને તેનાથી વીખુટી પડેલી તેની બાયડી ભાણ વગરનાં જમીન પર પડયાં હતાં.

જેવો લોકનો પહેલો ગભરાટ નરમ પડયો કે તેઓએ પેલાં સુદ્ધ વગરનાને સુદ્ધીમાં લાવવાની તજવીજ કીધી. જહાંગીરને ત્યાંથી દુર કરી પોલીસને સ્વાધીન કીધો, તરતજ લોકની અજાયબી વચ્ચે ખરી વાત અજવાલામાં આવી.

બે વર્ષ પર જે દીવસે ફરામરોજ અચાનક ગુમ થયો તેજ દીવસે સીકંદ્રાબાદમાં તેને જહાંગીર મળ્યો. તેણે તેને પોતાની સાથે જમવાનું ઈજન કીધું. ફરામરોજે પોતાના હમેશના આ સાથીનું આમંત્રણ ખુશી સાથ સ્વીકાર્યું, તે પોતાના મીત્ર સાથે તેના 'જહાંગીર વીલા' માં જમવા બેઠો, જેવું ખાનું પુરૂં થયું કે તેનાં માથાપર એક ખુની ફટકો આવી પડયો તેને ખબર નથી કે તે કેટલો વખત સુધી બેભાન રહયો, પણ જ્યારે તેણે પોતાની આંખ્યો ખોલી સારે તે એક અંધારાં ઘરની નીચે આવેલાં ભોંયરાં જેવા ઓરડામાં કેદ પડેલો હતો, લોખંડી સાંકલોથી તે સીકડાયલો હતો, ઓરડાને બારી પણ ન હતી, પણ ફક્ત હવાના આવજાવને માટે એક નાનું તીરકસ હતું. જહાંગીર ઝવેરીએ આ કેદખાનામાં પોતાનો દેખાવ દીધો અને ફરામરોજને જણાવ્યું કે તે હવે ફરી આ દુન્યાની રોશણી જોવા પામનાર નથી, પણ તેની જીંદગીના અંત સુધી, આ એકાંત ભોંયરામાં રહેનાર છે. સઘળો વખત તે ખુરશેદ તરફ એક મીત્ર તરીકેની સેવા બજાવતો રહયો, જ્યારે ફરામરોજને તેણે પોતાનાંજ અએવાનમાં કેદી કરી રાખ્યો, તેનાં કેદખાનાંમાં ફરામરોજને સારો ખોરાક મલતો રહયો અને આ કામ જહાંગીરની ગેરહાજરીમાં તેનો એક બુઢો અને વીશ્વાસુ નોકર કરતો હતો.

જહાંગીરે પોતાની મતલબનું ફરામરોજ પાસે કાગલ લખાવવા તેને ઘણી ધમકી આપી, પણ ફરામરોજે તેનો ઇનકાર કીધો. ફરામરોજને છુટકારાનો એક વીચાર સુજ પડયો. તેણે કેટલોક વખત સુધી દીવાલ કોતરવાનું ચાલુ રાખ્યું, તેણે એક ઇંટ ખસાડી, અને ધીમે ધીમે બે મહીનાના અરસામાં તો પોતે નીકળી શકે એવો કોઈની પણ જાણ વગર ખુલ્લો માર્ગ કીધો.

જ્યારે છેલ્લી વખત જહાંગીરે કાગલ લખવા માગણી કીધી ત્યારે તેના કહેવા પ્રમાણે ન કરે તો ફ્રામરોજને ભુખે મારવાની ધમકી આપી. ફ્રામરોજે જોયું કે તેનાં નીકળવાને માર્ગ તૈયાર થવા આવ્યો હતો અને આ કાગલ પરથી જે કોઈ નુકશાન કરવાની જહાંગીરની મતલબ હશે તે વખતસર બહાર આવી ફ્રામરોજ ઉંધી વાળશે. તે તાબે થયો અને આપણે ઉપર વાંચી ગયાં તે કાગલ જહાંગીરે ફ્રામરોજ પાસ લખાવ્યું. કેવો વફાદાર દોસ્ત! ફ્રામરોજે જોયું કે તેનો છુટકો થવાની આ એકજ આશા હતી.

દહાડા વહી ગયા. ફ્રામરોજનું કામ પુરૂં થયું હતું. નહાસવાનો તેનો રસ્તો સલામત હતો અને એક અંધારી રાત્રે કોઈ ન જુવે તેમ ફ્રામરોજે પોતાનો રસ્તો લીધો. ભોંયરાંને છેલ્લી સલામ કીધી, અને ફ્રરી એક વાર તે દુન્યાંની રોશણી જોવા શક્તીવાન થયો. જેવો તે છુટો થયો કે તેણે સ્ટેશન તરફનો રસ્તો લીધો. સારાં ભાગ્યે ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી, અને તેણે મુંબઈ તરફ ચાલું મુકયું. સ્ટેશન પરજ તેની બાયડીએ કરેલા છુટાછેડાના તથા તેજ રાત્રે થનારાં લગનના સમાચાર તેને મળ્યા.

તે ગુસ્સાથી લગભગ ઘેલો થયો. પોલીસના બે અમલદારોની તેણે મદદ લીધી અને ઘર તરફ દોડયો, કે જ્યાં આપણે ઉપર જોયું તેમ તે વખતસર આવી લગન અટકાવી શકયો.

પેલી યાદગાર રાત્રી પછી ફ્રામરોજ ભય ભરેલી હાલતમાં માંદો પડયો. તેને ભેજાંની તાવ આવી. ખુરશેદે રાત દીવસ આગળ રહી તેની માવજત કીધી. તરતજ મેળવેલા તલાકમાંથી તેણી છુટી થઈ અને ફરી એક વાર પોતાના વહાલા ખાવીંદ સાથે સુખમાં દીવસ નીર્ગમન કરતી થઈ. તેઓ ઘણાં વર્ષ સુધી સુખમાં રહ્યાં અને હવે એકજ વાત જણાવવાની બાકી રહી છે, અને તે વહાલા વાંચનાર, પેલા ઠગારા જહાંગીર ઝવેરી સંબંધી છે. કેદખાનામાં સબડી સબડીને પોતાનો પાપી જાન તે કીર્તારને તેણે હવાલે કીધો.

G. J. PATEL.

---

**નાનો ખુચો** (જેને પોતાની માયને ઘરમાની આયાને રાતના ધારા કરતાં એક કલાક મોડી આવવાથી રજા આપેલી જોઈને) "માયજી, આયા રાતના ઘણી મોડી આવી એ એને ખોટું કીધું નહી વારૂં?"

માયજી—(ગુસ્સાથી) હા દીકરા, અને વળી સામે બોલવા લાગી તે જુદી. એવાં માણસને હું મારા ઘરમા નહી રાખું.

નાનો ખુચો—ત્યારે તમે બાવાને કયારે કહાડી મુકશો? એવનબી રાતના મોડા આવે છે ને વલી સામે બોલે છે.

માયજી—ચુપ ચુપ સ્કુલમા જા વખત થઈ ગયો.

---

"તમારો ભાઈ હમણા શું કરેચ?"

"તે સરકસવાલાઓ સાથે ફરેચ."

"ધકેલા પછાડાનુંજ કામ તો બહુ ભારી પડતું હશે?"

"નહી, ભારી જેવું કાંઈજ નહી, ફકત દહાડામાં બે વખત સીંહના મોહમાં માથું ખોસવાનુંજ એનું કામ છે."



# લુઈસા આલકોટ.




જાણીતી ગ્રંથકારે પોતાની આખી જીંદગી પરોપકાર, બાહદુરી અને જાતી ભોગમાં કહાડી હતી. "તમારી પાસે જે ફરજો પડેલી છે તે બજાવો," આ તેણીનો માનીતો વાકય હતો, અને તેને તેણી છેડા સુધી વલગી રહી હતી. તેણીએ પોતાનું બાળપણ ઘરની ચોખ્ખી મધુર હવામાં કહાડયું હતું, જ્યાં પ્યાર સર્વે ઉપર રાજ્ય કરતો હતો. મીસીસ આલકોટ એક અસાધારણ કાબેલીયત ધરાવનાર, કદીબી થાકી ન જનાર અને અભ્યાશની શોખીન હતી, પણ લુઈસાનો પીતા જીંદગીનું સાધારણ જ્ઞાન ન ધરાવનાર એક તુરંગી માણસ હતો. જ્યારે તેણે પોતાની ચાલાક દીકરીની લખેલી એક વાર્તા જોઈ—જે તેણી "એટલેન્ટીક" માં મોકલવા ચાહતી હતી, ત્યારે તેમાં કશી કાલજી લીધા વના બેદરકારીથી તેણી પર કેહવાડયું કે "લુઈસાને કહો કે પોતાનાં શીખવવાનાં કામપરજ વલગી રહે, તેણી કદીબી એક લખનાર તરીકે ફતેહ પામશે નહી." આ ઉપરથી તેણી બોલી ઉઠી કે "તેવણને કહો કે હું ફતેહ પામીશજ અને કોઈ દહાડે 'એટલેન્ટીક' માટે લખાંણ પણ કરીશ." આ પછી થોડાજ વખતમાં તેણીની એક વાર્તા ઉપલાં ચોપાન્યાંમાં લેવામાં આવી, જે માટે તેણી ઘણાં હર્ષથી કહે છે કે "મેં તેને મારાં સુખી પૈસા કહ્યા, કારણકે તે મધેથી અમારા બેસવાના ઓરડા માટે એક વખત વપડાયલી શેતરંજી, એનાને માટે એક ટોપી, મેને માટે થોડીક બ્લુ રીબન, અને મારે માટે શુ અને સ્ટોકીંગસ ખરીદ કર્યાં હતાં."

લુઈસા અઢાર વર્ષની હતી, ત્યારે તેણીની માતાએ ગરીબાઈમાં આવી પડેલાં બાનુઓ અને શહરથો માટે પોતાનું આબરૂથી ગુજરાંન ચલાવવાનાં સાંધણો પુરા પાડવા એક આફીસ ઊઘાડી. એક દહાડે પાદરીના લેબાશમાં એક ઊંચો શખ્સ ત્યાં આવ્યો કે તેની આજારી બેહન અને ઘરડા પીતા માટે એક બાનુ સાથીની જરૂર હતી. લુઈસા, જેણી શીખવવા, લખવા અને શીવવામાં કાંઈ ઝાઝી ફતેહ મેળવતી ન હતી, તેણી આ માટે તૈયાર થઈ, અને પોતાની માતાનાં નરમ વાંધા સામે બોલી ઉઠી, "પણ કાંય નહી, હું ઘરમાં પ્યાર માટે કામ કરૂં છું, તો ત્યાં પૈસા માટે કાંય નહી?" અફસોસ, તેણીએ થોડાજ વખતમાં શોધી કહાડયું કે ફકત એક આજારી બેહનની સાથી તરીકે રાખવાને બદલે તેણી પાસે ઘેરનું સખ્ત વહીતરૂં કરાવવામાં આવ્યું. સઘલું તો તેણીએ

મુંગે મોંહડે કર્યું, પણ બુટ ઉપર બ્લેકીંગ મારવા સારૂ ના પાડી. અંતે સાત અઠવાડયાં પછી આ બંદીખાનામાંથી તેણીએ પોતાનો છુટકો કીધો, જ્યારે તેણીને એક નાહની પાકેટ બુક આપવામાં આવી, જેમાં તેણીએ આશા રાખી હતી કે આવી સખ્ત મેહનતનો પ્રમાણીક બદલો તો હશેજ.

તેણી કહે છે કે, "મારી કમાઈ શું હતી, તે જોવાની ઇચ્છા સામે થવા હું અશક્તીવાન હોવાથી મેં મારી પર્સ ઉઘાડી, અને જોયું તો માંહે ચાર ડાલર હતા. મેં મારી જીંદગીમાં સખ્ત પલો જોઈ છે, પણ સૌથી સખ્ત વખત તે હતો કે જ્યારે હું મારા સખ્ત મેહેનત અને ઠંડીથી ફાટેલા હાથોમાં પેલી પર્સ લઈને ઉભી હતી. ઘર જઈ મારી ઉદાસીમાં ભાગ લેનાર મારાં કુટુંબને મારા પ્રમાણીક જખમો બતાવીને પેલી કોઠલી દેખાડી, જ્યારે હું હીમતથી કહું છું કે પેલા પાદરીને મારા પ્યારોમાના એકે ખચીતજ સ્વાદ ચખાડયો હતે, જો તે તેમની આગળ આવ્યો હતે તો."

આ પછી તેણીએ પોતાનાં કુટુંબને મદદ કરવાની કોશેશ જારી રાખી, અને જ્યારે તેણીની વાર્તાઓ એટલેન્ટીકે કબુલ રાખી, ત્યારેજ તેણીની હાડમારીનો છેડો આવ્યો. તેણી અને સઘલાં આલકોટનાં કુટુંબીઓ ગુલાંમગીરીની મજબુત વીરૂધ હતાં, અને તેને રદ કરવાની મેહનત કરનારાં મુખીઓનાં મીત્રો યતાં હતાં, માટે જ્યારે લડાઈ શરૂ થઈ, ત્યારે લુઈસાનું લોહી ઉશકેરાયું, અને જખ્મી થયલા સોલજરોની માવજત કરવા તેણી ઉપડી ગઈ, ત્યાં તેણી એક વખત તો પોતાનો જીવ ખોહવાની અણી ઉપર હતી, કારણકે ત્યાં તેણીને ટાઈફોઈડ તાવ લાગુ પડી, અને ત્યાંથી તેણી તદન સાજી તો પાછી ફરીજ નહી. લડાઈ પછી ગુમાયલી તનદરોસ્તી સાથ પોતાની ઘરની ફરજો અને લખાંણો ઉપર મંડી. ધીમે ધીમે તેણીએ પ્રસીદ્ધ થવા માંડયું, પણ Little women લખ્યા પછી તેણીએ ખોહલી ફતેહ મેલવવાનું પોતાની જીંદગીનાં છેડા સુધી જારી રાખ્યું.

તેણીની માતાનાં છેલ્લાં વર્ષો શાંતીથી પસાર કરવા માટે પોતાથી બનતું તેણીએ કરવાને કદીબી આલસ કીધી નહતી, અને તેણીની કવીતાઓમાં સૌથી સુંદર તેણીની યાદમાં લખેલી Transfiguration છે.

૧૮૮૭ ની ૪ થી મારચે તેણીનો પીતા મરણ પામ્યો, અને ૬ ઠી મારચે તેણી પોતાનું નામ મેલી આ ફાંની જેહાંન છોડી ચાલતી થઈ.

Ruby.





# ❁ ટીપુ સુલતાન. ❁

## પ્રકરણ ૨૬ મું.



આ પ્રમાણે હેલટન તે લોકોને રોજ મળવા લાગ્યો અને તેની તેઓ સાથની દોસ્તી વધતી ગઈ. કુટુંબના વડાઓ તેને એક છોકરા તરીકે, જ્યારે છોકરાંઓ તેને પોતાના ભાઈ તથા પોતાના સૌથી પ્યારા દોસ્ત દાખલ ગણવા લાગ્યાં. તેઓની રોજની વાતચીતનો મુખ્ય ભાગ હરબર્ટને લગતો હતો. તે વાતથી તેઓ કદી પણ કંટાલતા ન હતા. ફીલીપને હરબર્ટના જીવવા વીશે જે થોડી ઘણી આશા હતી તે તેઓ આગળ ધીમે ધીમે તેણે કહેવા માંડયું. તેણે જણાવયું કે કદાચ તે જીવતો હશે અને માઇસોરના કીલ્લામાં બંદીવાન તરીકે તેને રાખ્યો હશે, યા તો સુલતાનની ધીકારવા લાયક ચાકરીમાં તેને જોડાવાની ફરજ પડી હશે, કારણ કે એવું બીજા ઘણાકોના સાંભળવામાં આવ્યું છે કે તેઓ તક મળવે નાહસી જવાની આશાથી સુલતાનના તે જુલમગાર હુકમને તાબે થતા હતા.

ગરીબ બચારી એમી! હરબર્ટના બંદીવાન થવાની અને ત્યાર પછી તેના મોતની ખબર મળવા પછી ફીલીપને મળતાં તેણીને મોહું દુઃખ ઉપજ્યું હતું. ફીલીપ પોતાને હાથે હરબર્ટના આપેલા પેકેટો તેણીને આપવા માંગતો હતો. કેટલાક દહાડા સુધી તો તેણીએ તેને મળવાના અખાડાજ કર્યા કીધા, પણ અંતે તેણીએ એક ચોક્કસ દહાડાનો વખત તેને મળવાનો નક્કી કર્યો. ફીલીપે તેણીને કોઈ વખતે દેવલમાં તેણીનાં સાદા શોકના લેબાસમાં જોઈ હતી; પણ આથી તે પોતાના અતીશય વહાલા દોસ્તની અતીશય વહાલી ધારેલી મોંહરદારને જોવાને વધુ ઈંતેજાર થયો.

મીસીસ હેવોર્ડે તે જવાન સોલજરને ઘણોજ માનભર્યો આવકાર આપ્યો, અને તેની સાથની થોડી ઘણી વાતચીત પરથી તેની લાગણીઓથી તેવણ પુરતાં વાકેફ થયાં.

"હું મીસ હેવાર્ડને તે બાબદ વીષે વાત કરવાને ઓહોંસ કરતે નહી," તે બોલ્યો, "હું તેણીને દુઃખી કરી આને લગતા વીચારો કે જે તેણી પર ઘણી અસર કરશે તે ઉસકેરતે નહી. પણ મેં હરબર્ટને ગંભીર વચન આપ્યું હતું અને તે વચન પાળવા હું અત્રે આવ્યો છું; જો મને તેમ કરવા દેવામાં

આવશે તો હું મારી પર ઉપકાર થયલો ધારીશ, તો પણ જો તેણી મારી સાથ વાત કરવા નહી માંગતી હોય તો આ પેકેટ મીસીસ હેવેર્ડ તમારી આગળ મુકી જવશ—એવી ખાતરીથી કે તે તમારા હાથમાંથી સલામત મીસ હેવેર્ડ પાસ જશે."

"કેપટન દેલતન, જો તમે ત્યાં થોડો વખત થોબશો તો હું તમે જે કહો છો તે એમીને જઈને કહી આવીશ," તે બુઝરગ બાનું બોલ્યાં "પણ હું તમને કશાં માટે વચન આપી શકતી નથી. એમી હમેશાં તો ઘણુંજ શાંત તથા મજબુત મનની છોકરી છે, પણ તમારા આવ્યાથી જો તેણી પર વધારે ઓછી અસર થઈ હોય તો તેણી તમને મળી શકે નહી; તે છતાં થોડા વખતમાં હું તમને જે હશે તે આવીને જણાવીશ." આટલું બોલી તેવણ ઓરડો છોડી ચાલી ગયાં.

ફીલીપે ઓરડામાં આસપાસ ફરીને જોયું, કેટલીક ચોપડીઓ, જેવી કે ઈટાલીઅન અને સ્પેનીશ કવીતાની ટેબલ પર પડી હતી. તેની આગળ એક ઘણું સુંદર ભરવાનું મુકેલું હતું, જે પરથી માલમ પડતું હતું કે તેના આવ્યા આગમચ એમી ત્યાં બેઠેલી હોવી જોઇએ. એક સાઈડ પરની ટેબલ પર એક સુંદર ચીતાર પડેલો હતો અને તેની આગળ મુકેલાં પાણી તથા રંગથી જણાતું હતું કે તે તરતનુંજ પુરૂં કરેલું હોવું જોઈએ. ફીલીપ તે પીકચર તપાસવાને તેની ગમ ગયો, અને જ્યારે તે વખાણની નજરથી તે ખુબીઓ તપાસતો હતો ત્યારે તેને કાંને ધીમેથી બારણુ ઊઘડવાનો અવાજ પડયો. થોડા વખતમાં એક બાનું ઓરડામાં દાખલ થઈ અને તેણીના દેખાવથી તે ધારતો હતો તે કરતાં પણ વધારે ઘભરાઈ ગયો.

"હું ધારૂં છું કે તમે મીસ હેવેર્ડ છો" તે તેણી આગળ જરા આંચકીથી જઈ બોલ્યો, કારણકે તેણીની ખુબસુરતી, તેણીનાં મોંઢાંનો મધુર દેખાવ, અને તેની ચળકતી બલુ આંખોએ તેનું વધારે ઓછું ધ્યાન ખેંચ્યું અને તેથી તે થોડાક વખત વેર ગુચવણમાં પડયો. એમી જવાબ આપી શકી નહી, કારણકે તેણીનું દીલ ભરાઈ આવ્યું હતું. જ્યારે માણસે આવીને તેણીને જણાવ્યું કે ફીલીપ દેલતન આવ્યા છે, ત્યારે તેણીએ પોતાના દીલને શાંત કરવાની ઘણીથી કોશેશ કરી, પણ ફોકત; પણ જ્યારે તેમ તેણીથી નહીજ થઈ શકયું, ત્યારે તેણી ઓરડો છોડી ચાલી ગઈ; અને જ્યારે તેણીની માને મોઢે તેણીએ સાંભળ્યું કે હરબર્ટે પોતે ફીલીપને તે કાગળ તેણીને આપવા ફરમાવ્યું હતું, ત્યારેજ તેણી તેને મળવા આવી. ફીલીપનું કદાવર તથા મરદાનગી ભરેલું કદ, તેનો હીંદુસ્તાનના તડકાંથી સાંમળો થઈ ગયલો પણ ખુબસુરત દેખાવ અને એક સોલજરના જેવી તેની ઘપછપથી તેણીને પોતાનો હરબર્ટ નહી ખમી શકાય એવી રીતે યાદ આવી ગયો. તેણીની ગમે એવી કોશેશ છતાં તેણી ફીલીપ સાથ બોલી શકી નહી અને ધ્રુજવા લાગી અને કદાચ પડી પણ જતે, પણ તેણીનો ઘભરાત જોઈ ફીલીપે તેણીને એક કોચપર બેસાડવામાં મદદ કરી. તેણી એક કોચના ખુનામાં બેસી ગઈ અને પોતાના હાથો વડે પોતાનું મોઢું ઢાંકી દીધું. ફીલીપ થોડો વખત મુંગો બેસી રહયો, પણ પછી તેણે જોયું કે તેમ કીધાથી તેણીનાં દુઃખમાં વધારો થશે.

"મીસ હેવેર્ડ," તે સભ્યતાથી બોલ્યો, "હું તમો માટે એક પેકેત લાવ્યો છું, કે જે મેં તમને હાથો હાથ આપવાનું વચન આપ્યું હતું અને તમે જો તે પ્રમાણે કરશો તો મારી પર ઘણો મોટો ઉપકાર કરેલો ગણાશે, કારણકે તે વચન, કે જેને હું બહુ પવીત્ર ગણું છું, તે તમો મને પાળવા દેશો."

એમીએ ફરીથી જવાબ આપવાની કોશેશ કીધી, પણ તેણીનાં મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહી. તેણીએ કાગળ લેવા માટે જે હાથ લાંબો કર્યો હતો, તે પણ ધ્રુજવા લાગ્યો અને તેથી તેણી માટે ફીલીપને બીક લાગી.

"હું તમારી પાસ માંગી લઊં છું, મીસ હેવેર્ડ, કે તમે જરા શાંત થાઓ. હું તમો માટે ઘંટ વગાડી પાણી મંગાવું? યા તમારાં માયજીને બોલાઊં? તમને હું કોઈ પણ રીતે મદદ કરી શકીશ?" તે તેણીનાં હાથમાં તે પેકેટ આપતાં બોલ્યો.

"નહી, તમારો ઉપકાર થયો, કેપટન દેલટન" તેણીએ અંતે ભારે કોશેશથી તેણીની લાગણી દાબીને કહ્યું. "હું હવે તદન સારી થઈ ગઈ છું અને તેને——તમુને કાંઈપણ કહેવું હશે તે હું સાંભળીશ."

પણ ફીલીપને તેણી માટે બીક લાગી, જેથી કાંઈ નહી તો તેણીની માને પણ તેણી પાસ બેસવા જણાવ્યું.

"નહી," તેણી બોલી, "જેમ છે તેમજ ઠીક છે, તેવણ આવશે તો સાંમી મારેથી વાત થશે નહી. તેવણ વગર હું મજબુતમનથી વાત કરી શકીશ, તેથી તમે હવે આગળ ચલાવો."

અને તે તેણીને તાબે થયો. તેણે છેલી લડાઇમાં જે બન્યું હતું તે તેણીને કહ્યું અને જ્યારે તેણી તેની વાત શાંતપણે સમજવા લાગી, ત્યારે તેણે પોતાના દોસ્તને આપેલું છેલ્લું વચન તથા તેની સાથ કીધેલી છેલ્લી વાતો પણ કહી. એમીએ આ સઘલું ધીરજથી સાંભળ્યું. તે તેણીનું મોઢું જોઈ શકતો ન હતો, કારણકે તેણીનાં હાથોથી તે ઢાંકેલું હતું, પણ પોતાનો હેવાલ પુરો કરે તે આગમચ તે જોઈ શકયો કે તેના બોલવાથી તેણીને બહુ દીલાસો મળ્યો હતો, કારણ કે તેણીની આંખમાંથી આંસુઓ પડી તેણીનાં સફેદ દુધ જેવા હાથોપર ટીપાતાં હતાં. કુદરતે તેણીનાં દુઃખી જીવને માટે આ ઘણીજ નરમ દવા આપી હતી. મુંગાં આંસુઓ હમેશાં દુઃખ વગર પોતાનો રસ્તો લે છે.

તેણે તેણીનાં વીચારો, કે જેમાં તેણી ગુંટાઈ ગયલી જણાતી હતી, તેમાં કાંઈ પણ ખલલ કરી નહી અને તેને લાગ્યું કે તે તેણીનાં મનમાં બંદગી કરતી હતી, કેમકે તે વખતે તેણીના હોઠો પણ હીલતા હતા. તે પોતાની જગ્યાએથી ઊઠી ઉભો થયો અને ઘણુંજ ધીમેથી બારણા આગળ જઈ તે ઊઘાડયું અને ત્યાંથી ચાલી ગયો. તેણે તેણી સાથ વાત કરી એજ પુરતું હતું. મીસીસ હેવેર્ડ કાંઈ પોતાની ગરજ પડે માટે આગળથીજ બેઠેલાં હતાં. તેણે તેવણને એમીએ સઘલું કેવું દીલને લાગી આવે એવી રીતે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું અને તેણીની માતા પણ ખુશી થઈ કે સઘલું આવી સમાધાની સાથ પસાર થયું.

"તેણી હવે વધારે ખોલ્લાં દીલથી ફરશે," તેવણે વીચાર કીધો અને તેવણ તેમાં ખરાંજ હતાં, કારણ કે તે દહાડેથી એમી જરા વધારે ખુશાલ દીસવા લાગી.

મીસીસ હેવોર્ડ ફીલીપને પોતાના વરના ઓરડામાં લઈ ગયાં અને ત્યાં તેઓ સઘળાંએ ફીલીપની આશાએ, નહી, હરબર્ટ જીવે છે એવી ફીલીપની પક્કી ખાતરીની તેઓએ વાત કીધી.

ફીલીપના વીચારોમાં મી૦ અને મીસીસ હેવોર્ડને ઘણું નહી બનવા જોગ લાગ્યું. તેનું બોલવાનું ઘણુંક તેઓ સમજી શકયાં નહી, કારણ કે હીંદુસ્તાનનાં દેશીઓની રીતભાત તથા ચાલચલણથી તેઓ તદન અજાણ્યાં હતાં. અંતે તેઓએ પણ ફીલીપને તેની થોડી ઘણી આશાઓને ઉતેજન આપ્યું અને તેઓના પોતાના દીલમાં પણ થોડી ઘણી આશાઓએ જનમ લીધો, તોપણ આ બાબદને લગતી વાત એમીને તેઓએ કહી નહી.

એમી પોતાના વીચારોમાં એટલી તો ગુંટાઈ ગઈ હતી, કે ફીલીપ દેલટન તેણીની આગલથી ચાલી ગયો તે પણ તેણીએ જોયું નહી, પણ જ્યારે પોતાની આંખોપરથી હાથ ખીસાડયા વગર તેણી કાંઈ બોલી અને જ્યારે તેનો કાંઇપણ જવાબ મલ્યો નહી, ત્યારેજ તેણીએ જાણ્યું કે ત્યાં તેણી એખલીજ હતી. તેણીએ ફીલીપનો પોતાનાં મનમાં ઉપકાર માન્યો, અને આ કામ ગમે એવું નજીવું હોવા છતાં તેણીને લાંબો વખત વેર યાદ રહ્યું. પેહલું પેકેટ હજી તેણીનાં હાથમાંજ હતું, પણ તેણી તેનીપરના જાણીતાં અક્ષર જોવાને બીહતી હતી. તેણી જાણતી હતી કે તે તેણીને છેલ્લાં કાગલો મલ્યાં તેજ વખતનું લખેલું હોવું જોઈયે, પણ તે ઉઘાડવામાં આવ્યું ન હતું, અને ઉપર લખેલું હતું કે તે મરી જાય ત્યારેજ ફકત તેણીને હવાલે કરવામાં આવે. જ્યારે તેણી ઊપલું પેકેટ ઉઘાડવા ગઈ, ત્યારે તેણીનું આખું આંગ બીક તેમજ ભયથી ધ્રુજવા લાગું. જ્યારે કોઈ મરણ પામેલાં માણસને હાથે લખાયલું કાગલ આપણે ઉખેડયેછ,—જ્યારે આપણે વીચારયેછ કે જે હાથોએ તે કાગલ લખાયું હતું તે થંડા અને શક્તી વગરનાં થઈ ગયા હશે, જે મગજમાંથી તેમાંનાં વીચારો પડ્યા હતા તે આપણાં મગજથી જુદીજ જાતનું થઈ ગયું હશે—ત્યારે આપણને ઘણા ગંભીર વીચારો આવેછ. હવે તે લખાણ જો કોઈ ઘણા વહાલાં માણસને હાથે લખાયું હોય તો અગાઊ બની ગયલી કેટલીક બીનાઓ આપણનાં મગજમાં તાજી થાય.

એમીનું પેકેટ ખરેખરજ ઘણું કીમતી હતું. હરબર્ટે તેણી ઉપર ઘણુંજ વીચારવંત અને ગંભીર કાગલ મોકલ્યું હતું, તો જો કે કેટલેક ઠેકાણે પોતાની લાગણી દાબી નહી શકવાથી, તેણે ઘણાજ પ્યાર ભરેલા જોરસા સાથ લખ્યું હતું. તેણે પોતાના બાળ સાથની એક લોકેટ મોકલી હતી. તેણે કાગળમાં તેણી પાસ માંગી લીધું હતું—તો જો કે તેને તેમ લખતાં અને તેણીને તે વાંચતાં ઘણુંજ દુઃખ ઉપજ્યું હતું—કે તેને તેના મોત બાદ ગમે એટલા પ્યારથી યાદ કરવો, તોપણ જીંદગીનું પેહેલું સુખ, કે જે તેણીને ઘણા જણ આપવાને માંગણી કરશે, તે તેણીએ ના પાડવું નહી. એમીએ જે લાગણીથી તે લખાયું હતું, તે વખાણની નજરથી વાંચ્યું. તે છતાં તેણીએ હાલ વધુ પ્યારથી તેને હમેશ સુધી વફાદાર રેહેવાને ઠરાવ કીધો, અને જો ફીલીપે તેણીને પોતાનું કાગળ વાંચી રહયા પછી આંસુથી ભરપુર આંખોએ બારી આગળ જઈ બહારનો દેખાવ નીહાલતાં જોઈ હતે, તો એક આકાશી પરી દાખલ તેણીની પુંજા કરતે.

તે દહાડેથી ફીલીપ અને મી૦ હેવોર્ડનાં કુટુંબ વચ્ચેની દોસ્તી વધતી ગઈ. તે તેઓને અવારનવાર મળવા જતો હતો અને તેઓ તેને ઘણોજ માનભર્યો આવકાર દેતાં હતાં. તે પોતાના કામકાજમાં નજદીક એક મહીનો તો રોકાયો. તે હીંદુસ્તાનમાં હતો ત્યારનીજ તેની મા તો મરી ગઇ હતી અને ફકત તેનો વડો ભાઈજ તેના કુટુંબમાં બાકી રહયો હતો, જેથી કરી હેવોર્ડ અને કોંપટન કુટુંબોનાં નોત્રાં ખુશીથી કબુલ કરતો અને અવારનવાર બંને કુટુંબોમાં થોડાક દહાડા પસાર કરતો હતો. મી૦ હેવોર્ડના છોકરાઓબી પોતાનાં કુટુંબમાં પાછા ફર્યા હતા. એક છોકરો સ્કાટલંડ અને બીજો ઓકસફર્ડથી.

[સાંધણ છે.] આલાં.

## રાંધવાને લગતું.

**દોધીનો દુમબો**—પહેલાં દોધી મોટું ભરેલું પાકઠ એક લેવું, અને તેને મોઢાં આગળથી જરા વધારે કાપવું; પછી તે દોધીને મુડાં આગળથી છરીએ કરીને છેક અંદર વેર કોતરવું ને તેનો ગર તથા બીયાં આસ્તેથી કહાડી નાખવાં; પછી તેને આખું છોલીને તોલવું ને દોધી શેર એક પછવાડે ખાંડ શેર એક લેવી; પછી સોજી તપેલીમાં ખાંડ નાખીને તેનો સીરો કરવો અને તે દોધીની અંદર બદામ, દરાખ, ચારોલી અને પસ્તાં એ બધાંને ઘીમાં તળીને મોડાં વેર ભરવાં ને પછી દોધીને કાંટાથી આસ્તે આસ્તે બધે ચોબવું; પછી તેના ડીચકાને ઢાંકીને સુતલીથી સારી કાની ફરતું બાંધવું; તેને સીરાવાલાં તપેલાંમાં આખું મુકવું અને ચુલાપર મુકી બરતું કરવું ને થોડું પાંણી બળે કે અંગાર પર રાખવું ને તે દોધી ચાસ પીને લાલ થઈ સારું હાથને ચીકાસદાર લાગે કે ઊતારવું. ખાતી વખતે સુતલીને કાઢી નાખીને મોટી રકાબીમાં મુકવું, પછી છરીથી કાપીને ખાવું.

**તરફેર પુડીંગ**—પહેલાં ઈંડાં ૧૨ લેવો તથા ખાંડ રતલ ૦।।, મેદો રતલ ૦।।, રવો રતલ ૦।, કેરવે સીડસ (વલાતી જીરૂ) આઉંસ ૦। લેવું; પછી ઈંડાંની ડાલને સપેદીથી જુદી પાડવી અને ઈડાંની ડાલ અને ખાંડને સારીકાની ઘુંડી એકરસ કરી તેમાં આટો સારીકાની મેળવવો; પછી સપેતીને ચારવીને તેમાં મેલવી બધાને સારીકાની એકરસ કરી તેને ગોલ પતરાંના સાંચામાં ભરવું ને લાલ થાય કે કહાડવું. તેની સલી કરી તેની ઉપર કોઈબી જાતની જેલી પરેપર લગાડવી; પછી ડીશને માખન લગાડીને તેમાં પરેપર ગોઠવવું. દુધનું મલાઈ યા કસ્ટર કરી તેના ઉપર તે પીએ ત્યાં સુધી નાખવું, અને ઈંડાંની સપેતી અમથી ચારવીને તેની ઉપર ડીશની બરોબર પાંથરવી; પછી તે પુડીંગની રકાબીને જરા સપેતી સુકાય ત્યાં સુધી સેહેજ તાપ તંનદુરમાં કે સગડીમાં મુકીને દેખાડવો; સપેતી ઘણી સુકાય નહી પછી બહાર કહાડવું.

ગુલ ખુરસેદજી ભુજવાલા.



# સ્રીની પાંચ જાતની શક્તીઓ.

## "મદદગાર ધણીયાણીઓ."

"ઓલા કુમારા માણસોને મદદ કરે છે? પર ધણીયાણી તેણીના વરને મદદ કરે છે."—રશીયન કહેવત.



પોતાની ખુબસુરતી અને કાબેલીયતના બદલામાં એક લાયક જીંદગીનો સાથી મેળવ્યા પછી, એક છોકરી ખોદાની મેહેરબાનીથી એક મદદગાર ધણીયાણી બની શકે છે. જેઓ આ ખેતાબ ધરાવે છે, કે જે "માતા"ના ખેતાબ સીવાય સૌથી ઉંચો અને સૌથી ઉમદા ખેતાબ સ્રીઓનો કહેવાય છે, તેઓને ઉતેજન આપવાને ખાતર મદદગાર ધણીયાણીઓ કે જેઓ વખણાઈ ગયાં છે, તેઓના થોડાક દાખલાઓ અમો અત્રે આપીયે છીયે.

ઉમરે-પુગેલું કુમારૂં ઘરાકઃ "ડાકટર, શરીર અને મને હું તદન દુઃખી છું. હું શું લેવું?"

ડાકટર (તુંદાઈથી): "બઈરી લેવો." ઘણાંએક માણસોને આએ જાતનાં ઓસડથી ફાયદો થયલો છે. પરણ્યા અગાઉ તેઓ થોડી લાયકાત ધરાવતા હતા, પરણ્યા પછી તેઓ લાયક પુરૂષો બન્યા છે. એક પુરૂષ જ્યારે દેવલમાં પોતાના દોસ્તોની હાજરીમાં એક ધર્મગુરૂને પોતાને એક સ્રીનો ભરથાર બનાવતાં સાંભળે છે, ત્યારેજ તે પોતે પોતાના એક સ્રી કરતાં ઉતરતા દરજ્જાની કદર બરાબર બુજે છે. દશમાંના નવ શખસો આએ હાલતમાં જાણે ખુનને માટે તેઓને પકડવાના હોય તેમ ધ્રુજે છે, જ્યારે દશમાંનાં નવ બઈરાંઓ તે ક્રીયા જાણે દર રોજનો બનાવ હોય તેમ નખરાં તથા મરોડથી પસાર કરે છે. અને આએજ બીહકણુ પ્રાણી પોતાના ભપકાદાર પોશાકની અંદર તે શાંત અને ગભરાયા વગરનો ફ્રરેસ્તો, કે જેનું ધ્યાન સંધું પોતાના પોશાકની અંદરજ હોય છે, તેની સંભાળ લેવાનું વચન આપે છે. કેવો મધુર તાણો આએ વીચારની અંદર સમાયલો છે! અને પાછલની જીંદગીમાં જ્યારે તે ઘણી મેહેનતથી તુટી જાય છે, અને જ્યારે સેહેજ દુઃખ તેનાં મગજનું શાંતપણું ખુંચવી લે છે, ત્યારે કેમ? જે સ્રીનું રક્ષણ કરવાની તેણે કબુલાત આપેલી હોય છે, તેજ તેનું રક્ષણ કરનારી થાય છે. વાદળાંમાંથી તેણી સુરજનું તડકું જોઈ શકે છે. ફીકર ચીંતાથી કરચલી વલી ગયલાં ભવાંને તેણી સુવાલું કરે છે. તેના નાહીંમત થઈ ગયલા જીવને તેણી ટકવી રાખે છે. તેની છાતીમાં નવો જીવ અને તેના આત્મામાં નવી આશા તેણી મુકે છે, અને સહવારનાં નવાં જોર અને નવાં જોશ સાથે જીંદગી અને તેની જવાબદારી સામે લડવા તે બહાર જાય છે. સ્રીઓ કદાચ પુરૂષોથી નબલાં હશે, પણ તેઓ પુરૂષોની માફક જલદી ભાગી જતાં નથી, અને જલદીથી ટટકા થઈ જતાં નથી.

લેડી રેચલ રસલ ઘણી વખણાયલી સ્રીઓમાંની એક છે, કે જેઓએ પોતાના વરોને દુઃખમાં ધીરજ રાખવાને અને હીંમત રાખવાને ઉતેજણ આપ્યું હતું. તેણી પોતાનાં વરની પાસે દીવસના દીવસો સુધી તેની જાહેર તપાસની વખતે બેસી રહેતી હતી અને તેને મદદ કરવાને વાસ્તે પોતાથી બનતી દરેક ચીજો બજાવતી હતી. તેણીએ તેના છુટકારાને માટે જ્યાં સુધી આબરૂથી બની શકે, ત્યાં સુધી મેહનત અને કાલાવાલા કીધા—એટલા સુધી કે તેણીનો વર પોતાના છુટકારાને માટે તેણી હવે ધકેલા ખાવાનું છોડી દે, એમ ઈચ્છવા લાગ્યો. છેલ્લે સરવાલે જ્યારે તેણીએ જોયું કે, સંધું ફોકટ છે, ત્યારે તેણીએ પોતાની સંધી હીંમત એકઠી કીધી અને પોતાના દાખલાથી પોતાના ધણીનો ઠેરાવ મજબુત કરવાની કોશેશ કીધી, અને જ્યારે તેનો છેલ્લો કલાક નજદીક આવ્યો અને પોતાની ધણીઆણી અને છોકરાંઓને છુટાં પડતી વખતની છેલ્લી ઘડી જ્યારે તેણે કીધી, ત્યારે તેણીએ છેલ્લે સુધી હીંમત રાખી અને તેનાં દુઃખમાં વધારો નહી કરવા તેણીએ પોતાનાં દુઃખની ન ખમાય તેવી વેદના બહારની શાંતીમાં છુપાવી રાખી અને ચુપકીદીમાં પ્યાર ભરેલી છેલ્લી સલામ સાથે તેઓ છુટાં પડયાં. તેણીના ગયા પછી લોર્ડ વીલયમ બોલ્યો કે, "મોતનો કડવાસ હવે જતો રહયો છે."

કેટલાક મોટા ફીલસુફોએ અને ધર્મગુરૂઓએ પોતાની ધણીઆણીઓની કદર અને દીલસોજી તેઓ તરફ હતે નહી તો પોતાનાં મતો દુન્યાને કદી આપ્યાં હતે નહી. આવી જાતની પોતાના ધણીની સેવા "ક્રીમરમેન"ની બાયડીએ બજાવી હતી, જેની અતીશય ઉદાસી ઓછી કરવાની તેણી ફોકટની કોશેશ કરતી હતી—તેને દીલાસો દેવા, તેને સાંભળવા અને તેને સમજવાની કોશેશ કરવા—અને છેલ્લે પોતાનાં મોહતનાં બીછાણાંની ઉપર નીચલા અસરકારક બોલો તેણીએ તેને કહી સંભળાવ્યા હતાઃ—"મારા ગરીબ ક્રીમરમેન! હવે તુંને કોણ સમજી શકશે?"

જીનીવાનો વખણાયલો કુદરતી તવારીખ જાણનાર હયુબર, પોતે સતરમે વરસથી તદન આંધલો થઈ ગયો હતો અને તે છતાં કુદરતી તવારીખ જેને સૌથી તીક્ષણ આંખ અને ખુબ ધ્યાનની જરૂર હોય છે, તે તે શીખી શકયો હતો. પોતાની બાયડીની આંખો જાણે પોતાનીજ હોય, તેમ તેણીની આંખથી તેનું મગજ કામ કરતું હતું. તેણી પોતાના ધણીની ઉપર પડેલી જફા ઓછી કરવાની મતલબથી તેના વીદ્યા અભ્યાને ઉતેજણ આપતી હતી, અને છેલ્લે સરવાલે પોતા ઉપર પડેલી જફા તે ભુલી જવા શીખ્યો હતો.

"ફ્રેંકલીન" હમેશાં એમજ કહેતો હતો કે "જે માણસે આબાદ અને સુખી થવું હોય તેને પોતાની ધણીઆણીને પુછવું જોઈયે." આએજ મતને મલતો આપણી નીચલી નાની

વાર્તાનો શુરો લખનાર હતોઃ—એક પાદરી ઈંગ્લડલાંનાં એક નાનાં પ્રગણામાં મુસાફ્રરી કરતો હતો, તેટલામાં તે પ્રગણાનો પાદરી એકાએક સીક પડી જવાથી તેને એક લગનની ક્રીયા કરવા માટે બોલાવવામાં આવ્યો. જ્યારે તે પાદરી તેઓને ઉપદેશ કહી સંભલાવતો હતો, અને જેવું તેવણે તે વરરાજાને પોતાની બાયડીને ચાહવા અને માન આપવા કહ્યું, તેવોજ તે વરરાજો "અને તાબે થવું" કરીને વચમાં બોલી ઉઠયો, કે જે તેણે ધારયુ કે તે પાદરી બોલતાં કદાચ ભુલી ગયો હશે, જો કે તે કાયદો તો ફ્રકત ધણીયાણીઓનેજ માટે ઘડવામાં આવ્યો છે. તે પાદરી, તે વરને પોતાની બાયડીનો તાબેદાર અગાઉથી થવાને ઈચ્છતો સાંભલીને ઘણો અજબ થયો, અને તેની ઉપલી ફેરફાર કરવાની સુચનાની દરકાર કીધી નહી; તેથી તે વરરાજાએ ઉપલી ભુલ માટે તેને ફ્રરીથી યાદ દેવડાવી. "હા, અને તાબે થવું સાહેબ—ચાહવું, માન આપવું, અને તાબે થવું!" અને પોતાની સુચના તે લેતો નથી એવું જોઈને તે ખરેખરો ઘભરાઈ ગયો. થોડાંક વરસ પછી તેજ પાદરી એક ગામડામાંથી સવાર થઈને જતો હતો, જ્યારે તેને તેજ માણુસ રસ્તામાં મલ્યો, જેને તેણે ઉભો રાખીને નીચલા બોલોમાં પોતાની વાત કહીઃ "તમુને યાદ છે, સાહેબ તમે મને પરણાવ્યો હતો, જ્યારે મેં મારી બાયડીને તાબે થવા માટેના સોગંદ લેવાની બેહોંશ કીધી હતી. સાહેબ, તમે હવે જોશો કે હું તેમાં ખરો હતો. તમે મને તેમ નહી પરણાવ્યા છતાં, હું મારી બાયડીને તાબે રહયો; અને જુવો, આખાં શેહેરની અંદર હુંજ એક એકલો માણુસ છું, જેની પાસે બે મારનું ઘેર બંધાવેલું છે!"

"વારેઘડીએ," ઓલીવર વેનડલ, હોલમસ પોતાની એક ચોપડીમાં લખે છે કે, "જ્યારે હું તે લાંબા, અણીવાલા અને કાલાં પારણામાં સુઈ પાણીની અંદર હીચકા ખાતો હતો, ત્યારે એક મોટા વહાણને, જાણે કોઈ નહી દેખાતાં દોરડાં બાંધી મજબુત હાથો ઘસડી લાવતાં હોય, તેમ ભરતીની સામે ધીમેથી આવતાં હું જોતો હતો. તેના સરો ચઢાવેલા નહી હતા, તેનો વાવટો વાંકો વલી ગયો હતો, તેની પાસેનું અને આગલનું પૈડું નહી હતું, તે છતાં તે રોણકદાર રીતે પોતાની શાંત ફ્તેહમાં ચાલતું હતું, પણ હું જાણતો હતો કે તે વહાણની બીજી બાજુએ તેના પેટાંની નીચે સંતાયલું એક નાધલું 'સ્ટીમ તગ' હતું, કે જેના લોઢાંના હાથો તેની પાસે લટકતા હતા, અને હીમતથી તેને આગલ ઘસડતાં હતાં અને હું જાણતો હતો કે જો તે "સ્ટીમ તગ" પોતાના હાથો વીટારેલા છોડે અને તે મોટાં વહાણને છોડી દે તો તે ગોલાંટ ખાય અને એમથી તેમ ઘસડાયા કરે, અને ભરતીની અંદર ઘસડાઈ જઈ, ખોદા જાણે કયાં જવું રેહ!"

"અને તેજ પ્રમાણે મેં એવા પંડીત, મોટા મનના, મોટા દીલના, મજબુત બાજુના, ખુશાલ દેખાવના માણુસો જોયાં છે, કે જેઓ પોતાની વફાદાર ધણીઆંણીઓનાં તદન આભારી છે, તેણીઓનાં મજબુત મેહનતુ હાથો અને બહાદુર પ્યાર ભરેલું હૈડું તેઓને વલગી રહેલું હોય છે, અને એવી રીતે પ્યારથી વલગેલું રાખે છે કે પવન અથવા મોજા જુદું પાડી શકે નહી; તેણીઓ વગર તેઓ એજ માફ્ક પાણીમાં જલદીથી ડુબી ગયા હતે અને તેઓ વીશે કશુબી વધારે આપણા સાંભલવામાં આવ્યું ન હતે."

કેટલાક લખનારાઓ પોતાની સ્ત્રીઓના કેટલા આભારી છે, તે છુટથી કબુલ કરતા હતા. "ટોમ હુડ" ને પોતાની સ્ત્રીના અભીપ્રાય ઉપર એટલો તો વીશવાસ હતો કે, તે પોતે જેબી લખતો હતો, તે તેણીની આગળ ફ્રરીથી વાંચી સુધારતો હતો. પોતાનાં ઘણાંક લખાણો તે પેહેલાં તેણીને વાંચી સંભળાવતો હતો અને તેણીની સારી યાદદાસ્ત શકતી તેને સારા નીબંધ અને ફકરા પુરા પાડતી હતી. "એનટની ત્રોલોપ" કહે છે કે તેના હાથની લખેલી એકબી લાઈન તેની બાયડી સીવાય બીજા કોઈબી માણુસે વાંચી નથી.

ઘણા વખણાયલા વાર્તા અને ચોપાન્યા લખનારાઓની સ્ત્રીઓ કાંઇ ફ્રકત તેઓનાં લખાણુની સારી કોપી કરનારીઓજ નહી, પણ સારી સુચના કરવાવાલી વીદ્વાન મદદગારો હતી. "મી॰ સાલા" પોતાની આવી એક મદદગાર બાયડીને ખોહવા માટે પોતાની ઘણી દલગીરી જાહેર કરે છે અને પોતાને તુટેલાં હૈડાંનો અને પાયમાલ થયલા બુઢા માણુસ તરીકે જણાવે છે. "ઓલ ફ્ન્સ દોડેટ" નોવલીસ્તે હંમેશાં કુંવારો રહેવાનો ઠેડાવ કીધો હતો, કારણ તે બીહતો હતો કે, જો તે લગનમાં કાંઈ ઉંધું પગલું ભરે, તો તે પોતાની વીચાર શકતી ઠેઠ કરી નાંખે. તેને પોતાની આ બીહક પોતે લખેલી "Madame Heurtbise" નામની વારતાની ચોપડીમાં જાહેર કીધી છે, પણ જ્યારે તેને "મીસ જુલીઆ લારડ," કે જેણી વીદ્યાની એક શોખીન સ્ત્રી અને એક સારી લખનારી અને પરીક્ષક સ્ત્રી હતી, તેણીની સાથે ઓળખાણ થઈ, ત્યારે તેની બધી બીહક જતી રહી હતી. તે લોકોનું જોડું ઘણું સુખી નીવડયું અને તે બેઉ જણાને કામ કરતાં જોવાનો દેખાવ ખરેખર ઘણો લલચાવનારો થઈ પડતો હતો. તેનો ભાઈ લખે છે કે, "તેણી તેનાં ઘેરની રોશની, તેનું કામ ઠીકઠાક કરનાર અને તેના વીચારની વીવેકી સલાહ આપનાર છે. એવું એકબી પાનું નહી હશે, કે જે તેણીએ ફ્રરીથી તપાસ્યું ન હોય અને તેજસ્વી કરયું ન હોય" અને તેણીની મોહબત અને નહી થાકતી નાખનારી મેહેનતના બદલામાં તેણીના વરે તેણીને નવાબનો ખેતાબ આપ્યો હતો; પણ તેણીને અરપણ કીધેલું નામ તેણી બહાર જણાવવા દેતી હતી નહી."

"મી॰ હોવીટ" નામનો વખણાયલો ગ્રંથકર્તા હમેશ વડાઈ લેતો હતો કે "તેની ધણીયાણી આખાં ઈંગ્લંડમાં સૌથી સરસ કવીતા રચનારી અને સૌથી સરસ ઘરધણીયાણી છે."

"મીસીસ કાર્લઆઈલના" જેવી સ્ત્રીઓ પોતાનો ઘર સંસાર એટલો નીયમસર ચલાવતાં હતાં કે જેથી તેઓના ધણીઓના સ્વભાવમાં અને દીલમાં કશી હરકત નડે નહી, અને એમ કરીને તેણીઓ તેઓનાં કામમાં તેઓને મદદ કરતાં હતાં. "રોબર્ટ બરદેત" પોતાનાં એક લખાણુની હેઠલ પોતાની આ-

જારી બાયડી તરફથી તેને વારંવાર જે ઉતેજન મળતું હતું, તે વીશે બોલતાં લખે છે કે, "મારી જીંદગીની જેવી ઉચી નેમ અને મકસદ છે, તેને માટે હું મારી સઉથી નરમાશવાલી, સઉથી ભલી, અને સઉથી ડાહી પરીક્ષક, અને વીદ્યાની સલાહકાર મારી પ્યારી ધણીયાણીને આભારી છું." પોતાનાં લખાણ વીશે લખતાં તે કહે છે કે: "જેમ 'મીસીસ બરદેત' ની તબીયત લડડતી ગઈ, તેમ હું મારૂં કામ વધારે અને વધારે આફીસને બદલે ઘર કરવા લાગ્યો, અને છેલ્લે તો હું તદનજ આફીસ છોડીને ઘરમાં રહેવા લાગ્યો. આ વખતે મારી વહાલી ધણીયાણી તદનજ લાચાર અને પોતાના દરેક સાંધાની અંદર તીક્ષણ સંધીવાનું દુઃખ ખમતી હતી, પણ તેણીના આ દુઃખના વખતમાંબી હમેશનાં કરતાં વધારે તેણીની મદદ મારાં લખાણમાં દેખાતી હતી. મારૂં દરેક લખાણ છાપવાની અગાઉ તેણીની આગળ વાંચી જવામાં આવતું હતું. તેણી અહીંયાં અને ત્યાં પોતાનાં વીચારો ઉમેરતી હતી, કોઈ બોલ અથવા વાકય બદલવાની સુચના કરતી હતી, અને એટલી નાજુકાઈથી કે તેણીના ધ્રુજતા હાથની અંદર, હગેશની ભયંકાર અને નીર્દય "બ્લુ પેનસીલ" આશીરવાદની લાકડી થઈ [illegible] જે કેટલીક વખતે આખાં વાકયો અને ફકરાઓ [illegible] કે જેઓ હતી. હા! શું નહી છાપવું તે તેણી [illegible] અમો અત્રે હતી! ખરેખર, જેને એવી બાયડી [illegible] વો જોઈયે."

[illegible] ડાકટર, શરીર અને મને હું પોતાના ધણીના કામ [illegible]!"

રીકન બાનુઓના [illegible] બઈરી લેવો." ઘણાંએક માણસોને ન્યુ પોઈથી [illegible] ઓસડથી ફાયદો થયલો છે. પરણ્યા અગાઉ કરતો [illegible] લાયકાત ધરાવતા હતા, પરણ્યા પછી તેઓ લાયક પુરૂષો બન્યા છે. એક પુરૂષ જ્યારે દેવળમાં પોતાના દોસ્તોની હાજરીમાં એક ધર્મગુરૂને પોતાને એક સ્ત્રીનો ભરથાર બનાવતાં સાંભળે છે, ત્યારેજ તે પોતે પોતાના એક સ્ત્રી કરતાં ઉતરતા દરજ્જાની કદર બરાબર બુજે છે. દશમાંના નવ શખસો આએ હાલતમાં જાણે ખુનને માટે તેઓને પકડવાના હોય તેમ ધ્રુજે છે, જ્યારે દશમાંનાં નવ બઈરાંઓ તે ક્રીયા જાણે દર રોજનો બનાવ હોય તેમ નખરાં તથા મરોડથી પસાર કરે છે. અને આએજ બીહકણ પ્રાણી પોતાના ભપકાદાર પોશાકની અંદર તે શાંત અને ગભરાયા વગરનો ફરેસ્તો, કે જેનું ધ્યાન સંધું પોતાના પોશાકની અંદરજ હોય છે, તેની સંભાળ લેવાનું વચન આપે છે. કેવો મધુર તાણો આએ વીચારની અંદર સમાયલો છે! અને પાછલની જીંદગીમાં જ્યારે તે ધણી મેહેનતથી તુટી જાય છે, અને જ્યારે સેહેજ દુઃખ તેનાં મગજનું શાંતપણું ખુંચવી લે છે, ત્યારે કેમ? જે સ્ત્રીનું રક્ષણ કરવાની તેણે કબુલાત આપેલી હોય છે, તેજ તેનું રક્ષણ કરનારી થાય છે. વાદળાંમાંથી તેણી સુરજનું તડકું જોઈ શકે છે. ફીકર ચીંતાથી કરચલી વલી ગયલાં ભવાંને તેણી સુવાલું કરે છે. તેના નાહીંમત થઈ ગયલા જીવને તેણી ટેકવી રાખે છે. તેની છાતીમાં નવો જીવ અને તેના આત્મામાં નવી આશા તેણી મુકે છે, અને સહવારનાં નવાં જોર અને નવાં જોશ જીંદગી ગુજારૂં છું." તેણીનું બયાન "અમેરીકાની એક સૌથી ખુબસુરત અને અતીશય મોહ પમાડનારી ન્યુસ પેપરવાલી" દાખલ કરવામાં આવ્યું છે.

કાર્લાઈલ હમેશાં પોતાની બાયડીને દસવાગાં "એક અગત્યનું દુઃખ" કહેતો હતો, અને ખરેખર ઘણાં માણસો તેઓને પરણવાને ઘણા વરસ થાય તેની અગાઉ પોતાની બાયડીઓને એટલી તો મદદગાર શોધી કહાડે છે કે તેણીઓ વગર નજદીક તેઓને ચાલતું નથી. એક ઘર ધણીયાંણીનું કામ કદાબી પુરૂં થતું નથી. ખાણાંની વરદી આપવી, ઘરના ખરચનો હીસાબ રાખવો, બીજી ઘરની હજારો ચીજો ઉપર દેખરેખ રાખવી, છોકરાંઓને શીખવવું, દુકાનો ઉપર જવું, મુલાકાત લેવી. ઘણાં માણસો કે જેઓને ખાણાની વરદી આપવી પડે છે તેઓને મનસે આએ કાર [illegible] કંટાલા ભરેલું લાગે છે; ત્યારે એક સ્ત્રી [illegible] રાખવાની અને [illegible] પતિની સંધી હીંમત!' અને [illegible] [illegible] દાખલાથી પોતાના ધણીનો ટેકાવ [illegible] રવાની કોશેશ કીધી, અને જ્યારે તેનો છેલ્લો [illegible] દીક આવ્યો અને પોતાની ધણીઆણી અને છો[illegible] પડતી વખતની છેલ્લી ઘડી જ્યારે તેણે કીધી, [illegible] છેલ્લે સુધી હીંમત રાખી અને તેનાં દુઃખમાં [illegible] કરવા તેણીએ પોતાનાં દુઃખની ન ખમાય તેવી [illegible] રની શાંતીમાં છુપાવી રાખી અને ચુપકીદીમાં [illegible] છેલ્લી સલામ સાથે તેઓ જુદાં પડયાં. તેણીના લોર્ડ વીલયમ બોલ્યો કે, "મોતનો કડવાસ હવે જતો [illegible] રહ્યું છે!"

કેટલાક મોટા ફીલસુફોએ અને ધર્મગુરૂઓએ [illegible] ણીઆણીઓની કદર અને દીલસોજી તેઓ તરફ [illegible] તો પોતાનાં મતો દુન્યાને કદી આપ્યાં હતે નહી. [illegible] તની પોતાના ધણીની સેવા "ઝીમરમેન" ની બાર [illegible] જાવી હતી, જેની અતીશય ઊદાસી ઓછી કરવા [illegible] ફોકટની કોશેશ કરતી હતી—તેને દીલાસો દેવા, તે [illegible] ળવા અને તેને સમજવાની કોશેશ કરવા—અને [illegible] તાનાં મોહતનાં બીછાણાંની ઉપર નીચલા અસરકાર [illegible] તેણીએ તેને કહી સંભળાવ્યા હતા:—"મારા ગરીબ [illegible] મેન! હવે તુંને કોણ સમજી શકશે?"

જીનીવાનો વખણાયલો કુદરતી તવારીખ જાણનાર [illegible] પોતે સતરમે વરસથી તદન આંધલો થઈ ગયો હતો [illegible] છતાં કુદરતી તવારીખ જેને સૌથી તીક્ષણ આંખ અને [illegible] ધ્યાનની જરૂર હોય છે, તે તે શીખી શકયો હતો. [illegible] બાયડીની આંખો જાણે પોતાનીજ હોય, તેમ તેણીની [illegible] થી તેનું મગજ કામ કરતું હતું. તેણી પોતાના ધણીની [illegible] પડેલી જફા ઓછી કરવાની મતલબથી તેના વીદ્યા [illegible] ને ઉતેજણ આપતી હતી, અને છેલ્લે સરવાલે પોતા [illegible] પડેલી જફા તે ભુલી જવા શીખ્યો હતો.

"ફ્રેંકલીન" હમેશાં એમજ કહેતો હતો કે "જે મા[illegible] આબાદ અને સુખી થવું હોય તેને પોતાની ધણીયાંણીને [illegible] છવું જોઈયે." આએજ મતને મલતો આપણી નીચલી ના[illegible]



## અંદાજો.



મારી દરેક બેહેનપણીઓની ફરજ છે કે, દરેક કામ કરતી વખતે યા તો ખાતી વેળાએ યા તો વાતચીત કરતી વખતે અંદાજો રાખવાની ઘણીજ અગત છે. જેમકે એક ઘોડાની લગામ બરાબર નહી રાખવાથી વારેઘડીએ તે ગાડી ભાંગી નાંખે છે, અને પોતાના હાંકનારને નાખી દઈ બીજું હરેક રીતનું નુકસાન કરે છે, તેમજ બોલવા, ચાલવા તથા ખાવા પીવામાં અંદાજો નહી રાખવાથી ઘણુંજ ખરાબ પરીણામ નીપજે છે. ઘણો વરસાદ તેમજ થોડો વરસાદ ખેતીવાડીનાં કામમાં એક સરખી રીતેજ નુકસાનકારક છે; તેમજ જેમ ગમે તેમ બોલવું તથા વળી તદનજ ચુપકીદી પકડવી એબી ઘણું સભયતાથી ઉલટું "યાને નુકસાનકારક છે. મંડળીઓમાં આપણે ઘણીક વાર જોઈયે છીયે, કે જેઓને હરેક વાત ખબર હોય યા ન હોય, તો પણ નકામો બકબકારો કરી બીજાંનાં દીલને કંટાળો ઉપજાવે છે. તેમજ વળી કેટલાંકો એકદમ ચુપ રહી, બીજાંની રમતગમતમાં ભાગ નહી લેતાં, કવાળમાં હાડકાંની ગરજ સારે છે. માટે મારી સઘળી બેહેનપણીઓની ફરજ છે કે, જેબી કામ કરવું તે અંદાજાસર કરવું. ઘણી વાર અંદાજાસર નહી વર્તવાથી ઘણુંજ માઠાં પરીણામના દાખલા મેં મારી નજરે જોયલા છે. બીન કેળવાયલાંઓ પોતાના મીજાજની લગામ જેમ ગમે તેમ છુટી મુકી દે છે, અને જાણે પોતે સર્વેથી સરસ કહેવાતાં હોય—તથા પોતાને જાણે દરેક રીતનો અનુભવ હોય, તે પ્રમાણે દરેક વાતમાં બીજાંઓની ખાતરી કરવાનું ડોળ બતલાવે છે. પણ કમનસીબે જો તેમાં ફાવ્યા નહી તો પોતાની બેઅકલી ભુલ સુધારવાને બદલે—તથા ખરૂં ખોટું શું છે તે ધીરજથી શોધવાને એક કોરે રહેવા દઈ, એવું તો કાંઈ ખોટું ડોળ બતલાવશે કે—જો સાંમો માણસ સમજુ હોય તો તેને હાજી હા કરવાની ફરજ પડે છે. પણ જો સાંમાં આદમી તેનાં જેવાં બેઅક્કલી હોય તો ચોખો રકાશ જોઈ લેવો! માટે આવી ચાલની બેહેનપણીઓએ જાણવું જોઈયે કે સહમજુઓ તે લોકને માટે હલકું મત બેસાડશે. કેટલાંકો મશકેરી કરવામાંબી અંદાજો શું છે, તે સમજતાં નથી અને વગર સમજવે તેઓ એવી તો રીતની મશકેરીઓ કરે છે કે, સાંમાને તુરત ગુસ્સો ઉપજે! અને એવી રીતે અંદાજાસર નહી વર્તવાના રંગમાં ભંગના ઘણા દાખલા સેહલાઈથી મલી આવશે. માટે મારી બેહેનપણીઓ, મજાક મશકેરી તો એવી કરવી કે સમજનારને કાંઈબી રીતનો ગુસ્સો ઉપજે નહી. મશકેરી કરવી એબી એક જાતની રમુજ છે, પણ મશકેરી કરતી વખતે અતીશય સંભાળની જરૂર છે. આપણા કરતાં વડાં, આપણાં કરતાં નાધલાં, અને આપણી બરોબરયાં, એ દરેક સાથે તેઓની પદવી મુજબ ચાલવું જોઈએ. વડાંઓ આગળ બેઅંદાજે બોલવાથી તેઓ આપણને હલકાંમાં ખપાવશે. અને આપણી બરોબરયાં આગળ બકબકારો કરવાથી તેઓ તમને હસશે, અને ઉતરતાંઓ ધીક્કારશે. માટે જેબી કાંઈ કરવું તેમાં હદ જાળવવી એ ઘણુંજ શોભા ભરેલું છે. જેમ વાતચીતમાં હદ રાખવાની જરૂર છે, તેમજ ખાવા પીવામાંબી હદ રાખી તંદરોસ્તી જાળવવી જોઇએ. કેટલાંકો તંદરોસ્તી સંભાળવાની દરકાર કરતાં નથી, અને તેમ કરનારને તંદરોસ્તી શુ ચીજ છે તેની થોડીજ સમજ હશે. તંદરોસ્તી જાળવવી હોય તો તેની મુખ્ય દવા સાદો અને માફકસરનો ખોરાક છે. જેઓ જોરાવર અને તંદરોસ્ત હોય, અને જેઓ તવાએલાં અને કમજોર હોય, તેઓને મુખ્ય કરી પોતાની શકતી મુજબનોજ વધતો ઓછો ખોરાક લેવાની અગત છે. જેઓની પાચનશકતી નબલી હોય તેઓએ હદથી જાદા ખોરાક ખાધો તો પેટ ઉપર દબાણ થાય છે, અને તેમાંથી રફતે રફતે અનેક દરદો ઉત્પન થાય છે. કેટલાકો એમ સમજે છે કે વધારે ખોરાક ખાધાથી તંદરોસ્તી વધે છે, પણ તેમ સમજનારની તેમાં મોટી ભુલ છે. જેટલો ખોરાક મલે તે રીતસર અને હસી ખુશીથી સંતોષ પામીને ખાવો. કોઈ દીવસ લગનના મેલાવડામાં ઘણાકો એમ બોલે છે, "સાદું ભોજન તો રોજ ખાવાનું છે આવું પકવાન કયારે મળશે!" એવો વીચાર કરી પોતે વધારે ખાય છે, એટલુંજ નહી, પણ તેમ કરવાની ભલામણ બીજાંઓને કરે છે. એ કેવી મુર્ખાઈ! હદથી જ્યાદા ખાધાથી પેટ ઉપર દબાણ થઈ એકદમ કેટલીક વેલા મગજ ઉપર ખરાબ અસર થઈ આવે છે. વલી કેટલાકો તંદરોસ્તી જાળવવાને ખાતર ને શકતી વધારવાને માટે ઘીનો ખોરાક ખાય છે. પણ તેવાંઓને જાણવું ઘણુંજ અગતનું છે કે વધારે ઘીનો ખોરાક જરવો ઘણોજ મુશકેલ છે. ડાકટરોનોબી એવોજ વીચાર છે કે તંદરોસ્તી જાળવીને શકતી વધારવી હોય, અથવા મન સાફ રાખવું હોય તો, સાદો ખોરાક લેવો. ઘણાં ઘીનો ખોરાક ખાધાથી કાંઈ વધુ શકતી આવતી નથી. હું કાંઈ મારી બેહેનપણીઓને એમ નથી કહેવા માંગતી કે ઘીનો ખોરાક તદનજ ખાવો નહી! પણ માફકસર ખાધામાંજ ફાયદો છે. માટે મારી દરેક બેહેનપણીઓની ફરજ છે કે ખાતી પીતી યા વાતચીત કરતી વખતે, યાને જેબી કામ કરો તે વખતે હરેક રીતમાં તમારો અંદાજો જાળવશો તો તમને ઘણોજ ફાયદો થશે અને તમારાં બાલકોબી તમારે પગલે ચાલી આ દુન્યાંમાં સુખી નીવડશે. સેવટે હું મારી સઘલી બેહેનપણીઓને દુવા ચાહી ખતમ કરૂં છું.

એ. ડી. પી.



# બચ્ચાંની માવજત.

(લખનાર ડાકટર ધનબાઈજી સોરાબજી માસ્તર.)



આ વિષય એટલો તો બોહોલો છે કે ટુંકમાં તેને પુરતો ઇનસાફ આપવો કેવળ અશકય છે, એટલા માટે બચ્ચું વર્ષની ઉમરનું થાય ત્યાં સુધીનીજ તેની માવજત સંબંધી કેટલીક અગત્યની બાબદો વિષેજ અતરે વીવેચન કરીશું. સર્વ કોઈને પોતાનાં ફરજંદો વાહલાં હોય છે, માટે આ બાબદ અગત્યની તેમજ લક્ષ દઈ અભ્યાસ કરવા યોગ્ય છે. વળી ઉમરે પુગેલાં માણુસનાં મરણુના પ્રમાણુ સાથ સરખાવતાં બચ્ચાંઓના મરણનું પ્રમાણુ ઘણું વધારે હોય છે, તેથી આ બાબદની અગત્ય વધે છે. ઉમરે પુગેલાં માણુસોમાં મરણનું પ્રમાણુ હજારે ૨૦ આવે છે, ત્યારે બચ્ચાંઓમાં પેહલાં પાંચ વર્ષના અરસામાં ૧૦૦ થી ૧૧૦ ની રાસ આવે છે. બચ્ચાંઓનું પેહલું વર્ષ પુરૂં થાય તેટલાં જન્મ પામેલાં બચ્ચાંઓમાંથી સેંકડે નજદીક ૨૦ ટકા એટલે હજારે ૨૦૦ મરણુ પામે છે. ત્યાર પછી પાંચમું વર્ષ પુરૂં થાય તેટલા વખતમાં નજદીક ૩૩ ટકા એટલે હજારે ૩૩૦ મરણુ પામે છે. જુમલે પેહેલાં પાંચ વર્ષમાં સેંકડે નજદીક ૫૩ ટકા મરણુ પામે છે. એ રીતે બચ્ચાંઓમાં મરણનાં પ્રમાણુની રાસ સેકડે નજદીક ૧૦ થી ૧૧ ટકા આવે છે. આ આંકડાઓ ઉપર ધ્યાન આપવાની હું વાંચનારને વિનંતી કરૂં છું, કારણ કે તે ઉપરથી તેને સેહેજમાં માલમ પડશે કે જનમ્યા પછી પેહેલાં પાંચ વર્ષમાં બચ્ચાંઓનો કેટલો ભયંકર મરો થાય છે. ખુદ મુંબઈ શેહરમાં બચ્ચાંઓના મરણનું પ્રમાણુ અતિ ઘણું વધતું જાય છે, જેથી આ વિષયની અગત્યમાં ખાસ વધારો થાય છે. જે માતાઓ અતિ પીડા ખમી એક બાળકને જન્મ આપે છે, તે કાંઈ તેને મોહોતને અર્પણ કરવાના ઈરાદાથી નથી કરતાં, તોપણ જે અતિ મોટી સખ્યાનો બાળ વયમાં નાશ થાય છે તે તરફ નેગાહ પોહોંચાડતાં એવું દીસે છે કે માતાઓ કુમળી વયે બાળકને જન્મ આપવાનો જે ભારે જોખમ પોતાને માથે લે છે, તેને માટે તેઓ પુરતી રીતે લાયક થતાં નથી. નાનાં બાળકોનાં મરણોનાં કારણો પાછળથી વિગતે દરશાવવામાં આવશે, તે પરથી તમને જણાશે કે તેમાં કુદરતી કારણો સહીત જે અગત્યનું તત્વ ભેલું હોય છે, તે માણુસની બિનસમજ છે. આપણુ જાણુયે છીયે કે દુનીઆંમાં જેઓ મોટા ઓધા લેવા માંગે છે, તેઓ પ્રથમ તે ઓધાને લાયક થાય છે ત્યારેજ તેઓ તેને જેબ આપે છે. તેજ પ્રમાણે માતા થનારે પ્રથમ તેને લગતી લાયકત મેળવવી જરૂરની છે. આગલ જતાં આપણુ જોઇશું કે જે માતાઓ પોતાના બાળકને પોતે ધવાડી શકતાં નથી, તેમને પોતાનાં વાહલાંઓનો ભોગ આપવામાં કેટલું ખમનું પડે છે. બેદરકાર થઈ જે રીતની જીંદગી પોતે ગુજારવી જોઈયે, તે રીતથી નાવાકેફ રહી, ચોખ્ખી હવા, જોઈતી કસરત, ખુશ ઉમંગી કામકાજ, સારો સ્વભાવ, સકારે સુવાનો વખત અને મધ્યમસર રહેવાની તરબીયત જેઓ નહિ હાંસલ કરે અને પછી પોતાની લાચારી બતાવી આયા અને ગાય ઢોરના દુધ ઉપર પોતાનાં બાળકોને નાખી દે, તે માતાઓ ખુદાના કુદરતી તરીકાથી દુર જઈ ઘણે દરજજે આવતી ઓલાદનો નાશ કરે છે. નિશાળે શીખેલા ભારે હીસાબો, દેશો દેશની હકીકત, મેટ્રિક અને બીજી ઊંચી પરિક્ષાઓની મલેલી સરટીફીકેટ કે પદવી એ માનની ઈધાની અને નીશાણી છે ખરી, તે છતાં તે વગર સ્રી જાતીને કેટલેક દરજજે ચાલી શકે, પણુ સંસારના કામમાં આવે એવી સમજણુની બિનવાકેફી કદી પણુ ચાલી શકે નહિ. તે કસુરનો બદલો કુદરત એક રતીભાર છોડતી નથી. આપણા વાહલાંઓનો તે ભોગ લે છે અને આપણુને શીખામણનાં શબ્દો સંભળાવતી જાય છે, કે તમારી નાવાકેફીનો ભોગ, જે તમો મને હજારો કદુવા સાથે અર્પણ કરો છો, તેનો દોષ તમારે પોતાનેજ સર છે; માટે મારી વાહલી બેહેનપણીઓને મારી ખાસ વિનંતી એ છે કે તેઓએ સ્રી જાતીને અગત્યની આ બાબદ ઉપર ધ્યાન આપી, પોતાનાં વાહલાં ફરજંદોનો નાશ થતો તેમનાથી બને તેટલે દરજજે અટકાવે અને કુદરતના કામને સમજીને મદદ કરે.

બચ્ચાંના મરણનાં મુખ્ય કારણો ટુંકમાં નીચે પ્રમાણે છેઃ—

૧. બચ્ચાંનો નબળો બાંધો.

૨. વધારે નાજુક અને દુરના ભાગો સાથે વધારે બોહોલી રીતે જોડાયલી તેની લાગણી.

૩. બચ્ચાંની પુરતી રીતે નહિ થયલી વધ અને તેથી તેને લાગુ પડતાં દર્દો તથા તે દર્દોની પાછલથી થતી અસર.

૪. દાંત ફુટતી વખતની બીમારી અને તે વખતે થઈ આવતી તાણ.

૫. મા બાપની નબલી દેહ અને કમજોર બાંધો.

૬. ઉપરા સાપરી સુવાવડ.

૭. સુવાવડની કઢંગી રીત, જેમકે હવા અને રોશની વગરની, પરદાથી ઘેરી લીધેલી, ગપચીવાલી, ગટરની ગલીચીની નજદીકની, સીણુાસની પડોશમાંની, ખરાબ વાસ મારતી જગ્યામાં બચ્ચાંને જન્મ આપી, જે પ્રસંગે તે કુમલાં બાળકને અને તેની નાતવાન માતાને રોશની, ચોખી હવા, સુકી જમીન વિગેરેની વધારે જરૂર હોય છે, તે પ્રસંગે અઠવાડયાંઓ સુધી રાખી મુકવાનો રીવાજ.

૮. ખોરાક સંબંધી ભુલ, જેમકે, માના દુધને બદલે તરતના જનમેલાં બચ્ચાંને ગોળનું પાણી અથવા ગાય ઢોરનું દુધ આપવું.

૯. દેશીઓમાં, તેમાં મુખ્ય કરી પારસીઓમાં, સુવાવડનાં કપડાં સંગીને હવાલે કરવાના રીવાજને લીધે સુવાવડમાં કપડાંની તંગી અને ભુલ ભરી કસર.

૧૦. વખતસર સૈયદ ન મુકાવ્યાથી થતી ખરાબી.

આ ઉપરથી જણાય છે કે જે ત્રાસદાયક પ્રમાણમાં બચ્ચાંઓ મોહોતના ભોગ થઈ પડે છે, તે કેટલેક દરજજે માણસની બિનસમજથી નીપજે છે.

હવે બચ્ચાંના નબળા બાંધા અને તેની નાજુક તેમજ દુરના ભાગ સાથે ઓહોલી રીતે જોડાયલી લાગણીને લીધે જો તેમાં એક "ઓરગન"નું દર્દ થાય છે, તો તેની અસર બીજાં "ઓરગન" તથા શરીરના બીજા મોટા ભાગો તેમજ અવ્યવો ઉપર પંથરાઈ જાય છે. દાખલા તરીકે જો બચ્ચાંને ચુકો થાય તો તેથી તેને ઊપલિયું થઈ આવવાને કારણ મલે છે, જેમ ઉમરે પુગેલાં માણુસના બાબમાં બનતું નથી. ઉમરે પુગેલાં માણુસના શરીરનો બાંધો એવો તો સંપુર્ણ રીતે બનેલો હોય છે, કે તેના શરીરના જુદા જુદા ભાગો પોત પોતાનું કામ અવિકારીક બજાવતાં રહે છે—અવિકારીક એટલે તેના શરીરમાં દરરોજ વધ સંબંધી કાંઈ ફેરફાર થતો નથી, પણ બચ્ચાંની વધ દરરોજ ચાલુ રહે છે. બચ્ચાંના દરેક "ઓરગન" તેમજ અવ્યવ સંબંધી હમેશ ફેરફાર થયા કરે છે, એટલુંજ નહિ પણ રફતે રફતે બચ્ચાંને દમ લેતાં, બોલતાં, ચાલતાં, કોઈ પણ લાગણી ઉત્પન્ન કરતાં, વિચાર કરતાં વિગેરે શીખવું પડે છે. બચ્ચાંને દર્દ થાય છે તેની તેને તેજ વખત માટે માત્ર હરકત થતી નથી, પણ ભવિષ્યમાં તે તેની ખરાબી કરે છે, એટલે તેની વધમાં ઘટાડો કરે છે. દાખલા તરીકે બચ્ચાંને "રિકેટસ" થાય છે, એટલે હાડકાંનું એવું દર્દ, કે જેથી હાડકાંનો બરાબર ઉધરભાર થતો નથી અને હાડકાં નરમ હોવાને લીધે વળી જાય છે, છોકરૂં ખુંધું પેંગું નીકળે છે, અને છોકરી મા થવાની સ્થીતિમાં આવે છે, ત્યારે થાપાનાં હાડકાં વાંકાં ટીકાં હોવાને લીધે બચ્ચાંનો જન્મ આપતી વેળાએ મુશકેલી પડે છે અને કેટલીક વખતે કુદરતી માર્ગે છુટકારો કરવો અશક્ય થઈ પડે છે. દુધ્યા દાંત આવતી વખતે બચ્ચાંના શરીરમાં ઘણો ફેરફાર થાય છે. એ ફેરફાર દાંતના પારામાં, થુકની કોથલીઓ જેમાંથી થુક નીકળે છે તેમાં, આંતરડાંમાં, તેમજ બીજા ભાગોમાં થાય છે અને તેથી બચ્ચાંની હાલત તે વખતે એવી તો નાજુક રહે છે કે તેના ખોરાકમાં, પછી તે દુધ માતું હોય કે ગાયનું હોય, તેમાં જરા પણ ફેરફાર કરવો ન જોઈયે. એમ કરવાથી તેની તનદરૂસ્તી પર માઠી અસર થાય છે અને અતેસાર, મરડો, તાવ કે બીજાં દર્દો અથવા નાતવાની તેને લાગુ પડે છે. વળી એવી વખતે બચ્ચાંને ઉપલિયું થવાનો વધારે સંભવ હોય છે. ત્યારે ઉપલયું થવાનાં મુખ્ય કારણો શાં છે તેની આપણે ટુંક તપાસ કરીએ. બચ્ચું બે વર્ષનું થાય છે, ત્યાં સુધી તેનું ભેજું પુરતી રીતે ખિલેલું હોતું નથી અને ભેજાંનું કામ તે વખતે ઘણું થોડું હોય છે, જે કામ પોતાની પ્રેરણાબુદ્ધિથી તે બજાવે છે. તેને ફકત દમ લેવાનું, રડવાનું, ગળવાનું, હાથ પગ હીલવવાનું તથા હસવાનું કામ હોય છે, જે વગર વિચારે અને ઘણુંખરૂં પોતાની જાણ વગર તે બજાવે છે. આ કામ બચ્ચું પોતાનાં ભેજાંના નીચલા ભાગો 'પોન્સ', 'મેદલ્લા' અને "સ્પાઈનલ કોર્ડ"ની મદદથી બજાવે છે. આ ભાગો ભેજાંના ઉપલા ભાગો કરતાં વધારે ખિલેલા હોય છે. ઉમરે પુગેલાં માણસમાં ભેજાંના ઉપલા ભાગો નીચલા ભાગોને થોડે દરજજે પોતાના કાબુમાં રાખે છે, એટલે નીચલા ભાગોનાં પોતાની મેલે થતાં કામો, જેવાં કે હાથ પગ હીલવવાનાં કામો ભેજાંના ઉપલા ભાગના હોકમથી અટકી શકે છે, પણ ભેજાંના ઉપલા ભાગો બરાબર ખિલે છે ત્યારેજ તેમ બને છે. અગર એક બચ્ચાંને આપણે ગીલી નાખીએ અથવા ચમતો તોડીએ તો તે હાથ પગ ખેંચવા માંડશે, તેમજ હસવા અથવા રડવા માંડશે. મોટા માણુસને જો તેમજ કરવામાં આવે તો તે ચાહે તો ઘણે દરજજે હાથ પગ હીલવવાનું કે હસવા રડવાનું અટકાવી શકે, તેમ બચ્ચાંથી થતું નથી, કારણ કે બચ્ચાંનાં ભેજાંનો ઉપલો ભાગ મોટા માણુસનાં ભેજાંના ઊપલા ભાગ જેટલો ખિલેલો હોતો નથી અને તેથી કરમ, દાંતનું બહાર નિકળવું, કબજીયાત કે એવાં કોઈબી કારણથી નીચલા ભાગોની ઉસકેરણીથી બચ્ચાંને તાણ થઈ આવે છે; એની સાહાદત તરીકે તરતનાં જનમેલાં કે ૩, ૪ મહિનાના બચ્ચાંના માથાં ઉપર જો આપણે હાથ ફેરવીશું તો આપણુને માલમ પડશે કે તેમનાં હાડકાં નરમ અને કુમલાં હોય છે અને ૨) હાડકાં વચ્ચેનો સાંધો હાડકાંનો બનેલો હોતો નથી, પણ તેને બદલે ત્વચા અથવા પાતલી ચામડી હોય છે. હવે જેમ બચ્ચુ વધતું જાય છે, તેમ તેની તાલકીના હાડકાં કઠણ થતાં જાય છે, કદમાં વધતાં જાય છે અને તેનો સાંધો જે ત્વચાનો બનેલો હોય છે તેનું હાડકું એક બે વર્ષમાં બની જાય છે, જો કે કેટલાંક બચ્ચાંમાં તેમ લાંબે વખતે એટલે આસરે ૩, ૪ વર્ષે થાય છે. એવાં બચ્ચાં રિકેટી, પણ ઘણાં ખરાં ચબરાક હોય છે અને તેમને ઉપલિયું થવાનો વધારે સંભવ રહે છે, કારણ કે તેઓનાં ભેજાંને વધવાને વધતો વખત મલે છે, તેમજ લોહીનો વધતો જથ્થો મલે છે.

આ સાધારણ વિવેચન ખતમ કરી હવે આપણે વિગતો ઉપર આવીએ. તેમ કરતાં પ્રથમ સુવાવડનો ઓરડો કેવો જોઈયે, તે આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. સુવાવડનો ઓરડો સ્વચ્છ હવાવાલો, પુરતી રોશનીવાલો, સુકી જમીનવાલો, ગટર અથવા ગંધથી દુર, કુવાથી દુર અને ગપચી વગરનો હોવો જોઈયે; તેમજ સુવાવડીનું બીછાણું અને બચ્ચાંની ઝોળી કે પાળણું સોજ્ઞું હોવું જોઈયે. પારસીઓમાં લાંબા વખતથી જે રીવાજ ચાલતો આવ્યો છે, તે એ કે સુવાવડનો ઓરડો છેક ભોંય તળીએ, ખડકીમાં હોય છે, જે હવા કે રોશની વગરની ગલીચી અને ગંધની નજદીકની, બીણુશવાલી અથવા બીણાશની પડોશમાંની જગ્યાનો બનેલો હોય છે. આગલા વખતમાં જ્યારે વસ્તી ગીચ નહિ હતી, જ્યારે ઘરની ખડકીઓ ઘણી મોટી અને સગવડ ભરેલી રહેતી હતી, જ્યારે ખડકીમાં હવા અને રોશણીને દાખલ થવાને વધારે ખુલ્લા માર્ગ રહેતા હતા, તે વખતે આ રીવાજ કદાચ ઘણો નુકસાનકારક નહિ નિવડયો હોય, પણ હાલના ગીચ વસ્તીના કાળમાં, જ્યારે હવા તથા રોશણીના ખોલ્લા માર્ગો પુરાઈ જઈ જ્યાં જ્યાં નજર ફેંકીએ ત્યાં ત્યાં રેહેઠાણો ઉભાં થતાં જાય છે અને ઘરો એવી રીતે બાંધવામાં આવે છે કે ખડ-

કીઓમાં પણ રહેવાની ઓરડીઓ, દુકાનો કે વખારો માટે ગોઠવણ કરવામાં આવે છે, અને હવા કે રોશણીના પુરતા ખુલ્લા માર્ગ રાખવાની જોઇતી સંભાળ લેવાતી નથી, જેથી ખડકીઓ ઘણી ખરી નાની, સાંકડી, પુરતી રોશણી તથા હવા વગરની હોય છે, ત્યારે એવી ખડકીઓમાં સુવાવડ કરવાનો રીવાજ ચાલુ રાખવો નુકસાનકારક છે. સારાં ભાગ્યે પારસીઓ માટે એક સુવાવડખાતું ઉભું કરવાની હીલચાલ ફતેહમંદ નિવડી છે અને તે ખાતું હાલ ચાલે છે તે કરતાં વધારે મોટા પાયા પર ચલાવવાની સઘળી ગોઠવણ નક્કી થઈ ચુકી છે. આ ખાતાંનો મારી બેહનપણીઓ જેમ બને તેમ વધુ લાભ લેશે, તો તેઓ પોતાના તેમજ આપણી આવતી ઓલાદના હકમાં ઘણો ફાયદો કરશે.

હવે આપણે તરતનાં જનમેલાં બચ્ચાં વિષે વિવેચન કરીએ. આ દુનીઆંમાં બચ્ચાંઓનો જન્મ થતાંજ તેમની ઉપર બાહેરની હવાની એટલી તો અસર થાય છે કે, ઘણું કરીને બચ્ચાંઓ જન્મે છે, તેવાંજ રડે છે અને રડવાથી તેમનાં ફેફસાં જે આગળ ચપત હતાં, તે ખોલ્લાં થાય છે અને છાતી કદમાં વધે છે. જન્મતી વખતે બચ્ચું રડે છે તે છાતી તેમજ ફેફસાં હવાથી ખુલ્લાં કરવાનો. કુદરતનો એક ઉત્તમ ઉપાય છે. જેમ બલુન ગેસ ભરીને આપણે ખિલવીએ છીએ, તેમજ બચ્ચું રડે છે, ત્યારે તેને જોરથી દમ લેવો પડે છે. અને દમ લીધાથી અને હવા જોરથી ફેફસામાં જવાથી ફેફસાં ફુલે છે. જો બચ્ચું રડે નહિ અને દમ પણ લે નહિ તો બચ્ચાંના મોઢામા આંગળી મુકી ગળું સાફ કરવું, જેથી તેના મોઢામાં આવેલી ચિકણી વસ્તુ નિકળી જશે અને તે ખુલાસાથી દમ લઈ શકશે. પછી તેના આંગ ઉપર થંડા પાણીના છાબકા મારવા. એ છતાં પણ બચ્ચું રડે નહી તો ડૉકટરની સલાહ લઈ તે પ્રમાણે ઘટતા ઉપાય કરવા. સઉથી સરસ રીત એ છે કે ડૉકટર હાજર જોઈએ.

### નાર્યો કાપવા વિષે.

બચ્ચું જનમ્યા પછી નાર્યો કાપવામાં આપણામાં ઘણાઓ કોઈ ચોકસ વહેમને લીધે બુઠો છરીનો કાપલો વાપરે છે એ ઘણુ ભુલ ભરેલું છે. એથી તે દુટી આગળથી ખેંચાય છે, બચ્ચાંને દુઃખ થાય છે, અને કોઈ વખતે બચ્ચું નબલું હોવાના સબબથી તેનું આંતરડું બાહાર નિકળવા માંડે છે. ખરી રીત એ છે જે બચ્ચાંનો નાર્યો સારી ધારની પણ અણી વગરની કાતરથી કાપવો કે કાપતી વખતે તે ઉપર ખેંચાણ થાય નહિ.

### બચ્ચાંને નહવાડવા વિષે.

એ પછી બચ્ચાંનું આંગ સાફ કરવું જોઈયે, કારણ તેનું શરીર જનમ્યા પછી ઘણુજ ચિકણું હોય છે, જે ચીકાસ કહાડી નાખ્વો જોઈયે, પણ એ કામ ઘણીજ સંભાળથી કરવું જોઈયે, કારણકે એ વખતે બચ્ચાંની ચાંમડી અતિષ્ય નાજુક હોય છે. જો ઓરડો હવાવાળો હોય અથવા થંડીની રૂતુ હોય તો પેહેલ વેહેલાં ઓરડાના બારી બારણા એવી રીતે બંધ કરવાં, કે પવન સીધો બચ્ચાંના આંગપર ફુકે નહિ, કારણ મોટાં માણસ કરતાં બચ્ચાંનું આંગ વધારે છીદ્રવાળું હોય છે, તેથી તેમાં થંડી જલદીથી અસર કરે છે, પણ જો ગરમી હોય અથવા ઓરડામાં બચ્ચાંનું આંગ ધોવાને ઠેકાણે પવન નહિ આવતો હોય, તો બારી બારણાં ઢાંકવાની કશી જરૂર નથી. એમ છતાં બંધ કરીએ તો ઉલટી ઓરડાની હવા વધારે ગરમ થાય, તેમજ બચ્ચાંનું આંગ ગરમ થાય અને બારી બારણાં પાછાં ઊઘડતાંજ બાહારની થંડી હવા ઘણા જોરમાં અંદર આવે છે અને તેની અસરથી નુકસાન થાય છે. બચ્ચાંના આંગ ઉપર પવન ન ફુકે તે સંભાળ લીધા પછી એક નાનાં વાસણમાં કુકું સુમરેતું પાણી રેડી તેમાં એક સોજ્ય કપડાંનો કટકો બોરી પેહેલે મોહું સાબુ વગર ધોવું અને એક નરમ સોજા કટકાથી લુછી નાખવું; તે વખતે આંખને સાફ કરવી જોઈયે. જો માને કાંઈબી રસી અથવા પરૂ જતું હોય, તો બચ્ચાંની આંખ સંભાળથી કુકાં પાણીથી સાફ કરીને ડૉકટરની સલાહ પ્રમાણે દવાના પાણીમાં કટકો બોરી સાફ કરવી જોઈયે. રસીનો ચેપ બચ્ચાંની આંખને લાગ્યાથી બચ્ચાંના પોપચાના અંદરના ભાગમાં સોજો આવે છે, અને ઘણી વખતે બચ્ચાંને ફુલુ થવાથી અંધાપો આવે છે. આંગનો ચીકાસ કહાડી નાખવા માટે બચ્ચાંનું આંગ સાબુથી સાફ કરવું. પેહેલે માથું સાફ કરવું, પછી એક કટકાપર સાબુ લગાડીને આંગ સાફ કરવું અને એક સુકા પણ નરમ ટુવાળથી આંગ લુછવું. કેટલાકો કટકાને બદલે બચ્ચાંનું આંગ સાફ કરવામાં "સ્પંજ" વાપરે છે, પણ સ્પંજમાં જીવજંતુ ભરાઇ રહે છે તેમજ તે વારંવાર બદલવાને બનતું નથી, તેથી સોજો કટકો વાપરવો વધારે સારો ગણાય. વળી કેટલાંકો બચ્ચાંને તબમાં બેસાડીને નહવાડે છે, તે રીત થંડા મુલકોમાં તેમજ નબલા બાંધાના બાબમાં ઘણી અનુસરતી છે, કારણ તેથી બચ્ચાંને સરદીની અસર થતી નથી. આપણા લોકો બચ્ચાંને તબમાં બેસાડતાં નથી, પણ ખોળાપર અથવા પગ ઉપર મસળીને નહવાડે છે, તે રીત પણ જો બચ્ચાંના આંગ ઉપર પવન નહિ લીધો હોય અને નહવાડયા પછી તરતજ આંગ સુકું કીધું હોય, તો તબમાં બેસાડીને નહવાડવાની ઇંગ્રેજી રીત કરતાં કાંઈ ઉતરતી નથી, બલકે આપણા ગરમ દેશને તે અનુકુલ છે; પણ બચ્ચાંને પગપર મેલીને નહવાડતી વખતે ખાસ સંભાળ રાખવી કે તેનું માથું પગના ઉપલા ભાગ ઉપર એટલે ઊંચું રહે, કારણ કે માથું નીચે રહેવાથી લોહીનો જોસ તેના ભેજા ઉપર થાય છે અને તેથી ઉપલિયું થવાને કેટલીક વખતે કારણ મળે છે.

### નાર્યો દોરાથી ગળામાં લટકાવવા વિષે.

બચ્ચાંનું આંગ સાફ કીધા પછી આપણા લોકો બચ્ચાંનો નાર્યો દોરાએ બાંધીને ગળામાં લટકાવી રાખે છે, એ રીત સારી નથી. એમ કરવાથી ઘણી વખતે નાર્યો ખેંચાય છે અને આંતરડું બહાર નિકળી આવે છે, જેને આપણે દુટી બહાર નિકળી છે એમ કહીએ છીએ. ખરી રીત એ છે કે નાર્યાને સારી રીતે બાંધ્યા પછી એક સોજા સુતરાઊ કપ-

હાથમાં વિંટાલીને તેને પેટ ઉપર ગોઠવીને ફ્લેનલનો પાતો બાંધી લેવો. નાર્યો મજબુત બાંધવો જોઈયે, કારણ કોઈ વખત ઘણો ઢીલો બાંધવાથી લોહી ઝરફ્યા કરે છે અને જલદીથી સુકાઈને ખરી પડતો નથી.

### બચ્ચાંને ગોળ અથવા સાકરનું પાણી આપવા વિષે.

કેટલીક માતાઓ પોતાનાં બચ્ચાંને જનમ્યા પછી થોડે વખતે ધવાડવાને બદલે એક વખત ગોળ અથવા સાકર પાણીમાં પીગલાવીને પાએ છે, અને પછી બે ત્રણ દહાડા સુધી મીઠી ચાટુ આપે છે, અને ત્યાર બાદ બચ્ચાંને ધવાડે છે, એ ચાલ કુદરતથી ઉલટી છે એટલુંજ નહિ, પણ તેમ કીધાથી બચ્ચાંનાં હકમાં નુકશાન થાય છે. એવી મીઠી ચીજ બે ત્રણ દહાડા આપવાથી બચ્ચાંના પેટમાં ખતાસ પેદા થાય છે, તેનો કોઠો નબળો થાય છે, તેના પેટમાં ચુંકો આવે છે અને તે રાત દહાડો રડયા કરે છે. તેનો બાંધો નબળો હોવાને લીધે માના દુધ જેવો હલકો ખોરાક બીજો કોઈજ નથી. જો માના તરતના દુધથી બચ્ચાંને બીજી સહવારે સાફ હાજત નહિ થાય અથવા કોઈ અડચણના સબબથી માથી પોતાનાં બચ્ચાંને ધવાડવાને નહિજ બને, તો બચ્ચાંને એક અર્ધી ચમચી સોજું એરંડીઊ આપવું, જેથી તેનાં આંતરડામાંથી કચરો નિકળી જઈને કોઠો સાફ થાય. માનું તરતનું દુધ બચ્ચું ધાવ્યાથી જોલાબ આવે છે, તે ઉપરથી માલમ પડે છે કે કુદરત એવું ચાહે છે કે બચ્ચાંનાં આંતરડાં એ રીતે સાફ થવાં જોઈયે; ત્યારે આપણે એરંડીઊ આપવાથી કુદરતના કામને મદદ કરીએ છીએ.

### તરતનાં જનમેલાં બચ્ચાંને ગરમ કપડાંની જરૂર.

બચ્ચાંને સાફ કીધા પછી થંડીની રૂતુ હોય તો ગરમ કુરતું પેહેરાવી સુવાડવામાં આવે તો બચ્ચું ૪ થી ૬ કલાક સુધી ઊંઘાઈ રહેશે અને એટલો વખત બચ્ચાંની માને આસાયસ મલશે. ગરમ કપડાંની બધાં બચ્ચાંને અગત્ય છે, તેનું કારણ એકે તેમની ચામડી વધારે મોટા છીદ્રવાળી હોય છે તેમજ ગરમી ઉત્પન્ન કરવાની શક્તિ તેમનામાં થોડી હોય છે અને વળી તેમનો બાંધો નાજુક હોવાને લીધે અને લોહીનું ફરવું વધુ જલદી હોવાને લીધે તેમને સરદી જલદી થાય છે અને તેની અસર જલદીથી નિકળી જતી નથી, જેથી ફેફસાં કે એવાંજ કોઈ બીજા અગતના ભાગને જો કાંઈ અડચણ થાય છે, તો તેથી જીંદગી સુધી હેરાન થાય છે. બચ્ચાંની તનદરૂસ્તીનો આધાર જેમ ઘટતા ખોરાક ઉપર તેમજ ઘટતા પોશાક ઉપર પણ છે. જો આપણે એક બચ્ચાંને ઘટતો ખોરાક આપીએ અને તેનાં કપડાંમાં ખામી રાખીએ તો બચ્ચાંને ખોરાક જરવાનો નથી. બચ્ચાંને કેટલાં અને કેવી રીતનાં કપડાં પેહેરાવવાં તેનો આધાર તેના બાંધા ઉપર તેમજ રૂતુ પર અને રેહેવાના મકાનના સ્થળ તથા સ્થીતિ ઉપર રહે છે.

### થંડીની રૂતુમાં તેઓને કેવા રીતનાં કપડાં પેહેરાવવાં?

મુખ્ય કરીને થંડો પવન ફુકતો હોય અથવા અતિષ્ય સરદી હોય ત્યારે બચ્ચાંના આંગપર ગરમ કપડાં અવશ્યના છે. બચ્ચાંના કપડાંની બાબતમાં કેટલીક વખત એવું તો બેદરકારપણું ચલાવવામાં આવે છે કે થંડીની રૂતુમાં તેમને મુદ્દલ ગરમ કપડાં પેહેરાવવામાં આવતાં નથી. બચ્ચાંને હદ ઉપરાંત થંડી લાગવાથી દિલની સપાટી પરની જે લોહીની નેસો છે, તે સંકોચાય છે, તેથી લોહીનો જોસ અંદરના ભાગ તરફ જાય છે. જો લોહીનો જોસ ફેફસાંમાં જાય તો સસની થાય છે. જો ભેજા પર જાય તો ઉપલિયું થાય છે; એથી ઘણાં બચ્ચાં મરણ પામે છે. જો બચ્ચું તનદરસ્ત હોય અને ગરમીની રૂતુ હોય તો પેટ પર એક ગરમ પાતો બાંધવો, જેથી બચ્ચાંને ખોરાક જરી શકે અને એક સુતરાઉ કુરતું પેહેરાવવું; પણ અગર બચ્ચું નબળું કે અધુરે મહિને જનમ્યું હોય તો ગરમીની રૂતુ છતાં તેને ગરમ કપડાંની અગત્ય છે. ગરમ રૂતુમાં પગમાં મોજાં પેહેરાવવાની જરૂર નથી, કારણ બચ્ચાંને નાનપણમાં નાજુક રીતે ઊછાર્યાથી તેઓ મોટાં થાય ત્યારે હવામાં એકાએક થતા ફેરફાર ખમી શકતાં નથી. પણ બહાર ફેરવવા લઈ જતી વખતે ગમે એવી ગરમી છતાં પણ તેનાં આંગમાં ગરમ પેટી હોયતો સારૂં, કારણ ગીચ વસ્તીમાં રહેનારાં બચ્ચાંના ઘરની હવા અને બહારની હવામાં ઘણો ફેર હોય છે, એટલે ઘરની હવા ગરમ હોય છે ત્યારે બહારની હવા થંડી હોવાથી બચ્ચાંનાં આંગમાં થંડી લાગે છે, જે ગરમ ફ્લેનલના કપડાંથી કેટલેક દરજ્જે અટકી શકે છે, કારણ તેમાં એવો ગુણ છે કે તે આંગની ગરમી જાલવી રાખવા ઉપરાંત બહારની થંડીની અસર આંગ પર થવા દેતું નથી.

### બચ્ચાંનો ઓરડો કેવો હોવો જોઇયે.

બચ્ચાંનો ઓરડો હવા તથા રોશણીવાલો હોવો જોઈયે, કારણ તેઓ કુમલા રોપા સમાન છે અને જેમ ઝાડના રોપાઓને સુર્યની રોશણી તેમજ ખોલ્લી હવા મલવાથી તેઓ ઉગીને ખિલી નિકળે છે, અને તેની ગેરહાજરીમાં કરમાઈ જાય છે, તથા મરી જાય છે, તેમજ બચ્ચાંને ખોલ્લી હવામાં અને રોશણીવાલી જગ્યા પર ઘટતાં કપડાં પેહેરાવીને ઉછેર્યાં હોય તો તેમનો બાંધો વધારે મજબુત અને ખિલેલો થાય છે. એક બાબત ઘણી અગતની છે, અને તે હું વાંચનારતાં મન ઉપર ઠસાવવા માગું છું. તે એ છે કે, જ્યારે કોઈ પણ ઠેકાણે બચ્ચાંની તનેદરસ્તી સારી નહિ રહે, ત્યારે જગ્યા બદલવાની ઘણી જરૂર છે.

### બચ્ચાંને માનાં દુધની તથા સંભાળની જરૂર.

બચ્ચું જનમ્યા પછી અને તેને સાફ કરી કપડાં પેહેરાવ્યા પછી તરતજ અથવા તે પોતાની પેહેલી ઉંઘમાંથી ઉઠે તેવુંજ તેની માને ધવાડવા આપવું. એથી માનું ગર્ભસ્થાન સંકોચાવા માંડે છે, અને બચ્ચાંનું મોઢું લાગવાથી તેમજ છાતી ખેંચવાથી દુધની નળીઓ ખોલ્લી થાય છે. એ વખતે માનું દુધ પાણી જેવું હોય છે અને તે તરતનાં જનમેલાં બચ્ચાંને માટે ઘણું અકસીર છે, કારણ તેની નબળી પાચણ શક્તિને માફક આવે એવી રીતનું તે બનેલું છે. બચ્ચાંને દાંત આવવાની બાબત વિષે આગળ ચાલતાં આપણુ બોલીશું,

કીઓમાં પણ રહેવાની ઓરડીઓ, દુકાનો કે વખારો માટે ગોઠવણ કરવામાં આવે છે, અને હવા કે રોશણીના પુરતા ખુલ્લા માર્ગ રાખવાની જોઇતી સંભાળ લેવાતી નથી, જેથી ખડકીઓ ઘણી ખરી નાની, સાંકડી, પુરતી રોશણી તથા હવા વગરની હોય છે, ત્યારે એવી ખડકીઓમાં સુવાવડ કરવાનો રીવાજ ચાલુ રાખવો નુકસાનકારક છે. સારાં ભાગ્યે પારસીઓ માટે એક સુવાવડખાનું ઉભું કરવાની હીલચાલ ફતેહમંદ નિવડી છે અને તે ખાતું હાલ ચાલે છે તે કરતાં વધારે મોટા પાયા પર ચલાવવાની સઘળી ગોઠવણ નક્કી થઈ ચુકી છે. આ ખાતાંનો મારી બેહનપણીઓ જેમ બને તેમ વધુ લાભ લેશે, તો તેઓ પોતાના તેમજ આપણી આવતી ઓલાદના હકમાં ઘણો ફાયદો કરશે.

હવે આપણે તરતનાં જનમેલાં બચ્ચાં વિષે વિવેચન કરીએ. આ દુનીઆંમાં બચ્ચાંઓનો જન્મ થતાંજ તેમની ઉપર બાહેરની હવાની એટલી તો અસર થાય છે કે, ઘણું કરીને બચ્ચાંઓ જન્મે છે, તેવાંજ રડે છે અને રડયાથી તેમનાં ફેફસાં જે આગળ ચપત હતાં, તે ખોલ્લાં થાય છે અને છાતી કદમાં વધે છે. જન્મતી વખતે બચ્ચું રડે છે તે છાતી તેમજ ફેફસાં હવાથી ખુલ્લાં કરવાનો કુદરતનો એક ઉત્તમ ઉપાય છે. જેમ બલુન ગેસ ભરીને આપણે ખિલવીએ છીએ, તેમજ બચ્ચું રડે છે, ત્યારે તેને જોરથી દમ લેવો પડે છે. અને દમ લીધાથી અને હવા જોરથી ફેફસામાં જવાથી ફેફસાં ફુલે છે. જો બચ્ચું રડે નહિ અને દમ પણ લે નહિ તો બચ્ચાંના મોઢામા આંગળી મુકી ગળું સાફ કરવું, જેથી તેના મોઢામાં આવેલી ચિકણી વસ્તુ નિકળી જશે અને તે ખુલાસાથી દમ લઈ શકશે. પછી તેના આંગ ઉપર થંડા પાણીના છાબકા મારવા. એ છતાં પણ બચ્ચું રડે નહી તો ડૉકટરની સલાહ લઈ તે પ્રમાણે ઘટતા ઉપાય કરવા. સઉથી સરસ રીત એ છે કે ડૉકટર હાજર જોઈયે.

### નાર્યો કાપવા વિષે.

બચ્ચું જનમ્યા પછી નાર્યો કાપવામાં આપણામાં ઘણાઓ કોઈ ચોક્કસ વહેમને લીધે બુઠા છરીનો કાપલો વાપરે છે એ ઘણું ભુલ ભરેલું છે. એથી તે દુટી આગળથી ખેંચાય છે, બચ્ચાંને દુઃખ થાય છે, અને કોઈ વખતે બચ્ચું નબલું હોવાના સબબથી તેનું આંતરડું બાહાર નિકળવા માંડે છે. ખરી રીત એ છે જે બચ્ચાંનો નાર્યો સારી ધારની પણ અણી વગરની કાતરથી કાપવો કે કાપતી વખતે તે ઉપર ખેંચાણ થાય નહિ.

### બચ્ચાંને નહવાડવા વિષે.

એ પછી બચ્ચાંનું આંગ સાફ કરવું જોઈયે, કારણ તેનું શરીર જન્મ્યા પછી ઘણુજ ચિકણું હોય છે, જે ચીકાસ કહાડી નાખવો જોઈયે, પણ એ કામ ઘણીજ સંભાળથી કરવું જોઈયે, કારણકે એ વખતે બચ્ચાંની ચાંમડી અતિષ્ય નાજુક હોય છે. જો ઓરડો હવાવાળો હોય અથવા થંડીની રતુ હોય તો પેહેલ વેહેલાં ઓરડાના બારી બારણા એવી રીતે બંધ કરવાં, કે પવન સીધો બચ્ચાંના આંગપર ફુકે નહિ, કારણ મોટાં માણસ કરતાં બચ્ચાંનું આંગ વધારે છીદ્રવાળું હોય છે, તેથી તેમાં થંડી જલદીથી અસર કરે છે, પણ જો ગરમી હોય અથવા ઓરડામાં બચ્ચાંનું આંગ ધોવાને ઠેકાણે પવન નહિ આવતો હોય, તો બારી બારણાં ઢાંકવાની કશી જરૂર નથી. એમ છતાં બંધ કરીએ તો ઉલટી ઓરડાની હવા વધારે ગરમ થાય, તેમજ બચ્ચાંનું આંગ ગરમ થાય અને બારી બારણાં પાછાં ઊઘડતાંજ બાહારની થંડી હવા ઘણા જોરમાં અંદર આવે છે અને તેની અસરથી નુકસાન થાય છે. બચ્ચાંના આંગ ઉપર પવન ન ફુકે તે સંભાળ લીધા પછી એક નાનાં વાસણમાં ફુકું સુમરેલું પાણી રેડી તેમાં એક સોજ્જા કપડાંનો કટકો બોરી પેહેલે મોહું સાબુ વગર ધોવું અને એક નરમ સોજ્જા કટકાથી લુછી નાખવું; તે વખતે આંખને સાફ કરવી જોઈયે. જો માને કાંઈબી રસી અથવા પરૂ જતું હોય, તો બચ્ચાંની આંખ સંભાળથી ફુકાં પાણીથી સાફ કરીને ડૉકટરની સલાહ પ્રમાણે દવાના પાણીમાં કટકો બોરી સાફ કરવી જોઈયે. રસીનો ચેપ બચ્ચાંની આંખને લાગ્યાથી બચ્ચાંના પોપચાના અંદરના ભાગમાં સોજો આવે છે, અને ઘણી વખતે બચ્ચાંને ફુલી થવાથી અંધાપો આવે છે. આંગનો ચીકાસ કહાડી નાખવા માટે બચ્ચાંનું આંગ સાબુથી સાફ કરવું. પેહેલે માથું સાફ કરવું, પછી એક કટકાપર સાબુ લગાડીને આંગ સાફ કરવું અને એક સુકા પણ નરમ તુવાલથી આંગ લુછવું. કેટલાકો કટકાને બદલે બચ્ચાંનું આંગ સાફ કરવામાં "સ્પંજ" વાપરે છે, પણ સ્પંજમાં જીવજંતુ ભરાઇ રહે છે તેમજ તે વારંવાર બદલવાને બનતું નથી, તેથી સોજ્જો કટકો વાપરવો વધારે સારો ગણાય. વળી કેટલાંકો બચ્ચાંને તબમાં બેસાડીને નહવાડે છે, તે રીત થંડા મુલકોમાં તેમજ નબલા બાંધાના બાબમાં ઘણી અનુસરતી છે, કારણ તેથી બચ્ચાંને સરદીની અસર થતી નથી. આપણા લોકો બચ્ચાંને તબમાં બેસાડતાં નથી, પણ ખોળાપર અથવા પગ ઉપર મસળીને નહવાડે છે, તે રીત પણ જો બચ્ચાંના આંગ ઉપર પવન નહિ લીધો હોય અને નહવાડયા પછી તરતજ આંગ સુકું કીધું હોય, તો તબમાં બેસાડીને નહવાડવાની ઇંગ્રેજી રીત કરતાં કાંઈ ઉતરતી નથી, બલકે આપણા ગરમ દેશને તે અનુકુલ છે; પણ બચ્ચાંને પગપર મેલીને નહવાડતી વખતે ખાસ સંભાળ રાખવી કે તેનું માથું પગના ઉપલા ભાગ ઉપર એટલે ઊંચું રહે, કારણ કે માથું નીચે રહેવાથી લોહીનો જોસ તેના ભેજા ઉપર થાય છે અને તેથી ઉપલિયું થવાને કેટલીક વખતે કારણ મળે છે.

### નાર્યો દોરાથી ગળામાં લટકાવવા વિષે.

બચ્ચાંનું આંગ સાફ કીધા પછી આપણા લોકો બચ્ચાંનો નાર્યો દોરાએ બાંધીને ગળામાં લટકાવી રાખે છે, એ રીત સારી નથી. એમ કરવાથી ઘણી વખતે નાર્યો ખેંચાય છે અને આંતરડું બહાર નિકળી આવે છે, જેને આપણે દુટી બહાર નિકળી છે એમ કહીએ છીએ. ખરી રીત એ છે કે નાર્યોને સારી રીતે બાંધ્યા પછી એક સોજ્જા સુતરાઉ કપ-

ડામાં વિંટાળીને તેને પેટ ઉપર ગોઠવીને ફલેનલનો પાતો બાંધી લેવો. નાર્યો મજબુત બાંધવો જોઈયે, કારણ કોઈ વખત ઘણો ઢીલો બાંધવાથી લોહી ઝરફ્યા કરે છે અને જલદીથી સુકાઈને ખરી પડતો નથી.

**બચ્ચાંને ગોળ અથવા સાકરનું પાણી આપવા વિષે.**

'કેટલીક માતાઓ પોતાનાં બચ્ચાંને જનમ્યા પછી થોડે વખતે ધવાડવાને બદલે એક વખત ગોળ અથવા સાકર પાણીમાં પીગલાવીને પાએ છે, અને પછી બે ત્રણ દહાડા સુધી મીઠી ચાહે ઓપે છે, અને ત્યાર બાદ બચ્ચાંને ધવાડે છે, એ ચાલ કુદરતથી ઉલટી છે એટલુંજ નહિ, પણ તેમ કીધાથી બચ્ચાંનાં હકમાં નુકશાન થાય છે. એવી મીઠી ચીજ બે ત્રણ દહાડા આપવાથી બચ્ચાંના પેટમાં ખતાસ પેદા થાય છે, તેનો કોઠો નબલો થાય છે, તેના પેટમાં ચુકો ચાલે છે અને તે રાત દહાડો રડયા કરે છે. તેનો બાંધો નબલો હોવાને લીધે માના દુધ જેવો હલકો ખોરાક બીજો કોઈજ નથી. જો માના તરતના દુધથી બચ્ચાંને બીજી સહવારે સાફ હાજત નહિ થાય અથવા કોઈ અડચણના સબબથી માથી પોતાનાં બચ્ચાંને ધવાડવાને નહિજ બને, તો બચ્ચાંને એક અર્ધી ચમચી સોજુ એરંડીઊ આપવું, જેથી તેનાં આંતરડામાંથી કચરો નિકળી જઈને કોઠો સાફ થાય. માનું તરતનું દુધ બચ્ચું ધાવ્યાથી જોલાબ આવે છે, તે ઉપરથી માલમ પડે છે કે કુદરત એવું ચાહે છે કે બચ્ચાંનાં આંતરડાં એ રીતે સાફ થવાં જોઈયે; ત્યારે આપણે એરંડીઊ આપવાથી કુદરતના કામને મદદ કરીએ છીએ.

**તરતનાં જનમેલાં બચ્ચાંને ગરમ કપડાંની જરૂર.**

બચ્ચાંને સાફ કીધા પછી થંડીની રૂતુ હોય તો ગરમ કુરતું પેહરાવી સુવાડવામાં આવે તો બચ્ચું ૪ થી ૬ કલાક સુધી ઊંઘાઈ રહેશે અને એટલો વખત બચ્ચાંની માને આસાયસ મલશે. ગરમ કપડાંની બધાં બચ્ચાંને અગત્ય છે, તેનું કારણ એકે તેમની ચામડી વધારે મોટા છીદ્રવાળી હોય છે તેમજ ગરમી ઉત્પન્ન કરવાની શક્તિ તેમનામાં થોડી હોય છે અને વળી તેમનો બાંધો નાજુક હોવાને લીધે અને લોહીનું ફરવું વધુ જલદી હોવાને લીધે તેમને સરદી જલદી થાય છે અને તેની અસર જલદીથી નિકળી જતી નથી, જેથી ફેફસાં કે એવાંજ કોઈ બીજા અગત્યના ભાગને જો કાંઈ અડચણ થાય છે, તો તેથી જીંદગી સુધી હેરાન થાય છે. બચ્ચાંની તનદરૂસ્તીનો આધાર જેમ ઘટતા ખોરાક ઉપર તેમજ ઘટતા પોશાક ઉપર પણ છે. જો આપણે એક બચ્ચાંને ઘટતો ખોરાક આપીએ અને તેનાં કપડાંમાં ખામી રાખીએ તો બચ્ચાંને ખોરાક જરવાનો નથી. બચ્ચાંને કેટલાં અને કેવી રીતનાં કપડાં પેહેરાવવાં તેનો આધાર તેના બાંધા ઉપર તેમજ રૂતુ પર અને રેહેવાના મકાનના સ્થળ તથા સ્થીતિ ઉપર રહે છે.

**થંડીની રૂતુમાં તેઓને કેવા રીતનાં કપડાં પેહેરાવવાં?**

મુખ્ય કરીને થંડો પવન ફુકતો હોય અથવા અતિષ્ય સરદી હોય ત્યારે બચ્ચાંના આંગપર ગરમ કપડાં અવશ્યના છે. બચ્ચાંના કપડાંની બાબતમાં કેટલીક વખત એવું તો બેદરકારપણું ચલાવવામાં આવે છે કે થંડીની રૂતુમાં તેમને મુદલ ગરમ કપડાં પેહેરાવવામાં આવતાં નથી. બચ્ચાંને હદ ઉપરાંત થંડી લાગવાથી દિલની સપાતી પરની જે લોહીની નેસો છે, તે સંકોચાય છે, તેથી લોહીનો જોસ અંદરના ભાગ તરફ જાય છે. જો લોહીનો જોસ ફેફસાંમાં જાય તો સસની થાય છે. જો ભેજા પર જાય તો ઉપલિયું થાય છે; એથી ઘણાં બચ્ચાં મરણ પામે છે. જો બચ્ચું તનદરૂસ્ત હોય અને ગરમીની રૂતુ હોય તો પેટ પર એક ગરમ પાતો બાંધવો, જેથી બચ્ચાંને ખોરાક જરી શકે અને એક સુતરાઉ કુરતું પેહેરાવવું; પણ અગર બચ્ચું નબલું કે અધુરે મહિને જનમ્યું હોય તો ગરમીની રૂતુ છતાં તેને ગરમ કપડાંની અગત્ય છે. ગરમ રૂતુમાં પગમાં મોજાં પેહેરાવવાની જરૂર નથી, કારણ બચ્ચાંને નાનપણમાં નાજુક રીતે ઊછર્યાથી તેઓ મોટાં થાય ત્યારે હવામાં એકાએક થતા ફેરફાર ખમી શકતાં નથી. પણ બહાર ફેરવવા લઈ જતી વખતે ગમે એવી ગરમી છતાં પણ તેનાં આંગમાં ગરમ પેટી હોયતો સારૂં, કારણ ગીચ વસ્તીમાં રહેનારાં બચ્ચાંના ઘરની હવા અને બહારની હવામાં ઘણો ફેર હોય છે, એટલે ઘરની હવા ગરમ હોય છે ત્યારે બહારની હવા થંડી હોવાથી બચ્ચાંનાં આંગમાં થંડી લાગે છે, જે ગરમ ફલેનલના કપડાંથી કેટલેક દરજ્જે અટકી શકે છે, કારણ તેમાં એવો ગુણ છે કે તે આંગની ગરમી જાલવી રાખવા ઉપરાંત બહારની થંડીની અસર આંગ પર થવા દેતું નથી.

**બચ્ચાંનો ઓરડો કેવો હોવો જોઈયે.**

બચ્ચાંનો ઓરડો હવા તથા રોશણીવાલો હોવો જોઈયે, કારણ તેઓ કુમળા રોપા સમાન છે અને જેમ ઝાડના રોપાઓને સૂર્યની રોશણી તેમજ ખોલ્લી હવા મલવાથી તેઓ ઉગીને ખિલી નિકળે છે, અને તેની ગેરહાજરીમાં કરમાઈ જાય છે, તથા મરી જાય છે, તેમજ બચ્ચાંને ખોલ્લી હવામાં અને રોશણીવાલી જગ્યા પર ઘટતાં કપડાં પેહેરાવીને ઉછેર્યાં હોય તો તેમનો બાંધો વધારે મજબુત અને ખિલેલો થાય છે. એક બાબત ઘણી અગત્યની છે, અને તે હું વાંચનારનાં મન ઉપર ઠસાવવા માગું છું. તે એ છે કે, જ્યારે કોઈ પણ ઠેકાણે બચ્ચાંની તનંદરસ્તી સારી નહિ રહે, ત્યારે જગ્યા બદલવાની ઘણી જરૂર છે.

**બચ્ચાંને માનાં દુધની તથા સંભાળની જરૂર.**

બચ્ચું જનમ્યા પછી અને તેને સાફ કરી કપડાં પેહેરાવ્યા પછી તરતજ અથવા તે પોતાની પેહેલી ઉંઘમાંથી ઉઠે તેવુંજ તેની માને ધવાડવા આપવું. એથી માનું ગર્ભસ્થાન સંકોચાવા માંડે છે, અને બચ્ચાંનું મોઢું લાગવાથી તેમજ છાતી ખેંચવાથી દુધની નળીઓ ખોલ્લી થાય છે. એ વખતે માનું દુધ પાણી જેવું હોય છે અને તે તરતનાં જનમેલાં બચ્ચાંને માટે ઘણું અકસીર છે, કારણ તેની નબળી પાચણ શક્તિને માફક આવે એવી રીતનું તે બનેલું છે. બચ્ચાંને દાંત આવવાની બાબત વિષે આગળ ચાલતાં આપણ બોલીશું,

પરંતુ હાલ તુરત દાંત આવવાની મુદતમાં મનુષ્ય જાત અને પશુઓ વચ્ચે શો ફરક છે, અને તેનું કારણ શું છે, તેની ટુંક નોંધ આપણે લઈએ. આપણાં બચ્ચાંને દાંત આવતાં ૭) મહિના પુરા થાય છે, પણ જાનવરોમાં કેટલાંક થોડા દાંત સુધાં જનમે છે, અને બાકીના દાંત થોડા દહાડામાં પુરા થાય છે, તેમજ બીજાંએ, જેમને જનમતી વખતે દાંત હોતા નથી, તેઓને ૧, ૨ મહિનામાં બધા દાંત આવે છે. આ તફાવતનું કારણ એ છે કે જાનવરોમાં પ્રમેશ્વરે જે પ્રેરણાબુદ્ધિ મુકી છે તેથીજ તેઓ પોતાનું પોષણ અને બચાવ તેમજ પોતાની ઓલાદનો વધારો કરે છે અને તે શિવાય બીજું કાંઇ તેમને શિખવાનું નથી જેથી ટુંક મુદતમાં તેમની મા તેમનો ત્યાગ કરે છે અને મા બચ્ચાંની એક બીજા ઉપર પ્રીતિ લાંબો વખત ચાલુ રહેતી નથી, પણ મનુષ્ય જાતના બચ્ચાંને તો રફતે રફતે તન મન તેમજ નીતિની કેળવણી લઈ પુખ્ત અક્કલમંદ માણસ થવાનું છે અને તેથી તેમને પોતાની માના રક્ષણની જરૂર લાંબો વખત રહે એવું પ્રમેશ્વરે નીર્માણ કીધેલું છે. એમ થવાથી માનો પ્યાર બચ્ચાંપર વધ્યો જાય છે જેથી સબુરી અને હેત સહિત, કાંઈબી હેજગારીની દરકાર કર્યા વિના, તેણી પોતાનાં બચ્ચાંની સઉથી સરસ મદદગાર, મિત્ર તેમજ શિક્ષક થઇ પડે છે. હવે કુદરતને આ કાયદો શિક્ષા વગર કોઈથી તોડાતો નથી. જો કોઈ મા પોતાનાં બચ્ચાં તરફની ફરજ બજાવવા ના પાડે છે, અથવા અકસમાતથી કે દર્દથી પોતાનાં બચ્ચાંને દુધ આપી શકતી નથી, તો તે બચ્ચું ઘણુંખરૂં તવાઈને મરી જાય છે, અથવા જીવે છે તો તેની હાલત ઘણીજ કંગાળ થાય છે. તેનાં શરીર તથા હાથ પગ માસ તથા ચરબી વિનાનાં લાકડાંના છોરાં જેવા લોહી વગરના થઈ જાય છે, તેની ચામડી ઢીલી મારે છે અને ચીમરાઇ જાય છે અને બચપણમાં તેનો ઘડપણનો ચેહેરો તેમજ તેનું વારંવારનું વિલાપ ભરેલું રડવું એ સઘળું તે મુગાં પશુની કાહાણી ખુલ્લી રીતે દેખાડી આપે છે, પણ જો એવાં બચ્ચાંને માનું દુધ આપો તો, જાણે પરીઆનાં બાગમાંથી બદલી લાવેલું હોય તેમ તેનું વિલાપ ભરેલું રડવું બંધ પડશે, તેનો ચેહેરો તેની કુદરતી હાલતમાં ખિલી રહેશે, શરીર તેમજ હાથ પગ ભરાતા જશે, ચામડી સાફ તેમજ રતાસ પકડતી જશે અને તેનું મોઢું હસ્તું થશે. માનાં દુધ ધાવતાં બચ્ચાં પોતાના જન્મ પછી વર્ષ એકની અંદરની ઉમરે સેંકડે ૧૮) ટકાને સુમારે મરણ પામે છે. માના દુધ વગર બચ્ચું ઉધારવું ઘણું મુશકેલ છે, અને તેમ કરતાં મરણ તથા બીજા ખરાબ પરિણામો નિપજે છે, જેમાં ઘણી સંભાળ ભરેલી માવજતથી માત્ર થોડો ઘટાડો થઈ શકે, જે નીચલી વિગતોપરથી જણાશે. **લીઓંનું** મોટું નામીચું શેહેર જે **ફ્રાન્સ** દેશમાં અગ્નિ કોણમાં આવેલું છે, ત્યાં નાવારસ બચ્ચાં પાળવાની એક ઑસપિટલ છે, જેમાં બચ્ચાંને માત્ર થોડા દહાડાજ રાખી ધવાડનારી આયાનું દુધ આપે છે અને પછી તેને ગામ મોકળી ત્યાં પણ તે વર્ષનું થાય ત્યાં સુધી આયાનું દુધ આપવામાં આવે છે, તેમ છતાં પણ ત્યાં સેંકડે ૩૩ ટકા બચ્ચાં મરણ પામે છે એવી ગણત્રિ થઈ છે. હવે ખુદ ફ્રાનસની રાજધાની **પેરીસમાં** કેવો મામલો છે તે આપણે જોઈએ. ત્યાંની ઑસપિટલમાં એવો રીવાજ છે કે બચ્ચાં ઑસપિટલમાં વધારે લાંબો વખત રહે છે અને ત્યાં સુધી ઘણું કરી તેમને ધવાડનારી આયાના દુધપર ઉછેરવામાં આવે છે, અને પછી ઉપરના ખોરાક ઉપર ઉછેરવામાં આવે છે, જેથી ત્યાં સેંકડે ૫૦ ટકા બચ્ચાં મરણ પામે છે એવી ગણત્રિ થઈ છે. વળી **ફ્રાન્સના** પ્રાચીન શેહેર **રહીમ્સની** ઑસપિટલમાં સેંકડે ૬૩ ટકા બચ્ચાં મરણ પામે છે, એવી નોંધ થયલી છે અને તેનું કારણ એ કે ત્યાં બચ્ચાંને આયાનું દુધ મલતું નથી, પણ તેમને ઉપરના ખોરાકપર જીવાડે છે.

આ ગણત્રિ ઉપરથી માલમ પડે છે કે સુધરેલાં દેશમાં પણ મા પોતે ધવાડતી નથી, તો બચ્ચાં ભારે સંખ્યામાં મરણ પામે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે માતાને પોતાનાં બાળકને ધવાડવાની કુદરત તાકીદ કરે છે.

### ધવાડતી વેળા માને ખુશાળ રેહેવાની અગત્ય.

જ્યારે માતા ગુસ્સે ભરાયલી કે વિલાપ કરતી હોય, ત્યારે તેણીએ પોતાનાં બચ્ચાંને ધવાડવું ન જોઈયે, કારણ તે વખતે તેનું દુધ બિગડી જાય છે અને તે તેનાં બચ્ચાંના હકમાં નુકસાન ભરેલું છે. બચ્ચાં પર તેની માનો પ્યાર હોય છે તો દુધ વધે છે.

### દુધની બનાવત તથા પ્રમાણ—વજન.

હવે દુધની બનાવત વિષે આપણે બોલીએ. દરેક દુધ, પછી તે મનુષ્યનું હોય કે ગાય ઢોરનું હોય, તેમાં પાણી અને ચાર નક્કર પદાર્થ—કેઝીન, માખણ, ખાંડ અને ખાર-કરી આવે છે. પરંતુ આ પાંચ ચીજો જુદાં જુદાં દુધમાં વધતા ઓછા પ્રમાણમાં આવે છે, જે નીચે લખેલી વિગતો પરથી જણાશે. હવે આ પાંચ ચીજ વધતી ઓછી હોય છે તેથીજ જુદાં જુદાં દુધોનું પ્રમાણ-વજન, જેને ઇંગ્રેજીમાં **"સ્પેસિફિક ગ્રૅવિટિ"** કરી કહે છે, તે વધતું ઓછું હોય છે. ત્યારે પ્રથમ પ્રમાણ-વજન અથવા "સ્પેસિફિક ગ્રૅવિટિ" એટલે શું તેનો ટુંક ખુલાસો કરવો અવસ્યનો છે. વજનના સંબંધમાં સઘલી ચીજોનો મુકાબલો પાણી સાથે કરવામાં આવે છે અને પાણીને તે માટે 'યુનિટ' એટલે એકના આંકડા તરીકે લેવામાં આવે છે. હવે કોઈ બીજી ચીજનું એક કરતાં વધુ યા ઓછું જે કાંઈ વજન થાય તે તેનું પ્રમાણ-વજન ગણાય; દાખલા તરીકે, એક માપના ગલાસમાં ૧૦૦૦ આંઊંસના મારકા સુધી પાણી ભરી પછી જો તેનું વજન કરશો તો તે પાણી વજનમાં ૧૦૦૦ આંઊંસ થશે, અને તેટલાજ મારકા સુધી તેમાં દુધ ભરશો અને તેનું વજન કરશો તો દુધનું વજન ૧૦૩૨ આંઊંસ ઉપર થશે, જેથી માના દુધનું પ્રમાણ-વજન ૧·૦૩૨ કહેવાય છે. હવે આપણે માના દુધની બનાવતની તપાસ કરીએ. તે બનાવત નીચે પ્રમા

પાણી ........................ સેંકડે ૮

નક્કર પદાર્થ........................ ,,

નક્કર પદાર્થમાં ખાંડ, કેઝીન એટલે દુધના જે ભાગમાંથી પનીર પણ બને છે તે, માખણ અને ખાર કરી હોય છે. એ કેટલા કેટલા પ્રમાણમાં હોય છે, તે નીચલા કોઠા ઉપરથી ઝટ જણાઈ આવશે.

### દુધની બનાવતનો કોઠો.

| | માનું દુધ. | ગાયનું દુધ. |
|---|---|---|
| પાણી........................ | ૮૯ ટકા | ૮૭ ટકા |
| નક્કર પદાર્થ........................ | ૧૧ ટકા | ૧૨॥ ટકા |
| તેમાં | | |
| (૧) ખાંડ.................. | ૬॥ ટકા | ૪॥ ટકા |
| (૨) કેઝીન .................. | ૨ ,, | ૪॥ ટકા |
| (૩) માખણ લગભગ......... | ૨॥ ,, | ૩। ટકા |
| (૪) ખાર.................. | ૧/૨૦ ટકો | ૦॥ ટકો |

ગધેડીનું દુધ માનાં દુધને ઘણું ખરું મળતું આવે છે.

### બચ્ચાંના પાચન શક્તિ અને તેમાં ખોરાક જરપત થવાની ક્રિયા.

કેઝીન સાથે ભેળ થયલું ફૉસ્ફેટ ઑવ લાઈમ (પત્થર જેવો પદાર્થ) હાડકાંની બનાવતમાં મોટા જથ્થામાં આવે છે. જેમ બચ્ચું મોટું થતું જાય છે, તેમ કેઝીન વધારે નિકળતું જાય છે, અને બચ્ચાંની વધ થવા માટે જેમ કેઝીનનો તેમ બીજી દરેક ચીજનો, એટલે માખણ, ખાંડ અને ખારનો વધારો થતો જાય છે. રફતે રફતે બચ્ચાંની હોજરી આકારમાં ફેરવાઈ જાય છે, હોજરીનાં સ્નાયુ વધે છે, પાચન શક્તિ વધતી જાય છે અને બચ્ચું બીજો ભારી ખોરાક ખાવાને શક્તિવાન થાય છે. ૭) મે મહીને દાંત ફુટવા માંડે છે, તે દેખાડી આપે છે કે હવે બચ્ચું થોડા વખતમાં દુધ ઉપરાંત બીજો ખોરાક લઈ શકશે. જો બચ્ચાંને અણઘટતો ખોરાક આપવામાં આવે તો તેને ઉલટી કે હાજત થયા કરે છે, તેમજ જ્યારે તે પોતાની માનું દુધ ઘણું ધાવે છે ત્યારે પણ તરતજ ઉલટી કરે છે. ઘણો વખત અઘટિત ખોરાક ચાલુ રાખવાથી બચ્ચાંને મરડો તથા નાકોતી થાય છે, પણ જો એક વખત એમ થયા પછી શરૂઆતમાં ઘટતો અને જલદીથી જરપત થાય એવો ખોરાક આપવામાં આવે, તો બચ્ચાંની શક્તિ વધતી જાય અને તેથી રફતે રફતે ભારી ખોરાકથી તે જેરવી શકે. બચ્ચાંને ઘણો ઝારો થાય છે, ત્યારે ઘણી વખત તેનાં માબાપ માત્ર દવાપર ભરોસો રાખી, ખોરાક પર બિલકુલ ધ્યાન આપતાં નથી, એમ કરવું ભુલ ભરેલું છે. નાનું બચ્ચું તેની ઉમરની સરખામણી પ્રમાણે ઉમરે પુગેલાં માણસ કરતાં વધારે ખોરાક લે છે, કારણ મોટું માણસ ખોરાક ખાય છે તેમાંથી થોડો ઘણો રદ થાય છે, અને બાકીનાથી તેનાં કામ કરવાના તેમજ ઘસાયલા ભાગનો પુરાવો થાય છે, તેને ગરમી મળે છે, તથા શક્તિ આવે છે, પણ બચ્ચું ખોરાક ખાય છે, તેથી ઉપર જણાવેલી ૪ બાબદો ઉપરાંત તેના કદમાં અને વજનમાં દિનપર દિન વધારો થાય છે, જો કે પુખત ઉમરે પુગ્યા પછી તેનાં કદમાં વધારો થતો નથી. એ પ્રમાણે બચ્ચાંની વધ થવા માટે તેને વધુ ખોરાક જોઈયે છે, તોપણ જે "ઑરગન્સ" થી તે પચે છે, તે ઘણાં નબળાં અને નાજુક હોય છે, માટે તેની શક્તિ ઉપરાંત તેઓ પાસ કામ લેવું નહિ જોઈયે. બચ્ચાંનાં જડબાં લાંબો વખત દાંત વગરનાં હોય છે, અને મોઢાંમાં આવેલી થુકની કોઠલીઓ એટલે જેમાંથી થુક નિકળે છે અને જે થુક ખોરાકની ચોકસ વસ્તુઓ, જેવી કે આટાની બનેલી વસ્તુઓ—રોટલી, પાઉં, બિસ્કીટ ઈત્યાદિને થોડે દરજ્જે નરમ કરે છે અને જેરવવાની શક્તિ ધરાવે છે, તે થુકની કોઠલીઓની બનાવત સંપૂર્ણ હોતી નથી, તેથી બચ્ચાંનો ખોરાક પતળો તથા સેહેલમાં પાચન થાય એવો જોઈયે અને તેમજ કુદરતે માનાં દુધની બનાવત કીધી છે, જે ઉપરાંત તે સાત મહિનાનું થાય તે પેહેલાં તેને પાંઉ કે બિસ્કીટ આપવાં નહિ જોઈયે. બચ્ચાંના બાબમાં ખોરાક હોજરીમાં અને ત્યાંથી જલદીથી આંતરડાંમાં જાય છે અને હોજરી અને આંતરડાંમાં જરપત થઈને બાકી જલદીથી બાહાર પડે છે અને હોજરી ખાલી થવેથી બચ્ચાંને પાછી ભુખ લાગે છે. બચ્ચાંમાં આંતરડાંનું સંકોચાવાનું કાર્ય મોટાં માણસ કરતાં વધારે જલદીથી થાય છે અને તેથી તનદરસ્ત બચ્ચાંના બાબમાં દહાડામાં તેને ૩) ૪) વખત હાજત થાય છે. ઝારો પીળા રંગનો હોવો જોઈયે, કારણ કલેજામાંથી પીતની પેદાસ થાય છે અને તે પીતને લીધે ઝારાનો રંગ પીળો માલમ પડે છે. જ્યારે પીત કમતર થાય છે, ત્યારે ઝારો ચીકણો અને સફેદ થાય છે.

[ સાંધણ છે. ]

## સુખી થવાનો રસ્તો.




ક દીવસ એક વૃદ્ધ માણસની સાથે વાતચીત કરતાં મેં તેને કહ્યુ કે "કાકા, આ દુન્યા દુઃખ અને સંકટથી ભરેલી છે, અને સુખી થવાનો રસ્તો મુદલ દેખાતો નથી." ત્યારે તે ઘરડો પુરૂષ બોલ્યો કે "અરે જુવાન પુરૂષ! તું એટલો હીંમત વગરનો અને નાઉમેદ ના થા. તું ખેતરમાં જા, ત્યાંથી તને સુખી થવાનો રસ્તો મળશે, કેમકે મને પણ તે રસ્તો એક ખેતરમાંથી મળેલો છે."

તે સાંભળી હું થોડી વાર અચરત થઈ વીચારમાં પડયો, કે સુખી થવાનો રસ્તો ખેતરમાંથી મને શી રીતે મળશે, તેની મને કાંઈ સમજણ પડી નહી. હું મોટા અંદેશામાં હતો તેવામાં તે ઘરડો આદમી પોકારીને બોલવા લાગ્યો, "અરે જુવાન પુરૂષ, તું એટલો વીચારમાં શા માટે પડયો! તું કાલે સહવારે ઉઠીને ખેતરમાં જજે અને ત્યાં જો તને રસ્તો માલમ ન પડે તો મને કહેજે. અને પક્કી ખાતરી છે કે તું ત્યાં જઈ ધ્યાન રાખીને ચારે તરફ નજર કરીશ, તો બેશક તને રસ્તો મળ્યા વગર રહેશે નહી."

પછી બીજે દીવસે ગોટે પરોઢીએ ઉઠીને ખેતરમાં ગયો અને બધી વસ્તુઓ તરફ ધ્યાન રાખીને જોયું, પણ તે રસ્તો મળ્યો નહી. કોઈએ જવાબ દીધો નહી; તેમજ કોઈની નજર મારા ઉપર પડી નહી; તેથી હું નીરાશ થઈ પાછો ઘેર આવ્યો, ત્યારે તે ઘરડા માણસે મને પુછ્યું કે તમે ખેતરમાં શું શું જોયું તે મને કહો? ત્યારે મેં જવાબ દીધો કેઃ—

"મીઠાં અને ખુશબોદાર ફુલોમાંથી નીર્મળ પાણીનો એક ઝરો વહેતો હતો તે મેં દીઠો. મને એવું લાગ્યું કે તે એક મધુર ગીત ગાય છે. મેં ધ્યાન રાખીને તેનો મધુર અવાજ સાંભળ્યો, પણ મારી સાથે વાતચીત કરવાની તેનામાં મુદલ શકતી ન હોતી કે હું તેને પુછું જે ભાઈ સુખી થવાનો રસ્તો ક્યાં છે? જુદાં જુદાં પક્ષીઓને મેં ઉડતાં જોયાં. તેઓ મધુર સ્વરે ગાતાં હતાં, અને કેટલાંક તો પોતાનો માળો બાંધવા સારૂ પોતાનાં મોઢાંમાં કેટલીક વસ્તુઓ ઘાલીને લઈ જતાં હતાં. નીર્મળ અને ચળકતા પાણીના ઝરાઓમાં બટકો અને તેની માતા તરતાં હતાં. એક ઝાડની નીચે એક મરઘી પોતાનાં બચ્ચાંનું સેવન કરવા સારૂ બેઠેલી હતી. ઝાડોની ઉપર કરોળીઆઓ રૂપાંના જેવો ચળકતો અને ઝીણો તાર કાટવામાં રોકાયલા હતા. ઝાડની બીજી બાજુએ મેં એક ગોકળગાયને દીઠી. તે પોતાનાં કોટલાંમાંથી પોતાનું શીંગડાંવાળું માથું બહાર કહાડતી હતી; અને એકાએક પાછું માંહે ખેંચી લેતી હતી. મેં જુદે જુદે ઠેકાણે કીડીઓને કામે લાગેલી જોઈ. તેઓ પોતાના દરમાં અનાજ એકઠું કરતી હતી. ત્યાં મેં ઉદ્યોગી મધમાખને પણ દીઠી, અને જેમ કામથી છુટીને મજુરો પોતાનાં ઘર તરફ દોડે છે, તે પ્રમાણે તેઓ પોતાના મધપુડા તરફ દોડતી હતી. મેં એક કુતરાને દીઠો, તે મેંઢાંનાં ટોળાંની ચોકી કરતો હતો, ને મેંઢાંઓ નીર્ભયપણે ચરતાં હતાં અને આસપાસ કુદતાં હતાં. તેઓ સુખી હોય, એવું મને લાગ્યું. તે સઘળાંઓને મેં પુછ્યું કે સુખી થવાનો રસ્તો ક્યાં છે, પણ તેઓએ મને જવાબ દીધો નહી. મેં ઘણી વાર પોકારીને કહ્યું કે, ભાઈઓ, તમે મને સુખી થવાનો રસ્તો બતાવો, પણ તેનો પ્રત્યુત્તર મળ્યો નહી, માટે હું ત્યાંથી નાઉમેદ થઈ પાછો ઘેર આવ્યો. કાકા, તમે મને ફોકટ મેહેનત આપી."

આ ઉપરથી તે વૃદ્ધ પુરૂષ બોલ્યો કે, "શું તેં આ સર્વે વસ્તુઓ તરફ ધ્યાન રાખીને જોયું અને તે પરથી કાંઈ પણ બોધ મળ્યો નહી? તને પેલા ઝરાએ જણાવ્યું નહી કે હું આળસુ રહેવાને સરજેલો નથી, પણ નદીને જઈને મળવા માટે ઉતાવળ કરવી જોઈશે, કેમકે નદીની સાથે મહાસાગરને જઈ મળી શકાય. તેણે વળી એવું નહી જણાવ્યું કે ઝાડોને તથા ફુલોને પાણી પાઈને તાજાં કરવાથી તેને ઘણી ખુશી ઉપજે છે. વળી ફુલો તેનો ઉપકાર બતાવવાને ઝરાની ઉપર ચુંબન કરવાને વાંકાં વળેલાં શું તારી નજરે નહી પડ્યાં? વળી પક્ષીઓને પોતાના માળા બાંધતાં અને તેમનાં બચ્ચાંને વાસ્તે ખોરાક લઈ જતાં તેં દીઠાં, તે ઉપરથી તને એવું માલમ નહી પડ્યું કે બીજાંને સુખી કરવાં, એજ પોતાને સુખી થવાનો માર્ગ છે?

"જુવાન બતકો પોતાની માતા પાસેથી તરવાને પોતાનું શરીર ઉંડાં પાણીમાં સમતોલ રાખવા કેવાં શીખતાં હતાં! મરઘીનાં બચ્ચાં પોતાની માનો હુકમ માની તેની પાંખ હેઠલ કેવાં ભરાઈ બેઠેલાં હતાં તે ઉપરથી તને એવો બોધ નહી મળ્યો કે તારી મા નીત્ય તને જે શીખામણ આપે અને નીત્ય તારે વાસ્તે ઈશ્વરની પ્રાર્થના કરે તો તેની આજ્ઞા પ્રમાણે ચાલવું એમાંજ સુખ છે?

"કરોલીઆનો બારીક તાર બીજાઓ વારેવારે તોડી નાખતા હતા, તોપણ તે કાયર થયા વગર અને હીમત છોડયા વગર પાછું પોતાનું કામ ચલાવતો હતો. ગોકળગાય પોતાનાં ઘરનો બોજો પોતાની પીઠ ઉપર કેવી ખુશીથી રાખતી? અને કીડીઓ ચોમાસાંને વાસ્તે પોતાના દરમાં દાણો ભરી મુકવાને કેવી ખુશીથી મેહનત કરતી હતી. તેં દીઠું કે મધમાખ મીઠાં મધનું એક પણ ટીપું વ્યર્થ જવા દેતી નહી. એ સઘળાં ઉપરથી શું તને એવો બોધ નહી મળ્યો કે કરોલીઆની પેઠે નાઉમેદી છતાં ધીરજ રાખીને આ દુન્યામાં પોતાનું કામ કર્યા જવું, ગોકળગાયની પેઠે પોતાનાં ઘરનો બોજો પોતાની પીઠ ઉપર ખુશીથી ખમવો, કીડીઓની પેઠે કસર કરવી, અને મધમાખોની પેઠે ઉદ્યોગી થવું, અને જે દરેક વસ્તુ મળે તે ફોકટ નાખી દેવી નહી?

"ભરવાડનો કુતરો ગરીબ અને લાચાર મેંઢાઓની કેવી સંભાળ રાખતો હતો અને પોતાના ધણીનો હુકમ કેવી રીતે બજાવતો હતો, તે તેં દીઠું, તે ઉપરથી શું તને આવું માલમ નહી પડયું કે આ જગતમાં પોતાનું કામ અને પોતાની ફરજ બજાવ્યા જવું તેમાંજ સુખ છે. આ સઘળી ચેતવણીથી શું તને બોધ નહી મળ્યો? તેં જે જે પદાર્થો જોયા તે સઘળા તને શીખામણ આપતા હતા, અને બોધ દેતા હતા ત્યારે શું તું બેહરો થઈ ગયો હતો? શું ખેતરોએ પોતાના હાથ ઊંચા કરીને નહી જણાવ્યું કે ઉદ્યોગ એજ સુખ છે અને આળસુ રહેવાથી આપણે આખાં જગતના અને આપણા કીર્તારના ગુન્હેગાર થઇયે છીયે."

ઘરડા કાકાની આ બધી વાત મારાં મનમાં તીરની પેઠે લાગી. મેં મારૂં માથું નીચું નમાવ્યું, અને મારાં મોહને શરમીંદગી લાગવા માંડી, કારણ ખેતરોમાં જે મને ચેતવણી મળી તે હું મુર્ખ સમજ્યો નહી હતો અને જે શીખામણ મને પક્ષીઓએ અને ઝીણાં જનાવરોએ શીખવી તેથી હું બેવકુફ કેવળ અજાણ્યો હતો.

પણ આ ભલા અને ઘરડા માણસે મને સંતોષ ઉપજાવ્યો. હું તેની આપેલી શીખામણથી તેનો ઉપકારી થઈ પાડ માનું છું. તેની શીખામણના વચન મેં મારાં દીલમાં કોતરી રાખ્યા અને હવે મારી પકી ખાતરી થઈ કે આ ખેતરમાંથી જે બોધ આ ઘરડા માણસને મળ્યો હતો તે ઘણોજ ઉત્તમ ને અસરકારક હતો. મારા જાણવામાં સારી પેઠે આવ્યું કે સર્વ શક્તીવાન ઈશ્વરની મરજી પ્રમાણે વર્તવું એજ ખરૂં સુખ છે.

MISS G. J. PATEL.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં તા૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પી૦ માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું, ઉ.




## કીરદોલા શોહેરનું મોતી યાને સુંદર ફ્રેમોગ.

રચનાર મીસ મૈંરબાનુ કાવસજી દાવર

આ નાની પણ અસરકારક નોવેલ છપાઈ બાહેર પડી છે કીમત સાડા ચાર આના.

કરેનવાડી પારસી મજાહ અપીસ

---

## હાડવૈદ-સગજીયન ફકીરજી રતનજી L M & S

ડાકટરનું વાઢકાપનું સરવે નકારનું કામ કરવા સાથે હાડવૈદનું કામ અસલની દેશી તેમજ હાલના જમાનાની સુધરેલી કળા મુજબ ખાસ રીતે બજાવેછે

ઠેકાણું—બહારકોટ સર જમશેદજીનો અન હીરજીની પડા ૧મા તથા ૧૧ વકેશ્વરનાં દર બ નમ મેકી અમળ.

---

## તમામ ખોરદેહ અવસ્તા

જેમા અસેમ, યથા, પાચો ગેહે, બાવીપતેતો ની આફરીનગાન, પચીશ યશતો, બાજે, આફરગાનો આફ રીનો, સતોમ, ઘેહેશારનું મુકતાદના દહ ડાગો ઉપર પઢવાના દજવાનો તથા નીશે રોજની સેતાએશ દુવા નીરંગો, આશીરવાદો મોનાજાતો અને એ વ ગેરે સઘળા અવસ્તાનું મોહોટુ પુસતક જેના જેવું સંપુરણ, સફાઈદાર અને શુધ્ધ જોડણીનું પુસતક બીજે ઠેકાણેથી આજ સુધીમા કોઈ પણ પ્રગટ થયું નથી એ પુસતક મોટા જાડા અક્ષરમા છાપયુ છે, જેથી તે ઘણીજ સેહલાઈથી વચાઈ શકાય છે અને આંખ તાણવી પડતી નથી

કીમત—પુસતક એકના રૂપયા ચાર વધારે જાડા કાગજ પર છપાએલીના રૂપયા આઠ સહુથી સરસ જાડા કાગજ પર છાપેલીના રૂપયા પંદર પોસટેજ રૂ૪) વાલીનો રૂ૦ાા રૂ૮) વાલીનો રૂ૦ાાન્ન તથા રૂ૧૫) વાલીનો રૂ૦ાાા કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાથી મલશે

---

## છ આનાવાલી

ખોરદેહ અવસ્તા બાહેર પડી છે.

પોસટેજ એક આનો

કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાંથી મગાવી લેવી

---

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ



પીઆનો, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીઠરસ, મેનડોલ્વાયોલન, તથા જાતજાતના વાજીત્રો

મ્યુઝીક (ગાયન) ને લગતા નવા નવા ચોપાન્યા દરમેને અમારે ત્યા આવેછે

સઘલી તરાહના ફોટોગ્રાફ તથા ચીતારા માર્ફત કરીને ઘણી સરસ રીતે ફ્રેમમા જડવામા આવે છે

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ**

---

## સ્ત્રી મિત્રની ફાઇલો માટેના સુંદર પુઠાં.

સ્ત્રી મિત્ર ચોપાનીઆની ફાઈલો માટે ઘણા શોભાયમાન પુઠા ખાસ બનાવવામા આવ્યા છે જે ગ્રાહકોની ખાહેશ હોય તેઓએ આમા વરસના ચોપાનીઆ મોકલી આપવાથી તે બાંધી આપવામા આવશે એ પુઠા ઘણી સુંદર કારીગરીથી ખાસ બનાવેલા છે અને તે કંઈબી નફો લીધા વગર મુલ કીમતેજ ફકત લેવામા આવશે કીમત—પુઠા તથા બંધાઈ સાથે દરેક નંબરનો રૂ૨

---

તદન નવીજ ઢબની અને આજ સુધીમા બહાર નહી પડેલી

## ખોરદેહ અવસ્તા.

ગજવામા રહે એવી નાના કદની ચોપડી જેનું કદ આસરે લંબાઈમા ૪ાા ઇંચ તથા પોહળાઈમા ૨ાાા ઇંચ છે એ ચોપડી શોભાયમાન પુઠા સાથે એનજુકેશન પ્રેસમા ઘણી સરસ બંધાવી છે એ પુસતક ૬૧૦ સફાનું ઘણુ દલદાર બનેલા છતા સઘળેને ખરીદ કરવાને બની શકે માટે કીમત તેની ઘણીજ મજબુત બંધાઈ સાથે માત્ર આના બારની રાખી છે તથા તેનીજ રીતની બંધાઈ સાથની થોડી ગીલીત સાથની જેના પુઠા ઉપર ઘણું જરોસ્ત સાહેબની સુનેરી નીશાનીની સબી આપવામા આવી છે તેનો રૂ૧ ૫ શો પોસટેજ ૦)ન્ન

એ પુસ્તકમા અશેમ યથા, નીઆએશો ગેહે, પતેતો, નીરંગો, બાજે નમસકારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામા આવી છે

**કયસરે હિન્દ છાપાખાનામાથી મલશે**

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળિયું—જુલાઈ ૧૮૯૨.

સફે.







# સ્ત્રીમિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. જુલાઈ ૧૮૯૨. અંક ૫મો.




## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

## માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૩૨ મું.

### માફી.



મનચેરશાના આવ્યા પછી ત્રીજે દહાડે દીનબાઈના ઓરડામાં સર્વે જણ એકઠાં મળ્યાં. દરેકના ચેહરા ખુશાલ દીસતા હતા. ગુલ કોચપર બેસીને કાંઈ ભરતી હતી. જાલ, કે જે ગુલ ધારતી હતી તેમ તે દહાડે સહવારેજ પાછો ફર્યો હતો, તે તેણીની આગલ બેસીને વાંચતો હતો. ખોરશેદ તથા પીરોજા ચીતાર કરતાં હતાં, જેમાંની એક ધરું રાણીને કરતી હતી, જ્યારે બીજી તો વેલ્લીની કાની દીવાંથી ઉડી લાં જતી હતી. જાહંગી જેવણુ કાંઈ ચોપડી વાંચતાં હતાં અને દીનબાઈ જે-વણ ભરતાં હતાં, તેઓ બેઉ પીરોજાને એમ કરતાં જોઈ આંખોઓથી તેણી તરફ જોવા લાગાં.

"પીરોજા મારેથી ચીતાર થતો નથી." છેલ્લે સરવાલે ખોરશેદ બોલી. "તું જેવી ચબીત્રી છે તેજ માફક ટેબલનેબી શીલતીને તું ચબીત્રી કરે છે."

"એમ કાંય નહી બોલતી, કે એના મારી તરફનાં બેંચા-ણને લીધે તે દીસે છે! મને ઘણું અજબ લાગે છે કે હું તુંને ગમે તે કવીની કલ્પના શકતી આપું છું, તોબી તું તે લેતી નથી."

"પણુ પીરોજા હું શા ઉપર કવીતા જોડું, તારી ઉપર કે ટેબલપર? કારણુ કે હાલ તો આપણે તે બેજ ચીજો માટે વાત કરતાં હતાં, અને તમો બેઉમાં કાંઈ કવીતા જોડવા જેવું હું જોઈ શકતી નથી."

"મારી અંદરથી નહી. ખરા?" પીરોજાએ પક્કાઈથી તે-ણીની આગલ પોતાનું મોહું લઈ જઈને કહ્યું. "જો તારામાં કવીની કાંઇ થોડી પણુ કલ્પના શકતી હતે તો મારા ચેહરા-માંબી તું કવીતા જોઈ શકતે."

જોયું તે ચીતારાએ પુતલાં તરફ,
થયો તે અજાએબીમાં તદન ગરક,
કારણ પકડયો હતો તેણે માણસાઇ અવતાર,
નહી હતો તેના સ્વરૂપનો કાંઇ પાર.
થંડ પથર દીલ તેનું તે થયું ગરમ,
જાણે પડયું હોય તે પર સજીવન સુરજ કીરણ,
વલી હતું તેનાં મોહડાંપર એવું હસતું ખુશાલ,
કે નહી ચતુર કારીગરથી કરી શકે તે મીશાલ.

"સાંભલ્યું ખોરશેદ તુંને એમ બોલતું જોઈતું હતું. જોયું હું મારા પોતાના ચેહરાપરજ કવીતા જોડી શકું છું."

"તારા પોતાનાં ચેહરાપર કવીતા! કાંએ પીરોજા. હું તો એમ ધારતી હતી કે તું કોઈ બીજાની જોડેલી કવીતા બો-લતી હશે. હું ખરેખરજ તારી પાસ માફ માંગું છું. મને નહી ખબર હતી કે તારામાં આટીબી ઊંચી શકતી હશે."

"અને આ છેલ્લી ઘડી વેર મને પણ ખબર ન હતી, પણ ખોરશેદ, તું પોતે જો કવી નહી બની શકે તો કોઈની તફરાભથી કરીને કાંય નહી તારી તરીકે થોકી બેસાડતી, પણ તું જો કોશેશ કરે તો તારેથીબી લખાઈ શકાય જો. જરા તારી આસપાસની થોડી ચીજો તરફ જો. પછી તેની ખુબી-ઓનો તારા મનમાં વીચાર કર, અને તેને એક કવીતાનાં આકારમાં મુકી દે. કેમ ખોરશેદ, આએ વીચાર મજેનો અને નવો નથી?"

"એટલો તો નવો છે" તેની બેહને હસીને કહ્યું, "કે જો આપણે તે જાંહગીરપર લખીને મોકલીએ તો તે તેમાંથી ગ્રીક અથવા લેટીન કવીતા જોડી કહાડે. તે મારી અંગ્રેજી કવીતા કરતાં કેટલી ભપકાભરી લાગે. પીરોજા, તેં તારા ચેલા વીચારથી મમાને એટલાં તો અજબ કીધાં છે કે તેવણે પો-તાનું ભરવાનુંબી મુકી દીધું છે."

"હું એટલી તો ખુશી થઈ છેઉં કે મને બીજાં લોકોનેબી મારા જેવાંજ આલસુ કરવા ગમે છે."

"જવાન બાનુ, દરેક ચીજની હદ હોય છે," દીનબાઈ અરધાં ગંભીર અને અરધાં પીરોજાના જેવા ખુશાલ અવાજે બોલ્યાં. "મને તો એમ લાગે છે કે તમે એક કામ છોડીને બીજું કરોછ તે માટે તમારૂં પોતાનુંજ હૈયું દંખે છે."

"હા, પણ મમાની જ્યાં સુધી ચીતાર પાડવા માટે મને ઉસકેરણી થાય નહી, ત્યાં સુધી તે કામે ચોબવું જોઈયે. કવીતા બાઇ કાંઈ હમેશાં મુલાકાત આપવા આવતાં નથી અને જ્યારે આવે છે, ત્યારે મને તો ઘણી ખુશાલી લાગે છે."

"તારે તો મને બીક છે પીરોજા, કે તું મને ઘણાં સપ્ત દીક્નની ધારશે; ગમે તેવી તે મુલાકાતો ખુશાલીભરી હોય તો પણ મારે તેને ઝાઝું ઉત્તેજણ આપવું જોઈયે નહી. જો તું એમજ ધારતી હોય કે જે ચીજનો સોખ થઈ આવે ત્યારેજ તે કરવી, તો મારા ધારવા પ્રમાણે તું કદી તારી જીંદગીમાં એકબી ગંભીર વીચાર કરી શકે નહી. તું કદાચ મારા વીચારને હસી કહાડશે, પણ પીરોજા, તારી આ ઉમરે તુંને તારા પોતાપર કાબુ રાખવા શીખવું જોઈયે. હવે તું મોટી થઈ ત્યારે તુંને તારામાં થોડું ઘણું ખોરશીદનું મક્કમ મન ઉમેરવું જોઈયે. ચાલ દીકરી, હવે છેક આવું દલગીર અને ગંભીર મોહું ના કર. હું તારો ખુશાલ ખવાસ દુર કરવા નથી માંગતી. સાચું તે માટે તું મને વધારે વાહાલી છે, પણ જેમ હું તારી પાસ તારી દલગીરીભરી લાગણીપર કાબુ રખાવા માંગું છું, તેમજ ખુશાલ લાગણીપરબી રખાવા માંગું છું."

પીરોજા થોડીક પલો સુધી તદન ચુપ બેસી રહી. તેણી એકેદમ એટલી તો ખુશાલીમાં આવી ગઈ હતી કે જે વેલાએ આપણુને આપણી લાગણીઓપર કાબુ રાખવાનું ઘણું મુસકેલ થઈ પડે છે, અને તે અટકાવવાની કોઇએ જરાક પણ કીધેલી કોશેશ આપણને સખ્ત અને નીરદય લાગે છે, તે વેલાએ આંખમાં આંસુ આવે છે. પીરોજા કાંઈ તદન ખામી વગરની ન હતી કે આવી લાગણીઓને દુર કરી શકે, જો કે તેમ થવાનું કારણ આપનાર તે માતા હતી, કે જેને તેણી ઘણાં વાહલથી ચાહતી હતી, તોપણ તેણીએ પોતાપર કાબુ રાખી તેમ થવા દીધું નહી. થોડીક પલની સખ્ત મેહનત પછી તેણીએ પોતાનાં મનને શાંત કીધું અને એક ઘણી પ્યારભરી કોટી કરી તેણીની માતાએ જે કાંઈ કહ્યું હતું તે પર ગંભીરતાથી વીચાર કરવાને કબુલાત આપી અને પાછી અગાઉની માફકજ ખુશાલ દીસવા લાગી.

"મમા, મેં મારા હરોઈંગમાં એટલી બધી તો ભુલો કીધીછ, કે હું નહી ધારતી કે તે મારેથી આજે બરાબર થઈ શકશે. જો મને તમારી સાથે સીવવા દેવો, હું ઘણીજ સંભાળથી સીવશ અને તમારા જેવુંજ સફાઈદાર રાખશ અને વલી સીવતાં સીવતાં મારેથી વાતબી થઈ શકશે."

દીનબાઈએ કબુલ કીધું અને હસીને બોલ્યાં કે તેણીએ ગમે તેટલી વાત કરવી. તેવણનાં આ હસવામાં કાંઈ એવું સમાયલું હતું કે જેથી પીરોજાનું હૈયું ખુશાલીથી ધપકવા લાગ્યું અને તેણી સમજી ગઈ કે કાંઈ છુપી શક્તીથી તેણીના માતા તેણીનાં મનના વીચારો અને લાગણી તથા જુસ્સાઓ પામી ગયાં હતાં.

"જાલ, એ તું શું વાંચવામાં એટલો બધો ગુંટાયો છે! મુસાફરીની બાબદો વાંચે છે! જે ઊંડા ધ્યાનથી તું આ બાબદ વાંચે છે તે પરથી હું તો એમજ સમજી કે તું કાંઈ વધારે ઊંડી બાબદ વાંચતો હશે."

"હા, પણ તેવી ચીજો વાંચું તેવી હાલતમાં નથી." તે ધીમેથી હસીને બોલ્યો.

"તુંને ખબર છે જાલ કે મેંબી એક વખત આવી ચોપડી વાંચી હતી, અને તે શું કામ? ફક્ત એટલાજ વાસ્તે કે મારો એક ખુબસુરત માસીનો છોકરો એવી બાબદમાં ઘણી મઝાહ લે છે. આ ચોપડી વાંચ્યા પછી મારો ઘણેબી વીચાર થયો કે હુંબી છોકરાનો પોશાક પેહડી તારી પછવાડે આવું. બધાંમાં એમ કીધાથી મારી એવી તો વાખવાણી થતે! પણ પછી મને વીચાર આવ્યો કે હું એમ કરૂં તો મમા પપાને ઘણું ગમે નહી. જાલ, તું શું એમ નથી ધારતો કે હુંબી તે પોશાકમાં એક ઘણાજ ખુબસુરત છોકરા જેવી લાગતે."

"એટલી તો ખુબસુરત," તે હસીને બોલ્યો કે "મને બીહક છે કે ઘણો વખત સુધી તું તે પોશાકમાં છુપી રહી શકે નહી, મુખ્ય કરીને તારા આવા વીટવાલા બાલ સાથે."

"મારી વાહલી પીરોજા, તું આજે એટલા બધા ખુશ મીજાજમાં કેમ છે." ગુલે કહ્યું. "ગયે અઠવાડયે તું એટલી દલગીર હતી અને હમણા છેલ્લા ત્રણ દહાડા થયા તો——"

"એટલી તો ઘેલી ગાંડી બની ગેઈ છું કે તુંને બીહઘરાવ્યા કરૂં છું. હા પણ જો તુંને તેનું કારણ——ખબર હતે."

"પીરોજા, એને હવે તલવલાવ્યા ના કર, કહી દે." દીનબાઈ એવા દેખાવથી બોલ્યાં કે પીરોજા તરત તે સમજી ગેઈ. "પરમ દહાડે તોફાનમાં શું શું બનાવો બન્યા તેનું તારી કવીની કલપના શકતીથી જેટલું લંબાણથી બ્યાન થાય તેટલું કર. તું કોઈને બીહક લાગે તેવી રીતે સહરાવીને કરશે નહી તો કોઈ તારી વચમાં તાપસી પુરશે નહી."

જાલ પોતાની બેહન આગલ બેઠો હતો ત્યાંથી ઉઠી ગયો અને પીરોજાએ તરતજ ત્યાં બેસીને તોફાન તથા તેમાંથી થયલા છુટકારાની ઘણાં ટકા ચહડાવીને વાત શરૂ કીધી, પણ તેણીએ એવી તો ચાલાકીથી દરેક જણનાં નામ છુપાવ્યાં કે તેમાંથી બચનાર તથા બચાવનાર કોણ હતું તે જરા પણ માલમ પડયું નહી. ગુલ આ વાતમાં એટલી તો ગુંતાઇ ગઇ કે પીરોજાની ખુશાલીને આ બનાવ સાથે શું લાગતું વલગતું હતું તે વીશેનો સવાલ પુછવા માંગતી હતી તે પણ ભુલી ગેઈ.

"તુ એમ તો નહી કહેવા માંગતી કે તેને તેના પોતાના બાપને બચાવ્યો હતો?" જ્યારે પીરોજા દમ લેવા એક પલ થોભી ત્યારે તેણીએ પુછયું, "તારી વાત, એવી તો કંઠા જેવી છે પીરોજા, કે હું જાણતી નહી કે તે કેમ માનું."

"તું ફક્ત એટલુંજ વીચાર કરની કે જ્યારે તે જવાન પેહલવાને તે કુટુંબના ધણી તથા બાપને પાછો આપ્યો હશે ત્યારે તેની લાગણીમાં કેટલો ફેરફાર થયો હશે."

"નહી પીરોજા, તું જેવી રીતે તેનું વર્ણન કરે છે તે પરથી તો હું કાંઈ તેનો ખ્યાલ કરી શકતી નથી."

"હું જાણતી નહી ગુલ, પણ હું ધારૂંછ કે હું તો તેનો ખ્યાલ કરી શકુંછ! તારે ગમે તો તું તારૂં માથું ધુંણાવ, અને ડાહી દેખા, પણ હું તો તુંને તે આસ્તે આસ્તે સાબેત કરી આપશ, પણ તું મારા પેહલવાન વીશે શું ધારે છે?"

"કે મને તેની સાથે ઓળખાણ કરવા ગમે છે, અને તું જેટલા ઈચ્છે તેટલી તેની વખાણ કરવા ગમે છે, પણ તુંને આએ બધું કોણે કહ્યું?"

"તેમાંનાં એક મુખ્ય ભાગ લેનારે."

"શું! ત્યાં કોઈને મોકલાવીને પુછાવી પુછાવી મંગાવ્યું કે?"

"નહી" પીરોજાએ હસીને જવાબ દીધો; "ફરીથી પારખ!"

"એક માછીમારે કહ્યું."

"નહી."

"તેમાંથી બચેલા મારાં માસીનાં ઓળખાણનાં એક ખલાસીએ!"

"ફરીથી ખોટું, ગુલ."

"ત્યારે તો પીરોજા, હું વધારે પારખી નહી શકતી, તેથી કહી દે."

"ગુલ તું ઘણી મુરખ છે; શું તે વખતે મેહરજીભાઈ અને જાલ બેઉ——માં નહી હતાં? તેં તેઓનો કેમ નહી વીચાર કીધો? પણ મને કાંઈ તેઓ તરફથી ખબર નથી પડી."

"જાલ!" ગુલ બોલી ઉઠી, "શું તેને કાંઈ એ વીશેની ખબર હતી?"

"કોઈથી બીજાંના કરતાં વધારે, વાહલી ગુલ;" દીનબાઈએ સાવચેતીથી પણ માયાથી જવાબ દીધો. પીરોજાએ જે બધું કહ્યું તે અને તે દીવસની સહવારની મારી ખુશાલીનાં વીચારને એકઠો કર અને હું ધારૂંછ કે બાકીનો ભાગ તું પોતેજ સમજશે."

"મુખ્ય કરીને આએ પુરાવા સાથે" પીરોજા જાલનાં માથાંપર એવી રીતે હાથ મુકીને બોલી કે ગુલ તેના માથાંપરનો જખમ તરત જોઈ શકી. તેણી તરત સમજી ગઈ અને પોતાનાં ભાઈને વલગી પડી. જાલે તેને થંડી પાડવાની કોશેશ કીધી, પણ તેણીથી થોભાયું નહી અને તેણીની આંખમાંથી એકદમ આંસુઓ પડયાં.

"આંસુઓ! મારી નાની ગુલ! મને તો બા હસતા ચેહરાનો આવકાર જોઈયે" ગુલને કોઇનો ધાહરો અવાજ સંભળાયો. અને તરતજ તેનાં માસાએ તેણીને એક બાપના જેવા પ્યારથી કોટી કીધી.

"જાલ?" ફક્ત એજ બોલ તેણી બોલી શકી.

"મારી ગુલ તું કાંઈ તેને વાસ્તે ફીકર ના કર. ખરો પસ્તાવો અને મજબુત મન એજ ફક્ત સુધારાની નીશાની તરીકે હું માગુંછ અને જો ભવીષની ચાલ તે પુરવાર કરશે તો તેની આગલી ભુલો માફ કરવામાં આવશે."

"અને—અને"

"મારી દીકરી, તું શું બોલવા માંગેછ તે બધું હું સમજું છ. મેં આગલ એમજ ધારયું હતું કે તારૂં પાપ કદીબી માફ નહી થઈ શકાય તેવું હતું, પણ જો હું હમણા એમબી ઈછતો હોઉં કે તું તે લાલચની સામે થઈ શકતે તોબી તેં તે માટે પુરતું ખમ્યું છે, અને હવે તો આપણે જાણે કાંઈ બનયુંજ નહી હોય તેમ સઘલું ભુલી જવું જોઈયે."

થોડા વખતમાં ગુલ શાંત થઈ અને તેણીનો ભય એટલો તો જતો રહયો કે જાણે સ્વપનો જોતી હોય તેમ તેણીને લાગ્યું. તેણી વીચાર કરવા લાગી કે જે સખત મનનાં તથા ઘાતકી સ્વભાવના અને જવાનોની ભુલ તરફ દયા વગર જોનાર સગા માટે તેણી ખ્યાલ કરતી હતી. તે તેવણજ હતા કે જેવણ તેણીના કોચ આગલ ખુરસી લાવીને બેઠા અને પ્યારથી તેણીનો હાથ પોતાના હાથમાં લઈ તેણીને રમુજ આપવાની વાતો કરતા હતા. પોતાની ભાણેજની મન તેમજ તનની શક્તીમાં આટલો બધો ફેરફાર જોઈ મનચેરશાહને ઘણું લાગ્યું. હમેશાં જવાન માણસોનાં દુઃખોમાં એવુંજ કાંઈ લાગણી ઉશ્કેરનારૂં જોવામાં આવે છે, પણ જે કારણોથી તેણીને ખમવું પડયું હતું તેથી તેણી બીજાઓની દીલસોજીને વધારે લાયકની થઈ પડી હતી. તેણીનાં માથાંપરના બાલનો ભારો સઘલો કપાવી નાખેલો હોવાથી તેણી હતી તે કરતાં વધારે જવાન દીસતી હતી, તથા તેણીનાં મોહડાંની ચામડીનો રંગ પણ એટલો ખુલો થઈ ગયો હતો, કે તેણીની બલુ નેસો પ્રગટ દીસતી હતી. ખરૂં પુછાવો તો ગુલમાં એટલો તો ફેરફાર થઈ ગયો હતો, કે તેણી અગાઉ કરતાં હાલ ઘણીજ ખુબસુરત તેમજ ખેંચાણ કરનારી લાગતી હતી.

ગુલની માગણીથી દીનબાઈ તેણી આગલ ધર્મને લગતી ચોપડીઓ વાંચતાં હતાં, તોપણ તેવણ થોડા વખતમાં જોઈ શક્યાં કે તેણી બધાં સાથે નીચે આવી બંદગી કરવાને બીહતી હતી. અહીં ફરીથી એક વેલા ગુલનો ચોક્કસ ખવાસ તેવણ જોઈ શક્યાં કે જે વીશે તેવણને આગલ જરાક પણ વીચાર હતો નહી. તેણીને હમેશ પોતાની લાગણીઓને એટલી તો સફાઈથી છુપી રાખવાની ટેવ હતી, કે દીનબાઈ બીહક રાખતાં હતાં કે તેવણની ગમે એટલી ઈચ્છા છતાં ગુલને હજુર તેવણ સાથે ખુલાં દીલથી વાત કરવાને મુશકેલી લાગશે. તોપણ તે રાતે તેણીએ તેવણ આગલ ખુલાં દીલથી જે વાત કીધી હતી, તેથી તેવણને જરા આશા આવી. જ્યારે તેવણ તેણી આગલ વાંચી રહયાં, ત્યારે તેણીએ લગભગ પીરોજાના જેટલા વીશ્વાસથી વાત કીધી અને તેણી બોલીઃ—

"મારાં વહાલાં માસી, હું આજે એટલી બધી તો સુખી છેઉં કે મને બીહક છે કે જે બન્યું છે તે માટે હું પુરતો વીચાર કરતી નથી. હું મારા માસાથી એટલી તો બીહતી હતી—તેવણ જાલને શું શીક્ષા કરશે તેનો મને એટલો તો ભય હતો—કે તમારી માયાભરી મેહરબાની પણ મારાં મનનો તે બોજો દૂર કરી શકતી ન હતી, અને જ્યારે તે બીહક હવે

પાયા વગરની માલમ પડી છે, અને જ્યારે હવે તેવણ અમારી પર એટલી બધી માયા અને મેહેરબાની રાખે છે, ત્યારે મને બીહક લાગે છે કે હું ખોદા કરતાં માસાના ગુસ્સાથી વધારે બીહતી હતી. મારૂં પાપ તેની નજરમાં તો તેવુંજ રહેશે, તો જોકે મનચેરશાહ માસા અને તમે તો મને માફ કીધું છે. અને—અને—મને એવું લાગેછ કે જેવી હું હમણાં સુખી છેઊં તેમ મને થવું જોઈયે નહી."

"ખરેખર મારી ગુલ, હું ધારૂંછ કે તું તેમ થાય તેમાં કાંઈ હરકત નથી. આપણો આકાશી બાપ માણસજાત કરતાં વધારે માયાલુ છે અને તે તો કેદહાડનું મેહરજીભાઈ માસ્તરે તારી સાથે લાંબી વાત કરીને પુરવાર કરી આપ્યું છે. તેના પવીત્ર ફરમાનોથી આપણે જાણીયે છીયે કે જે ચીજ તે માંગે છે તે ફકત આપણી તરફનો ખરો પસતાવો તથા આપણું તેને માટેનું સત એકીન છે. ગુલ, હું તો માનું છું કે મેં તુંને માફ કીધી તે આગમજ તેણે તુંને માફ કરી હશે, કારણ કે તેણે તો તારૂં આખું દીલ વાંચ્યું હશે અને તારી ચુપકીદીનાં કારણો જોઈ લીધાં હશે, જ્યારે હું તો બાહરના દેખાવથી તે કારણો શું હતાં તે પારખી પણ શકી ન હતી. જે થોડું ઘણું તુંને ખમવું પડયું છે, તે મને તો લાગેછ કે એટલાજ માટે કે તું જોઈ શકે કે ગમે એટલાં કારણો મળ્યા છતાં કીધેલાં પાપોનાં પણ પરીણામ સારાં આવતાં નથી. તારા સુખી તથા દુઃખી વીચારમાં ફકત તેનોજ વીચાર કર, અને મારી ગુલ, ખરૂં માનજે કે જેમ જેમ તું વધારે સુખી થતી જશે, તેમ તેમ તું તેનીપર વધારે એકીન રાખતાં શીખશે."

ગુલે સઘળું ઘણી આતુરતાથી સમજ્યું, અને તેણીને લાગ્યું કે જે થોડા ઘણા શકો તેણીનાં મગજપર હતા, તે આસ્તે આસ્તે દુર થતા હતા.

"ત્યારે શું દીનબાઈ માસી, તમે એમ નથી ધારતાં કે આટલો વખત સુધી ખોદાની બંદગી નહી કરવાથી તેને મને નીવારપાટો આપ્યો હશે? એ વીચારથી હું હમેશાં દુઃખી થતી હતી કે મારૂં પાપ માફ નહી થઇ શકે તેવું હોવાથીજ ખોદાએ મને એમ અશક્ત કરી નાખી હશે. તમે મને પુરી માફ કેરયા પછી અને મારાં માતાને મેં આપેલું વચન ભુલ ભરેલું હતું એમ પુરવાર કરયા પછી પણ મને બંદગી કરતાં મુશકેલી તથા દુઃખ ઉપજતું હતું."

"ગુલ એવું અશક્તપણું ઘણુંખરૂં તનનાં દુઃખથી થતું હોવાથી તેનીપર ઝાઝો વીચાર કરવો નહી જોઈયે. આપણી એકલી ફરજ એ છે કે બનતાં સુધી કાંઇબી કામ ખંતથી કરવું અને તે આકાશી બાપમાં પુરતો વીશ્વાસ મુકવો, કે જેથી કરીને તે આપણું દુઃખ મટાડે, આપણી બંદગીઓમાંથી આપણે દીલાસો મલે. અલબત મેહરજીભાઇ માસ્તરે તારી સાથે સખ્ત ચાલ (તેવણ કેહતા હતા કે તારી ચુપકીદીનું જરાકબી કારણ તેવણ જાણુતે તો કદીબી તેવી રીતે વર્તતે નહી) ચલાવી હતી, તેથીજ તારી માંદગીની આગમજ તું બંદગી કરવાને ખુદરતી અશકત થઈ પડી હતી. તું મારી ગરીબ દીકરી, તારી લાગણીઓ અને ફરજોનાં વીચારમાં એટલી તો દબાઈ ગઇ હતી, કે બીજાનો વીચાર કરી શકી નહી હતી. હવે તારી માંદગી પછીનું જે અશકતપણું છે. તે ફકત તારાં તનનાં દુઃખનું છે. જ્યારે તારાં મગજમાં જોર તથા શાંતી આવશે ત્યારે તુંને હમણાં જે જે સુખો મલે છે તેનો ખરો ગુણ જાણી શકશે. કોશેશ કર અને તારી ગમે એવી લાગણીઓ છતાં ખોદાપર વીશ્વાસ મુક તથા જ્યારે પુરતા વીશ્વાસથી તેની બંદગી કરે ત્યારે હુલકાઈ ના જા અને જ્યારે તેમ નહી બની શકે, ત્યારે તદન નાસીપાસ થઈ ના જા. મને તો લાગે છે કે એવી બાબદમાં આપણા તનના દુઃખનું વધારે કારણ હોય છે, તેથી આપણે જો તેનો ને તેનોજ વીચાર કરયા કરીએ તો વધારે દુઃખી થઈયે.

દીનબાઈ જ્યારેબી દરેક ચીજ સમજાવતાં હતાં, ત્યારે એટલી તો આતુરતાથી બોલતાં હતાં કે તેવણનાં સાંભલનારાં પર તેની અસર થયા વીના રહે નહી. ખરેખર તેજ બચ્ચાં સુખી કેહેવાય કે જેને બાળપણમાં એવા સારા સલાહકારો મલે. શું કામ એક સ્ત્રી પોતાને બારેના લોકોના હલકા વીચારો દુર કરાવી પોતાને આવી જાતના બુલંદ કામો માટે લાયક કરવાને કોશેશ કરે છે? જો એક પારસી બાનુએ ખરી ધણીયાણી અને ખરી માતા થયું હોય તો તેણીએ આપણી વાર્તાની નાયકણ દીનબાઈને પગલે ચાલવું જોઈયે.

મનચેરશાહ આવ્યાને એક પખવાડયું થયા પછી ગુલ નીચે જઈ વાંચવા લખવાને શક્તીવાન થઈ. તેણી આટલા બધા મહીના પછી પોતાનો અભ્યાસ વધારવાને એટલી બધી તો ઈંતેજાર હતી, કે જ્યારે તેણીને પોતાનો અભ્યાસ કરતાં મુશકેલાઈ લાગી, ત્યારે ઘણું દુઃખ ઉપજ્યું. તોપણ તેણી કોઈની આગલ ફરયાદ કરતી ન હતી અને બનતાં સુધી પોતાની લાગણીઓ કાબુમાં રાખી જે ઇછિતી હતી, તે મેળવવાની ખંતથી કોશેશ કરતી હતી અને તેણી છેરે તેમાં ફતેહમંદ નીવડી.

જો દીનબાઈને પોતાના ધણી માટેની જાહેર લાગણી જાણવાની જરાબી ખાહેશ હોય તો તે આ વેલાએ પુરી પડી હતી. એક વેલાએ તેવણની બચવાની વાત સઘલે ખબર પડયા પછી તેવણ પર તરેહવાર જાતનાં મુબારકબાદીનાં કાગજો આવવા લાગ્યાં, અને જમશેદજી શરાફ તો પંચગની સુધી તેવણને મુબારકબાદી આપવા આવ્યા. પણ જાલ લોકોની વખાણથી એટલો તો બીહતો હતો કે હમેશાં કોઈ આવે ત્યારે નાહસભાગમાં પડતો હતો. મનચેરશાહ તેની આ લાગણી જોઈને ખુશી થતા હતા અને તેથીજ જ્યારે તેવણ પોતાના છોકરાઓને પુને મલવા ગયા, ત્યારે તેને સાથે લઈ ગયા નહી. જાંહગીરે જાલપર તે માટે ઠપકાનું એક કાગજ લખ્યું, અને હોમીએ ખોદાનો ઉપકાર માન્યો કે તેણે તેના બાપને બચાવ્યો તથા જાલ તેવણનાં બચાવનું કારણ થઈ પડયો. દીનબાઈ તથા મનચેરશાહની મરજી એવી હતી કે તેઓનાં કુટુંબનાં સર્વે પાછાં એકઠાં મળે, જેથી "ઈસ્તર" ના તેહવારોની છુટી પર છોકરાઓએ તેઓને આવીને મલવાની કબુલાત

આપી, અને પીરોજા તથા ઘરમાંનાં બીજાંઓ તેઓની ઈંતેજારીથી રાહ જોતાં હતાં.

થોડા દીવસ પછી એક દીવસે જ્યારે સઘળાંઓ બેસી વાત કરતાં હતાં તેટલાં જાલ ત્યાં આવી લાગ્યો અને બોલ્યો, "મને તમુને કાંઈ ઘણી અગતની ખબર કહેવાની છે"— આટલું બોલી તે અચકી ગયો અને થોડોક વખત સુધી દીનબાઈનાં મોહડાં પરથી ગુલનાં મોહડાં પર અને ગુલનાં મોહડાં પરથી દીનબાઈનાં મોહડાં પર જોયા કીધું.

દીનબાઈ તેના દેખાવ ઉપરથી તરત ચેતી ગયાં અને બોલ્યાં, "જાલ, તું તે ખબર, અમુને હમણાં કહી દે. ગુલ તારાં ભત્રીપને માટે એટલી તો કાળજી રાખે છે કે હું નહી ધારતી કે તે તુંને તારા અભ્યાસમાં ખલલ કરી અહીં લાંબો વખત સુધી રહેવા દે. શું તારૂં પાછું જવાનું નક્કી થયું છે?"

"હા, માસી, માસાએ મારા માસ્તર પર કાગજ લખ્યું હતું તેનો અંતે જવાબ આવ્યો છે, માસા બહાર ગયા હતા ત્યારનું તે કાગજ એવણુની ટેબલ પર આવીને પડયું હતું અને તે એવણુ કયારે આવીને વાંચે તે માટે હું ઈતેજાર હતો, પણ હવે તો સઘળું ઠીકજ થયુ છે. મારા મેહરબાન માસ્તર ધારે છે કે વેલાત જઈ મારો અભ્યાસ પાછો ચાલુ કરવામાં સારૂંજ થશે, અને એક વખત કીધેલી ભુલોથી થયલી શીક્ષાના વીચારથી હુ ફરીથી તેવી ભુલો કરીશ નહી. હુ ધારૂં છું કે માસાજી વચમાં પડવાથીજ એમ થયું હશે, અને હું તેવણુ માટે એટલો ઉપકારી અને ખુશી છેઉં !"

"ઓ ઘાતકી જંગલી ! અમુને છોડી જવાને સારૂ તું ખુશી છે !" પીરોજાએ બીજાંઓની દલગીરી દુર કરવા સારૂ હસીને કહયું. ગુલે પોતાના ભાઈ તરફ એક બે મીનીટ સુધી આતુરતાથી જોયું અને પછી પોતાનું મોહડું ફેરવી નાખ્યું. તે વેલાએ તેણીની આંખમાં આંસુઓ જણાતાં હતાં. જાલે તરત તેણીની આગલ જઈ તેણીની ગરદન આસપાસ હાથ વીંટાલ્યા અને ઘણા પ્યાર ભર્યા બોલો કહ્યા, તથા તેણીની ખાતરી કીધી કે એક મહીનેઃ સુધી તો તે તેણીને છોડી જવાનો નથી. આથી ગુલના જીવને જરાક ઠંડક વલી, અને નજદીક એક કલાક સુધી તેણી શાંત બેસી રહી, કે જેમ હમેશાં પોતાના જીવને નીરાંત વાલવા કરતી હતી. ત્યાર પછી તેણીએ બધાંની મજાહમાં ભાગ લીધો.

ઈસતરની રજાને લીધે ગોઠવણુ કરયા મુજબ છોકરાઓ ઘેર આવ્યા અને ફરીથી એક વેલા આખું કુટુંબ સાથે મલ્યું. દરેક જણુનાં દીલમાંની દલગીરી હવે દુર થઈ હતી અને સઘલાંઓ હરી ખુશીથી સાથે મજાહ કરતાં હતાં. જાંહગીર જાલને આવો મોટો થયલો જોઈને ઘણોજ રમુજી રીતે અજબ થઈ ગયો.

પણુ આએ છુટીના દીવસો ઘણા જલદીથી પસાર થવા લાગ્યા અને પીરોજા ઈચ્છવા લાગી કે દહાડાનાં બારને બદલે ચોવીસ કલાક હતે તો કેવું સારૂં. રૂતુબી મજાહની હોવાથી તેઓની મજાહમાં વધારો થયો, અને ગુલની તબીએતમાંબી ઘણો સારો ફેરફાર થયો. તેણી હવે અવારનવાર બાગમાં પણુ ફરવા જવા લાગી. જાંહગીર અને હોમી બીજા સોમવારે કાલેજમાં જવાના હતા અને તેથી તેની અગાઊનાં સનવારે તેઓએ મેજબાની કરવા જવાને નક્કી કીધું. ફક્ત તેઓને દલગીરી એટલીજ લાગી કે ગુલ તેઓ સાથે જવાની નહી હતી. હવે તેણી આગલ કોણુને રાખવું તે માટે જરાક તકરાર ઉઠી. જાલે બોંહસ કીધી કે તેને તેણી આગલ રહેવાનો હક હતો અને તેથી તેને રાખવાનું નક્કી થયું.

"હુ ઈચ્છુંચ વાહલા જાંહગીર, કે તમે બોંહસ કરી જાલને તમારી સાથે લઈ જાવો." ગુલ કાલાવાલા કરતી હોય તેમ બોલી. તેણી જાણુતી હતી કે ત્યાં કોઈ હતું નહી, પણુ હોમી દુરની એક ટેબલપર બેસીને વાંચતો હતો.

"હુ ઈચ્છુંચ વાહલી ગુલ કે તુંબી અમારી સાથે આવે." તેણે તેણીનાંજ જેવા સાહદે કહ્યું.

પણુ જ્યારે હું નહી જઇ શકતી, ત્યારે તેને તો લઈ જાવો જ્યારેબી હું કાંઈ ચીજમાં મજાહ નહી મેલવી શકતી ત્યારે મારા કરતાં તેને વધારે દુઃખ લાગે છે, ને વલી આવા સરસ દહાડે તેને મારી પાસે ત્રણુ ચાર કલાક બેસાડી રાખી તેની ઘોડાપર બેસવાની મજાહ ખોદવા માંગતી નથી. વલી જાંહગીર, તું બી સાથે હોવાથી થોડા વખતબી એને અસલનાં જેવો પાછો ખુશાલ બનાવશે."

"મારી એવી વખાણુ માટે તમારો ઉપકાર થયો," જાંહગીર મશકેરીમાં તેણીને નમીને બોલ્યો.

"ત્યારે તેના બદલા તરીકે તેને તમારી સાથે લઈ જાવો."

"તુંને એકલી મુકીને તેને આવવા દેવું એ કાંઇ મારી ગ્રહસ્થ તરીકેની ચાલ કહેવાય નહી."

"અને જો હું ખરેખર કેહુંછ કે મને તેથી કાંઇબી અકલામણુ થશે નહી; હું હવે તદન સાજી થઈ છેઉં અને કોઇબી રીતે એકલી મજાહ મેલવીશ. મારે ખાતર તમે લોકે અત્યાર સુધી આટલી બધી મજાહ ખોહી છે અને હવે હું બીજી વધારે ખોહવાડવા માંગતી નથી. હું બીહુંછ કે હવે દહાડે દહાડે હું એકલપેટી થઈ જાઊં છું."

"તું એકલપેટી ગુલ! હું ઇંછુંછ કે તું જરાક તેવી હતે; તારા જેવી ધીરજવંતી અને બીજાઓને ખાતર ભોગ આપતી બૈરીઓ થોડીજ હશે. તેં મને પોતાને ઠપકો આપવાનું કારણુ આપ્યું છે, અને તેમ કરવા માટે હું તારી સામે થોડું ઘણુ શેર ધરાઊં છું."

"વાહલા જાંહગીર, તારી એમ કહેવાની મતલબ શું ? જો તુંને ખબર હતે કે કોઇ વખતે ધીરજવંત થવાની મને કેટલી મેહનત પડે છે, તો તું કદીબી મારી એટલી બધી વખાણુ કરતે નહી."

"મારી કેહવાની મતલબ એમ છે ગુલ, કે જ્યારે હું છેલ્લાં અહીંયાં આવ્યો હતો, ત્યારે ઘણોજ ઘાતકી અને આંધલો થઇ ગયો હતો અને મારાં સખતપણાંથી તારાં દુઃખમાં મેં વધારો કરયો હતો, તેથી હું કેટલો દલગીર થયો હતો તે કહેવાની મને હમણાં સુધી તક મલી ન હતી અને જ્યારે મને મલી છે, ત્યારે હું તુંને તે જણાવું છું."

હા! વળી પાછો અવાજ, હવે તો કાચ આખો કાપી કાહાડયો હશે.

મેં હેરીનો હાથ મારા હાથમાં લીધો, અને જેકને બતી લઇ મારી પુઠે આવવા ફરમાવી હું આગલા હૉલમાં ગયો.

"પેહલાં હેરીને આપણી આગલથી દુર કરવો જોઇયે." મેં ત્યાં જઇ જેકનાં કાનમાં કહ્યું. "ખરેખર કોઇ આપણા મકાનમાં બારીના કાચ કાપી અંદર દાખલ થવા માંગેચ"

હીરાથી કપાતો કાચ હવે સ્પષ્ટ સમજાવા લાગ્યો,

"હેરી, ગીનબતી લે, અને તારા ઓરડામાં જા, બીહીતો ના."

"નહીરે પપા, બીહે શાનું! મને અંહીંજ રહેવા દેવો."

"શું છે એડમંદ?" માળ પરથી મને અવાજ આવ્યો.

હમો હવે દાદર આગલ જઇ ઉભાં હતાં, જયાં છેક મહાલે મેં મારી બાનુંને હાથમાં બતી લઇ ઉભેલી જોઈ. મેં તેણીને ઉંઘાયલી ધારી હતી.

"કાંઇબી નથી, એલન, એ શું ચેડાં, ઉંઘમાંથી કાંય ઉઠી. પાછી બીછાંણે જા, પણ જો હમણાં કાંઇ પીસ્ટોલનો અવાજ થાય તો બીહીતી ના, કારણ કે જેક અને હું જંગલી બીલાડીઓ આપણા બાગમાં શોહોર મચાવેચ તેઓને મારવા જઇયેચ. એલન, હેરીનેબી તેડી લે, એનું અંહીં કાંઇ કામ નથી. જા દીકરા તારાં મમા આગલ જા, પણ જોજે હમણાં તેં કાંઇ જોયુંચ તે વીશે તેવણુને કાંઇ કહેતો ના," મેં હેરીનાં કાનમાં કહ્યું. અને હેરી આનાકાની સાથે અંતે માલ પર ગયો,

"એડમંદ, હવે જલદી આવજો હં! ઘણો વાર ના લગાડતા," મારી એલન બોલી. અને મારા કહેવા પ્રમાણે બીછાંણે ગઈ.

હવે દોડ જેક, મારી પીસ્ટોલ લાવ, તેટલાં આ દાંગ લઈ હું અંહીં ચોકી કરૂંચ."

"જેક ઉતાવલમાં બે પીસ્ટોલો, અને એક જાડી લાકડીને બદલે ભાગેલી છત્રીનો દાંડો લઇ આવ્યો.

"જો જેક સંભાલજે હં! જીવ સટોસટનો વખત છે," એટલું બોલી જેકનાં હાથમાં બતી અને એક લાકડી આપી હું પીસ્ટોલ હાથમાં ધરી આગલ વધ્યો અને ધીરેથી હમો તે બારીવાલા ઓરડામાં આવી લાગ્યા, "હં, હજુર એઓ પોતાનું "કામ કરી રહ્યા નથી." મેં તે અવાજ હજુર જારી રહેલો જોઇ કહ્યું.

"તમો તૈયાર હેવો કે?" જેકે પુછ્યું. મેં હા કહ્યાથી તેણે તે બારીની ઓઠે બતી મુકી અને ધીરે ધીરે બારી આગલ ગયો, જેને લાલ પરદો ટાંગેલો હતો. હમણાં તે અવાજ જરા બંધ પડયો હતો. જેકે એક હાથે લાકડી મજબુટ ધરી અને બીજે હાથે બારીનો સહેજ પરદો ખસાડયો, હમણાં તે અવાજ જરા વખતનો નરમ પડયો હતો. જેક કાંઇ વધુ કરવા જાય તેટલાં તે ઓરડામાં કોઇનાં પગલાં સાંભલી હમો ચમકયા, અને પાછલ ફરી જોઇયેચ તો હેરી હાથમાં તલવાર લઇ આવી ઉભો હતો. તેની આ મારી તરફની ના તાબેદાર ચાલ છતાં મને તેની આ વાર વખાણ કરવા વીના ચાલ્યું નહી. મેં તેને બારીથી અસ્તો ઉભો રહેવા ફરમાવ્યું.

"તારૂં કામ ચલાવ જેક," મેં હોકમ કીધો.

જેકે જરા પરદો ખસાડયો, અને બારીની સ્ટાપરી ખોલવા જાયેચ તે આગમજ વલી પેલા અવાજથી તે ચોંકયો.

"જેક હીમત રાખ, ચાલ વહેલો થા."

એક મોહટા કડાકા સાથે જેકે સ્ટાપરી ઉંચકી, અને ધરર દેતી બન્ને બારીઓ ખોલી દીધી. તે બારીને સળ્યા હતા નહી. બારીમાંથી ઝાંખું ચાંદરણું અંદર આવવા લાગું વરસાદ થોડો વખતનો બંધ થઈ ચંદરમા નીકલ્યો હતો, જેવી જેકે બારી ખોલી કે મેં પીસ્ટોલના બે ત્રણ ધડાકા છોડયા, જરા વારે જેક હીમત રાખી બારી કુદાવી બહાર બાગમાં પડયો, અને હેરીને તેની તલવાર લઇ તે ઓરડાની સંભાલ રાખવા ફરમાવી હું પણ તેની પાછલ કુદી પડયો.

હમોએ બાગમાં કોઈને જોયા નહી. રાતની શાંતીમાં ફકટ ઝાડ પરથી વરસાદનાં ટીપાં જમીન પર પડતાં હોવાથી ગડબડ સંભલાતી હતી. જમીન પર તે ટીપાં હીરા મીશાલ ઝમકતાં હતાં. બાંગને ચોપાસ ફરતી એક ઊંચી દેવાલ બાંધી લીધી હતી ત્યાં ચોરની નીશાન બીલકુલ જણાતી હતી નહી.

"કેવું અજબ જેવું, વખતે તેઓએ આપણુને આવતા સાંભલ્યા હોય, અને તેથી દેવાલ કુદાવી નહાઠા હશે." મેં શક બતાવ્યો. હમોએ બાગમાં બારીકમાં બારીક શોધ ચલાવી, પણ કશું ચોર જેવું લાગું નહી.

"જેક, હવે હું ધારૂંચ કે ફરીથી તેઓ આપણા બાગમાં આવશેજ નહી, ચાલ હવે અંદર જઇયે." મેં ઉતાવલ કીધી. પણ, ઓ—જેક—જેક, એ પેલું શું દેખાયચ? મેં ધુજતાં પુછ્યું. જો પેલી બારી આગલ કાલું ધાબું શાનું દેખાયચ? હું ધુજવા પડયો કે રખે મારી પીસ્ટોલનો ભોગ ત્યાં પડયો હોય.

"બીહો નાં, એડમંદ, એ તો એક ઝાડનો ઓળો છે, તમે શું એને માણુસ ધારયું કે?" જેક હસીને બોલ્યો,

હવે, મનેબી બરાબર જોતાં જણાયું કે તે એક ઝાડનો ઓહો હતો, અમો તુરત બારી કુદાવી અંદર પેઠા, ત્યાં હજી ચોરની વાત જોતો તલવાર પકડી હેરી ઉભો હતો. તેણે અમોને જણાવયું કે તેને ત્યાં કાંઇજ જોયું હતું નહી:

"ચાલો, જરા આપણે જોઇયે તો ખરા કે તેઓએ પોતાનું કામ કેટલું કીધુંચ, કેટલા કાચ કાપ્યાચ તે જોઇએ" જેક એમ બોલતો બારીનો આખો પરદો ખસેડી કાચ તપાસવા લાગ્યો; પણ ઓ બાપ, એક પણ કાચ ભાગો હતો નહી. આથી અમો ઘણા અજબ થયા.

"જોઉ બતી લાવ," મેં કહ્યું અને તેના ઉજાસથીબી અમોએ કાંઇ મેલવ્યું નહી. બારીના કાચ જેવા જોઇયે એવા આખા અને મજબુત હતા.

"એ શું મોજેજો," જેક અજબ થઇ પુછવા પડયો, "આપણા ઘરમાં કાંઇ ભુટનો ચારો તો નથી?"

"હુંબી અજબ થઇ ગયો, મને વલી મારી ખાલી ધરપચથી ઘણી શરમ ઉપજી. વગર ફોકટની પીસ્તોલ મેં ફોડી હતી.

"ચાલ બા, હવે હું તો બીછાને જાઉંચ, નહી તો એલન એ સઘલું સાંભલી મને હમણાજ હસવા બેસસે ચાલ હેરી તારી તલવાર કોઇ બીજી વખતે અજમાવજે."

"જેક તું બી હવે સઘલું તપાસી સુઈ જા." જેકે બારી મજબુત બંધ કીધી, અને અમો પાછા અમારા ઓરડામાં આવી લાગ્યા; જ્યાં જેકે પોતાની રંગવાની પીછીઓ દાબડામાં ભરવા માડી.

"કેવું અજબ જેવું"—જેક શરૂ કરે તે આગમજ વલી પેલોજ અવાજ. "ઓ સાંભલો," કરી અમો ત્રણે જના કાન ઉંચા કરી સાંભલવા પડયા. પાછો તેજ અવાજ પેલીજ બારી તરફથી આવતો સંભલાયો, પણ આ વાર જરા વધુ ઝડપ તે અવાજમાં હતી. તે અવાજ કાચપર હીરાએ મુકાતા કાપ જેવોજ આબાદ થતો હતો. અમો પાછા તે ઓરડામાં દોડી ગયા. જેકે તુરત પરડો તમામ ખીસાડી નાખયો અને બારી ખોલી મુકી હું મારી પીસતોલ છોડું તે આગમજ જેક પેટ પકડીને હસવા પડયો.

"ઓ જુવો, આ રહયો, આપણને ધભરાવનાર ચોર," હસતાં હસતાં બારી આગલ બતી ધરી તે બોલ્યો, "એ આપણને પહેલાં કેમ નહી દેખાયો, કોણ જાણે?"

હવે મેં ત્યાં જોયું, તો ખરેખર તે બારીના ભીણા કાચ પર બાગમાંની એક "ગોકલગાય ધીમે ધીમે ચાલતી હતી."

ખુલાસો—જ્યારે ભીણા કાચપર ગોકલગાય ચાલે છે, ત્યારે ખરે ખર કોઇ હીરાથી કાચ કાપતું હોય તેવો અવાજ આવે છે. તેવો અવાજ મારાં વાંચનારાં બેહેનોએ ઘણી વખત સાંભલ્યો હશે.

મીસ મેહેરબાનુ કાવસજી દાવર.

## "હૅપી વેલી"ની અમારી સેહલગાહ.




પી વેલી (Happy Valley) અહમદનગરની જોવા લાયક જગ્યાઓમાં સૌથી સરસ છે. શેહરથી અગ્યાર માઈલને અંતરે આ સુંદર ખીણ આવેલી છે. આ જગ્યા 'ડુંગર ગામ'ને નામથી પણ ઓલખાય છે. એ નામ ત્યાં આસપાસ આવેલા સંખ્યાબંધ ડુંગરોપરથી પડયું હશે એમ જણાય છે.

તારીખ ૮ મી મે ૧૮૯૨ અને સહવારના સાત વાગેનો દિવસ હતો કે જ્યારે હૅપી વેલી જોવા જવાની અમે અમારી મુસાફરી શરૂ કીધી. તે એક રવીવારની સુંદર સહવાર હતી અને જોશમાં વાગતા દેવલના ઘંટને માન આપી, યુરોપ્યનોનાં ટોળેટોળાં ધીમે ધીમે દેવલ તરફનો રસ્તો લેતાં અમારી નજરે પડયાં.

સાત બાનુઓ અને પાંચ ગ્રહસ્થોથી અમારી ટોળકી બનેલી હતી. હૅપી વેલી તરફના રસ્તાનો દેખાવ ઘણોજ રમણ્ય છે. શરૂઆતમાંજ રસ્તાની બંને બાજુએ ગુલમોહરનાં દરખતોની હાર લાગેલી છે, કે જે દરખતો ગુજરાત તરફ ક્વચિતજ જોવામાં આવે છે. આ દરખતોનાં અસંખ્ય ફુલનો ખુદરતી રાતો દેખાવ સૂર્યનાં કીરણોથી પુર પ્રકાશીત થઈ તે સુંદર સહવારના કાંઈ ઓરજ ઝલકાટ આપતો હતો. રસ્તાની જમણી બાજુએ ડુંગરોની હાર લાગી રહેલી છે, કે જેમાંનાં એક સૌથી ઉંચા ડુંગરપર સલાબત ખાન્સ ટુમ્બ (અથવા ચાંનબીબીનો મેહેલ) આવેલો છે, કે જે ઘણે દુરથી એક તાબુતના જેવો દેખાવ આપે છે. ડાબા હાથ પર આવેલાં લીલોત્રી ભર્યાં મેદાનો આંખને તાહડક આપતાં હતાં.

આવી રીતે આસપાસની ખુદરતી ખુબસુરતીઓ નિહાળતાં અમે હૅપી વેલીની નજદીક આવી પોહોંચ્યાં. ગાડીઓમાંથી સામાન બહાર કઢાવતાં માલમ પડયું કે ભાતાંની બાસ્કેટ અડધી ખલાસ થયલી હતી; અને વાંચનારાં બાનુઓ, મારે એટલું તો જણાવવું જોઈશે કે અમારી સાથના છોકરાઓમાંના એકાદ બેનું આ કામ હતું.

ખીણમાં જવાને માટે આશરે પચીસ ફીટ નીચે ઉતરવું પડે છે. આ ઉતરાણને માટે પથ્થરની સીહડી ગોઠવેલી છે. નીચે ઉતરતાં જમણા હાથપર એક મંદિર આવેલું છે, અને ડાબા હાથપર એક ફુવારો આવેલો છે, કે જેની અંદર પહાડમાંથી પડતું પાણી એકઠું થાય છે. આ ફુવારો અત્રેના માજી એકઝીક્યુટીવ એનજીન્યર મી૦ પૉટીંજરનો બંધાવેલો છે, તેની થોડુંક આગલ ચાલતાં એક તદન પથ્થરનો બાંધેલો બંગલો આવેલો છે કે જે અહમદનગરની બહાદુર રાણી ચાનબીબીના વખતનો બધાવેલો છે. આ બંગલાનું નકસીકામ જોવા લાયક છે; અને હાલમાં પણ તે ઘણી સારી સ્થીતિમાં છે, કારણકે તે અત્રેના અમલદારોનું હવા ખાવાનું રહેઠાણ છે. મુસાફરોને માટે આ બંગલામાં જોઈતી ચીજોની સગવડ કરેલી છે.

થોડોક વખત આશાયસ લીધા પછી અમે ખીણ તરફ ફરવા નીકળ્યાં. થોડાંક ડગલાં આગલ ચાલ્યાં કે બંને બાજુએ આવેલા પાહડમાંથી નિર્મળ નીરના ઝરા વહેતા જણાયા. આ ઝરઃ સર્પના વાંકા ટીકા ઝાડેની ઘટામાં થઈ, પોતાનું અખુટ નિર્મળ નીર લઈ, છમ છમ કરતાં ત્યાં બાંધેલી પથ્થરની મોટી કુંડીઓમાં રેલી જતા હતા. પહાડ પરથી ગબડેલા ગંજાવર કાળા પથ્થરો ડગલે ડગલે નજરે પડતા હતા.

ધીમે ધીમે અમે પોત પોતામાં ખુશ રંમુજ કરતાં, અને ખુદરતી ખુબસુરતીઓ નિહાળતાં આગળ વધતાં હતાં, એટલામાં અમને કોઈ મોટે સાદે બોલાવતું હોય એવો અવાજ આવ્યો. પાછું ફરીને જોતાં કોઇ જણાયું નહી, પણ ઉપરથી કોઈ તાબડા ફોડતું હોય એવું લાગ્યું. ઊંચે નજર કીધી તો અમારી ટોળકીમાંનો એક જણ પર્વતપર આશરે ૧૦૦ ફીટની ઊંચાઈએ ચીમ્પાનઝીની માફક હાથમાં ડાંગ લઈ ટોકયાં કરતો ઉભેલો માલમ પડયો. બાઈ ઉપર તો હીમ્મત કરી ચડયા, પણ નીચે ઉતરતાં બરડે પાણી ઉતર્યું. પથ્થરોની સાથે કુસ્તી લડતાં જેમ તેમ કરીને અધ્ધડાઈ ઝીકાઇને બાઈ તો નીચે ઉતર્યા.

આવી રીતે ચપીત્રા છોકરાઓનાં ખેલ કૌતક જોતાં તથા મોટાં મોટાં ઝાડોથી બરપુર ખીણો, અને ગંજાવર પાહડોની

રચના જોતાં દસ વાગવા આવ્યા,. અને પાછાં ફરી અમે અમારી ભુખ તૃપ્ત કીધી.

આ પછી અમે બે ટોળકીમાં વેંહચાઈ ગયાં. એક ટોળકી ખીણ તરફ ફરવા નીકળી, જયારે બીજી ટોળકી પાસેજ જોસમાં પડતા એક પાણીના ધોધની આગળ પીસનીકોટ રમવા બેઠી. તે લીલોત્રીભરી શીતલ જગ્યાંમાં મોટા કાળા પથરો પર બેસી પીસનીકોટ રમવાની મજાહ, વાંચનારાં બાનુઓ, ઓરજ છે.

થોડાક વખત પછી અમારામાંના એક શહસે સુચના કીધી કે થોડેજ દુર ગીચોગીચ ઉગેલા લીલા વાંસની ઘટામાં જઈ બેસવું, કે જ્યાં રમવું ઘણું ખુશકારક લાગશે.

"નારે બા", અમારામાંનાં એક બાનુ બોલ્યાં, "આપણે ત્યાં જઈએ અને એવામાં વાંસ ફુટે તો?"

"વાંસ ફુટે? એટલે શું?" અમારાંમાંની એક ચપીત્રી છોડીએ ખુલાસો માગ્યો.

"એટલે એમ કે આ વાંસ જ્યારે જમીનમાંથી ફુટે છે, ત્યારે એકાએક બંદુકના જેવો આવાજ કરી અધગજ જેટલો બહાર નીકળી આવેછે; અને જો તે ઠેકાણે કોઈ બેઠેલું હોય, તો તેને ચીરી નાખી તેનો જીવજ લે છે."

તે બાનુની આ વાત સાંભળી અમે ઘણાં આશ્ચર્ય પામ્યાં. અમારાંમાંનાં બીજાં બે ત્રણ જણે પણ આ વાતને ટેકો આપ્યો, અને પછી ખબર કહાઢતાં સીદ્ધ થયું કે વાંસની જમીનમાંથી ફુટવાની રીત એજ છે.

આવી રીતે જ્યારે અમે અમારી રમતમાં મશગુલ હતાં, તેવામાં એક ધરરરર દેતો કોઈનો સરી પડવાનો આવાજ સંભળાયો. અમે આસપાસ જોયું તો માલમ પડયું કે અમારી ટોળકીમાંના એક નાના શહસે પાણીના વહેવાથી ચીકણા થઈ ગએલા પથ્થર સાથે દોસ્તી કીધી હતી.

ત્યાં એક ગુફા હતો. આ ગુફા વીશે એવી દંતકથા ચાલે છે કે અયોધ્યાના રાજા રામે લંકા તરફના પોતાના પ્રવાસ વખતે આ ઠેકાણે ઉતારો લીધો હતો. તે પ્રસંગે રામને પાણીની જરૂર પડી. પહાડમાં તેણે બાણ માર્યું અને તરતજ પાણીનેઃ પ્રવાહ વહ્યો!! આ પ્રવાહ આગળ કહે છે કે રામની સીતાએ સ્નાન કર્યું હતું! અને આ ઉપરથી તે જગ્યા સીતાની નાહની દાખલ ઓલખાય છે. (આ અસલ દંતકથા વીશે ખરૂં ખોટું તો ખોદા જાણે.)

જેવી રીતે પુણા અને મુંબઈની વચ્ચે પાહડ કોતરી રેલવે ટ્રેનનો રસ્તો કરવામાં આવ્યો છે, તેવીજ રીતે આ ગુફા પણ પાહડની અંદર કોતરેલા છે. આ નામાંકીત ગુફા જોવા અમે ઉઠયાં. નીરંતર પાણીના વહેવાથી નીચલા પથ્થરો ઘણા ચીકણા થઇ ગયલા છે, એટલે અંદર જવાની ઘણી સંભાળ રાખવી પડે છે. અમે તે ગુફામાં દાખલ થયાં. ત્યાં જગે જગ પાહડમાંનું પાણી પેવશ થઈ ફુવારાના આકારમાં ઉડતું અમે દીઠું. આ ગુફામાં નીરંતર નીર્મળ નીર વહેતું રહેવાથી ઠંડક ઘણીજ છે.

જ્યાં જુવો ત્યાં પાહડમાંથી પાણી વહેતું જણાતું હતું. દખણ તરફ એવા ફુજતા પાહડો ઘણા દીઠામાં આવે છે. પાણીનાં જોરે ખીણમાં ઉગેલાં લીલાં કંઝાર જેવાં ત્યાંના ઝાડનો દેખાવ તનને તાઝગી બક્ષનારો હતો.

તે આંખો દીવસ ખુશ મઝામાં ગબડી ગયો. અમે પાછાં ફરવાની તૈયારી કીધી; પણ અમારામાંથી કોઈને પાછું ફરવા ગમ્યું નહી.

આહ! શી શીતલ અને રોશન જગ્યા તે હતી! ખોદાની બીસ્યાર પેદાશ અને ખુદરતની હદથી જ્યાદા મોજ ત્યાં હતી. કેવો પેલો ઝલકદાર સોનાનો આતશ તપીને, તથા જેહાનની ખુશાલીમાં વધુ ખુશાલી ભેલીને આથમણ દીશા તરફ પોતાનું સર નમાવતો, પોતાની બાલી મારતી આંચ ટાઢી પાડી, ત્રાંબા રંગનો ભગવો વેષ ધારી, પાહડોની કઠણમાં સંતાતો ઢંકાતો પોતાને ઘરે બારે જતો હતો!

આહ! કેવો ઠંડો હતો તે નીર્મળ નીરનો પ્રવાહ, કે જેની ચાલણ ધીમી, અને જે સ્વાદે અને દેખાવે મીઠો હતો!

સાંઝ પડી ચુકી હતી. ઝઝકલું પણ ઝાંખું થયું હતું. જંગલનો સણગાર અને જાગતી અને જોતી જેહાનનો ચેરાગ સૂર્ય, પશ્ચિમના પલંગપર આરામ લેવા પોતાના સોનેરી મેહલમાં દાખલ થઈ ચુકો હતો.

સંખ્યાબંધ સાહેલી સાથે શોભતી સ્વર્ગની શાહજાદી સર્વોત્તમ સણગાર સજીને સાંઝની સેહલગાહે આકાશના બુલંદ ગુંબજપર નીકળી હતી, કે જ્યારે અમે ઘર તરફનો રસ્તો લેતાં હતાં.

અમારી નજર આગળથી તે રોશન જગ્યા દુરને દુર જતી ગઈ. અરે! કયાં ગયો પેલી રળીઆમણી ખુદરતનો દીલરૂબા દેખાવ? કયાં ગયાં પેલાં રંગબેરંગી ગાલીચાનાં મખમલી મેદાનો? કયાં ગુમ થયાં પેલાં આતશી આસમાન સાથે ગોફતેગો કરતા ગંજાવર પાહડો? તે સર્વ મન અને તનને તાઝગી બક્ષનારા દેખાવ અફસોસ! ગુમ થયા હતા, કારણ કે પ્રીય વાંચનાર, હૅપી વેલીની અમારી સહેલગાહ પુરી થઈ હતી અને ગાડીઓ તો બંગલાનાં કમ્પાઉન્ડમાં દાખલ થઈ ચુકી હતી.

G. J. PATEL.

**એક ઓરડાની હવા કેમ તપાસવી**—નીચલી રીત એક ઓરડાની હવા ચોખી છ યા નહી તે તપાસવાની ઘણી સેહલી છ. એક સોજી કાચના બુચની શીશી લેવો, કે જેમાં અરધો પેંટ જેટલું પાણી રહી શકે અને તેને જે ઓરડાને તપાસવા માંગતાં હોવ ત્યાં મુકો. પહેલાં એક સુતરાઉ કપડું અંદર ખોસી જલદીથી કહાડી લેવો, કે જેથી તે ઓરડાની હવા અંદર દાખલ થાય. ત્યાર પછી એક મોટો ચમચો ભરી રોજુ ચુનાનું પાણી અંદર નાખો, અને બુચ બંધ કરી દેવો. થોડીક પળ સુધી તે બાટલીને હીલવો અને જો હવા ચોખી હશે તો તે ચુનાનું પાણી સોજુજ રહેશે, પણ જો તે ખરાબ હશે અને કારબોલીક એસીડથી ભરેલી હશે, તો તે પાણી ગદલું થઇ જશે યાને દુધ જેવો રંગ પણ પકડી દેશે.



# બચ્ચાંની માવજત.

(લખનાર ડાકટર ધનબાઈજી સોરાબજી માસ્તર.)

(ગયા અંકથી સાંધન પુરું.)

## બચ્ચાંને કેટલી વખત ધવાડવું.



બચ્ચાંને દહાડામાં કેટલી વખત ધવાડવું, એ પણ એક અગત્યનો સવાલ છે. કેટલીક માતાઓ બચ્ચું જેટલી વખત રડે છે તેટલી વખત તેને ધવાડે છે, તેથી બચ્ચાંને દુધ જરી શકતું નથી અને અજીરણ થાય છે. બચ્ચું રડે છે તેનાં ઘણાં કારણો હોય છે. હાજત થવાથી, એક બાજુ ઉપર ઘણો વખત પડી રહેવાથી, ઘણું અજવાળું પડવાથી, ઘણી ગરમી અથવા થંડી લાગ્યાથી, કે ઘણો વખત ધવાડયાથી અથવા કાંઈબી દુઃખ થયાથી બચ્ચું રડે છે. દિવસે તેમજ રાત્રે કોઈ મુકરર વખતે બચ્ચાંને ધવાડવામાં આવે, તો તેથી જેમ તે બચ્ચાંના તેમજ તેની માતાના હકમાં ઘણોજ ફાયદો થાય. એક બચ્ચાંનો જન્મ થયા પછી શરૂઆતમાં બે ત્રણ દહાડા સુધી તેની માને પુરતું દુધ આવતું નથી, ત્યારે બચ્ચાંને દિવસમાં બે ત્રણ વખત ધવાડવું જોઇયે. એમ કરવાથી બચ્ચુંબી કંટાલે નહિ અને મા પણ કંટાલે નહિ. ત્રણ દહાડા પછી જ્યારે દુધ બરાબર આવે છે, ત્યારે પેહેલે મહિને દિવસે દર બે કલાકે અને રાત્રે દર ત્રણ કલાકે ધવાડવું. બીજે મહિને દિવસે ત્રણ કલાકે અને રાત્રે ચાર કલાકને અંતરે ધવાડવું. એજ માફક બચ્ચું મોટું થતું જાય, તેમ તેમ વખત લંબાવતા જવું. એમ કર્યેથી બચ્ચાંનું તેમજ માનું બન્નેનું કવખતે ઉઠવાનું બંધ થાય અને બચ્ચાંને હાજત બરાબર વખતે થાય.

## ધવાડવાથી માને અને બચ્ચાંને થતા ફાયદા.

હવે ધવાડયાથી માને તેમજ બચ્ચાંને બન્નેને શા શા ફાયદા થાય છે, તે આપણે ટુંકમાં તપાસીએ. (૧) ઉપર કહ્યું તેમ માનું ગર્ભસ્થાન બચ્ચું ધાવ્યાથી આસ્તે આસ્તે સંકોચાય છે, અને લગભગ પોતાની અસલ હાલતપર આવે છે, જેથી ભવિષ્યમાં ગર્ભસ્થાનને લગતી ઘણીખરી કાંઈ ફરિયાદ રહેતી નથી. (૨) માની છાતીનો ધાઈ આવેલો સોજો ઉતરી જાય છે તથા ભવિષ્યમાં તે સંબંધી કોઇ દર્દનો સંભવ રેહેતો નથી. (૩) મા તેમજ બચ્ચું તનદરસ્ત રહે છે.

## નહિ ધવાડવાના માને તથા બચ્ચાંને થતા ગેરફાયદા.

એ થયા બાદ ન ધવાડવાથી નિપજતા ગેરફાયદાની તપાસ કરીએ. (૧) માનું ગર્ભસ્થાન બરાબર સંકોચાતું નથી અને લોહી વધારે વહેવાનો સંભવ રહે છે. ગર્ભસ્થાન જો બરાબર સંકોચાય નહિ, તો તેનો ભાર વધવાથી વાકુંતીકું થાય છે અથવા બાજુએ ઢલી પડે છે અને તેથી ભવિષ્યમાં તેણી ઘણાં દર્દથી હેરાન થાય છે, એટલા માટે દરેક માતાએ પોતાનાં બચ્ચાંને પોતે ધવાડવાથી કદી પછરેજ રહેવું નહિ. ધવાડવાનું કામ શરૂઆતમાં જ્યારે ગર્ભસ્થાનને મદદ કરે છે, ત્યારે કુદરત જાણે એક કામથી બીજા દર્દને ટાલે છે, માટે તેના ફાયદા સમજી ધ્યાનમાં રાખવા અવસ્યના છે. (૨) માને દુધ આવતી વખતનો છાતીનો સોજો ઉતરતો નથી અને કોઈ વખતે પાકી આવે છે. (૩) મા પોતાના બચ્ચાં ઉપર બેદરકાર થતી જાય છે. (૪) બચ્ચું માના લોહીની અસરપર જતું નથી. (૫) બચ્ચાંનો મોટો ભાગ માના દુધ વગર મરણ પામે છે. (૬) બચ્ચાંને "રિકેટસ" થાય છે અને તેમનો ઉધરભાવ સારો થતો નથી.

## બચ્ચાંને માના દુધની કયાં સુધી અગત્ય છે.

બચ્ચું એક વર્ષનું થાય ત્યાં સુધી માના દુધની તેને અગત્ય છે. વર્ષની ઉમરનું બચ્ચું થયા પછી તેને ધવાડવાથી કેટલાક ગેરફાયદા નિપજે છે, એટલે બચ્ચું નબલું થતું જાય છે, કારણ એક વર્ષ પછી માનું દુધ પાણી જેવું થાય છે અને તેથી બચ્ચાંને પુષ્ટિકારક ખોરાક મલતો નથી, માટે તેને ગાયના દુધ તથા બીજા ખોરાકપર રાખવાની જરૂર છે, પણ જો બચ્ચાંને માના દુધ ઉપરાંત ગાયનું દુધ તથા બીજો ખોરાક મલે, તો તેને ઘણો ગેરફાયદો નથી, પણ મા નબલી થતી જાય છે.

## માથી ધવાડી નહિ શકાય એવાં કારણો.

કેટલીક વખત માથી વર્ષ સુધી કે થોડો વખત વરીક પણ ધવાડવાનું બની શકતું નથી અને બની શકે છે તોપણ તેથી ઘણો ગેરફાયદો થાય છે. દાખલા તરીકે, કોઈ માતાને પેહેલે પુષ્કળ દુધ આવે છે અને તે થોડાં અઠવાડયાંમાં એટલું તો કમતી થઈ જાય છે, કે બચ્ચાંને પુરૂં પડતું નથી, તેમજ કોઈને પુષ્કળ દુધ આવે છે, પણ ઘણું પાણી જેવું હોય છે, જેથી તે બચ્ચાંનું બરાબર પોષણ થતું નથી. કમતર અને પાણી જેવાં દુધનાં કારણ આપણે જોઈએ. માને ઉપરાસાપરી ઘણાં છોકરાં થવાથી, અપાસી અને આળસુ જીંદગી ગુજારવાથી, અથવા તેની દેહ નબલી અને દર્દી હોવાથી, કે તેના રેહેઠાણની જગ્યા ખરાબ હોવાથી એવું પરિણામ નિપજે છે. માથી દુધ ધવાડી નહિ શકાય એવાં બીજાં ઘણાં કારણો છે, જેમ કે તેની દર્દી અથવા ખામી ભરેલી છાતી, ખરાબ રોગ, તેને લાગુ પડેલાં ઓથે ઉતરતાં દર્દો, જેવાં કે ખહી, "સ્ક્રોફ્યુલા," ઘેલાપણું, ફીફરૂં, અથવા તે વખતે તે હમેલવાલી હોય.

બાલકોની માવજતમાં આ હાલત સર્વેથી બુરી ગણાય છે. એક બાલકને હજી પોષણ આપી ઉધારે છે, એટલામાં બીજાને જન્મ આપવો, એ માતાના તેમજ છોકરાંના હકમાં ઘણુંજ નુકસાનકારક છે, માને ઘણી નબલાઈ થાય છે, કારણ તેણીને બે બચ્ચાંનું પોષણ કરવું પડે છે અને બન્ને બચ્ચાંને પુરતું પોષણ ન મળ્યાથી તેઓ પણ નબળાં થઇ જાય છે, અને તેમને "રિકેટસ" થાય છે. એવી વખતે માતાનો દેખાવ દયા ઉપજાવવા જોગ થઈ પડે છે, એટલે તેણી જીવતી છતાં તેણીની હયાતીની આખરી આવી ચુકી એમ સમજવું. એવી માઠી હાલતમાં નાનાં છોકરાંનો ભુકો જેવી તેવી હાલતે ઉધરે છે અને માતા ખોઈ બેસી દુનીઆઈ સંસારના બોજામાં બાળવયથીજ તે કમભાગ્યનાં બચ્ચાં પારકે આધારે ઉધરે છે. માતાની મીઠાસ તેઓ ચાખવાથી બેનસીબ રહે છે અને સગાં વહાલાંઓને માથે આવી પડી કંગાળપતમાં તેઓ ઉછરી ઉભાં થાય છે.

## ધવાડનારી આયા કેવા પ્રકારની રાખવી.

માથી ધવાડી નહિ શકાય ત્યારે શું કરવું, એ અતિ અગત્યનો સવાલ છે. તે વખતે માનાં દુધની બને તેટલી નકલ કરવી, એ સર્વોત્તમ ઉપાય છે. તેમ કરતાં માબાપની ગુંજાસ હોય તો ધવાડનારી આયા રાખવી, એ પેહેલો ઉપાય છે, પણ તે કેવા પ્રકારની હોવી જોઈયે, તે પણ અગત્યની બાબત છે. ધવાડનારી આયા મજબુત બાંધાની અને તનદુરસ્ત, ખુશ સ્વભાવની અને નેક ચાલની, ખરાબ દર્દ, ખુજલી અથવા ફુલ્લા વગરની અને પુરતાં દુધવાલી જોઇયે. વળી તેણીનું બચ્ચું તનદુરસ્ત અને કોઇ પણ દર્દની નિશાણી વગરનું અને જે બચ્ચાંને ધવાડવાનું હોય, તેનીજ ઉમરનું ઘણું કરીને હોવું જોઈયે, તેમજ તેણીની ઉમર ૨૦ થી ૩૦ વર્ષની હોવી જોઈયે. તેણીનો ખવાસ શાંત અને થંડો હોવો જોઈયે, અને તેણી બચ્ચાં પર પ્રીતિ કરતી તથા રમલાલ હોવી જોઈયે. તેણીનો ખોરાક સાદો અને પુષ્ટિકારક પણ ઘણો ધીનો કે ભારી નહિ હોવો જોઈયે. ઘણો મજબુત ઉંચો ખોરાક આપવાથી અને તેણીની પાસે કાંઈ બીજું કામ ન કરાવવાથી તેણીનું દુધ બચ્ચાં માટે સારૂં થતું નથી, પણ તેથી ઉલટું કમતર અને ભારી થાય છે, અને તેથી બચ્ચાંને ગેરફાયદો થાય છે. તેણીનું બદન કસાય તેવું સાઈ ઘર માહેલું કોઈ કામ તેણીને સોંપવું અને બચ્ચાં સાથે દરરોજ ખુલ્લી હવામાં ફરવા મોકળવી જેથી તેણીની તનદરસ્તી સારી રહે અને બચ્ચું પણ તે સબબથી આસુદું રહે.

## ગધેડીનું દુધ.

ધવાડનારી આયા રાખવાની ગુંજાસ ન હોય ત્યારે શું કરવું?–

ગધેડીનું દુધ માના દુધને લગભગ મળતું આવે છે, માટે તે આપવું જોઈયે. એ દુધ જેમ તાજું હોય છે તેમ તે ઘણુંજ સરસ હોય છે અને જેમ વખત લાગે છે તેમ ખાટું થતું જાય છે, માટે જો દર વખત તાજું મળી શકે તો વધારે સારૂં; નહિ તો બીજી વખત માટે ઢાંકીને થંડી હવામાં રાખવું અને એક શેર દુધે એક ચમચો ચુણાનું પાણી નાખવું, જેથી દુધ બિગડે નહિ. ગધેડીનું દુધ ગમે એવું મોઘું હોય અને તેથી લાંબો વખત આપવાને ન બને, તોપણ તરતનાં જનમેલાં બચ્ચાંને પેહેલે ૪) થી ૬) અઠવાડીયાં સુધી જરૂર આપવું અને પછી ગાયનું દુધ ચાલુ કરવું. કોઈ વખતે ગધેડીના દુધથી બચ્ચાંને ઝાડો થાય છે; એવાં બચ્ચાંને તે દુધના ૩) ભાગ અને ચુણાના પાણીનો ૧) ભાગ મેળવી આપવાં. એક મહિનાની ઉમરનું બચ્ચું દરરોજ સુમારે પોણો શેર, બે મહિનાનું બચ્ચું સુમારે સવા શેર અને ત્રણ મહિનાનું બચ્ચું સુમારે દોઢ શેર લઈ શકે છે. હવે જેમ જેમ બચ્ચું મોટું થતું જાય, તેમ તેમ તેનું દુધ વધારતાં જવું. એ માફક અજમાયસ કરતાં કરતાં જ્યાં સુધી બચ્ચાંને બરાબર હજમ થતું જાય, ત્યાં સુધી વધારો કરવો. ગધેડીનું દુધ મોઘું હોવાને લીધે એટલું થોડું આપવામાં આવે છે કે બચ્ચું ભુખું મરે છે.

## ગાયનું દુધ.

આ દુધમાં કેઝીન માના દુધ કરતાં વધારે આવે છે, પણ તેમાં ખાંડ થોડી આવે છે, તેથી માના દુધને મળતું કરવાને તે દુધમાં પાણી તેમજ થોડી ખાંડ ઉમેરવી જોઈયે. વેચાતા દુધમાં ઘણીખરી પાણીની બેળસેળ કરવામાં આવે છે, પણ પાણી બેળેલું છે કે નહિ તે દુધની "સ્પેસિફિક ગ્રેવિટી" લેવાથી કે દુધ તપાસવાની લેક્ટોમિટર નામની નલીની મદદથી જણાઈ આવશે.

## દુધને કેમ જાલવી રાખવું.

પ્રથમ દુધવાળાના વાસણ સાફ છે કે નહિ, તેની તપાસ રાખવી, તેમજ ઘરમાં દુધનાં વાસણ ઘણુંજ સાફ હોવાં જોઈયે, અને જે વાસણમાં દુધ રાખ્યું હોય, તેને થંડી જગ્યાએ સંડાસથી દુર ઢાંકી રાખવું જોઈયે. દુધ ઉકાળીને થંડું પાડ્યા પછી બચ્ચાંને આપવા પેહેલાં તેમાં પાણી નીચલા પ્રમાણમાં બેળવું:–પેહેલા મહિનાનાં બચ્ચાંને ૨) ભાગ પાણી અને ૧) ભાગ દુધ આપવું. બીજો મહિનો બેઠા પછી અર્ધું દુધ અને અર્ધું પાણી બેળ કરીને આપવું. ૬) મહિનાનું થાય ત્યારે ૨) ભાગ દુધ અને ૧) ભાગ પાણી આપવું જોઈયે. હવે જેમ જેમ બચ્ચું મોટું થાય, તેમ તેમ તેનું દુધ વધારતાં જવું અને ભેળ કરતી વખત પાણી ઓછું કરતાં જવું, તેમજ તેને આપવાના વખતનો અંતર પણ વધારતાં જવું.

## "સ્વિસ મિલ્ક" અથવા સુકવેલું દુધ.

હવે કેટલાંકો બચ્ચાંને ગાયનું તાજું દુધ આપવાને બદલે સુકવેલું દુધ, જેને "સ્વિસ મિલ્ક" કહે છે તે આપે છે. આ દુધ ગાયનું તાજું દુધ લઈ તેમાંથી સેંકડે ૭૫) ટકા પાણી બાળી નાખી બનાવવામાં આવે છે, અને એક રતલ એટલે ૧૬) ઔંસના ટિનના ડબ્બામાં ભરી તે વેચવામાં આવે છે. તેની બનાવતની વિગતો નીચે જણાવેલી છે, પરંતુ તેમાં જે એક બાબત આપણું ખાસ ધ્યાન ખેંચે છે, તે એ છે કે આ ૧૬) ઔંસ સુકવેલાં દુધમાં નજદીક ૯) ઔંસ ખાંડ આવે છે અને તે ખાંડને લીધે પાણી નામવા છતાં, દુધ ઘણુંજ મીઠું થઈ જાય છે અને માના દુધના જેવું મીઠું કરવા માટે તેમાં

ઘણુંજ પાણી નાખવું પડે છે, તેથી તેમાં કેઝીન, માખણ તથા ખારનો ભાગ ઘણો થોડો થઈ જાય છે અને એવાં દુધથી બચ્ચાંનું પોષણ થતું નથી. વધારે દુધ લઈએ અને પાણી ઓછું લઈએ તો બચ્ચાંનું પોષણ થાય, પણ ખાંડ ઘણીજ આવ્યાથી બચ્ચાંને તે જેરવની ભારી પડી જાય. વળી ઘણી વખત દુધની મલાઈ કહાડી લીધા પછી તેને સુકવવામાં આવે છે.

### "સ્વિસ મિલ્ક"ની બનાવટ.

૧ રતલ અથવા ૧૬ ઔંસ ટિનનો એક ડબ્બો તેમાં

| | | |
|---|---|---|
| પાણી | ૨ | ઔંસ. |
| કેઝીન લગભગ | રાા | ,, |
| માખણ ,, | રા | ,, |
| ખાર | ૦ા | ,, |
| દુધમાં આવતી ખાંડ ("મિલ્ક શુગર") | રાા | ,, |
| સાકરિયા ખાંડ | ૬ | ,, |
| જુમલે | ૧૬ | ઔંસ. |

### બચ્ચાંને ઉપરનું દુધ શી રીતે પાવું.

બચ્ચાંને દુધ આપવાની ત્રણ રીત છે. ચમચીએ, સીસીએ અથવા કાકડાએ. એ ત્રણમાંથી છેલી રીત સર્વેથી સરસ છે. સીસીએ દુધ આપે છે, તેમાં એક અડચણ એ છે જે દર વખત દુધ પાઈ રહયા પછી તે સીસીને ઘણીજ સાફ રાખવી જોઈયે, જેમ મા અથવા આયાથી બનતું નથી અને તેથી દુધ ઓદરીમાં વળગી જાય છે, તેનું દહી થાય છે અને તેજ સીસીમાં બીજી વખત બીજું દુધ પેલાં બચ્ચાંને આપવાથી તેને અજીરણ થાય છે. ચમચીએ પાતાં ઘણી વેળાએ જો બચ્ચું જરા હીલે છે, તો તેને અતરસ જાય છે અને વળી ચમચીએ દુધ આપતાં દુધ સાથે થુંક બરાબર મળતી નથી, તેથી તે દુધ જરપત થઈ શકતું નથી. પણ કાકડાએ પાતાં એવી કોઈ અડચણ નડતી નથી, અતરસ જતો નથી, થુંક બરાબર મળી જાય છે, અને તેથી દુધ જલદીથી જરપત થઈ શકે છે. પરંતુ તે બાબદમાં એક ચીજ અવસ્યની છે અને તે એ કે દર વખત સોજ્જો કાકડો બદલવો.

### ધવાડયા પછી બચ્ચાંને સુવાડવાની જરૂર.

બચ્ચાંને ધવાડયા પછી તરતજ સુવાડવું જોઈયે. કેટલીક માતાઓને એવી ટેવ હોય છે કે બચ્ચું સુવાની તલબ કરે છે, તોપણ તેને સુવાડવાને બદલે રમાડે છે, પણ તેમ કરવામાં ગેરફાયદો એ છે કે જો બચ્ચું સુતું નથી, તો તેનાં હોજરી આંતરડાંને બરાબર લોહી મળતું નથી, જેથી તેને દુધ જરતું નથી અને તેનાં પેટમાં દુખે છે.

### તનદરૂસ્ત બચ્ચું કેટલો વખત ઉંઘાય છે.

એક મહિનાનું તનદરસ્ત બચ્ચું, જે પોતાની માનું પુષ્ટિકારક અને પુરતું દુધ ધાવે છે, તે ઘણુંખરૂં દહાડાના ૨૦) કલાક ઉંઘાય છે. બે ત્રણ મહિનાનું થયા પછી એટલો વખત ઉંઘાતું નથી, તોપણ સહવારના બે ત્રણ કલાક અને બપોરે થોડો વખત ઉંઘાય છે, તેમજ આખી રાત સુઈ રહે છે; માત્ર બે ત્રણ વખત દુધ પીવાને ઉઠે છે. બચ્ચાં ૮) મહિનાના થયા પછી બરાબર સુતાં નથી, કારણ તેમને દાંતની શરૂઆત થાય છે તેથી ઘણાં બેચેન રહે છે. દાંત આવ્યા પછી જો બચ્ચાં તનદરસ્ત હોય છે, તેમને જેવાં બીછાણામાં સુકયાં કે ઉંઘાઈ જાય છે. બચ્ચું રાતની વખતે સુતું નહિ હોય અને રડયા કરતું હોય, તો તે શાથી નથી સુતું તે કારણ શોધી કહાડીને તેનો ઉપાય કરવો જોઈયે. ઘણુંખરૂં કારણ કાનનું દર્દ, પેટમાં ચુંકો, અજીરણ અને તાવની બેચેની હોય છે. જો કારણ માલમ પડે તેનો ઘટતો ઉપાય કર્યાથી બચ્ચાંને ફાયદો થશે, તેમજ આગળ માફક બરાબર ઉંઘાશે. બરાબર ઉંઘ આવવી એ તનદરસ્તી માટે ઘણું અવસ્યનું છે અને બચ્ચાંને બરાબર ઉંઘ આવે તેની સંભાળ રાખવાની દરેક માબાપની ફરજ છે.

### બચ્ચાંને ઝોળીમાં સુવાડવા વિષે.

બચ્ચાંને ફકત બળોતિયું લપેટીને ઝોળીમાં સુવાડવાની ચાલ સારી નથી, કારણ બચ્ચાંને હાજત થાય તો તે બળોતિયાંમાંથી ઝોળીના કટકાને લાગે છે અને જોકે તે ખરડાયલું બળોતિયું બદલી નાખવામાં આવે છે, તોપણ પેલી ભીણીજ અથવા સુકાયલી ઝોળીમાં પેલું બચ્ચું સુએ છે, તેથી તેને ઘણી વેળાએ સરદી તેમજ કોહેવાટ થાય છે, માટે જેમ કેટલેક ઠેકાણે કરવામાં આવે છે તેમ બળોતિયાંની નીચે ગોદડી અને તેની નીચે ઑઈલ-કલૉથનો કટકો મેલીને પછી બચ્ચાંને જો સુવાડવામાં આવે તો તે ઝોળીનો કટકો ભીંજાય નહિ. બચ્ચાંને ઝોળીમાં સુવાડતાં તેની માતા ઘણીવાર એક મોટી ભુલ કરે છે, તે એકે બચ્ચાંને સારી પેઠે ઉપરથી ઢાંકે છે, પણ તેની પીઠ નીચે કાંઈબી ગરમ કપડું નાખવામાં આવતું નથી અને પીઠ ઉઘાડી હોવાથી બચ્ચાંને ટાઢ વાગવાને લીધે તે રડે છે, જ્યારે મા બચ્ચાંને મુગું રાખવાને વધારે હિંચ નાંખે છે, જેથી બીજે દહાડે બચ્ચાંને સરદી થઈ આવે છે, એટલા માટે પીઠ નીચે ગરમ કપડું રાખવું જોઈયે. ઝોળીમાં ગોઠવેલાં કપડાંનો ઢગલો થઈ જાય છે, એટલા માટે ઝોળી કરતાં પાળણું રાખવું વધારે સારૂં છે, કારણ પાળણામાં બચ્ચું બરાબર ફરી શકે છે, અને ઉંઘમાંથી પોતાની બાજુ બદલી શકે છે, તેમજ તેની કુદરતી વળાણને અનુસરીને જાગતી વખતે બચ્ચું અબરૂં પડી શકે છે. ઘણી માતાઓ ગમે એવી ગરમી અથવા ટંડી હોય અને ઓરડામાં પવન આવતો હોય કે નહી, તો પણ ઝોળીને કુરતની નાંખે છે. હવે કુરતની જો નેટની હોય તો હવાની આવજાવને ઘણી અડચણ કરતી નથી, પણ મલમલની હોય તો બચ્ચાંના દમમાંની જે ઝેરી હવા નિકળે છે, તેને બહાર જવાનો ખુલ્લો રસ્તો મલતો નથી, તેમજ બહારની સારી હવા અંદર જઈ શકતી નથી અને બચ્ચું પેલી ખરાબ હવા પાછી દમમાં લે છે. મચ્છર બચ્ચાંને હેરાન કરે નહિ, એવી મતલબથી કુરતની નાંખવામાં આવે છે. પણ જે કુરતની જેવી રીતે પલંગમાં ખોસી દેવાય છે, તેવી ગોઠવણ ઝોળી કે પાળણામાં ન હોય તો સામાં મચ્છર બચ્ચાંને વધારે હેરાન કરે એવો સંભવ રહે છે.

### સૈયડ મુકાવવાનો વખત તથા તે મુકાવવાના ફાયદા.

બચ્ચું ત્રણ માસનું થાય એટલે તેને સૈયડ મુકાવવા જોઈયે. એક વખત સૈયડ મુકાવ્યા અને તે બરાબર આવ્યા તથા તેની નિશાણુ બરાબર પડી રહી, તો પાછળથી પોતાની મેળે સૈયડ આવે ત્યારે તેનું જોર ઘણું નરમ રહે છે અને સૈયડનો ભારે ઉપદ્રવ ચાલતો હોય તે વખતે પણ તે દર્દ સામે તેને સારૂં રક્ષણ મળે છે અને તે દર્દ લાગુ પડવા છતાં પણ જીંદગીનો નાશ થતો ઘણે દરજ્જે અટકે છે. ૧૫) વર્ષની ઉમરે પોહોંચ્યા પછી ફરીથી બીજી વખત સૈયડ મુકાવવાની જરૂર છે, કારણ સૈયડની રૂતુ ચાલે છે ત્યારે એટલી ઉમરવાળાંઓને સૈયડ પોતાની મેલે ઘણા જોરથી અને ધાસ્તી ભરેલી રીતે લાગુ પડે છે.

સૈયડ તદન નહિ કઢાવેલા માંહેલા સેંકડે ૩૭ ટકા મરણ પામે છે, ત્યારે સીતલા મુકાવેલા માહેલા સેંકડે માત્ર ૬॥ ટકા મરણ પામે છે. સીતલા મુકેલામાંથી જેમને સૈયડનો રોગ પોતાની મેલેં પાછો લાગુ પડે છે, તેઓમાં કઢાવેલા સીતલાની નિશાણુ વધતી કે ઓછી સખ્યામાં રહી હોય તે પ્રમાણે વધતાં કે ઓછાં પ્રમાણમાં મરણ નિપજે છેઃ—

એક નિશાણુવાલામાં સેંકડે લગભગ ૭
બે નિશાણુવાલામાં „ „ ૪
ત્રણ નિશાણુવાલામાં „ „ ૨
અને ચાર નીશાણુવાલામાં બસોએ ૧ મરણ પામે છે.

### દાંત વિષે.

બચ્ચાંને દાંત ઘણાખરા સાતમે મહિને આવવાના શરૂ થાય છે, પણ મુખ્ય કરીને "રિકેટસ" માં ૧૧) મહિના અથવા ૧) વર્ષ પછી આવે છે. કોઈ બચ્ચું થોડાક દાંત સુધાં જન્મે છે. એવો બનાવ જવલેજ બને છે, પરંતુ તેવો એક દાખલો કામા ઑસપિટલમાં ખુદ મારી નજરે જોવાની મને તક મળી હતી. દાંત આવે છે તેની વિગત નીચે પ્રમાણે છે. પ્રથમ જે દાંત આવે છે તેને દુધીઆ દાંત કહે છે. એવા દુધીઆ દાંત ગણત્રિમાં ૨૦ હોય છે.

ધારવાલા અથવા આગલા દાંત ૭ થી ૯ મહિના સુધીમાં આવે છે અને તેમની સંખ્યા ૮ હોય છે.
આગલી દાઢ ૧૨ મહિના પછી આવે છે જે ૪ „ „
અણિયાળા દાંત ૧૮ મહિના પછી આવે છે જેપણ ૪ „ „
પછવાડેની દાઢ ૨૪ મહિને આવે છે જેપણ ૪ „ „

૨૦

"બચ્ચાંઓની માવજત" સંબંધી રજુ થયલી આ વિગતો પરથી તમે જોયું હશે કે તેમની તનદરસ્તી અને ઉમરદરાજીનો બલકે તેમની જીંદગીનો મુખ્ય આધાર તેમને જન્મ આપનાર માતાઓની સ્થીતિ અને રહેવાની રીતિ, તેમજ મજબુત બાંધા, પુખ્ત ઉમર અને અકસીર દુધ ઉપર લટકેલો રહે છે. પરંતુ તેવી હાલત હાંસલ કરવા માટે રહેવા વસ્વાની તથા સંસારી રીત એવી હોવી જોઈયે, કે જેથી સાનતંતુનું જોર કમતર નહિ થાય, કારણ કે જે કોમમાં તે જોર કમતર થાય છે, તે કોમ નાનાં દુખ દર્દો વરીક ખમવાને અશક્તિવાન થતી જાય છે અને દુખનું જોર ન ખમાયાથી તેને આધીન થઈ, સેહેજમાં તેના સપાતામાં દબાઈ જાય છે. એવી સ્ત્રીઓ પોતાના જેવાંજ બચ્ચાંઓને જન્મ આપે છે, જેઓ નાનાં દુખ દર્દોનાં સેહેલાઈથી ભોગ થઈ પડે છે. એથી બાળકોની મરણ-સંખ્યા વધે છે, અથવા તો પીળાયલાં, ખખરી ગયલાં બચ્ચાંઓની એક નાની કોમ દવા દારૂ લઈ ઉભી થાય છે, જેઓ વયે પોહોંચતાંજ સેહેલથી ઉશકેરાઈ જનારાં, કામકાજથી જરામાં થાકી જનારાં, ભારે કામ માથે ન ઉઠાવી શકનારાં, હરીફાઈના જમાનામાં લાંબો વખત હેજગારી ન કરી શકનારાં, ધંધો રોજગાર ન ટકવી રાખનારાં, બની બેસે છે. એવી હાલતને લીધે એક આખી કોમના હાથમાંથી ધંધો ધાપો લુટાઈ જાય છે. તેઓ સેહેલુ સુતરૂં કામ શોધવા બેસે છે અને તેમના હરીફો કામનાં મેદાનમાંથી તેમને થોડા વખતમાં મારી હઠાવે છે. એટલા માટે તનદરસ્ત માતા તેમજ તનદરસ્ત ઓલાદ બનાવવા માટે ખુલ્લી સ્વચ્છ હવા, ઘટતી કસરત, પુરતી રોશની, સુતરો ખોરાક, યોગ્ય કપડાં, મધ્યમસર રહેવાની અને વહેલાં સુઈ વહેલાં ઉઠવાની તરબિયત, પુખ્ત વયે પરણવું—એ બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની વાંચનારને વિનંતી કરી આ વિષય સમાપ્ત કરૂં છું.

## એક ભલી પત્ની.

### પ્રકરણ ૧ લું.




ઘળું નકામું છે જેમ્સ. એમ કદી બનેજ નહી. બાવાએ ફરી ફરીથી કહ્યું છે કે તેનું કોઇ પણ છોકરૂં એક દાણચોરી કરનાર, અથવા દાણચોરી કરનારની સ્ત્રી થઇ શકશે નહી."

ઉપલા શબ્દો બોલનાર એક ફીકા ચેહેરાની ઓગણીશ કે વીશ વર્ષની નાજુક દેખાવની છોકરી હતી. તેણીએ સાંજનો સફેદ પોશાક સજયો હતો. તેણીનો સોબતી એક જુવાન પુરૂષ હતો. તે ખલાસીના ડ્રેસમાં હતો. તે એક મગરૂર દેખાવનો શખ્સ લાગતો હતો. તેનાં કમાનદાર ભવાં તેની મોટી ભુરી આંખો પર મગરૂરીથી વાંકાં વળેલાં હતાં. તેના સોબતીના ઉપલા શબ્દોથી તેનાં કપાળ પર કરચલી વળી હતી, તે જલદીથી બોલી ઉઠયો.

"મને સમજ નથી પડતી કે તારા બાપ વગર કારણે શા માટે વચ્ચે પડે છે. તું જાણે છે મેરી," તેણે પોતાનું સર મગરૂરીથી ઉઠાવતાં વધાર્યું, "હું કાંઈ અપ્રમાણીકપણે વર્તતો નથી, અથવા તો મારી જીંદગીના બચાવ અર્થે કોઇનો જીવ લેતો નથી. મારૂં કહેવું એટલુંજ છે કે આ માણસોને મારાં કામમાં માથું મારવાનો કાંઈજ હક નથી."

"પણ જેમ્સ," તેની સોબતણ ઘણાજ ધીમા, બીહકણ અવાજે બોલી, "બાવા કહે છે કે જગાત આપ્યા વીના કાંઇ પણ શેહરમાં નહી લાવતું એવા ઇંગ્લંડના સખ્ત કાયદા છે અને તે તવંગર તેમજ ગરીબનું એકસરખી રીતે રક્ષણ કરે છે. જે કોઇ આ કાયદા તોડે, તે સજાને પાત્ર થાય છે. આ કાયદાઓ પપા મારા ભાઇઓને હમેશ સમજાવે છે અને કહે છે કે" તેણીએ વધારે ધીમા ખોખરા અવાજથી વધાર્યું "જો તમે દાણચોરી કરવાનો ધંધો છોડશો નહી, તો તમારે અને મારે હમેશને માટે છુટું પડવું જોઇયે."

"હવે સાંભળ મેરી," જેમ્સ આતુરતાથી બોલ્યો, "તારા બાપ કહે છે તેમ દાણચોરી કરવામાં હું કશું ખોટું જોતો નથી. અને જ્યારથી મને તારી સાથે ઓળખાણ પડી છે, ત્યારથી હું આ ધંધો મારે ખાતર નહી પણ તારે પોતાને ખાતર ચલાવું છુ. પણ જો હું જેટલું પ્રમાણીકપણે કમાવું છું, તેટલાં પરજ તું સુખથી રહી શકશે એવું ધારતી હોય, તો હું વચન આપું છું કે આ મારો ધંધો હવે તદન બંધ કરીશ. આ વચન તારા બાપને સંતોષ આપશે કે?"

"હા, હા, મારી ખાતરી છે કે મારી માફક તેવણ પણ તમારી પર વીશ્વાસ રાખશે. મારે માટે તમે આપેલા આ ભોગનો કદી પણ તમને પશ્ચાતાપ કરવો પડશે નહી. તમને દરેક રીતનું સુખ આપવા મારેથી બનતું કરીશ, જેમ્સ."

મેરીના આ પ્રગટ પ્રેમભાવથી જેમ્સ સેહજ હસ્યો—તેણે તે નાજુક નારનાં ગોરાં કપાળ તરફ તથા નરમ આંખો તરફ એક પળ ટીકયું; અને તેને લાગ્યું કે તેણીનાં કપાળ પર વળેલી નીર્દોષ કરચલી અને આંખમાં જણાતો પ્રગટ પ્રેમ ખુલ્લું દેખાડી આપતાં હતાં કે તેણીનું બોલવું અંતઃકરણનું હતું.

ઉપર જણાવેલાં બે આસામી એક નાની ટેકડીની ટોંચપરના રસતાપર ધીમી ચાલણે ચાલતાં હતાં. જમણા હાથપર આવેલા સદા જીવતા અને સદા હાલના બહોલા દરીઆવના રૂપેરી નાના મોજાઓનો ધીમો છલછલાત, મેહેનતુ માછીમારોના હલેસાંઓનો છબકતો આવીને સમીસાંજની શીતલ લહેકી, પવનના જોરે મોટા સડો બાંધી, સામા આવતા મોજાઓને કાપતી જતી હોડીઓની એક સરખી અને દમામ ભરી ચાલ, અને ઘણે દુરથી પસાર થતાં વહાણોના—આ સમીસાંજના ધીમે ધીમે બેસતા અંધકારમાં—ગુલ થઇ જતા આકારો, અને એમને બીજી કુદરતી ખુબસુરતીઓ જેમ્સ અને મેરીને અપાર મજાહ અને આનંદ પમાડતી હતી.

બીજી બાજુએ આવેલા એક ખુશનુમાં બાગનો દેખાવ આંખને તાઢક આપતો હતો. ખેતરો અને નાના પણ સુઘડ સુખવાસી ઝુપડાં આસપાસ આવેલાં દરખતોની ઘટામાં ઢંકાયલાં છુટાં છવાયાં જણાતાં હતાં. એક જુના દેવલનો મીનારો દુરથી દેખાતો હતો. આસપાસ રેતીના ડુંગરો આવી રહ્યા હતા, કે જેઓ અસ્ત પામતા સુર્યના કીરણોથી ભુરું અને જાંબુરા રંગનો પ્રકાશ પાડતા હતા, તે નાના ગામડાંનો અઠો દેખાવ ઘણો રલીઆમણો હતો.

તે એક રવીવારની સુંદર સાંજ હતી, અને જોસમાં વાગતા દેવલના ઘંટને માન આપી જુવાન અને ઘરડાં માણસોનાં ટોલેટોલાં ધીમે ધીમે દેવલ તરફનો રસતો લેતાં હતાં. મેરી અને તેણીના સોબતીએ પણ દેવલ તરફનોજ રસતો લીધો. તેણીના મીત્રોના પુછવાથી તેણીએ જણાવ્યું કે તેણીના બાપે લીધેલી વાજબી હરકતનો છેડો આવ્યો હતો, અને તેઓના થોડાં દીવસમાં લગ્ન થનાર હતાં. તેણીનું કહેવું ખરૂં હતું.

રાલ્ફ આરનોલ્ડ, મેરીનો પીતા આ ગામડાંમાં રહેતો હતો, કે જ્યાં દાણ ચોરીનો ધંધો પુર જોસમાં ચાલી રહયો હતો. રાલ્ફ આરનોલ્ડ પોતાના દીકરા દીકરીને આ ધંધાની સામે હમેશ બોધ આપતો હતો, તે એક વચલા વર્ગનો ખેડુત હતો; અને તેનું કુટુંબ પોતાનાં ઓળખીતાંઓમાં ઘણું માન પામેલું હતું.

થોડા વખત ઉપર મેરી એક કુટુંબમાં ગવરનેસ દાખલ રહી હતી. જેમ્સ હારલી, કે જે તેણીના શેઠને ત્યાં વારંવાર કામસર આવતો હતો, ત્યાં તેણીનો જેમ્સ સાથે પહેલ વહેલો મેળાપ થયો હતો, કેટલોક વખત પછી મેરીની માતા માંદી પડી, અને તેણીને ઘેર જવાનું તેડું આવ્યું. તેણીની બીજી બેહેનો પરણી ગઈ હતી, એટલે મેરીની માતા આગળ જવાની ફરજ હતી, અને તેણી ગઇ. રાલ્ફ આરનોલ્ડનાં ઘરથી એક માઇલને અંતરે જેમ્સ હારલી આવીને રહયો. તેણે મેરીના બાપ આગળ મેરીના હાથની માંગણી કીધી, તેણે હીમતથી કબુલ કીધું કે નાનપણથીજ તે એક દાણ ચોર હતો. રાલ્ફ આરનોલ્ડે એક દાણચોરને પોતાના જમાઇ તરીકે લેખવા સાફ ના પાડી. હારલી ક્રોધમાન થયો, પણ મેરીએ ધીરજ રાખી તેના બાપ પાસે વાજબી કારણ હતું, એટલે તેણી તેની સામે થઇ શકી નહી. તેણીએ જેમ્સને જણાવ્યું કે જો તે પોતાની જીંદગી ગુજારવાનો રસ્તો બદલશે અને આ અપ્રાણીક ધંધો છોડશે તોજ તેણીના બાપની પરવાનગી તે મેળવી શકશે. આપણે ઉપર જોઈ આવ્યા તેમ જેમ્સે તે વચન આપ્યું, અને મેરીના મા બાપને હવે કશો વાંધો રહયો નહી, તોપણ તેઓને ધાસ્તી હતી કે મેરીના ભવીષ્યનાં સુખનો પાયો ઘણો નબળો હતો.

ટુંકમાં તેઓનાં લગ્ન થયાં. પરણેલી જીંદગીના પહેલાં ત્રણ વર્ષો આ જુવાન જોડાંએ ઘણાં સુખમાં ગુજાર્યાં. જેમ્સ એક હોશયાર સુથાર હતો, અને સુથારનાં કામ ઉપરાંત તેને અવાર નવાર બીજું કામ પણ મળતું હતું, એટલે મેરીને મધ્યમ સુખમાં રાખવાને તે શક્તીવાન હતો. પણ હવે કુટુંબમાં વધારો થવાથી આવક ઓછી પડી. હારલીનો મુળ ધૈર્યહીન સ્વભાવ મીજાજી અને ચીરડાઉ થતો ગયો, અને ગરીબ બીચારી નમ્ર મેરીને તેની તરફથી વગર વાંકે ઘણા સખ્ત શબ્દો સાંભળવા પડતા કે જે સખ્ત શબ્દો તેણીનું અંતઃકરણ વીંધી નાખતા હતા.

તેઓનાં લગ્નને ચાર ઉન્હાળા વહી ગયા. જેમ્સનો સ્વભાવ વધારે ને વધારે મીજાજી થતો ગયો. તે અવારનવાર મેરીને કેટલીકવાર પૈસા આપતો અને તે પૈસા તે કયાંથી કમાતો તે

મેરીની અચંરતી હતી. મેરી તેનો ખુલાસો પુછતી, ત્યારે તે કાંઇ કાંઈ બહાણાં કહાડી, તેણીને ઉડાવતો હતો. પોતાનાં સુખનું વ્હાણુ ભાગતું જોઇ, મેરી એકાંતમાં અસંખ્ય આંસુ વરસાવતી.

એક સાંજે મેરી પોતાનાં વડાં બાળક–કે જેની તબીએત સારી ન હતી–નાં બીછાણાં આગળ ગુંઠણ પર બેસી તે બાળકને દવા પીવા સમજાવતી હતી, તેવામાં જેમ્સ ઝડપમાં ઓરડામાં દાખલ થયો. તેણે એક શબ્દ પણ બોલ્યા વીના કેટલાક પૈસા તેણીના હાથમાં મેલ્યા. જેવો તે પૈસા આપવા ગયો કે તેના હાથના ઠંડા સ્પર્શથી મેરી ચમકી ઉઠી. તેણીએ તેના ચેહેરામાં જોયું. તે તદન ફીકો હતો. તેના મોટા ડગલામાં અંદરથી સંતાડેલી એક પીસ્ટોલ તેણીની નજરે પડી. એક પળમાં તેણીને સઘળું સમજ પડયું. તેણીએ મોટા અફસોસ વચ્ચે જાણ્યું, કે તેણે પોતાનું વચન તોડયું હતું, પાછો પોતાનો અપ્રમાણીક ધંધો ચાલુ કીધો હતો અને આ પૈસા તેનું ફળ હતું. જેવો તે પાછો ફરવા ગયો, કે તેણી એકદમ ઉભી થઇ અને તેને જતો અટકાવતાં પોતાનાં નીંદ્રાવશ બાળકો તરફ આંગળી કરતાં પોકારી.

"ઓ જેમ્સ, જેમ્સ, આ નીર્દોષ બાળકો અને મારે ખાતર તું ના જા!"

પણ તેણી બીજું કાંઇ પણ બોલે, તે પેહેલાં તેણે દરવાજા ગમ પગલાં ભર્યાં, અને બહારથી એક ધીમો અવાજ બોલતો સંભળાયો.

"લે ચાલ હારલી, અમે તારે વાસ્તે ખોટી થઇયે છીયે."

પોતાની સ્ત્રીપર એક પણ નજર ફેંકવાની હીંમત કર્યા વીના આ દાણચોરે ઝડપથી ઘર છોડયું અને મેરી, કે જે હાલ્યા ચાલ્યા વીના એક પુતળાંની માફક સ્તંભ્ધ થઇ ઉભી હતી, તેણીએ તેનાં જતાં પગલાં સાંભળ્યાં.

## પ્રકરણ ૨ જું.

તેણીની પહેલી હીલચાલ પોતાનાં નીંદ્રાવશ બાળકોનાં બીછાણાં આગળ ગુંઠણપર પડવાની હતી, કે જ્યાં તેણીએ તે કંટાળા ભરેલી આખી રાત દુઃખમાં પસાર કીધી.

તેણીના ભરથારે તેણીને છેતરી હતી, અને પોતાનું વચન તોડયું હતું. તે આ ધાસ્તી ભર્યા અને અવટીત ધંધામાં રોકાયો હતો, કે જે ધંધાને તેણી નાનપણથીજ ધીક્કારની નજરે જોવા શીખી હતી. પછી તેણીને આગલાં ત્રણ વર્ષો યાદ આવ્યાં, કે જે તેઓએ ઘણાં સુખ અને સંપથી ગુજાર્યાં હતાં, પણ અફસોસ! હાલ તે સુખ તેણીને સ્વપ્ના મીસાલ લાગ્યું. સહવાર પડી, અને પોતાનાં બચ્ચાંઓના અવાજથી તેણી પોતાની જીંદગીના સ્વપ્નામાંથી બેદાર થઈ તેણીએ બેધ્યાનપણે છોકરાંઓને તૈયાર કીધાં અને તેઓના નાસતા વગેરેની તૈયારી કરવા લાગી. તે દીવસ પુરો થવા આવ્યો પણ હજી તેણીનો ભરથાર પાછો ફરયો ન હતો. તેણીએ ઘરની બહાર જવાની પણ હીમત ચલાવી નહી કે રખેને જેમ્સની ગેરહાજરી વીશે પાડપડોસીઓ કાંઈ પુછે.

આવતાં જતાં દરેકના પગલાં સાંભલવાથી તેણીનું અંતઃકરણ આશા અને ધાસ્તીની ભેગી લાગણીઓથી ધડકતું હતું. પણ આખરે કોઇના પગલાં દરવાજા આગલ થોભેલાં તેણીએ સાંભલ્યાં. મુલાકાતે આવનાર મીસીસ મીલમેન, જગાતના કામપર નેમાયલા એક અમલદારની બાનુ હતી. તેણી મેરીની મુલાકાતે વારંવાર આવતી હતી, અને તેણી તરફ ઘણીજ માયાળુ હતી.

"મીસીસ હારલો, હું અંદર આવું કે?" તેણી ધીમા અવાજે બોલી. તેણીના અવાજપરથી મેરીને લાગ્યું કે તેણી કાંઈ માઠા સમાચાર લાવી હતી. ફીકી અને ધ્રુજતી તેણી એક ખુરસીમાં બેસી પડી. મીસીસ મીલમેને તેણીની પાસે જગ્યા લીધી અને બોલી. "મીસીસ હારલી, મારા વરને અને મને લાગ્યું કે તમે મી૰ હારલીના બાબમાં ઘણાં આતુર હશો; અને તેથી હું તમને ચેતાવવા આવી છું કે કાંઈ પણ માઠા સમાચાર સાંભળી તમે એકદમ ઘબરાવો નહી. તે તદન સલામત છે મીસીસ હારલો, પણ તેણે તમારેથી કેટલોક વખત ગેરહાજર રહેવું પડશે."

મેરી એક શબ્દ પણ બોલી નહી. તેણીએ પોતાનું મોહડું પોતાના હાથોવતી ઢાંકયું અને એકદમ રડી પડી, તેણીએ વધારે પુછયું નહી. અને તેણીની માયાળુ સહી,—કે જેણે આખી રાત એક માંદગીનાં બીછાણાં આગળ પસાર કીધી હતી–એ મેરીને બનતો દીલાસો દીધો. મીસીસ મીલમેને મેરીને ઘણી ઠંડી પાડી અને ધીરજથી બધો હેવાલ કહ્યો, જે નીચે મુજબ છેઃ—

જેમ્સ હારલી અને બીજા દાણચોરોની એક ટોળકીને તે દીવસે કોસ્ટગાર્ડે અટકાવ્યા. તેઓએ વ્હાણપરનો માલ વગર પરવાનગીએ બહાર કાઢયો, અને તે માલ પચાવી પાડવાની પેરવી કીધી. આ પ્રયત્નમાં તેઓ કેટલેક દરજ્જે ફતેહ પામ્યા એવામાં કોસ્ટ ગાર્ડ તેઓને પકડયા. તેઓની લડાઈમાં દાણચોરોમાંના એકે લેફટનંટ મીલમેન—કે જે બોટનો કમાનડર હતો—ની તરફ બંદુક ફોડી અને તેને સખ્ત ઘાહેલ કીધો. આ ઘબરાટમાં દાણચોરો નિશંક નાહસી જાત, પણ એટલામાં ત્યાં થયલી ગડબડનો અવાજ સાંભળી એક બીજી બોટવાલા તેઓની મદદે આવ્યા, અને દાણચોરોમાંનાં એકેએકને પકડયા.

ઘાહેલ થયલા લેફટનંટ મીલમેનને બેભાન અવસ્થામાં ઘર લાવવામાં આવ્યો. જેવો તે શુદ્ધીમાં આવ્યો કે તેણે પોતાની સ્ત્રીને મેરી આગલ જવા ફરમાવ્યું.

"ઇડીથ, ઈડીથ," તે બોલ્યો, "ગઈ રાતે પેલી ટોળકીમાં મેં જેમ્સ હારલીને પણ દીઠો હતો. સહવાર પડયા પહેલાં તો સર્વેને જેલમાં લઇ ગયા છે. માટે ઇડીથ, તું ગરીબ બીચારી મેરી આગળ જા, અને તેણીને તારાથી બનતો દીલાસો આપ."

મીસીસ મીલમેને મેરીને શાન્ત પાડવામાં પોતાથી બનતું કીધું, પણ સઘળું ફોકટ. આખરે આ ભલી બાનુને પોતાને ઘેર પાછું ફરવું પડયું, અને તેણી કેટલાંક પડોસીઓને મેરીની સંભાળ લેવાને સોંપી ગઈ. તેઓમાં થતી ધીમી વાતચીત સાંભળવાથી મેરીની ધાસ્તી વધતી ગઇ.

"તેણેજ બંદુક ફોડી હતી."

"લેફ્ટનન્ટ મીલમેન જો મરણ પામશે તો તેના હકમાં ઘણું ખોટું થશે."

આવાં વાકયો તેણીએ સાંભળ્યાં, અને નિરાશાથી ભાન ખોઇ એજ અવસ્થામાં ઘણા દીવસ સુધી તેણી પડી રહી.

હવે આપણે હારલીની ખબર લઇએ. તેને ગઈ રાતનો મેરીનો દુઃખી કાલાવાલા ભર્યો ચેહેરો, અને છુટાં પડતી વખતના તેણીના શબ્દો—"ઓ! જેમ્સ, જેમ્સ, આ નિર્દોષ બાળકો અને મારે ખાતર તું ના જા"—યાદ આવ્યા.

પોતાના આગલા સોબતીઓમાં સામેલ થવાની લાલચ તે અટકાવી શકયો નહી, અને પોતાની આ નબલાઈથી પોતેજ પોતાની ભલી સ્ત્રી અને નીરાધાર બાળકોપર આણેલાં આ દુઃખથી તે ઘણો પસ્તાઓ.

ઘાહેલ થયલો અમલદાર જેવો સાક્ષી આપી શકે એવી હાલતમાં આવ્યો, કે તેણે સરકારી માલ પચાવી પાડવા અને સરકારી અમલદારોને પોતાની ફરજ બજાવતાં અટકાવવાના બે આરોપ મેલ્યા. બંને ગુન્હા સાબેત થયા, પણ રાતના અંધારામાં બંદુક કોણે ફોડી હતી તે તેના માણસો કહી શકયાં નહી. દાણચોરોમાંના ઘણાકો તે વખતે હથ્યારબંધ હતા, એટલે બંદુક કોણે ફોડી તે ખાત્રીપુર્વક કહેવું અશકય થઇ પડયું. કેદીમાંના દરેકને તે વીશે પુછવામાં આવ્યું, પણ દરેકે જવાબ આપવાની સાફ ના પાડી કે રખેને તેઓનાં જવાબથી તેઓમાંના કોઈ પણ પકડાઈ આવે. હવે હારલીની વારી આવી અને તેણે વગર આનાકાનીએ જવાબ આપ્યો કે તેણે પોતેજ એકલાએ બંદુક ફોડી હતી.

"તમે, હારલી, તમે બંદુક ફોડી!" તે જુવાન અમલદાર પોકારી ઉઠયો.

"પકડાવાના વીચારથી હું ઘેલો થયો હતો મી૦ મીલમેન," બંધવાએ જવાબ આપ્યો, અને તે વખતના મારા ગુસ્સામાંજ મેં બંદુક ફોડી. મને ખબર નહી હતી કે બોટના કમાનડર તમે હતા સાહેબ."

ઉપલો ખુલાસો કરતાં તેના હોઠ ધ્રુજ્યા. તેણે તેના માનવંત સસરાને અને પેલા ભલા અમલદારને તેના છુટકારા માટે કાલાવાલા કરતાં જોયા. તેને કોઇ પણ જાતની સખ્ત શીક્ષા થવાથી તેની નિર્દોષ બાયડી અને નીરાધાર છોકરાંઓની કેવી દુરદશા થશે તે અસરકારક રીતે તેઓએ કોર્ટમાં વર્ણવ્યું. તેઓની વીનંતી ફોકટ ગઈ. હારલી જેવા બલવાખોરથી તો લોકમાં એક દાખલો બેસાડવો જોઈયે એવું જણાવતાં પાંચ વર્ષ સુધી દેશનીકાળ થઇ બરમ્યુડાના ટાપુ ખાતે જવાની ટપ મરાઇ.

રાલ્ફ આરનોલ્ડ, પોતાની કમનસીબ બેટી, કે જેને હારલીની તપાસ વેળા સંભાળથી દુર રાખી હતી, તેણીને આ ટપ સાંભળ્યાથી કેવો ફટકો લાગશે તેનો વીચાર કરતો દુઃખી દીલે તે પાછો ફર્યો.

પણ માઠાં સમાચાર જલદીથી ફેલાવો પામે છે. ગામડાંનાં કેટલાંક લોક, કે જેઓ તપાસનું પરીણામ જાણવા ઘણાં આતુર હતાં, તેઓથી મેરીને આ ગજબનાક બનાવની ખબર પડી ચુકી હતી.

તેણીએ ખમેલાં છેલ્લાં દુઃખથી તેણીની બુદ્ધી તદન જડ થઇ ગઈ હતી, પણ આ સમાચાર સાંભલતાંજ તેણીની શકતીઓ ઠેકાણે આવતી જણાઈ. રાલ્ફ આરનોલ્ડ ઘર પહોંચ્યો ત્યારે તેણે પોતાની કમનસીબ બેટીને મુસાફરીએ નીકલવાની તૈયારી કરતાં જોઇ. જે ઠેકાણે જેમ્સ આરનોલ્ડને કેદ કીધો હતો, ત્યાં જઈ તેના છુટકારાને માટે બને તો માફી મેળવવા, અને નહી તો તેવાં દેશનીકાળપણામાં તેની સાથે જવાની પરવાનગી મેળવવાનો તેણીએ ઠરાવ કીધો. કેવી ભલી પત્ની!

તેણીનાં માબાપ અને સગાંવાહલાંઓએ આ કામથી તેણીને અટકાવવાની ઘણી તજવીજ કીધી; પણ ફોકટ. તેના નરમ સ્વભાવથી ઉલટીજ તે તેઓની સામે થઈ, અને આખરે હારીને તેઓએ તેણીની યોજનામાં બનતી મદદ આપી. મેરીની માતાએ તેણીની ગેરહાજરીમાં તેણીનાં બચ્ચાંઓની સંભાળ લેવાનું વચન આપ્યું.

સર્વ તૈયારી થઇ ચુકી, અને મેરીએ એક મેહરબાન પડોસીની મેહરબાનીથી મેલવેલી ગાડીમાં પોતાની મુસાફરી શરૂ કીધી.

આખરે તેણી પોતાના ભરથારનાં બંદીખાનાંની ગંજાવર દીવાલો આગળ જઈ ઉભી. તેણીએ ઘણીક અડચણ પછી અંદર દાખલ થવાની પરવાનગી મેળવી. તેણી મુશકેલાઇએ ચાલી શકી. જેમ્સ હારલીની સનમુખ જતાંજ થાક અને દુઃખથી આજેજ થઇ જમીનપર પડી. થોડાજ દીવસમાં તેણીનાં નાજુક તનમાં આવો દુઃખભર્યો ફેરફાર જોઈ હારલીને ઘણું લાગ્યું. તેણીનાં દુઃખનું મુળ તેજ હતો. તે નીર્દોષ નાર કે જે હાલ તેની સનમુખ રીબી, ભાન વગરની થઇ પડી હતી, તેણીને પરણવા આગમચ તેણીને બનતું સુખ આપવા જે ગંભીર વચન જેમ્સ હારલીએ આપ્યું હતું, તે તેણે કેવી રીતે પાળ્યું?

ફોકટમાં તે તુટેલાં જીગરની નારે પોતાના ભરથારના છુટકારા અર્થે વીનંતી કીધી. થયલો હુકમ પાછો ફેરવી શકાયો નહી, અને મેરીની છેલ્લી આશા પોતાના ખાવીંદનાં કેદખાનાં આગલ રહી તેને ફક્ત વારંવાર મલવાની હતી.

## પ્રકરણ ૩ જું.

હારલીએ મેરીને પોતાની સાથે આવવાનો પ્રયત્ન ન કરવા ઘણી સમજાવી.

"મેરી, મેરી, તે એકાંત ટાપુપરનાં અસંખ્ય સંકટો તારેથી કેમ ખમાશે? મારી સાથે તને પણ કંગાલ બનાવવા હું ચાહતો નથી. હું આપણાં બાળકોની સંભાળ માટે અરજીજ કેદ મેરી. તેઓ તારાં નામને લાયકનાં થાય તેવી કેળવણી આપજે,

ખોદા કરેને એ બચ્ચાંઓ પોતાના બાપના કરતાં વધારે ભાગ્યશાળી નીવડે, અને તેઓ તારા દુઃખના વખતમાં તને સહાય થાય! પાંચ વર્ષ જલદી વહી જશે અને પછી મારી મેરી, કદાચ આપણે ફરી એકવાર સુખી થઈ શકશું."

- અપરાધીઓને બરમ્યુડા બેટ ખાતે લઈ જવાનો દીવસ આવ્યો, મેરીએ પોતાના ભરથારને હલકા કેદીને છાજતા પોશાક સાથે જતાં જોયો. તેણી પોતાનાં સુન્ય, પાયામાલ થયલાં ઘરમાં પાછી ફરી; અને દુઃખી હૈડે પોતાનાં બાળકો—કે જેઓનો આધાર ફક્ત તેણી પરજ હતો—ને ખાતર ઘરનાં કામપર ધ્યાન આપવા લાગી.

થોડા દીવસ પછી તા૦ ૨૨મી અકટોબરને દીને એક મોટું ઝાહઝ તે બોહલા દરીઆવમાં લંગર નાખી ઉતારૂઓની વાટ જોતું પુર દમામમાં ઉભું છે. તેના વાવટાપરથી જણાય છે કે તે એક સરકારી ઝાહઝ છે. ગાંમડાંનાં લોકનાં ટોળે ટોળાં તે સુંદર રોણકદાર ઝાહઝ જોવા ખુશીથી આવે છે. પણ તેઓને થોડીજ ખબર છે કે આ સુંદર ગંજાવર ઝાહઝ પર કેટલા દુઃખી જીવડા પોતાનાં વ્હાલાં વતન તરફ છેલ્લી ચશમ ફેંકતાં ઉભાં છે!

સાંઝ પડી અને તે સુંદર ઝાહઝે સડો ફફડાવી ધીમી, દમામદાર, ઠમકતી ચાલે કીનારો છોડયો, અસ્ત પામતા સુર્યથી બનેલાં આતશી આસમાન તરફ જોતાં તે ધીમે ધીમે દ્રષ્ટિ મર્યાદા તરફ ગુમ થઈ ગયું.

પોતાના ભરથારની રવાનગી પછી મેરીની તબીએત ઘણી લઠડી પડી. તેના માનવંત માત પીતા, તથા માયાળુ ભાઈ બેહેનોએ તેણીને સુખ આપવા બનતું કીધું, પણ પોતાના મા બાપની વૃદ્ધાવસ્થામાં તેમના પર એક બોજા જેવી થઇ પડવા તેણી મનથી ઘણીજ મુંઝાતી.

ઘણા મહીના વહી ગયા છે, પણ મેરીને તેણીના ભરથાર તરફથી કશા સમાચાર મલ્યા નથી. આખરે ઘણોક વખત પછી તેની તરફથી બરમ્યુડા સહી સલામત પહોંચવાના વર્તમાન તેણીને મલ્યા. તેણે લખ્યું કે તેના ધારવા કરતાં તે સારી હાલતમાં રહેતો હતો. બીજા કેદીઓની માફક તેને ઘણું કામ કરવાનું ન હતું અને દરેક રીતે તેની તરફ ઘણી મેહરબાંની બતાવવામાં આવતી. આ હેવાલ અને બરમ્યુડાના સુંદર દ્વીપનું તેનું આપેલું વર્ણન મેરીએ ફરી ફરીથી વાંચ્યું. જેમ્સ હારલીના આ સમાચારથી તેણીના જીવને ઘણી રાહત મલી. પેલા માયાળુ અમલદાર લેફ્ટનન્ટ મીલમેને તેઓ વચ્ચે પત્ર વહેવાર ચલાવવાની પરવાનગી મેલવી હતી, તેણીનાં કાગળો ઠપકાના એક પણ શબ્દ વગરનાં માયાથી ભરપુર હતાં, જોકે તેણીની તબીએત દહાડે દહાડે વધારે ને વધારે બગડતી હતી, તોપણ જેમ્સને તે વીષે એક શબ્દ પણ લખ્યો નહી. પેલા નાશકારક રોગ ખઈના બીઆં તેણીના નાજુક તનમાં રોપાયાં હતાં. આ જીવલેણ દરદ પોતાનું કામ ઝડપથી કર્યું જતું હતું. મેરી પોતાની હાલત સમજતી હતી, તેણીની હમેશાની બંદગી એટલીજ હતી કે તેના પાછા ફરવા સુધી ખોદા તેણીની જીંદગી લંબાવે!

આ પ્રમાણે ત્રણ વર્ષ વહી ગયાં. એક દીવસે મીસીસ મીલમેન બપોરી વખતે મેરીની મુલાકાતે આવી. તેણીએ માંદી મેરીને બારી આગળની એક ઇઝીચેરપર ગરમ કપડાંમાં વીટલાયલી અઢેલાયલી દીઠી. તેણીનાં પગ આગળ એક નાનાં સ્ટુલપર તેણીની વડી દીકરી—આઠ વર્ષની મીઠી પોપટી—માતાની દેખરેખ હેઠળ શીવેણ કામ લઈ બેઠેલી હતી, જ્યારે તેણીનો દીકરો પોતાની નાની બેહેન સામે ચોપડી મુકી તેમાંનાં ચીત્રો દેખાડતો બેઠો હતો. મેરી એક માતાની મગરૂરીથી પોતાનાં બાળકો તરફ નજર કરી મ્હો મલકાવતી હતી. તેણીનું હસવું ઘણું મીઠાશવાળું પણ અફસોસ! ઘણું દરગીરી ભર્યું હતું, અને જેવો મીસીસ મીલમેને તે ફીકો, સફેદ રૂની પુણી જેવો થયલો સોહરાયલો ચેહેરો દીઠો, કે તેણીને લાગ્યું કે તેણીની વધામણી બહુ મોડી હતી.

"મેરી, કાંઇ સારા સમાચાર કહું કે?" તેણી છોકરાંઓને રમાડતાં મેરીની તનદરોસ્તી પુછી બોલી. મેરીના ફીકા ચેહેરાપર સેહજ રતાશ આવ્યો.

"તમે બરાબર અટકળ કીધી છે ખરી," મીસીસ મીલમેને લગાર હસતાં આગળ ચલાવ્યું. "તમારા ભરથાર માટે માફી મેળવી છે, અને હવે થોડાજ વખતમાં તે અત્રે આવશે."

ખરેખર, જેમ્સ હારલીનાં પાછાં ફરવાની આશામાં મેરીને નવું જોર આવતું ગયું.

તે બોહલા દરીઆવપરથી લઇ જવામાં આવેલાં જેમ્સ હારલીનાં માફી પત્રની પછવાડે આપણે જઇશું. માફી પત્ર પોંહચવા પેહલાં વાંચનારા બાનુઓ, જેમ્સ હારલી એક જુદોજ માણસ બનયો હતો. તેની મગરૂરી હવે રહી નથી. તેનો સખ્ત સ્વભાવ જતો રહયો છે. તે વધારે નરમાશવાલો, અને છુટકારાને માટે વધારે આશાવંત બનગો છે.

પેલા ઉદાર માયાળુ લેફ્ટનંટ મીલમેન, કે જેની અથાગ મેહનતથી તે માફી મેળવવા પામ્યો, તેનો તેણે અંતઃકરણથી ઉપકાર માન્યો.

હારલીને માફી મળવાના સમાચાર મળ્યા પછી ઘણાજ થોડા વખતમાં તે ઈંગલંડ ખાતે પાછો ફરવા ઉપડયો. જેમ જેમ તે પોતાનાં વ્હાલાં વતનની નજદીક આવતો ગયો, તેમ તેમ તેનું દીલ કુદવા, અને અંતઃકરણ ધડકવા લાગ્યું, પોતાની લાંબી મુસાફરી દરમ્યાન તે મેરી, તેના બાળકો અને તેના ઘરનાજ સ્વપ્ના જોવા લાગ્યો, અને આખો દહાડો તેનાં મનમાં તેજ સુખવાસી ગામડાંના સુંદર દેખાવોના ખ્યાલ આવવા લાગ્યા. અંતે સ્ટીમરે લંગર કર્યું, અને જેમ્સે પોતાનાં વ્હાલાંઓની જન્મભુમીને ફરી એક વાર જોઇ.

જ્યારે તે ઘર તરફ જવા નીકલ્યો ત્યારે અંધારૂં થઇ ચુકું હતું. ઝઝકલું પણ ઝાંખું થયું હતું અને ખુદરતે સુર્યની જુદાઇમાં શોકનો કાળો પોશાક પેહર્યો હતો. આ તેજ વખત—નહી, તેજ કલાક હતો કે જયારે ત્રણ વર્ષ ઉપર ગેરઆબરૂમાં તેણે આ જગ્યા છોડી હતી. આ વખતની તેની લાગણીઓ કેવી ફેરવાયલી હતી! તે ન્હાનાં શેહેરના મહોલ્લા

તદન શાંત હતા અને કેટલાંક છુટાં છવાયાં લોક કે જેઓ પોતાનાં નાનાં ઘરના દરવાજા આગળ બેઠાં હતાં, તેઓએ તેને ઝડપમાં ઘર તરફ જતો જોયો પણ ઓળખ્યો નહી.

સુવાના ઓરડાની બારીમાંથી ઝાંખો દીવો બળતો જણાતો હતો, પણ સઘળું ચુપ હતું. ધ્રુજતે હાથે જેમ્સે બહારનો દરવાજો ઉઘાડયો અને જરા થોભ્યો. ત્યાંની અસાધારણ ચુપકીદીએ તે ઘણો ચોંકયો અને ઝડપમાં અંદરનો દરવાજો ઉઘાડયો. ત્યાં, તેણે જેઓને તે ચાહતો અને શોધતો હતો, તેઓને જોયાં પણ તે કેવી હાલતમાં?

મોહતનાં બીછાણાંપર તેની બાયડીનું પીળાયલું શરીર, એક ધ્રુજતો હાથ ઉંચો કરી, બીછાણાંની પાસે રડતાં ગુડંણુમંડીએ પડેલાં તેણીનાં બાળકોને આશીરવાદ દેવું પડેલું તેણે દીઠું. બીછાણાંની બીજી બાજુએ તેણીની માતા, તેણીનો બીજો ગળાયલો પતલો હાથ પોતાનાં હાથમાં લઈ, આંસુભરી આંખે તેણીને ટીકતી બેઠી હતી અને તેણીનો સફેદ બાળવાળો વૃદ્ધ મેહેરબાન પીતા, તેણીનાં માથાં આગળ ચુપચુપ ઉભો હતો.

જેમ્સથી આ દેખાવ જોવાઇ શકાયો નહી. દુઃખની એક બરાડ મારી જેમ્સ બીછાણાં આગળ ધસી ગયો. તેનો અવાજ સાંભળી તે મરતી સ્ત્રીનો જીવ પાછો આવતો જણાયો.

"ઓ મેરી, મેરી, મને માફ કર." તે જંગલીપણે પોકાર્યો.

"કીધું! વ્હાલા, માફ કીધું! ખોદાનો ઉપકાર! તમે પાછા આવ્યાછ—એક વાર ફરીથી મેં તમને જોયા." તે મરણ પામતી સ્ત્રી બબડી. "છેલી સલામ! જેમ્સ, છોકરાંઓ અને મારે ખાતર મને વચન—"

તેણીનો આવાજ ગગલી પડયો, જેવો તેણીએ છોકરાંઓ બતાવવા હાથ ઉંચો કર્યો તેવોજ તે પાછો પડયો અને આ નીર્દોષ નાર તદન શાંતપણે ગુજર પાંમી.

રાલ્ફ આરનોલ્ડે ઠપકાનો એક પણ શબ્દ જેમ્સને કહયો નહીં તે કમનસીબ પુરૂષનું દુઃખ અસહ્ય હતું.

ગરીબ બીચારી મેરીને તેણીની છેલી આરામખાહની જગ્યામાં મુકવા પછી થોડે દીવસે પાછી ફરતી સ્ટીમરમાં જેમ્સે જગ્યા મેળવી, અને પોતાનું ભાગેલું ઘર તજયું. કેવા આશાવંત જીગરે તે પાછો ફર્યો હતો? પણ મેરીનું અકાળ દુઃખદાયક મરણ તે ખમી શકયો નહી. તેજ ઘરમાં રહેવાથી દરેક ચીજ તેણીની યાદ આપી તેને દુઃખ ઉપજાવતી હતી. તે ગયો, પોતાને વહાણમાં મળતો પગાર જરૂર જોગો રાખી બાકીનો મેરીના બાપ પર મોકલાવતો કે જેઓની સંભાળ હેઠળ તેનાં બાળકો હતાં.

તે મેરીના છેલા શબ્દો કદી ભુલ્યો નહી, તેની ચાલ ઘણી સુધરી ગઇ હતી, એક ભલી નારના ભલા શબ્દોએ તેને ઘણો સુધાર્યો.

મેરીનાં બાળકો પોતાના મોટા બાવા સાથે તેજ ઘર—કે જેમાં તેમની માતાએ પોતાનું બચપણ સુખમાં અને જુવાની દુઃખમાં ગુજારેલી—માં રહે છે. મીસીસ આરનોલ્ડે બહેસ્તમાં મુકામ કીધો છે જ્યારે પણ જેમ્સ હારલી છોકરાંઓને મળવા આવે છે, ત્યારે તે તેઓની સાથે પોતાની મરનાર બાયડીની ઘોરની મુલાકાત લેવા ચુકતો નથી.

G. J. PATEL.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૨૭ મુ.



કોમપટન વાળાઓની સંગતમાં ફીલીપના દહાડાઓ ઘણા ખુશાલી ભરેલી રીતે પસાર થતા હતા તેને શેકાર કરવાનો ઘણો શોખ હતો અને તે શોખ પુરો પાડવા માટે બીચવુડ એક ઘણુજ સરસ મેદાન હતું, વળી આથી કરી તેને કુટુંબનાં જવાન છોકરાંઓ સાથ પણ ઘણી ઘાડી દોસ્તી બાઝી. તેઓ પોત પોતામાં ઘણી વખત હરબર્ટ વીષે આ જેહાનમાથી ચાલી ગએલા ભાઈ તરીકે વાત કરતા હતા અને અંતે ફીલીપે એક દીવસ પોતાનું દીલ તેની આગલ ખોલ્લું કર્યું અને પોતાના મનના શકો તેઓ આગલ જાહેર કર્યો.

આસપાસની નજીરી ચીજો જોઈને પણ આપણી ઉપર મજબુત અસર થાય છે—પણ આ ચીજો સાથ કાંઈ કહાણી કીસ્સા રૂપી જોડાએલું હોય છે ત્યારે તે અસરમાં વધારો કરે છે. આપણે આગલાં પ્રકરણમાં જોઈ ગયાં છીએ કે ફીલીપ વાલતન જ્યારે પેહલ વેહલો રેકતરીમાં આવ્યો, ત્યારે કોઈ બાનુનાં મીઠા હલકથી તેની લાગણીઓ પર કાંઈ અજબ જાતની અસર થઈ હતી. મુખ્ય કરીને એવા વીચારથી કે આ ગાનારી તેના દોસ્તની અહરાએલી બાએડી યા તો તેની બેહન હશે.

તે દહાડે સાંજે તેને કુટુંબનાં સઘલાંઓ સાથ ઓલખાન કરાવવામાં આવી હતી, તેમાંથી એક જુવાન બાનુની ખુબસુરતી તથા પોતાના દોસ્ત સાથનાં તેણીનાં મલતાંપણાથી તે છક થઈ ગયો હતો તેણી તેના જેવીજ મોટી બલુ કમાનદાર આંખો સાથ ઘતમદાર ચેહરો, તથા ભુરા ટસબી રંગનાં કરચયા બાલો ધરાવતી હતી. હરબર્ટ સાથ સરખાવતાં તેણી ઉંચી હતી પણ તેણીનાં મરોરદાર કદથી તેણી વધારે ખેંચાણ કરવા લાયક દીસતી હતી. તે વખતે તેને ઈચ્છયું કે પેલી ગીત ગાનારીબી તેજ હોય, પણ શું કરવા તેને ઈચ્છયું તે પોતે પણ સમજી શકયો નહી.

તેને તેણીને તે ગીત ફરીથી ઘણી વખત ગાતાં સાંભલ્યું હતું, કારણ કે કેપટન દાલતનનાં માનીનાં ગીત તરીકે કુટુંબનાં સઘલાંઓ તે અવારનવાર ગાતાં હતાં. એલનનાં મધુર સાધને તે દર રાતના વધતી જતી ખુશાલી સાથ સાંભલતો હતો. ગાયનમાં તેણીને પેહલે ઘરથીજ ઘણી સરસ કેળવણી

જાણતો હતો કે તેનો બાપ તેના આ વીચારની સામે થશે, તોપણ કાંઈબી કરી તેવણની રજા મેલવવાની તે આશા રાખતો હતો. પોતાના મા બાપ આગલ તે વીશે વાત કરવા આગમચ તેને પેહલે ફીલીપને તે વીશે પુછયું, અને તેને પોતાના વીચારોને મલતો જોઈ ચારલસ ઘણો ખુશી થયો. ફીલીપે એટલા વેર જણાવ્યું કે તેની પોતાની રીજમીટમાં એક જગા ખાલી હતી અને તે જગા ચારલસને અપાવાને મેહનત કરશે.

તેના ધારવા પ્રમાણે તેના મા બાપ તથા બેહન ચારલસના આ વીચારની ઘણા સાંગે થયાં, એમી પોતાના ભાઈને ઘણીજ ચાહતી હતી અને તેણી પોતાના મનમાંથી થોડો વખત વેર કાઢી શકીજ નહી કે હીંદુસ્થાન હરબર્ટની માફક તેણીના ભાઈની પણ કબરની જગા થશે પણ તે જવાન મક્કમ રહયો, અને જ્યારે પોતાની તકરારોથી કાંઈ વલ્યું નહી ત્યારે ફીલીપને પોતાની મદદે બોલાવ્યો, જેને તેની હમેશાં દેખરેખ રાખવાનુંજ નહી પણ તેની નોકરીમાં વધારો આપવાનું વચન આપ્યું. ત્યાર પછી તેઓ વધારે સામે થયાં નહી, કારણ કે તેઓને ખબર હતી કે લશકરી ચાકરીજ તેને શેથી લાયક હતી, અને પશ્ચીમ કરતાં પુર્વ તરફજ તેમાં વધવાનો તેને વધારે ચાન્સ હતો.

અંતે તેઓને છોડી જવાનો દહાડો નજદીક આવ્યો; દરેક જણને તેથી ઘણું દુઃખ ઉપજ્યું, પણ એમી તથા તેણીની માનું દુઃખ નહી વર્ણવી શકાએ એવું હતું. તે જાય તેની આગમચ એમી તેને પોતાની સાથ ઘરથી દુર ફરવા લઈ ગઈ, અને બેઉ ભાઇ બેહને પોતાના ભવીષ—વીશે વાતો કરી. તેઓ ફરતાં ફરતાં એક ઝરા આગલ આવી પોહતાં, કે જ્યાં વરસો આગમચ એમી પોતાના હરબર્ટ સાથ ફરવા આવતી હતી. ચારલસ જાણતો હતો કે તેણીનાં તે વખતનાં વીચારો હરબર્ટ વીશેનાજ હશે, અને તેણીનાં તે વીશેના વીચારો અને લાગણીઓ જાણવાને તે તલપી રહયો હતો. આસ્તે રહીને કાંઈ તાલતલાવતથી તેને હરબર્ટને લગતી કાંઈ વાત કાહડી, અને આગલ ચાલતાં તે સુંદર છોકરી પોતાની આશાઓ,–કે જે તેણી અને તેણીનાં ખોદા સીવાય બીજા કોઈને પણ અત્યાર તલક ખબર ન હતી–વધારે વખત પોતાનાં દીલમાં છુપાવી શકી નહી.

તોપણ ચારલસ હજી ગુચવણમાં પડયો કે શું કરવું. તેના વીચારો અને તેનો પ્યાર, એ બે ચીજો એક મલતાં થઈ શકયાં નહી, પણ તેણીનાં નીર્દોષ બોલીથી પ્યારે જીત મેલવી અને ઘણી આનાકાની તથા બીક સાથ તેને તેણી આગલ હરબર્ટ વીશેની ફીલીપની આસાએ જણાવી દીધી.

તેણીએ ઘણીજ આતુરતાથી ચારલસને મોઢે ઉપલું સાંભલી લીધું, કારણ કે તે તેણીનાં વીચારોને ઘણું ખરૂં મલતું આવતું હતું, આટલો વખત સુધી આ વાત તેણીથી છુપી રાખી તે માટે તેણીએ પોતાના ભાઈને કાંઈબી રીતે ઠપકો આપ્યો નહી. તેણીએ પોતાનાં ભાઈનુ સઘલું કેહવું માન્યું, પણ તે હુલ્લડાઈથી નહી, કારણ કે તેણી એક મજબુત મનની છોકરી હતી. આસાએ આગલ કરતાં પણ વધારે તેણીનાં દીલનો જગ રોકયો, અને તેણીને લાગ્યું કે તેણીનાં ભાઈને ખોદાઈ હાથજ જે જગાએથી તેણીનો હરબર્ટ ગુમ થઈ ગયો તે જગા તરફ લઈ જાય છે. હવે જ્યારે તેઓનાં છુપા વીચારો એકમલતા થયા ત્યારે એમીને લાગ્યું કે હવે તેણી પોતાનાં ભાઈથી વધારે સેહલાઈથી છુટી પડી શકશે. અંતે ચારલસ તેણીને તેણીનાં ન્હાનાં "સમર હાઉસ" કે જ્યાં બેસવા તેણીને ઘણું ગમતું હતું, અને જ્યાં તેણી હાલ દુઃખી તોપણ આસાવંત ઉમરે પોતાનાં ભાઇ સાથ વાત કરતી હતી, ત્યાં મુકીને ગયો.

તેણીની માતાએ ઘણા આંસુઓ, તથા તેની સલામતી માટે ઘણી સારી દુવાઓ સાથ તેનેથી છુટી પાડી અને ચારલસ પોતા માટે પસંદ કરેલી ભય ભરેલી જીંદગી શરૂ કરવા પોતાના બાપ તથા વડા ભાઈ સાથ ઘરમાંથી નીકલ્યો, એક અઠવાડયાની અંદર તેને ફીલીપ દાલતન અને તેની બાએડી સાથ એક લાંબી અને કદાચ ભયંકાર ગેરહાજરી માટે પોતાનાં દેશનો કોસ્તો છોડયો.

આપણે છેલાં સરીંગાપટમથી છુતાં પડયાં તેને છ મહીનાં થયા છે, જેટલા વખતમાં કાસમ અલીને પોતાની નોકરીને લગતાં ઘણાંક કામોને લીધે ત્યાંથી ગેરહાજર રેહવું પડયું હતું, તેને પદવીમાં ચઢાવવામાં આવ્યો, અને તેની સારી ચાલને લીધે ખાન તેને હમેશાં પોતાની પાસેજ રાખવાને ખુશી હતો, પણ તેમ બનવું મુશકેલ હતું, કારણ કે સુલતાનનો દોરોથી તેની ઉપર હતો, તો જો કે દરબારમાં બતાવેલી એક વખતની હીમત (સુલતાનનાં ધારવા પ્રમાણે બેઅદબી) હજી તે ભુલી ગયો ન હતો અને તેને જેમ બને તેમ ઓછોજ જોવાને રાજી હતો, તોપણ તેના ધારવા પ્રમાણે કાસમના નસીબવંત દેખાવથી તેને માન આપતો હતો. સુલતાન અવાર નવાર પોતાના માનીતા સૈયદ સાહેબને કહેતો હતો કે તેની ખાત્રી હતી કે ગમે તેવી કાસમની પેહલી બેઅદબી ભરેલી ચાલ છતાં તે છેલ્લે તેને કામનોજ થઈ પડશે, અને તેને પેહલેથી મોટી પદવીઓ આપીને બગાડી નાખ્યા કરતાં જરા કાબુમાં રાખેલો સારો.

તોપણ તે જુવાન માણસની હીમત અને તેની સમજ શકતી ઉપર તેનો પુરતો વીશ્વાસ છે, એવું સુલતાન દરેક વખતે કાંઈ નહી ને કાંઈ કરીને દેખડાવી આપતો હતો. કાસમને સુલતાનની ઈનરાજીમાં આવવાને એક મહીનો હજી પસાર થયો ન હતો તેટલાં કાસમ પોતાની આલસાઈ ભરેલી હાલતથી કંટાલી ગયો. તેવામાં સુલતાને તેને એક ઘણું નાજુક અને જોખમ ભરેલું કામ સોંપ્યું. વાંચનારને યાદ હશે કે દરબારમાં ખાને પોતાની મુસાફરીથી પાછો ફર્યા પછી સુલતાન આગલ જણાવ્યું હતું કે નીઝામ સરીંગાપટમમાં એક એલચીખાતું મોકલવાનો ઈરાદો રાખતો હતો અને ટીપુ તે માટે એટલો તો ઇંતેજાર હતો કે તેનો સતપલો જીવ ધીરજ

રાખી શક્યો નહી. જો તે નીઝામને ધીક્કાર ભરેલા ઇંગ્રેજોની દોસ્તીથી છોડવી શકે—જો અફગાન શેહનશાહ, આ બે મોટા મુસલમાન શેહનશાહોની દોસ્તી જોઈ શકે, અને પોતાના લશકરની તેઓને મદદ આપી શકે, તો હીંદુસ્થાનમાં વલી બીજી પાનીપતના જેવી લડાઈ જાગે અને તેમ જો થાય તો પેલા કાફર ઇંગ્રેજોને હાંકી કાહડતાં કેટલો વખત? એક મહીનો પસાર થઈ ગયો, અને એલચીખાતું તો કાંઈ આવ્યું નહી અને તેને લગતી કાંઈ પણ ખબર પણ મલી નહી. આ કારણસર નીઝામની કોરટમાંની ખબર મેલવવા તેને કાસમને બીજા બે ઘોડેસવારો સાથે મોકલ્યો.

બધામાંથી સુલતાંને તેને પસંદ કર્યો તેથી કાસમ ઘણો ખુશી થયો, અને ઠેરાવ કર્યો કે ગમે તેવી મેહનત કરી તેને પોતાનાં શેઠની મેહરબાની પાછી મેલવવાની કોશેશ કરવી. ઘણીજ ઝડપથી કુચ કરી તે બેલેરીને રસ્તેથી થોડા વખતમાં નુજદુરગમાં જઈ પુગો, જ્યાં પોતાને ઘર એક રાત રહી, પોતાની વાહલી માને મલી બીજે દહાડે હૈદરાબાદ ઊપડી ગયો.

નજદીક ત્રણ મહીના વેર તે ત્યાં થોભ્યો, અને ત્યાંના દામાડોલ શાહજાદાની હીલચાલ તપાસ્યા કીધી. એક વખત તેને સાંભલ્યું કે થોડા વખતમાં એલચીખાતું ઉપડી જવાનું હતું, અને તેના વડા તરીકે એક ઉમરાવને પસંદ કર્યો હતો, પણ તે ખબર થોડા વખતમાં ખોટી પાડવામાં આવી, અને તેને સાંભલ્યું કે નીઝામે ફરીથી ઇંગ્રેજ સરકાર સાથ નવા કોલકરારો કર્યા હતા, પણ છેલ્લે તેને પક્કી ખબર મલી કે માઇસોરના સરદારના વીચારો જાણી લેવા. એક એલચીખાતું જરૂર મોકલવામાં આવશેજ. અલીરેઝા નામના એક ઉમરાવને એલચી તરીકે પસંદ કરવામાં આવ્યો, અને કાસમ તેને મલવા ગયો તથા સુલતાનનાં વીચારો તેને જણાવ્યા. અલીરેઝાએ પણ પોતાને શું મતલબસર મોકલવામાં આવનો હતો તે તેને જણાવી કાસમને જે જોઈતું હતું તે મલ્યું અને જેવી અલીરેઝા તરફથી ખાત્રી મલી કે જલદીથી તેઓ પાછા મલશે કે તરતજ સરીંગાપતમ તરફ ઉપડી ગયો. ફરીથી એક વખત તે પોતાની માને મલવા ગયો અને ફરીથી તે જગા કે જે પેલી રાતના બનાવથી તેને વાહલી થઈ પડી હતી તે જોઈ આવ્યો. તેની માએ તેને અમીનાને લગતા ઘણા સવાલો પુછ્યા, પણ તે એટલુંજ કહી શક્યો કે ખાનને પુછવાથી તે અવારનવાર તેણી સારીપએ છે એવી ખબર આપતો હતો.

[સાંધણ છે.] આલાં.

---

**સઉથી સરસ કારણ**—તમે આવી સરસ હવાવાલી ટેકડી પરથી આ ગરમીમાં કેમ એટલા જલદી આવ્યા? ત્યાં તો ગરમ કપડાંની અગત પડે એવી થંડી હશે."

"હા."

"ત્યારે ત્યાંજ કાંય નહી રહયા?"

"તે મારી પાસે ગરમ કપડાં નથી તે."



## ભરવા-ગુંથવા વીશે.

### ઇંડાં કૃતિ ડાયમન્ડની તરેહ.

આ તરેહ બાળકની ટોપી, મોજાં, શૉલ, વગેરે ગુંથવામાં ઘણી અનુકુળ થઈ પડે છે. ખુલ્લા ગોલાબી કે બ્લુ રંગનાં બર્લીન ઉનથી લોખંડો બે સુઈયાપર ગુંથેલી આ તરેહ ઘણી સુંદર લાગશે.

છએ ભાગી શકાય એવા જોઇએ તેટલા તાંકા માંડો.

**પેહેલી હાર**—એક સાદો, આગળ આંટો, પાછળથી બે સાથે, એક સાદો, બે સાથે, આગળ આંટો. આ પ્રમાણે હાર પુરી થાય ત્યાં સુધી ગુંથો. **બીજી હાર**—ઊંધો બખ્યો. પેહેલી અને બીજી હાર બે વખત વધારે અવારનવાર ગુંથો. **શાતમી હાર**—બે સાદા, આગળ આંટો, ત્રણ ટાંકા સાથે, આગળ આંટો, એક સાદો ફરીથી કરો. **આઠમી હાર**—ઊંધો બખ્યો. **નવમી હાર**—એક સાદો, બે સાથે, આગળ આંટો, એક સાદો, આગળ આંટો, પાંછળથી બે સાથે ગુંથો. **દશમી હાર**—ઊંધો બખ્યો. **અગીઆરમી હાર**—બે ટાંકા સાથે, *આગળ આંટો, ત્રણ સાદો, આગળ આંટો, ત્રણ ટાંકા સાથે; *આ નીશાનીથી ફરીથી ગુંથો. હારને છેડે આગળ આંટો ત્રણ સાથે નહી લેતાં એકજ ટાંકો સાદો ગુંથવો. **બારમી હાર**—ઊંધો બખ્યો પેહેલેથી શરૂ કરો.

---

### બાળકના હાથનું મોજું.

મોજાંની એક જોડને માટે જોઈતી ચીજો:—એક આંઉસ સફેદ બર્લીન ઉન, એક આંટી ખુલ્લા બ્લુ રંગનું બર્લીન ઉન, ૧૦ માં નંબરના લોખંડી સુઇયાની જોડી ૧, અને ૧૪ માં નંબરના લોખંડી સુઈયાની ૧ જોડી. ૧૦ માં નંબરના સુઈયા વતી ૫૭ ટાંકા માંડો.

**પેહેલીથી ૧૪ મો હાર**—આગળ આંટો, એક સેરવો, બે ટાંકા સાથે, હાર પુરી થાય ત્યાં સુધી ૧૪ હાર એ પ્રમાણે ગુંથો. **પંદરથી અઢારમી હાર**—૧૪ માં નંબરનાં સુઈયાથી પેહેલી ૧૪ હારની માફક ગુંથી જાવો. **ઓગનીશમી હાર**—એક સાદો, બે સાથે; ફરીથી કરો. **વીસમી હાર**—એક સાદો, *આગળ આંટો બે સાથે *આ નીશાનીથી હારના છેડા સુધી ગુંથો. **એકવીશમી હાર**—સાદી ગુંથો. **બાવીશમી હાર**—એક સાદો, એક ઊંધો બખ્યો. ફરીથી કરો. **તેવીશમી હાર**—છેલ્લી હારમાં જ્યાં સાદો ટાંકો ગુંથ્યો છે, ત્યાં એક ઊંધો બખ્યો, અને જ્યાં ઊંધો બખ્યો છે, ત્યાં એક સાદો ટાંકો એમ અવારનવાર ગુંથી જાવો. બાવી-

**સમી અને તેત્રીશમા હાર**—ત્રણ વાર ફરીથી કરો. **તીશમી હાર**—આગળ આંટો, એક સેરવો, એક સાદો. હારના છેડા સુધી ગુંથો. **એકતીશમીથી સારતીશમી હાર**—આગળ આંટો, એક સેરવો, બે સાથે. **આરતીશમી હાર**—આગળ આંટો, એક સેરવો, બે સાથે; આ પ્રમાણે ૭ વખત ગુંથી, બાકીના ટાંકા બીજા સુઈયાપર રહેવા દઈ, ગુંથેલા ૧૮ ટાંકાની એજ રીતે ૧૩ હાર વધુ ગુંથો. **બાવનમી હાર**—એક સાદો, બે ટાંકા સાથે. **તેપનમી હાર**—હાર પુરી થાય ત્યાં સુધી બે સાથે ગુંથો અને પછી સુઈયામાંથી ગુંથેલું કાઢી નાખો. આ અંગુઠાનો આકાર થયો. હવે ૩૯ મી હારથી સુઈયાપર જે ટાંકા બાકી રાખ્યા હતા તે નીચે પ્રમાણે શરૂ કરો—

**ઓગણચાલીશમી હાર**—હાથની કાંડીનો ઘાટ લાવવા એક બાજુથી ત્રણ ટાંકા સાથે ગુંથી ઘટાડો, પછી આગળ આંટો, એક સેરવો, બે સાથે; ફરીથી કરો. **ચાલીશમી હાર**—આગળ આંટો, એક સેરવો, બે સાથે. હાર પુરી થાય ત્યાં સુધી ગુંથો. હારને છેડે ત્રણ ટાંકા સાથે ગુંથવા. છેલ્લી બે હાર (૩૯, ૪૦) એક વાર ફરીથી કરો. હારને છેડે એજ ટાંકા સાથે ગુંથવાના રહેશે. **તેતાલીશમી હાર**—ત્રણ ટાંકા સાથે, (પેહેલાંની માફક ઘટાડવા માટે) * આગળ આંટો, એક સેરવો, બે સાથે ગુંથો * આ નીશાનીથી ફરીથી કરો. **ચુમાલીશમી હાર**—આગળ આંટો, એક સેરવો, બે સાથે હારને છેડે ત્રણ સાથે ગુંથવા. આ છેલ્લી હાર (૪૪ મી) ૧૪ વાર ફરીથી ગુંથવી. દરેક હારને છેડે ત્રણને બદલે બે ટાંકા સાથે ગુંથવા. **ઓગણસાહઠમી હાર**—એક સાદો, બે સાથે. **સાહઠમી હાર**—એક સાદો, એક ઊંધો બખ્યો. **એકસઠમી હાર**—૬૦ મીની પ્રમાણે. **બાહસઠમી હાર**—હાર પુરી થાય ત્યાં સુધી બે સાથે ગુંથો. હવે સુઈયામાંથી ગુંથેલું કાઢી નાખો. અંદરની બાજુથી અંગુઠાના બેઉ છેડા સીવી લેવો. હાથના ભાગના છુટા રહેલા છેડા પણ સફાઈથી સીવો. પહોંચા આગળથી લગાર સાંકડું કરવા પસંદ પડતા રંગની સાંકડી રીબન ત્યાં પડેલાં કાણાંઓમાં ભેરવો. આ મોજું જમણા હાથનું થયું છે. ડાબા હાથનું ગુંથતી વેલા હાથનો ભાગ પેહેલો ગુંથી પછી અંગુઠો ગુંથવો. છેવટે કફ આગળ બ્લુ ઉન લઈ સોય વતી આંટો લઈ નખીઆંનો આકાર ગોળ ફરતો પાડવો.

S. J. PATEL.

---

કેટલાક નાના છોકરાઓને વારંવાર માટીડાઓ થવાનું ઘણું પસંદ પડે છે, અને હજામ આગલ જઇ દાઢીપર અસતરો ફેરવવાનો ઘણો શોખ થઇ આવે છે. એક વેલા એક છોકરો હજામ આગલ દાઢી બોડાવવા ગયો, જેને મુગા મુગાએ તે છોકરાના ગાલાપર કપડું મુક્યું, સાબુ લગાડયો, અને લાગલો બારણા આગલ જઈ એમ તેમ ફેરા ખાવા લાગો. જેવો પેલા નાના માટીડાએ તેને એમ કરતાં જોયો કે પગ હાથ અફાડી બુમ પાડવા લાગો કે "એ મને એમનો એમ આટલો વખત થયો રહેવા દેવાનું શું કારણ?" પેલા મશકરા હજામે જવાબ દીધો કે "હું તે વળી તમારી દાઢી ઉગે તેટલો વાર થોભું કેની!"





# ગાયનની રાણીનું પોશાકખાનું.

### બાદશાહી ઝવેરાત પણ તેણીનાં પાનાનાં સંગ્રહ આગળ ઝાંખ મારે છે.



દુનીયામાં જાણીતી અને વખણાયલી ગાનારી મેડમ પેટીના પોશાકો માટે ફેશન કહાડનારાઓ મરી રીતે છે. દરેક ખેલ વખતે તેણી તદન નવો પોશાક પેહરી આવે છે, કે જે પેરીસની સઉથી મોટામાં મોટી દુકાન પર બનાવવામાં આવે છે, અને તે દુકાનવાલાઓ પણ જેવો આ ગાયનની રાણી તરફથી હુકમ આવ્યો કે એવી ઉઃહલ પાટલ કરી મુકે છે કે તેઓ બીજા કોઇબી રાજવંશી માટે કરે નહી.

જો બાદશાહી લોક સીવાય કોઈબી સ્ત્રીએ બહુ ઊંચું ઝવેરાત પેહરયું હોય તો તે મેડમ પેતી છે, પણ વળી તેણીનાં નહી સરખામણી થાય તેવાં પાનાંના સંગ્રહ આગળ તો એ બાદશાહી ઝવાહેર પણ ઝાંખ મારી જાય છે. તેણી પાસે એક પાનાંનો અને હીરાનો નીખપો છે જેની કીમત પાંચ લાખ રૂપયા ઉપરની કહેવાય છે.

નાટક વેલા 'સ્તેજ' પર પણ ખરા ઝવેરાત શીવાય બીજું કાંઈ ખોટું તેણી પેહડવાને સાફ ના પાડે છે. જ્યારેથી તેણી ગાવા આવે છે કે તેણીનો ધણી મી૦ નીકોલીની ત્યાં હાજર હોય છે, અને ઘણુજ ધ્યાનથી બધું જોયા કરે છે. તે પોતાની આવી અમુલ્ય બાયડીની ઘણી સંભાળ લે છે. જાહેરમાં દેખાવ દેવો એ મેડમ પેતીની ભારે હોંસ છે. પેતી એવી જાતનું માણસ છે કે જાહેર શાબાસી વગર જાણે તેનેથી જીવાઈજ ન શકાય. જાણે લોકોની શાબાશી તે તેણીનો ખોરાકજ કહેવાય. તેણી સ્ટેજપરથી હસતી ને ખુશી થતી આવે છે, તેણીની આંખો ચલકે છે, અને સઉથી પેહલી ચીજ તેણી પોતાના ધણીને પુછે છે તે એ કેઃ—"કેમ સારૂ હતું કે? સાંભલો તેઓ કેવાં ખુશી થયાંચ?" જ્યારે તેણીની, ખાતરી કરવામાં આવે છે કે તેણી તો લોકોની ભારે માનીતી છે, ત્યારે તો તેણી ઘણીજ ખુશી થઈ જાય છે, અને બીજી વેળા વધારે સારૂં કરવાને ઘણી ખંતી રહે છે.

એવા થોડાંજ લોકો હશે કે, જેઓએ પેતીની માફક માન, દોલત અને વખાણ મેલવયાં હોય અને ફક્ત પોતાનો અવાજ જાલવી રાખવા માટે જીવથી ઘણીક ચીજોને અકારી કરે. તેણી ખાવા પીવામાં ઘણી સાદી છે. ખોરાક બરોબર વખત સર તેણી લે છે, અને પીવાનુ તો ઘણુજ થોડું લે છે, પણ ખાધા પછી ચમપીનનાં બે ત્રણ ગલાસ પીયે છે. આ દારૂ

ઘણો પાણી જેવો અને પીવામાં ઘણોજ હલકો રહે છે. તેણી જ્યાં જાય છે ત્યાં પોતાની સાથે તે લેતી જાય છે અને બીજે કેહેનો દારૂ પીવાને ના પાડે છે. પોતાના હાથ હેઠળનાં માણસોમાં તેણી ઘણી માનીતી છે. ફકત તેણી છુટે હાથે તેઓને આપે છે તેમજ નહી પણ તેઓને બીજી બધી રીતે સુખી કરે છે. દરેક હોટેલ કે જ્યાં તેણી માટે ઓરડાઓ 'એનગેજ' કરવામાં આવે છે, ત્યાં તેણીના નોકરો માટે પણ ખાસ ઓરડાઓ વધારે ભાડું આપી રોકવામાં આવે છે. પૈસાની વાત તો કદી આડે આવતીજ નથી. મેડમ પેતી અને તેણીના રસાલા માટે જે શેહરમાં તેણી ગાવાની હોય, ત્યાં હોટેલમાં દસ ઓરડાઓ અને એક મોટો બેસવાનો ઓરડો રોકવામાં આવે છે. અઠવાડીયાંમાં બે વખત તેણી જલસો કરે છે, અને જે દહાડે ગાવાની હોય તે દહાડે મુસાફરી કરતી નથી. તેણીને તદન આસાએસ જોઈયે છે, અને કોનસરતને દહાડે કોઇ પણ સાથ વાત કરવાને તેણી ના પાડે છે.

મેડમ પેતી કહે છે કે જેવું બચ્ચું બોલવા લાગયું કે તેને ગાતાં શીખવવું જોઈયે.

મેડમ પેતીના ઝવેરાતનો મોટો જથો, જે વીશે આગલ લખાઈ ગયું છે, તે માહે કેટલાંક વરસોનો એક પંખો છે, કે જેની ઉપર યુરોપખંડનાં લગભગ દરેક રાજકરતાઓએ કાંઈ કાંઈ લખેલું છે. નીચલા લેખો તે ઉપર જોવામાં આવે છેઃ—

ઝાર તરફથીઃ "તમારા અવાજ જેવી બીજી કાંઈ પણ શાંતી આપનાર ચીજ નથી." જરમન રાજા તરફથીઃ "દરેક રૂતુના ફુલ ફુલને." રાણી ક્રીસતીના તરફથીઃ "એક સ્પેનીયારડને એક રાણી તરફથી, કે જેણી તેણીને પોતાની એક પ્રજા દાખલ ગણવાને મગરૂર છે." રાણી વીકટોરીયા તરફથીઃ "જો રાજા લીયર બોલવામાં ખરો હોય કે એક મધુર અવાજ તે એક બાનુંને અમુલય બક્ષેસ છે, તો તમે મારી વાહલી એડલીનાં બધી સ્ત્રીઓમાં સઉથી ધનવાન કેહવાઓ."

પંખાની વચમાં આ બોલો છેઃ "આપણના રાણી, હું તમુને નમસ્કાર કરવાની રજા માગું છું."

(એ. થીયરસ, ફરેંચ રીપબલીકનો પ્રેસીડંટ.)

## પરચુટણ.

**ટીબેત દેશમાં** કોઈ માણસને મલવાથી સલામ કરવા સરખી રીતે થાય છે તે રીત એ કે બેઉ હાથ જોડી ઉંચા કરીને જીભ બાહેર કહાડવાની છે.

---

એક ઉખ્યાણું—પોલીસ અમલદાર "તમારેથી આ દેશમાં નહી રેહવાશે, સાહેબ."

રશયન મુસાફર—ત્યારે હું તે છોડી જઇશ.

અમલદાર—તમારી પાસે જવાની પરવાનગી છે.?

રશયન—નહી.

અમલદાર—ત્યારે તમારેથી નહી જવાય; હું તમુને ૨૪ કલાકની મેહલત આપું છું, તેટલા વખતમાં તમારે શું કરવું તે બરોબર વીચાર કરી રાખજો.

**મોહાંપરની કરચલી કેમ દુર કરશો?**—જે છોકરી ઘણુ હસતી હોય અથવા તો જેનુ મોહું હમેશાં હસવાથી ફાટેલુંને ફાટેલુંજ હોય તેને જલદીથી ચેહરાપર કરચલી આવે છે. હવે એનો અટકાવ કરવા માટે છોકરીઓએ ફકત હોઠથીજ હસવું જોઇયે, અને છેક આંખના ખુણાવેર હસવું લઈ નહી જવું જોઇયે, ઘણા ખુશ-મીજાજ અને હસતી રમતી છોકરીઓને તો એમ કરવું ભારી પડી જાય. કેટલીક કુંવારી તેમજ ફમામવાલી સ્ત્રીઓ, કે જેઓ કદાચજ પોતાનો ચેહરો ખુશ મીજાજે હસવાથી સંગારતી હોય તેઓને ઘણીજ થોડી કરચલી હોય છે, અને તેબી ઘણી મોડેથી થાય છે.

---

એક કોઈ જાહેર મેલાવડા વેલા કેટલીક સ્ત્રીઓ બાંકડ ઉપર ઉભી રહી આસપાસનુ સાંભલવા લાગી અને બીજા માટીડાઓ તરફથી તેઓને બેસાડી દેવાનો આડો અવલો ઈસારો અમે એટલો કરવામાં આવ્યો પણ સમજેજ નહી. એક બુઢો ગ્રહસ્થ, કે જે [illegible] મશકેરો હતો તે ઉઠયો અને બોલ્યો, "હું ધારૂંચ કે જો [illegible] બાનુંઓ જાણે કે તેઓનાં મોજામાં નાંકાં છે તો તેઓ તરત બેસી જાય." આથી અસરતો બરોબર થઈ, તરતજ ટપક દેતાં બધાં બેસી ગયાં.

એક જુવાન ગ્રહસ્થ-જે પેલા બુઢાની પછવાડે ઉભેલો હતો તે શરમીંદગીથી લાલ થઇ બોલ્યો, "અરે, અરે, તમે એમ કેમ બોલી શકયા."

"બોલી શકયા!" તે બુઢા ગ્રહસ્થે જવાબ દીધો, "એ તો વલી ખરીજ વાત છે, જો એઓનાં મોજામાં નાંકાં નહી હોય, તો હું જાણુવા માગુંચ કે તેઓ તે પેહેરીજ કેમ શકે!"

---

વેપારી "તમારી બધી સરતીફીકેતો બરોબર છે. તમારાં કોઈ ભમાઈ બપાઇ છે?

જુવાન ચાકરી રેહનાર "નહી સાહેબ."

વેપારી—કોઇ માસી કાકી છે?

જુવાન—"નહી સાહેબ."

વેપારી—"અથવા તો કોઇ બુધી મામી કુઈ છે?"

જુવાન—"નહી સાહેબ."

વેપારી—"અથવા તો કોઈ એકુ સગું છે કે આ "સીઝન"માં મરણ પામે?"

જુવાન—"ન-હી સાહેબ."

વેપારી—"વારૂં ચાલો, તમે ઠીક પડશો."

---

**ઉતાવલ નથી**—બુઢો ગ્રહસ્થ—છોકરા તું સ્કુલમાં નહી જતો કે?

છોકરો—હાજી જાઉંછું.

"પણ દશતો વાગી ગયા અને તું તો હજી હયાં રમયા કરે છે."

"તેનું કાંઇ નહી. આજે હમે નાસ્તો મોડો કીધો અને માયજીએ જોયું કે મને અવારૂં થશે વાસ્તે એક ચીઠી લખી આપી છે અને તે મારા ગજવામાં છે. સ્કુલ છુટેવાની જરાક વખત અગાઉ જવશ એટલે કંઈ નહી."

---

**પરણવાના બાબમાં** શનીવાર, રવીવાર અને સોમવાર બહુ ભાયગશાલી દીવસો તરીકે ગણાય છે. સુકરવાર ઘણો અશુભ દહાડો કહે છે.

☞ આ "શ્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં. ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# જાહેર ખબરો.

બાહેર પડી ચુકી છે.

# માથેરાન

## તેનો મુખતેસર હેવાલ, આબોહવા, તવારીખ ઈત્યાદી.

## તેના વીગતવાર નકસા સાથે.

## રચનાર, ગુલબાઈ ફરામજી પાઠક.

## કીંમત રૂ ૧ પોસ્ટેજ એક આનો.

માથેરાન ખાતે હવા ખાવા જનારાઓ તથા બીજાઓ જેઓ ત્યાંની ફરવા હરવાની જગાઓ તથા બીજી બાબદોથી અજાણ્યા હોય છે, તેઓની વાકેફગારી માટે આ પુસ્તકમા માથેરાનની અસલી તવારીખ, મુંબઈથી નારલ તથા નારલથી માથેરાન જવાને વગતુ બયાન, માથેરાનની રતુ તથા ભુગોલ, માથેરાનની ફરવા હરવાની જુદી જુદી પોઈન્ટો, તળાવો, બજાર, માથેરાનના પાહાડી લોકો, જનવરો, પક્ષીઓ, પેટે ચાલનારા જાનવરો, માથેરાનમા આવેલા બંગલા તથા દુકાનોના તેમજ તેમના માલેકોના નામો, માથેરાનમા ફરવા જવાની તથા બીજી જગાઓના તફાવતનો કોઠો, માથેરાનની હોટેલો, તથા છેલે, ત્યાંના સુપ્રીનટેનડટે કરેલા સંતોશકારક સુધારાને લગતી ઉપયોગી બાબદોનો સમાવેશ કરવામા આવ્યો છે એ પુસ્તક ઘણી સુંદર રીતે છાપવામા આવ્યુ છે તથા તેની બંધાઈ ઉપર પણ તેવુજ ધ્યાન આપવામા આવ્યું છે

કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાંથી મંગાવી લેવી.

આગસ્ટ ૧૮૯૨.

પુસ્તક ૪ થું.] [અંક ૧ લો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી
થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિંન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળિયું—આગસ્ટ ૧૮૯૨.

સફે.







# સ્ત્રી મિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. આગસ્ટ ૧૮૯૨. અંક ૬ઠો.



## ઘર સંસારી કેળવણી

યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

પ્રકરણ ૩૩ મું.

#### ઘરનો દેખાવ અને છુટું પડવું.



“ખોરશેદ, પીરોજા, ખોદાને ખાતર ડરોઈંગ રૂમમાં આવો અને કાંઈ મજેનું જેવું વજાડો,” જાંહગીરે તે ટોલાંનાં પીખરાઈ જવા પછી કહ્યું, “જ્યાં સુધી મારા કાનમાં કાંઇ મીઠો સરોદ આવતો નથી ત્યાં સુધી હું શાંત બેસી શકતો નથી ને બેસવાનોબી નથી. મારા થાકી ગયલા જીવને ગાયનથી જરાક નીરાંતી આપવા માંગુછું અને દોડધામ કરીને તેને ઉસકેરવા માંગુછું.”

“અને એવીજ રીતે તમે તમારા જીવને નીરાંત કરશો કે?” જાલે ટાહુકો મુકયો.

“સરજન સાહેબ, તમુને ખબર નથી કે જ્યારે આપણે એક જાતની રમતથી થાકી જઈએછ, ત્યારે બીજામાં ભાગ લેવામાં વધારે ફાયદો થાય છે. હવે મે બે કલાક સુધી ઉભો રહી પેલાઓ સાથે વાત કીધી છે તેથી જરાક મારા જીવને શાંત કરવા મને મ્યુઝીક જોઈએ છે.”

“ચાલો ખુરશેદ, પીરોજા, જલદી કરો, ગુલ દીકરી, તું કાંઈ બીજુ નહી કરી શકે તો જરા અમારી સાથે આવીને તો ખુશી થા. ચાલ જાલ, ખીસી જા, મારી ગુલને મારા શીવાય કોઈ ત્યાં લઈ જશે નહી, હોમીબી આખો દહાડો એની સાથેનો સાથેજ હતો, તું ગમે તો મમાને લઈ આવ. પપા, હવે તમે જરા જાઈજી આગળ જાવો, ચાલો હવે બધું બરાબર થયું. જ્યારે મારૂં કહ્યું સૌ માને છે, ત્યારે બધુ ઠીક ઠીકજ થાય છે.”

તેના આજના હોકમથી ખરેખરજ બધાંને સંતોષ મલ્યો. તેની બેહનોને મ્યુઝીકમાં એટલી તો સરસ કેળવણી મલી હતી કે તેઓની મદદથી આખું ઘર થોડા વખતમાં ખુશાલ થઈ ગયું, ખરેખર ખુરશેદ બીજાઓની વખાણ માટે પણ મ્યુઝીકમાં સુધારો કરતી હતી, પણ તેણીની તે લાગણી તેણીનાં ઘરમાં થોડી ઘણી દબાયલી રેહતી હતી અને તેણી પોતાના ભાઈઓને નજદીક પીરોજાના નોટલીજ ગાઈ વજાડીને મજાહ આપતી હતી.

જાંહગીરે ગુલને એક સારી જગાપર બેસાડી પછી પોતે લાંબા પગ કરીને કોચપર બેઠો, અને એવી રીતે પોતાનું માથું મુકયું કે તેનાજ કહેવા પ્રમાણે આબાદ તેના કાનમાં સાઉદ જઈને પડે. પછી તેની બેહનો પાસે કાંઈબી દયાની લાગણી વગર ગીતો પર ગીતો ગવડાવ્યાં.

“હવે તારી બેહનો વધારે વજાડશે અથવા ગાશે નહી,” તેની માએ હસીને કહ્યું, “નહી તો કે તું અરડાયલો છે, ને તારૂં ‘ફ્લુટ’ લઈને વજાડ તો ગાવા દેશે.”

“મમાં, તમારામાં તો કાંઈ દયા જેવી લાગણીજ નથી કેહી? જોવોનું હું કેટલો બધો ટાકી ગયો છું અને મારામાં દમ લેવાનીબી શકતી નથી.”

“અરે આલસુ છોકરા, તુંને આસાયસ લેવાને પુરતો વખત મલ્યોછ, પોતે આખો વખત અરડાય અને બેહનોને હાકવી નાખે.” જાલે કહ્યુ, “ખોરશેદ, પીરોજા, હવે મારૂં માનો તો તમે હડતાલ પાડો અને એક નોટબી ના વજાડો.”

“હાઈઓ જવાન હુલ્લડખોર, મારી બેહનોને મારા જેવા એક માનવંત પુરષ સામે આવી જાતનું હુલ્લડ કરતાં શીખવે છે, તોબી હવે હું તમારી સાથે એક વખત વજાડશ, જા પીલુ દીકરી, જઈને મારૂં ફ્લુટ લાવ.”

ફ્લુટ પ્યાના આગળજ પડેલું હતું, તેથી તેની બેહને તેનો હાથ ધરીને તેની આગળ લઈ જઈને તે ઉપર મુકયો અને ત્રણે જણે મળીને ઘણું સરસ વજાડયું.

"ચાલ હવે જાંહગીર, જતો ના રેહ, અમારી પાસે એક ગીત છે તેમાં તમારા અવાજની જરૂર છે. પીરોજા, તારૂં પેલુ સોભઈનું ગીત જે આપણે પપાને સમજાવવા માંગીએચ તે ગા."

"ખોરશેદ, મારેથી કાંઈ એક ગીત અગાઉથી તૈયાર કરયા વગર ગવાય નહી."

"અરે તું ઘણીબી વખત તેમ તો ગાય છે, અને વલી આએ ગીતબી એવું સરસ છે, કે તેથી તુંને ઊતેજન મલશે. ચાલ હોમી, હવે તુંબી આવ, જાલનો અવાજ હવે ખરાબ થઈ ગયો છે, નહી તો તેનેબી ગાવા તેડતે. પીરોજા, ચાલની ગાની, હવે ઉભી શાંની રહીચ?"

"વાહલી ખોરશેદ, હું ગાઈ શકતી નથી, મને તેમ કરવા કહે ના." પીરોજાએ કાંઈક બીહક અને ગુચવાડાથી જવાબ દીધો, કે જેમ ઘરમાં અગાઊ કદી પણ તેણી કરતી હતી નહી.

"કાંય, મારી નાલી પીલુ, હું આએ નવું ગીત સાંભળવા ઘણો તલપી રહચો છું, મને નાસીપાસ કરતી ના." તેણીનો બાપ તેણી તેમ કરવા ઉસકેરાય તેવી રીતે બોલ્યો.

"પણ ખુરશેદના ગાવા પછી મારૂં ગીત સાંભળવા લાયક થઈ પડશે નહી." પીરોજાએ હજુર કાલાવાલા કીધા.

"મારી વાહલી દીકરી, મેં અગાઊ તુંને આવું મુર્ખ બાહનું કહાડતાં કદીબી સાંભળી નહી હતી; તારી માયને તેમજ મને બીજાનાં ગાયન કરતાં તારૂં ગાયન સાંભળવાથી કદીબી ઓછી મજાહ મળતી નથી, પછી એક જણમાં બીજાંનાં કરતાં ગાયનની ખુદરતી બક્ષેસ વધારેબી હોય તો શું થયું."

"જ્યારે પીરોજા ગીત નહી ગાવા માટે એટલો બધો ભેદ બતલાવે છે ત્યારે તો હું તે જરૂર ગાવશ," જાંહગીરે હસીને કહ્યું, "ચાલ હોમી—અંહ તમે પોતે લખ્યું—અરે વારે પીરોજબાઈ!"

પીરોજા હજુર અચકાયા કીધી, પણ પાછી હીમત પકડી પોતાનું ગીતાર હાથમાં લીધું, અને તેણીનાં વાજીંત્રને બંધ બેસ્તાં આઈરીશ ગીતની થોડીક સુંદર મધુર નોટ વગાડી તેણીનું ગાયણ શરૂ કીધું. ગીતના બોલો ઘણા સાદા હતા, પણ ખચીતજ દીલમાં લાગી આવે તેવા હતા.

તેણીનો અવાજ પેહલાં જરાક ધ્રુજવા લાગ્યો, પણ પછી પોતાના ભાઈ અને બેહનનાં સાથે ગાવાથી તેણીમાં હીમત આવી અને તેઓનો અવાજ જો કે તેણી કરતાં વધારે જોસ પર અને મોટો હતો, તે છતાં તેઓને ગાયણમાં એવી તો સારી કેળવણી મળી હતી કે બધામાંથી તેણીનો મીઠો, મધુર અને નાનો સાહદ સંભલાઈ શકાતો હતો. થોડા વખતમાં તેણી પોતાનાં ગીતમાં એટલી તો ગુનાઈ ગઈ કે આસપાસની બીજી કાંઈ પણ ચીજ જોઈ શકી નહી. થોડા વખતમાં તેણીનું ગાયણ બંધ પડયું, અને નજદીક એક મીનીટ સુધી કોઈ કાંઈ પણ બોલ્યું નહી. જેવું તેણી પોતાનું ગીતાર મુકવા ઉઠી કે મનચેરશા ઉઠી ઉભા થયા અને પીરોજાને પોતાના બાસામાં લીધી.

"મારી પીરોજા અને મારાં બીજાં છોકરાંઓ, આવા સરસ આવકાર માટે હું તમારો કેમ ઉપકાર માનું?" તેવણે હમેશ કરતાં વધારે લાગણી દેખાડીને કહ્યું. "એવા લાયક બોલો તું કયાંથી મેલવી શકી? શું! આંસુઓ મારી નાની દીકરી", જ્યારે ગીત ગાઈ રહ્યા પછી પીરોજા તેણીના બાપની વખાણ સાંભળી એકદમ રડી પડી ત્યારે તેવણ બોલ્યા, "જ્યારે તેં અમુને તારાં ગીતથી આટલી બધી મજાહ આપી છે ત્યારે આએ આંસુઓ લાવવાનું શું કામ હતું? જોઊચ તો લુછી નાખ, શું! હજુર હસ્તી નહી? ત્યારે તો તેનું કારણ સમજાવાને અને તેઓને નરમ પાડવાને આપુણે મમાને અરજ કરવી પડશે."

"પીરોજા, એ બધાં આંસુઓ તું કયાંથી લાવી? જલદીથી સમજાવ, નહી તો હું અજાએબીથી 'દ્રેન્ત' થઈ જવશ," જાંહગીરે મશકેરીમાં કહ્યું, જ્યારે પીરોજા તેણીના બાપના હાથમાંથી છુટી તેણીની માતાના પગ આગળ ઈસ્તાનપર બેઠી અને તેણીના ખોલામાં પોતાનું મોહડું છુપાવી દીધું.

"એ કહેવાની નથી, અને તમે લોકો કોઈબી તે પારખી શકવાનાં નથી," ખોરશેદે હસ્તાં હસ્તાં કહ્યું.

"ત્યારે તો તમે બધો ભેદ જાણોછ, ચાલો ત્યારે મુગાં મુગાં કહી દેવો," જાલ બોલ્યો.

"નહી બા, મારેથી કહેવાય નહી; મેં તો ચુપ રહેવાનુ વચન આપ્યુંછ."

"વહાલાં મમા, દયાને ખાતર હમુને કહી દેવો," હોમીએ કાલાવાલા કીધા.

"હું તો ફકત અટકલ કરી શકુંછ, કારણકે હું ખાતરીથી કહુંછું કે એ લોકોએ મને કાંઈ પોતાના વીશ્વાસમાં લીધી નથી," તેવણે તેવાજ રમુજી અવાજે જવાબ દીધો, અને પીરોજાનું માથું ઊંચકી એક પળ સુધી તેણીની આંખોમાં જોયું. "આએ ગીતના બોલો મારી પીરોજાનાં વાહલાં નાનાં દીલમાંથી નીકલી તેણીનાં પોતાનાં ખ્યાલી ભેજાંમાંથી આવા સુંદર આકારમાં બાહર પડયા છે—નહી વારૂં, મારી વહાલી દીકરી?"

"લે પીલુ, મેં કહ્યું હતુંની કે આપણે ગમે તેટલાં ચુપ રહીશું તોબી મમા શોધી કહાડશે," ખોરશેદે કાંઈક સ્નેહથી કહ્યું, જ્યારે તેની બેહને પાછું પોતાનું મોહડું છુપાવી દીધું.

"પીરોજા કવી બની ગઈ! ઓ આસમાનપરનાં તેત્રીસ કરોડ ફરેસ્તાઓ મારી મદદે આવો! હવે તો મારૂં નીચે પડેલું માથું મારે કેડે સંટાડવું જોઈએ," જાંહગીર તણકો કરીને બોલ્યો. "હું તો ધારતો હતો કે આખાં કુટુંબના કવી તરીકેનું નામ હુંજ જાલવી રાખશ, પણ તારા જેવી એક નાની નબલાં મગજની રમકડી—મારી પોતાની વહાલી પીલી—મારી સાથે એ બાબતમાં હરીફાઈ કરે! ખચીત એતો નહી ખમી શકાય તેવું છે."

"પણ પીરોજા, એ સઘલું છતાં અમો બધાંએ તારો ઉપકાર માનવો જોઈએ," હોમી બોલ્યો.

"હા, પણ મને કાંઈ એની સાથે આગ્રું લાગતું વલગતું નથી; મેં તો ફકત ગીતની કલીઓ જોડી છે અને તેના રાગ તથા

મ્યુઝીક જોડવાનું કામ ખોરશેદનું છે; મારેથી તો તે થઇ નહી શકતે," પીરોજાએ ખુશાલી ભર્યાં હસવાં સાથ કહ્યું.

જાંહગીર અને તેનો બાપ ખુરશેદ તરફ ફર્યા; અને પેહલો તેણીને ઘણોજ વાંકો વળીને નમ્યો, અને બીજાએ પ્યાર ભરેલી કીશ કરી, જ્યારે તેણીની માતાએ તેણી તરફ ઘણીજ પ્યાર ભરેલી નજરે જોયું અને હવેજ ખોરશેદે જોયું કે બહારની વખાણ મેલવવા કરતાં ઘરનાં લોકોના પ્યાર ભરેલા બોલો સમજવામાંજ મજાહ સમાએલી છે.

"હવે પીરોજા, તુંને હજી કાંઈ ખોલાસો કરવાનો છે," જાલે કહ્યુ, "આએ બધી વાત જાણે ખોટી હોય તેમ ચુપ બેસી રહેવાને બદલે પેહલેથીજ કબુલ કાંય નહી કીધું?"

"આએ સવાલના જવાબમાં તો બચીત હું તુંને મદદ કરી શકતી નથી," દીનબાઈએ જવાબ દીધો. "હું વીચારી નહી શકતી કે શું કામ મારી પીરોજા એક બનાવ, કે જેથી ફક્ત આપણુ બધાંને ખુશાલીજ ઉપજી શકે, તે છુપાવા માંગે."

"હું ધારૂંછ કે હું જાણુંછ," ગુલ બીહતાં બીહતાં બોલી, "પીરોજા, તમે તે દહાડે જુસ્સાને કાબુમાં રાખવા વીશે જે કાંઈ કહ્યું હતું તેનો વીચાર કરતી હતી, અને તેથી કદાચ તેણીએ એમ વીચારયું હોય કે તેણીએ જોડેલુ ગીત તમુને ગમશે નહી, અને તેથી તે છુપાવવાને તેણી ઇછતી હતી."

"ગુલ, તું એટલું બરાબર કેમ પારખી શકી?" પીરોજા એકદમ અજાએબીમાં બોલી ઉઠી, કે જેમ કરતાં તેણી ભુલી ગઈ હતી કે તેણી પોતે પોતાનો ભરમ ખુલ્લો કરી દેતી હતી.

"કારણકે મને પોતાનેબી તેમજ લાગતે." ગુલે ધીમેથી જવાબ દીધો.

"ત્યારે તો મારાં વાહલાં છોકરાંઓ, મારી સમજાવવાની રીત ઘણી ખરાબ હોવી જોઈયે, અથવા તો તમે મારી મતલબ સમજેલાં નહી હોવાં જોઈયે. મારી કહેવાની મતલબ કાંઇ એમ નહી હતી કે કવીતાના શોખને અટકાવવો, પણ ફક્ત તેની બરાબર જગાપર તેને રાખવો જોઈયે, અને નહી કે તેને આગળ વધારવાને ખાતર તેના જેટલીજ બીજી જ્ઞાન આપનારી બાબદો, કે જે શીખવા માટે વધારે સબુરી અને મેહનતની જરૂર હોય તે છોડી દેવી. મારી વાહલી દીકરીઓ, કવીતા એક ધાસ્તીભરી બક્ષેસ છે; પણ જ્યાં સુધી તમે તેને ઘરમાંજ રાખો, અને ફક્ત એક ગમત દાખલજ ગણો અને તે ગમતની મજાહ બીજી ઓછી ખેંચાણ કરનારી ફરજો અને ઘડા પુરા થયા પછીજ ભોગવો તો તેનો શોખ ખીલવવાની તમોને મારી રજા છે, અને વળી સારા કવીઓને વાંચી તમારા પોતાનામાં સુધારો કરવાની પણ કોશેસ કરવી જોઈયે. મારી પીરોજા, જે બક્ષેશ આપણુને ખુદરતે આપી હોય તે ફેંકી દેવી ન જોઈયે. આપણુને ફક્ત સંભાળ એજ રાખવાની છે કે તેને ઘણીજ ખંતથી વલગી રહી તેનો આડો ઉપયોગ નહી કરવો, પણ હવે હું તમુને વધારે વખત ભાષણ આપવા માંગતી નથી, કારણ કે હું જોઉં છું કે જાંહગીરની સબુરી વધારે વખત ટકી શકશે નહી. ત્યારનો બાઇજીને પ્યાનાપર બેસાડીબી આવ્યો છે અને જાલ તથા ખુરશેદ બેઉ ત્યાં તૈયાર થઈને ઉભાં છે."

તેટલા વારમાં જાંહગીરે આવીને પીરોજાને પછવાડેથી એકદમ પકડી તેણીને પ્યાના આગળ લઈ ગયો. જ્યારે તેઓ વજાડવામાં ગુંટાયલાં હતાં ત્યારે ગુલે દીનબાઈને પુછ્યું, "વાહલાં માસી, કવીતા એક ધાસ્તીભરી બક્ષેશ શું કામ છે?"

"કારણ મારી દીકરી, તેથી આપણી લાગણીઓ હદ બાહેર ઉસ્કેરાય છે, તેથી દરેક ચીજને જુદા આકારમાં જોવાની ટેવ પડે છે, અને આપણાં મગજમાં કલપીત ખ્યાલો ઉભા થાય છે, કે જે આપણી જાતની જુવાન છોકરીઓ જેઓને મગજપર કાબુ રાખવાની ઘણી જરૂર છે, તેઓને ઘણું ભયંકર થઈ પડે. એક સારી વલણવાલાં મગજને તથા સારા ખવાસનાં માણસને તે કાંઇ ઘણી ઇજા નથી કરતું, તે છતાં તેઓની સામે પણ એવી લાલચો આવીને ઉભી રહે છે કે તેઓ પોતાની સઘળી ફરજો ભુલી જઈ તેના ખાડામાં પડે છે. ગમે તેવી હલકામાં હલકીબી કવીતા આપણુ જોડીયે, તો તેમાંબી કાંઈ એવું આવે છે કે ગમે તેવી મેહનત છતાંબી બીજી જોડવાની આંપણુને લાલચ થાય છે. હવે પીરોજાના જેવી જવાન છોકરીને પોતામાં એવી શકતી છે એમ માલમ પડે તો વધારે ભયંકર થઈ પડે. જ્યારે એ મોટી થશે ત્યારે એનો 'તેસ્ટ' સુધરતો જશે અને ત્યારે ફક્ત તેણી લખીનેજ સંતોષ નહી પામશે, પણ હમણાં કરતાં વધારે સરસ કરવાની કોશેશ કરશે અને તે સુધારવા માટે જે મેહનત લેશે તેથી કરીને હમણા જે ભય છે તે ઓછો થશે, પણ હાલ તો જ્યારે તેણી મારા કાબુમાં છે ત્યારે તેણીને માટે મને કાંઈ ચીંતા નથી. હું તેણીના આવા 'તેસ્ટને' મારા પ્યારથી બીજી ગંભીર બાબદમાં વચમાં પડવા દેવશ નહી."

ગુલે પોતાનાં માસીની વાત ઘણું ધયાનથી સાંભળી. છેલ્લે તેણી ભણવાના ઘંટના સાદથી ચોંકી અને હવેજ તેણીને યાદ આવ્યું કે તેણી હમેશાં એક કલાક આગમજથી સુવા જતી હતી. છોકરાંઓએ "પ્યાનો" બંધ કીધો અને હામીબી પોતાના બાપ સાથે વાત કરતો હતો તે અટકી ગયો. હમેશાં ભણવાની વખતે થોડોક વખત આગમજ. તે લોકો પોતાની મોજમજાહ છોડી દઇ ગંભીર વીચારોમાં પડતાં હતાં.

ભણવાના વખતમાં એક વખતે દીનબાઈએ ગુલને જે તેણીની ચાલ માટે ઠપકો આપ્યો હતો, તે માટે તેવણ ઘણાં પસતાતાં હતાં. તેવણે પોતાની ભત્રીજી તરફ ફરીને કહ્યું, "વાહલી ગુલ, આજે તું અમારી સાથે આવશે કેની?"

"જો તમારી મરજી હોય તો, માસી."

"હા, દીકરી મારી મરજી છેજ, મારાં છોકરાંઓની સાથે ભણવા બેસતાં મેં તુંને લાંબો વખત થયો જોઈ નથી અને જ્યાં સુધી તું અમારી સાથે બેસીને ખોદાની બંદગી કરશે નહી, ત્યાં સુધી હું એમજ ધારશ કે તેં મને હજુર સુધી માફ કીધી નથી."

"હું તમુને માફ કરૂં?" ગુલે અજબ થઇને પુછ્યું, "માસી,

"ચાલ હવે જાંહગીર, જતો ના રેહ, અમારી પાસે એક ગીત છે તેમાં તમારા અવાજની જરૂર છે. પીરોજા, તારૂં પેલું સોભઈનું ગીત જે આપણે પપાને સમજાવવા માંગીએચ તે ગા."

"ખોરશેદ, મારેથી કાંઈ એક ગીત અગાઉથી તૈયાર કરયા વગર ગવાય નહી."

"અરે તું ઘણીબી વખત તેમ તો ગાય છે, અને વલી આએ ગીતબી એવું સરસ છે, કે તેથી તુંને ઊતેજન મલશે. ચાલ હોમી, હવે તુંબી આવ, જાલનો અવાજ હવે ખરાબ થઈ ગયો છે, નહી તો તેનેબી ગાવા તેડતે. પીરોજા, ચાલની ગાની, હવે ઉભી શાંની રહીચ?"

"વાહલી ખોરશેદ, હું ગાઈ શકતી નથી, મને તેમ કરવા કહે ના." પીરોજાએ કાંઈક બીહક અને ગુચવાડાથી જવાબ દીધો, કે જેમ ઘરમાં અગાઊ કદી પણ તેણી કરતી હતી નહી.

"કાંય, મારી નાલી પીલુ, હું આએ નવું ગીત સાંભળવા ઘણો તલપી રહયો છું, મને નાસીપાસ કરતી ના." તેણીનો બાપ તેણી તેમ કરવા ઉસકેરાય તેવી રીતે બોલ્યો.

"પણ ખુરશેદના ગાવા પછી મારૂં ગીત સાંભળવા લાયક થઈ પડશે નહી." પીરોજાએ હજુર કાલાવાલા કીધા.

"મારી વાહલી દીકરી, મેં અગાઊ તુંને આવું મુર્ખ બાહનું કહાડતાં કદીબી સાંભળી નહી હતી; તારી માયને તેમજ મને બીજાનાં ગાયન કરતાં તારૂં ગાયન સાંભળવાથી કદીબી ઓછી મજાહ મળતી નથી, પછી એક જણમાં બીજાનાં કરતાં ગાયનની ખુદરતી બક્ષેસ વધારેબી હોય તો શું થયું."

"જ્યારે પીરોજા ગીત નહી ગાવા માટે એટલો બધો ભેદ બતલાવે છે ત્યારે તો હું તે જરૂર ગાવશ," જાંહગીરે હસીને કહ્યું, "ચાલ હોમી—આંહ તમે પોતે લખ્યું—અરે વારે પીરોજબાઈ!"

પીરોજા હજુર અચકાયા કીધી, પણ પાછી હીમત પકડી પોતાનું ગીતાર હાથમાં લીધું, અને તેણીનાં વાજીંત્રને બંધ બેસતાં આઈરીશ ગીતની થોડીક સુંદર મધુર નોટ વજાડી તેણીનું ગાયણ શરૂ કીધું. ગીતના બોલો ઘણા સાદા હતા, પણ ખચીતજ દીલમાં લાગી આવે તેવા હતા.

તેણીનો અવાજ પેહલાં જરાક ધ્રુજવા લાગ્યો, પણ પછી પોતાના ભાઈ અને બેહનનાં સાથે ગાવાથી તેણીમાં હીમત આવી અને તેઓનો અવાજ જો કે તેણી કરતાં વધારે જોસ પર અને મોટો હતો, તે છતાં તેઓને ગાયણમાં એવી તો સારી કેળવણી મળી હતી કે બધામાંથી તેણીનો મીઠો, મધુર અને નાનો સાહદ સંભલાઈ શકાતો હતો. થોડા વખતમાં તેણી પોતાનાં ગીતમાં એટલી તો ગુંથાઈ ગઈ કે આસપાસની બીજી કાંઈ પણ ચીજ જોઈ શકી નહી. થોડા વખતમાં તેણીનું ગાયણ બંધ પડ્યું, અને નજદીક એક મીનીટ સુધી કોઈ કાંઈ પણ બોલ્યું નહી. જેવું તેણી પોતાનું ગીતાર મુકવા ઉઠી કે મનચેરશા ઉઠી ઉભા થયા અને પીરોજાને પોતાના પાસામાં લીધી.

"મારી પીરોજા અને મારાં બીજાં છોકરાંઓ, આવા સરસ આવકાર માટે હું તમારો કેમ ઉપકાર માનું?" તેવણે હમેશ કરતાં વધારે લાગણી દેખાડીને કહ્યું. "એવા લાયક બોલો તું કયાંથી મેલવી શકી? શું! આંસુઓ મારી નાની દીકરી", જ્યારે ગીત ગાઈ રહ્યા પછી પીરોજા તેણીના બાપની વખાણ સાંભળી એકદમ રડી પડી ત્યારે તેવણ બોલ્યા, "જ્યારે તેં અમુને તારાં ગીતથી આટલી બધી મજાહ આપી છે ત્યારે આએ આંસુઓ લાવવાનું શું કામ હતું? જોઊચ તો લુછી નાખ, શું! હજુર હસ્તી નહી? ત્યારે તો તેનું કારણ સમજવાને અને તેઓને નરમ પાડવાને આપુણે મમાને અરજ કરવી પડશે."

"પીરોજા, એ બધાં આંસુઓ તું કયાંથી લાવી? જલદીથી સમજાવ, નહી તો હું અજાએબીથી 'ફ્રેન્ત' થઈ જવશ," જાંહગીરે મશકેરીમાં કહ્યું, જ્યારે પીરોજા તેણીના બાપના હાથમાંથી છુટી તેણીની માતાના પગ આગળ ઈસ્તાનપર બેઠી અને તેણીના ખોલામાં પોતાનું મોહડું છુપાવી દીધું.

"એ કહેવાની નથી, અને તમે લોકો કોઈબી તે પારખી શકવાનાં નથી," ખોરશેદે હસ્તાં હસ્તાં કહ્યું.

"ત્યારે તો તમે બધો ભેદ જાણોછ, ચાલો ત્યારે મુગાં મુગાં કહી દેવો," જાલ બોલ્યો.

"નહી બા, મારેથી કહેવાય નહી; મેં તો ચુપ રહેવાનું વચન આપ્યુંછ."

"વહાલાં મમા, દયાને ખાતર હમુને કહી દેવો," હોમીએ કાલાવાલા કીધા.

"હું તો ફકત અટકલ કરી શકુંછ, કારણકે હું ખાતરીથી કહુંછું કે એ લોકોએ મને કાંઈ પોતાના વીશ્વાસમાં લીધી નથી," તેવણે તેવાજ રમુજી અવાજે જવાબ દીધો, અને પીરોજાનું માથું ઊંચકી એક પળ સુધી તેણીની આંખોમાં જોયું. "આએ ગીતના બોલો મારી પીરોજાનાં વાહલાં નાનાં દીલમાંથી નીકલી તેણીનાં પોતાનાં પ્યાલી ભેજામાંથી આવા સુંદર આકારમાં બાહર પડયા છે—નહી જારૂં, મારી વહાલી દીકરી?"

"લે પીલુ, મેં કહ્યું હતુંની કે આપણે ગમે તેટલાં ચુપ રહીશું તોબી મમા શોધી કહાડશે," ખોરશેદે કાંઈક ફતેહથી કહ્યું, જ્યારે તેની બેહને પાછું પોતાનું મોહુ છુપાવી દીધું.

"પીરોજા કવી બની ગઈ! ઓ આસમાનપરનાં તેત્રીસ કરોડ ફરેસ્તાઓ મારી મદદે આવો! હવે તો મારૂં નીચે પડેલું માથું મારે કેડે સંટાડવું જોઈએ," જાંહગીર તણકો કરીને બોલ્યો. "હું તો ધારતો હતો કે આખાં કુટુંબના કવી તરીકેનું નામ હુંજ જાળવી રાખશ, પણ તારા જેવી એક નાની નબલાં મગજની રમકડી–મારી પોતાની વહાલી પીલી–મારી સાથે એ બાબતમાં હરીફાઈ કરે! ખચીત એતો નહી ખમી શકાય તેવું છે."

"પણ પીરોજા, એ સઘલું છતાં અમો બધાંએ તારો ઉપકાર માનવો જોઈએ," હોમી બોલ્યો.

"હા, પણ મને કાંઈ એની સાથે ઝાઝું લાગતું વલગતું નથી; મેં તો ફકત ગીતની કલીઓ જોડી છે અને તેના રાગ તથા

થઈ ગયા હતા, તે છતાં તેણીએ પોતાની આંખોમાના દરેક આંસુને લુછી નાખ્યાં હતાં.

"વાહલી પીરોજા, જાલને જઈને કહે, કે મારી કાંઈ ફીકર કરે નહી, અને અહીંયાં આવે," તેણીને શાંત દેખાવાની કોશેશ કરતાં તેવણે કહ્યુ, "મેહરબાની કરી તેને અહીંયાં આવવા કહે કે જેથી કરી જે થોડો વખત રહયોછ તે હું તેની સાથે પસાર કરી શકું; હું તેના જેવોજ બનતી કોશેશ કરી ખુશાલ દેખાવ કરીશ, અને તેણીએ ખરેખરજ મેહનત કરી તેમ કર્યું. વળી તેણી પોતાના ભાઈનાં ભવીષ માટે તેની સાથ એટલી તો ખુશાલી તથા આશાઓ સાથ વાત કરવા લાગી કે જાલને લાગ્યું કે તે પોતાની બેહનને કદીબી પુરતી ચાહી શકશે નહી.

જાલને બીજે દહાડે સહવારે સકારેથી મરચંટ હાલ છોડી જવાનો હોવાથી રાતનાજ સઘળી તૈયારીઓ પુરી કરવી પડી. કુંવરડોસાંને જો કે જાલનું જવાનું સાંભળીને ઘણું લાગ્યું તે છતાં તેવણ દરેક ચીજમાં મદદ કરવાને પછાત પડયાં નહી. ખસરૂ જે પોતાની રૂપ્યા ખોહવાની બેદરકારી માટે હજી પોતાને ઠપકો આપ્યા કરતો હતો, અને જ્યાં સુધી ગુલ સારી નહી થઈ ત્યાં સુધી પોતાને સઘળી ખરાબીઓનું કારણ સમજતો હતો, તેપણ કુંવરડોસાંની સાથે બધાંઓને મદદ કરવા-આગળ પડયો અને જાલનાં મોઢાંમાંથી જેવો એક બોલ પડતો કે ખસરૂ તરતજ તે બજાવવા જાણે દોડેલોજ છે.

કલાકો અકેક પછી અકેક જલદીથી પસાર થઈ ગયા, અને નજદીક મોડી રાત થવા આવી, તે છતાં હજી તેઓ સઘળાં લાયબ્રેરીમાંજ બેસી રહયાં. જાઈજી અને મનચેરશા કાંઈ વચમાં વાત લાવ્યાજ કરતાં હતાં, અને જાલબી જાણે થોડા દહાડાનેજ માટે કેડે જવાનો હોય તેમ બધાં સાથે ખુશ મીજાસથી વાત કરતો હતો. બારનો ટકોરો પડયો, અને તોપણ દીનબાઈની હીમત ચાલી નહી કે બધાંને સૌ, સૌને વગે થઈ જવા કહે. પણ જ્યારે એકનો ટકોરો પડયો કે બધાં જણ ચોંકયાં, અને એકમતે છુટાં પડવાનું ઠેહર્યું.

"હા, હું ધારૂં છું કે આપણે હવે બધાંએ સુવા જવુંજ જોઈએ, નહી તો પછી ગરીબ બીચારા જાલને ઊંઘવા માટે ઘણોજ થોડો વખત મલશે. ગુલ દીકરી, તારા આ કાલાવાલા ભર્યા દેખાવની સાંમે થવા જેટલું તો મારે ઘાતકી થવુંજ જોઈએ, તું જાંણતી નહી કે તારામાં હજી પુરતું જોરજ ક્યાં આવ્યું છે.

દીનબાઈ માયાથી તોપણ મક્કમપણાથી બોલ્યાં અને દરેક જણાને તેવણને તાબે થવુંજ પડયું. જાલ પોતાની માસીની છોકરીઓથી બીજે દહાડે સહવારે હમેશાંની માફક પાછો મલવાનો હોય તેવી રીતે છુટો પડયો, પણ પોતાની બેહનથી છુટો પડતાં તેનેથી તેવી રીતે શાંત રેહવાયું નહી, અને તેનો અવાજ ધ્રુજવા લાગો. "ગુલ, માહરી વહાલી, સાહેબજી, મારી પોતાની વહાલી બેહેન, ખોદા તમને સલાંમત રાખે! અને આટલું બોલી તેણીને તેણે કીસી કરી. દીનબાઈની આંખમાં આંસુ આવી ગયાં અને મનચેરશા પણ દલગીરી સાથ ભાઈ બેહેન વચ્ચેનો ઉપરો દેખાવ જોતા ઉભા રહ્યા. થોડા વખતમાં ગુલ પોતાના ભાઈ આગલથી ખસી ગઈ, અને પોતાનાં માસી યા માસા સાથ એકબી બોલ બોલવા વગર તેણી ત્યાંથી દોડી ગઈ.

"દીનબાઈ માસી, એની આગલ જાવો, અરે તેણીને કહેવો કે હું કદી કદીબી તેણીને દુઃખ દેવશ નહી," જાલે તેની માસીનો હાથ પકડી કાલાવાલા કીધા. "આખી સાંજ થઈ તેણી મારે વાસ્તે બળાપો કરે છે અને જો તેણી પોતાનું દીલ ખાલી કરશે નહી તો આવતી કાલ સુધી તેણી દુઃખ ખમ્યા કરશે, અને તમે જો તેણીને થોડા દીલાસાના બોલ કહેશો તો તેણી ઓછાં દુઃખથી રહશે."

"મારા વહાલા દીકરા, તેણી થોડો વખત એકલી રહેશે તોજ સારૂં, ગમે એટલી નાની હોવા છતાં તેણી જાણે છે કે દીલાસો ક્યાંથી મેલવવો, અને એકલા ખુદાની હજુરમાં તેણીનાં આંસુઓ વધારે છુટથી પડશે, હું હમણાં તારેથી છુટી પડવા માંગતી નથી. કુવર ડોસાંને તારા સામનને લગતો થોડોક હોકમ આપી હું તારા ઓરડામાં આવશ."

દીનબાઇ માણસાઇ ખવાસને પુરતી રીતે પીછાંણતાં હતાં. તેવણ ગુલ આગલ ગયાં, તે આગમચતો તેણીએ ઘણુ સરખું રડીને પોતાની દલગીરી ખાલી કરી દીધી હતી. દીનબાઈએ તેણીને ઘણો દીલાસો દીધો, અને જોકે તેવણના માયાલુ બોલોથી તેણીની આંખોમાંથી વધુ આંસુઓ પડયાં, તે છતાં જ્યારે તેણીનાં માસી તેણી આગળથી જાલ આગળ જવા ઉઠયાં, ત્યારે તેણીએ પોતાનાં ભાઈ ઉપર ઘણા પ્યાર ભરેલા બોલો સાથ કહેવાડયું કે તેણી હાલ ઘણી સારીપખે હતી.

દીનબાઈ પોતાના ભાણેજથી ઘણી મોડી રાતે છુટાં પડયાં. માસી ભાણેજ વચ્ચે શું શું વાતચીત થઈ તે પાછું અહીંયાં બોલી જવાની હમે જરૂર જોતાં નથી. દીનબાઈએ તેને કાંઈ શીખામણ દેવાની કોશેશ કરી નહી, કારણકે તેવણને ખબર હતી કે તે ફરજતો મનચેરશા તથા મેહરજીભાઈએ અસાર આગમચ વધારે સરસ બજાવી હશે, ફકત તેવણે પ્યાર ભરેલા બોલોથી તેની પર અસર કરવાની કોશેશ કરી. ગુલની માંદગી વખતે દીનબાઈએ કોઈબી દહાડો મોઢાંમાંથી એવો બોલ કાઢયો ન હતો કે જેથી કરી જાલને પોતાને તે માટે ઠપકો આપવો પડે અને જેથી કરી આવી વખતના તેવણના માયાલુ બોલોથી તેને ઘણું લાગ્યું અને લાંબો વખત સુધી તે બોલો તે ભુલી ગયો નહી.

"અને એવું લાગેછ," અતે જાલ બોલ્યો, "કે કદીબી ગમે તેવી લાલચો છતાં કોઈબી ખોટું કામ કરવાની લાલચ થશે નહી, પણ અરે દીનબાઈ માસી, એમ તો જ્યારે પેહલો હું ગયો હતો, ત્યારેથી મેં ધાર્યું હતું પણ તે હું સઘલું થોડા વખતમાં ભુલી ગયો, કદાચ પાછું હમણાબી તેમજ થાય, કારણકે દુનીયાંમાં શું એવાં કમનસીબ માણસો નથી કે જેઓ જેને ઘણાજ ચાહતાં હોય તેનેજ દુઃખી કરવા જનમ્યાં હોય?"

"નહી મારા દીકરા, જો તેઓ પોતાનાં ઘરની મલેલી કેળવણીને જ્યાં જાય ત્યાં હમેશાં ધ્યાનમાં રાખે તો કદી એમ

બને નહી. તું તે પેહલી વખતે ભુલી ગયો કારણકે એક દુષ્ટ માણસની સંગતથી તારી ઉપર ઘણી ખોટી અસર થઈ હતી, અને તું તારા ખોદાને વતીક ભુલી ગયો હતો. મારા જાલ, યાદ રાખજે કે આપણી ઘર કેળવણીનો પાયો ખોદાના ઈતબાર ઉપર રચાયલો છે. ખોદાના બોલમાંજ આપણી સલામતી સમાએલી છે, આપણું સુખ અને મગજનું જોર આપણે તેમાંજ શોધવા જોઈએ છીએ. લે દીકરા, આ ધર્મ નીતીની ચોપડી છે, આજે અધાર વરસ થયાં તે મારા વફાદાર સાથી તરીકે રહી છે અને ફકત તારેજ ખાતર હું તેનેથી છુટી પડું છું જો તુંને કોઈ વખત એવું લાગે કે તારી સારી લાગણીઓ તુંને છોડી ગઈ છે તો તે તું વાંચજે, અને કોઈને ખાતર નહી તો જેને તું ચાહે છે તેઓને ખાતર તે પ્રમાણે તું ચાલજે, અંદર એક જણનું નાંમ છે, જેથી હું ધારૂં છું કે તે તું વધારે સંભાલથી જાલવીને રાખશે."

જાલે તે ચોપડી આતુરતાથી ઊઘાડી, "સોરાબશા રૂસ્તમફરામના" તે બોલી ઉઠયો, "મારા પોતાના મામા, કે જેવણનું નામ ઘણા પ્યારથી યાદ કરવાને તમે મને શીખવ્યું હતું, વહાલાં માસી આવી કીમતી બક્ષેશ મને આપવા માટે તમે કદીબી પસતાશો નહી, પણ એ તમારી પાસે કેમ આવી?"

તે મારી પાસે એમ આવી કે તેવણે પોતાની છેલ્લી સફર માટે ઉપડવા આગમજ કાલાવાલા કરી મારી ચોપડી પોતાની સાથે બદલી લીધી કે અમો બંને જણ અમારા સૌથી ગંભીર વખતમાં એક બીજાની યાદ કરીએ તે વેલાનું તેવણનું બોલવું એવું તો અસાધારણ અને ગંભીર લાગતું હતું કે મારાં દીલમાં કાંઈ ખરાબ આગાહીની ધાસ્તી પેદા થઈ અને જે ધાસ્તી થોડાજ વખતમાં ખરી પડી, મેં તેવણને ફરીથી કદીબી જોયા નહી અને તે નાની ચોપડી મને વધારે કીમતી થઈ પડી."

આટલું બોલતાં દીનબાઈનો અવાજ ધ્રુજવા લાગ્યો, કારણકે હજી પણ તેવણના ભાઈની યાદદાસ્ત તેવણને એટલી તો વહાલી હતી કે તેને વાસ્તે બોલતાં તેવણનું દીલ ભરાઈ આવતું હતું. જાલે પણ ઘણી આતુરતાથી જણાવ્યું કે તે ચોપડી તેને પણ તેટલીજ કીમતી થઈ પડશે, અને ઉમેરયું——

"માસી, મને સોરાબશાહ મામા વીશે વારંવાર કાંઈ અજબ જેવા ખ્યાલો આવ્યા કરતા હતા. કોણ જાણે શું છે પણ મારેથી માની નહી શકાતું કે તેવણ ડુબી ગયા હોય, પણ વલી તેવણને ગુલામ તરીકે પકડવામાં આવ્યા હોય એ વીચારથી ઘણો ભયંકર લાગે છે."

"અને તે ખરૂં હોય એમ લાગતું નથી, મારા દીકરા, કેટલાં બધાં વરસો પસાર થઈ ગયા છે તેનો તો વીચાર કર. પણ જાલ, ગમે એવાં દુઃખ છતાં આપણને હવે છુટું પડવું જોઈએ. તુંને હવે જલદી બીછાને જવું જોઈએ." "ફકત મને એકજ વચન આપ—જો ફરીથી તું કાંઈ લાલચ અથવા ભુલમાં પડે, અને તેમ થાયબી—કારણકે કોઈ વેલાએ સૌથી મજબુતમાં મજબુત ઠેકાવમાં પણ આપણે નીષ્ફળ થઈએ છીએ—ત્યારે જરાક પણ અચકયા વગર જરાક પણ આંકોશ વગર ખુલ્લાં દીલથી મારીપર લખજે, મને બધું લખજે, અને જો તુંને કાંઈ મદદ જોઈએ તો તે માગજે અને હું તે આપશ; અને જો બનશે તો તારા આસાની નાખુશી પણ અટકાવશ. મને ધાસ્તી નથી કે આએ કહેવાથી હું તારા ઠેકાવને નબલો કરશ, પણ ફકત ગુસ્સાની બીહકથી એક વાંક છુપાવી બીજા વધારે વાંકો કરતાં અટકાવશ, યાદ રાખજે, મારા વહાલા દીકરા, કે તારો મારીપર કાંઈ હક છે કે જેને કાંઈ પણ ભુલ અથવા વાંક દુર કરી શકશે નહી. મારા ધણીનાં બચાવનાર તરીકે તારે માટે જે ચીંતા અને પ્યાર હું ધરાવું છું તે કદીબી ફેરવી શકશ નહી. તું મને કદાચ ઘણી દુઃખી બનાવશે, પણ હું જાણુંછ કે તું તેમ કરશે નહી. તું મને તારા ઉમદા કામ પર પ્યાર અને માનની નજરથી જોવા દેશે કે જે સઘલાંને તું લાયક છે. મને વચન આપ કે કાંઈબી નાની અથવા મોટી ભુલ અથવા મુશકેલી આવી પડે તો જેમ તું તારી પોતાની વહાલી માએને લખતે તેમ મારી પર લખશે, અને પછી મને તારે વાસ્તે કાંઈબી ધાસ્તી રહેશે નહી."

જાલે તે વચન આપ્યો, પણ તેનું હૈયું એટલું તો ભરાઈ આવ્યું હતું કે તે વધારે વખત પોતાને અટકાવી શકયો નહી, અને જ્યારે દીનબાઈએ તેને આંસુભરી આંખો સાથે બાથીને કોટી કીધી, ત્યારે તે એક બચ્ચાં માફક તેવણના ખભાં પર પડી રહયો.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

## સ્વ આ ધા ર.

### સ્ત્રીઓ માટે એક બાતુના વીચારો.



પોતાપર આધાર રાખવાનો ધડો જે છોકરાઓને નાનપણથીજ શીખવવામાં આવે છે, તે એક છોકરીને તો ઘણી નાચારી, દુઃખ, મુશકેલી, અને તીરસ્કાર વચ્ચે શીખવો પડે છે. છોકરીઓને તેથી ઉલટુંજ કોઈ વખતે શીખવવામાં આવે છે કે આપણે એક "નબલાં બારકસ" છીએ અને તેમ દરેક જણ કબુલ કરે કે નહી, પણ ઘણાખરાંને તેમજ લાગે છે. હવે તે પ્રમાણે આપણને માન આપવાની મરદની ફરજ તેં ખુશાલી છે, અને જેમ તેને આપણને માન આપવાનું વાહલું લાગે છે તે કરતાં આપણને તે લેવાનું વધારે પ્યારૂં લાગે છે.

કોઈપર આધાર રાખવો, એ ઘણું સેહલું અને ખુશનુમા છે; જેને આપણે ચાહતાં હોઈએ, તે પર આધાર રાખવાનું ઘણું મધુર છે. કોઈના હાથમાં આપણે છીએ, એમ સંતોષથી રહેવું અને આપણો પોતાનો વીચાર બીલકુલ કરવો નહી, અને એવી ખાત્રી રાખવી કે મોટાં તેમજ નાહનાં કામમાં આપણી ચોકી કરનાર, પાલનાર, પોષનાર, અને મદદ કરનાર—ખરૂં જોતાં દરેક રીતની સંભાળ રાખનાર છે, તે

તે કેવું ખુશનુમા છે. એવું તો ખુશી ભર્યું, કે આપણામાંનાં થોડાંનેજ તે બક્ષેલું હોય છે અને હમેશાં જીવે ત્યાં સુધી તો ઘણાં થોડાંનેજ તે સુખ હોય છે.

જો સાધારણ રીતે એમજ હોતે કે દરેક જીવતી સ્ત્રીને બાપ, ભાઈ અથવા ખાવીંદ તેની તપાસ લેવાને, અને સંભાળવાને છે, તો ખરેખર સ્વ આધારનો કરડો, પણ મુબારકબાદી આપવા જોગ કાયદો કદીબી સંભળાતે નહી; પણ તેમ નથી. કવીઓના સુંદર ખ્યાલ છતાં અને અસલી ઢપના લોકોના વીચાર છતાં, આ સચ્ચાઈ કોઈબી સાધારણ અક્કલના અને અનુભવી આદમીને તો સ્પષ્ટ જણાય છે કે હાલના વખતમાં પોતાની ખુશીથી અથવા તો ફરજ્યાતથી આપણી ઘણીક સ્ત્રીઓને પોતાની સંભાળ લેવી પડશે—અને પોષણ, હાલત, ધંધો, મજાહ, આબરૂ તેને પોતાનેજ એખલીને સંભાળવાની ફરજ પડશે.

અલબત્તાં, હું આ મારા વીચારો કુંવારી સ્ત્રીઓ માટે દરશાવું છું, જેઓને સ્વ આધારની વધારે જરૂર છે, પણ ઘણું કરીને તેઓમાં તે થોડોજ ખીલવેલો હોય છે અને બચપણથી તેઓમાંની કેટલીકોએ સુંદર ચીજો તરફ શોખ ઉલટો વધારેલો હોય છે.

દરેક જણનો અનુભવ સંખ્યાબંધ બીચારી સ્ત્રીઓ, જેઓના પૈસા એકાએક જતા રહેલા હોય છે, કુટુંબ સાથની વીધવાઓ, મા બાપ વગરની છોડીઓ તથા ગરીબાઈમાં આવી પડેલી ખાનદાની સ્ત્રીઓના દાખલા આપશે, જેઓ કોઈ મરદ, મીત્ર અથવા સગાંને વરસો સુધી વળગી રહીને, કરજ તથા ગરીબાઇમાં વધારે ને વધારે અટવાતા જાય છે, અને ઓશીયાલો કડવો ટુકડો ખાય છે, અથવા તો ઘાટકી અપમાનો ખમવાની તેમને ફરજ પડે છે, જે ઘણું નહી તો થોડુંબી બચપણમાં સ્વ આધારની આદતથી બચી શકતે. આપણે એક દાખલો લઈએઃ—

બે જુવાન સ્ત્રીઓ સારી કેળવણી આપેલી અને સુધરેલા વીચારની હતી. તેમના બાપનો ધંધો ધમધોકાર ચાલતો હતો અને તેમાંથી પોતાનાં કુટુંબને સારૂં મોટી દોલત એકઠી થતે એવી હાલત હતી, તેટલામાં અચબુચ તે બાપ મરણ પામ્યો. તે ધંધાનું કામ ખરૂં જોતાં તો એક મરદનુંજ હતું—અને ઘણીક બાબદમાં બાનુઓને કંટાલો ઉપજાવે તેવું હતું. અલબતાં, તેમનાં મીત્રોએ વીચાર્યું કે છોકરીઓને કંઠે શીક્ષક થવું, સગાંઓનો આશરો લેવો, અથવા તો વેંહચાઈ રહેવા બાદ જે નાણું આવે, તે પર સુગરાના કરી જેમ બને તેમ ગરીબ હાલતમાં રહેવું, પણ છોકરીઓ ડહાપણવાલી હતી; તેઓએ તકરાર કીધી. "જો આપણે છોકરાઓ હતે તો સઘળું સારૂંજ થતે, આપણે ધંધો ચલાવતે, અને આપણું કુટુંબ તથા માતાનું ગુજરાન કરતે. કાંઈ નહી, આપણે છોકરીઓ છીયે તે છતાં ધંધો ચલાંવવાની કોશેશ કરીશું, તેમાં કાંઈ ખોટું નથી, ફકત કંટાલા ભરેલું છે, તેમાં સારી અક્કલ, ચંચલાઇ, મેહનત અને સ્વ આધાર જોઈયે છે. આપણામાં તે સઘળું છે અને જે નથી તે શીખશું," તેથી કરીને આ સમજુ અને સારી કેળવણી પામેલી બેટીઓ નીરઉપયોગીપણું અને આલસાઈ છોડી દઈને કામે મંડી. સારે બાયગે તે વેપારને જાહેરમાં લાવવાની જરૂર ન હતી, પણ તેઓને ચોપડા તપાસવાના હતા, નાણાંની ગોઠવણ કરવાની હતી; સારા અને લાયક દલાલો પસંદ કરીને તેમનીપર દેખરેખ રાખવાની હતી—ઘણાંક મુશકેલ કામો કરવાનાં હતાં અને ઘણીક મોજમજાહ તજવી પડી હતી તથા ઘણીક રીતે મનને મારવાનું હતું, તો પણ તેઓએ સઘલું કીધું. પોતાના બાપની જગો તેઓએ રાખી, અને પોતાની નાજુક દેહની માતાને સગવડ અને સુખમાં રાખી, અને એમ કીધાથી તેમનાં કામને યોગ્યતાએ પોંહોંચાડયું.

બીજો દાખલો એ કરતાં જુદો તો પણ મલતો છે. એક જુવાન હુશયાર, દહાપણવાલી છોડી પોતાનાં કુટુંબમાં સર્વેથી વડી હતી. તેણીની મા સાવકી હતી, અને તે કોઈબી પ્રમાણીક માણસની ધણીયાંણી થવાને બીલકુલ લાયક ન હતી. પોતાના બાપનાં ઘરમાંથી તેણીને કાઢી મુકે તે આગમચ પોતેજ એક બાહદુરી ભર્યું ને અણઘટતું કામ કર્યું. તે ઘર છોડી ગઈ, અને પોતાના ભાઈઓ તથા બેહનોને પણ સાથે લેતી ગઈ, જેઓને માટે તેણીએ ધાર્યું કે એજ ઉપાયથી તેઓ બચી શકશે. તેણી એક ચાલીમાં થોડીક જગા ભાડે લઈને રહી, ને શીક્ષકપણું કરીને તેમનું પુરૂં કીધું. "જેઓ પોતે મેહનત કરે છે તેને ઈશ્વર ખચ્ચીત સહાય થાય છે." તે દહાડેથી તે છોકરી કદીબી કોઈની ઓશીયાલી રહી નહી, અને જ્યાં સુધી તેણી જીવી, ત્યાં સુધી સંખ્યાબંધ લોકોને તેણે મદદ કીધી ને સંભાલયાં, અને તોપણ કંઈજ નહી પણ તેણી એક શીક્ષક હતી, હંમેશાં સ્વતંત્ર ને બીજાઓને બને તેટલી મદદ કરવા તૈયાર; કારણકે જ્યાં સુધી તેણી જીવી અને જીવશે ત્યાં લગી કોઈના આભારમાં કદી જશે નહી. આ દુઃખની દુનીયામાં જે સ્ત્રી પોતાની સંભાળ આબરૂથી લે છે, તેણી બીજાઓની હંમેશાં લઈ શકશે, તેણી બચાવ વગરની સ્ત્રી હોતી નથી તથા બીજાઓને બોજા સમાન લાગતી નથી, પણ તેના ઉપયોગીપણાંના ગુણથી લોકો તેને ઘણું માન આપે છે. તેના મરદ દોસ્તો જાંણે છે કે તે સ્ત્રી જેમ બને તેમ થોડો કંટાલો આપશે, તેથી કરીને તેણીને કાંઈબી મદદ અથવા સલાહ તેઓ વગર આભારે આપે છે. તેઓ સમજે છે કે તેણીની મર્યાદા ને સલુકાઈથી પોતાને માટે વીચાર ને કામ કરવાને તેણી પુરતી શકતીવાન છે. જે સ્ત્રીને પોતાને ગુજરાન સારૂં પોતાની મર્યાદા સીવાય કોઈનીબી મદદ વગર મોહલે મોહલે રખડવું પડે છે, તેને આપણે માન આપવું જોઈએ. અલબતાં ઘણીક એવી મજાહ છે, જેમ કરતાં એક સ્ત્રીને અટકવું જોઈએ, પણ ફરજ જ્યારે તેણી પર ખુલ્લી આવી પડે છે, ત્યારે તેણીએ ઢીલ કરવી જોઈતી નથી. દરેક સ્ત્રીની ફરજ છે કે, બીજાઓની પ્રમાણીક લાગણી, નીતીને અનુકુલતા વીચારોઉપર હુમલો નહી કરતાં તે માટે વાજબી રીતે બોલવું, ને તેમને ખરો ઈનસાફ આપવો. આપણે પોતાનેજ મદદ કરવી જોઈએ. આ અજબ જમાનામાં જ્યારે લગન દેખઈતી રીતે ઘટી

ગયાં છે, અને સુખી પરણેલી જીંદગી પણ કોઈ વખતે અસાધારણ થઈ ગઈ છે, ત્યારે આપણી પેહલી ફરજ આપણી કુમારીકાઓને કાંઈ પણ આંધળો પોકાર કરવા કરતાં, જે ફરજનો મુળ પાયો છે એજ એક ગુપચુપ શીખાય એવી કેળવણી છે, અને તે અગત પડે, તેમને જે હકો જોઈશે તે પુરા પાડશે—તે સ્વ આધારની ફરજ તેઓને શીખવવીજ જોઈયે અને તે કાંઈ અઘટીત રીતે નહી તથા દરેક બાબદમાં મરદોની હરીફાઈમાં એકએકને ઉતરી પડવું એમ નહી, પણ જે સરસ બુધ્ધી, ચંચલાઇ તથા અક્કલ, પરવરદેગારે તેને બક્ષેલી હોય, તે ફક્ત સ્ત્રીની છે એમ જાણીને તેને કીટ ખવાડવા, અને આલસુ રાખવા કરતાં જરૂર ખીલવવી જોઇયે અને સર્વેથી પેહલું આપણી દરેક છોકરીને બચપણથીજ શીખવવું જોઈયે કે એક સ્ત્રીનું સૌથી ઉમદા જવાહીર પતીવ્રત્તાપણું છે, જે તેની ગમે એવી મુશકેલી છતાં, જાળવવાનું તેણીનાં હાથમાં છે, તથા એક સાફ દીલની અને પાકદામાન જાળવનારી કુમારીકાને આ દુન્યામાં કદાચ ઘણાં દુઃખ સેહવવાં પડે, તોપણ ખરેખર તેણી બચાવ વગરની તો નથીજ. ખરડેલા અને સુજેલા પગ હશે, પણ કદીબી તેણીની આબરૂને ઝાંખ લાગનાર નથી. ઘણીક જંજાલો બેશક તેને સેહવવી પડતી હોય, પણ જ્યાં સુધી પોતે કાંઈ કુકર્મ કરે નહી, ત્યાં સુધી તેણી કાંઈ એબીયલ તથા હલકી પડશે નહી.

ખોદાને ખાતર—અને સ્ત્રી જાતને ખાતર—મને કહેવા દેવો કે ફરેસ્તાથી ઉતરતો દરજ્જો જ્યારે મરદો પ્યાર કરતા હોય ત્યારે ઓરતને આપે છે, ને તેમ તેઓને માનવા દેવાનું આપણીપર આધાર રાખે છે—જુવાન છોકરીઓ! તમારીપર વીશ્વાસ રાખો! તમારા પોતાપર ભરોસો રાખો! ખાત્રી રાખજો કે જ્યાં સુધી પતીવ્રતાપણાનું કીમતી જવાહીર તમારી છાતીમાં છે, ત્યાં સુધી તમોને કાંઈ પણ નુકશાન થનાર નથી. જો કે એક સ્ત્રીનો હાથ હોય, તોપણ જ્યાં લગી મક્કમપણે અને વાજબી રીતે તે જમણા હાથનો તમો ઉપયોગ કરશો નહી, ત્યાં લગી તેના જોરનો ખ્યાલ તમોને આવનાર નથી.

દુન્યાંના લોકોથી બીહતા ના. આપણે ધાર્યે તે કરતાં વારંવાર તેઓ આપણી તરફ વધારે વાજબી હોય છે. જો તેની સખત હાડમારીમાં નબલાને ઘણું ખમવું પડે છે, પણ તે કાંઇ ફક્ત ઓરતનેજ નથી, પણ જો તે સ્વભાવીક ગુણુ મરદમાં હોય, તો તેનીપર પણ તેવુંજ વધન વીતે છે, અને તેવુંજ પરીણામ આવે છે. તે દોષ દેવા કરતાં દયા ઉપજાવા જોગ છે. દુન્યા સખત છે ખરી, કારણ કે તેનો કુ ભાગ પ્યારા જાનને સારૂં ફાંકાં મારે છે, તોપણ સઘલું છતાં સરવાળે ઈનસાફ મલે છે, અને જે કુકર્મી માણસો માનવાને ના પાડે છે, કે સાચ્ચાને છેલ્લે જય હોતો નથી, તો તેઓ આણુસાઈ ઈનસાફ તો શું, પણ ખોદાઇ ઈનસાફની પણ વીરૂધ જાય છે.

અસલી જમાનો હવે બદલાઈ ગયો છે. જેમ અગાઊ પેહલવાનો ઓરતો માટે જાન પણ આપવાને ચુકતા નહી હતા, અને સ્ત્રીઓ ફક્ત ઘરનીજ મોજ મજાહમાં મશગુલ રહેતી હતી, તે વખત હવે જતો રહયો છે. બીજું એ કે આપણે કાંઈ ઢીંગલીઓ અથવા સુંદર રમકડાંઓ નથી, કે મરદો ફક્ત પ્યાર કરે, પતાંવે અને ગમે ત્યારે બારી વાટે ફેંકી દે! જીંદગી તેઓમાં અને આપણામાં વેંહચાઈ ગઇ છે, આપણે કાંઈ દેવીઓ અથવા ગુલામો નથી; તેઓ કાંઈ પેહલવાનો અથવા દેવો નથી; પણ સ્ત્રી તથા મરદને એકસરખી રીતે એક રસ્તાપર પોતાની ફરજ બજાવવાની છે, જ્યાંનો દરરોજનો અનુભવ એટલી તો સચ્ચાઈ દેખાડે છે કે આપણી ખુશી જેવી રીતે આપણે કરવા માંગયે તેમ થઈ શકશે, અને તેથી આપણે ગમે તેવી હાલતે હોઈએ, તોપણ સઘલી મુશકેલી છતાં, આપણે તેને વધારે આબરૂદાર બનાવી શકયે.

આપણે મરદોથી બીહવું જોઈએ નહી. હું ધારૂં છું કે ઘણી ઢીલનું મુળ કારણ એજ છે. ગ્રહસ્થોને ફલાણી ચીજ પસંદ નથી, ગ્રહસ્થો એમ કહે છે કે આતો મરદ જેવું લાગે છે, ઈત્યાદી. એવાં નજીવાં કારણો ઘણાંઓ દેખાડે છે. મારી પ્યારી નાની મુર્ખ દીયકારીઓ, તમે એમ ધારો છો કે કોઈબી હાલતનો મરદ જો એક સ્ત્રીને માટે તેને ઓછું માન હશે, તો તે તેને વધારે ચાહશે? અથવા તો તેણી તેના ખભાંપર વધારે બોજો નાખશે તો તે તેને વધારે ગમશે?

અહીંયાં આપણે સઘલી સચ્ચાઈના પાયા પર આવ્યે, અને હું ધારૂં છું કે સ્વ આધારનું સચ્ચાઈનું મુળ જ્યારે આપ સ્વાર્થી હોતું નથી, ત્યારેજ તે ખરૂં ને કીમતી હોય છે; અને ત્યારે તેનો આધાર મરદ પર નહી, પણ તે પરવરદેગાર પર હોય છે, ને તેનેજ તે જોખમદાર પણ રહે છે. જેવી એક બાનું, પછી તે જુવાન હોય કે ઘરડી, તેને એવું એકીન ખુદાપર મોગમમાંજ નહી, પણ ખરેખરજ પુર્ણ એતેકાદ હોય છે, ત્યારે તેની સઘલી નબલાઈનો છેડો આવે છે; સઘલો શક જતો રહે છે, તે પોતાની જીંદગીની કીર્તી, માન અને અગત જુએ છે, અને દુઃખથી દરતી નથી, અને પોતાની જોખમદારીનો સેહજ પણ બોજો બીજા પર નાખતી નથી. ખોદા જો કાંઈ આપે છે તે પર તે સંતોષી રહે છે, અને તેની મુખ્ય સંભાલ એટલીજ છે કે પોતાની ફરજ પુરતી રીતે બજાવવી કે દુનીયાંનાં લોકો તેના સ્વ આધારનો ફાયદો પીછાણે. તેણી પોતે જાણેછેજ કે સૌથી સરસ બળ, અતીશય નમનતાઈ, સાલેસાઈ, નીતીમાન, ને સદગુણી જીંદગી ગુજારવામાં છે, અને સર્વેથી ચઢતું તો તેનામાં એ છે જે તે ખોદા પરનો પુરતો એતેકાદ પીછાણે છે.

જાઈજી.

---

"એક સ્ત્રીનાં મગજની બનાવત નહી સમજી શકાય એવી છે," એક શખસ પોતાની ઓળખાણની બાનું આગળ બોલ્યો. "તેણી ઘોડાની લગામ પકડવાને તદન અશકત હોય છે, જ્યારે પોતાના ધણીને જેમ ગમેચ તેમ તે નાનું બચું હોય તેમ હાંકી શકે છે."

"હા, પણ તમે ભુલી જાઓછો" તે બાનુંએ જવાબ દીધો "કે ઘોડો એ એક ચાલાક જાતનું જાનવર છે."



# કાગળોનું એક બંડલ.




રથ શેહેરના એક જાનીતા ડાકટર આગલ એક અંજાનો શખસ આવતો હતો, તેના ફીકા ચેહેરા ઉપર ઘણીક જાતનાં દુઃખની ઇધાણી ખુલી પ્રગતી નીકલી હતી. તે પોતાનો જમનો હાથ ઝોલીમાં રાખતો હતો, અને જોકે પોતાને શાંત કરવાની ઘણી કોશેશ કરવા છતાં કોઈક વખત અચબુચ તેનાં મોહોમાંથી દુઃખની હાય નીકળતી હતી.

"તમો ડાકટર છેવો નહી?" તેણે ધીમાં નાજુક અવાજે પુછ્યું.

"હા, હું તેજ છું."

"હું શેહેરમાં નહી રહેતો, તે સબબે તમારી ઓલખાણ કરવાને મને અતીયાર આગમચનું માન મલીયું નથી, ફકટ તમારૂં માન ભરેલું નામ મેં સાંભળેલું છે. પણ તોબી હું કહી નહી શકું કે હું તમારી ઓલખાણ કરવાથી ખુશી થયો છું, કારણું મારી આ મુલાકાત કાંઈ સારાં કારણસર નથી." તે જરા હસવાનું દોલ કરવા જતાં બોલયો.

ડાકટરે જોયું કે તે ઘણી મુશકેલીએ ઉભો રહી શકતો હતો, કારણ તેનું આખું દીલ નબલાઈએ ધ્રુજતું હતું, તેથી તેને બેસવા વાસતે તેઓએ અસારત કરી.

"હું થાકી ગયો છું. એક અઠવાડયું થયું મને બીલકુલ ઉંઘ આવી નથી. મારા જમના હાથને કાંઈ થયું છે; પણ સમજ નહી પડતી કે શું છે—કાંઇ પાકું થયું છે કે શું? પેહેલે દુખારો થોડોજ હતો, પણ હવે તો નહી ખમાંએ એવાં અંદર બલતાં બલે છે અને દીવસે દીવસ તેમાં વધારો થતો જાએ છે. હવે મારાંથી એ ખમાતું નથી અને તેથી હું આજે તમો આગળ આવ્યો છું કે દુઃખતો ભાગ હવડેજ ચીરો તો મને રાહાત મલે, કારણ જો હવે એક કલાકબી વધારે આંમ રહેશે તો હું ઘેલો થઈ જેવશ."

"એ દુઃખતો ભાગ કયાં છે?" ડાકટરે પુછ્યું.

"આ હાં છે સાહેબ," તે અંજાણો શખસ બોલ્યો અને પોતાના જમનાં હાથની પછવાડેની બાજુ દેખાડવા લાગો, કે જ્યાં બે મોટી નેસો એકએક સાથ મલતી હતી. જ્યારે તે ભાગ ઉપર તે ડાકટરે જરા આંગલી લગાડી ત્યારે તે શખસ માંથાથી તે પગ સુધી ધ્રુજવા લાગો.

"શું આ જગા ઉપર તમોને ઘણી આગ બલે છે?"

"અતીશય!" તે શખસ દુઃખથી બોલયો.

"હું એ ભાગપર આંગલી લગાડું છું, ત્યારે કાંઈ ભાર લાગે છે કે?"

તે માણસે કાંઇજ જવાબ આપયો નહી, પણ અતીશય દુઃખારાના સબબે તેની આંખમાં પાણી આવી ગયાં.

"આ ઘણું અજબ જેવું છે! એ ભાગ ઊપર હું તો કાંઈજ જોઈ નહી શકતો," ડાકટર અચરતીથી બોલયો.

"અને હું પણ કાંઈ જોઇ નહી શકતો, તોપણ એ જગાનો દુઃખારો એટલો નહી ખમાએ એવો છે કે કોઈ વખત તો હું મારૂં માથું દેવાલ સાથે અફાડી નાખું છું."

ડાકટરે ફરીથી તે ભાગ ઘણોજ બારીકીથી તપાસયો અને પોતાનું ડોકું ધુણાવા લાગો. "ચામડી તો ઘણી સારી હાલતમાં છે; એ માંહેનુ લોહી પણ બરાબર ફરે છે; ઉપર સુજેલું પણ નથી અને બધી જગા માફક એ જગા પણ સારી તંદરોસ્ત છે."

"અને તોપણ હું ધારૂં છું કે એ જગા જરા લાલ થઈ છે." તે દરદી બોલયો.

"કઈ જગપા?" ડાકટરે પુછ્યું.

તે શખસે પોતાના ગજવાંમાંથી એક સુખડપેન કહાડી અને તે દુઃખતા ભાગ ઉપર એક પૈસા જેટલું ચકરડું પાડયું, અને બોલયો "આ અહીંયાં છે."

પેલો ડાકટર ઘણી અજાયબીથી જોતો હતો, કે કાંઈ નહી દીસવા છતાં આ શખસ સઘળું ઘણું ગંભીરાઇથી બોલતો હતો. તેણે પોતાનો ડગલો કહાડયો, ખમીસની બાંહે ઉપર ચહડાવી અને પોતાના હાથમાં એક નસતર લીધું; એક પલમાં તો તેને તે ભાગ ઉપર એક ઘા પાડયો.

"જરા થોભો!" તે ડાકટર બોલી ઉઠયો, કે જેને ધાસતી લાગી કે રખે એ હુલડ માણસ કોઈ જોખમવાલો ભાગ કાપી નાખે. "જ્યારે એ ભાગ ઉપર તમો હથીઆર લગાડવાને માગો છો તો પછી મનેજ તેમ કરવા દેવો."

તેણે તે નસતર લીધું અને પોતાના ડાબા હાથે તે દરદીના જમના હાથને પકડયો અને તેનું મોહું બીજી બાજુએ ફેરવવા કહ્યું, કારણ ઘણાં જણથી લોહી જોવાઈ શકાતું નથી. "કાંઇજ જરૂર નથી, ઉલટું મને તમોને દેખાડવું જોઈએ કે કયો ભાગ ચીરવો." અને ખરેખર જ્યાંવેર તે ભાગ કપાઈ રહયો, ત્યાંવેર તેણે તે સઘલું થંડે કલેજે જોયા કરયું. તે ઉઘાડો હાથ જરાપણ ધ્રુજતો નહી હતો અને જ્યારે તે ભાગ ચીરાઈ રહયો ત્યારે જાણે કેવો એક કરાર થયો હોય તેમ તેણે ખુશીથી છુટકારાનો એક નીસાસો નાખ્યો.

"હવે તમોને કાંઈજ આગ નથી બલતી?" ડાકટરે પુછ્યું.

"હવે સઘળું નરમ પડયું," તે શખસ હસતાં હસતાં બોલયો. "જાણે એ ભાગને ચીરવા સાથ સઘલી આગ અગન નાબુદ થઈ ગઈ હોય તેમ હવે તદન દુઃખારો નરમ પડયો છે. આ લોહી જવાથી જરા અડચણ પડે છે, પણ પેલા દુઃખારા સાથે સરખાવનાં તો જાણે અંદરથી થંડક નીકલે છે. આ લોહી જતું જોઈને તો ઉલતો હું ખુશી થાતું છું. અને

વેહેવા દેવો, મને કરાર થાય છે.” ઉપલું બોલી તે પોતાનું જતું લોહી ખુશાલીથી જોતો હતો, પણ અંતે પેલા ડાકટરે ઘણી બોહોશ કરી ઉપર પાતો બાંધયો. હવે પેલા દરદીનો ચેહેરો તદન બદલઈ ગયો હતો, જે દુઃખની નીશાણુ પેહેલે તેના ચેહેરા ઉપર દીસતી હતી તે હવે તદન જતી રહી હતી અને ઉલટો હસીને તે ડાકટરના ચેહેરા તરફ જોવા લાગો. જીવવા વાસતે તેને પાછો શોખ થયો; ભવાં પાછાં નરમ થઈ ગયાં અને ચેહેરા ઉપર પાછો રંગ આવવા લાગો. તે માણુસજ તદન બદલાઈ ગયો.

એક માસ વહી ગયા બાદ તેજ અજાયબ જેવો દરદી પેલા ડાકટર આગલ પાછો ફરયો અને પાછો અગાઉનાજ જેવા દરદની ફરયાદ કરવા લાગો. ડાકટરે પાછું તે દુઃખતા ભાગ ઉપર નસતર લગાડયું અને થોડું લોહી વેહેવા દીધું, કે જેથી પેહલેની માફકજ તેને કરાર થયો.

ઘણાંક અઠવાડયાં પસાર થઈ ગયાં અને અંતે તે દરદીને ઘરથી તે ડાકટર ઉપર એક ચીઠી આવી. તે ઘણાં ખીચોખીચ હરફે લખેલી હતી અને તેની હેઠલની સહીથી ડાકટરે પારખ્યું કે તેના દરદીના પોતાના હાથેજ તે ,લખેલી હતી તે ઉપરથી તેણે ચોક્કસ ધારયું કે તે દુઃખારાથી હાલમાં હેરાંન નહી હશે, કારણ જો તેમ હતે તો તેનાથી તે હાથે કદીબી કલમ પકડાઈ નહી શકાતે. તે ચીઠી નીચે મુજબ લખેલી હતીઃ—

“મેહેરબાન ડાકટર સાહેબ,

મારાં અતી ભેદ ભરેલાં દરદથી જલદીથી હું ઘોરમાં જઈશ એવી મારી પક્કી ખાતરી છે, તેથી તે બાબદમાં તમોને તેમજ વૈદકવીદ્યાને અંધારામાં રાખી ગુચવણમાં મુંકી જવાને મારી મરજી નથી થતી. આ માહા દુઃખભરયું દરદ મને શા કારણસર થયું તે હું તમોને કહેવશ. છેલ્લું અઠવાડયું થયું એ દરદ પાછું ત્રીજી વખતનું હાલમાં ઉભરાઇ આવ્યું છે, અને હવે તેની સાથે હું તરફડીયાં મારવા માંગતો નથી. આ પલે એ દુખતા ભાગ ઉપર મેં પોલટીસની જગાએ એક બલતાં ચીકના કપડાંની પતી મુકી છે કે જેથી કરી હું લખવા બેઠાંછું કે જરા પણ લખી શકાય. એ પતી બલે છે તેટલાં પેલો દુખારો મને લાગતો નથી.

છ માસ અગાઉ તો હું સુખી હતો. કાંઈ પણ ફીકર ચીંતા વગર હું મારી આતસ ઉપર સુખથી મારી બાયડી સાથે દહાડા કાહડતો હતો. દરેક ઓલખાણનાં માણુસ સાથ હું સારી રીતે પલોતાયલો હતો, અને પાંતરીસ વરસની ઉમરના એક જવાનને જે સુખ જોઈયે તે સઘળું હું ભોગવતો હતો. વરસ દહાડા આગમજ હું પ્યારથી એક જુવાન, ખુબસુરત, ભણેલી, અને ઘણાંજ સારાં દીલની એક બાનુ સાથ પરણ્યો હતો, કે જેણી મારી પડોશમાંની એક ઉમરાવજાદીની અંગત સઇ થતી હતી, અને તેણીનેજ ત્યાં બધા દહાડા રહેતી હતી. તેણી પાસ કાંઈ ઝાઝા પૈસા નહી હતા, પણ તેણી મને ખરેખરા પ્યારથી ચાહતી હતી. પરણ્યા પછી છ માસ વીતી ગયા, કે જે અરસામાં એક એક દીવસ બીજા દીવસ કરતાં વધારે સુખી જતો હતો. હું સમજી નહી શકતો કે કયા નાપાક શેતાને મારા કાનમાં ફુંક મારી કેઃ ‘આ જે પ્યાર તેણી બતાવે. છે તે સઘળા ઢોંગ હોય અને દગલબાજી હોય તો?’ માણુસ ખરેખરું ઘેલુંજ છે કે છતાં-સુખે તે તેમાં કાંઇ પણ દુઃખ સોધી કાહડે છે. મારી બાયડીની સીવવાની એક ઈસકોટરી હતી, કે જેનું ખાનુ તેણી ઘણીજ સંભાળથી હમેશ બંધ રાખતી હતી. મેં ઘણી વખત તેમ કરતાં તેણીને જોઈ હતી. તેણી કદી પણ તે ઉઘાડું નાખતી નહી હતી, અને કુંચી પણ કદી કેરે વીસરી નહી જતી હતી. બસ તે સવાલ મારાં મગજમાં ભમવા લાગો, કે એ ખાનામાં તેણી શું છુપાવતી હશે? હું દીવાના જેવો થઈ ગયો. ત્યાર પછી હું તેણીનાં નીરદોશપણામાં કે ચેહરાનાં પતીવ્રતામાં માનવા નહી લાગો, તેણીનાં હેતમાં કે સચ્ચાઇમાં મને ભરૂસો નહી લાગો. તેણીનાં એ સઘળા ઢોંગ હોય તો?

એક દીવસ પેલી ઉમરાવજાદી પોતે અમારે ત્યાં આવી અને મારી બાયડીને ઘણીજ બોહોળાંસ કરવા પછી પોતાને ત્યાં આખો દીવસ રેહવા તેડી ગઈ. મારી બાયડી ઘણીજ ખુશીથી ગઇ. અમારાં ઘરો એક એકથી થોડેજ છેટે હતાં તેથી મેં મારી બાયડીને કોલ આપયો કે થોડાક કલાકમાં હું પોતે તેઓને જઇ મલશ. જેવી ગાડી મારાં આંગણામાંથી બાહેર ગઇ કે મેં ઘરમાંની સઘળી કુંચીઓ એકઠી કીધી અને પેલાં ખાનાને લગાડવાની કોશેશ કીધી. એક ચાવીએ તે ઉઘડયું. એક માણુસ પેહેલું કાંઈ ખરાબ કામ કરે અને તેને જેવું દીલમાં લાગે તેવું મને લાગવા લાગું. મારી ગરીબ બાયડીની છુપી ચીજોને હું ચોરતો હોઉં એ મીસાલ મને લાગું. ખાનું ઉઘાડતાં મારા હાથ ધ્રુજવા લાગા, અને એક એક પછી એક એક સઘળી ચીજો જોવા લાગો અને પછી ગોઠવવા લાગો કે રખે તેણી સમજી જાય કે કોઇએ એ સઘળું ઉંઘાડીને જોયું હતું. હું તદન થસ થઈ ગયો. એકાએક—કાંઈ જુની લેસની તલે—એક કાગળનાં બંડલ પર મારો હાથ પડયો. જાણે વીજલીનો એક ચમકારો મારાં માથાંમાંથી આખાં દીલમાં ફરી વલયો ઓ! તે પેલીજ જાતનાં કાગલો હતાં કે જે સર્વે કોઈ ઓલખી કાહાડે છે—પ્યારનાં કાગલો! એક ગુલાબી ફીતે તે બંડલ બાંધેલું હતું. તે ફીતને મારાં આંગલાં લગાડતાંજ મારાં મગજમાં નીચલો વીચાર આવ્યો. ‘શું એ કામ કરવાનું એક આબરૂદાર માણુસનું કામ છે? પોતાની બાયડીની છુપી ચીજ ચોરવાનું કે જે ચીજ તેણી ઘણી જવાન હશે ત્યારની કદાચ હોય? શું મને સતા હતી કે તેણી મારી સાંથ પરણી તે આગમજના તેણીનાં વીચારોનો હું ખુલાસો માંગું? તેણીને જ્યારે હું તદન ઓલખતો નહી હતો ત્યારે તેણીની હું અદેખાઈ કરું એવી મને સત્તા હતી? તેણીની ઉપર શક કોણ લઇ જાય? તેણીની ઉપર શક લઇ જવા માટે હું ગુનેહગાર ઠરયો.’ નાપાક શેતાન વલી પાછો મારા કાનમાં કહેવા લાગો, ‘પણ કદાચ આ કાગલો એવી વખતનાં હોય કે જ્યારે તેણીની સઘળી બાબદ જાણવાને તને સત્તા હોય, જ્યારે તેણીનાં વીચારોની તું અદેખાઇ કરી શકે, અને તે વખતે તેણી તારીજ હોય?’ મેં એકદમ પેલી ફીત છોડી નાખી, કોઇએ મને જોયો નહી. ત્યાં એક પણ આરસી નહી હતી કે જેમાં મારો ચેહેરો જોઇ હું શરમાઉં. મેં એક કાગલ ઉઘાડયું, પછી બીજું અને તેમ સઘળાં ઉઘાડીને વાંચયાં. તેમાં મથાલે કે નીચે કોઈનું નામ નહી હતું. ઓ! મારે મનસે તે એક દુઃખભરયો કલાક ગયો! તે કાગલોમાં શું લખેલું હતું? એક નીચ કરતુકનો હું ભોગ થઇ પડયો હતો. આ કાગલો લખનાર ધણી મારો એક અતલગનો મીત્ર હતો! અને તે કેવી રૂપે લખેલા હતાં! કેવા જુસ્સાથી, કેવા પ્યારથી, કે જેનો જરૂર તેને તેણી તરફથી જવાબ મલયો હશે! સઘળું છુપું રાખવાને તે કેવું લખતો હતો. અને તે છતાં એ કાગલ પ્યારનાં લખેલાં હતાં? તેણી કુંવારી હતી ત્યારનાં નહી, પણ જ્યારે પરણીને હું આવો સુખી હતો ત્યારનાં! તે વખતે મને કેવું લાગયું

તે હું તમોને શું કહું? એક જીવલેન ઝેરની કેફમાં પડે એવું મને લાગ્યું. મેં તે સઘળાં કાગળો વાંચ્યાં—દરેક. પછી તે જેમ ગોઠવેલાં હતાં તેમ સાથે મુકી મેં પાછું એક બંડલ કીધું, પેલી ગુલાબી પટીએ પાછું બાંધયું, અને પેલી લેસની તલે પાછું મુકી ખાનું બંધ કીધું.

મને લાગતું હતુંજ કે જો બપોર આગમજ હું તેણીની પાસ નહી જવશ તો જરૂર તેણી સાંજે જલદી પાછી ફરશે અને તેમજ થયું. ગાડીમાંથી તેણી ઝડફમાં ઉતરી અને તેણીને લેવા માટે હું સીડી ઉપર ઉભેલો હતો ત્યાં તેણી એકદમ મારી આગળ દોડી આવી, મને અત્યંત પ્યારથી ચુંમી લેવા લાગી અને મારી પાસ પાછી જલદી આવી તેથી ઘણીજ ખુશીમાં હોય એવી લાગી. મારાં દીલમાં શું શું થતું હતું તે મેં જરા પણ તેણીને જણાવ્યું નહી. અમોએ વાતચીત કીધી, સાથે રાતનું ખાણું હમેશ માફક લીધું, અને પછી સુવા ગયાં. હું સુઈ ગયો હોઉં એમ કેટલોક વખત વેર આંખ બંધ કરી પડી રહયો, પણ જયારે મેં જાણ્યું કે તેણી સુઈ ગઈ ત્યારે આંખ ઉઘાડી આસપાસની ચીજો ઉપર વારાફરતી નજર કરી, તદન જાગરૂત રહી સઘળા કલાકો ગણ્યા કીધા. બરાબર મધરાતનાં બાર વાગ્યા પછી થોડે વારે હું હલવેથી ઉઠયો અને જે બાજુએ તેણી સુતેલી હતી તે બાજુએ જઇ ઉભો. પીકચરોમાં બરફ જેવાં વાદલાંઓ વચ્ચે જેમ ફરેસ્તાઓને ચીતારે છે, તેમ તેણીનું સુંદર ખુબસુરત માથું સફેદ દુધ જેવા તકયાઓ વચે લાગતું હતું. ખરાબ કરતુકોનેબી કુદરત આવો નીરદોશ દેખાવ કેવો આપે છે! આપણને કેવાં છેતરે છે! એક ચોકસ વીચારે, એક દીવાનાં માણસનાં જેવાં રીસાવન મગજે મેં પક્કો વીચારજ કરયો હતો. તે અદેખાઈનું ઝેર ધીમે ધીમે મારાં આખાં બદનમાં ફરી વલ્યું હતું. તેણી આંમ સુતેલી હતી તેવામાંજ તેણીને મારી નાખવાનો મેં વીચાર કીધો. તે કરમ મેં કેમ કરયું તે હું કહેવા નહી માંગતો. જેમ એક નીરદોશ માણસ શાંતીથી ઊંગમાં પડે છે તેમ તેણી તે સદાની નીંદમાં પડી, કે જેમાંથી આ જેહાનમાં તો તેણી કદી પાછી ઉઠવા પામનારજ નહી. તેણી જેમ જીવતાં જીવત કોઈ પણ દીવસ મારી સામે થઈ નહી હતી, તેમજ મરતાં પણ જરા પણ સાંમે થવા વગર શાંતીથી ચાલી ગઈ. ફકત એકજ લોહીનું ટીપું મારા જમના હાથની પછવાડેની બાજુ ઉપર પડયું—તમો તો જાણોછો કે તે કેઈ જગા! તેણીને સહવારનાં સકારેથી દફનાવીને હું મારાં ઘરમાં પાછો ફરયો ત્યારે પેલી ઉમરાવજાદી ત્યાં આવેલી હતી. તેણી જરા મોડી આવી હતી, કારણ મેં આગમજથી બરાબર ગોઠવણ કરી રાખી હતી કે દફનાવતી વખતે ત્યાં કોઈજ નહી હોય. મને જોઇને તેણી ઘણી ઉશકેરાઇ ગઈ. બીહીક, દયા, દલગીરી, કે પછી હું જાણતો નહી કે તેણીનાં બોલોમાં બીજું શું ભેલાવલું હતું. મને તેણીનો એક બોલ સમજ નહી પડયો, કે મને તેણી કેવી રીતે દીલાસો આપતી હતી. હું તેણીને સાંભળતો વઠીક હતો? કાંઇબી દીલાસાની મને જરૂર હતી? હું કાંઇ દલગીર ન હતો. ઘણોક વખત ચેર કાંઈ કાંઈ બોલીને તેણીએ મલતાવડાપણાથી મારો હાથ પોતાના હાથમાં લીધો, અને પોતાનો સાદ ધીમો કરી નાખી બોલી કે એક તેણીની કાંઈ છુપી વાત હતી તે મને કહેવાને તેણીને ફરજ પડતી હતી, અને તેણીને ભરૂસો હતો કે તેનો હું ગેરઉપયોગ કરીશ નહી. મારી બાયડીને તેણીએ કાગળોનું એક બંડલ રાખવા આપ્યું હતું, કારણ તેણી પોતે તે બંડલ પોતાનાં ઘરમાં રાખી નહી શકતી હતી; અને હવે તે કાગળો તેણી મારી પાસથી માંગતી હતી. જયારે તેણી આ સઘળું બોલતી હતી ત્યારે મારાં આખાં દીલમાં કાંઇ ધ્રુજારી છુટતી હતી. હા, મારાં પાપી દીલમાં પેલાં મારાં ઘાતકી કરમના ધ્રુજારાં છુટતાં હતાં! જાણે હું કાંઈ જાણતો નહી હોઉં તેમ ઠઉ કરીને હું તેણીને પુછવા લાગ્યો કે તે કાગળોમાં શું લખેલું હતું. આ સવાલથી તે બાનું ચમકી ઉઠી અને ગુસ્સાથી જવાબ આપયો:—'સાહેબ, તમારી બાયડી તમારાં કરતાં ઘણા સારા ખવાશની હતી! જયારે તેણી મારાં કાગળોની જાલવણી કરવા તૈયાર થઈ ત્યારે મને તદન પુછયું નહી હતું કે તેમાં શું હતું. તેણીએ તો મને કોલ વચીક આપીયો હતો કે કોઈ પણ દીવસ એ કાગળો ઉપર તેણી નજર વચીક કરશે નહી અને કોઇને એ વીશે જણાવશે પણ નહી. તેણી ઉપર મને પુરતો ભરૂસો હતો, અને મારી ખાતરી છે કે તે ગરીબ બીચારીએ પોતાનો કોલ તોડયો નથી. તેણી ખરેખર ઘણા ઉમદા અને અમીરી ખવાશની હતી! હા! પ્યારી રોઝ, તને શું થયું કે આવી રીતે અચત્રુચ તું જેવી સરસ છોકરી ચાલી ગઈ!'

'વારૂ', હું બોલયો, 'એ બંદલ હું કેમ પારખી શકશ?'

'તે બંદલ એક ગુલાબી રંગની રીતે બાંધેલું છે,' તેણીએ જવાબ આપયો.

હું જઇને શોધી કહાડું છું, હું બોલ્યો, અને મારી કમનસીબ વાહલી બાયડીની ચાવીઓ લીધી, જોકે હું જાંણતો હતો કે તે કાગળો કયાં મુકેલાં હતાં, તોબી ખોટો દેખાવ કરવા હયાં ત્યાં જોવા લાગ્યો, અંતે ઘણી મુશકેલે સોધી કહાડયાં હોય એવું દોલ ઘાલી હું બોલ્યો:—'આ કે?' 'હા હા—એજ એજ! જુવો, મેં જે ગાંઠ બાંધયો હતો તેને બીચારીએ હાથબી નથી લગાડયો,' તેણી ખુશાલીથી બોલી, મેં મારી આંખો તેણીના ચેહેરા તરફ ઊંચી કરવાની હીંમતજ નહી કરી; મને ધાસતી લાગી કે રખે તેણી મારી આંખ ઊપરથી પાંમી જાય કે તે ગાંઠ તો મેં છોડયો હતો, અને કાંઇ બીજું પણ કરયું હતું' તેણીએ તુરત મારી રજા લીધી અને જલદી ગાડીમાં બેસી હંકારી ગઈ. તે લોહીનું ટીપું તદન જતું રહયું હતું, બાહારથી કાંઈ પણ જણાતું નહી હતું; અને તોપણ જાણે એક જલદ ઝેર તે જગા ઉપર લાગ્યું હોય અથવા માંહેથી સડો લાગો હોય તેમ તે જગા ઉપર મને અતીશય આગ બળવા લાગી. દર કલાકે કલાક આ આગ અને દુખારો વધતો જાય છે. મને ઊંગતો બીલકુલ આવતી નથી, તોપણ જો કોઈ વખત જરા પણ સુઉં છું તોબી મારૂં દુઃખ હું એક પલ પણ વીસરી શકતો નથી. હું કોઈ આગળ ફરીયાદ કરતો નથી; કોઇ પણ માણસ મારી વાત માને નહી. મારાં દુઃખે હું કેવો રીબું છું તે તો તમોએ જોયું છે, અને બેઉ વખતે નસતર લગાડયા પછી મને કેવો કરાર વળ્યો હતો તેબી તમો જાણો છો; પણ બસ તે ઘા રૂજ વલે છે કે દુઃખારો પાછો શરૂ થાય છે. હવડે મને આ ત્રીજી વખતનું પાણું થયું છે, પણ હવે એ ખમવાને મને શકતી નથી. એક કલાકમાં તો હવે હું મરણ પાંમશ. એક વીચારે મને સધીયારો આવે છે, અને તે એ કે હયાં, આ દુન્યાંમાં, તો "તેણીએ મારી ઉપર આ પ્રમાણે પોતાનું વેર લીધું છે." કદાચ બીજી દુન્યાંમાં તેણી મને માફ કરશે! તમોએ મારે વાસ્તે જે કરયું છે તે માટે હું તમારો ઘણો ઉપકાર માંનુ છું. ખોદા તમોને એનો બદલો આપે."

બીજી સહવારે પેલા ડાકટરે વર્તમાન પત્રમાં વાંચયું કે સી——કે જે તે ગામમાં સૌથી માતબર ગણાતો હતો, તેણે કોઈ નહી જણાયલાં કારણુસર પોતાના ભેજાંમાં પીસટોલ ફોડીને આપઘાત કરયો હતો.

VIOLET.



# ઉછાછલી સીલવા.

(એક ઇંગ્રેજ સંસારી વાર્તા.)




ણાં વર્ષોની વાતપર લંડન શેહેરના વેસ્ટ મોરલાંડના ગામડાંમાં "ફ્લીયલ" નામની ટેકડી હતી. તે ટેકડીપર ફક્ત પાંચ ઘરો હતાં. તેઓમાં સૌથી મોટું અને શોભઈનું ઘર મી૦ જોન ફીશરનું હતું. એ ઘરને "ફીશર લોડજ" તરીકે ઓલખવામાં આવતું હતું. તેને એક મજલો હતો, તેપર બે ઓરડા અને વચમાં એક હાલ હતો. જ્યારે નીચે એક જમવાનો ઓરડો તથા બાજુમાં બે ઓરડા હતા. જમવાના ઓરડામાં એક લાંબી ટેબલ બીછાવવામાં આવી હતી, અને ટેબલને હથેલીને મીસ ફ્રેની ફીશર પીતાની તથા ભાઈઓની રાહ જોતી ઉભી હતી, તેણી ઊંચા કદની સારા ઘાટઘટમની આસરે ૨૫ વરસની જવાન અબલા હતી. તેણી મી૦ ફીશર સોલીસીટરની વડી બેટી હતી. તેણીએ ગુલાબી સીલ્કનો સાદો ડ્રેસ પેહેરયો હતો. તેણીના નાજુક હાથો ટુકી બાંહેમાંથી બહાર જણાતા હતા. તેણીએ બહાર બારણું ઠોકવાનો જેવો અવાજ સાંભળ્યો કે તુરત તે ઉઘાડી એક અધેર વયના ગ્રહસ્થને અંદર દાખલ કીધો, તે મી૦ જોન ફીશર સોલીસીટર હતો. તે ગ્રહસ્થે પોતાની બેટીના નાજુક હાથો પોતાના હાથમાં લેતાં ખુશ ચેહેરે પુછ્યું "ફ્રેની દીકરા, ચાહ બનાવીછે કે?" "નહી બાવાજી, હમણા બનાવી જલદી લાવું?" "નહી, સારે ના બનાવ મને મી૦ મરેને મલવા જવું છે ત્યાંથી હું છ વાગતા તુલીકમાં આવશ" એટલું બોલી સોલીસીટર મી૦ મરેને મલવા ગયા. મી૦ જોન ફીશર ત્રણ બેટી અને ચાર છોકરાનો પીતા હતો. તે માયાળુ ચેહેરાનો ૫૫) વરસની ઉમરનો હતો. તેની ત્રણ બેટીઓમાં ફ્રેની વડી હતી. તેણીની પછી સીલવા નામની અને સર્વેથી નાની દશ વરસની વાયોલેટ નામની દીકરીઓ હતી, અને છોકરાઓમાં સૌથી વડો હેનરી ૩૦ વરસની ઉમરનો ઊંચા કદનો ખુબસુરત ગંભીર ચેહેરાનો જવાન હતો. બીજો ભાઈ રૂપર્ટ ૨૩ વરસની ઉમરનો, ઘણોજ ખુબસુરત હસતો ચેહેરો ધરાવતો હતો. તેની પછી સીલવા નામની ૨૦ વરસની ઘણીજ દેખાવલી ઊંચાં કદની હતી, તેણીની પછી બે ભાઈઓ અર્નેસ્ત અને વીક્ટર નામના અઢાર અને સોલ વરસના હતા, કે જ્યારે સૌથી નાની વાયોલેટ ૧૦ વરસની આખાં કુટુંબની માનીતી હતી.

મી૦ જોન ફીશર સોલીસીટરનો ધંધો ચલાવતો હતો, તે ઘણોખરો વખત લંડનમાં ગુજારતો હતો, તેના પાસે ઘણા ઘરાકો સલાહ લેવાને આવતાં હતાં, તે માયાળુ ગ્રહસ્થ સૌને સારીજ સલાહ આપતો હતો, તેનો વડો બેટો હેનરી લેફ્ટનંટનો ઓધો ધરાવતો હતો, અને બીજો બેટો રૂપર્ટ ૨૩ વરસનો ભવીષમાં સારી આશા આપનારો સોલીસીટર હતો.

મી૦ જોન ફીશરના જવા પછી ફ્રેનીએ બારણું બંધ કીધું, તેટલાંજ પાછું બારણું ઉઘાડતાં તેણીએ પોતાના ભાઈ રૂપર્ટ અને સીલવાને અંદર આવતાં જોયાં, "ફ્રેની ડીયર, આજે હું તો લાર્ડ હોર્મેસફીલ્ડને મલવા ગઈ હતી." "કાંય તેને મલવા તું કાંય ગઈ?" ફ્રેનીએ ગંભીરાઇથી સવાલ કીધો. "તેને મલવા ગઈ, તેથી તમે શાનો મીજાજ કરોચ" સીલવાએ ગુસ્સામાં કહ્યું, જે વખતે તેણીનું સુંદર મુખ તદન ગુલાબી થઈ ગયું. "મારી વાહાલી બેહેન સીલવા, તું ઉછાછલી છે તે જવાન સારૂ માણસ નથી તેથી તેણીથી તું દુર રહે" "શું તેણીથી હું દુર રહું, કદી નહી. હુંબી ખરી કે લોર્ડ હોર્મેસફીલ્ડ સાથે પરણું." "શું લોર્ડ હોર્મેસફીલ્ડ જેવા મુરખ અનીતીવાન જવાન સાથે તું પરણુવા માગેચ સીલવા? તું સંભાલજે પસતાય નહી." "બસ બસ, હવે તમારૂ લેક્ચર ખલાસ કરો, મારે કાંઈ વધુ સાંભલવું નથી." આટલું બોલી તેણી ગુસ્સામાં ઓરડામાં ચાલી ગઈ. થોડા વખત રહી મી૦ ફીશર આવ્યા સર્વે ચાહ પીવા બેઠા. ચાહ પીધા પછી મી૦ ફીશર પોતાના ઓફીસવાલા ઓરડામાં બેઠા. ફ્રેની અને સીલવા માથું દુખવાનું બાહાણું કહાડી સુવા ગયાં." ઘડીઆલમાં નવ વાંગા, તેવીજ સીલવા પોતાના બીછાનાપરથી ઉઠી શાલ ઓઢી ધીમા પગલાંએ નીચે ઉતરી કંપાઊંડમાં ગઈ. ચાંદની રાત હતી. તેણી ફુવારાની નજદીક એક લોખંડના બાંકપર બેઠી. થોડો વાર થયો હશે તેટલાં તેણીએ પોતાની આગલ આવતાં કોઇને જોયો. નજદીક આવતાંજ તેણી તે જવાન તરફ ધસી ગઈ. "ડીયર જયોર્જ, હુંતો સહમજી કે તું જતો રહેશે." "વાહાલી સીલ હું અરધો કલાક થયો આવી તારી રાહ જોતો તો." "વાહાલા પછી કાલે તું પપાને કહેવાનો છે કે?" "હા મારી ખુશી છે. તુંને તો અડચણ નથીની સીલ" તે જવાને તેણીનો મખમલી હાથ પોતાના સુંદર હાથમાં લઇને કહ્યું. "નહી નહી મને કાંઈ અડચણ નથી જરૂર તું કાલે કહેજે." "વારૂ ડીયર હવે હું જાઊંચ. વાહાલી સીલવા સલામ" આટલું બોલી તે જવાન દરવાજાની બહાર ગયો, અને સીલવા જેવી છુપી રીતે અંદરથી આવી, તેવી રીતે પાછી અંદર દાખલ થઈ પોતાના ઓરડામાં જઈ સુઈ ગઈ.

### લારડ હોર્મેસફીલડની ઓલખ.

લોર્ડ હોર્મેસફીલ્ડ આનરેબલ જોન હોર્મેસફીલ્ડનો વડો બેટો હતો. તે ખુબસુરત ફાંકડા દેખાવનો પચીસ વરસનો જવાન હતો. તેણે શરૂઆતની કેળવણી વીનચેસટરની કોનવેંન્ટ સ્કુલમાં લીધી હતી. તે નાહની ઉમરથીજ ખરચાલુ હતો, પોતાને પઇસે દોસ્તદારોને કલબો તથા હોટેલોમાં ખાવાની પારટીઓ આપતો હતો. તેનો પીતા તેને મહીને દહાડે જે રકમ "પોકેટ એક્ષપેન્સ" તરીકે આપતો હતો, તે રકમ ખરચી નાખી ઉલટું તે કરજ કરતો. તે ઘણોજ માનીતો હોવાથી

તેનું કીધેલું કરજ ફીટાડતો હતો. એવી રીતે તે આપના હાથ તલે લાડમાં ઉધરી મોટો થયો, ત્યારે તદન બગડી ગયલો ઉડાઉ થયો. તે દોસ્તોની ટોલીમાં હસમુખો અને બાનુંઓની ટોલીમાં સૌથી માનીતો હતો. તેના પીતાના મરણ પછી તેને લોરડનો ખેટાબ મલ્યો, લોરડ હોર્મેસફીલ્ડ થયા પછી તેના પીતાની વરસ દહાડે ૨૦૦૦૦૦) આવક તેને મલતી હતી. તે આવકથી તે વધારે ઉડાઉ થયો. તે થોડા દહાડા ઇંગલંડમાં તો એક મહીનો પેરીસમાં ગુજારતો. તેને ત્યાં દરરોજ ડેનસ પારટીઓ, દીનર પારટીઓ થતી હતી. તેને મી૦ ફીસર સોલીસીટરની વચલી અતીશય દેખાવડી બેટી સીલવા સાથે ·ઓલખાણ પડી. રૂપર્ટ ફીસર સાથે લોર્ડ હોર્મેસફીલ્ડને દોસતી હતી. દોસતીના હકમાં તે મી૦ જોન ફીસરને ત્યાં જવા લાગો. તેને મીસ સીલવા ઘણી પસંદ પડી. તેઓ દરરોજ મલવા લાગાં. મીસ ફ્રેનીને લોર્ડ હોર્મેસફીલ્ડની ચાલચલણ બીલકુલ ગમતી ન હતી. તેણી હોર્મેસફીલ્ડથી દુર રહેતી. બીજે દહાડે સહવારના મી૦ ફીસર હોલમાં બેઠેલા હતા. વાયોલેટ પીઆનાપર પ્રેકતીસ કરતી હતી. હેનરી અને રૂપર્ટ પીકનીક પારટી સાથે મોજમહજા કરવા ગયા હતા. અર્નેસ્ત અને વીકટર ખીનો તથા પાહાડોના દેખાવ ચીતારવા ગયા હતા. ફ્રેની અને સીલવા - મારકેટમાં દ્રેસ બનાવવા સારૂ કપડું લેવાને ગયાં હતાં. એવા શાંત વખતે લોર્ડ હોર્મેસફીલ્ડ "ફીસર લોજ" માં દાખલ થયો. તેને આવતાંને વાર સીલવા ક્યાં છે તે પુછ્યું. જ્યારે તેણે જાણ્યું કે સીલવા અને ફ્રેની બહાર ગયાં છે, ત્યારે તે મી૦ ફીસર આગલ ગયો. તેઓ વચ્ચે નીચે પ્રમાણેની વાતો થઈઃ—"સાહેબ, હું આજે તમારી પાસે એક સુંદર ઝવેર માંગવાની રજા લેઉ?" "તમે ખુલાસાથી વાત કરો તો વધારે સારૂ" મી૦ જોન ફીસરે પોતાની ચોપડીમાંથી માથું ઊંચું કરી પુછ્યું.

"સાહેબ, હું તમારી છોકરીને વાસ્તે કહું છું." "શું? કોઇ છોકરી" "સાહેબ તમારી વચલી પરી સરખાં રૂપની બેટી સીલવાને સારૂ કહું છું, તેણીની સાથે પરણી-તેણીને લેડી બનાવવાને હું ઘણો ખુશી છું." "સાહેબ, તમો જેવા ઉડાઉ લોર્ડની સાથે પરણવાને બદલે કોઈ ગરીબ સાથે મારી સીલવાને પરણાવવાને હું ઘણો ખુશી છું." "ત્યારે સાહેબ, શું તમો એમ સહમજોચ કે મીસ સીલવાને લાયકનો હું નથી" લોર્ડ હોર્મેસફીલ્ડે ગુસ્સાથી પુછ્યું. "નહી નહી ને હજાર વખત નહી, તમે મારી છોકરી સાથે પરણવાને લાયક નથી." "વારૂ સાહેબ, હું જોવશ, સાહેબજી" એટલું બોલી લોર્ડ હોર્મેસફીલ્ડ જતો હતો, તેટલાં તેણે સીલવા અને ફ્રેનીને આવતાં જોયાં. તેણે સીલવાને કહ્યું "સીલવા, જરા અહીં આવ, મને તુંને કાંઈ કહેવાનું છે" "નહી લોર્ડ હોર્મેસફીલ્ડ, સીલવાથી તમો આગલ અવાઈ શકાશે નહી. તમોને કાંઈ કહેવું હોય તો મારાં દેખતાં કહો." "નહી મીસ ફ્રેની, તમારાં દેખતાં તે કહેવાય નહી, તે છુપું કહેવાનું છે." "ત્યારે તો સીલવાને તમારાથી કહેવાઈ શકાશે નહી." "વારૂ ત્યારે સાંભલો હું આશા રાખું છું કે તમો તો અમારાં લગનની વચ્ચે આવશો નહી." "હું તમોને લગન કરવા નથી દેવાની, તેથી લોર્ડ હોર્મેસફીલ્ડ હું માગી લેઉ છું કે તમે મારી બેહેનની વચ્ચે ના આવો." "અરે જા, તારી કોણને દરકાર છે, તું ના કહેશે તો શું અમો નહીં પરણશું કે? પરણશું ને જરૂર પરણીને સુખી થઇશું" આટલું બોલી ગુસ્સામાં તે ચાલી ગયો.

બીજે દહાડે લોર્ડ હોર્મેસફીલ્ડનું માણસ એક ચીઠી લાવ્યો, તે નીચે મુજબની હતી.

હોર્મેસફીલ્ડ પાર્ક, ૩-૪-૮૧.

વાહાલી સીલવા,

અઇ કાલે તારી બેહેન ફ્રેની સાથે મેં ગુસ્સામાં વાત કીધા પછી ઘર આવી હું ઘણો પસતાયો. ડીયર, મારી તરફથી તું એની પાસે માફ માગજે." હવે તું શું કહે છે, મારૂં માગું તું કબુલ રાખે છે કે નહી, તે ખુલાસાથી લખી જણાવજે.

લા૦ તારો વાહાલો,

જયોરજ હોર્મેસફીલડ.

સીલવાએ તે કાગજનો જવાબ લખ્યો, "હું તો તારી સાથે પરણવા ખુશી છું, પણ બાવાજી અને ફ્રેનીને વાંધો છે, તે વાંધો હું એઓને સમજાવીને દુર કરસ, બીલકુલ ફીકર રાખતો ના."

તેણી તે દહાડે રાતે જલદી ચાહ પી સુઈ જવાનું બાહાણું કહાડી પાછલે રસ્તેથી બહાર બાગમાં પડી, તેની રાબેતાસરની જગા આગળ ગઈ, તેટલાંજ લોર્ડ હોર્મેસફીલ્ડ આવ્યો, કેમ ડીયર સીલ, હવે તું શું કહે છે?" તેણે સીલવાની પતલી કમરપર હાથ મુકી દલગીરીથી પુછ્યું.

"વાહલા જ્યોર્જ, મેં પપાને પુછ્યું. પેહલાં તો તેવણે સાફ ના કહ્યું, પછી મારા ઘણાજ કાલાવાલાથી આખરે તેવણ પીગલ્યા અને કહ્યું કે, જા ખુશી હોય તો લગન કર, પણ સંભાલજે તું પસતાય નહી. તેથી ડીયર લગન કીધા પછી તું મને દુઃખી તો નહી કરશેની" તેણીએ પ્યારથી તેનો હાથ પોતાનાં હાથમાં લઈ પુછ્યું, "નહી નહી, કદી તુંને દુઃખી નહી કરૂં, મારી વાહલી સીલ?" "ત્યારે તો હું તારીજ છું, ચાલ ડીયર, અંદર આવીને પપાને કહે." "નહી, આજે તો મારો જીવ બેચેન લાગેચ, કાલે સહવારના જરૂર આવી પાછી વાત કરશ."

બીજે દહાડે સહવારના લોર્ડ હોર્મેસફીલ્ડે પાછી સીલવાને હાથની માંગણી કીધી. મી૦ ફીસરે પોતાની બેટીને બોલાવી, તેણીની ખુશી પીશ પુછ્યું. તેણીએ હા કહેનાથી બંને અટરાયા અને ચાર દહાડા રહી લગનના પવીત્ર ગાંઠથી જોડાયાં.

એક ખુશનુમા ઉનાલાની સહવાર છે, લોકો વાત કરતાં આસપાસનો રળીઆમનો દેખાવ નીહાલતાં પોતાને કામે ધંધે જાય છે. "ફીસર લોજ" માં આજે બધું ગંભીર અને શાંત દેખાય છે. કંપાઉંડમાં તથા બહાર ગાડીઓની ભીડ છે. ત્રણ ડાકટરો સાથે બેસી ગંભીરાઈથી વાતો ચલાવે છે. "ફીસર લોજ" નો વડો આજે છેલી માંદગીનું બીછાનુ સેવે છે. તે મોટા ઓરડાનું ફરનીચર જેમ તેમ ગોઠવેલું છે. તેના શુંદર બીછાનાની જમની બાજુએ મીસ ફ્રેની ફીસર બેઠેલી છે.

જ્યારે દાબી બાજુએ એક અતીશય દેખાવલી ફક્ત ઓગણીસ વરસની છોકરી બેસી રહે છે. તેણી વાયોલેટ છે. ગી૦ ફીસરે આંખ ઊઘાડી, "ફેની દીકરા, તું ના રડ, હીમત રાખ, ખુદા તારો વાલી થશે. હેનરી, ફેની અને વાયોલેટનો તું બાપ થઈને રહેજે, તેઓપર મેહરબાની રાખજે, સાહેબ-બચ્ચાંઓ હું જાઉં છું. છેલ્લી સલામ!" આટલું બોલી તે તવંગર ગ્રહસ્થે પોતાનો જાન તે કીરતારને હવાલે કરયો.

બીજે દહાડે સાંહજના લેડી હોર્મસરીલ્ડ પેરીશની મોજ મજાહમાથી આવી. ચોથે દહાડે વીલ વંચાયુ. તે વીલમા ફેનીને દર વરસે ૫૦૦૦૦ નું તથા વાયોલેતને ૪૦૦૦૦ હજારનું વારપીક લવાજમ આપવા લખ્યું હતું. જ્યારે સીલવાને તો ફક્ત છેલ્લી સલામ લખી હતી. તેણી તો દસ દહાડામાં જતી રહી..."કાંય શીલવા, આટલી જલદી કાંય આવી," લોર્ડ હોર્મસરીલ્ડે તેણીને પુછ્યું. "પાછી આવું નહી તો ત્યાં રહીને શું કરૂં ડીયર." "પછી વીલ વંચાયું કે?" લોર્ડ સેજ આતુરતાથી પુછીયું. "હા વંચાયું." "તુંને શું આપીયું?" "અને ડીયર કંઈ નહી, ફક્ત છેલ્લી સલામ, અરે તેનું શું? તું કાંઈ દરકાર ના કર, એટલી બધી દુઃખી ના થા."

આઠ વરસ પસાર થયાં છે. ફેની કુંવારી જીંદગી ગુજારે છે. વાયોલેત ડાકટર હોક નામના જવાન ગ્રહસ્થ સાથે પરણી સુખી થઈ છે. હેનરી સોલીસીટરનો ધંધો હજી તલીક ચલાવે છે. તે હજી કુંવારો છે અને ફેની સાથે રહે છે. રૂપર્ટ, લેડી વીકટોરીઆ નોર્થમબરલેંદ નામની તવંગર ઉમરાવજાદી સાથે પરણીને સુખી થયો છે. અર્નેસ્ત જે નાની વયથી નાજુક હતો, તે ખઈથી મરણ પામ્યો. તેનો માનીતો ભાઈ વીકટર ભાઈના મરણથી દુઃખી થઈ તેની પછી ત્રણ વરસે મરણ પામ્યો. લોર્ડ હોર્મસરીલ્ડ પેહેલાં જેવો હતો તેવોજ રહયો છે. લેડી હોર્મસરીલ્ડ હવે ઘણી પસતાય છે.

એક દહાડો તેણી બહાર બેઠી હતી, તેટલાંજ તેણીએ પોતાના ઘરમાં ત્રણ પોલીસ સીપાઈઓને આવતા જોયા. ખબર કહાડતાં તેણીને જણાયું કે "લોર્ડ હોર્મસરીલ્ડે બધું કરજ કીધું હતું, તેથી માંગનારાઓ તેને કેદમાં નખાવા માંગતા હતા." તેણી બેશુધ થઈ ગઈ, જ્યારે શુદ્ધીમાં આવી ત્યારે તેણીએ જાણ્યું કે લોર્ડ હોર્મસરીલ્ડ તો કેદખાનું ભોગવતો હતો. "ઉછાછળી સીલવા!" તેણી હવેજ પસતાઈ "કે શું કરવા હું લોર્ડ હોર્મસરીલ્ડ સાથે બાપની પરવાનગી વગર પરણી."

તેણી મોહોતને બીછાને પડેલી છે. ફેની તેણીની મેનીજ કરે છે. "ફેની વહાલી બેહેન, હું તારી પાસે માફ માંગું છું, કે તારા વીચારથી જુદી પડી નકામી લોર્ડ હોર્મસરીલ્ડ સાથ પરણી." "માહારી પાસે માફ ના માંગ ખુદા પાસે માફ માંગ." "ફેની ડીયર, તું મહારી હેલનને મદદ કરજે ને તારી છોકરી એને ગણજે, હું મરૂંચ મહારી વહાલી બેહેન હું જાઉંચ, હેલન દીકરા તું ફેની માસીને મમા તરીકે ચાહાજે, હું જાઉંચ, તે ઉછાછળી સીલવાએ પોતાનો જાન તે પાક કીરતારને સોંપીઓ."

**નવાજબાઈ અ૦ શેઠ.**




# ⊙ ટીપુ સુલતાન. ⊙

## પ્રકરણ ૨૮ મું.




કાસમ જે ખબરો લાવ્યો હતો, તે સુલતાંનનાં ધારવા કરતાં વધારે સારી હતી. આથી તે ઘણો ખુશી થયો, અને પોતાની યોજનાઓ અમલમાં મુકવાની તૈયારીઓ કરવા માંડી. ૧૭૮૮ ના સાલનું ચોમાસું જેવું પુરૂં થયું, કે કોઈમબેતુરના બલવાખોર નાયરઓને મારી હઠાડવા, તેને એક મોટું લશકર મોકલ્યું. કાસમ હાઈદરાબાદથી પોતાનું કામ ફતેહમંદી સાથ બજાવી આવ્યા પછી આશા રાખતો હતો, કે તેને સુલતાંનની નજદીકજ નોકરી બજાવવાની તક આપવામાં આવશે, પણ તેણે જે હુલડાઈ ભરેલું કામ કર્યું હતું, તે હજી ભુલાઈ જવા અથવા તો માફ કરવામાં આવ્યું ન હતું, અને તેને પણ ઉપલાંજ લશકર સાથ કોઈમબેતોર મોકલવામાં આવ્યો.

ખાન પોતે પણ તેના સાથી તરીકે જવાનો ન હતો, કારણકે ખાનનો અરધો રીસાલો જે દીલાવર અલી નામના સરદારનાં હાથ નીચે હતો, તેની અંદર તેને મોકલવામાં આવ્યો. આ દીલાવરઅલી નજદીક ખાનનાં જેવો પણ તેનાં કરતાં સેહજ મોટી ઉમરનો હશે. તે પેહલે ઘરથીજ હાઈદરની નોકરીમાં જોડાયો હતો. અને ઘણીક ખુનખાર લડાઈઓમાંથી પણ બચી ગયો હતો. કાસમ તેનાં એક સેક્રેટરી તથા સારા સલાહકાર તરીકે તેને ઘણોજ કામ લાગી ગયો.

બીજે વરસે સુલતાંન પોતેજ નાયરો સામે ગયો, અને ઘણા જોસ સાથ તેઓ સામે જુમબેસ ચલાવી. ફક્ત એકજ કીલ્લામાં તેઓમાંનાં નજદીક બે હજાર માણસોને કેદ પકડવામાં આવ્યા, અને જો ઈસલામી ધર્મ નહી અખત્યાર કરે, તો મોતની સજા કરવી, એવી ધમકીથી તેઓમાંનાં ઘણા ખરાઓને વટલાવી શકયો. તેઓને જાહેર રીતે ગાયનું ગોસ ખાવું પડયું, તો જો કે અંદરખાનેથી તેઓ તેને ધીક્કારતા હતા. લડાઈ ઘણી ફતેહમંદીથી આગલ વધી અને બીજું ચોમાસુ બેસે, તેટલાં તો માઈસોરના લશકરે આખાં પ્રગણાંને પોતાનાં તાબામાં કર્યું. આ લડાઈને સુલતાંને જાહેરમાં પવીત્ર લડાઇ તરીકે પોકારી હતી, અને ધર્મના પોતાનાં આખાં ઝનુન સાથ સુલતાંને તેઓનાં દેહરાંઓને પાયામાલ કર્યાં. તેઓની મુરતીઓનો નાશ કર્યો. અને તેઓનો સઘલો ખજાનો

લુટી લીધો. જે નાયરો વતલી જવાને નાકબુલ થયા, તેઓને જંગલી હેવાનોની માફક પકડવામાં આવ્યા અને નવ હજારોનો નાશ કરવામાં આવ્યો.

કોઈમબેતોરનાં લશકરે આ એકેક પછીનાં સઘલા બનાવો, તથા કાનાનોરના રાજાની ખુબસુરત દીકરી સાથ તેના એક દીકરાના થયલાં લગન, એ સઘલાં વીશે અવારનવાર ખબરો સાંભલી હતી અને સુલતાંન થોડા વખતમાં પોતે પણ ત્યાં ગયો.

જે ફતેહ તેઓને મલી હતી, તેથી તેઓમાં ઘણી ખુશાલી પંઠરાઈ હતી. લશકરે લોહીનો ખવાશ ચાખ્યો હતો, અને પોતાનાં વાઘના ખવાસનાં સરદારની માફક, બીજાં માટે તરસ્યા હતા. વચ્ચમાં મોહરમનો તહેવાર પડવાની તેની સઘલી ધુમધામ તેઓએ કોઈમબેતોરમાંજ કરી. તે વખતે જાહેર કરવામાં આવ્યું કે દર સુકરવારે પાંચ વખત રાજવંશી નુબત કરવી, કારણકે ઈસલાંમોનાં ધારવા પ્રમાણે તેજ દહાડે દુનીયા પૈદા કરવામાં આવી હતી. સુલતાંન અને તેનાં જોશીઓએ તે દહાડે ગ્રહોની ચાલ તપારી જોઈ અને એક નશીબવંત કલાક, કે જ્યારે ચોકસ ગ્રહો ચોકશ રાશીમાં દાખલ થયા, ત્યારે મસજીદમાં ગાયન ચલાવાનો હુકમ કરવામાં આવ્યો. થોડા વખતમાં સુલતાંનનાં તંબુમાથી પણ નગારાં તેમજ સરનાઈનાં અવાજ સંભલાયા, અને આખાં ભેગાં થયલાં લશકરે બુમ પાડી. "દીન! દીન! સુલતાંન, પેગમબરનો ચેલો છે? આપણો સુલતાંન અજીત છે."

થોડા દહાડામાં પેલું ઘણું આશા વાલું હેદરાબાદી એલચી ખાતું આવ્યું, અને કાસમને ફરીથી એક વખત પોતાનાં દોસ્તોને આવકાર દેવાની તક મલી. સુલતાંને તેઓને પોતાની આગળ હાજર કરવા માટે એક મોટી દરબાર ભરી. પણ ત્યાં તેને જે ખોટો દોર દમામ કર્યો, તેથી એલચી ખાતાંના અમલદારો જેઓ પોતાના શાહજાદાને સુલતાંનથી ઘણો ચહતો ધારતા હતા, તેઓ કંતાલી ગયા. તે છતાં તેઓએ એક સુંદર કોરાન, જેની પર કહે છે કે નીઝાંમે પોતાંને હાથે સુલતાંનને પોતાનાં આખાં લશકર સહીત મદદ કરવા સોગંદ સાથ લખ્યું હતું, તે એનાયત કરી તેઓ જે પોતા સાથ કાગજો લાવ્યા હતા, તે ઘણા ટેકાવ અને સાઉચેતી સાથ લખ્યાં હતાં, તે છતાં તેઓના બોલવાની અંદર છુપો ભેદ, કે જે માટે ટીપુ કાગડે દોલે વાર જોતો હતો તે સમાએલો હતો. એલચીઓને થોડા વખતમાં માન સાથ દરબારમાંથી રવાને કર્યા અને દરેક જણ ખુશી થવા લાગું, કે હવે જલદીથી બે મોટાં મુસલમાન રાજો વચ્ચે દોસ્તીનો ગાંઠ બંધાશે.

તે દહાડે રાતના તીપુએ પોતાના વીશ્વાસુ અમલદારોની એક સભા બોલાવી, તે લાંબો વખત થયો દખણનાં શાહનશાહી કુટુંબ સાથ લગનનાં ગાંઠથી જોડાવાતે ઈંતેજાર હતો. પણ હજી સુધી તેને લગતી માંગણી મોકલવાને તેને ટક મલી ન હતી, હવે જ્યારે નીઝાંમ, પોતેજ તેની આગલ આલી ચલાવીને આવ્યો હતો, ઇંગ્રેજોને હાથે હલકો પડી, તથા મરાઠાઓથી બીહી તેની મદદ માંગવા આવ્યો, ત્યારે તેને ધાર્યું કે સૌથી પેહલાં તો તે આ સરત કરી લે. વરસો થયાં ઉપલો વીચાર તેનાં મનમાં ઘોલાયા કરતો હતો, અને તે પાર ઊતારવાને હવે તેને ઠેહાવ કર્યો.

જેઓ તેનું સારૂં ચાહનારા હતા, તેઓએ આ માંગણી હાલ તરત મુલતવી રાખવાને ફોકતમાં તેને અરજ કરી. જ્યારે બીજાંઓએ, ચાન અને ગ્રહોને લગતાં તેનાં તાહેલાં સમજી ભોલવાઈ જઈ તેનાં વીચારને ટેકો આપ્યો, અને જેવા ખોટા દોલ દમામથી તેને એલચી ખાતાંને આવકાર આપ્યો હતો, તેટલીજ ખોટી મગરૂરી સાથ, તે ગરૂર અને ફુલી ગએલા સુલતાંને ઉપલી માંગણી કરી.

પણ નીઝાંમનાં અમલદારો ઘણું અકલવંત મગજ ધરાવતા હતા. તેઓને બરાબર ખબર હતી, કે તેઓનાં શાહજાદાએ સુલતાંન જેવા હલકી પંકતીમાંથી વધેલાં માણુસ પર એલચી ખાતું મોકલાવી પોતાંને નીચો પાડયો હતો. અમલદારો પોને પણ સારાં અને ઊંચાં ખાનદાંનનાં હોવાથી, આ માંગણીથી નીઝામને કેવું લાગશે તે બરાબર સમજી ગયા. તેઓએ તેને મગરૂબાઈ ભરેલો થંડો જવાબ આપ્યો અને થોડા વખતમાં તેની દરબાર છોડી ચાલી ગયા.

સુલતાંનનાં દોસ્તોએ તેને ઘણાંથી કાલાવાલા કર્યા, કે એલચી ખાતાંને પાછું બોલાવવું. પણ ફોકત, એલચીઓને પાછા હેદરાબાદ જવા દેવામાં કાંઈ પણ ધીલ નાખવામાં આવી નહી. સુલતાંનની માંગણી નીઝાંમે ઘણાજ ગોસ્સા સાથ સાંભલી, તથા ત્યાર પછી જ્યારે તીપુએ પોતા તરફથી એક એલચી ખાતું મોકલ્યું, તેને પણ તેઓએ પોતાનાં શેહરમાં આવકાર દેવાને ના પાડયું. નીઝામ હવે તદનજ ઇંગ્રેજોની તરફમાં થઈ ગયો, અને ૧૭૬૮ માં તેઓ વચ્ચે કોલકરાર થયા જેની રેહે તેઓ થોડા વખતમાં સાથે મલી માઇસોર પર હુમલો કર્યો.

સુલતાંનને, જ્યારે તેનાં એલચી ખાતાંને કેવો આવકાર મલ્યો હતો તેની ખબર પડી, ત્યારે તેની આસપાસનાઓ જોઈ શકયાં કે તેથી તેની મગરૂરીને કેટલો બધો ધોકો લાગો હતો અને તેઓ તેની તરફથી કાંઇ ઘણાજ જોસ્સા ભરેલા ગોસ્સાની આસા રાખતા હતા. પણ સુલતાંનતો તરત ઉપલું અપમાંન ગલી ગયો, અથવા તો તેની પાસ જે મોટું લશકર હતું અને તેને તે જે માનની નજરથી જોતું હતું, તેથી તેને ઉપલાં અપમાનની ઝાઝી દરકાર કરી નહી હોય તેમ ફકત નીચલાજ બોલો તે બોલ્યો, "આલો તેમાં કાંઈ ગયું નહી, હમે ખોદાનાં માનીતા છીયે, અને જે કામ તેને કરવા ફરમાવ્યું છે, તે હમે એકલાજ કરીશું. ઈનશાલ્લા! ખરેખરજ હમે એકલા કરીશું. જે નીઝામઅલીખાંન પોતાના જનાનામાં બેસી હુક્કો તાણતાં તાંણતાં અજાએબી અને હેરત સાથ સાંભલશે. યા અલ્લા કરીમ? નીઝાંમઅલી અને પેલા હલકા કાફર ઇંગ્રેજોએ મારી સામે હુમલો કરવા સંપ કર્યો છે, પણ તેઓને કહીએ કે ખાત્રી રાખજો, કે તમો પર વેર લેવા અલ્લા મને જરૂર મદદ કર્યા વગર રહેશે નહી.

લશકરને પોતાને પણ પોતાના શેઠને દીધેલાં અપમાંનથી અપમાન લાગું હતું અને તેઓ તરતજ હેદરાબાદ અથવા તો

માઈસોરને દરવાજે લડવા જવાને તૈયાર થતે. પણ સુલતાનનો "પલાંન" જુદોજ હતો. તીપુના બાપ હાઈદરે તે રચેલો હતો, અને તે હવે તેને અમલમાં મુકવા માંગતો હતો. તેનો બાપ લાંબો વખત વેર ત્રાવનકોરને પોતાના કબજામાં લેવા માંગતો હતો, પણ તેમ કરતાં તેને એક કરતાં વધુ વખત મારી હથાદવામાં આવ્યો હતો. મલબાર કોસ્ત પરના નાયરોએ સુલતાંનનાં જુલમને લીધે ત્રાવણકોરમાં આસરો લીધો હતો અને તીપુએ પોતાના દેશમાંથી તેઓને કાઢી મુકવાને ત્રાવણકોરનાં રાજા ઉપર હુકમ મોકલ્યો. રાજાએ તેના ધારવા મુજબ ગુસ્સા સાથનો જવાબ મોકલ્યો અને સુલતાંન પોતાનાં લશંકરનાં સૌથી સરસ પાંત્રીશ હજાર માણસ સાથ કોઈમબેતોરથી ત્રાવણકોર ગયો.

ખાન પણ પોતાનાં લશકરનાં બાકીના ભાગ સાથેં કોઈમબેતોર આવ્યો હતો અને પોતાની બીજી બાયડીઓની અદેખાઈ છતાં અમીનાને પણ પોતા સાથ લાવ્યો હતો. આ નરમાશવાલી છોકરીને દુઃખી કરવાને તેણીની સોખોએ અત્યાર આગમચ ઘણાક પલાનો રચી કાઢ્યા હતા, તોપણ હજી સુધી તેણીને તેથી કોઈપણ રીતની અલવલ આવી ન હતી અને તેણી પુરતી સુખી હતી.

બેઊ દોસ્તો પાછા સાથે મલ્યા અને બેઊ જણ હવે પછી થનારી લડાઈમાં સાથે ભાગ લેવાને તલપી રહયા હતા. કુચ કરતી વખતે હમેશ કાસમ અમીનાની પાલખીને તપાસતો હતો અને બનતાં સુધી અવારનવાર તેણીની ખબર પણ પુછતો. તેણી સારી પખે છે એવો હમેશ જવાબ સાંભલી તે ખુશી થતો, પણ જો તેને માલમ પડતે, કે તેણી અને તેણીનો ધણી અવારનવાર તેને માટે પણ વાત કરતાં હતાં તો તે કેટલો બધો વધારે ખુશી થતે!

નીલગરી અને એનીમાલીની ટેકડીઓ વચ્ચે જે સપાત મેદાન પશ્ચીમભણી શમુદ્ર તરફ લંબાય છે, તે તરફનો ટીપુનાં લશકરે રસ્તો લીધો, અને સારી રૂતુ હોવાના સબબથી જરાબી અટકયા વગર તેઓ દહાડાની કાંઈ કેટલા માઈલ મુસાફરી કરતા હતા. સુલતાંન હમેશાં પોતાનાં લશકરની સાથેજ રહેતો. કોઈ વખતે તે પગે ચાલતો અને પોતાનાં પગે ચાલતાં લશકરમાં દાખલો બેસાડતો અને ચાલતાં ચાલતાં પોતાના તરેહવાર સ્વપનાઓની વાત કરી તેઓને ઉતેજણ આપતો. વળી કોઈ વખતે તે પોતાના કઢંગા દેખાવનાં ઘોડેસ્વાર લશકર વચ્ચે દેખાતો હતો. આ લશકર એક વખત તેને ઇંગ્રેજો સામે, પરામબોકમ ખાતે અજમાવ્યું હતું અને જેની અંદર તરેહવાર દેખાવના જુદી જુદી જાતનાં માણસો, જેવા કે ઠીંગણાં પણ ચીવટ દેખાવના મરાઠાઓ, અથવા તો તેઓ કરતાં વધારે મજબુત દેખાવના મુસલમાનો જોવામાં આવતા હતા.

કોઈ વખત તે પોતાના આવા જોવા લાયક અને ઝનુની લશકરમાંથી એકદમ પોતાનો ઘોડો દપટાવી લઈ જતો અને તેની પુઠે તેના સૌથી બહાદુર અને જોરાવર અમલદાર જતા, જેઓનાં ચલકતા અને તરેહવાર રંગના પોશાક તથા તેઓનુ બખતર સુરજનાં ચલકાતમાં દીપક મારતાં હતાં. પછી તેઓ મશકેરીમાં બનાવી કાઢેલી લડાઈ લડતા, જેની અંદર સુલતાંન મુખ્ય ભાગ લેતો, અને ઘણી ફતેહમંદી સાથજ બહાર આવતો. કાસમઅલી તેમજ ખાન પણ આ બનાવી કાઢેલી લડાઈમાં ભાગ લેવાને ચુકતા નહી. તો જો કે પેહલો વધારે લેતો હતો. કાસમ પોતાના રેશમી પોશાકપર ખાનનું આપેલું લોઢાંનું બખતર હમેશાં પેહડી રાખતો, જ્યારે તેના માથાંપર લોઢાંની તોપી જોવામાં આવતી, જેની આસપાસ તે ભભુકતા લાલ યા પીલા રંગની, નહી તો કે કશણી કપડાંની શયાલ બાંધતો હતો. તેના હાથમાં બાંબુનો નાહનો ભાલો યા તો બંદુક, કે જેથી કરી તે અવારનવાર રમી, તેમજ ત્યાં ફરતાં હરણનો શેકાર કરતો, તે જોવામાં આવતાં હતાં. તેના ઘોડાનાં ઠાઠમાઠથી લાગતું હતું કે તેની પાસના સઘલા પૈસા તેનો ઠાઠમાઠ કરવામાં તેને રોકયા હશે.

હાઈદરાબાદથી પાછા ફર્યા પછી સુલતાન કાસમપર આગલ કરતાં વધારે ધ્યાન આપતો હતો. સુલતાંનની આસપાસ જે મોટા અમલદારો રહેતા હતા, તેમાં ખાન પણ એક હતો અને કાસમ પણ હમેશ ખાનની સાથેજ રહેતો, અને જ્યારેથી તે બીજાઓ સાથ કસરતબાજી, અથવા તો આપણે ઉપર કહી ગયાછ તેવી બનાવી કાઢેલી લડાઈમાં ઉતરતો ત્યારે સુલતાંન તેમાં જોડાયા વગર રહેતો નહી. સુલતાંન પોતે પણ તેની સાથ એક કરતાં વધુ વખત એવી લડાઈમાં ઉતર્યો હતો, અને તે વેલાની ફતેહ માટે તે પોતાના જોર કરતાં, પોતાના હરીફની સભ્યતાને વધારે આભારી હતો. આ લડાઈ વખતે સુલતાંન તેની સાથ એક કે બે બોલ બોલતો, પણ જયારેથી તે ખાનને મલતો ત્યારે જવાન કાસમની તારીફ કર્યા વગર રહેતો નહી અને તે તારીફ ખાનને મોઢેથી આપણો જવાન પાછી સાંભલતો.

એક દહાડો સહવારનાં કાસમનું નસીબ હમેશ કરતાં વધારે જાગ્યું. એક બીજા અમલદારની સાથની લડાઈમાં તેણે તે દહાડે એટલું તો જોર બતલાવ્યું કે થોડા વખતમાં પોતાનાં હરીફને તેને જમીન ઉપર રેરી નાખ્યો અને સુલતાંને હમેશ કરતાં વધારે જોસ્સાથી ખાન આગલ તેની વખાણ કરી.

"પેગમબરનાં નામથી કહું છું કે તારા જવાન દોસ્તને હવે માફ કરવો અને ઊંચી પંકતીએ ચઢાવવો જોઈયે." તે બોલ્યો. "ખાન સાહેબ, તેં હમણાં જોયું કે તેને સુરમસ્તખાનને કેવો નાખી દીધો! ઘણા થોડાજ જણાઓ તેમ કરી શકે." ફકત એ તો અકસમાતથીજ બન્યું. એમ સુરમસ્તની પોતાની ખાત્રી કરવાનેબી હમોને ઘણો વીલંબ લાગે. એ જવાનને કહેવું જોઈયે કે ભવીષમાં વધારે ડહાપણથી કામ લે, કારણ કે તમે એના દુશમનોમાં વધારો કરવાને ઇચ્છતા નથી.

"ખોદા તમારી મેહરબાની વધારો!" ખાન બોલ્યો. "હું તે જવાનને કહીશ; પણ મારા મેહરબાને કોઈ વખત તેને નેમ તાંકતાં જોયો છે?"

"હં! હં! ત્યારે તે તેબી કરી શકે છે કે! તું શું ધારેચ કે, પેલી બાજુ બકરો ચરે છે તે પર તે પોતાની નેમ ટાંકી શકશે?"

"બકરો તો ઘણો દુર છે," ખાન બોલ્યો, "તોપણ હું ધારૂં છું કે તે કરી શકશે."

"વારૂ ત્યારે તું શરત બકી શકશે કે તે ફતેહ પામશેજ?" સુલતાન બોલ્યો, "ચાલ જો એ જીતે તો હું તુને એક વેલાતી પીસતોલની જોડી અપાઊં અને જો હારે તો તું મને તારી જુની આપી દે."

"ઓ મેહરબાન સુલતાંન, હું તારી મેહરબાની ભરેલી માંગણી ઉપકાર સાથ કબુલ કરૂં છું." આટલું બોલી ખાન, કાસમ કે જે પછવાડે બીજા અમલદારો સાથ આવતો હતો, તેને બોલાવા ગયો. સુલતાંને પણ પોતાના ઘોડાને અટકાવ્યો, અને આસપાસનાઓ મોટેથી બોલી ઉઠયા, શરત? શરત? ઇનસાફ? સુલતાન જીતશે, તેનુ નસીબ મોટું છે?"

થોડા વખતમાં કાસમને, જ્યાં સુલતાન ઉભો હતો ત્યાં લાવવામાં આવ્યો; ખાને તેને આગમચથી કાંઈ પણ કહયું ન હતું, જેથી અદબવાલી સુલતાંનનો કાંઈ પણ હોકમ સાંભળવાને તૈયાર ઉભો રહયો. થોડા વખતમાં તેને સઘળું કહેવામાં આવ્યું. પણ તફાવત ઘણો લાંબો હોવાથી કાસમને પોતાની ફતેહ માટે શક આવ્યો,. તોપણ ના પાડવાની હીમત નહી ચાલવાથી તેને કબુલ કરવું પડયું. બકરો કાંઈ પણ હીલચાલ વગર ઉભો રહેલો હતો, ઘણો વખત થોભ્યા પછી કાસમે પોતાની બંદુક ફોડી અને તેમાં તે ફતેહ પાંમ્યો. જેવી બંદુકની ગોલી ગઈ કે તરતજ તે બકરો જમીન ઉપર પછડાઈ પડયો અને હજી તો કોઈ તે બકરા આગલ જઈ પોતાની છરીથી તેનો અંત લાવે તે આગમચ તો તે મરી ગયો હતો. ગોલીથી તે ગરીબ પ્રાણીની ડોકીજ ભાગી ગઈ હતી. "મશાલ્લા? અજબ" એમ કેટલાક જણ બોલવા લાગા, જ્યારે બીજાઓએ અદેખાઈના માર્યા ઉભા રહી જોયાજ કર્યું.

"એ તો કાંઈ સારાં નસીબ અને સંજોગથીજ બની ગયું હશે." સુલતાંને હસીને કહયું, "હમે કે જે ખોદાની મેહરબાનીથી ઘણા સારા નેમ તાંકનાર છૈયે, તે પણ આ કામ બજાવી શકતે નહી, તોપણ ખાન, તું તારી પીસતોલ જીત્યો છે અને તે થોડા વખતમાં તુંને મલશે, પણ દોસ્તો, શું ધાર્યું આપણે શીકાર કરવા જઈયે તો. કેમ? પેલી બાજુએ માલીની ટેકડીઓ આવેલી છે અને ત્યાં આપણે જરૂર ઘણો શેકાર મલશે. જવાન સાહેબ, તમારી ઉપર હમને પુરે પુરો વીશ્વાસ બેશે, તે આગમચ ફરીથી હમે તમને અજમાવી જોઈશું."

"શેકાર, શેકાર," સર્વે બોલી ઉઠયાં, અને થોડા વખતમાં આખાં લશકરે તે જાણયું અને તેમાં ભાગ લેવાને તૈયાર થયાં. જેવા તેઓ વીસામો લેવાની જગાએ આવી પોંહતા કે તેની સઘલી તૈયારીઓ કરવા માંડી.

સુલતાંન શેકાર કરવા જવા માટે તેનાં અમીરી દેખાવનાં અને માંનીતા હાથી હાઈદર (કે જેને સરીંગાપટમની ચડાઈ વખતે લઈ લેવામાં આવ્યો હતો અને જો તે હજી જીવતો હોય તો નીઝામની દરબાર શોભાવતો હશે) ઉપર બેઠો હતો. તેની આગલની બાજુએ તેની બંદુક અને બીજાં ઉપયોગમાં આવે તેવાં હથીયારો ગોઠવેલાં હતા. ફકત તેનો એકજ માનીતો નોકર તેની પછવાડેની બાજુ ઉપર બેઠો હતો અને જેને દારૂગોલા વગેરે સોંપવામાં આવ્યું હતું. સુલતાંનનો ડ્રેસ ઘણોજ સાદો હતો અને જો તેનાં માથાંપર શોકલ જાતની પાઘડી નહી હતે તો કોઈ તેને સુલતાન તરીકે ઓલખી કાઢતે નહી.

પણ તેની દરબારના બીજાઓએ ભપકો કરવા કાંઈ પણ મના રાખી ન હતી. સુલતાંન હાથી ઉપર બેઠો અને તે જાહેર કરવા જેવું નગારૂ વાગું કે બીજા ચાલીશ પચાશ હાથીઓ તેની પછવાડે ગયા, જ્યારે તેઓની પછવાડે તેનું ઘોડેસ્વાર લશકર કાંઈબી કવાયદ રાખ્યા વગર જેમ જવાય તેમ ગયું. ખાન અને કાસમ માટે સુલતાંને પોતે પસંદ કરી એક સોજો હાથી મોકલ્યો હતો અને તેઓ બનતાં સુધી સુલતાંનની નજદીકની નજદીકજ રેહતા હતા.

અંતે તેઓ થોડા વખતમાં શેકાર કરવાની જગ્યાએ આવી પોંહતા.

[સાંધણ છે.] આલાં.

---

# એક ધણીઆંણીની તેનાં ધણીપર થતી અસર.




મે ધારીયે છીયે કે સૌથી ઘણી મદદ એક ધણીયાંણી પોતાનાં વરને કરી શકે તે જે ખરૂં હોય તે કરવાને તેને લલચાવાની છે. સ્ત્રીઓ પુરૂષોની ઉપર કેટલી અસર કરી શકે છે તે વીશે લંબાણ બોલવાની કશી અગત નથી. આએ કાહણી કીસ્સા વગરની ૧૯ મી સદીમાંની મી○ રસકીનનાં નીચલા શબ્દો આપણાંમાંનાં કેટલાકો જાણે છે તેમ કાંઇ ફકત ખાલી અભીપ્રાયજ નહી, પણ ખરી સચ્ચાઈ છે. "આતમાનું બકતર જો એક સ્ત્રીનાં હાથે ખેંચીને બાંધ્યું ન હોય તો હૈડામાં કદીબી બેસે નહી; અને ફકત જયારે તેણી તેને ધીરૂં બાંધે છે ત્યારેજ માણસાઇ આબરૂ ઓછી થાય છે." ફરીથી, પોતાની એક બીજી ચોપડીમાં આએજ લખનાર કહે છે કે, "આએ દુનીયામાં એવી એકબી મારામારી અથવા બેઇનસાફી નથી, કે જેને માટે તમે બૈરાંઓ જવાબદાર નહી હોવો. પુરૂષો સ્વભાવીક રીતે લડવાને ઈચ્છે છે; કોઇ પણ કારણસર અથવા કારણ વગરબી તેઓ લડવા નીકલે છે. તેઓ માટે તેઓનું કારણ સોધી કાહડવાનું કામ અને જયારે કાંઇ કારણ નહી હોય ત્યારે તેઓને મના કરવાનું કામબી તમારૂંજ છે. આએ દુનીયામાં એકબી દુઃખ, ગેરઇનસાફી અથવા કંગાલીયત હશે નહી, કે જેનો અપ્રાધ તમારે માથે મુકાનો ન હોય. પુરૂષો તેનો દેખાવ ખમી શકશે, પણ તમે ખમી શકશો નહી. પુરૂષો પોતાનો દુઃખની દયા કરયા વગર તેને કચડી નાંખશે;

પણ પુરૂષો દયાને માટે ઘણા નબલા હોય છે, અને તેઓની આશાનો પાયો પણ ઘણો નબલો હોય છે; એ તો ફક્ત તમેજ છો કે જેઓને દુઃખ લાગી શકે છે અને તમેજ તેને રૂઝ લાવવાનો ઉપાય બી જોઇ શકો છો." એક કુમારો પુરૂષ એક વખત બોલ્યો કે, "નહીં પરણવું એક સૌથી સરસ ચીજ છે અને તેથી ઉતરતું એક સારી ઘરધણીયાંણી છે," "તમે તદનજ ભુલ કરોચ," એક બીજાએ તેને સાંભળીને જવાબ આપ્યો; "એક સારી ધણીયાણી સૌથી સરસ ચીજ છે અને તેથી ઉતરતું નહીં પરણવાનું છે." ખચીતજ, જો એક પુરૂષ એક સારી ધણીયાણી મેળવવાને ભાયગશાલી ન હોય તો તેને માટે સૌથી સારી બીજી ચીજ એજ છે કે, એક ખરાબ સ્ત્રીની અસર હેઠલથી તેણે દુર નાહસવું.

"અરે સ્ત્રી! સુંદર સ્ત્રી! ખોદાએ તુંને પુરૂષને શાંત રાખવાને માટે બનાવી છે અને તારા વગર અમે હેવાન જેવા હતા."

કેવી જાતનાં હેવાનો અમે હતા, તે વીશે અમુને એક કહેવતમાં કહેવામાં આવ્યું છે; "સ્ત્રી વગર પુરૂષો એક જાનવરનાં બચ્ચાંની માફક વગર પ્યારે ઉછરેલાં પ્રાણીઓ જેવાં છે." કવી કેંપબેલને માટે તેના એક દોસ્તે લેડી મેકીનટોસ પર લખતાં જે કહ્યું હતું, તે બોલવું હજારો માણસોને માટે બોલી શકાશે :—

"લગનની તરફેણમાં એવો મજબુત પુરાવો મારા જાતી અનુભવથી મેં કદાચજ જોયો હશે, કે જે ફેરફારો તેના હમેશનાં સ્વભાવ અને રીતભાતની ઉપર અસર કીધી છે."

એક ડાહી ઘરધણીયાંણી પોતાનાં ધણીની નીતીમાન ચાલમાંથી નાની ડાંખલીઓ જે આડે માર્ગે ઉગતી હોય તેને હમેશાં કાપી નાખે છે. જો તમે કાંઇ નાદાનીયત ભરેલું બોલશો તો પ્યારથી તેણી તમુને તેમ બોલાવશે. જો તમે એમ જણાવશો કે કાંઇ મુર્ખ ચીજ તમે કરવાના છો, તો તેમ કરતાં તમુને અટકાવવાની કાંઇ યુકતી તેણી શોધી કાહડશે. જો "જોનસન" ની બાયડી જીવતી હતે તો તેને (જોનસનને) સંતરાની છાલને એકઠી કરવા, મોહલામાં ચાલતી વખતે દરેક થાંભલાને હાથ લગાડવા અને તીરસકાર ઉપજાવે 'એટલી હદ સુધી ખાવા પીવા તેણી કદીબી દેતે નહી. જો "ઓલીવર ગોલ્ડસ્મીથ" પરણ્યો હતે તો તેણે પેલો યાદ રાખવા જોગ અને હસવા સરખો ડગલો કદીબી પેહડયો ન હતે. જો તમુને કોઇ માણસ મલે કે જેણે જરા વીચીત્ર રીતે કપડાં પેહડેલાં હોય, અક્કલથી ઉલટી વાતો કરતો હોય અને રીતભાતમાં ચકમપણું દેખાડતો હોય, તો તમોએ ખાતરી રાખવી કે તે માણસ પરણેલો નથી. ધણીયાંણીઓને તેણીઓનાં ધણીઓ કરતાં ઘણી વધારે સમજ હોય છે. એક ધણીયાંણીની સલાહ, એક ભાર, કે જે એક વાહણને સીધું રાખે છે, તેની માફક છે.

સ્વીટઝરલાંડનાં એક ચોપાનીયાંમાં એક જાણીતા માણસની જીંદગીનો હેવાલ છપાયલો છે, જેમાંથી નીચલો ફકરો હમે ઉતારી લઇયે છીયે, કે જે તે અહરયનાં સ્વાભાવની ઉપર તેની ધણીયાંણીની સત્તાએ કેટલી સારી અસર કીધી હતી તે દેખાડી આપે છે:—

"જાનેવારી ૨૩, ૧૭૬૯.—ખાનાનો વખત પછી મારી દાસીએ મને પુછયું કે મારા ઓરડાની ઝાડુ તેણી કાહડે કે? મેં કહયું કે, 'હા,' પણ મારાં કાંગળીયાં અને ચોપડીઓને તું હાથ નાં લગાડતી! હું કાંઇ નરમાસ અને ધીરજથી આએ શબદો બોલ્યો ન હતો. કાંઇ છુપી બીહક અને બેચેની મને લાગયાજ કરતી હતી કે કાંઇ સેહજથી કારણસર આજે મારો ગુસ્સો ઉસકેરાયા વગર રેહવાનો નથી. તેણીના ગયા પછી થોડે વખતે મેં મારી બાયડીને કહયું કે, 'મને બીહીક લાગે છે કે ઉપર કાંઇ તેણી ગોંટાલો કરશે.' થોડી મીનીટ પછી મારી ધણીયાંણી, ઘણી સારી ધારણા સાથે, ઓરડામાંથી બહાર ગઇ અને દાસીને ઘણી સંભાલથી કામ કરવા કહયું. 'મારો ઓરડો હજુર સાફ થયો નથી કે?' મેં દાદરને નીચેથી બુમ પાડી. જવાબને માટે થોભયા અગાઉ હું મારા ઓરડામાં દોડી ગયો, હું જેવો દાખલ થયો કે તે છોકરીએ સહીનો ખડીઓ જે અભરાઇપર મુકેલો હતો, તે ઉંધો વાલ્યો. તેણી ઘણી ગભરાઇ ગયલી હતી. મેં તુંડાઇથી બુમ પાડી કે, 'કેટલી મુર્ખ તું છે! મેં તુંને શું સંભાળ રાખવાને વાસ્તે સાફ કહ્યું નહીહતું?' મારી ધણીયાણી ધીમી અને બીહતી મારી પછવાડે ઉપર આવી. શરમાવાને બદલે મારો ગુસ્સો વધારે ઉસકેરાયો. મેં તેણીની તરફ મુદલ જોયું નહી અને ટેબલની આગલ રડતો અને બુમ પાડતો જાણે કેટલાંએક અગત્યનાં લખાણો ખરાબ થઇ ગયાં હોય, તેમ દોડી ગયો, જો કે ખરેખર તો શાહી ફક્ત થોડા બલોટીંગ પેપરના કટકાને અને એક કોરાં કાગળના તાવને લાગી હતી. તે દાસી તક જોઇને ઓરડામાંથી ચાલી ગઇ અને મારી ધણીયાણી ધીમેથી મારી નજદીક આવી. 'મારા વાહલા ધણી!' તેણી બોલી. ગુસ્સા ભરેલા દેખાવ સાથે મેં તેણીની તરફ જોયું. તેણીએ મને કોટી કીધી અને થોડી મીનીટ સુધી તેણીનો ચેહેરો મારાં મોહોં સાથ અડકેલો રહ્યો. છેલ્લે સરવાલે ઘણીજ નરમાસથી તેણી બોલી, 'મારા પ્યારા, તમે તમારી તબીયત બગાડશો!' હવે હું શરમાવા લાગ્યો. હું ચુપ ઉભો રહયો અને છેલ્લે સરવાલે રડી પડયો. 'મારા સ્વભાવનો કેવો કંગાલ ગુલામ હું છું!' હું બોલ્યો. 'હું મારી આંખો ઉંચી કરવાની હીંમત કરતો નથી. હું તે પાપી જુસ્સાની હકુમત હેઠલથી છુટો થઇ શકતો નથી!' મારી ધણીયાણીએ જવાબ આપ્યો, "મારા પ્યારા, વીચાર કરો કે કેટલા બધા દીવસ અને અઠવાડયાંઓ તમે તમારા ગુસ્સાની ઉપર જીત મેલવ્યા વગર પસાર કીધાં છે. આપણુને સાથે બંદગી કરવા દેવો." હું તેણીની આગલ ગુંઠણુમંડીએ પડયો અને તેણીએ તેજ મતલબની એટલાં તો ખરાં દીલથી બંદગી કીધી કે મેં તે કલાકને માટે અને મારી ધણીયાણીને માટે દીલોજાનથી ખોદાનો ઉપકાર માન્યો. આપણે શું આપણા દોસ્તોમાં એવા દજનબંધ દાખલાઓ જોયા નથી, કે જ્યાં "એક અધર્મી વર પોતાની ધણીયાણીથી પવીત્ર બન્યો છે?" કે જ્યાં એક અધર્મી અને બેદ-

રકાર માણુસને ધીમે ધીમે તેની ધણીઆણીથી સાચ્ચા રસ્તાપર લાવવામાં આવ્યો છે?

"તેણી તમારી ભુલો કદીબી શોધી કહાડતી નથી. પોતાનાં ખરાંપણાંથી તમારૂં ખોટારૂં દેખાડી આપતી નથી; અને તે છતાં પુરૂષો તેણીની નજદીકમાં વધારે ભલા બને છે અને છોકરીઓ વધારે પવીત્ર બને છે."

પણ જો કે એક સારી ધરધણીઆણી હંમેશાં વાંક શોધી કહાડતી નથી, તે છતાં તેણી પોતાનો ધણી બગડે નહીં, તેની ઘણી સંભાળ રાખે છે. તેણી નીચલી કહેવત પ્રમાણે ચાલે છે:—

"તેનાં સારાંને વાસ્તે મને નાતાબેદાર થવુંજ જોઈયે; તેને જો તેથી ઇજા થતી હોય તો તેને તાબે થવાની હીંમત હું કેમ કરૂં? જો તે મને મારી નાંખે, તોબી મને તો બોલવુંજ જોઈયે."

સ્ત્રીઓ પોતાની ધરસંસારી ખુદરતી વધારે મજબુત શકતીથી, કુટુંબમાં ધર્મની કેટલી અગત્સ છે તે, પુરૂષો કરતાં વધારે સમજે છે; પણ ખોદાના કાયદાઓ જેટલા ભરથારો માટે તેટલાજ ધણીઆંણીઓ માટે છે. જ્યારે સીડની સ્મીથ ચાલીસ વરસ અગાઉ એડીનબરોમાં ભાષણ કરતો હતો ત્યારે સભાનો મોટો ભાગ સ્ત્રીઓનોજ બનેલો જોઇને, તેને નીચલા વાક્ય ઉપર ભાષણ કીધું, "અરે પુરૂષો, તેટલા સારૂ ખોદાની વખાણ કરતાં શીખો." અને જેમ આએ ખ્રીસ્તી ભજણ કરનારની ઈચ્છા સમજવામાં આવશે તેમ વધારે સુખ પરણેલી જીંદગીમાં તમે જોશો.

મોનીકા, સેંટ ઓગસ્તાઇનની માતા વીશે કેહવામાં આવયું છે કે, તેણીનાં વરનાં, તેજ માફક તેણીનાં વખણાયલા દીકરાનાં ધર્મ સંબંધી વીચારો ફેરવવાને તેણી ભાયગશાળી નીવડી હતી. તેણીનાં કુટુંબનાં સુખમાં તેનાં ગુસ્સા ભરેલા સ્વભાવને લીધે વારેઘડીએ ખલલ પડતી હતી, પણ કોઇબી દીવસ મોનીકા તેનાં ગુસ્સા ભરેલા બોલોનો જવાબ આપતી નહી હતી, પણ જ્યાં સુધી તેનાં ગુસ્સાનો આવેશ જતો રહે નહી, ત્યાંસુધી ધીરજથી તેણી થોભતી હતી અને ત્યારપછી તે સાથી ગુસ્સે થયો હતો તે સમજવાની તેણી કોશેશ કરતી હતી, કે જેથી એકબી દીવસ તેઓ વચ્ચે કશો મતફેર રેહ નહી. તેણીનાં મીઠા અને નરમાસવાલા સ્વભાવે આખરે તેને જીતી લીધો અને તે તેણીને હવે ખરાં દીલથી ચાહવા અને માન આપવા લાગયો અને છેલે સરવાલે ખ્રીસ્તી મહજબ ઉપર ઇતબાર રાખતા શીખ્યો. એ પ્રમાણે મોનીકા તેણીનાં વરના બચાવનું સાંધણ થઇ પડી અને એજ પ્રમાણે બીજી સ્ત્રીઓ પણ કરી શકશે. અફસોસ કે હમે એવા કેટલાકં દાખલાઓ બતાવી શકશું, કે જ્યાં એક ધરધણીઆંણીની અસર ઉલટીજ થાય છે, જ્યાં ખરાબ સ્ત્રીઓએ પોતાનાં ધણીઓની નીતીમાન ચાલચલણને નરસું લગાડવા પોતાથી બની શકે તેટલું કીધું છે. સ્ત્રીઓમાં પુરૂષોની ખરાબ ચાલજ ફકત સુધારી શકવાની શકતી નથી, પણ તેઓને ઊંચા વીચારો, મલતાવડા શબ્દો, સભયતા, કીર્તી મેલાવવાની ઈચ્છા, સચાઇનાં ચાંદ અને દરેક ચીજ જે એક ખરો પુરૂષ તેને બતાવે છે તે શીખવવાની શકતી છે; જે માફક પુરૂષો એક બીજાને પોતાનામાં હલકું અને ખરાબ લગાડી શકે તે કરતાં ઘણી વધારે શકતી તેણીઓમાં પુરૂષોને હલકું લગાડવાની અને બેઆબરૂ કરવાની છે.

અલબતાં એક સ્ત્રીનો વર જો તેણીને ચાહનો બંધ થાય તો તેણીથી પોતાનાં ધણીને સુધારવાનું કદાચજ બની શકે, તેથી સૌથી ડાહી ચીજ તેણીને માટે એજ છે કે બની શકે તેટલી સંભાલથી તેનો પ્યાર રાખવાની કોશેશ કરવી. નીચલામાંની કેટલીક શીખામણો, જે ઘણુંજ વસવસાથી આપવામાં આવી છે, તે કદાચ તમુને એમાં મદદ કરશે. એટલું તો ખરૂં છે કે વરોને તેઓની બાયડીઓ કરતાં શીખામણની વધારે જરૂર છે, અને એટલુંબી ખરૂં છે કે એક ઘર સુખી કરવાને વાસ્તે બે જણની જરૂર છે, પણ બાનુઓ અને છોકરીઓ માટે લખાતાં આપણાં ચોપાનયાંમાં વરોને શીખામણ દેવી એ તો અક્કલથી ઉલટું કહેવાય, વાસ્તે સ્ત્રી મીત્રની વાંચનારી બાનુઓ, તમુને, અને નહી કે તમારા વરોને હું મારા નીચલા વીચારો અર્પણ કરૂં છું.

પેહલાં, પરણ્યા અગાઊ જેટલી માયા અને સભયતાથી તમારા ભવીષનાં ભરથાર તરફ જોતા હતાં, તેટલીજ માયા અને સભયતાથી પરણ્યા પછી તેની તરફ જોજો. કેટલીક પતરાજીખોર સ્ત્રીઓ, જેણીઓ પોતાનાં કમનસીબ વરો સીવાય દરેક પારકાં માણુસ તરફથી વખાણ મેલવવાની અને તેઓને હમેશાં રાજી રાખવાની કોશેશ કરે છે, તેણીઓથી જેમ બને તેમ જુદીજ જાતનાં બનજો.

યાદ રાખજો કે તમે એક માણુસ સાથે પરણેલાં છો અને નહી કે ફરેસ્તા સાથ! માટે તેની કસુર માટે તૈયાર રેહજો.

એકબી વખત તમારા વરને છેલો બોલ બોલવા દેજો; તેથી તે ખુશી થશે અને તમુને કાંઇ તેથી ચોકસ નુકસાન થવાનું નથી.

એક વખત, તેને તમારા કરતાં વધારે માહીતી છે એમ કબુલ કરજો; તેથી તેની આબરૂ જલવાઇ રેહશે અને તમે સુક વગરનાં માણુસ નથી એમ કબુલ કીધાથી કાંઇ તમુને ખરાબ નથી લાગવાનું.

હમેશાં વાજબી બોલજો; કેટલીક વખતે તેમ બનવું મુશકેલ લાગે છે, પણ કોશેશ કરજો; વાજબી સ્ત્રીઓની ઘણી અછત છે.

તમારો ધણી જો ડાહયો માણુસ હોય તો તેનાં સાથી બનજો; અને જો તે તેમ નહી હોય, તો તેને તમારો સાથી બનાવવાની કોશેશ કરજો.

તમુને પોતાને ભુલી જવાની કોશેશ કરજો; તમારા વરને માટે, હું એટલુંજ કહું છુ કે તમે તેને પરણેલાં છો એમ ભુલી જજો અને યાદ રાખજો કે તે તમુને પરણયો છે.

જો તમારા વર પાસે તેનું હૃદય નહી હોય, તોપણ ખચીતજ તેની પાસે તેનું પેટ તો હોવુંજ જોઇયે, તેથી સારાં પકાવેલાં ખાનાંથી લગનની જુસરી સુંવાળી રાખવાની ઘણી સંભાલ રાખજો.

પૈસાને માટે તેને હમેશાં ચીડવતાં નાં અને તમારી આવક મુજબજ ઘરનો ખરચ રાખજો.

તમારાં વરનાં સગાંઓને માન આપજો, મુખ્ય કરીને તેની માતાને—તેણી તમારી સાસુ થાય તેથી કાંઇ તેણી તેવણની માતા નથી થતી એમ નાં ધારતાં; તમે તેને ચાહયો તેની અગાઉ તેણી તેને ચાહતી હતી.

દીનબાઈ.

# "ઘાંટીમાં દમ હોય ત્યાં સુધી!"




ને શું તું પેલા કાઉન્ટ સાથે પરણશે?"

"હું શું કરી શકું? મારા બાપ મને હુકમ કરેચ."

પેલા જુવાન્યાના સામલા ગાલો ફીક્કા મારી ગયા અને તેની આંખોમાં અતીશે દુઃખનો દેખાવ આવ્યો. તે બોલ્યો નહી.

"વાહલા એનટોનીયો, એમ ના તમે જુવો; મારૂં જીગર તુટી જાયચ. તમે જલદીથી મને ભુલી જશો અને કોઇ બીજી સાથે સુખી થશો."

"હું તુને ભુલી જાઉં? ગરીબ બીચારી, ત્યારે તું થોડુંજ જાણેચ કે મારા જેવો પ્યાર તે કેવો હોય. તે મોહત સુધી એમજ રહેશે અને હું ઇચ્છુંચ કે મોહત મારી સામે હતે."

નાટાલી પોતાનું માથું નીચું કરી ઉભી હતી; પેલા જુવાન્યાના બોલોથી તેણીની આંખમાં પાણી આવી ગયાં, કારણ કે તેણી તેને ચાહતી હતી. તેઓ નાનપણથી એકમેક સાથે રમતાં આવ્યાં હતાં અને કોઇબી દહાડે ગુસ્સાનો શબ્દ તેણીએ તેનાં મોહમાંથી નીકળેલો સાંભળ્યો ન હતો. તે તેણીની જાણે પુંજા કરતો હતો, તે વીશે કાંઈ શક હતો નહી; અને તેણી તેને ચાહતી હતી, એની પણ પુરતી ખાતરી હતી.

"એનટોનીયો એ બનવું તદન અશક્ત છે. એમ થઇજ નહી શકશે."

"વાહલા એનટોન્યો," તેણી હેલ્લે બોલી "આપણે હવે છુટું પડવું જોઇયે, મોડું થતું જાયચ અને મારા બાવા ગુસ્સો કરશે." તે જુવાન્યાએ બોલવાની કોશેશ કરી, પણ તેનો અવાજ રુંગલાવા લાગયો. ઘણાક મહીનાઓ તુલીક નાટાલી તેના સુંદર ચેહેરા પરનો કંગાલ્યત ભરયો દેખાવ ભુલી જઇ શકી નહી હતી.

"છેલ્લી સલાંમ વાહલા એનટોન્યો," તેણી બોલી અને તેને મુકી, તેણી ઘર તરફ દોડી ગઈ અને પછવાડે ફરી એકબી વાર તેણીના અતી વાહલા શખસ તરફ જોવાની હીંમત કરી નહી. જયારે તે એકી ટગરે તેણીનાં નાજુક કદ તરફ ટીકતો ઉભો રહયો, કે જે નવધાર આંસુઓ વચ્ચે ગુમ થઈ ગયું. તેણી જતી રહી હતી; સદાનીજ ગઇ હતી, પણ તેની જે દુઃખ પછવાડે મેલી ગઇ હતી, તે વીશે એનટોનીયો સીવાય કોઇ જાણતું નહી હતું.

અઠવાડયાં પસાર થઇ ગયાં અને એક સહવારે નાટાલી દેવળમાંથી પરણેલી સ્ત્રી દાખલ બાહેર આવી. તેણીએ પોતાનો હાથ કાઉન્ટ સોરીયા નામના શખસને આપ્યો હતો, જયારે તેણીનું દીલ એનટોનીયો પર હતું, કે જે તે દીવસે આખો દહાડો પોતાના ઓરડામાં એકલો રહેતો હતો. જયારે તે બાહેર આવ્યો, ત્યારે તેનો ચેહેરો જાણે દશ વરસ ઘરડો થઇ ગયો હતો.

હુનાળો આવ્યો અને પસાર થઇ ગયો. નાટાલીએ થોડાજ વખતમાં જાણ્યું કે એનટોનીયોનો પ્યાર કેટલો સાચ્ચો હતો, કારણ કે તેણીને ખબર થઇ, કે તે જોગી થઇ મઠમાં રહેવા માટે જતો રહયો હતો. પણ તેણીએ તે સાંભળ્યું, તે આગમચ પણ પોતાની તો પુરતી ખાતરી હતી, કે તેણીની આખી જીંદગી રદ થઇ હતી. લગન પછી થોડાક મહીના તેણીના વરે તેણી તરફ સારી વર્તણુકે કહાડયા, પણ ત્યાર પછી ફેરફાર સઘળો માલમ પડયો. વારંવાર તે તેણીને ઘણાંક દીવસો સુધી એકલી નાખી જતો અને પેહલા પેહલા તે માટે કાંઈ કાંઈ કારણોબી બતાવ્યાં, પણ પછી તો તેટલીબી મેહનત લેવાના અખાડા થયા. કાઉન્ટ એવી જાતની બેદરકાર જીંદગી ગુજારવા લાગયાથી, નાટાલીનાં પૈસા પણ સાફ થવા લાગયા અને મામલો ગંભીર દેખાવા લાગયો. પણ જે સત્યાનાશ તેનાં મોહોંઆ સામે ટીકતું હતું તેની દરકાર કરયા વીના, કાઉન્ટ પોતાની જંજાલો મોજમજાકમાં દુબાડી દેવાની કોશેશ કરવા લાગયો.

આ વેલા જયારે નાટાલીને તેણીનાં બાપની સલાહની ઘણી જરૂર હતી, ત્યારે તે મરણ પામ્યો અને જે માણુસને તેણે તેણી માટે પસંદ કરયો હતો તેની દયાપરજ બીચારી તે આવી પડી. કાઉન્ટ પોતાની બાયડીનાં દુઃખ વેલા તેની તરફ દીલસોજી બતાવવાને બદલે તેણીનાં બાપનાં ગોહનો લાભ લઇ બધા તેણીનાં પૈસાનો કબજો મેલવવા લાગયો; તેનું લખલુટપણું અને બીજી આડી ચાલોમાં આથી વધારો થયો. તેણીને હવેજ ખબર પડી કે પોતાની ઉપર અને જે શખ્સને તેણી ચાહતી હતી તેની ઉપર કેવી જાતની કંગાલપત લાવી મેલી હતી.

પણ જેમ વખત વેહનો ગયો તેમ, નાટાલીને તેણીનાં દુઃખમાં કાંઇક દીલાસો આપવા એક બાળક અવતર્યું. તેણી માતા થઇ હતી; તેણીનો બાળક બેટો તેણીની છાતીપર ઊંઘતો હતો અને તેણીનો ધણી—કે જેની દરેક ઇચ્છા પુરી પાડવાને તેણી શીખી હતી, જો કે તેને તેણી ચાહી શકતી ન હતી તોપણ—એવી જાતની જીંદગી ગુજારતો હતો કે જે વીશે ચોતરફથી ખરાબી શીવાય કાંઇ સંભલાતું હતું નહી. પોતાનાં બચ્ચાંને ખાતર ધણી તરફનું અપમાન તેણી સાંખતી હતી, પણ ભારે દુઃખ અને જુલમ તેણીપર પડતોજ રહેવાથી દેહની તદન નાતવાન થતી ચાલી. આંખોનો ઝલકાત જતો રહયો હતો; ફકત તેણીનાં બાળકનાં હસવાથીજ તે કોઇ વેલા પાછો આવતો, કે જે થોડીજ પળનો હતો અને તેને બદલે નહી કેહેવાઇ શકાય એવી વીપતી જડ ઘાલી બેસતી હતી.

શીયાલો આવ્યો. કાઉન્ટે પોતાની ચાલચલણમાં કાંઇબી ફેરફાર કરયો નહી, ઉલટો વધારે બીગડતો ચાલ્યો. જો કે એકજ ઘેરમાં તેઓ વસતાં હતાં, તોપણ દહાડાના દહાડાઓ એકમેકને જોયા વીના પસાર થતા હતા. પણ નાટાલી હવે જરા સુખી હતી, કારણ કે તેણી પાસે પોતાનું બાળક હતું. કલાકો તુલીક તેની સાથે તે રમંતી

બેસતી અને તેનાં સુખમાં પોતાનું દુઃખ ભુલી જતી હતી. કાઉન્ટ પોતાનાં બચ્ચાંની કાંઇ દરકાર કરતો હતો નહી. અને તેને વીશે એક શબ્દ પણ પુછતો નહી હોવાથી નાટાલીને ઘણું લાગતું હતું.

આ સઘળાંનો છેડો એક વેળા આવ્યો. હમેશની માફક કાઉન્ટ કેટલાક પહરોણાઓની ખીદમત કરતો હતો અને કાંઇ કારણ—કે જે નાટાલી સહમજી શકી નહી—માટે એક નોકરને તેણીને બોલાવવા મોકલ્યો, તેણીએ તો સાફ ના કેહવાડ્યું. ગુસ્સાથી ઘેલો થઈ કાઉન્ત પોતાની બાયડીનાં ઓરડામાં દાખલ થયો.

"બાઇ" તે બોલ્યો "હું તમુને જણાવવા માંગુંચ કે મારા હુકમને તમને તાબે થવુંજ પડશેજ."

"હું તેમ નથી કરવાની કાઉન્ટ. જેમ તમે હલકા પડયાચ, તેમ કાંઇ મને તમે કરી શકશો નહી. તમે જેવી જાતનાં લોકોની પહરોણાગત કરોચ તેવા લોકોમાં બેસાવાને હું સાફ નાં પાડુંચ." એક બરાડ મારી તેણે તેણીને એક મુકી એવી મારી કે તે બાપડીની છાતી પર તેની નીશાની રહી ગઇ. ત્યાર પછી તેણી તેને છોડી ગઈ, અને પોતાનાં બાળકને સાથે લઇ, તે બેકદર દુન્યાની સામે થવા ચાલી.

* * * * * * * *

દુર નજર પુગે ત્યાં એક બરફનો પાહડ છે. તેની જબરદસ્ત મોટી ટોચો, સફેદ ફુલ જેવી, બલુ આકાશ તરફ ઊંચે નીકળી આવી છે; ઊંડી ખાઇઓ એટલી નીચે ગરક થઈ છે કે સુરજનું કીરણ કદી પણ તેની રૂપેરી સફેદાઈ પર પડતું નથી. બરફની ઊંડાઇ એટલી છે કે સદીઓની સદીઓ પસાર થવા છતાં તે એમનું એમજ દીસે છે. આ બરફનાં બોહળાં જંગલમાં એક ભાગું તુટું ઘર દીસે છે, અને ઘણાંક મુસાફરોનાં હૈયાં તે સફેદ દુન્યામાં ત્યાંની રાતી ચલકતી બતી નજરે પડવાથી ખુશાલીથી ધપકયાં છે. ઘણાંક મજબુત માણુસોની છાતી ત્યાં થયલાં ખુબીવંતા કામ માટે વખાણથી ભરાઈ આવી છે. જયાંસુધી તે પાહડ રેહશે ત્યાંસુધી સેંટ બરનારડનાં જોગીઓનાં કામો કદી ભુલી જઈ શકાશે નહી. તેઓએ પોતાની જીંદગીનો હવાલો ખુદાને આપ્યો છે, પણ તેમ કરતાં પોતાનાં જાતભાઇઓનાં દુઃખો વીસરી ગયા નથી. ત્યાંનાં એક ઓવરામાં એક જુવાન સાધુ છે. જો તેનાં ચેહરાપર દુઃખનો છાપ નહી હોય તો તે એક છોકરા જેવો જણાય, એટલી નાની તેની ઉમર છે. તેનુ માથું તેનાં હાથપર ટેકાવેલું છે અને એક નાની બારીએથી ચંદ્રનાં પાહડપર ટીકયા કરે છે. તે શીયાળાની રાતે બધે ઘણું શાંત છે. જો કે ઠંડી પુશકળ છે તોપણ સગડી ત્યાં નથી. તે ઓરડામાં ફકત એક મીનબતી ઉજાસ આપે છે.

આ તે એનતોન્યો છે, જે હમણાં ફાધર ઇગનેતીયસને નામે ઓળખાય છે. કલાકો પસાર થાય છે, તોપણ તે બોહલી જગાપર ટીકયા કરે છે; અને એવો સ્થીર તે છે કે જાણે કોઇ મરણ પામેલો સહમજે. તેના ગાલો ઘણા ફીકા અને ખાડા પડેલા છે, અને જેવી તે ઝાંખી રોશની તેના કાળા બાળપર પડે છે કે થોડા થોડા સફેદ થઇ ગયલા બાલો નજરે પડે છે. એક અવાજ જાણે કોઇ બારણાને આંચકો મારતું હોય એવો આવે છે. ફાધર ઈગનેતીયસ તે ઉઘાડવાને ઉઠયો અને એક સુંદર સેંટ બરનારડનો કુતરો અંદર દાખલ થયો અને તે જુવાન સાધુ આગળ જઇ, પોતાનો મોટો પંજો તેનાં હાથમાં મેળી તેનાં ધણીનાં મોહ તરફ જોવા લાગયો.

"આહ! લાયન. હું જાણું કે હું એકલો હોઇશ દોસ્ત, અને આખી દુન્યાંજ એકાંત લાગેચ, પણ મારી પાસે તું છે પણ માણુસ પાસે એથી સરસ યાને વધારે નીમકહલાલ દોસ્ત કોણ હોય? તારી ટુકી જીંદગીમાં જેટલાં ઉમદા કામો તેં કરયાંચ તેટલાં હજો માણુસો આખી લાંબી જીંદગીમાં કરી શકતાં નથી. શું છે લાયન?" તે સુંદર કુતરાંએ પોતાનું મોઢું તેનાં ધણી તરફ ફેરવ્યું અને કાંઇ કહેતો હોય તેમ કરયું.

"કોઈ ગરીબ મુસાફર તો બાહેર નહી આવ્યો હોય?"

લાયન દરવાજા તરફ ચાલ્યો અને પાછું ફરીને તેનાં ધણી તરફ જોયું.

"તારી ફરજ કરવાને હમેશ તૈયાર તું હોયચ. તારા દાખલાપરથી માણુસને ઘણાંક ઉમદા કામો કરવા માટે શીખવાનું છે. ચાલ લાયન હું તૈયાર છું."

એક મોટી લાકડી પોતાનાં હાથમાં લીધી અને મોટો દગલો દીલપર વીટાલી ફાધર ઇગનેટીયસ પોતાના કુતરાની પછવાડે એકાંત રાતનાં ચાલ્યો. બરફથી ઢંકાયલી ગલીઓમાં જયાંસુધી સેંટ બરનારડની બતી દેખાતી બંધ થઇ ત્યાંસુધી ચાલ્યા. ચંદ્ર પુર જોશમાં પ્રકાશતો હતો અને તેની રોશની પાહડપરનાં બરફપર એવી રીતે પડતી હતી કે આંખો પણ અંજાઈ જાય; જયારે બરફના ખેતરપર ઉભા થયલા મોટા ખડકો પોતાનો છાયા આસપાસ નાખતા હતા.

પોતાની જાતની અજાયબ જેવી બુદ્ધીથી, લાયન આગળ આગળ રસ્તો દેખાડતો ચાલતો હતો. વારંવાર તે જાણે કાંઇ સાંભળતો હોય તેમ ઉભો રેહતો અને પછી એક બુમ મારી આગળ ચાલતો. એકાએક તે કાંઇ કાળી ચીજ નજદીક ઉભો રહી ગયો અને એક કોઈનો ઝીણો રડવાનો સાદ સંભલાયો.

"શાંત રેહ મારાં વાહલાં બચ્ચાં. રાત ઘણી ઠંડી છે, પણ હું તુંને મારા ગરમ દગલામાં વીટાળુંચ. અંધારૂંબી થતું જાયચ, ને આખી દુન્યા બરફ ઢંકાઇ ગઇચ."

"નાતાલી! મારી ગરીબ ગરીબ નાતાલી! શું હું તુંને એવી રીતે મળવા પામ્યો?" એનતોન્યો તેણીની બાજુએ ગુંઠણભંડીયે પડી બોલ્યો.

"અરે! એનતોન્યો તમે અંતે ત્યાં છઓ. મેં તમારી એટલીબધી ખોળ કરી કે હવે તમારી આગળ કાંઈ માંગણી કરવાને તદન અશકત થઇ ગઇચ."

"મારી દીકરી, એમ ના બોલ."

"પણ મને બોલવુંજ જોઇયે વાહલા એનતોન્યો. અરે! હું કેવી ઠંડી થતી જાવુંચ, મને હજુરબી વખત મલશે કે!

એનતોન્યો, આપંરા બેઉ તરફનાં પ્યારને ખાતર મારાં વાહલાં બચ્ચાંને સંભાળજો. જુવો, તે ત્યાં છે. તે એટલું નાતવાન પણ ઘણું ખુબસુરત છે. હું એની આગલથી જલદી ચાલી જાઉંચ! અરે કેટલો જલદી! અરે તમે કેવા ભલા છેવો," એવું તે બાળક તેણે હાથમાં ધરયું કે તેણી દચકાં ખાઇ બોલી, "મારે ખાતર એની સંભાળ રાખજો એનતોન્યો."

"હું જ્યાં સુધી એનુ રક્ષણ કરીશ ત્યાં સુધી એને કોઇ પણ જાતનો સંતાપ કરવાની ગરજ પડશે નહી." ફાધર ઈગનેટીપસ તેણીને પોતાના મોટા દગલામાં વીટાળી બોલ્યો. ત્યાર પછી તે બચ્ચાંને તેની માની છાતી પર મેલી તેઓને પહાડ પરથી લઇ ચાલ્યો અને જ્યારે તદન થાકી જતો ત્યારેજ થોડો વાર ઉભો રહેતો હતો. એક ફુલની માફક તેને તેણીને બીછાણાંપર મેલી અને તેની બાજુએ પોતે ગુઠણુંમંડયે પડયો. તેની સાથના બીજા જોગીઓ અંદર આવ્યા, પણ તેઓની તેણે દરકાર કરી નહી; તે ફકત પેલા મનમોહન ચેહેરા તરફજ ટીકયા કરતો હતો. તેને અગાઉના દહાડાઓ પુર જોસથી યાદ આવવા લાગ્યા, કે જ્યારે તે રૂપેરી નદીની નજદીકનાં ગામમાં કેવા સુખી દહાડા આ સુંદર બાનુ સાથે પસાર કરયા હતા. હમણા તેણી તેની સામે પોતાની છેલ્લી ઉંઘ કહાડતી પડી છે, કારણ કે નાટાલીનાં દુઃખનું હવે સેવટ આવ્યું. તેણી તેની પાસેથી હંમેશની ચાલી ગઇ.

ફાધર ઇગનેટીપસે તે બચ્ચાંને સુવેલી માની છાટીપરથી ઉંચકયું અને તેને લઇ જેવો બહાર ગયો કે મોટું ડચકું ખાઇ નવધાર આંસુઓ વરસાવવા લાગ્યો.

વારંવાર મોડી રાતે જ્યારે ચંદ્રમા પોતાની નરમ રોશ-ણીથી તે સુંદર દેશને શોભાવેચ, ત્યારે ફાધર ઇગનેટીપસ સામેની ટેકડીપરનાં એક નાનાં દેવળ તરફ રસ્તો લેય અને ત્યાં રાતના એકાંતવાસમાં ગરીબ બીચારી નાટાલીની ઘોર નજદીક ગુઠણુંમંડયે પડેચ અને જો કોઇ માણુસ ત્યાંથી પસાર થતું હોય તો તે તરત ચાલી જાયચ અને સેંટ બર-નારડના સાધુને તેની બંદગીમાં મશગુલ રહેવા દે છે.

ઉનાળાઓ આવેચ અને જાયચ, પણ એનરોનીયો હંમેશાં તે દેવળમાં તે સુંદર છોકરી કે જેને તે આટલીબધી ચાહતો હતો, તેને માટે બંદગી કરે છે અને કોઇ વેળા એક નાનો છોકરો પણ તેની સાથે હોય છે. ત્યાંનાં લોકો જેવા તે મા-ણુસ અને બચ્ચું પસાર થાય છે કે, પોતપોતામાં આસ્તેથી વાત કરે છે, કારણ કે એનરોનીયોની જીંદગીની વાત તેઓ-ને ખબર છે અને કેવી રીતે તે ભલો માણુસ પોતાનો પવીત્ર હવાલો કેટલી નીમકહલાલીથી અદા કરે છે.

પેલો કાઉન્ટ ઘણાંક વખતનો પોતાનું દેશ છોડી જતો ર-હયો હતો અને પોતાના બેટાને પણ પડતો મેલ્યો હતો. તેની તરફના કોઇબી જાતના આભારમાંથી મોકલો થવાનું તેને તો ઘણું પસંદ હતું. તેની બાયડીનાં મોહતની તેને થોડીજ દર-કાર હતી, ઓર જેનેથી તે કંટાળી ગયલો તેનેથી છુટું થ-વાથી તે ખુશી થયો હતો, તેની સાથે ફકત પૈસા અને ખુબ-સુરતી માટે તે પરણ્યો હતો અને જ્યારે એક તો જતા રહયા અને બીજી જોવાની હંમેશ આદત પડી ગઇ, તેથી ગરીબ બીચારી નાટાલીનાં મોહતથી તેને ખુશાલી લાગી, જ્યારે તેનાં બચ્ચાં માટે કોઇ જાતનો વહાલ તેને હતોજ નહી.

ઘણાંક વરસો સુધી ફાધર ઇગનેટીપસ બીહતો હતો, કે જે છોકરાને તે નાટાલીને ખાતર ચાહવા શીખ્યો હતો, તેને તેનો બાપ કદાચ બોલાવી લે, પણ એક દીવસે ખબર આવી કે કાઉન્ટ કોઈની સાથે લરાયાથી મારયો ગયો હતો.

એનતોન્યો જે દીવસે નાતાલી અને તેનાં બચ્ચાંને સેંટ બર-નારડનાં મથમાં લઈ ગયો તેને બરોબર પા સદી થઇ છે. જે બીછાનાં પર નાટાલી પચીશ વરસ પર સુતી હતી તેજ બીછાના પર ફાધર ઇગનેટીપસ હમણાં સુતો છે. તેનો ચેહ-રો જોકે જંજાલથી ઘણો બદલાઈ ગયો છે તોપણ ખુબસુરત લાગે છે. તેની કાળી આંખો રાતનાં અંધારામાં ટીકે છે. દુઃખનો છાપ તેમાંથી જતો રહે છે અને હસતો ચેહરો નજરે પડે છે. તેની આસપાસ જોગીઓ, તેનાં માનીતા સાદને સાંભળતા ઉભા છે કે જે હવે તેઓ પાસથી હમેશનો જતો રહે છે. તેનાં માથાં આગળ એક જુવાન્યો છે, તેનો સુંદર ચેહરો સફેદ થઇ ગયો છે અને તેની બલુ આંખો, કે જે ઘણી ખરી નાટાલી જેવી છે તે આંસુઓથી ભરાઇ ગઈ છે, કારણકે ફાધર ઇગનેટીપસને તે બહુ વાહલથી ચાહે છે. તેની જીંદગીનું દરેક પગલું તેનાથીજ ચાલ્યું છે તેનો દરેક લાભ એનરોનીયાનાં પ્યાર ભરયા શીખવ્યાથી સચવાયો છે અને હવે કોણ અજબ થશે, કે તે જુવાન્યાને પોતાનાં બાપ કરતાં વધારે વહાલાથી છુટું પડતાં દુઃખ નહી લાગે.

"અરે! મારા વહાલા બાપ, હું તમારા બોલો હમેશ યાદ કરીસ. આ જીંદગીની દરેક બખશેસ અને ભવીશની આશા માટે તમારોજ આભારી છું. તમારા દરેક ઉમદા દાખલા પ્ર-માણે હું ચાલવાની કોશેશ કરીશ." આથી એનતોન્યાની આંખ-માં જાણે નરમ રોશની આવી અને તેનું મોહડું હસતું થયું.

"અંધારૂં થાય છે. રાત કેવી શાંત છે, અને બરફ પુશ-કળ પડે છે. એવી રાતનાં ઘણીક વાર મેં લાયન સાથે તે પાહડને જોયા કરયો છે. તે કુતરોબી જતો રહયો છે, તેણેજ તારી જીંદગી બચાવી હતી. વહાલા કારલો, પણ તારી વહાલી માએને બચાવવાને હું ઘણો મોડો આવ્યો હતો, કદાચ એ બધું સારાનેજ માટે થયું હશે. મારી જીંદગીમાં જે દુઃખ પડયું છે તેનું ડહાપણ હું જોઇ શકું છું, કારણકે તેજ દુઃખથી મારૂં મોહતનું બીછાંનું અરે! કેવું શાંત છે. મારી આગળ જરા વધારે આવ કારલો, મારી આંખે અંધારાં આવે છે ને તું દુર હોય તેમ લાગે છે."

ફાધર ઈગનેટીપસનું બોલવાનું બંધ થયું અને ચુપકીદી તેઓની આસપાસ પંથરાઈ, કે જે પેલા જુવાન્યાનાં દચકા-માંના અવાજે ભાગી. ઊંડો બરફ એકાંતમાં પડે છે, અને રાત વધારે એકાંત થાય છે. તે બરફથી ઢંકાયલા પાહડપર બધું શાંત છે. એનરોન્યો પોતાની શાંત ઊંઘ કહાડે છે. તેનો દુઃખી જીવ ઉડી ગયો છે. G. P.



# સોબત અને દાખલો.

"સારી સોબત તમે રાખો, અને તે ભલી સંખ્યામાંનાં તમો એક થશો."
George Herbert.

"કેમદા સુંદર દાખલા જાણવાને હું ઘણો ખુશી થશ."
Shakespeare.

"દાખલા આપણને બોધ દે છે, માટે તમારા દહાડાનો છેડો કેમ આવે છે, તેની નહી, પણ કેમ તમારા દહાડા ગુજરે છે તેની સંભાળ લેજો."
Henry Marten.



માણસો, જુવાંન અને ઘરડાં પણ ખાસ કરી જુવાંનો જેમની તેઓ સોબત કરે છે, તેમની નકલ કરવાનું અટકાવી શકતા નથી જ્યોર્જ હરબર્ટની માતા પોતાના દીકરાઓને ભલો માર્ગ બતાવવાને વારંવાર કહેતી હતી કે "જેમ આપણાં શરીરનો ઉધરભાવ ખોરાક ઉપર આધાર રાખે છે, તેમ ભલો કે બુરો સાથ આપણાં આત્માંને નેકી કે બદી તરફ ઘસડી લઈ જાય છે."

ખરેખર, આપણી આસપાસનાંઓની વર્તણુક આપણી ઉપર અસર ન કરે, એતો નહી બની શકે એવું છે; કારણકે માણસો કુદરતીજ નકલ કરનારા છે. દરેક જણ ઉપર તેનાં સાથીની વાતચીત, વર્તણુક, રીતભાત અને હબછબ વધતી કે ઓછી અસર કર્યા વનાં રહેતી નથી. "શું દાખલો એ કાંઈ ચીજ નથી?" 'બર્ક' કહેતો હતો, "ખરેખર તેમાં સઘળું સમાયલું છે, દાખલો મનુષ્ય જાતીની સ્કુલ છે અને તેઓ બીજે કોઈ ઠેકાંણે આવું સરસ શીખશે નહી," બર્કનો મોટો લેખ, જે તેણે માર્કવીશ ઓફ રોકીંગહેમની તકતી માટે લખ્યો હતો તે જાણવા જોગ છે—"યાદ રાખો, બરોબર ના થાઓ અને ખંતી રહેવો." "કેળવણી માટે ઘણું લખાયું છે," સર ચાર્લસ બેલ પોતાનાં એક કાગજમાં લખે છે; "પણ દાખલાને તો તેઓ તદન ભુલી ગયલા લાગે છે મારા ભાઈઓનો દાખલો મારી સૌથી સરસ કેળવણી હતી; ખરેખરી સ્વતંત્રતા અને પોતા ઉપરનો વીશ્વાસ કુટુંબનાં દરેક જણમાં હતો; મેં તેમની નકળ કરી અને હું શીખ્યો."

જેમ જેમ વર્ષો વધતાં જાય છે, તેમ તેમ દાખલા અને નકલીઆત એક રેવાજ થઈ પડે છે અને આપણે જાણીયે તે અગાઉ તો આપણું છુટાપણું ખોઈ તેને શરણ થતા જઈયે છીયે.

એક દીવસે એક નાનો છોકરો કાંઈ બુમોઈ ભરેલી રમત રમતો હતો તે જોઈ પ્લેતોએ તેને ધમકાવ્યો, "તું આવી નજીવી ચીજને માટે મને થપકો આપે છે," તે છોકરો બોલ્યો; "પણ રેવાજ," તે મોટા વિદ્વાંને જવાબ દીધો, "કાંઈ નજીવી ચીજ નથી." બુરો રેવાજ એવો તો જુલમગાર રાજા છે, કે જેથી માણસો જે બદીને ધીક્કારે છે તેને વારંવાર વલગી રહે છે. જો જુવાંન શખસો ડાહપણનો માર્ગ પકડવા માંગતા હોય, તો તેમને સદ્ગુણી સાથ શોધવો જોઈયે. ઊચા ખવાસનાં માણસો સાથ રેહવો અને તમો પણ તેવાંજ થશો; એક સ્પેનીશ કહેવત છે કે "વરૂઓની સાથ વસો અને તેમની માફક બુમ પાડતાં શીખશો."

બીજા હાથ ઉપર ડાહ્યાં માણસોની સોબત આપણને ઉમદા સદ્ગુણો તરફ ઘસડી જાય છે, તેમનાં ડહાપણમાં આપણે ભાગ લઈયે છીયે, તેમનાં અનુભવનો આપણે લાભ લઈયે છીયે અને તેમનાં સંકટથી સંસારી ગ્નાન આપણે મેલવીયે છીયે.

કેનન મોઝલી કહે છે કે "આ ઘણું અજાયબ જેવું છે જે થોડી ભલાઈ આ દુનીયામાં કેટલુંબધું ભલું કરે છે, જેથી કોઈ ભલું કે બુરૂં હોય તે બીજી ચીજોને પણ ભલી કે બુરી બનાવે છે, જેમ તલાવમાં નાખેલો પથર પોતાની આસપાસ કુંડાલાં કરે છે, તેમ હું ધારૂં છું કે આ દુનીયાની સઘલી ભલી ચીજો માટે આપણે આગલા વખતની ભલાઈને આભારી છીયે."

જ્યોર્જ હરબર્ટ કહેતો હતો કે "હાલનાં જમાનામાં બોધ કરતાં દાખલાની વધુ જરૂરીયાત છે, માટે હું સારી રીતે રહેવાની કોશેશ કરશ, કારણકે એક ધર્મગુરૂની સદ્ગુણી જીંદગી ગમે એવા અસરકારક બોલવા કરતાં વધુ અસર કરે છે."

જ્યારે જેનરલ નીકલસન જખમી થયલો દીલ્લીમાં પોતાનાં મોતનાં બીછાંનાં ઉપર પડયો હતો, ત્યારે તેણે પોતાનાં ભલા બહાદુર મીત્ર સર એડવર્ડસ ઉપર જે છલ્લો પેગાંમ મોકલ્યો હતો, તે આ પ્રમાણે હતો—"તેને કહેજો કે જો હું તેની અને લેડી એડવર્ડસ સાથ વધુ વખત રહયો હતે અને મારી જાહેર ફરજોએ મને તેમનાંથી છુટો પાડયો ન હતે, તો આજે હું વધારે ભલો શખસ થયો હતે."

આ પ્રમાણે દરેક માણસની જીંદગી ભલો કે બુરો દાખલો તેના સાથીઓને બેસાડે છે, આપણે જોયું છે કે એક ભલા માણસની જીંદગી સદ્ગુણનું લેસન અને બદીનો તીરસ્કાર ઘણી સારી રીતે શીખવે છે. આપણે દરેક જણ ખરૂં ખોટું સમજવાની શકતી ધરાવ્યે છીયે, માટે આપણી જીંદગીનો દાખલો બીજાઓની નજર આગળ ધરવા અને ભલાઈનો વધારો કરવાનું આપણાં હાથમાં છે.

RUBY.

---

એક વકીલ પોતાનાં ઘરાક માટે નીચલી વાત કહે છે, કે જેની સાથે તેને ઘણો લાંબો વખત કામ પડયું હતું. જ્યારે છેલ્લે સરવાલે બીલ કરયું, ત્યારે તેની અંદર દમ વગરની જેવી ચાલ માટે પણ લાંબા લાંબા તાર ભરયા હતા અને બધી બારીક વીગત ધરી કહાડી હતી.

જ્યારે તે ઘરાક ચુકવવા માટે આવ્યો, ત્યારે તે આફીસમાં દાખલ થવાને ના પાડી, પણ દરવાજા આગળ ઉભો રહી, તે બીલનો એક છેડો પકડી ઉભેલી વકીલ સામે ધરી કહયું, કે તેની ઉપર સહી કરવી.

"પણ અંદર આવોની" વકીલે ઘણી સભ્યતાથી કહયું.

"નહી રે બા" ઘરાક બોલ્યું. "વળી અંદર આવું તો તેનું બાડુંબી "ચારજ" કરો."

એનતોન્યો, આપરા બેઉ તરફનાં પ્યારને ખાતર મારાં વાહલાં બચ્ચાંને સંભાળજો. જુવો, તે ક્યાં છે. તે એટલું નાતવાન પણ ઘણું ખુબસુરત છે. હું એની આગલથી જલદી ચાલી જાવુંચ! અરે કેટલી જલદી! અરે તમે કેવા ભલા છેવો," જેવું તે બાળક તેણે હાપમાં ધરયું કે તેણી દચકાં ખાઇ બોલી, "મારે ખાતર એની સંભાળ રાખજો એનતોન્યો."

"હું જ્યાં સુધી એનુ રક્ષણ કરીશ ત્યાં સુધી એને કોઇ પણ જાતનો સંતાપ કરવાની ગરજ પડશે નહી." ફાધર ઈગનેટીપસ તેણીને પોતાના મોટા દગલામાં વીટાળી બોલ્યો. ત્યાર પછી તે બચ્ચાંને તેની માની છાટી પર મેલી તેઓને પહાડ પરથી લઇ ચાલ્યો અને જ્યારે તદન થાકી જતો ત્યારેજ થોડો વાર ઉભો રહેતો હતો. એક ઝુંપની માફક તેને તેણીને બીછાણાંપર મેલી અને તેની બાજુએ પોતે ગુડણુમંડયે પડયો. તેની સાથના બીજા જોગીઓ અંદર આવ્યા, પણ તેઓની તેણે દરકાર કરી નહીં; તે ફકત પેલા મનમોહન ચેહેરા તરફજ ટીકયા કરતો હતો. તેને અગાઉના દહાડાઓ પુર જોસથી યાદ આવવા લાગ્યા, કે જ્યારે તે રૂપેરી નદીની નજદીકનાં ગામમાં કેવા સુખી દહાડા આ સુંદર બાનુ સાથે પસાર કરયા હતા.

રહયા અને બીજી જોવાની હંમેશ આદત પડી ગઇ, તેથી ગરીબ બીચારી નાટાલીનાં મોહતથી તેને ખુશાલી લાગી, જ્યારે તેનાં બચ્ચાં માટે કોઇ જાતનો વહાલ તેને હતોજ નહી.

ઘણાંક વરસો સુધી ફાધર ઇગનેટીપસ બીહતો હતો, કે જે છોકરાને તે નાટાલીને ખાતર ચાહવા શીખ્યો હતો, તેને તેનો બાપ કદાચ બોલાવી લે, પણ એક દીવસે ખબર આવી કે કાઉન્ટ કોઈની સાથે મરાયાથી મારયો ગયો હતો.

એનતોન્યો જે દીવસે નાતાલી અને તેનાં બચ્ચાંને સેંટ બરનારડનાં મપમાં લઈ ગયો તેને બરોબર પા સદી થઇ છે. જે બીછાનાં પર નાટાલી પચીશ વરસ પર સુતી હતી તેજ બીછાના પર ફાધર ઇગનેટીપસ હમણાં સુતો છે. તેનો ચેહરો જોકે જંજાલથી ઘણો બદલાઈ ગયો છે તોપણ ખુબસુરત લાગે છે. તેની કાળી આંખો રાતનાં અંધારામાં ટીકે છે. દુઃખનો છાપ તેમાંથી જતો રહે છે અને હસતો ચેહરો નજરે પડે છે. તેની આસપાસ જોગીઓ, તેનાં માનીતા સં[illegible] સાંભળતા ઉભા છે કે જે હવે તેઓ પાસથી હમેશ[illegible] રહે છે. તેનાં માથાં આગળ એક જુવાન્યો છે. [illegible] ચેહરો સફેદ થઇ ગયો છે અને [illegible]

## જાહેર ખબરો.

❋ શપટેમબર ૧૮૯૨. ❋

પુસ્તક ૪ થું.] શ્રી [અંક ૭ મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❋ લખનારાં—પારસી બાનુઓ. ❋

મુંબઈ:
કયસરે હિન્દ રેતીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગ ઉપર રૂ૩;
પાસ્ટેજ ૬ આના.

# સ્ત્રી મિત્ર.

## સાંકળિયું—આગસ્ટ ૧૮૯૨.





ગીરીમાં ભાગ લેતી હતી, પણ પીરોજા, તેણીની માતાની નરમાશભરી શીખામણ ભુલી ગઈ ન હતી, કે કોઈબી જાતની પુશકલ દલગીરી, એ એક જાતનું એકલપેટાપણું છે અને તેથી તેણીએ મુંબઈમાં પણ કાંઈ મજાહ મલશે એવા વીચારો કરવાને બનતી કોશેશ કીધી. ગુલ મજાહ માટેનાં વીચારો કરતી ન હતી, પણ ફકત દીનબાઈ સાથના તેણીના અભ્યાસના વીચારો કરવાની કોશેશ કરતી હતી, કે જેથી તેણી જયારે બાઇજીનાં હાથ હેઠલ પાછી જાય, ત્યારે તેવણને મેહનત આપે નહી.

ફરીથી સાતમી જુન અને ગુલની વરસગાંઠનો દીવસ આવ્યો. જયારથી તેણી મરચંટ હાલમાં આવી રહી હતી, ત્યારથી તે દીવસને જેમ દીનબાઈએ પોતાનાં બચ્ચાંઓને શીખવ્યું હતું તેમ ગંભીરતાથી જોતાં શીખી હતી—તે દીવસ, કે જે શાંતપણામાં વીચાર કરવાને, તેમજ ઉપકાર અને ખુશાલી બતાવવાને અને દર વરસે તેઓ પોતાની જીંદગી માટે વધારે અને વધારે જવાબદાર બનતાં હતાં, એ પ્રમાણે શીખવતો હતો—તે આખો દીવસ ગુલ હમેશ કરતાં ઓછી ખુશાલ દીસતી હતી તેમાં કાંઈજ અજબ થવા જેવું નથી. ગયાં વરસમાં ખરેખર તેણીને ઉપકાર અને ખુશાલી બતાવવાનાં ઘણાં કારણો મલ્યાં હતાં, પણ તેણીનાં જેવું દીલ અને મન તે બનાવો દલગીરીનાં વીચારો વગર યાદ કરી શકે નહી. દીનબાઈએ તેણીની અસાધારણ દલગીરીપર સાંહજ સુધી કાંઈ ધ્યાન આપ્યું નહી, કે જયારે તેવણે તેણીને એક ઊંચાડી બારી આગલ ઘણા વીચારમાં ગુંટાયલી ઉભેલી જોઈ. ખુરશેદ તે બારી આગલ મુકેલાં સુંદર ફુલોનાં કુંડામાં પાણી સીપતી હતી. દીનબાઈ ગુલ આગલ આસ્તેથી ગયાં અને તેણી આસપાસ પોતાનો હાથ વીટાલી પ્યારથી બોલ્યાં—

"મારી વાહલી ગુલ, તેં આજે આખો દીવસ પુરતી ગંભીરતા અને પુરતી ચુપકીદીથી વીચાર કીધો છે. હવે વધારે વખત એવા વીચારો હું તુંને કરવા દેવાની નથી. ગયાં વરસમાં દલગીર થવા જોગ બનાવો ઘણાં બન્યા છે તે હું કબુલ કરૂં છું, પણ તેમ તુંને ઉપકાર માનવાનાં ઘણાં કારણો મલ્યાં છે."

"દીનબાઈ માસી, હમણાં હું કાંઈ મારી આગલની ચાલનો વીચાર નહી કરતી હતી—હું તો—"

"શું દીકરી! જરાકબી અચકાયા વગર મને કહી દે."

"જે બધાં માટે હું તમુને આભારી છઊં તેનો જરાબી બદલો હું તમુને કદા કદીબી વાલી આપશ નહી," ગુલે ઘણાં જુસ્સા સાથે જવાબ દીધો, "જે દીવસથી હું તમારા ઘરમાં એક અસુખી, આજારી, નીરાધાર બચ્ચાં તરીકે આવી હતી. ત્યારથી તે આજ સુધી તમોએ મારીપર જે માયા અને ભલાઈ કીધી છે, તે માટે હું કેટલી દીલોજાનથી તમારી આભારી છઊં તે સાબેત કરી આપવાને હું કદી કાંઈ પણ કરી શકશ નહી. મારાં બીચારાં પોતાનાં માએ મારી ધાસ્તીભરી માંદગીમાં મને છોડી ગયાં હતાં અને તમે ફકત તનની નહી પણ મનની તંદરોસ્તી મને પાછી બક્ષવાને શું નથી કીધું? મારી ચાલચલણુથી તમુને જે દુઃખ અને ચીંતા ઉતપંત થઈ હતી તે સઘલું ભુલી જઈ રાત અને દહાડો મારી આગલ બેસી રહયાં અને ફકત મારી તનદરોસ્તી અને સુખ પાછું મેલવવાના ઉપાયો અને વીચારો કરવા લાગ્યાં. અરે, દીનબાઈ માસી, તમારાં ઘેરમાંનાં બધાં માણસો પોત પોતાની ફરજો બરાબર બજાવી તેઓનો ઉપકાર અને પ્યાર બતાવી આપે છે—હું તો કાંઈજ કરી શકતી નથી અને કદી પણ કરી શકશ નહી. અરે જો મારેથી કાંઈબી થઈ શકે!"

"મારી વહાલી ગુલ, તુંને સીંહ અને ઉંદરની વાત યાદ છે?" દીનબાઈએ ગુલને ઘણા વહાલથી પાસામાં લઈ તેણીને કીસ કરી પુછયું, "હું ઈછુંછ કે હું કોઈ દહાડો જાલમાં નહી સપડાઈ જાઊં, પણ તે સઘલું છતાં મારી વહાલી દીકરી, તુંને મારા ઉપકારનો બદલો વાલવાની ઘણી તકો મલશે, પણ એવા કોઈ વીચારથી તું તારા જીવને કંટાલો ના આપ. તું ખાતરીથી માનજે કે પ્યાર અને વીશ્વાસ શીવાય બીજો કાંઈ પણ બદલો હું તારી પાસેથી માંગતી નથી."

તેવણ ઉપલું બોલતાં હતાં, તેટલામાં પીરોજા હાથમાં એક નાનુ બંદલ લઈને ઓરડામાં દાખલ થઈ.

"મમા, આએ તમારે વાસ્તે હમણાજ પુણેથી આવ્યું છે, સાથે એક ચીઠી પણ છે તેમાં જલદીથી નહી મોકલવા માટે મી૦ બેનેટ માફ માંગે છે અને લખે છે કે ગઈ રાતેજ કબુલાત મુજબ તે આપણુને મલતે, પણ કેટલીક જોઈતી ચીજો મુંબઈથી વખત સર આવી નહી અને તેથી તેમ બની શક્યું નહી. મમા, એ બંદલમાં શું છે તે જાણવાને વાસ્તે મને એટલી તો ચટપટ થાય છે કે તે હું પોતેજ અહીંયાં લઈ આવી."

"પીરોજા, કોઈ બીજે વખતે તે ચીજ શું છે તે જણાવવાને ના પાડી તારી એવી ચટપટ માટે તુંને સજા કરતે. હમણાં હું તેમ કરી શકતી નથી, કારણકે તેમ કરતાં તો મને પોતાને પણ સજા થાય. આએ બંદલ મને આજે સહવારે જરૂર જોઈતું હતું, પણ હું ખુશી છઊં કે આજેજ તે આવી પુગ્યું. મારી વહાલી ગુલ, તારા માસા અને હું તારી વરસગાંઠ ભુલી ગયાં નહી હતાં" અને આમ બોલતાં બોલતાં તેવણે તે બંદલ ઉગેડી તેમાંથી જણુસ મુકવાનો એક સુંદર દાબડો બહાર કહાડયો, તેમાં ગુલનું ઘડીયાલ, સાંકરી તથા બીજી જણુસો જે તેણીએ મેહરી કાકીને વેચવા આપી હતી તે તથા દીનબાઈએ તેણી માટે રાખેલી થોડી જણુસો હતી, પણ તે એવી તો સરસ રીતે ગોઠવેલી અને સાફ કીધેલી હતી, કે તેણી કદાચજ તે ઓલખી શકે.

"મારી દીકરી, તારી જણુસોનું શું થયું હશે તે વીશે તેં કોઈ દહાડો કાંઈબી પુછયું નહી તેથી શું તુંને તે વીશે કાંઈજ ચટપટ થઈ નહી!"

"હું જાણુતી હતી કે તે મારા કરતાં વધારે સારા હાથમાં હતી," ગુલે ધ્રુજતા હોઠો સાથે જવાબ દીધો. "મને લાગ્યું કે તે મારી પાસેથી કહાડી નાખવાની કોશેશ કરવા પછી મને તે ઉપર કશો હક હતો નહી."

"મારી વહાલી ગુલ, હું જાણું છું કે એ જણસો ઘણી દુ:ખ ભરેલી બાબદોની યાદ આપે છે અને તેથી તેમાં વરસગાંઠની એક ભેટ ઉમેરયા વગર હું તે પાછી તારે હવાલે કરશ નહી"—અને આમ બોલતાં તે દાબડાનું ઉપરનું ઢાંકણું ઊંચાડી તેમાંથી તેવણે એક સુનાની સાંકરી તથા એક સુંદર ઉમદા કારીગરીની બ્રેસલેટની એક જોડી કહાડી—"કે તેથી તે ભેટના ખુશી ભર્યા વીચારથી આગલી દલગીરી ભરી વાતો ભુલી જવાય. મને ફકત એકજ કબુલાત તારી પાસે લેવાની છે," તેવણે ઘણા આતુર પણ ધીમા અવાજે કહ્યું, જ્યારે ગુલે તેવણનો ઉપકાર માનવાની કોશેશ કીધી, પણ તેણી ફક્ત તેવણનાં ગલાંને વલગી રહવા શીવાય બીજું કાંઇ પણ બોલી શકી નહી. "મારી વહાલી દીકરી, મને વચન આપ કે આએ જણસો વેચવાની તુંને કદી પણ લાલચ થાય તો પેહલાં તે મારી આગલ લાવે."

"ચાલો હવે આપણે ગુલને આએ બધી જણસો પેહડાવીએ. મમા એને જલદી પેહડાવો," ગુલ જ્યારે દીનબાઈએ માગેલું વચન આપતી હતી, ત્યારે પીરોજાએ એકદમ ખુશીમાં આવી જઈ કહ્યું, "હું જોવા માગુંછ કે એ પેહડયા પછી કેવી લાગેછ."

દીનબાઈ ઉઠયાં અને હસ્તાં હસ્તાં તેવણે ગુલના ગલાં પર સાંકરી અને હાથમાં બ્રેસલેટ પેહડાવી, જ્યારે પીરોજા એકદમ ખુશાલીમાં જરાકબી અચકાયા વગર તે તાંકણાને અનુસરતી થોડીક કવીતાની લાઇનો બોલવા મંડી ગઈઃ—

"ઓ હડીલી દુલ્લી તું છોકરી નાહાન,
તેં કદરદાન વાહલાં તારાં કીધાં હેરાન;
કીધી જેઓએ તુંને પ્રીતથી મોટી,
તેઓને અંતે તું નીવડી ખોટી;
નામ તારાં સારાંને લાગીજ ખેલલત,
બંદીને બેડી થાય તારૂં સેવટ;
સોનાની સાંકરીના આંકડા છુટા કરયા,
સુંદરતેણીનીગરદનઆસપાસતેજોડયા;
પસથારાં ખીસાડી બાંગડી ધીલી કીધી,
સુંદર ગુલના હાથોપર તે ઓલવી દીધી."

હવે આપણને મરચંટ હાલ અને તેનાં સુખી રેહેવાસીઓને છેલ્લી સલામ કરવી જોઈયે. દીનબાઈએ પોતાનાં બચ્ચાંને આપેલી કેળવણી અને તેઓ માટેની કાલજી અને સભાળનો બદલો તેવણને આ દુન્યામાં મળે છે યા નહી, વળી સરાફ તથા પટેલનાં કુટુંબનાં માબાપોની કેળવણીથી તેઓનાં બચ્ચાંપર કેવી અસર થઈ છે અને આ ત્રણે કુટુંબનાં બાળકો દુન્યામાં કેવી રીતે આગળ વધે છે તથા તેઓનું બવીષ કેવું નીવડે છે, તે જાણવાને જો અમે અમારાં વાંચનારાંઓમાં કાલજી ઉતપંત કીધી હોય, તો અમે મોટી ખુશીથી તેઓ જે હેવાલ માટે ઈછતાં હોય, તે આપીશું. અમે કબુલ કરયે છીયે કે અમારી વાર્તા હજુર પુરી થઈ નથી; અમે તો ફકત દીનબાઈનાં પોતાનાં કુટુંબની ઘર કેળવણીનો ચીતાર આપ્યો છે. તેની અસર કેવી થાય છે, તે માટે બીજા ચીતારની જરૂર છે અને જેવી ઉલટ અને સચ્ચાઇથી અમે એક માતાના પ્યાર, ચીંતા, કાલજી અને જંજાલનું ચીત્ર આપવાની કોશેસ કીધી છે, તેવીજ ઉલટ અને સચ્ચાઈથી શરાફ, પટેલ અને મરચંટનાં કુટુંબોમાં **"એક માતાની કેળવણીનો બદલો"** ચીતારવાની કોશેસ કરીશું.

**(સમાપ્ત.)** TWO OLD MAIDS.





# સાત લાખની સુનામાય.




કરી સુનામાય, મારા જીવમાં જીવ છે, તેટલાં હું તુંને સહેકાણે પડેલી જોવા માંગુંચ. મુફીના જતાંને બેહેસ્ત, તે ખોદાએ ઘણુંબી આપ્યું છે, પણ આજનો વખત કેવો બુરો આવ્યો છે, તે વીચારવું જોઈયે, મને તો જમશેદજી મોતીશા ઘણો સારો છોકરો લાગે છે, પણ——

"શું માસીજી? કેવી રીતે ઘણો સારો છોકરો લાગો? મેં તમોને ઘણી વખત કહ્યું છે કે ઉતાવલે પરણીને એકાંતમાં પસ્તાવું નથી, પણ પુરતી ખાતરી કરીનેજ બવીષનો સાથી મેળવવો છે. તમારાજ બોલોમાં 'મુફીને જતાંને બેહેસ્ત,' એ ખરી વાત છે. પણ તેઓએ જે સવખતે મેળવેલું છે, તે કાંઈબી સારાંજ કામમાં વપડાય એવો મને બવીષમાં સલાહ આપનાર ધણી હોય, તોજ મારા મુરબીઓબી બેહેસ્તમાં ખુશી થાય કેની? જેમ તેઓ કાંઈ સાથે લઈ ગયાં નથી, તેમ હુંબી લઇ જવાની નથી. તેથી અમારાં ખાનદાનનો પૈસો સમારગે ખરચાય, તેવોજ કોઈ સારા સખાવતી ખવાશનો દુરઅંદેશ ખાવીંદ હું પસંદ કરશ." સુનામાયે વાજબી જવાબ દીધો.

એ સદગુણી સુનામાય સોલીશેઠનાં ખાનદાનની એકલી વારસ દીકરી છે, જે પોતાનાં આવાંમાસી અને તેવણની એક જવાન દીકરી હીલાં સાથે કોટેકોટનાં એક કુસાદે મકાનમાં રહે છે.

"હા, માયજી, સુનામાયનાં બોલવાને હું તદન મળતી થાઉં છું." હીલાં, જેણીબી પોતાની મસીયન બેહેનનાં જેવીજ શીયાણી અને સાલેસ છે, તેણીએ સુનામાયનાં બોલવાને ટેકો આપ્યો અને અહીં માસીજીએ એ વાત નાંખી દીધી; તેટલાં એક પારસી જવાન અરધા ઈંગ્રેજી અને અરધા યાહુદી દરેસમાં હોલમાં દાખલ થયો અને પેલી બેઉ બાઈઓને ઇંગ્રેજી ઢપ પ્રમાણે નમ્યો.

"કેમ છો માસીજી, તમારાં ગડબડયાં કોટની કાંઇ ખબર?" આ બોલનાર જવાન કોઈજ નહી, પણ જમશેદજી મોતીશા (પણ તેવણના પોતાના બોલોમાં બોલયે તો જેમ્સ મોતીસા) હતા, જેવણ ગોવાલ્યા તળાવપર રહેતા હતા, તેણે આવતાંને વાર માસી આગળ ખુરશી ખેંચી ખબર પુછી.

"આપણે શું કહીયે બા, ખબર ને અંતર, આએ સુનામાય ને હીલાં કંઇ 'કયસુરે હિન્દ'માં વાંચીને બોલે, તે સમજયે છીયે." માસીજી આએ પારસી જાંગલાને નીચેથી ઉપર સુધી જોઈ હરખાતાં બોલ્યાં.

"ત્યારે હવે તમે બોલો બાઇઓ, કે તમારાં ગુજરાતી પેપરમાં શું વાંચવા જોગ આવેચ?" જેમ્સે પુછ્યું, કારણ તેવણ ગુજરાતી પેપર સાથે માથું દુખવે, તેવા ન હતા.

"આજ કાલ 'કયસર'માં કુમલાકાકા ઘણુંજ ઠીક અને ચાલુ વખતને બંધબેસ્તું લખે છે." હીલાંએ આગળ ચલાવ્યું.——

"છટ તેમાં શું? પણ તમે ડરબીની સરતમાં પેલો 'લાન્ફ્લેસ' ઘોડાએ દોઢ લાખનો ગાંસડો કોઈ ગરીબ છોકરાને લાવી આપ્યો છે, તે વાંચ્યું કે? કેવી ખબર છે?" જેમ્સને કુમલાકાકાનો જોલાબ નહી પસંદ પડવાથી વાત ફેરવી તોલી.

"જમશેદજી, તમારાબી ઘોડાઓ બેંગલોર અને હૈદરાબાદ ગયા હતાની?" હીલાંએ યાદ આપી.

"અરે આજ કાલ કરતાં ત્રણ વરસ થયાં, મારા હીરા જેવા ઘોડાઓ પાછળા પડેચ. આજે ત્રણ વરસપર મારા શેર અલીએ પુણામાં પહેલ્લો આવીને ગવરનરનું કપ લીધું હતું, પણ ત્યાર પછી હજારોનાં ખરચે એકબી ઘોડો જીતતો નથી. તે હવે શું કરીયે? હવે તો પુણાની આવતી સરતપર નરીબને ઓરવેલું છે." જમશેદજી જાંગલાએ અફસોસ કીધો.

"જમશેદજી બા, હવે તો ગામેગામ ફરવા કરતાં પરણીને ઘેરબારનાં થઈ જાવો." માસીએ ભમરડો ઘુમાવ્યો, પણ સુનામાય અને હીલાંને તે ગમ્યું નહી. જમશેદજીબાએ હાવકે મોંઢે જવાબ આપ્યો કે હવે તેજ વીચારમાં તેવણ હતા. "માસી જુવોની—"

તેટલાંજ નોકરે આવીને એક ચીઠી સુનામાયનાં હાથમાં મુકી.

"એ કોણની ચીઠી સુનામાય?" માસીએ પુછ્યું.

"દોરાબશાહ દમન્યાની, તેવણ લખેચ કે હું આજે તમારો હીસાબ લાવશ." તેણીએ ચીઠી વાંચી ટુંકમાં કહ્યું.

"એ દોલુ દમન્યો શું ઘેરેચ? કલમનું વહીતરૂં કરતાં બસ કંટાલતોજ નહી કે? એને કહો કે મુંગો મુંગો દમન જઈને કાંઈ બાપીકાં ખેતર હોય તેની ઉપજ નીપજ કર, બાકી મુંબઈમાં એના જેવા ગામડયાઓનો દહાડો કોઈ દહારે ઉઘરે નહી."

"અરે બીચારો એક મારગી ને કુંજરો તો દેખાયચ." માસી વચ્ચે પડયાં.

પણ પેલી બેહુ બાઈઓનાં ચેહરાપર સાફ કચવાત દીસતો હતો.

"જમશેદજી, તમોને ખબર નહી હશે કે મેશરસ જેમ્સ હાલટનની કંપનીમાં દોરાબશાહ હમણાં મેનેજર થયાચ અને ત્રણસોનો પગાર છે અને વલી ઉપરની દલાલી કાંઈ કંપનીનાં કાયદા પ્રમાણે મલેચ, તે જુદી. ત્યારે તેવા એક ગ્રહથને દમણનાં પુણામાં જવાની શી જરૂર?" હીલાંએ જાંગલાંની ખાતરી કીધી.

"બાપીકાં ખેતર અને જાગીર એ બીચારાની હતે તો એ જવાન વલી એટલો તો ખંતી અને ઉદયોગી છે કે તેને સુધારવા અને વધારવાને તે ચુકને નહી, પણ તે તો સર્વે સાહુકારોનાં હાથમાં પડીચ અને ત્રસ્ટીઓએ એ ઉમરમાં આવે તેટલાં સર્વે વગેસગે કરી દીધુંચ, તોપણ દોરાબશાહ નાખી દેતાં મહીને દહાડે ચારસો રૂપ્યા કમાએચ અને તે સાથે એની લાયકી અને પ્રમાણીક નોકરીનાં બદલામાં એ આફીસનો વડો ભાગ્યો જેમ્સ વેલાત જશે ત્યારે એને ભાગ્યો કરી જશે એમ સમજાયચ." સુનામાયે સમજ પાડી.

બીચારા જમશેદજીને આ વખતે ગરમી પડી આવી અને તેવણે સેંટથી પમરતા રોમાલે પોતાનું કપાલ લુછ્યું અને અંહીં તેની મુલાકાતણી ખલાસ થઈ.

"એ જી બરાયો જમશેદજી ઘણો સોવામનો છે જો. જાણે નરો નરો મગોલ." માસી તે જાંગલાની એસ્કાઈને વખાણવા વગર રહ્યાં નહી.

હવે દોરાબશા દમણ્યા કોણ છે તે વીશે જાણવું જોઈયે. એ લાયકીવાલો જવાન નાનપણથી મા બાપ વનાનો પોતાની ફુઈ ભેગો મુંબઈમાં આવી વસ્યો હતો. એના બાપની જમીન અને જાગીર વગર દેખરેખે પોરતુગીસ સરકારનાં હસ્તકમાં ગઈ અને બાકીની પુંજી સાહુકારો અને ત્રસ્ટીઓના હાથમાં ગઈ, જેમાંથી કાંઈ નીરજીવ ગુસારો એ જવાનને મલતો હતો. કંઈક પુરતી કેળવણી લઈને દોરાબશાહ નાનપણથીજ ઈંગ્રેજ વેપારીને ત્યાં નોકરીએ રહયો, જ્યાં પોતાની ભલી ચાલથી પોતાનાં સીનીઅરનો સારો ચાહા મેલવ્યો. વલી ત્યારથીજ સુનામાયને ત્યાં ઓલખાણ પડેલી હોવાથી, તેણીનાં ઈસતેતનોબી એજ જવાન હીસાબ રાખતો હતો, ટુંકમાં તે સારો અને સાલેસ હતો, આજના કેટલાક પારસી જાંગલાઓમાંનો તે ન હતો. આપણાં માસીને તે કોઈ બોલ્યો ગામડયોજ જણાતો હતો, તેવણ સુનામાયને એમજ સમજાવતાં કે જમશેદ જેવો વાતચીતમાં હોશયાર ને વળી સોહામણો વર પસંદ કરવો. પણ એ સદગુણી વીચારવંત છોકરી જાણતી હતી કે આજ કાલ જે આઈતી દોલતના દલ્લા પર આખાખાઉ જવાનો પરણવા નીકલે છે, તેમાંનોજ આ જમશેદ મોતીશાબી છે. તોએ પણ તેણીની ખાતરી હતી કે કંઈ આખી મુંબઈનેજ એ "મેન્યા" લાગો હતો નહી, આએ પચરંગી મુંબઈ નગરીમાં એવા પૈસા પર પરણનારબી જેમ રહે છે, તેમ વળી ઘણાંએક માએનાં પુત અસરાફજાદાઓનોબી 'કાંઈ ટોટો નથી. જેમ મોતીની સીપમાંથી એક સરખા દાણા મલતા નથી, કોઈ સરસ ને નમુનાદાર નંગ નીકલે છે તો કોઈ ખોડ ખાપણનાંબી મલી આવે છે, તેમ આ મુંબઈ શેહેર પોતાના પેટામાં તરેહવાર રંગ રૂપને ખાસીયતનાં માણસો રાખે છે. સુનામાયે છુપે નામે એક ચીઠી લખી કહાડી જેમાં હીલાંબી સામેલ હતીઃ—

**મી૦ જમશેદજી જહાંગીરજી મોતીશા જોગ—**

જત સાહેબને અરજ કરૂંચ, જે કોટમાં તબાકની પોલમાં ટેમુલજી તાંતરાના ઘરમાં પહેલા માલના પાછલા ઓરડામાં એક ગરીબ બચરવાલ વીધવા બાઈ ઘણી બીમાર છે. તેણીનાં નાનાં બચ્ચાંને આજ કાલ પાલનાર કોઈ નથી, તેથી તેણીને આપ સાહેબ કાંઇ મદદ કરશો એવી આશા છે.

**સખાવત.**

એજ ચીઠીની એક બીજી નકલ તેણીએ દોરાબશા પર પણ મોકલી. ત્રીજે દહાડે બલી સુનામાય પોતાની ભરીયત બહેન હીલાં સાથે ઉપલીજ વીધવાને ત્યાં ગઈ. તે સાંકડાં માલ-

ના અંધારા ઓરડામાં તમામ કંગાલ્યતનોજ દેખાવ હતો. "ખરેખર આપણાં પારસીઓમાં જો પેહલી સખાવતની હાજત જોશે તો આ ગરીબોને સસતાં હવા વાલાં મકાનોનીજ છે," પેલી ભલી બાનુંઓએ અફ્શોશ કીધો. તે વીધવાએ પોતાની કાંહાણી કહેતાં જણાવ્યું, જે હાલેજ કોઈ બીચારા પારસીએ મારી દાદ લીધી અને મારે વાસ્તે દવા, પાંઉ, બીસ્કીટ વગેરે મોકલી આપ્યું, એટલુંજ નહી પણ ઈરાંનીને ત્યાંથી છોકરાંઓને સારૂં ભોણું મોકલતું કીધુંચ. ખોદા તેનું ભલું કરે તે મારી દુવાથી સુખી થાય, હવે હું જરા સાજી થઈને પછી તો મારી નોકરીએ જવસ. "તે ભલા પારસીએ પોતાનું નામ કાંઈ કહયું હોશેની?" સુનામાયે પુછ્યું.

"નહીજી નામતો કાંઇ નહી કહ્યું પણ દેખાવે તો બીચારા સાદા અને સાલેસ હતા. ત્યાંથી સુનામાએ તે વીધવાને દીલાસો દઈ રજા લીધી.

જમસેદજી જાંગલા પોતાના વેપારમાંથી એટલે શેર બજારની ઉઠલ પાઠલ જોઇને ઘેર આવ્યા, ત્યારે તેવને પોતાંની ટેબલ પર એક ચીઠી પડેલી જોઈ તે ઉખેડીને વાંચતાં તેવનનાં ભવાં ચહડયાં.

'છટ, "નોનસ્નસ," આજ કાલ એજ કેટલાકોને વેજ્ઞું લાગુંચ, વીધવાઓનાં ફંડમાં ભરો ને પારસીઓની કંગાલ્યત વધી ગઈચ. એવા જયાં જાવો ત્યાં રોંદરા, અહીં કોણ જાણે કેવા દહાડા જાએચ તેની કોઇને થોડીજ ખબર છે? આજે વરસોથી ઉમેદ બાંધી બેઠો છે, કે પેલી સાત લાખની સુના સાથે નક્કી થાય તો પરણીને પૈસે ટકે સુખી થાઉં. ડોસાં તો ઘણું ખુશી દેખાય છે. પણ આજકાલની દુકતીઓ નકામી ડહાપણ દોહોવે છે. હવે આપણાં સોલીશેટનાં સુનાબાઈજી સખાવતમાં નામ કહાડવા નીકળ્યાં છે અને એની ગમ કાંઈ મચક આપતાં નથી. વળી પેપરોમાં વાંચ્યાથી પુરી સાવચેત થઈ ગઈ છે. પણ અહીં કોણ એવાંઓની "કેર" કરે છે, એવાં સેંહેંકડો 'કુમલાકાકા ને બેહેલીકાકા કાંય નહી લખના. હવે આપણેથી સુનામાય તરફ ઢલી જઈને એક વખત લગન નક્કી કરાવી દઈયે અને જનમના નચીંત થઈ જઈયે. બાકી આજકાલ નસીબદેવી તો રૂઠેલી છે." એ આપણા જમશેદજી જાંગલાન. મનન વીચારો હતા.

પણ તેવણને થોડીજ ખબર છે કે પેલી વીધવા બાઈને મદદ કરનાર સાથેજ બીજે દહાડે સાત લાખની સુનામાયે પોતાનું ભવીષ નક્કી કીધું છે, જે જવાન કોઈજ નહી, પણ દોરાબશા ફમણગો હતો. જ્યારે એ વાત પેલા આફતી દોલત પર દીવાલી કરનારને જણાઈ, કે તેવણ બહારગામ ઉપડી ગયા અને આ નેકબખત જોરૂં એકમેકનાં સુખમાં જનમનું સુખી થયું, તેમજ ગરીબોની દાદ લઈ છુપે હાથે સખાવત કરતું રહ્યું.

દી. દાવર.



## સ્રી મીત્રાચારી.



આપણે કોઈ કોઈ વખતે જોઇયે છીયે, કે કુંવારાઓ ઘણી વખતે દોસ્તીનાં ગાંઠો બાંધવા ઘણા તૈયાર હોય છે, પછી તે ઓરત હોય યા મરદ, જે જો કે ઘણી વખતે ઉમદા, બીનસ્વાર્થી અને સાચી હોય છે, પણ કોઈ વખતે હસવા જોગ અને જોખમ ભરેલી હોય છે. કારણ કે બે સ્રીઓ, જેને બચપણ પસાર કીધું હોય અને તદન ભરજુવાંનીમાં એકમેકમાં તદન મશગુલ રહે અને જાહેરમાં ખુબ કોહતીઓ અથવા કજીયા કરે, તે સાધારણ અક્કલને એટલું તો નાખુશ લાગે છે કે જ્યારે તે બેવકુફાઈ ઓછી થાય છે, ત્યારે ખરેખર તે ખોટું લાગે છે. પણ જો બે સ્રીઓ જેઓને ખુદાએ અતલગનાં સગાં, ભાઈ અથવા બેહન કોઈનીબી બક્ષેશ કીધી ન હોય, અને તેઓ મન મોટું કરી દુન્યામાં ફરે, એકમેક પર પ્યાર કરે, ટેકો દે, દીલાસો દે અને જે સંબધ બેહેનો કરતાં વધારે હોય, તે દેખાવ મારે કહેવું જોઇયે કે ખરે આબરૂદાર અને જોવાને મનપસંદ લાગે છે.

એક જુવાન સ્રી અને મરદ વચ્ચેની દોસ્તી ઘણીક વખતે સ્વચ્છ અને ભોલી હોય, તોપણ તે આખતરો મુશકેલ અને વારંવાર જોખમભર્યો હોય છે, એટલો તો જોખમ ભરેલો કે અરધી દુન્યાં તે માનવાની નથી. માબાપો અને વાલીઓ ખુદરતી રીતે, એક જુવાનયો જો તેઓનાં ઘરમાં આવતો હશે અથવા તેમની ખુબસુરત છોડીઓ સાથે ફરતો હશે, તો અડચણ લેશે અને વાજબી રીતે કહેશે કે "આવે તો સારી ધારણાથી આવે, નહી તો કદી આવેજ નહી." એટલે આખાં કુટુંબનાં મીત્ર દાખલ અથવા ઓલખાંણ પીછાંણનો હોય તેમ, પણ ખાશ છોકરીનાજ મીત્ર દાખલ નહી. જો કે તે બીચારો જુવાંનીઓ, કે જેની આવક પુરતી ન હોય, અથવા જેને પરણવાનો ધીક્કાર હોય અને ફકત દોસ્તી બાંધવાનાજ વીચારથી પગલાં ભરતો હોય, તો તેને બહુ ભારી પડી જાય છે. તોપણ આ ઉપાય સૌથી ડહાપણભર્યો તેમજ સરસ છે.

ઓરતો વચ્ચેની મીત્રાચારી અલબત્તાં એવાં જોખમથી મોકલી હોય છે, તોપણ તેમાં ચોક્કસ જાતની જોખમદારી તો છે. બે સ્રીઓ વચ્ચેની મિત્રાચારી કદાચીતજ લાંબો વખત ટકી શકે છે. આ ખુલ્લી સચ્ચાઇ છે કે જેઓ પોતે સાચાં અને, પ્રમાણીક હોય છે, તેઓનેજ ખરા મિત્રો મલી શકે છે.

પણ એવાં લોકોના સંબંધમાં તમે આવો, કે જેઓની આખી જીંદગીના દુઃખ અને ફેરફારો છતાં ઘણાં થોડાજ ખરા મિત્રો રાખેલા હોય તે છતાં તમોને પણ વલગી રહે; કારણકે મિત્રાચારીની ખુબી જાણવાને વરસો જોઈએ છે. જો તેઓ ઘણુ ખરૂં એજ મિત્રોની અથવા દુન્યાની ફરીયાદ નહી કરે, જે-માંના સઘલા લોકોજ કાંઈ કોઈ ભલા મરદ અથવા સ્ત્રીને હંમેશાંજ ખોટું બોલતાં નથી. અગર તમારી પર જો તેઓ બેહદ પ્યાર ન બતાવે અને તમો છુટે દીલે જેટલું હેત કરો, તે કરતાં રતી ભાર પણ વધારે માંગે નહી, કદીબી કાંઈબી બાંહાંણા વગર બીજાઓની વાત તમારી આગળ કરે નહી અને જેમ તમો, બીજાઓની આગલ તે તમારી સઘલી વાત કરે, તે ધીક્કારથી જુઓ, તેમજ તેબી કરે—ત્યારે ને ત્યારેજ તમો ખાત્રી રાખજો અને એવા મિત્રો જ્યારે તમને મલે ત્યારે લોહડાંના ઈસકોરની માફક મજબુત કરી તમારા દીલમાં તેઓને રાખજો.

કદીબી તેમણે જવા દેતા ના, કોઈ જાતના ફેરફારથી તે તમારી આગળથી ઘસડાઈ જાય તેમ કરતાં ના અને તેઓની જગોએ નવાને આવવા દેતા ના. તેઓ સાથે ઘણી ધીરજ રાખજો, જેમ તેઓ તમારી ભુલચુક ચલાવી લે, તેમ તમોબી તેઓ સાથે કરજો, અંજાણપણે થતો તુચ્છકાર, બેદરકારી, અથવા ગુસ્સો જે આ દુન્યામાં સર્વે સોસે છે અને કરે છે, તે સઘલું ચલાવી લેજો. મેં આગળ કહ્યું તેમ ખરી મિત્રાચારીનું મુળતત્વ જે વગર તે ટકી શકતી નથી, તે પુર્ણ છુટાપણું છે.

એક વખત મિત્રાચારીની ખાત્રી થઈ, ત્યારે તે પ્યારની માફક હંમેશાં ટકી રહેવી જોઈએ, પણ તે તેમ ટકી શકતી નથી; આ સંસારી દુન્યાનાં સુખ દુઃખમાં ઘણીક સાચી મિત્રાચારી ધીમે ધીમે જતી રહે છે અથવા તો બેઉ તરફ-વાલા, જેમ સાંપ પોતાની વર્ષની કાંચલી ઉતારી નાખે છે, તેમ તેઓ એક મેકને ખેરવી નાંખે છે—જોકે આ હું બીહને કહું છું કે સાંપના જેવો ખવાશ માણસને લાગું પડે છે—આ સચ્ચાઈઓ એટલી તો સાધારણ છે, કે દલગીરીથી તે કબુલ કરવું પડે છે. પણ ત્યાં એક ત્રીજી ખરી બીના છે ને તેવીજ દલગીરી ભરી અસાધારણ બીના જેને યાદ કરવી જોઈએ; આપણે એક મિત્ર ખોહી દીએ—પણ મિત્રાચારી ખોહી શકતાં નથી, અથવા તો કદીબી ખોહવાતી નથી. દેખઈતી રીતે કદાચીત તે હસ્તી ભોગવતી ન હોય, પણ જ્યારે પહેલેથી આપણે તે રાખી હોય, ત્યારે હંમેશ સુધી ટકશે, એમ માનતાં હતાં, તેથી તે હોય તેમજ સમજવું જોઈએ. તેની ફરજો, તેની ખુશાલીની માફક જતી રહેશે, પણ તે મિત્રોનો આપણી પરનો વીશ્વાસ અથવા કબુલાતો ત્યાર પછી તોડવાનો આપણને કશો હક નથી. અહીંયાં એક ફરીયાદ છે, જે મારે ઘણી દલગીરી સાથે સ્ત્રીઓની સાંમે લાવવી જોઈએ, જેને માટે પુરૂષો કરતાં સ્ત્રીઓનો વધારે વાંક છે. આપણે ગુપ્ત વાત મનમાં રાખી શકયે છીએ—હું સઘલા ઠપકા છતાં સોગંદ લઈ કહી શકુંછું કે આપણે તે રાખી શકયે છીયે. પણ કયાં સુધી જ્યાં લગી તે આપણી પર ભરસો રાખનાર એક મિત્ર છે ત્યાં સુધી, અગરજો તે સંબંધ તુટે કે કપ દેવુંકે તે બહાર નીકળી પડે છે! નીંદા અથવા કજીયાથી નહી તો ફેફડા-તથી, નહી તો ત્યાર પછી વગર વીચારે અને તે વખતે સે-હલાઈથી ભુલી જવાયે છે, કે જે જલદીથી રૂઝાઈ જતે, તેને સારૂ હજારો ચીજો ખોલાયે છે, અને થાયે છે, તેને માટે કાંઈ-બી બદલો મલતો નથી. ખોવાયેલી મિત્રાચારી જો ચોકસ થાય અને હવે તે વધારે વખત હસ્તી ભોગવવાની નથી એવું મા-લમ પડે તો ગંભીરાઈથી તે ચુપચુપ દાટી નાખવી જોઈએ.

બાનુઓ,—પ્રીય મારી બેહેનો! આપણી દોસ્તી સાચી હોય કે ખોટી, સમજુ હોય કે મુર્ખ, મુવેલી હોય કે જીવતી, તોપણ તેને પવીત્ર રાખતાં તો આપણે શીખવુંજ જોઈએ! આપણાં કરતાં તો મરદો એ બાબદમાં ચઢતા છે. એક ખરો મરદ ખુશીથી અથવા બેદરકારીથી પોતાના દોસ્તનો વીશ્વાસઘાત કદાચીતજ તે વખતે નહી તો ત્યાર પછી કરશે. વળી તે પોતાની ધણીયાંણીને પણ કહેશે કે "હું તુંને આ કહી શકતો નથી—મને આ કહેવાનો કાંઈ હક નથી." અને તેણીમાં કાંઈબી સારી લાગણી હોય તો એમ કહેવાને માટે તેણી તેને વધારે ચાહશે અને માન આપશે. એક મરદ, જેનો દોસ્ત થોડો વખત આગમચ તેને મનથી સરસ હતો અને સ્ત્રીઓની માફક જ્યારે દોસ્તી તુટે છે, ત્યારે કવચીતજ તેને માટે ખરાબ બોલે છે, જે ઘટતું કહેવાનું હશે તે બોલશે, પણ એક બોલ વધારે નહી, બાકીનું સઘળું ચુપકીદીમાં દાટી નાખે છે, જેમ કીધાથી સઘ-ળી બદી દુર થાયે છે.

અરે! બધું છતાં સ્ત્રીઓને પોતાની મિત્રાચારીમાં જે શી-ખવું જોઈએ તે ચુપકીદીની પવીત્રાઈ છે—બહારનાં પ્રમાણમાં ચુપકીદી, ગેર ઈનસાફીની વચ્ચે ચુપકીદી અને વારંવાર એક બીજાની વચ્ચે ચુપકીદી જોઈએ. એક મિત્રનો સૌથી સરસ સદગુણ તેની જીભ બંધ રાખવામાં છે, જોકે આ બીજી નીતીની માફક હદથી જીયાદા હોય તો તેપણ ભુલ ભરી થઈ પડે છે અને કોઈ વખતે નુકશાન કરે છે, તોપણ છુટી જીભ કે જે અરધો કજીયો, ગેર ઇનસાફી, અપમાનનું મુળ છે, તેના જેટલી ભંયકાર ઈજા કરતી નથી.

દરેક જુવાંન કે ઘરડી સ્ત્રીને મિત્રાચારી શરૂ કરતી વખતે, જેને તે મિત્ર કહે છે, તેને તે એસકાબ લાયક છે કે નહી, તેની સંભાળ લેવી જોઈએ, જો તેમ હોય તો બરોબર વીચાર કરીને આતુરતાથી તે વધારવાની અવશયની છે. તેણીના સઘળાં જોર ને સુખ સાથે તે બોજો ઉપાડવાને તૈયાર રેહેવું જોઈએ અને બીજું એકે તેણીની મિત્ર ગમે એવી નીવડે, તોપણ મોટાં મનથી ઠેહાવ કરવો જોઈએ કે તેણી પોતાનો ભાગ સારી રીતે કરશે અને પોતાની ફરજ એખલી ને ખરાં અંતઃકરણથી બજાવશે. ખરેખર સઘળા બહારના સુખમાં સૌથી મોહું સુખ તો તમારૂં દીલ વફાદાર, માયાળુ, ખરી, લીલી સુકી પડેલી તેવી સહી આગળ ખોલી શકો તે છે અને જે વરસો જતાં ઘટવાને બદલે સામું વધે, પ્યાર ને આભાર સાથે તેણી યાદ કરે કે "મારી એક સાચી મિત્ર છે."

જાઈજી.



# ⊙ ટીપુ સુલતાન. ⊙

## પ્રકરણ ૨૯ મું.



પુની આ મોટી શેકાર કરવા જતી ટોળી ખરેખરજ ઘણી રળીઆમણી અને ભપકાદાર લાગતી હતી. નજદીક પા માઇલ જેટલો ખીણનો ભાગ તેનાં લશકરે એવી રીતે ઘેરી લીધો કે તેઓનાં હાથમાંથી કાંઈબી છટકી જવા પામે નહી.

કેટલોક વખત વેર તો તેઓને કાંઇ પણ શીકાર મલ્યા નહી, સીવાય કે થોડાંક ગરીબ હરણો જેઓ બીચારાં આ શેકારીઓના હાથમાંથી પોતાનો બચાવ કરવા જતાંજ જમીન દોસ્ત થતાં હતાં. તરેહવાર કદ અને રંગનાં જુદી જુદી જાતનાં પક્ષીઓ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ઉડી, શેકારીઓને મેહનત તેમજ રમુજ આપતાં હતાં. પણ અત્યાર સુધી તેઓમાંનું એક પણ સપડાયું ન હતું.

અંતે તેઓએ ઘણો વખત રાહ જોવા પછી બે વીકાળ વાઘોને બરાડા મારતાં તેઓનાં કોતરમાંથી બહાર આવતાં જોયાં અને પચાસ માણસોએ તેઓની પુઠે લાગી, આ બહાદુર જાનવરોનો ઘણી મેહનત સાથ નાશ કર્યો.

તેઓ થોડા આગળ ગયાં, તેટલાં તે લોકોએ એક ઉંચો ટેકરો જોયો, કે જેની ઉપર કેટલાક હાથીઓ એકઠા મલ્યા હતા.

"ચાલો!" સુલતાન બોલ્યો, "અમો પોતેજ એઓનો નાશ કરીશું. અથવા તો બીજા ઘોડાઓનીજ મદદ લઈશું. ચાલ ખાન અને તું મીર સાહેબ અને આ સઇયદ ગફુર. જોઇયેચ તો તમો મને કેવી જાતની મદદ કરી શકોછો. જોઉંચ તો કાસમબલી હવે મને બતાવ કે તારામાં નેમ ટાંકવાની કેટલી શકતી છે:—બીસમીલ્લા?"

"બીસમીલ્લા! તેઓ સઘળાં સાથે બોલી ઉઠયાં અને પોતાના હાથીઓને પેલી જગા ઉપર ધસ્યા લઈ ગયાં. તેઓ થોડાક વાર ગયા નહી, તેટલાં સુલતાનનો હાથી હાઇદર કે જે સર્વેથી પેહલો જતો હતો તેને પોતાની સફેદ સુંઢ ઉપર કરી અને ધીમે સાથે એક બુમ મારી, જે પરથી માલમ પડયું કે તેઓની આગલ અથવા પાછલ કાંઇ પણ છુપાયલું હતે.

"શાબાશ હાઈદર?" સુલતાન બોલ્યો, "તુને આજે ખરેખર સરસ ખોરાક મલશે. ચાલ બેટા આગલ ચાલ!"

તે અમીરી પ્રાણીએ જાણે સમજયું હોય તેવો દેખાવ કર્યો અને મહાવતના કાંઇ પણ હોકમ વગર પોતાની ઝડપ વધારી. તેજ વખતે એક બંદુક ફોડવામાં આવી અને તરતજ તેથી ફાયદો થયો, કારણ કે બે ઘણુંજ ખુબસુરત દેખાવનાં વાઘો સામી ઝાડીમાંથી નીકલી આવ્યા. તેઓમાંનો એક થોડો વખત ઉભો રહી ગયો અને પોતાની પુછડી હીલવતાં મગરૂરી સાથ પોતાની સામે ઉભેલા હાથીઓની હારને નીહાલવા લાગો. બીજો ત્યાંથી નાહસી જવાની કોશેશ કરતો હતો, પણ તેની પછવાડે એક ગોલી તાંકવાથી તે પાછો ફર્યો અને ભયંકર બરાડા સાથ પોતાની આગળના હાથી ઉપર હુમલો કર્યો. થોડી બંદુકની ગોલીથી તેઓએ તેને જખમી કર્યો અને પછી થોડા જણ તે નાહસી જતો હોવાથી તેની પુઠે લાગા.

કાસમ અને ખાન પણ તેની પુઠે જવાની તૈયારીમાં હતા, પણ તેટલાં પેહલાનું ધ્યાન સુલતાન તરફ ખેંચાયું. સુલતાને પેલા બીજા વાઘ ઉપર ગોલી ફેંકી તેને જખમી કર્યો હતો અને બીજી મારવા જતો હતો, પણ ગોલી વાઘને લાગવાને બદલે બીજે ઠેકાણે જઇને પડી અને તે હેવાન ઉશ્કેરાઈ જઇ સુલતાનનાં હાથી હાઇદર ઉપર ઉછાલો મારવા ગયો. હાથી તેની સાંમે ઘણો મજબુતીથી લડયો અને જેવો વાઘ તેને ગલે વલગવા ગયો, કે તેને લાત મારીને નીચે તોડી પાડયો, પણ તરતજ તેને ઉભો પઇ તે હાથીનો પગ પકડયો અને પોતાનાં સઘલાં બળ સાથ તેને ચીરી નાખવાની કોશેશ કીધી.

ફોકટમાં સુલતાને બંદુક ફોડવાની કોશેશ કરી, પણ હાઇદર એમથી તેમ પછાડા મારતો હોવાથી ફરીથી તે નેમ ચુકી ગયો. કાસમ તરતજ આગલ ગયો અને બીજાઓ સાથ તે પણ બંદુક ફોડવાની તક સોધતો હતો, પણ તેઓ તેમ કરતાં હતાં તેટલાં એક ઉંચા અને મજબુત દેખાવનો સીપાહ—કે જે સુલતાનની નજરમાં બહાદુર દેખાવા માટે મોતની પણ દરકાર કરતો ન હતો,—હાથમાં નાગી તલવાર લઇ ત્યાં ધસ્યો આવ્યો અને પેલા વાઘની પીઠપર એક સજ્જડ ઝપાટો માર્યો. તે હેવાનનાં દીલમાંથી લોહીની ધાર વેહવા લાગી અને પોતાનાં હાથમાંનો શીકાર છોડી તેને ભયંકર અને દીલ ધ્રુજવનાર બરાડા સાથ પાછું ફરીને જોયું અને પેલા સીપાહપર ઉછાલો માર્યો. તે તેની સાથ મરદાનગીથી લડયો, પણ યા તો તેનામાં ઝાઝી ચાલાકી નહી હોય, યા તો તે વાઘમાં હદથી જયાદા જોર હોય, કારણ કે પેલા હેવાન આગળ આ માણસનું કાંઈ પણ ચાલ્યું નહી. એક પળકારાની અંદર વાઘે તે ગરીબ બીચારા બહાદુર માણસને પુરો કરી નાખ્યો. હવે કાસમને એક સારી તક મલી, કારણ કે જેવો વાઘ પેલાને બેજાન કરી ઉડવા જતો હતો કે તરતજ તેને બંદુક ફોડી અને તે હાઇદરના પગ આગલ લમ્મર ખાઇને પડયો. તેનું મરતી વખતનું દુઃખ ઓછું કરવા હાઇદર હાથીએ એક "ફુટબોલ"ની માફક તેને પોતાના પગ તલ્પે રગડી નાખ્યો.

"બસ, બસ! ધરડા હાઈદર" સુલતાન કે જેને પુરતા આચકા લાગા હતા તે બોલ્યો, "બસ, બસ, હવે એ મરી ગયો

છે—અને તે માટે આપણુ પેલા દોસ્તનો ઉપકાર માનવો જોઇયે,—કેમ હજી તુંને સંતોષ નથી મલ્યો. ચાલ ત્યારે તુંનેબી જરા ખુશી કરયે" અને તેને ફરીથી પોતાની બંદુક ફોડી. દેખઇતી રીતે તેથી હાઇદર સંતોષ પામેલો જણાયો, કારણ કે થોડા વખતમાં તે શાંત થઇ ગયો.

જ્યારે માહવત હાથીનાં પગપરનો જખમ તપાસવા નીચે ઉતર્યો ત્યારે સુલતાંને પેલા બહાદુર મરણ પામેલા માણુસ વીશે થોડી ઘણી ખબર કાઢી, પણુ તેને ત્યાં કોઇ ઓલખતું હતું નહી. તે ગરીબ બીચારાનાં શરીરને એક દોલીમાં નાખ્યું અને હાથીને કાંઈ પણુ ગંભીર ઈજા નહી થયલી હોવાથી તેઓ સઘલાં પાછાં આગલ વધયાં.

ચાલતાં ચાલતાં સુલતાંને કાસમને મુબારકબાદી આપી. "અએ જવાન તું આજે મને ઘણો કામ લાગો છે. જો તું નહી હને તો મારા હાઇદરને સખ્ત જખમ થયા હતે, પણુ ચાલો હવે સઘળાં ઉતાવલ કરો. વળી આગલ ચાલતાં આપણુને કાંઈ મલશે."

અને ખરેખર તેમજ થયું. જેમ જેમ તેઓ આગળ વધતા ગયાં, તેમ તેમ શેકાર કરવા લાયક જનાવરો પણુ તેમને વધારે મલવા લાગાં; ફરીથી એક રીંછ તેઓની સામે થયો અને આગલાનીજ માફક તેનો પણુ ખુરદો કરવામાં આવ્યો. આસપાસ એમથી તેમ બંદુકો ફુટવા લાગી અને તેમ કરતાં એ માણુસોને સજજડ જખમ પણુ થયા.

તેઓ જ્યારે ખીણુની નજદીક છેડેના બાગપર આવ્યાં, કે સુલતાન એકદમ ઉભો રહી ગયો. બીજાઓ તેની પછવાડે જલદી દોડી ગયા અને ત્યાં તેઓએ દીલ ઉસકેરનારો દેખાવ જોયો. તેઓની જમણી બાજુની સાઇડ પરના ખડક પર ત્રણુ હાથીઓ તેઓના જોવામાં આવ્યા. જેઓમાં એક મોટો હાથી હતો, જ્યારે બીજાં તેની માંદા અને બચ્ચું હતાં.

તેઓમાંનું કોઇ પણુ બોલ્યું નહી. પણુ સઘળાં ઇતેજારીથી ચુપ થઈને ઉભાં. કારણુ કે તેઓ સઘળાં વીચારમાં પડયાં, કે આ હાથી જ્યાં ઉભો છે, ત્યાંજ તેની ઉપર હુમલો કરવો યા તેને તેઓની વધારે નજદીક આવવા દેવો. ઘણુંક જણુઓ નીચલાં મત સાથ મલતાં થવાથી સુલતાન ત્યાંજ તેની વાર જોતો ઉભો રહયો. તેને ઉસકેરવા માટે તેઓએ મોટા પોકાર માર્યા. જંગલનો અમીરી શેહનશાહ તેનીજ જાતનાં પણુ તેની સામે લડવા શીખવેલા દુશમનોની સાંમે દોરા ધુરકતો ઉભો. તેની ઝીણી નાની આંખો ઉશ્કેરણીથી ચમકતી હતી. તેનો દેખાવ ઘણો જંગલી લાગતો હતો. પોતાની આસપાસ ઉભા રહેલા દુશમેનો ઉપર હુમલો કરી, તેઓથી છટકી જવું, યા તો તેમ કરતાં મરવું. એવો ઠેહાવ તેનાં મોઢાં પરથી પ્રગટ દીસ્તો હતો. તે કાંઈપણુ હીલ્યા ચાલ્યા વગર થોડો વખત વેર સ્થંભ ઉભો રહયો. પણુ તે વખત વીચાર કરવાનો ન હતો. જેવી સુલતાને પોતાની બંદુક ઉરાડી કે આસપાસ સેંકડો ગોળીઓ તેની ઉપર ફેંકવામાં આવી અને ગુસ્સા તથા દુઃખની અગન સાથ તેણે પોતાની નજદીક ઉભેલા એક હાથી પર હુમલો કર્યો. ગમે તેટલી ગોળીઓ તેની પર ફોડવામાં આવી, પણુ તેણે કશાંની દરકાર કરી નહી. તે ઘેલો થઇ ગયો હતો અને ફકત પોતાનું વેર લેવા માંગતો હતો. ફોકતમાં પેલા હાથીના માહવતે તેને પાછો ફેરવવાની કોશેસ કરી, કે જે બીકથી થરથર ધ્રુજનો હતો. પણુ તે જંગલી જનાવરને પોતાની જાતવાલા સામે સેહજ પણુ વેર ન હતું. જ્યારે આસપાસનાં સઘળાંઓ કાંઈ પણુ મદદ કરી શકયા વગર ઉપલો દેખાવ જોતાં ઉભાં રહયાં હતાં, તેટલાં પેલા જંગલી હાથીએ માહવતને પોતાની સુંઢથી ઊંચકી લીધો અને હવામાં આસપાસ ફેરવી જમીન પર છુટી નાખ્યો. દરેક જણુ ગભરાઈ ગયાં અને તેની પર સંખ્યાબંધ ગોલીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો. પેલા જંગલી હાથીએ એમ કીધાથી માહવતને છોડી દીધો અને જોકે તેને ગંભીર અને ઘણાં જખમો થયલા હોવા છતાં ત્યાંજ પડી જવાને બદલે તે જંગલમાં નહાસી ગયો.

"એની પુઠે જાવો? એની પુઠે જાવો?" સુલતાંન બોલ્યો, "યા માહમદ? શું આ હેવાન તમારી દહાડીમાં ધુલ નાખી જાએ? ઈનશાલ્લા? હજીથી હમે એને પકડીશું, જે એને મારી નાખશે તેને સો રૂપયાનું ઇનામ મલશે."

સઘળાં જણુંએ સુલતાંનના ઉપલા બોલો સાંભળી પોતાના ઘોડાઓ દપતાવ્યા. પગે ચાલતાં માણુસો વતીકણી આગળ જવાની કોશેશ કરી. તેઓ પેલા હાથી પાછળ એટલા તો લાગા હતા કે રસ્તે મલતા બીજા કાંઇ પણુ શેકારની દરકાર કરી નહી. અંતે ઝાડીમાંથી બે ચીત્તાઓ નીકળી આવ્યા અને તેઓ આગળથી જતાં દરેક જણુ ઉપર હુમલો કરવાની કોશેશ કરી, પણુ તેઓની પણુ કોઈએ દરકાર કરી નહી. છેલ્લે પછવાડે આવતાં લશકરે ઘણી મેહનતે તેઓને ઠાર કર્યો.

પેલો રહયો મને દેખાય છે?" થોડેક છેતે ગયા પછી સુલતાંને બુમ પાડી અને પોતાની બંદુક પેલા જખમી થયલા હાથી તરફ ટાંકી. પવીત્ર અલ્લા, તે આવે છે? સઘળાં તૈયાર રહો—ચાલો તમારી બંદુક ફોડો.

તે અમીરી પ્રાંણી પોતાની સુંઢ ઉપર હવામાં ફેરવી બરાડા મારતું તેઓની નજદીક આવતું હતું. તેની સાથ બીજા બે હાથી હતા, જેમાંની એક મોટી હાથણુ સાથ તેનું એક ભેસનાં જેટલાં કદનું બચ્ચું હતું, જ્યારે બીજો એક વચલે વાંધેનો હાથી હતો. પેલો જખમી થયલો હાથી એક છેલ્લી કોશેશ કરી પોતાને તેમજ પોતાની હાથણુ અને છોકરાંને છોડવવા માંગતો હતો. તેના દીલપર પચાશ જખમો પડયા હતા અને તે ઘણો નાતવાન થઇ ગયલો દીસ્તો હતો. જેવો તે આગળ ધસ્યો આવ્યો કે ખાને મોતેથી બુમ પાડી, "કાસમ· એની આંખપર! એની આંખપર! તેમ કરવાથી જલદીથી નીકાળ આવી જશે." હજી તો ખાન પોતાના બોલો પુરા કરે નહી, તેટલાં તે પ્રાંણીના મગજ પર ગોલીઓનો વરસાદ વરસ્યો. તે થોડો વખત જમીનપર ધ્રુજતો ઉભો રહી ગયો, તેની સુંઢ જે ઊંચે હવામાં હતી તે નીચે પડી અને તેની સાથ તે પણુ

જમીન દોસ્ત થયો અને થોડો વખત તાણુ તોડ કરી મોતની શાંત ઊંઘમાં પડયો. કાસમે પોતાની ગોળી બરાબરજ જગાએ ટાંકી હતી.

"શાબાશ! શાબાશ! તે મરી ગયો છે?" સુલતાને ઉશ્કેરાઇ જઈને બુમ પાડી. ચાલો હવે બીજાનો નીકાલ કહાડો. પેલાં નાનાં બચ્ચાંને મારતા ના. પેહેલે પેલી હાથણને મારો–પણ ધ્યાનમાં રાખજો કે તેણી હમણા ઘણાં ઝનુનમાં ચઢી હશે."

પણ તેણીએ પેહેલે તેવો કાંઈ પણ દેખાવ કર્યો નહી. તેણી પોતાનાં બચ્ચાં સાથ ખડકને નાકે દોડી ગઈ અને પછી પોતાના દુશમનો તથા પોતાનું બચ્ચું–કે જે ભયની કાંઇ પણ ફીકર વગર હજી પોતાની માતું દૂધ પીવાની કોશેસ કરતું હતું–લઈ ઉભી રહી. કોઈ કોઇ વેળા તેણી એવો તો દુઃખ ભરેલો સાદ કહાડતી હતી, કે જો તેણીનો શેકાર કરવામાં જરાબી દયાની લાગણી હતે તો તેઓ તેને સાંજ છોડી ચાલી જતે. કોઈ વખત તેણી દુઃખથી ઘેલી થઇ, તેઓપર હુમલો કરતી, પણ નીરાશ થઇને પાછી ફરતી.

"યા, અલ્લા? તેઓ એ ગરીબ બીચારી તથા તેનાં બાળકને છુટી જવા કાંય નથી દેતા? જો ખાન, એ કેવા દીલ પગલાવનારા બરાડા મારે છે. પેગમબરના નામથી કહું છું, કે હવે હું મારી બંદુક ફોડવાનો નથી. નહી હું તેમ કરી શકતોજ નથી."

પણ બીજાઓએ પોતાનો હુમલો જારીજ રાખ્યો અને દેખાયતું હતું કે તેણી હવે વધુ વખતવેર ટકી રહે નહી. તેણીએ ફરીથી એક વખત જીવપર આવી, બચાવ કરવાની કોશેસ કરી, પણ તેણીને ફરીથી પાછું હઠવું પડયું અને તેણીનો વીલાપ તથા નાનાં બચ્ચાંનો બરાડો વધારે છાતી ફાટી જાય, તેવી લાગી.

"ખોદાને ખાતર તેણીને કોઇ આ દુઃખમાંથી છોડવો, ખાન બોલ્યો. ફકત એક ગોળી એનાં મગજપર મારો અને તરત તેણીનો નીકાલ આવી જશે. લે જો? પેલા બીજાઓબી બીજી ગોળીઓ ફેંકવાની તૈયારી કરે છે."

કાસમે પોતાની બંદુક ફરીથી હાથમાં ધરી. બીજાઓ પણ તે વેળાએ પોતાની બંદુક ભરતા હતા. થોડા વખતમાં એક મોટો અવાજ આવ્યો અને તે ગરીબ કાંઇ પણ સાંમે થવા યા તો વીલાપ કરવા વગર જમીનપર બેજાંન થઇ પડી. તેઓમાંના ઘણાંક જણ તરતજ પેલાં નાનાં હાથીનાં બચ્ચાં તરફ ધસ્યાં. તે બચારૂ પોતાની સુંઢ વતી તેની માને ઊઠાડવાની કોશેસ કરતું હતું. પણ અફસોસ, ફોકતમાં! તે કાંઈ ચમતકારી રીતે ગોળીઓના મારામાથી બચી ગયું હતું અને પોતાના દુશમેનોને સાંમે થવા તેનામાં પુરતી શકતી હતી નહી. સુલતાંન જે આટલો વખત સઘળો તમાસો મુગે મોઢે જોતો ઉભો હતો, તે હવે નીચે ઉતર્યો અને તેના સઘળા અમલદારો–મુસલમાંનથી હીંદુ વેર–એ પણ તેનો દાખલો પકડયો. મોટાં લાકડાંનાં ઝાડ નીચે એકઠાં થએલાં આ વીચીત્ર પોસાકના તરેહવાર માણસોનો દેખાવ ખરેખરજ ઘણો ભપકા ભર્યો લાગતો હતો. તેઓની એક બાજુએ મોટો ઝરો આવેલો હતો, જ્યારે તેઓની પછવાડે સુગંધી ફુલોથી વીતલાએલો ખડક ઉભો હતો. આ ખડકની પાસે પેલી મરણ પાંમેલી હાથણ અને તેનો નર પડેલાં હતાં અને કેટલાંક જણ તેઓના કદનું માંપ લેતા હતા, કેટલાક જણાંઓ અસાર આગમચ પેલા સુવેલા હાથીના દીલપર પોતાની તલવારોનું તેજ અજમાવી ચુકયા હતા અને હવે સુલતાંન તેમ કરી જોવા આગળ આવ્યો. તેમ કરવામાં ઘણુંજ ઘરેલા હાથ સારા જોરની ગરજ છે, કારણકે જો તેમ નહી હોય તો તલવાર મંડાઇ યા તો ભાગી જાએ.

આપણે ઉપર કહ્યું તેમ ઘણા જણાંઓએ પોતાની તલવાર અજમાવી જોઇ હતી, પણ તેમાંથી કોઇએ પણ આપણાં મીત્ર કાસમ કરતાં વધારે જોર થાતો ચાલાકી બતાવી ન હતી. હજી બીજા ઘણાંકો તેમ કરવાની તૈયારીમાં હતા તેટલાં થોડાંક જણાંઓ પેલા નાના હાથીને સુલતાંન આગળ બાંધીને લાવ્યાં. તરતજ કાસમને લાગું કે આગમચ એક બે વખત થયું હતું તે માફક હાલ સુલતાંનની આંખમાં ઘાતકી તેજ ચલકતી હતી અને તેના મનમાં કાંઇ નવો વીચાર સુજ પડયો હોય તેવો તેનો દેખાવ લાગતો હતો.

"એને મજબુત બાંધો," તેણે પોતાના નોકરોને કહ્યું, એવી રીતે બાંધો કે એ હાલી ચાલી શકેજ નહી. તરતજ તેના હોકમ પ્રમાણે તે નીરદોશ દેખાવના બચ્ચાંને દોરડાંથી બાંધવામાં આવ્યું.

"હવે, સુલતાંન પોતાની આશપાશ ફરી મગરૂરી સાથ બોલ્યો, પેગમબરની દુવાથી લોકો અમને આ કશરતમાં હુસ્યાર ધારે છે ત્યારે ચાલો આપણે અજમાવી જોઇએ. આટલું બોલી તેને આશપાસ ઉભાં રહેલાંઓના કમકમાત વચ્ચે તેને પોતાની બાંએ ચઢાવી અને સેહજ આગળ જઇ તે એક પગપર ઉભો રહયો, જ્યારે બીજે હાથે તેને પોતાની તલવાર ઉપર હવામાં ફેરવી અને તેણે તે ગરીબ જાનવર પર ઝીંકાવી, પણ તેમાં પુરતું જોર વાપરેલું નહી હોવાથી ફકત તે ગરીબ પ્રાણીના બરડા પર જખમ પાડયો, જ્યારે તેના દુઃખથી તે ગરીબ પ્રાણી એક માણસ માફક કલાપીત કરવા લાગું. સુલતાંને ફરીથી પોતાની તલવાર અજમાવી, પણ તેમાંથી તેને પહેલેના જેવીજ ફતેહ મળી. આથી તેનો મીજાજ જવા લાગો, "હેફ પડજો એવી તલવાર પર" તે પોતાની તલવાર જમીન પર નાખી દઈ બોલ્યો, "તે બરાબર ચાલતી નથી, નહી તો સારના આ હાથીના બે કકડા થઇ જાત."

ઘણાંક જણાંઓ સુલતાંન નજદીક આવ્યાં અને પોતાની તલવારો તેને આપવાની માંગણી કરી. તેને તેઓમાંની એક લીધી અને પછી આસપાસ ફરીને જોયું. આ વેલાએ તેની આંખ કાંઇ છુપી મતલબથી ચમકતી હતી. "હવે રાખ શેઠ" તેને એક જાડા હીંદુ સાહુકાર તરફ ફરીને કહ્યું, "તું અજમાવી જો."

"અરે મેહરબાન શેઠ," તેને ઘભરાતથી પોતાનાં હાથ જોડી આગળ આવીને કહ્યું. "તમારો ગોલામ કાંઈ સીપાહ બચ્ચો નથી, તેને પોતાનાં જનમમાં કોઈબી વાર તલવાર વાપરી નથી."

"ચુપ રેહ"! સુલતાંને જમીનપર પોતાનો પગ થોકીને કહ્યું, "ઓ હરામજાદા, આ તલવાર લે અને તુંને જો તારી જીંદગીની દરકાર હોય તો એક ફટકો લગાવ, નહી તો તારા બુરા હાલ કરવામાં આવશે."

"પણ તમારો ગોલામ હીંદુ છે." તે બીચારાએ ધ્રુજીને કહ્યું અને હાથીને મારવો હમારા ધર્મમાં સજાવાર નથી.

"ત્યારે તો વધારે સારૂં." ટીપુ ધર્મનાં ઝનુનથી ઉસકેરાઇને બોલ્યો, "કેમ દોસ્તો તમે શું કહોછ? આ કાફર આપણાં ખરા ધર્મનો દુશમન છે; ત્યારે આપણે એને દોજખમાં જવા શું કામ મદદ નહી કર્યે!" આટલું બોલી તે ખરખર હસી પડયો.

"ઘણુંજ ડહાપણ ભરેલું બોલ્યા? ખરેખરજ ઉમદા બોલો! સુલતાંન જેવું ડહાપણ ભરેલું કોણ બોલે છે!" તેની આસપાસ ઉભેલાઓ બોલ્યા, "જો એ હોકમ નહી માને તો એને જાહનમમાં નાખો."

"ત્યારે તો હમારા પવીત્ર સાહુકારજી." સુલતાંને સભ્યતાનું દીલ ધાલી આગલ ચલાવ્યું. "તમે આ તલવાર લેઓ અને આ હાથીને ફટકો મારવામાં તમારૂં સઘળું જોર અજમાવો."

તે ગરીબ બીચારો ફરજનો માર્યો હાથી નજદીક ગયો અને ઘણોજ ધીમેથી તેને ફટકો માર્યો. આસપાસ ઉભેલા મુસલમાનો તેની સાંમે હસવા લાગા અને તે કામ આગળ ચલાવવા સુલતાંનને સમજાવ્યો. પેલા હીંદુને બીજા ફટકાઓ મારવાની ફરજ પાડવામાં આવી, નહી એટલુંજ નહી, પણ ત્યાં ઉભેલા સઘળા હીંદુઓમાંથી એકને પણ બાકી રાખવામાં આવ્યો નહી."

હવે વધુ આ દેખાવ માટે શું બોલ્યે. તે કમનસીબ પ્રાણીનાં દુઃખ વચ્ચે તેનાપર તરેહવાર જાતનાં નબલા તેમજ જબરા ફટકા પડયા, જેમાંથી અંતે મોહતે તેનો છુટકો કર્યો. તેમ થવા પછી સુલતાંન પાછો પોતાનાં હાથીપર જઈ બેઠો અને આ માણુસાઈ વાઘે પોતાની લોહીની તરસ તે દહાડા માટે પુરતી છીપાવેલી હોવાથી તે દહાડે તેને વધુ શેકાર કર્યો નહી.

"અલ્લા અને તેના પેગમબરનાં કશમ ખાઇ કહું છું." કાસમ પોતાનો મુગો ગુસ્સો ઘણો વાર દાબી નહી શકાયાથી ખાન તરફ ફરીને બોલ્યો, "કે ફરીથી જો આવું થશે તો હું એની નોકરી છોડી દેવશ. આ બીજી વખત મેં એના ધાટકીપણાંનો નમુનો જોયો છે; તુંને પેલા ગોધાની વાત યાદ છે કે?"

"હા છે," ખાન બોલ્યો. "મને બરાબર યાદ છે, પણ આ તો બધાંઓને એક કોરે મુકે તેવું ધાટકીપણું હતું. હું ધારૂં છું કે, એની પરણુવાની માંગણી ના પાડવામાં આવી, તેનું આ પરીણામ છે. જયારેબી તેનો ગોસ્સો ખરાબ રીતે ઉસકેરાય છે, ત્યારે તે એમજ કરે છે. જો અલ્લા તેને આ માટે શીક્ષા નહી કરે તો અજબ જેવું કહેવાય—આપણે જોઈશું."

તેઓ થોડા વખતમાં ખીણુમાં દાખલ થવાના દરવાજા આગલ આવી પોંહતા, કે જ્યાં તેઓના ઘોડા તૈયાર ઉભા હતા. તેઓ પોતાના હાથી પરથી ઉતરી તે પર બેઠા અને છાવણી તરફનો રસ્તો લીધો. તેઓ ઉંચી જગાપર હોવાથી તેઓના તંબુનાં સફેદ છાપડાં દુરથી જણાતાં હતાં. તેઓની પછવાડે ફરતી નીલગરીની ટેકડીઓ આવી હતી. નજદીક નજદીકમાં મોટાં મોટાં ઝાડો જોવામાં આવતાં હતાં, જ્યારે મોટાં જંગલની વચ્ચે કોઈ કોઈ ઠેકાણે સારી ખેતી કીધેલી જગા દેખાતી હતી. જે હજારો લોકો શેકાર માટે આવ્યાં હતાં, તે સઘળાંઓ હવે પાછાં ફરતાં હતાં. કોઇ ટોળાંઓ થઈ ગીત ગાતાં, તો કોઇ તે દહાડે બની ગયલા બનાવો ઉપર વાત કરતાં. તેઓની વચમાં થોડીક ગણુત્રીની પાલખીઓ પણ જણાતી હતી, જેની અંદર જનાનખાણુંની બીબીઓ થોડી ઘણી શેકારની રમુજ જોવા આવી હતી.

"આ તો ખાનમની પાલખી લાગે છે." એક પાલખીનો જાણીતો દેખાવ જોઇ કાસમ બોલ્યો.

"હા," ખાને જવાબ દીધો. "મારી બીબીને નહી સોહવાવાને લીધે, મેં આજે તેને આપણી સાથ આવવા જણાવ્યું હતું. હું ધારૂં છું, કે તેણી ઘણું થોડુંજ જોઇ શકી હશે અને નહી જોઇ શકી હોય, તેટલુંજ સારૂં, કારણ કે આજની કટલ ખરેખરજ ભયંકાર હતી. હા? પેલાં ગરીબ બીચારાં પ્રાણીએ કેવી દુઃખ ભરી બુમ પાડી હતી."

"હું ઇચ્છું છું ખાન કે તે બનાવ નહી બન્યો હતે, પણ થયું તે તો થયું, હવે તે કાંઇ નહી બનવાનું તો નહી હતું. ત્યારે બોલીને શું કર્યે. પણ હું એમ પુછું કે આવી મોટી ભીડમાં ખાનમ એખલાં કેમ આવ્યાં! શું એવણુની સંભાળ રાખનાર કોઇ સાથે મળે નહી! કોઇ લુચ્ચો, ચોટ્ટો, તેણીને અપમાન કરતે ત્યારે! "બરાબર છે, પણ હું ધારૂંછું કે તેણીની પાલખી સાથે આવેલા સવારો પાલખી મુકી ગયા હશે." આટલું બોલી તેઓ પોતાના ઘોડાને પાલખી તરફ લઈ ગયા, કેમ એમ કાંય! ખાને હમાલના નાએકને બુમ મારી પુછયું, "કેમ તું અહીંયાં એખલો કેમ છે."

"ખોદાવંદ હમારી સાથ આવેલા સરદારો જણાતા નથી અને આવી મોટી ભીડમાં તેઓને સોધવા કયાં જઇએ."

ખાન સાહેબ, હું ધારૂંછું કે આપણેજ આ પાલખી નજદીક ઉભા રહીએ, "કાસમ બોલ્યો અને અંદર બેઠેલી અમીનાએ તરત તે સાથ પારખી કાઢયો, હું નહી ધારતો કે આ બાનુંને અહીંયાં એખલી મુકી જવી સલામત ગણાય. ચાલ ત્યારે કાસમ આપણે અહીંયાંજ થોભ્યે.

થોડા વખતમાં સુલતાંન કે જેને તેઓ પોતાની આગળ નીકળી ગયલો ધારતા હતા, પણ જે હરણુનો શેકાર કરતાં પછવાડે રહી ગયો હતો, તેને આવતાં જોયો. સુલતાન તથા તેની સાથે આવતાં હથયાર બંધ લશકરનો દેખાવ ખરેખરજ ઘણો જોવાલાએક લાગતો હતો.

"અલ્લાના કશમ ખાઇ કહુંછું કાસમ કે ખરેખર આ દેખાવ ઘણો દીલ ઉસકેરનારો લાગે છે, તેઓને જોઇ એક શીપાઇ બચ્ચાની છાતી મગરૂરીથી ખીલે છે. શું કાસમ તુંને તેમ

નથી થતું? "મારાં મોતી બહાર જો," તેણે અમીના તરફ ફરીને કહ્યું," તારો બુરખો નાખીને બહાર જો, કારણકે સુલતાંનની સ્વારી આવે છે.

"મારું હઈડું ખરેખર ધપકે છે," કાસમ બોલ્યો, "પણ એવી રીતે નહી કે જે સાંમેથી મોટો માણુસ આવે છે તેનેથી જેટલો હું બીહુછું તેટલોજ ચાહી શકું."

"ઇનશાલા?" ખાન બોલ્યો, "થોડા વખતમાં તું આજના બનાવો ભુલી જશે અને પછી તું આપણાં આ ધર્મના થાંબાંને કદાચ મારા જેટલોજ ચાહશે. ઇનશાલા! દુનીયામાં એવો કયો સુલતાંન અલ્લાનો માનીતો છે કે જે પોતાના કાફર દુશમનોને હવામાં છલાંની માફક ઉરાડી નાખે! પણ જો તેમણે બોલાવનો હોય તેવું લાગે છે માટે હું જાઉ છું અને તું કાસમ ખાનમની સાથે રહી, બરાબર છાવણીમાં પોંહચાડજે," આટલું બોલી ખાને પોતાનો ઘોડો સુલતાંન તરફ દપતાવ્યો.

કાસમે ખાનને સુલતાંન સાથ કાંઇ વાત કરતો હોય તેમ હાથ જોડીને ઉભો રહેતાં જોયો પણ થોડા વખતમાં તે તેની નજરથી ગુમ થઇ ગએલો જણાયો.

અને હવે તેણી કે જેને માટે તે કાંઇ મહીનાઓ થયા રાત દીવસ વીચાર કરતો હતો, તેને પોતાની સાથ એખલી જોઇ. તેણે તેણીનાં નાના સુંદર હાથોથી પાલખીનું બારણું બંધ કરતાં જોઇ. કાસમમાં જોકે તેણી સાથ એક પણ બોલ બોલવાની હીમત ન હતી તોપણ ફકત તેણીને એક વખત જોવા, તેણીનો ફકત એકજ બોલ સાંભળવા પોતાની પાસેની ઉત્તમમાં ઉત્તમ ચીજ આપી દેતે. ખરું જોતાં તો પેલી પાલખીમાં બેઠેલી સુંદર નાર પણ તેણીની સંભાળ રાખનાર માટે તરેહવાર જાતનાં વીચારો કરતી બેઠી હતી." તે હજી શું તેણીને યાદ કરતો હશે કે તેનો જખમ બાંધવા તેણીએ જે રેમાલ તેને આપ્યો હતો તે હાલ તેની પાસે હોશે કે? કારણ હજી તેને તે પાછો વાર્યો ન હતો. મરાઠાઓ સામે લડતી વેલાએ તેણીએ તેને માટે બંદુક ભરી હતી તે તેને હજી યાદ હશે કે? તેણી તેઓ વચ્ચે બનેલા નજીવામાં નજીવાં સંજોગો પણ ભુલી ગઇ નહતી, પણ તેણીનાં આ વીચારોમાં તેણી નહી સમજી શકે તેવા અકસમાતથી ખલલ પડી.

પાલખીનાં હમાલો ટુંકે રસ્તેથી ખાનનાં ઘર આગલ જવા માટે એક ગલીમાં વલતા હતાં, તેટલાં તેઓએ સાંમેથી એક હાથીને ઘેલાની માફક મસતી કરતાં જોયો. હાથીનો માહવત તેને કાબુમાં રાખવા માટે ગમે તેટલો મારતો, પણ તેથી શાંત થવાને બદલે તે વધારે ઉસકેરાતો હતો.

હમાલો ધભરાતનાં માર્યાં ઉભા રહી ગયા અને સમજી નહી શકયા કે શું કરવું. ફોકટમાં કાસમે હાથીને બીજે રસ્તેથી લઇ જવા તેના માહવતને કહ્યું, કારણ કે તે હેવાંન એટલું તો બોંહસીલું હતું કે ગમે તેટલું કરવા છતાં જે બાજુ તેને લઇ જવા માંગતાં હતાં ત્યાં ગયું નહી. કાસમે થોડા વખતમાં સઘલો ભય જોઇ લીધો, પણ તેને વધારે વીચાર કરવાને બીલકુલ વખત ન હતો. તેને એકદમ પોતાનાં મીયાનમાંથી તલવાર ખેંચી કાઢી અને હમાલોને પાલખી સાથ એક ખુણામાં જઇને ઉભા રહેવા કહ્યું.

પણ તેઓ તેમ કરે, તેટલાં તો હાથી વધારે છેડાઇને પોતાની સુંઢ ઉભી કરી તેઓ તરફ ધસી આવ્યો. કાસમ હીંમતવાન અને શાંત ખવાશનો હતો, તોપણ પેલા દીવાના થઈ ગયલા હાથીના ચેનચાલા એટલા તો ભયંકાર હતા, કે એક સેકંડ તે પછવાડે હટી ગયો. વળી તે સમજી પણ નહી શકયો, કે હાથી તેની પર યા પાલખી પર ધસે છે. પણ થોડા વખતમાં તેનો આ શક દુર થયો અને તેને જોયું, કે તે પ્રાણીની મતલબ પાલખી પરજ હુમલો કરવાની હતી. તરતજ તે ધસ્યો તે તરફ ગયો અને પોતાનાં સઘળાં જોર સાથ તે જંગલી હેવાનની સુંઢ પર તલવારનો ફટકો માર્યો. આથી તે જનાવર પર પુરતી અસર થઇ, જે જો કે પાછલ હઠયા આગમચ તેને પોતાનાં ભારી દીલના આચકાથી પાલખીને નીચે ગબડાવી નાખી.

કાસમે અમીના, કે જે બહાર શું બનતું હતું, તેથી તદન અંજાણી હતી, તેની ચીચયારી સાંભળી અને એકદમ તે પોતાના ઘોડા પરથી નીચે ઉતરી પડયો. કારણ કે તેની ખાતરી હતી, કે તેણીને સખત ઇજા થયા વગર રહી ન હશે. આ વખત કાંઇ તાજીમતવાજ જાલવવાનો ન હતો તેણે પાલખી સરખી કરાવી, એકદમ તેનું બારણું ઉઘાડયું. તેમાં પેલી સુંદર છોકરીને હીલ્યા ચાલ્યા વગર પડેલી જોઈ, તેણીને બેસુધ થઈ ગયલી ધારી ત્યાં પાણી લઈ આવવા માટે બુમ પાડી, જયારે તેણીનાં માથાંને પોતાના હાથમાં મુકી, જોસ્સા ભરેલા બોલોમાં પોતાનાં દીલનો ઉભરો ખાલી કર્યો.

પાણી તો મળી શકયું નહી. સારાં નસીબે તે બાનુને પણ કાંઇ ગંભીર ઇજા થઇ ન હતી. ફકત ગભરાતથી તેણી સાવજ જેવી થઇ ગઇ હતી. થોડા વખતમાં તેણી પાછી હુશયાર થઇ અને કાસમને પોતાની આગળ જોઇ, ગભરાતથી તેણીએ પોતાનો બુરખો આગલ ખેંચ્યો અને કાસમ કે જે ધ્રુજતા અવાજે તેણીની ખબર પુછતો હતો, તેની તરફ જોયા વગર, તેણીએ ત્યાંથી જતા રહેવાની ગેરહાજરી બોલે અરજ કરી. તે તરત તાબે થયો. જો કે તેણીનો ધ્રુજતો અવાજ બી વધારે વખત સાંભળવા માટે તે પોતાથી બનતું કાંઈબી કરતે. તે ત્યાંથી દલગીરી પણ અદબથી ચાલી ગયો અને વધુ વખત કાંઇ પણ ભય નહી દેખાવાથી તેઓએ છાવણી તરફનો રસ્તો લીધો.

સાંધણ છે. આવાં.



# લેડી ફ્લોરેનસીઆ શેલ.



**ડી ફ્લોરેનસીઆ શેલ** મદ્રાસના ગવરનર સર એલેકઝાનડર -વીનયની બેટી હતી. તેણીનો જન્મ ફીલાદેલીફ્યા ખાતે ૧૭૫૨ માં થયો હતો. તેણીએ માતબર ને બાહાદરશાહી ખાનદાંનમાં જનમી લંડન ખાતે રૂડી કેળવણી લીધી હતી. તેણી જ્યોતીસ શાસ્ત્રની એક વખણાયલી ફીલશુફ હતી. ફ્લોરેનસીઆ વીન્યના લગ્ન એક જાનીતા બહાદુર અમલદાર નામે સર રોબર્ટ શેલ સાથે તા૦ ૧૬મી મે ૧૮૦૯ મા થયાં હતાં. તેણી ૧૮૧૦ માં સર રોબર્ટ સાથે હીંદુસ્તાનમાં આવી હતી. તેણી પોતાના થંડા સ્વભાવ ને લાયકીને સબબે લોકોમાં જાણીતી ને માનીતી થઈ હતી. લડાઈના કામની જંજાલની વખતે એ બાનું સર રોબર્ટ શેલની કીમતી મદદગાર હતી. ઈંગ્રેજ સરકારે આફગાનીસતાનમાં જે મોટી લડાઈઓ કીધી તે સમે લેડી શેલ ઘણી જાણીતી થઈ હતી. ૧૮૪૧ નાં સાલમાં કાબુલ તરફથી ઈંગ્રેજોની સામે હુલડ થયું. ઇંગ્રેજો તરફથી સર રોબર્ટ શેલ હતો તે ઘાએલ થયો. લેડી ફ્લોરેનસીઆને ખબર પડી ત્યારે તેણી વીચારમાં પડી કે આવા વખતમાં કેવી રીતે ત્યાં જઈ શકે. તેણી તરત અફગાનોની દરકાર ન કરતાં ઘોડેસ્વાર થઈ કાબુલથી નીકળી અને ઘણી જંજાલો ખમી સર રોબર્ટને ઘેર લાવી. સર રોબર્ટની બાજુએ ઘણા ઊંદા જખમો થયા હતા, જખમોને જોરે ભેજાંની તાવ ચઢી. તેની માવજત કરવામાં લેડી શેલ પછાત પડી નહી. દીલાસો ને ધીરજ આપી તેણી ભરથારનુ દીલ રીજવતી હતી.

સર રોબર્ટના જખમો થોડા રૂજાયા નહી તેટલાંજ પાછું કાબુલના રેહેવાસીઓએ હુલડ કીધું. ઈંગ્રેજોની ખાતરી થઇ કે શાહ સુજા તથા તેઓની સામે થવાને કાબુલીઓ કબી હતવાના નથી, તે માટે શતાવાલાઓને કીલ્લો છોડવો પડીઓ. ગામમાં દુકાલ પડીયો. ભુખમરો પડવાની ધાસ્તી સૌને પડી. લેડી શેલે ઇંગ્રેજ અમલદારોને સલાહ આપી કે લશકરી છાવણી છોડવી. તેણીએ સારી સલાહ આપી પણ અમલદારોને તે પસંદ નહી આવી. જયારે દુકાળ ઘણો પડયો ત્યારે આદમીઓની ખુવારી થઇ. દેશી સરદારો સાથે સમજુતી કરતાં સર વીલીયમ મેકનોગટન નામનો અમલદાર મારયો ગયો. એવી રીતે એ બાનુની સારી સલાહ જેઓએ તુચ્છકારી કહાડી હતી, તેઓજ હવે પસતાવા લાગા, તેણીનો ભરથાર જલાલાબાદ ખાતે ગયો, લેડી શેલ જાસુસોને હાથમાં રાખી ચોકસ ખબર મેલવી ભરથારપર ખાનગી સંદેસાઓ ચલાવતી. સર રોબર્ટને જે ખબરો તેણીની તરફથી મલતી તે ઘણીજ ચોકસ અને કીમતી હતી. તે ખબરો વીગતવાર હેવાલો સાથે એ સરદાર હીંદુસ્તાનના ગવરનર જનરલપર લખતો તેમાં લેડી શેલના પત્રના ફકરા ઉતારી લેતો, તે પર સરકારના ઠરાવનો આધાર હતો.

કાબુલમાંનાં બ્રીટીશ લશકરપર છેક હાલહવાલી આવી પડી, ત્યારે બાકી રહેલાંઓએ શેહેર છોડી જવાનો બંદોબસ્ત કીધો. અકબરખાન નામના મુસલમીન સરદાર સાથ નક્કી કરી ઇંગલીશ લશકર ૧૮૪૩ માં જલાલાબાદ જવા નીકળ્યું. લશકરની સાથે લેડી શેલ હતી. ડીસેમબરની અધવચ હોવાથી રસ્તો સઘળો બરફથી ઢંકાયલો હતો અને ધુમસ અતીશે હતો. ખાધાપીધાનો ખોરાક તેઓ પાસે કાંઈ હતો નહી. લશકરી છાવની છેલ્લી પસાર નહી કરે તેટલાંજ અફગાનો ઇંગ્રેજોને હલાક કરવા મંડયા. ઘણી પ્રકારની સખતી તથા ખેજારી ખમતુ લશકર આગળ વધયું તેટલાંજ પાછું હુલડ થયું. રોબર્ટ શેલને જખમ થયો, લેડી શેલે સર રોબર્ટની જગા લીધી અને ઇંગ્રેજો તરફથી લડવા લાગી. તેણીને ત્રણ ચાર સખત જખમ થયા. તેણીનો જમાઈ ભાઈબંધ અમલદારને બનચાવવા જતાં પોતે માર્યો ગયો. તેના દુઃખદાયક મરણથી લેડી શેલ અતીશે દુઃખી થઈ, આફગાનોના જુલમથી આગળ રાહ કાપવી ઘણી મુશકેલ થઈ પડી, માટે ઇંગ્રેજ બાનુઓ તથા ઈંગ્રેજ અમલદારોનાં કુટુંબને અકબરખાન સરકારની રખેવાલીમાં સોંપવાની ઈંગ્રેજોને ફરજ પડી. અકબરખાન તેઓને એક કીલ્લામાં લઈ ગયો. તેઓને સલામત પેશાવર પુગાડવાને બાહને પોતાનાં હસતકમાં કેદ રાખવાની એ મુસલમીન સરદારની મતલબ હતી. તેણે બધી સ્ત્રીઓને તે કીલ્લામાં કેદ કીધી. તેઓ પાસે પેહેરવાનાં કપડાં તથા ખાવાપીવાનું ન હતું. દહાડામાં એકજ વખત તેઓને ખાવાનું મલતું. તેઓપર એ ઘાટકી સરદારે ઘણી જફાકારી ગુજારી. લેડી શેલ પોતાની પાસે સદા એક ચોપડી રાખતી તેમાં તેની સર્વે અગત્યની બીનાઓ ઉતારી લેતી, તે ચોપડી આવા સંકટમાં લાવવાને તેણી ભુલી ગઈ નહી. એ નોટ બુક કાબુલની લડાઈની તવારીખ લખનારને ઘણી ઉપ્યોગી થઇ પડી. અકબરખાન સરદારના હવાલામાં કેદ રહેવાને હરેક ઇંગ્રેજ બાનુઓ બીહવા લાગી, જ્યારે લેડી શેલે હીમત ખોઈ નહી. તેણી નાહસવાની હરેક તદબીરો લેતી. પોતાનો જીવ જોખમમાં રહે એવી રીતનાં કોઇબી ઈલાજથી ઇંગ્રેજોનું ભલું થાય તો તે ઈલાજ બતાવવાને તથા તે અમલમાં લાવવાને તેણી પેહેલાં તૈયાર હતી. તેણીએ વીચાર કીધો કે અંહીનાં રખેવાલને મોટી રકમની લાંચ આપવી. પોતાનાં ભરથારને સઘલી બીના જણાવવી. તે પ્રમાણે તેણીએ એક મોટું કાગજ સઘલી બાબદોથી ભરપુર કરી લખ્યું કે હવે લડાઈ કરવાનો વખત છે, તમે આવતી કાલે રાતના બાર વાગતે લશકર લઇને આવો. તેણીએ તે કાગલ ઘણીજ સંભાલથી દરોગાને આપ્યું અને તેને ઘણી મોટી રકમની લાંચ આપવા કહી ત્યારે તે કાગજ લઈ ગયો. તેણીએ બીજે દહાડે સાંજ પડતાં ઘણી ચોકાશીથી પોતે કેવું બહાદુર કામ માથે ઉઠાવ્યું હતું તેની ખબર બધી સ્ત્રીઓને કહી. તેઓ તો સાંભળીને તદન અજબ થયાં કે એક કોમલ બતરીશ વર્ષની સ્ત્રી આ કામ કેમ કરે, તેણી રાતના દસ વાગતે પોતાનાં ઓરડામાંથી નીકળી બહાર પડી. દરોગાએ કુંચીઓ આપી હતી

તે તપાસી જોઈ તો બરાબર નીકળી. તેણીએ કીલ્લાની એક પછી એક બતીઓ આસ્તે આસ્તે બુજાવી નાખવાનું શરૂ કીધું. રાત અંધારી હતી, પવન સખ્ત હતો અને કીલ્લામાં બારનો મોટો તકોરો થયો કે તરત ઈંગ્રેજોનું લશકર ઘણુંજ ધીમું આવ્યું. કીલ્લાના દરવાજા આગલ આવતાંજ સર રોબર્ટ સીસોડી ફોડી. તુરત લેડી શેલ આખો વખત કીલ્લાની ખાનગી રીતે ચોકી કરતી હતી, તેણીએ કીલ્લાનો દરવાજો ખોલી લશકરને દાખલ કીધું. તેણીએ તુરત ઈંગ્રેજ સ્ત્રીઓને જગાડી, ફાલતુ ભાલાઓ પડેલા હતા તે આપ્યા અને પોતે લશકરી હથયારો લીધાં. ઈંગ્રેજ ઘોડેસવારોનાં પગલાં સાંભળી મુસલમીન લશકર જાગયું. બંને વચ્ચે લડાઈ શરૂ થઈ, લેડી શેલ ઘણી બહાદુરીથી લડવા લાગી. આખરે ઈંગ્રેજો ફાવ્યા, મુસલમીન લશકર ઘાહેલ થયું, સરદાર માર્યો ગયો, બાકી રહેલું લશકર નાહસી ગયું. એવી રીતે આ બહાદુર ઉમરાવજાદીની હીકમતથી સર્વેનો છુટકો થયો. તેણીએ મોટી ખુશાલી સાથે બ્રીટીશ વાવટાને આફગાનીસ્તાનમાં ઉડતો જોયો. જે કીલ્લાને માટે ઈંગ્રેજ બહાદુર સરદારો માર્યા ગયા હતા, તે કીલ્લો આ બહાદુર જવાન બાનું સરદારે હીકમતથી જીતી બ્રીટીશ સલતનતમાં નામ કહાડયું.

લેડી ફ્લોરેનસીઆ શેલનુ નામ આખી દુનીયાને જાણીતુ થયું, તેણી માટે ફંડ ઉભું થયું તેમાં મોટી રકમ ભરાઈ, તે રકમમાંથી તેણીને એક ઘણુજ કીમંતી હીરાનુ ઘડીઆલ તથા સોનાની તલવાર ભેટ કરવામાં આવી. લેડી શેલ પેહેલીજ બાનુ ઉમેદવાર ૧૮૪૫ ના સાલમાં યુનાઈટેડ સરવીસ ઈનસ્ટીટયુશનમાં સભાસદ થઇ. તેણીને ગામે ગામ ને શેહેરે શેહેર માન પત્રો મોટાં માન પાન સાથે એનાયત કરવામાં આવ્યાં. આ સઘળું માન મેલવવા માટે લેડી ફ્લોરેનસીઆ શેલ બીલકુલ મગરૂર થઈ નહી. તેણી અચરત થઇ કે મેં દેશીઓનું એવું તે શું ભલું કીધું કે એઓ આટલી બધી તારીફ કરી માન આપે. લેડી ફ્લોરેનસીઆ શેલની તબીયતમાં બગાડો થયાથી તેણી પોતાના વતન ઈંગલંડ ગઇ. પણ સર રોબર્ટ શેલ પંજાબની લડાઈની વખતે મારીઓ ગયો તેની ખબર પડતાંજ પાછી તેણી હીંદુસ્તાનમા આવી. તે ણીના ભરથારનાં મરણ પછી પાંચ વરસે તેણી મોટું માન ને ચાન મેલવી કેપ ઓફ ગુડ હોપ ખાતે તા૦ ૬ઠી જુલાઈ ૧૮૫૩ ના વરસમાં મરણ પામી.

લેડી ફ્લોરેનસીઆ શેલના મરણથી તેણીનાં સગાં વાહાલાંને, વખાણુનારાંઓને જબરી ખોટ ગઇ. તેણીને સારૂ મરનાર સર રોબર્ટ પીલ પારલામેંટના ભાષણમાં બોલીઓ હતો કે, સર રોબર્ટ શેલ વીશે બોલતાં હું મગરૂબાઇ લેઊછું જે લોડ શેલનાં સારાં નસીબે લેડી શેલ જેવી હીમતવાન બાયડી મલી. તેણીએ પોતાની હીમતથી પોતાની જાતને ઝલકાત આપીઓ. તેણી ઈંગ્રેજ સરદાર કરતાં વધારે માન પામી ગઈ છે, તેણીનું નામ આ દુનીયામાંથી કદી જવાનું નથી. તેણીને રાણી તરફથી વરસ દહાડે પાંચસો પોંડનું જે વરસાન મલતું હતું, તે તેણીનાં મરણ પછી તેણીનાં ગરીબ સગાં વહાલાંઓ વચ્ચે વેહેંચી આપવાનો ઠરાવ થયો.

નવાજબાઈ આ૦ શેઠ.





## જેપાનીસોની તંદરોસ્તી જાળવવાની રીતીઓ.




વું કહે છે કે જેપાનનાં લોકો બબ્બે ત્રણ ત્રણ દહાડે નાહે છે અને ઘણાંઓ તો રોજ પોતાનું આંગ ધુએ છે. તેઓ વળી પાણી પણ બહુ ગરમ લે છે. કહે છે કે ૧૧૦ થી ૧૨૦ ડીગરી સુધીનું ગરમ પાણી તેઓ નહાવા માટે વાપડે છે, પણ તેઓ નહાવા પાછળ ત્રણ ચાર મીનીટથી વધુ વખત લેતા નથી. એવાં ગરમ પાણીએ નહાવા માટે તેઓ કહે છે કે એથી શીયાળામાં આંગ ગરમ અને ઉનાળામાં ઠંડું રહે છે. નહાવાથી શરીરને આરામ મલે છે, એ વાત તેઓ માનતા નથી, પણ એવું કહે છે કે ઘણાં ગરમ પાણીમાં જેમ બને તેમ થોડો વખત બેહાથી શરીરને તાજગી મળે છે અને નવું કામકાજ કરવાનું જોર આવે છે, પણ નહાવામાં બહુ વખત કાઢવાથી શરીર સુસ્ત થઈ જાય છે.

જેપાનમાં ઓરતો કદી કોઈ પણ જાતનો દારૂ પીતી નથી પણ મરદો થોડો અને હલકો વાઈન દારૂ લે છે. ત્યાંના લોકોમાં છાકટપણું ઘણુ કરીને બીલકુળ જણાતું નથી.

જેપાનીસ ઓરતો પોતાનાં બાળકોને બબ્બે ત્રણ ત્રણ વરસનાં થાય ત્યાં સુધી ધવાડે છે અને તેઓ જ્યાં જાએ ત્યાં બાળકોને સાથે લઈ જાએ છે. ઘણા નાના બાળકોને માતા એક જોળી જેવી કોઠલીમાં મુકી પોતાની પીઠ પર લઈ ફરે છે. તેઓ ખોરાકમાં અનાજ ખાએ છે, તાજું ગોસ પણ કોઈજ વખત ખાધામાં લે છે અને દુધ તો આજારી હોય ,ત્યારેજ દવાની માફક લે છે. પનીર તેમણે ભાવતું નથી, તેનો સ્વાદ અને વાસ બંને તેઓને અણગમતો છે અને તેઓ તેને ગાયના ગોસમાંથી બનાવેલું કહે છે.

પાપરી, મુળા, વીગેરે તરકારી તેઓ હમેશાં ખાએ છે. કહે છે કે એક જરકીસ મેન પોતાની નાની ગાડીમાં એક મુસાફરને બેસાડી તે ગાડી ખેંચી જાય છે અને એક કલાકમાં ચારથી આઠ માઈલ સુધીની મંજલ કાપે છે. વળી એક દહાડામાં ૩૦ માઈલ ચાલે છે અને એ પ્રમાણે ઘણા દહાડા સુધી ચાલુ રાખે છે અને ખોરાકમાં તે ફકત અનાજજ લે છે. જો આ વાત ખરી હોય, તો એ ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે ગોસ્તના કરતાં અનાજનો ખોરાક બહુ પુષ્ટીકારક હોવો જોઈયે.

S.

# સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

માતા ફકત દયાળુપણાથી શીખવે છે......પુરૂષો રાજ્ય અધીકાર ચલાવે છે અને કીરતી મેળવે છે; અને હજારો ઉજાગરા કીધેલી રાતો અને હજારો ભોગો કે જેથી એક માતા તેના દેશને માટે એક લડવઈયો અને કવી ખરીદ કરે છે, તે ભુલી જવામાં આવે છે—એકપણ વખત ગણવામાં આવતું નથી, કારણ માતાઓ પોતે તેને ગણતાં નથી અને તેથી એક સદી પછી બીજી, માતાઓ વગર નામ કહાડવે અને ઉપકાર મેળવ્યા વગર ઝળકતા સેતારાઓ, બહાદુર લડાઈઆઓ અને વખણાયેલાં ભુલભુલો જેમ આપણે એક તીરને કામઠામાંથી ફેંકયે છઈયે, તેમ દુનીયામાં તેઓને ફેંકીને તેણીઓ ચાલી જાય છે.

Richter.



એક ભલી માતાએ કીધેલાં ઉપયોગી કામ જેટલું કોઈ પુરૂષોથી બન્યું છે? ઇંગલાંડના મુખ્ય પ્રધાનનું કામ અલબતાં ઘણું મોટું કહેવાય, પણ ઇંગલાંડની એક સૌથી ભલી માતા, પછી તેણી ગમે તે હોય, તેણીનાં દેશની વધારે સેવા બજાવે છે એક ભલી માતા એકસો સ્કુલ માસ્તરની બરાબર કહેવાય. તેણી એક બચ્ચાંની ચાલચલણ અને વર્તણુક ઉપર તેનાં બાપ કરતાં વધારે અસર કરે છે. જયારે લોકો મોટાં થાય છે, ત્યારે ધર્મ ગુરૂઓ તેઓની જડ ઘાલેલી બુરી ચાલને સુધારવા ઘણું થોડું કરી શકે છે, પણ એક માતા પોતાનાં બચ્ચાંની વલી શકે એવી ચાલચલણને સુધારીને હમેશને માટે સખત કરી શકે છે.

મોટાં માણસોની જીંદગીનાં હેવાલો વાંચતાં આપણે વારે ઘડીએ તેઓની માતાઓ તરફનાં તેઓનાં પ્યાર માટે તાજુબ થઈયે છીયે, જેણીઓને તેઓ પોતાની સઘળી મોટાઈ લાગુ પાડે છે. "બફન" મોટો ફ્રેંચ ખુદરતી તવારીખ જાણનાર, બોલતો હતો કે તે તેની માતા પર પડયો હતો. તે ધારતો હતો કે છોકરાંઓને ઘણું કરીને તેઓની હુશીયારી અને નીતીમાંન ચાલચલણ તેઓની માતા તરફથી ઉતરતી આવે છે. નેપોલીયન પહેલો કહેતો હતો કે તે પોતાની પછવાડેની ચડતી હાલતને માટે તેની માતાની કેળવણીને મુખ્ય કરીને આભારી હતો. તેનું મત એવું હતું કે એક બચ્ચાંની ભવીષની સારી અથવા માઠી ચાલચલણ તેની માતા ઉપર તદન આધાર રાખે છે.

"વોત" મોટો સીવીલ ઈજનેર, તેની માતાનો વગર શકે મોટો આભારી હતો. "વોત" પોતે નબળી તબીયતનો હોવાથી પોતાની જુવાનીનાં ઘણાં વરસો તદન પોતાની માતા સાથે પસાર કીધાં હતાં, જેણીનો નરમ સ્વભાવ, સારી સમજ શક્તી અને ધર્મી લાગણીએ તેની ચાલચલણ ઉપર ઘણી સારી અસર કીધી હતી.

"કુવીયર", મોટો "જીયોલોજીસ્ટ", એક માતાની અસર, તેના છોકરાપર કેટલી થાય છે તેનો બીજો દાખલો છે. તેણી પોતે જે જાણતી હતી તેજ ફકત શીખવતી હતી નહી, પણ તેના પછવાડેનાં અભયાસમાં તેને મદદ કરવા તેણી લેટીન શીખી હતી અને તેણીને સંતોષ મળતો હતો કે જે સ્કુલમાં તે જતો હતો તે સ્કુલનો તે સૌથી સારો છોકરો ગણાતો હતો. તેણીએ તેના દરેક વીદ્યા અભ્યાસની અંદર એટલી તો મદદ કીધી હતી, કે છેલે જે ફતેહ તેને મેલવી હતી તેનો મોટો ભાગ તેણીની કોશેશોને આભારી હતો, એમ તે જણાવતો હતો.

"ડીમેટ" પોતાની "ઉમદા માતાનું" નીચલા બોલોમાં વર્ણન કરે છે, "એક ફરેસ્તો, જેને ખોદાએ થોડા વખતને માટે શરીર વાપરવા આપ્યું હતું," તે કહેતો હતો કે તેણીનાં ભલા ગુણોએ તેને દરેક બીજી સ્ત્રીઓ તરફ માનની નજરથી જોતાં શીખવ્યો હતો.

"આવી માતા સાથે તે ખરેખર સુખી છે! સ્ત્રી જાતીઓમાં વીશ્વાસ, એ તો તેના લોહીની સાથે ધબકે છે અને દરેક સ્ત્રી પર ઇતબાર તે ઘણી સેહલાઈથી રાખે છે અને જો કે તે ઘોકર ખાશે અને પડશે, તોબી તે પોતાનો આતમાં મેંટાડી સાથે બેસશે નહી."

"જીયોર્જ વોશીંગટન" અગીયાર વરસનો હતો—પાંચ છોકરાંઓમાંનો વડો—જ્યારે તેનો બાપ મરણ પામ્યો હતો. તે વીધવા માતાને માથે પોતાનાં બચ્ચાંઓને કેલવવાનું અને ઉછેરવાનું, એક મોટાં ઘરની ઉપર હાકમી ચલાવવાનું અને મોટી મીલકતનો વહીવટ ચલાવવાનું કામ આવી પડયું, જે સઘળું તેણીએ પુરતી બાહોસી સાથ બજાવ્યું હતું. તેણીની સારી સમજ શકતી, નરમાસ, ઉદયોગ, અને હુશીયારીએ, દરેક હરકત દુર કરવાને તેણીને શકતીવાન બનાવી હતી; તેણીની કાલજી અને મેહનતનાં બદલામાં તેણીએ પોતાનાં છોકરાંઓને ભવીષમાં નામાકીત નીકળેલાં જોવાનું સુખ મેલવ્યું હતું. મીસીસ વોશીંગટન પોતાના નાલાં ટોલાંને ખ્રીસ્તી મઝહબનાં પાઠો શીખવવા દર રોજ સાથે એકઠાં કરતી હતી અને તેણીની નાની ચોપડી જેમાં તેણીએ પોતાનાં કાયદાઓ લખ્યા હતા, તે તેના છોકરાએ જાલવી રાખી હતી અને એક કીમતી ખજાણા દાખલ તે તેને ગણતો હતો.

એક માતાનો પ્યાર હમેશાં એક પવીત્ર ખુબી છે, પણ તે બચ્ચાંઓનો આધાર અને આશીરવાદ થઈ પડવાને સારૂં તે માતાનાં ગુણો મજબુત, પવીત્ર અને સારા કેલવાયલા, "વેસલીસ" ની માતા જેવા હોવા જોઈએ. તેણી એક ઘણી ખુબસુરત સ્ત્રી હતી અને ૧૯ વરસની ઉમરે એક પાદરી સાથે પરણી હતી. તેણીને ૧૯ છોકરાં થયાં હતાં. તેણીની લાંબી જીંદગીનાં છેડા સુધી તેણીનાં છોકરાંઓ, મુખ્ય કરીને જોન, તેણીને પોતાનાં એક સૌથી ભલા દોસ્ત અને સૌથી ડાહી સલ્લાહ આપનાર તરીકે ગણતાં હતાં. જે ઘર ઉપર મીસીસ વેસલીસ અમલ ચલાવતી હતી તે સ્વતંત્ર અને સુખી હતું અને તે છતાં એક નીશાળની માફક કાયદાસર ચાલનારૂં અને કામકાજોથી ભરપુર હતું. બચ્ચાંઓનાં રડવાનાં "નાપસંદ અવાજોથી" સોસવું પડતું હતું નહી, પણ તેઓનાં ખુશાલી ભરેલા હસવાનો કશોબી અટકાવ થતો હતો નહી. તેણીની પાસે ઘણાં ડાહપણ ભરેલા કાયદાઓ હતા, જેને

તેણી ઘણી મજબુતીથી વળગી રહી હતી. તેઓમાંનો એક કાયદો, પોતાનાં નાનાં બચ્ચાંઓની સાથે એખલી વાતચીત કરવાનો, તેઓની નાની કબુલાતો સાંભળવાનો અને તેઓનાં નાનાં ગુંચવાડામાં સલ્લાહ આપવાનો હતો. બીજા હાથપર નીરોની માતા એક ખુની હતી. નીરો પોતે એક ભયંકાર ખુની હતો. બાયરનની માતા મગરૂર, ખરાબ સ્વભાવની અને જુલમગાર હતી. બાયરન પોતે મગરૂર, ખરાબ સ્વભાવનો અને જુલમગાર હતો.

"મારાં છોકરાંઓને સુખી કરવાને હું ઘણી મેહનત કરૂં છું!" એક માતા, એક દીવસ પોતાની કોશેશોમાં નીરાશી મળવાથી બોલી. "મેહનત કરવાનું છોડી દેવો," એક વધારે અનુભવી માણસે જવાબ આપ્યો, "અને મારી એક પડોસણ કરે છે તેમ કરો!" "અને તે કેમ?" તેણીએ ગગલતા સાદે પુછયું. "વલી કેમ," તેને જવાબ આપ્યો, "તેણી પોતાના છોકરાંઓને ખુદરતી રીતે ઉછેડે છે અને મોટાં થવા દે છે. ફકત તેઓના ઉધરભાવને ખરો માર્ગ દેખાડે છે. તેણી હમેશાં જ્યાં સુધી બને ત્યાં સુધી તેઓને પોતાનાજ ઈલાજો ઉપર નાખે છે, પોતાનીજ ચાકરી પર તત્પર રહેવા તેઓને શીખવે છે, પછી ગમે તેટલા ચાકરો તેણીની પાસે હોય અને પોતાનાજ રમકડાં બનાવા તેઓને દે છે. જ્યારે તેણી બહાર જવા પછી ઘર આવે છે, ત્યારે બારણું આગળ ફકત એકજ ચીજની વાત જોતાં તેઓ થોભે છે—તેઓની માતાની કીસ. જેબી તેઓને માટે ખરીદવામાં આવે છે તે જ્યારે જરૂરનો વખત આવે ત્યારે તેઓને આપવામાં આવે છે. મગજ ઉશકેરે તેવી કોઈબી ચીજ રાતે કરવાની તેઓને રજા મલતી નથી અને તંદરોસ્ત મગજની હાલતે તેઓ બીછાણે જાય છે, જેથી આરામ આપનારી ઊંઘ તેઓ મેલવે છે. તેઓને શીખવવામાં આવે છે કે ખુદરતને ચાહવું અને ખેતરનાં ફુલો, મધમાખો અને પતંગીયાંઓ જેવા સુંદર દેખાવની વખાણ કરવી. જુઠાંનાં જેવી નીચ અથવા નાતાબેદારી જેવી કંગાળ ચીજ બીજી કશી નથી. આજારી પડતાં શરમાવું જોઈયે અને સારી તંદરોસ્તી, સારા દાંતો અને સારો સ્વભાવ, સાદો ખોરાક, ઘણી ઊંઘ અને ભલાં થવાથી આવે છે." માતાની અંદર મોટો વીશવાસ, થોડાં રમકડાં, સુશોભીત પણું નહી, સાદો ખોરાક, દવા નહી અને બીછાંણે જલદી જવાની આદત તેઓને સુખી કરવાની સૌથી શ્રેષ્ટ ચીજો છે.

ચોક્કસ દાઈ બેદરકારી છોકરાંઓની સંભાળ માટે રાખવી જોઇયે. એટલે કાલજીમંદ સંભાળ બરેલા બેદરકારી જે તેઓને તેઓથી બની શકે તેટલી સંભાળ લેતાં શીખવે છે, પણ હમેંશાં ટક મલવે વચમાં પડવા તૈયાર રાખે છે. ખચીતજ, તેઓનાં કપડાં ખરડાઈ જશે અને તેઓનાં માથાંઓ વારેવડીએ અફડાશે, પણ જે છોકરાંઓ ઉપર હમેશાં નજર રાખવામાં આવે છે તેઓ કરતાં તેઓ વધારે મજબુત અને પોતાની ઉપર ભરૂષો રાખનારાં થશે.

છોકરાંઓને સુખી કરવા હોય તો ચોક્કસ હદ સુધી તેઓને પોતાની મરજી ઉપરબી છોડવા જોઈયે. જેમ દરેક બાબદ માટે છોકરાંઓ ઉપર હુકમ ચલાવવો એ ભુલ છે, તેજ માફક તેઓને ભુલ વગરનાં બનાવવાની કોશેશ કરવી એ પણ એક મોટી ભુલ છે. ઘણી માતાઓ નાસીપાસ બને છે, કારણ તેણીની છોકરી અથવા છોકરો, મુખ્ય કરીને પેહલી તેણીને નહી પસંદ પડતી ચીજ ઉપર પોતાનો તેસ્ટ દેખાડે છે. તેઓ જે મનની વલાણ દેખાડે છે તે કદાચ ખરાબ નહી પણ વીચીત્ર હોય છે અને ત્યારે તે માતા પોતાને નહી ગમતી અને પોતે સમજવામાં નીષ્ફળ થાય તેવી દરેક બાબદોને દાબી દેવાની કોશેશ કરવાની ઘાતકી ભુલ કરે છે.

એક બચ્ચાંનો મગજની કોઈબી ખુદરતી વલાણને ખરેખર દાબી દેવી નહી જોઇયે—શીવાય વેર લેવું, જુઠું બોલવું, ઈજ્જત છોડવી અને નેકીના રસ્તાથી બીજો કેટલોક જાહેર ત્યાગ અને આએ પણ દાબી દેવાને ઘણી હુશીયારીની જરૂર છે. જુવાનીનાં વયસનો પણ કેટલીક વખતે શ્રેષ્ટ ગુણોની હાજરી દેખાડે છે. નાનપણે જુઠું બોલવાની આદત મગજની ઉતપન્ન કરવાની અને સારી કવીતા રૂપી શકતીનો આગમજથી ઓલો નાખે છે અને કંટાલો ઉપજાવે તેટલી બોહોંસ, કે જે એક માતાની ધીરજને કસી જોય છે, તે તેની હીંમત અને મક્કમપણાનું મુલ છે અને જે પછવાડેના વરસોમાં તે બચ્ચાંને પુરૂષોમાં એક શુરો—તેનાં દોસ્તોમાં તેઓનો વડો બનાવે છે. આપણાં છોકરાંઓની ખુદરતી હુશીયારી વારે ઘડીએ તેઓને શ્રાપ થઈ પડે છે અને જોકે તદનજ નહી તોપણ મુખ્ય વાંક તે "અવીચારી માતાઓ" નો છે.

આપણાં ઘણાં સુંદર ફુલોનાં બાગો, નકામા વીટલાતા રોપાઓમાંથી ઉદયોગી સંભાળ અને હુશીયારીથી ઉપજાવી કાઢેલા છે અને શું એક ડાહી માતા માણસાઈ રોપો જે તેણીની સંભાળમાં સોંપયો છે તેને સારી રીતે ઉછેડવા તે બાગબાન સાથે હરીફાઈ નહી કરી શકે? ડાહપણ ભરેલી વર્તણુકથી શું તેણી બોહોસને મક્કમપણામાં, બેઅદબીને નીષ્કપટપણામાં, નબલાઈને નરમાસપણામાં, હલકાપણાંને ખુશ મીજાજમાં, નાલાયક પોચાં મનને બીજાંને માટેના ચાહમાં અને ચુપ અથવા ભારમાં બેસી રહેવાને વીચારવંત ચુપકીદીમાં ફેરવી નહી શકે?

જે માતા મીજાજ ખોઈ દે છે તેણી એક ઘણી અવીચારી માતા કહેવાય છે. તેણી એક દીવસ પોતાનાં ઘરની નાની દુનીયાંને ખુસ્શી આંખોએ ખાંમી વગરની જોય છે અને બીજે દીવસે ધુકરાયલી આંખોએ ખામીવાલી જોય છે. એવા સ્વભાવની માતાની અસર હેઠળનાં છોકરાંઓની કંગાલ ભરેલી હાલતનું નીચે પ્રમાણે બ્યાંન કીધું છેઃ—"તેઓની કદાબી ખાતરી થતી નથી કે તે માતા વાજબી બનશે કે ગેરવાજબી; તેઓની કદીબી ખાતરી થતી નથી કે શાંની છુટ તેઓને મલી છે અને કેવી જાતની છુટ માટે તેણીને ગુસ્સો ઉપજશે; તેઓ કહી નથી શકતાં કે તેઓનું કામ કબુલ કરવામાં આવશે કે ગુસ્સાથી ફેંકી દેવામાં આવશે. માતાની તુકનેચીની તેઓને મનસે સોરતીની માફક છે; અને તેણીનાં

મગજની હાલત પ્રમાણે તેઓ વખાણ નહી તો ઠપકો પોતાને માથે ખેંચી લે છે." ખરો ઈનસાફ જે છોકરાંઓને મળે છે તેઓને ખરાં સુખી સમજવાં! જો નીપક્ષપાતી વખાણ અને ઠપકાની તેઓને ખાતરી હોય તો ઘણી છુટો તેઓ મુકી દે. તેઓને જો ચોક્કસ ખબર હોય કે શું ચીજ તેઓની માતાને નાખુશ કરે છે અને તેઓને શીક્ષા કરવાનો શું સબબ છે, તો તેઓ વગર ફેકટનો કેટલો આંક્રોશ પણ ખમી શકે.

હું જાણું છું કે એવા ખરાબ સ્વભાવની સાંખે થવું ઘણું મુશકેલ છે. જ્યારે આપણે ઉદાસ, ઉશ્કેરાયલાં અને નાસીપાસ થયલાં હોઈયે અને જ્યારે દેખીતી રીતે દરેક ચીજ ઊંધીજ થાય, ત્યારે આપણને તાબે થનારાંઓની ઉપર આપણી ઉદાસ ભરેલી હાલતનો ખાર નહી લેવાનું કાંઇ સેહલું કામ નથી, પણ જુવાનોની તરફ આએ ઘણી ઘાટકી વર્તણુક છે. સુમાર વગરની નુકસાની તે તેઓને કરે છે. તે તેઓને બીહકણ બનાવે છે અને બીહકણપણામાંથી હીચકારાપણું આવે છે અને હીચકારાપણાંમાંથી જુઠાપણું આવે છે અને જુઠાપણું બીજા ઘણાં પાપો અને ખરાબી, જેનું બ્યાન કરવાની જરૂર નથી તેને માટે દરવાજો ઉઘાડો મુકે છે.

હમે એક અમેરીકન પુસ્તકમાંથી માતાઓ માટેની ડાહી શીખામણનાં નીચલા બોલો ઉતારી લઈયે છઈયે:—

"છોકરાંઓને તમુને માન આપતાં શીખવજો, કદાચ તમે એ માટે હસશો. પ્યાર, માન કરતાં ઘણો વધારે છે! છોકરાંઓ તમુને ખરાં દીલથી ચાહે છે. કબુલ કરીએ, પણ આએ બધું છતાં તેઓને તમારી તરફ માનની નજરે જોતાં શીખવવાની બેદરકારી કરતાં ના. એક વાહલી માતા પોતાનાં પ્યારાંઓને ખાતર પોતાનું સુખ છોડી દેવાનેબી ખુશી થશે, ઊંઘ વગરની રાતો અને દુ:ખતા સાંધાઓ કેટલીક વખતે હોવા જોઈયે; પણ માતાઓને માટે બીજી જાતનું મન મારવાનું છે. જ્યારે તમારી લાડકી બેટી ફ્રુટ અને મીઠાઈનો પોતાનો ભાગ ખાધા પછી પોતાનાં નાનાં આંગળાં તમારી રકાબી તરફ લાંબા કરે, ત્યારે જે તમારૂં હોય તેમાંથી બધો અથવા થોડો ભાગબી તેણીને આપવાની તમારી ખુશાલીને અટકાવજો. જ્યારે પીરોજાને નવું જભલું તોપી જોઈયે, (જેની તેણીને કાંઈ ઝાઝી અગત નથી) અને ઘરનો ખરચ તમુને યાદ દેવડાવે કે બીજા એક ચોમાસાં સુધી જુના ગરમ કપડાં તમે પેહડયા વગર તે ખરીદ કરી શકશો નહી, ત્યારે ગરમ કપડાં તમારે માટે તમે ખરીદ કરજો અને તોપી જભલાંને તમે થોભવા દેજો. કોઈ વખત કાંઈ સાંભળવા લાયક ભાષણ થવાનું હોય અને ચોક્કસ કારણસર ઘરમાંનાં સર્વ જણાં જઈ નહી શકે, તો તમે ઘરમાં રહેવાને બદલે જે થોડા જવાનાં હોય તેની સાથે જજો. તમે જોઇને અજબ થશો કે છોકરીઓ અથવા તમારો ધણી, માયજીને બહાર જવાની દરકાર કરતાં જોઈ, કેટલાં ખુશીથી 'ઘરમાં રહેશે. એમ ના બોલતાં કે 'કાંઈબી ચીજ મારે વાસ્તે ચાલશે.' તમારી પોતાની અને તમારાં કપડાંની બરાબર સંભાળ રાખજો."

"છોકરાંઓને કામ કરવાનું ઉતેજન આપજો. ઉતેજન કરતાંબી કાંઈક વધારે કેટલીક વખતે અગતનું થઈ પડે છે. ઘણી વખતે એક ડાહી માતા પોતાનાં 'છોકરાંઓને એટલાં તો રાજી રખે છે, કે કામ તેઓને મનસે બોજા માફક થઈ પડતું નથી. તેહમીના રકાબી સાફ કરવા માંગે છે, પણ તેણી ઘણી નબલી છે. તેણીને સામન સાફ કરવા દેજો, જ્યારે પીરોજા રકાબી સાફ કરશે અને આસ્તે આસ્તે તમે તેઓને બીછાણાં બનાવતાં અને રોટલી બનાવતાં શીખવજો. છોકરાંઓને લાકડાં ભાંજવા અને પાણી ભરવા દેજો. ખચીતજ આએ બધું કામ તમુને પોતાને હાથે કરવાનું ઘણું સેહલું લાગશે, છોકરાંઓને શીખવવાનું તો ઘણું કંટાલા ભરેલું છે, પણ તમારે ખાતર નહી, તો તેઓને ખાતર તમારો વધારે વખત અને મેહનત આપજો."

"આએ બધું કરવાને તે વાહલી માતાને પોતાનું મન મારવું જોઈયે. જેણી પોતાનાં પ્યારાંઓને વાસ્તે પોતાને અને પોતાનું જે કાંઈ હોય તે આપી દેવાને ખુશી થાય છે; તે છતાં, તે વાહલાંઓને ખાતર અને તેજ માફક તેણીને ખાતર, આએ સાદા કાયદાઓની નકલ કરવી જોઈયે. જ્યારે દરેક છોકરાંને તેઓનું કામ વેંહચી અપાશે અને તે માતા તરફ જેટલાં માનને લાયક તેણી છે તેટલાં માનથી બર્તવામાં આવશે, ત્યારે થોડીજ ગરીબ, કંટલાઈ ગયલી સ્ત્રીઓ આસાયશને માટે ઈચ્છતી મલશે અને તે માતા ગોલામગીરી અને વહીતરૂં કરવાને બદલે તે ઘરની રાણી બનશે, કે જે માટેજ ખોદાએ તેણીને બનાવી છે."

મી૦ રસકીન આએ વારેઘડીએ પુછાતો સવાલ "ક્યારે એક બચ્ચાંની કેળવણી શરૂ કરવી જોઈયે?" તેનો નીચે પ્રમાણેનો જવાબ આપે છે. "છ મહીનાનું થયા પછી તે હસવાનો જવાબ હસવાથી વાલે છે અને અધીરાઈનો અધીરાઈથી, તીક્ષણ બુદ્ધીથી તે જોઈ શકે છે, મજાહ કરી શકે છે અને ખમી શકે છે અને વળી કેટલીક હુશીયારીથી.

આએ સવાલ "તમે કેતરસે વરસે એક છોકરાંને કેળવણી આપશો?" ના જવાબમાં એક બીજો ડાહયો માણસ કહે છે કે—"તેના જનમની વીશ વરસ અગાઉ તેના બાપ અને માયને કેળવણી આપીને."

જેણી આપણે છોકરાંઓને શીખવવા અને અભયાશ કરાવવા માંગતા હોઈયે, તે પેહલાં આપણે શીખવું અને અભયાસ કરવો જોઈયે. આપણાંમાંનાં કેટલાંકો તે જુવાન માતાના હેવાલ ઉપર દલગીરીથી હસશે, જેણી અજબ થાય છે કે તેણીનું નાનું બચ્ચું એટલું માંદું કાય છે, "જ્યારે હમે જેબી ખાઈયે છઈયે તેમાંનું થોડું થોડું તેને આપીયે છઈયે—થોડી માછલી, એક પનીરનો કટકો, જરા માખણ, એક દારૂનો ઘૂંટ." દુનીયામાં દર વરસે ૪૩,૦૦૦,૦૦૦ બચ્ચાંનો જનમ થાય છે; દરરોજ ૧૧૭,૮૦૮; દર મીનીટે ૮૦. ઘણી દલગીરી સાથ વીચાર કરવો પડે છે કે આએ ગરીબ બીચારાંઓમાંનાં કેટલાંઓ આએ દુનીયામાં ધકેલા પછાડા ખાઇને ઉછરે છે અને મોટાં થાય છે.

સર્વેથી વધુ આપણુને આપણાં છોકરાંઓ સાથ સાચાં બનતું જોઇયે. તમારાં છોકરાંને જે ચીજ તમુને નહી આપવાની મતલબ હોય તેને માટે કદીબી વચન આપતા ના. એક વખતે ડા૦ જોનસને પોતાના એક દોસ્તને કહયું કે "તમારાં છોકરાંઓને કોઇબી વાતમાં ફેરફાર કીધા વગરં સાચું કહેવાની ટેવ પાડજો!" એક બાનું જેવણ ત્યાં હાજર હતાં તેવણ બોલ્યાં કે, 'નહી, આએ તો ઘણું થઈ ગયું; કારણ વાતચીતમાં સેહજસાહજ ફેરફાર તો જો એક જણ હમેશાં તપાસ નહી કરયા કરે તો દાહડામાં હજારો વખત બનવો જોઈયે!' 'ઠીક, મેડમ' તે ડાકટરે જવાબ આપ્યો, 'અને તમુને હમેશાં તપાસ રાખવીજ જોઈયે, જાણીજોઈને જુઠું બોલવા કરતાં વધારે સાચું બોલવાની બેદરકારીને લીધેજ દુનીયામાં આટલું બધું જુઠું ચાલે છે.'

છોકરાંઓને સુધારવાની સઘળી અણગમતી ફરજો એક બાપને માથે નાખી, સઘળું લાડ લડાવાનું તમારે માટે રાખવું, એ એક માતાને માટે ઘણું ખોટું છે. તેણી જો એક ફરેસ્તાનોજ ભાગ બજાવતી હોય, કે જેણીની આગળ તે છોકરાંઓ તેઓના બાપ ધમકાવે ત્યારે દોડી જઈ શકે, તો આએ એકલપેટાપણું તેણીનાં કહેવાતાં વાહલાંઓને ઘણી ઈજા કરે છે. તે છોકરાંઓ પોતાના બાપથી બીહતાં શીખે છે, જયારે જેબી કાંઈ તે પોતાનાં છોકરાંઓની વીરૂધ કરે છે તે તેઓનાં હમેશનાં સારાંનેજ વાસ્તે કરે છે અને માતાના લાડ કરતાં ઘણો વધારે ખરો પ્યાર તે દેખાડી આપે છે. માબાપ વચેનો મતફેર એક છોકરાંને જેટલી ઈજા કરે છે તેટલું બીજું કશું નથી. જો તેઓને સજા કરવીજ હોય તો તે બેઉનાં ભેગાં મતથી અને પુખ્ત વીચાર કરયા પછીજ કરવી જોઈયે. માતાઓ, જેણીઓ પોતાનાં બચ્ચાંઓનાં શરીરના આરામ અને સુખ સીવાય વધારે ઉંચો વીચાર કરતાં નથી તેઓને 'ચેનીંગ'ના નીચલા બોલોપર ફરીથી ધ્યાન પુગાડવું જોઈયે:-

એક બચ્ચાંનો જનમ દુનીયાના સૌથી અગત્યના બનાવોમાંનો એક છે. દરેક બીજી ચીજ નાશ પામવાજ પેદા થાય છે. "ઓક"નું ઝાડ તેના ફલમાંથી ઘણાં વરસ જીવવા પેદા થાય છે; પણ તેબી નાશ પામે છે. યાદગારીના સ્તંભ ઘણી સદીઓ સુધી રહે છે, પણ તેબી ખાક થઈ જશે. સુરજબી ઝાંપો થશે, પણ આત્મા જીવશે અને કાયમ વધારો કરશે. તમે તમારાં છોકરાંઓને મારવા, જખમી કરવા, ઝેરી વનસ્પતી ખવાડવા અને ઉડતા રોગની નજદીક રાખતા ધ્રુજશો; પણ આએ બધાંનાં કરતાં વધારે ખરાબ એક ચીજ છે. કોઇબી જખમ આત્માનો જખમ જેવો નથી.

એક ભલી માતાને ફરજો બજાવવાની છે, કદાચ પવન અને ભરતીની સામે, નબલી તબીયત સાથે, અથવા થોડી આવકમાં, અથવા તો ઘણી કે જે તેણીની સઘળી કોશેસોની આડે આવે છે અને સામે થાય છે—આએ ફરજો, વગર શકે, ઘણી મુશકેલ છે; પણ તેણી તેણીનું ઈનામ ખોહશે નહી.

દીનબાઇ.

# ઘર કેળવણી.

નીચલા કાયદાઓ સુનેરી અક્ષરે છાપી દરેક ઘરમાં દેખાઇ આવે તેવી રીતે મુકવા લાયક છે:—

આપણાં છોકરાંઓને બચપણથીજ એકદમ તાબે થવાને શીખવવું જોઇએ.

નરમાસપણાને મક્કમપણા સાથે ભેલી વાપડજો, તમારાં છોકરાંને હમેશાં એમ સમજતાં શીખવજો કે તમે જે કાંઇ બોલો છો તે ખરેખરી મતલબથી બોલો છો.

જ્યાં સુધી તમારી પક્કી ખાત્રી હોય નહી કે તમે જે કાંઈ કહો છો તે તેઓને આપી શકશો, ત્યાં સુધી કાંઇબી ચીજની ખોટી કબુલાત તેઓને કદીપણ આપતાં નાં.

જો તમે એક બચાંને કાંઈ કરવા કહેવો, તો તે કેમ કરવું તે તેને બતાવજો, અને જોજો કે તે બરાબર થયું છે કે નહી.

તમુને ખામખા ના તાબે થવા માટે તમારાં બચાંને હમેશાં સજા કરજો, પણ કદીબી તેને ગુસ્સામાં સજા કરતાં નાં.

કદીબી તેઓને જાણવા દેતાં નાં કે તેઓ તમુને ચીડવે છે, અથવા તો તમારા પોતાના કાબુને ગુમાવા દે છે.

તેઓ જો ચીરડાવાનું અથવા તો ફફડવા, ચટકવાનું શરૂ કરે, તો તેઓ શાંત થાય ત્યાં સુધી થોભજો; ત્યારપછી નરમાસથી તેઓ સાથે તકરાર કરી તેઓની ચાલનું ખોટાપણું તેઓને સમજાવજો.

યાદ રાખજો કે એક વાંક ફરીથી થાય તે માટે વધારે સજાની ધમકી આપવી, તેના કરતાં તે વાંક માટે થોડી પણ તરતજ સજા કરવી વધારે ફાયદાકારક છે.

તમારાં છોકરાં કોઇબી ચીજ લેવા માટે રડે, તો તે તેઓને કદીબી આપતાં નાં.

એક ચીજ એક વેલાએ જે કારણસર તમે તેઓને કરવા ના પાડી હોય, તે ફરીથી કોઇબી વેલાએં તેજ કારણસર તેઓને કરવા દેતાં ના.

તેઓને શીખવજો કે સારાં દેખાવાનો ફકત એકજ ખાત્રી ભરયો અને સેહલ રસ્તો છે, અને તે સારાં થવાની કોશેશ કરવામાં છે:

તેઓની નાની વાતો તદન સચાઇથી બોલવાની તેઓને ટેવ પાડજો.

કદીબી કોઈની ચાડીચુંગલી કરવા દેતાં નાં.

પોતાનું મન મારવાને, અને એકલપેટાં નહી થવાને તેઓને શીખવજો.

ઉપલા કાયદા પ્રમાણે ચાલવાની કોશેશ કરજો.

પીરોજા.



# પઇસાપર પરણનાર યાને સબુરીનું સેવટ.



ઊનાલાની એક ખુશનુમા સાંજે એક મોટા બગીચામાં ખુશબોદાર પમરતા ફુલોનાં માંડવા હેઠલ એક જવાન ખુબસુરત છોકરી ઉભી હતી. તેણીનાં પગ આગલ એક નાનું કુતરૂં ગેલ કરતું હતું. તેણી આ માંડવમાં ઉભી હતી, તેટલાં બાગને બીજે છેડેથી તેણીને કોઈએ હાંક મારી, "એડા! એડા! જરા એની તરફ આવનો, દીકરી."

એડા તુરત તે તરફ ગઇ, ત્યાં એક બાજટપર એક બાનું ગરમ શાલ હોઢી બેઠી હતી.

"કેમ કાકીજી, મારૂં શું કામ પડયું?" એડાએ પોતાની કાકી મીસીસ પેનને પુછ્યું.

"જરા મારી આગલ બેસ દીકરા, મને આજે તુને કાંઈ જરૂરનું કહેવુંચ." મીસીસ પેન બોલી.

એડા બેઠી.

"જોની દીકરી, આજે કેટલા દહાડા થયા મારા જીવને કાંઈ ઠીક લાગતું નથી. વલી મને ફીકર એ પડીચ કે જો હું આજ કાલ તે સાહેબની હજુરમાં જવશ તો પછી તારૂં શું થશે? વળી મારી પાસે કાંઈ એટલી બધી દોલતબી નથી. આ બાગ તો તારા કાકાનાં વીલ પ્રમાણે મારાં મરણ પછી મારા સાવકા દીકરાને મલશે, એટલે પછી તું મારી ગરીબ ગાય જેવી દીકરી આ દગલબાજ દુનીયાંમાં એકલી પડશે. હું મારા સાવકા દીકરા જેમસને ઓલખુંચ, તે કાંઈ તુને મદદ કરે તેમાંનો નથી. તે પોતાની ધણીયાંણી સાથે બીજે ગામ છે. હવે, એડા, હું તુંને પરણેલી જોવા માંગુચ."

"કાકીજી, હું તમુને પુછતાં તો વીસરીજ ગઇ. કાલે મારા હાથની માંગણી રોબરટે કીધી." એડા બોલી.

"પછી દીકરા, તેં તેને શું કહ્યું?"

"મેં કહ્યું કે, હું કાકીજીને પુછીને જવાબ દેવશ."

"શાબાસ દીકરી, મને એ છોકરો ઘણો ગમેચ, જો તારી ખુશી હોય તો મારી કાંઈ ના નથી."

એટલી વાતચીત પછી તેઓ અંદર ગયાં.

ત્રીજે દહાડે એડા અને રાબર્ટ અહદરાયાં. રોબરટને એડા જેવો ધારતી હતી, તેવો હતો નહી. તેણે બહારથી સાંભલ્યું હતું કે એડાની કાકી ઘણી ગબર છે, અને તેણીની વારસ તે આ ખુબસુરત છોકરી છે, જેથી આ પૈસાને પુંજનાર અને બૈરીનાં પૈસાપર પરણનાર જવાને એડાને અને તેણીની કાકીને પોતાની જબાનદરાજીનાં જોરે જીત્યાં.

દહાડે દહાડે કાકીની તબીયત અતીઘણી લથડવા લાગી. અંતે એક દહાડો ડાકટરે પણ રોસો વીશે ના કહ્યું. એડાએ પોતાનાં પીત્રાઈ તે મીસીસ પેનના સાવકા દીકરાપર તાર કીધો, પણ તે વખતસર આવી પુગો નહી. બપોરનાં ત્રણ વાગે મીસીસ પેન એક સુગડ પલંગપર મોહોત અને જીંદગીની વચ્ચે પડયાં હતાં. તેણીના સઘલા નોકર નફરો પોતાની ભલી શેઠાંણીને છેલ્લી વાર ભેટવા તે ઓરડામાં આવ્યાં હતાં. ગરીબ બીચારી એડા! તેણી પલંગની એક બાજુ આંખમાં રોમાલ દાબી અતી ગમગીની વચ્ચે બેઠી હતી, તેટલાં મીસીસ પેને આંખ ખોલી સર્વેને જોઈ કહ્યું.

"એડા દીકરી, મને તારે વીશે ઘણો અફસોસ થુટેચ. મારાં મરણ પછી એ મોટો બંગલો અને બાગ બગીચો વગેરે તારા પીત્રાઈ જેમસનો થશે. મારી પાસે તુને આપી જવાનું કાંઈ નથી, પેલી ત્રણ ચીનાઇ બરણીઓ છે, તે હું તને આપી જાઊંચ. એ જોઈ મને યાદ કરયા કરજે, મેં મારૂં વીલ કીધું નથી, કારણ મારી પાસે કાંઈબી નથી." એટલું બોલ્યા પછી તેણીએ પોતાનાં નોકરોને ગમ કરવા ના કહ્યું.

રાતના આઠ કલાકે મીસીસ પેને પોતાનો પ્રાણ છોડયો અને બીજી સહવારે જેમસ અને તેની ઉછાછલી બાયડી હેલન ત્યાં આવ્યાં. કાકીને ગુજરવાને બે દહાડા થયા હતા. એડા રડતી પોતાનાં ઓરડામાં બેઠી હતી, તેટલાં તેણીનાં હાથમાં એક નોકરે ચીઠી લાવી આપી, જે પરના દસકત તેણીએ રોબરટનાં દસકત તરીકે ઓલખયા અને તુરત તેણીએ તે ખોલી વાંચવા માંડયું:—

'મીસ એડા પેન,

મેં તમારા કાકીજીની ગુજરવાની ખબર સાંભળી, પણ હું તમુને દીલાસો દેવા આવી સકયો નહી, તેનું કારણ એ કે મને ઘણી રોકાણ હતી. વળી મેં એક વાત સાંભલીચ, જેથી મને તમારી પર ઘણી દયા છુટેચ. તે એ કે અંતે તમુને તમારા કાકી આ દુનીયામાં રવડતાં મુકી ગયાંચ. મીસ પેન આજથી હું તમારા એક દોસ્ત જેવો છેઊં, કારણ કે હવે તમારી સાગે સગાઈ કરવામાં કંઇ સાર નહી. હું તમુને માતબર ધારી અદરાયો, પણ તેમાં હવે હું મને ઠગાયલો જોઉંચ. જો તમારાં કાકી તમુને બધી દોલત આપી જતે તો હું તમુને પરણી તમારા પઇસાથી તમુને ઘણાં સુખમાં રાખતે, પણ હવે હું આપણી સગાઇ તોડી નાખુંચ. હું આજે બીજે ગામ ઉપડી જનાર છું, વાસ્તે તમુને મારેથી મલી શકાશે નહી.

રોબરટ સી.'

આ ચીઠી વાંચતાંજ એડાનો જીવ ફરી આવ્યો અને તેણી નાચાર થઇ પલંગપર પડી.

બીજી સહવારે તેણીને નાસતાની વખતે નફટ અને ઈતર હેલને કહ્યું કે "આ બંગલામાં હમારો સમાસ થતો નથી, વાસ્તે તમારો ઓરડો ખાલી કરી હમોને સગવડ કરી આપો." આ બોલવામાં તેણીને ત્યાંથી કાહડવાનીજ મતલબ ખુલી હતી.

ગરીબ બીચારી એડા! તેણી પોતાની ત્રણે બરણીઓને ગાડીમાં મુકાવી પોતે એકઠું કીધેલું થોડુંક નાણું અને કપડાંની જોડી લઈ પોતાનાં બંગલાંને છેલ્લી સલામ કરી ગઈ.

તેણીએ એક નાનું મકાન ભાડે લીધું. હવે તેણી પોતાની કેળવણી અને સદગુણને જોરે પોતાનું ગુજરાણ ચલાવવા લાગી. તે એમ કે તેણીને એક પડોસમાંજ વસતા તેનાં બાપનાં દોસ્તે પોતાની બેટીઓને કેળવણી આપવા રાખી. તે એક ભલો કરનલ હતો, તેની બાયડી હતી નહી. તેનું કુટુંબ તેના એક ભત્રીજા હેનરી અને બે બેટીઓ અને પોતાથી બનેલું હતું. તેનો ભત્રીજો તેનો વારસ હતો, તે પણ પોતાનાં કાકા જેવો નેક અને ભલો હતો.

એડા રોજ પોતાની કાકીએ આપેલી બરણીઓને લુંછી સાફ રાખતી અને તે જોઈ પોતાની કાકીને યાદ કરતી. તેણી ત્યાં આસરે ચારએક મહીના રહી, તેટલાં બહાર અફવા ઉડવા લાગી કે કરનલનો ભત્રીજો પેલી નાવારેસ એડા સાથે અદરાયો. આ અફવા કાંઈ ખોટી હતી નહી. એડા જેવી ખુબસુરત અને ભલી છોકરીને કોણ ના પસંદ કરે ? પેલા રોબર્ટ જેવા લુચ્ચા પૈસાપર પરણુનાર છોકરાઓને તેણીનાં ઊતમ ગુણ દેખાયજ ક્યાંથી ? કારણ જેઓ નીચ પૈસાપરજ જોયચ, પણ ભવીષ્યની બાગયણુનાં સદગુણ તરફ વીચાર નથી કરતા, તેઓ કદી પણ એક ગુણવંતી મોહોરદાર મેલવી શકશે નહી.

એડાનાં ગુણ કરનલે પણ વખાણ્યા અને તેવણુની ખુશીથી તેવણુનો ભત્રીજો તેણીને પૈસા વનાની હતી તેની દરકાર ન કરતાં પોતાની મોહોરદાર કરવા વચનથી બંધાયો.

હવે ફરી એક વાર એડાનાં નસીબ ચડતાં થયાં. તેણી પોતાનાં ઓરડામાં ગઈ. પોતાની કાકીને યાદ કરી પેલી બરણીઓપર કીસ કીધી. એમ કરતાં તુરત એક બરણીનું ઢાંકણું ઊઘડી ગયું અને અંદર એડાએ હાથ નાખ્યો, કારણ તેમાં કાંઈ હોય તેમ તેણીને લાગ્યું. અંદરથી એક સરસ દાબડો નીકલયો. તે ખોલતાંજ તેમાંથી તરેહવાર જાતનાં કીમતી ઘરેણાંઓનાં સત તેણીની નજરે પડયા, જે ઘરેણાં તેણીની કાકીનાં હતાં. તે જોઈ તેણીએ કાંઈ કાગજ મેલવવાની તલખથી બીજી બરણી ખોલી, તેમાંથી એક ઠેલી નીકલી, જેમાં સોના રૂપાંના ઘણાક સીક્કાઓ ભરેલા હતા. ત્રીજી બરણીમાંથી એક મોટું બંદલ નીકલયું, જે ખોલતાંજ અંદરથી નોટોનાં ચોડા સાથે એક કાગલ નીકલયું, જે પર તેણીની કાકીનાં દસકત હતા. તેણીએ તે તુરત ખોલ્યું અને નીચે પ્રમાણે વાંચ્યું:—

"મારી અતી વહાલી દીકરી એડા—

આ ત્રણે બરણીઓમાં મુકેલી થીલે તું લેજે, એ હું તારે વાસ્તે મુકી જાઉચ. એમ છુપી રીતે તુને દોલત આપવાનું મારૂં મુખ્ય કારણ એજ કે રોબરટ ઠગારો છે કે ભલો છે, તે માલમ પડી આવે. જો તે તુને દમડી વગરની ધારી ચાલી ગયો હોય તો ફરીથી તેની ગમે એટલી પણ પસ્તાવતો છતાં તેની સાથે તારી પાછી સગાઈ કરતી ના, પણ જો તે તને પઈસા વગરની જોય, તે છતાં તુનેજ પરણવા કબુલ થાય, તો તું અને તે મારી આ ટુકી દોલત સંતોષ અને સુખ વચ્ચે વાપરજો. એ બધી દોલત અને ઘરેણાં તારા કાકા, તે મારા બેહેસ્તી ખાવીંદે મને આપ્યું હતું. એ સઘલું પેલા છછોરલા જેમસ અને તેની ઇતર બાયડીને નહી આપતાં તારા જેવી ભલી છોકરીને આપી જાઉચ. આ કાગલ મેં તારા અદરાયા પછી આઠમે દહાડે લખયુંચ, કારણ કે મને ત્યારેજ જરા રોબરટ વીશે શક પડવા માંડયો હતો, પણ હું ઈચ્છુંચ કે તે તને ઠગારો નહી નીવડયો હોય. છેલ્લે મારી દીકરી, હું તુને મારી અંતકરણની ભલી દુવાઓ દઈ ખતમ કરૂંચ.

મીસીસ હરબરટ પેન."

આ ટુકું કાગળ વાંચી એડા ફરી એકવાર પોતાની ભલી માયાલુ કાકીને યાદ કરી રડવા લાગી.

સાલેસ હેનરીને પણ બદલો મલ્યો. તે એડાને ગરીબ ધારીને પરણતો હતો, પણ તેણી હવે તેવી હતી નહી. તેણીએ તે વાત તે કાકા ભત્રીજાને કહી. આસ્તે આસ્તે આ વાત બહાર જવા પામી અને તેમ કરતાં પેલા "રોબરટ લી" ના પણ સાંભલવામાં તે આવી, પણ હવે તે કશું કરી શકયો નહી, કારણ હવે એડા અદરાઈ ચુકી હતી અને લગન પણ છેક પાસે આવ્યાં હતાં.

પેલી હેલન અને જેમસે પણ તેણી સાથે દોસ્તી પાડવાની વેતરણ કીધી. અંતે ભલી એડા અને હેનરીનાં લગન થોડા વખતમાં થયાં. તેઓ હજુર કરનલ કેન સાથેજ રહેચ અને હજુરબી એડા કરનલની બે બેટીઓને પોતાને હાથે કેળવણી આપેચ.

મીસ મેહેરબાનું કાવસજી દાવર.

## રાંધવાને લગતું.

કારપોરેશન કેક—દશ આંઊંસ માખણને તાવો; ચાર આંઊંસ મેદા ખાંડને એક રતલ ઘઊંના આટા સાથે ભેલો, તેમાં ચાર આંઊંસ કરંન દરાખ, બે દ્રામ ઝીણી છુંદેલી તજ, તથા બે આંઊંસ કોઈબી જાતના મુરબાના બારીક કટકા કરી નાખો, ત્યાર પછી સઘલાંને તાવેલાં માંખણ તથા એક ગલાસ બ્રાન્ડી સાથે મેલવી નાખો. પછી કપલી મેલવણીનાં નાના નાના બિડકાં ભુંજવાના પતરાં પર દુર દુર મુકી અરધો કલાક ભઠ્ઠીમાં ભુંજવા મુકો.

મકરૂન—આંઠ આંઊંસ સોજી બદામ લઈ તેને છોલીને ઘણી બારીક છુંદો, છુંદતી વેલાએ અંદર બે મોટા ચમચા ભરી ગોલાબ નાખવો, આઠ ઇંડાંની સફેદીને ઘસો. કઠણ કફ ચઢાવવો અને તેમાં એક રતલ સોજી મેદા ખાંડ નાખવી, પછી તેમાં આસ્તે આસ્તે પેલી છુંદેલી બદામ મેલવતાં જવું, ત્યાર બાદ કેક વગેરે ભુંજવાનાં "વેફર પેપર" તૈયાર રાખી તે પર કપલી મેળવણી ગોલ બિડકાંનાં આકારમાં દુર દુર રેડી સાધારણ ગરમ ભઠ્ઠીમાં પંદરથી વીસ મીનીટ સુધી ભુંજવા મુકવું. સેહજ લાલ થવા આવે કે કહાડવું.

બેકમીનતન—એક કાકરી (ઘણી મોટી નહી તેમ નાની પણ નહી) ને અરધી કાપી છોલીને એક તમબલરમાં મુકો, તેમાં ચાર આંઊંસ મેદા ખાંડ, ખમનેરૂં અરધું જાએફલ અને કલેરેટની એક બાટલી રેડો. ખાંડ પીગલે કે અંદર સોડા વાટરની એક બાટલી રેડી પીધામાં લેવો.

પીરોજા.



# બવેરીયાના રાજા લુડવીગ બીજાની જીંદગીની કથા.

(જન્મ આગસ્ટ ૨૫ ૧૮૪૫. મરણ જુલાઈ ૧૩ ૧૮૮૬.)



મોસેલ નદીમાં એક બોટ ધીમેથી ચાલતી હતી. ખલાસીઓએ સુકાન છોડી દીધું હતું અને તે મછવાને મોજાની દયા ઉપર છોડયો હતો. નદીના કીનારાનો સુંદર દેખાવ જોતાં અને મોજાઓની ઉપર અહીં-થી તહી ઉડતાં ચલીયાંઓનો ચીચી કરતો અવાજ સાંભળતાં અમે ઉભાં હતાં. પડી ગયલાં ઘરો, સડી ગયલા થાંભલાઓ, શીલથી ભરાઈ ગયલાં છાપરાંઓ નદીને કીનારે આવ્યાં હતાં. મીનારાઓની ઘણી ઉંચે એક અસલી કીલ્લો એક જબરદસ્ત પાહડને ટોચે છે; "કોશન"નાં નાનાં ગામડાંમાં અમે આવી પુગાં હતાં. આએજ ઊંચાઇએથી ઘણાં વરસની વાત ઉપર "કાઉંટ સીજફ્રૈડ" અને તેની ભલી ધણી-યાંણી "જીનોવીવા"એ આએ ખીણુની નીચે જોયું હતું. અને રાજા બારબારોસા, જેનાં નામ સાથ હજારો કથા જોડાયલી છે, તેણે આ દેખાવ જોયો હતો.

ઘણી ભયંકાર વારતાઓ આ ખીણુ સાથે જોડાયલી છે, કારણુ અહીંયાં "કાઉંટ હેનરીએ" પોતાની બાયડીને મારી નાંખી હતી અને થોડો વખત પછી હેનરી ત્રીજો ખડકનો એક કટકો તેના દીલપર પડવાથી મરણુ પામ્યો હતો.

પણુ આએ દુ:ખી બનાવોની યાદદાસ્તથી દુર જઇયે! અહીંયાં તેઓની હાજરીને કાઇબી જગા મલતી નથી. તેઓ આએ સુંદર સાંજની શાંતીને નુકશાન કરે છે. જેવાં અમે મછવો છોડીને કીનારે ઉતર્યાં, કે ઘંટોના અવાજે અમે સાંભ-ળ્યા. એ શું સાંજના ઘંટો હશે? તેઓ ઘણો શોકનાક અવાજ કરે છે, અને નદીમાંથી ઠંડી લેહેરો ફુંકે છે, જેથી દીલમાં અમુને કંપારી છુટે છે.

પુષ્ટાની ઉપર અમુને દોસ્તો અને મુસાફરો મલ્યા, જેઓ-માંના એકે અમારા હાથમાં એક તાર મુક્યો, જેમાં નીચે મુજબ લખેલું હતું:—"લુડવીગ બીજો, બવેરીયાનો રાજા, આજે Strauberger Sea માં ડુબી ગયો છે."

સુરજ અસ્ત પામ્યો છે, પાણીના ધીમા અવાજે શોકનાં ગીત જેવા સંભળાય છે અને ઘંટો દલગીરી ભરેલા શોકના અવાજો કહાડે છે. નસીબ કેવી અજબ જેવી રીતે આપણી સાથે રમે છે! પાંચ વરસ અગાઉ, આએજ જગાની ઉપર તે રાજાની જીંદગીની કથા અમે સાંભળી હતી.—તે જીંદગી, કે જે સૌથી ઊંડા ભેદની અંદર વીટળાઇ ગઇ હતી, તે વરસ અમે 'મોસેલ'ની ખીણુમાં વસંત રતુનાં મહીનાઓ પસાર કીધા હતા. કોબલન્ટઝની મુસાફરી કરતાં અમુને એક બુઢી બાઇ મળી હતી, જેણીના સફેદ બરફ જેવા બાલોથી ઘેરાઈ ગયલા સુંદર ચેહરાએ મુખ્ય કરીને મારી ધણીઆંણીનું ધ્યાન ખેંચ્યું હતું. આસ્તે આસ્તે તેણીની સાથે અમે મલી ગયાં અને અમે સાથે કેટલીક મુસાફરીઓ કીધી હતી. 'કોશનનું" સુંદર નાનું ગામડું ઉતારાની જગા તરીકે અમે નકી કીધું હતું અને ત્યાંથી મોસેલની નદીનો સુંદર દેખાવ નીહાળી મજાહ મેળવતાં હતાં. અમારી નવી દોસ્તીએ અમારી રોજની મજાહમાં કાંઇ થોડો વધારો કીધો ન હતો. અમારા નવા દોસ્તનું નામ મીસ 'વોન રીબાક,' કરીને હતું અને તેણી એક અસળી બવેરીયન ખાનદાનની હતી. તેણીની રીતભાત ગંભીર અને વીચારવંત હતી, પણુ કુદરતી તેણીનો સ્વભાવ ઘણો હસમુખો હોય અને દુ:ખથી દબાઇ જઇ દલગીર બનેલો હોય એમ લાગતું હતું. અમારી દોસ્તી જેમ જેમ ગાઢી થતી ગઈ તેમ તેમ તેણીની જીંદગીના બનાવોથી અમે વાકેફ થતાં ગયાં.

'મીસ વોન રીબાક' ની જીંદગીના બનાવો ઘણા અગત્યના હતા. તેણીની વારતાઓ એટલી તો દીલ પસંદ હતી, કે કલા-કોના કલાકો સુધી મારી ધણીઆણી તે ટેકડીની નીચેનાં 'સમર હાઉસ' માં બેસી તેણીને સાંભળતી હતી. તે ખુશ-નુમા કલાકોની યાદદાસ્ત હજુર અમારાં મનમાં તાજી છે. તેણીની એક વાર્તાએ અમારાં મગજપર ઘણી અસર કીધી હતી અને તે સાંજનાં ઝઝકલાંમાં નદીની બાજુએ કરવામાં આવી હતી. ૧૮૮૧ ના—માસની સોમવારની તે સાંજ હતી. એક લાંબી મંજલ કાપ્યા પછી અમારા થાકેલા પગોને આરા-એશ આપવા, અમારાં એક માણીતાં ખુંણામાં વાત કરતાં અમે બેઠાં હતાં. અમારી પાસે અમારાં વહાલાંઓની સબીઓ હતી અને અમે તે સબીઓ એક બીજાને દેખાડતાં હતાં. 'મીસ વોન રીબાક' પોતાનાં માબાપો અને વડવાઓનો એક કીલ્લો જે બવેરીયન પહાડની વચમાં આવેલો હતો, તેની સબીઓ અમુને દેખાડી.

"તે ખાલી છે-હમણા ત્યાં કોઇ વસ્તુ નથી," તેણી બોલી.

"તમારાં કોઇબી ભાઇ બેહેન શું નથી?" મારી ધણી-આણીએ પુછ્યું.

તેણીએ પોતાનું ડોકું હીલવ્યું.

"મારી એક બેહેન હતી, પણુ સોલ વરસ થયાં તેણી મરણુ પામી છે; ત્યાર પછી હું દુન્યામાં તદન એકલી પડી છું." અમારા દોસ્તે દલગીરી ભરેલા ધીમા અવાજે જવાબ આપ્યો અને અમે વધારે સવાલો પુછવાની હીંમત કીધી નહી, પણુ બીજી બાબદપર અમારી વાત ફેરવી નાખી. સાં-જના મોડે ઘર જવાને વાસ્તે જયારે અમે અમારી સબીઓ એકઠી કરતાં હતાં, ત્યારે એક નાની 'પાકેટ-બુક,' એક કો-હલો, કે જે 'મીસ વોન રીબાક' પોતાની સાથે હંમેશાં લઇ

ફરતાં હતાં, તેમાંથી પડી ગઇ. ઝડપથી તે ઉચકવાને વાસ્તે હું વાંકી વળી અને તેનું પુઠું ઉઘડી જઇ, એક સુંદર સખી અમારી નજર સાંમે પડી. જેવી તે ચીજ મેં તેણીને આપી, કે તેણીના નાજુક ચેહેરા ઉપર રતાસ ચહડી આવ્યો.

"નસીબના સંજોગને હું તાબે થાવું છું" તેણી ધીમેથી બોલી અને એક વાર્તા તમારા વીશવાસ ઉપર કહું છું, કે જે આગળ કદીબી કોઇને કહેવામાં આવી નથી. હું એટલુંજ માગું છું કે જે વીશવાસ તમારા ઉપર મુકવામાં આવ્યો છે તેનો ગેરઉપયોગ તમે કરશો નહી, જુવો! આએ મારી બેહેનની સખી છે."

તેણીએ અમુને હાથીદાંતપર રંગેલી એક જુવાન છોકરીની સખી દેખાડી. અમે સુનેરી બાલોનાં ગુચડાંથી ભરેલું એક માથું, લાંબા કાલા પાપણોથી ઢંકાઇ ગયલી મોટી બલુ આંખો, ગોલાબી ગાલો અને હસતું મોઢું જોયું.

ક્યાં ધાસ્તી નસીબે આએ મધુર કલીને આટલી જલદીથી આએ દુનીઆથી જુદી પાડી હશે? તે સખીની નીચે નીચલા બોલો લખેલા હતા:—"મોત જેઓને જુદાં પાડે છે તેઓને મોત પાછાં એકઠાં કરે છે," "ઈ. અને એલ."

"મીસ વોન રીબાકે પોતાના કોઠલામાંથી કાગલોનું એક બંડલ કહાડયું અને અમુને આપતાં બોલી કે "આએ વાંચો અને "ઇ. અને એલ."નો અર્થ શું છે તે તમે સમજશો. તમે જેબી કાંઇ વાંચો તે આએ વાર્તાની અંદર ભાગ લેનારાં જ્યાં સુધી જીવતાં રહે ત્યાં સુધી તદનજ છુપું રાખવું જોઈશે. ભવીષમાં જાહેર કરવાનું તો તમારા વીચાર ઉપર હું સોંપું છું."

બે વરસ પછી અમે અમારા આએ જુના દોસ્તના મરણની ખબર સાંભલી અને આજે તે રાજાના મોહતની ખબર ચોમેર પંહરાઇ રહી છે. રાજા લુડવીગ એક એવો માણસ હતો કે જેને થોડાજ પીછાણી શકતાં હતાં; જોકે ઘણાઓ તેને ચાહતાં હતાં, તો પણ તે તદન એકાંત જીંદગી ગુજારતો હતો અને તાજ કે જે ખરેખર કાંટાઓથી ભરેલું હતું તે તેને પેહરયું હતું.

બાએ પવીત્ર વાત હું ખુલી કરું તે માટે મને કોઇ ગેરઇનસાફ આપંશે નહી. મારી વાર્તા કાંઇ ઘણી રસ આપનારી નથી. નહી; ઘણી દલગીરી સાથે "આલપાઇન" અને "જીનેશયન" ફુલોનો હાર—જેને તે ઘણાં ચાહતો હતો—લુડવીગ બીજો બવેરીયાના રાજાની ઘોર ઉપર મુકવા હું તેયાર કરું છું.



પ્રકરણ ૧ લું.

વસંત રૂતુનો આએ વખત છે, વાયોલેટ અને ગુલાબના ફુલો પોતાની મધુરતા આસપાસ હવામાં ફેલાવે છે. ઉપર, આકાશ ઘણી જાતના પક્ષીઓથી ભરાઇ ગયલું છે. બુલબુલ પોતાના મધુર ગીત ગાય છે અને લાર્ક પક્ષી એક ઊંચાં ઝાડ ઉપર બેસીને પોતાનું ગાણું લલકારે છે.

'રીબેક'ના બાગમાં એક જુનું સેબનું ઝાડ ઉભું છે. તેની ડાંખલીઓએ એક બીજા સાથે ગુંહાઇ જઈ, બેસવાની એક સારી જગા ત્યાં બનાવી છે. તે જગાપરથી દેખાતા દેખાવનું વર્ણન કોઇથી કલમ કરી શકશે નહી. પાહડો, જંગલો અને ખડકો તમારી આંખો જેટલે લાંબે સુધી જોઇ શકે તેટલે સુધી લંબાયલા છે અને અહીંઆં અને ત્યાં સુંદર જગાઓ ખુલી નજરે પડે છે, અને તેમાંથી H—નો કીલ્લો પોતાના ઠાટમાટ સાથે ઉભેલો જણાય છે.

તે જુનું સેબફલનું ઝાડ આજે એક સુંદર પરોણાની આગતા સ્વાગતા કરે છે; કારણ તેની ડાંખલીઓની ઉપર સતર ઉનાલા જોયલી એક ખુશ મીજાજી છોકરી હીચકા ખાય છે. તેણીએ એક સાદો સફેદ પોષાક પેહડેલો છે અને તેણીના સુનેરી બાલોના ઝુલફાં બલુ રંગની રીબનના કટકાથી બાંધેલા છે. તેણી તે ઝાડના ઠડને હદેલીને પોતાના ખોલાપર મુકેલી એક ટોપીની રીબીન સાથ રમ્યા કરે છે; એક જુવાન પુરૂષ તેણીના રેશમી હાથના મોજાં પોતાના હાથમાં પકડીને તેણી તરફ આતુરતાથી તીકતો ઉભો છે. એકાએક તેણી તેની તરફ ફરી હસીને બોલી. "ડાગોબર્ટ, આટલી આતુરતાથી તું મારી તરફ કાંય જોય છે? શું તુંબી માસીની માફક મારાં કપડાં હું એટલાં જલદીથી ખરાબ કેમ કરું છું, તેનો ભેદ સોધી કહાડવાની કોશેશમાં છે કે?"

હસીને તેને પોતાનું માથું હીલવ્યું.

"તું ભુલે છે એલીઝાબેઠ. તું છેલે સરવાલે ખરેખર પાછી આવી છે તેની ખાતરી કરવા હું તારી તરફ જોતું છું."

"છેલે સરવાલે પાછી આવી." એલીઝાબેઠ એક ડચકાં સાથ બોલી; "છેલે સરવાલે સાત લાંબા વરસની ગેરહાજરી પછી—ચાર વરસ ફ્રાંન્સના મઠમાં ગુજારયાં અને ત્રણ વરસ માસી સાથે."

"હવે તો તું હમેશાં અહીંયેજ રહેશે કે એલીઝાબેઠ?"

"અહીયાં નહી તો ક્યાં જાવું? આખી દુનીયાંમાં મારી બેહન, મારી પ્યારી મોનીકા સીવાય, મારી સંભાલ લેવાવાલું બીજું કોણ છે?"

"તું હમુને ભુલી જાય છે, તારા જુના દોસ્તો."

"નહી, હું કાંઇ તમુ લોકોને ભુલી ગઇ નથી; જ્યારે ૭ વરસની ઉમરે હું માતપીતા વગરની થઇ. અને 'મોનીકા' જ્યારે ઘણી માંદી હતી, ત્યારે તમો બધાંએ મારી સાથ ઘણી ભલાઈ કીધી હતી. હું જ્યારે ફ્રાંન્સમાં હતી, ત્યારે તું મને મલવા આવ્યો હતો અને મારે ઘર પાછી ફરવા પછીબી મને પેહલો આવકાર આપનાર તુંજ છે, પણ તું તો "ન્યુરનબર્ગ" માં રહે છે અને હું 'રીબાક' માં એકાંત રહું છું." તેણીએ ફરીથી ડચકાં ખાધાં.

"કાઊંટ ડાગોબર્ટ" તેણીની નજદીક ગયો.

"રીબાકમાં શું કામ તું એખલી રહે છે? હમારે ત્યાં આવ, એલીઝાબેઠ."

"'મોનીકા' મને કદીબી આવવા દે નહી અને મને જલદીથી પાછું ફરવું પડે."

"કાંય? તું શું હમારી સાથે હમેશાં રહી નહી શકે?"

રાજા નજદીક ગઇ અને ઘેરા બલ્યુ 'જીનેસ્યન' અને "આલ-પાઇન" ગુલાબનો એક તુરો તેના હાથમાં મુકી ઝડપથી જેવી રીતે આવી તેવીજ રીતે ટોળામાં ગુમ થઇ ગઈ. આએ સંધું બનતાં ફકત થોડી પળો લાગી હતી. તે છોકરીએ કદાચજ પોતાની આંખો ઉંચી કીધી હશે, પણ તે શાહજાદાએ જોયું કે તેણીની આંખો તેનાં માનીતાં 'જીનીસ્યન' ફુલના જેવી બલ્યુ હતી. આતવારનો દીવસ પાછો આવ્યો અને આએ બનાવ પાછો બન્યા વગર તે શાહજાદો પોતાની ગાડીમાં બેઠો; પણ સાંજના ભકતી પુરી થયા પછી, જેવો તે દેવલ છોડી જતો હતો, તેટલાંમાંજ તે છોકરી ફરીથી આવી અને ગોલાબોનો એક ઝુમખો તેને આપીને પાછી ઝડપથી ગુમ થઇ ગઈ.

સર્વેની અજાયબી વચ્ચે એક ખેડુતની છોકરી દર આતવારે ભકતી પુરી થયા પછી, એક ફુલનો તુરો; રાજા માટે લઈ આવતી હતી. કોઇ પણ કહી નહી શકતું હતું, કે તેણી કોણ હતી અને ક્યાંથી આવી હતી. એક વખતે લુડવીગ હંમેશ કરતાં મોડો દેવલ છોડી, વાટ જોતાં ટોળાંમાંથી પસાર થયો, જે ટોળું હંમેશાં કરતાં નાનું હતું. ફરીથી તે છોકરી તેની આગળ આવી ઉભી અને તેને ફુલો ભેટ આપતાં તેણીની ચળકતી આંખો તેના ચેહેરા પર પડી. જેવો તેણીએ પોતાનો હાથ ખેંચી લીધો, કે તેણીએ પોતાની હથેલીમાં કાગલનો એક ઘડી કીધેલો કટકો જોયો. દેવલમાં તેણી દોડી ગઇ અને બાજુનાં નાનાં બારણાંમાંથી લોકોની અજાયબી વચ્ચે ગુમ થઈ ગઇ.

એક ઘર કે જે થોડાં અઠવાડયાંને વાસ્તે 'મીસ વોન રીબાકે' ભાડે લીધું હતું, તેના એક સુવાના ઓરડામાં ચીમાઈને જોઇશું તો મ્યુનીચ શેહેરના ઘણા રહેવાસીઓને જે ભેદ ગુંચવણમાં નાખતો હતો, તેનો ખુલાસો થશે. બીછાણાં આગળ ગુડણમંડયે પડેલો એલીઝાબેઠ વોન રીબેકનો આકાર તમે જોશો. તેણીએ ખેડુતની છોકરીનો પોશાક પેહેરેલો છે અને ધ્રુજતા હોઠો અને રાતી આંખો સાથે તેણી કાગળનો કટકો, કે જે દેવળનાં બારણાં આગળ તેણીના હાથમાં સેરવી નાખવામાં આવ્યો હતો, તે તેણી વાંચે છે.

## પ્રકરણ ૩ જું.

સુરજ અસ્ત પામ્યો છે, કાલાં થતાં આકાશમાં ચંદ્ર પોતાની રૂપેરી ખુબસુરતી સાથે નજરે પડે છે. એક નાનો મછવો "સ્ટેન સી" ના શાંત પાણીમાં ધીમેથી ચાલે છે. ત્રણ જણાઓ આએ બોટમાં છે. એક પીસ્તાલીસ વરસની ખુબસુરત બાનુ, એક અતી સુંદર છોડી અને એક પતલો તોબી મજબુત બાંધાનો જુવાન પુરૂષ, જેનો કલપીત આકાર આએ દરરોજની દુનીયા સાથ સંબંધ રાખતો હોય એમ કદાચજ લાગતું હતું. તેના હાથમાં એક ચોપડી હતી અને એક માનીતા કવીની સુંદર કવીતા તે તેઓ આગળ વાંચી સંભલાવતો હતો. તેનો પ્રતી ઉતર સરોવરમાંથી પાછો આવતો હતો, જ્યારે મોજાઓ ખુશ લાગે એવા ગલતા સુર સાથે વાત કરતા હતા.

નસીબમાં જે બનવાનું હતું તે બન્યું છે. રાજા લુડવીગે તે ભેદી ખેડુતની છોકરીને જોવાનો ઠેડાવ કીધો હતો. નસીબે તેને યારી આપી, કારણ એક વખત તે તેણીને જંગલમાં ફરતાં મલ્યો અને તેણીનો ઘભરાટ જોઇને તે તરતજ સમજી ગયો કે ખેડુતનાં પોશાકમાં જે જુવાન બાનુ તેને ફુલો આપતી હતી તે તેણીજ હતી. એક પવીત્ર, સુખ આપનારી, ગાઢી દોસ્તી તેઓ વચ્ચે ઉભી થઇ. તે જુવાન રાજાને પોતાના મજબુત વીચારો સાથે ઘણીક લડાઈઓ લડવી પડતી હતી, કારણ મીસ વોન રીબાક પણ તેનાજ જેટલા મજબુત મનની હતી. મોનીકા તેને પોતાનાં ઘરમાં આવતો જોવાને ઇચ્છતી નહી હતી; પણ જ્યારે તેણી તેની ચાલચલણનું ઉમદાપણું સમજવા લાગી અને તેણીએ જોયું કે તેના ગરમ ગુસ્સાવાલા સ્વભાવપર અસર કરવા એક સ્ત્રીનાં શાંત મગજની ઘણી જરૂર છે, ત્યારે તેણીએ પોતાનાં સઘળા વાંધાઓ રદ કીધા. આથી તે ત્રણુડે વચ્ચે એટલી તો દોસ્તી પેદા થઇ કે જેવી દોસ્તી એલીયાની માફક સો વરસેજ ઉગી નીકળતી હશે.

તે જુવાનોની લાગણીઓ દોસ્તીની સલામત હદમાંજ રહેલી હતી કે નહી તે વીશે મોનીકા શોધ કરવાની હીમત કરી શકતી નહી હતી; કોઇબી રીતે તેઓ વચ્ચે પ્યારનાં શબ્દો બોલાયા નહી હતા; ખરેખર, જાણે તેઓ જાણતા હોય કે એ વીશેનો સેહજબી એસારો તેઓને છુટો પાડશે તેમ તેઓ તેનેથી દુર નાહસતાં હતાં.

લુડવીગે ઘણો લાંબો વખત કીલ્લામાં પસાર કીધો હતો; ઘણી સુખી સાંહજે તે કીલ્લાનાં રહેનારાઓ સાથે તેને ગુજારી હતી. પણ તેઓનાં અરસપરસનાં વીચારો મુખ્ય કરીને કાગજો લઇ જતાં હતાં, કારણ તે જુવાન રાજાને પોતાનાં દેશની ફરજો બજાવવાની હતી, જે તે ઘણાં ઉમંગથી બજાવતો હતો, જેથી રાજધાંણીની વારંવારની મુલાકાતોની જરૂર હતી. તેને લીધે ઘણાંક કાગજો એક બીજા ઉપર વગર આંકોશે લખવામાં આવતાં હતાં; કારણ લુડવીગે માંગી લીધું હતું કે તેઓ વચેનાં પત્ર બ્યવેહારમાં તેઓએ તેને તેઓનાં એક માનીતા દોસ્ત કરતાં વધારે આદરસ્તકાર નહી આપવો. તેનાં કાગજો, તેના વીચારો, સહમજ અને પોતાની હકુમતનાં પેહલા મહીનાઓ, કેવી હાલતમાં તે રહયો હતો તેનો તેજસ્વી હેવાલ આપે છે.

ઘણાં વરસો, ત્યાર પછી પસાર થઈ ગયાં છે. લાંબી ઉમરથી પીલાં પથલાં કાગજોમાં 'ડોકું' ખોસી, ગુજરેલી વાતોનું ચીત્ર દોરવામાં આપણે શું વાજબી છીયે!

* * * * * * * *

[ સાંધણ છે. ] દીનબાઇ.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# સ્ત્રી મિત્ર.

## સાંકળિયું—અકટોબર ૧૮૯૨.

સફે.







# સ્ત્રી મિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. ઑકટોબર ૧૮૯૨. અંક ૮મો.



## એક માતાની કેળવણીનો બદલો.

### પ્રકરણ ૧ લું.

**પીરોજા મરચંટે મેહરી પટેલ પર લખેલું કાગજ.**

મુંબઇની તા૦ ૧૮ મી જાનેવારી.



હસે સરવાળે મારી વાહલી મેહરી, હું ધારૂંછું કે હું મારી દાબી રાખેલી ઈચ્છાઓનો ઉભરો બહાર કહાડી શકશ. મારાં પોતાનાં દીલે પણ મને તેમ કરવાની રજા આપી છે. આપણે આગસ્ટમાં છુટાં પડયાં હતાં અને આએ જાનેવારી મહીનો ચાલે છે, તેટલા વખતમાં મેં તારી પર એક લાઇન પણ લખી નથી, જોકે ખોરશેદ તથા ગુલ તરફથી તો તુંને ઘણાં કાગજો મળ્યા હશે. હવે મેં તારીપર આટલો વખત સુધી શું કામ નહી લખ્યું તેનું હું તુંને કારણ જણાવીશ. હું ધારૂં છું કે મમાએ તારીપર કાગજ લખ્યું, ત્યારે મારી ચુપકીદીનું કારણ તો કાંઈ લખ્યુંજ નહી હશે અને જો લખ્યું હોય, તો તે તદન ખરૂં નહીં હશે. તેવણ મારી મગજની નબલાઈ બહાર પાડવાને ઈચ્છતાં નથી, તેથી મારી વાહલી મેહરી હું મારાં મનનો જે ખોલાસો કરૂં છું, તે સાંભલવાને તૈયાર થા, કારણ કે તે સાંભલ્યા પછી હું તારાં મારે વીશેના માનમાંથી દશ ટકા ઓછી થવશ, તોપણ ખરૂં તો કહેવુંજ જોઈએ તેથી હું મારૂં આએ કાગજ બારીકે બારીક હેવાલથી ભરીશ. બધા કરતાં તુંને વધારે સારી રીતે ખબર છે, કે મને મારો વાહલો "મરચંટ હાલ" છોડી મુંબાંઈ આવી વસવાની કેટલી દલગીરી લાગી હતી. તેં મને બે ત્રણ વખત ચેતવણી પણ આપી હતી કે એવા મનનાં ફાંટાઓ મગજમાંથી દુર કરવાની કોશેશ કરવી નહી તો તે જડ ઘાલી બેસી રહેશે. પણ વાહલી મેહરી મેં તારી સલાહ માની નહી અને તે એટલા સુધી કે છેલ્લે મને "મરચંટ હાલ" છોડવાનું કડવા ઝેર જેવું લાગ્યું. હું જોતી હતી કે તું મને મુરખ ધારતી હતી. હું જાણતી હતી કે મમા અને પપા મારાં મનનાં ફાંટાને ખાતર પોતાના "પ્લાનો" બદલી શકે નહી. વળી તેઓ આગળ મુંબઈ જવાની મારી નાખુશી જણાવી તેઓને દુઃખી કરવા મને ગમતું ન હતું, જેથી હું મારી આ લાગણી છુપાવા માંગતી હતી, પણ તેમ કરવાને બદલે મારી જાણ વગર હું તેને ઉત્તેજન આપતી હતી. પંચગનીથી પુને અને ત્યાંથી મુંબઈ આવતાં અમારી મુસાફરી ખરેખરજ ઘણી ખુશનુમાં લાગતી હતી અને હુંથી તેમાં ઘણી મજાહ મેલવી શકતે, પણ મુંબઈ, ત્યાંના માસ્તરો, ત્યાંનાં અંજાણ્યાં લોકો, તથા ત્યાં રેહવાની જુદી રીતી એ સઘળા વીચારો મારાં મનમાં એટલા તો ફસી રહ્યા હતા, કે હું બહારનું કાંઈ પણ જોવાની કોશેસ કરતી નહી હતી અને કાંઇ પણ ચીજમાં મજાહ મેળવવાની ચેતરણ કરતી હતી નહી.

અમુને પુને ઉતરવાની ઝાઝી ગરજ નહી હતી, પણ અમારા ભાઈઓની કોલેજ અમો જોવા ઈચ્છતાં હોવાથી ત્યાં ગયાં. ત્યાં જાંગીરનો ખુશાલ સ્વભાવ તથા જે વખાણથી તેને દરેક ચીજનું વર્ણન કીધું, તેથી મારો ખરાબ ખવાસ થોડો ઘણો દુર થયો. પણ જેમ જેમ અમે મુંબઈની નજદીક આવતાં ગયાં, તેમ તેમ તે પાછો શરૂ થવા લાગ્યો. અમે જ્યારે મુંબઈ આવી પુગ્યાં, ત્યારે પુનાની "સીઝન" હોવાથી ઘણાં ખરાં "ફેશનેબલ" લોકો પુને ગયાં હતાં. તે માટે મમા કાંઈ ઘણાં દલગીર થયલાં જણાતાં નહી હતાં. કારણ કે અમારા અભ્યાસમાં પક્કા કરી, અમોને બહાર લઈ જવા તેવણ ઈચ્છતાં હતાં. અમારે વાસ્તે ઘણા સરસ માસ્તરો રાખવામાં આવ્યા છે. મમાએ તો અમારા આવી પુગા આગમચ તેઓને લખી નક્કી કીધું હતું; કે અમારો વખત ફોકટમાં અમો ગુમાવ્યે નહી. મ્યુઝીક, ડ્રોઈંગ, ફ્રેન્ચ અને ઈટલયનના પ્રોફેસરોને રાખવામાં આવ્યા છે અને વળી ખોરશેદ તો ભરવા ગુંઠવાનું શીખવા માટે એક મડમને રાખવા મમાને કંટાલો આપ્યા કરતી હતી—ફક્ત એટલાજ માટે કે તે મડમ ઢીલા

શરાફને શીખવતી હતી—આ સઘળું મારી વાહલી મેહરી મને તો ઘણું ભયંકાર લાગ્યું અને પેહેલે મહીને તેઓનાં લેસનથી મને કાંઈબી ફાયદો મેલવવા ગમ્યો નહી, કારણ કે જાઇજી અને મમા સીવાય મને કોઈ પાસેબી શીખવાની ટેવ ન હતી. આ નવા માસ્તરો માટેનો અણગમો મને વધારે અને વધારે લાગવા માંડયો. હું આલસાઈને એટલું તો ઉતેજણ આપવા લાગી કે વારંવાર મને જાઈજી તરફથી ઠપકો પણ મલતો હતો. તેઓની શીખવવાની રીત મને જરાકબી ગમી નહી. આટલી બધી ચીજો પર ધ્યાન આપવું મારી હાલની હાલતમાં મને ઘણુંજ મુશકેલ લાગતું હતું અને મમાને દેખાડવા મેં મારાં મનમાં લગભગ ઠેડાવ કીધો, કે તેવણની સઘળી મેહનત મારી પર નકામી હતી. જ્યારે દરેક ચીજમાં આવી રીતે ફેરફાર થયો હતો, ત્યારે મને શીખવા ગમતું ન હતું. વાહલી મેહરી, તારી સઈથી નાઉમેદ થઇને આગળ કાગજને ફેંકી દેતી ના; છેલ્લે સુધી વાંચજે અને કદાચ મારી ચાલચલણ વીશે તું થોડો ઘણો સારો વીચાર કરશે, મારાં મગજ પર કાંઈ ભાર હતો, જે હું કહાડી શકતી નહી હતી, બલકે હું કાહડવા માંગતી નહી હતી. હું કાંઈ પણ કારણ વગર ચીરડાતી અને ફફડતી હતી. પપા મમા આગળ હું તેમ નહી કરવાની કોશેશ કરતી હતી, પણ તેમાં હમેશ ફતેહ પામતી નહી હતી. મારામાં થયલા આવા ફેરફાર માટે જાંહગીર અને હોમી બેઉ મને સમજાવવા લાગ્યા અને હું ધારૂં છું કે મારી જીંદગીમાં પેહલીજ વખત મેં જાંહગીરને મારી સાથે ખરેખર ગુસ્સે થયલો જોયો, કારણ કે તે મારી વચમાં પડવાથી હું તેની સાથે પણ ચીરડાઈ હતી. મેં તેને કહ્યું કે મારે ગમે તેમ દેખાવા અને ફરવા મને હક હતો. હોમી દલગીર દેખાયો અને જ્યારે તેને જોયું કે હું તેનું કેહેવું સાંભલતી નહી હતી ત્યારે તેને મને સમજાવવું બંધ કીધું. જાંહગીરના દેખઈતા ખીજવાટ અને મારાં પોતાનાં હૈયાંના ઠપકાથી મારી નાખુશ લાગણીઓમાં કાંઈ થોડો વધારો થયો નહી. "મરચંટ હાલ"ની મારી જીંદગીનો હું વીચાર કરવા લાગી અને મારી અગાઉની તથા હાલની હાલતનાં ફેરફારથી મને કંગાલ બનવાનું ખરેખર ઘણું કારણ મલ્યું. મારા ભાઈઓ કોલેજમાં પાછા ફરયા તેની થોડુંજ આગમજ મેં તારીપર એક લાંબું ઘણુંજ લાંબું કાગજ લખ્યું હતું, કે જેમાં મારી સુરખ, મને કહેવું જોઈયે કે પાપી લાગણીઓને મેં ઘણી રાહત આપી હતી. તે લખવામાં મેં ઘણાક કલાકો કાહડયા હતા, અને તેમ કરતાં હું મારા માસ્તરોનું લેસન ચુકી હતી, કે જેથી તેઓ એક કરતાં વધારે વખત મારી આલસાઈ અને બેદરકારીની ફરયાદ જાઈજી આગળ લઈ ગયા હતા. તેવણનાં ઠપકાથી મને કબુલ કરવાને શરમ લાગે છે કે, મારો ચીરડાણ ખવાસ વધ્યો હતો. વારૂ, મેં મારૂં કાગજ અંતે પુરૂં કીધું, કે જે જો તુંને મલ્યું હતે તો ખરેખર તે વાંચતાં તુંને ઘણી ધીરજની જરૂર પડતે; કારણ કે તે ગીચોગીચ લખેલાં દસથી બાર પાનાં હતા, કે જેમાં મારી અસંતોષી અને અસુખી લાગણીઓને મેં એટલું તો મોટું રૂપ આપ્યું હતું, કે કોઇ એમજ ધારે કે મારે માટે આ દુન્યામાં એક પણ સુખ બાકી રહયું ન હશે. હું તેને ઘડી વાલીને સીલ કરવા જતી હતી તેવામાં મમા મારા ઓરડામાં દાખલ થયાં. મને કહેવું જોઈયે કે હજુર સુધી મેં તેવણનાં મોહડાંમાંથી એક પણ ઠપકાનો શબ્દ સાંભલ્યો ન હતો, જોકે મારી પક્કી ખાત્રી હતી કે લાંબો વખત આગમજ તે સાંભલવાને હું લાયક હતી. હું જોતી હતી કે મારાં મોહડાંમાંથી એક પણ ચીરડાયલો બોલ સાંભલતાં તેવણ ઘણાં દુઃખી થયલાં દીસતાં હતાં, પણ તેવણ તે વીશે કાંઈબી બોલ્યાં ન હતાં. જ્યારે તેવણ આવ્યાં ત્યારે હું લગભગ ધ્રુજવા લાગી, કારણ કે હું જાણતી હતી કે તે સહવારનાં જાઇજી બોલ્યાં હતાં કે તેવણને સીન્યોર પેડરાઝા અને ગોંશીયર વેર્નીગની ચાલુ ફરયાદો વીશે તેવણને (મમાને) જણાવવું જોઇયે. તે વીશેની કાંઈ પણ વાત કાહડયા વગર તેવણ મારી આગળ બેઠાં અને પોતાનાં હમેશનાં મધુર હસવા સાથે (કે જેથી મને બોલો કરતાં વધારે ઠપકો મલ્યો) મને પુછયું કે શું હું ખરેખરજ તારીપરનું તે લાંબું ચુપું કાગજ તેવણને દેખાડયા વગર અથવા તો તેમાંનો કાંઈબી ભાગ તેવણને કહ્યા વગર સીલ કરી મોકલી દેવા માંગતી હતી. વાહલી મેહરી, તેવણને તેમ પુછવુંજ જોઈએ, કારણ કે મેં અગાઉ કદી એક લાઈન પણ તેવણને દેખાડયા વગર લખી હતી નહી; પણ મારૂં હૈયું મને કહેવા લાગ્યું કે તેમાંનું લખેલું તેવણને ગમશે નહી અને તેથી મેં ખચીતજ ઈચ્છયું કે તેમાંનું કાંઈ પણ લખેલું તેવણને જણાવ્યા વગર મેં તે મોકલી દીધું હતે તો કેવું સારૂં! કેટલી લુચ્ચાઇ! હું જાણુંછ કે તું એ પ્રમાણે બોલશે. હા, વાહલી મેહરી, આ શરમભરી વાત પુરી થશે તે આગમજ તું વધારે ખુલ્લું જોશે કે એક વાંકબીજા કેટલાને વધારે છે. મેં તેવણનાં સવાલનો જવાબ આપ્યો નહી, પણ ઘુમટો ઘાલી ચુપ બેસી રહી.

"જો હું એમ કહું કે જ્યાંસુધી આએ કાગજનો થોડોબી ભાગ હું જોતું નહી ત્યાંસુધી હું તેને જવા દેતું નહી તો શું મારી પીરોજા મને ઘણી સખત ધારશે?" તેવણે ધીરજથી પણ એટલા તો મક્કમ અવાજે કહ્યું કે તેવણની સામે થવાને મારામાં કાંઈ પણ શક્તી રહી નહી અને જ્યારે તેવણે મને કહ્યું કે હું જેમ હંમેશાં કરતી હતી તેમ હમણાં પણ તેવણ આગળ તેમાંનો થોડો ભાગ વાંચી નહી શકું? ત્યારે મેં ઘુમટામાંજ જવાબ દીધો કે થોડું વાંચો ત્યારે તો આખુંજ કાંય નહી વાંચતાં. તેવણ ઘણાંજ દુઃખી થયલાં દીસ્યાં અને જે પળે હું આ બોચો બોલી, તેજ પળે મારૂં હૈયું મને ઘણું ડંખવા લાગયું, પણ તે વખતે દલગીરીની કાંઈ પણ નીશાની બતાવવા માટે હું ઘણી મગરૂર હતી અને જેટલો વખત તેવણ વાંચતાં હતાં, તેટલો વખત હું મારા ગુસ્સાને વધારવાજ કરતી હતી.

"મારી વાહલી પીરોજા, શું તું ખરેખરજ એટલી બધી અસુખી છે?" ફકત આએજ બોલો તેવણ જેવું છેલ્લું પાનું વાંચી રહયાં કે આંખમાં આંસુ સાથે મારાં મોહડાં તરફ

જોઈ બોલ્યાં. હું ફરી ગેઈ, કારણ કે હું એટલી તો ચીડાયલી હતી કે તેવણુને દુઃખી થયલાં જોઈ, મને હમેશ જે દુઃખ લાગતું હતું તે દેખાડવા નહી માંગતી હતી અને તેવણુને કાંઈબી જવાબ નહી આપવાનો મેં ઠેરાવ કીધો હતો. "અને શું તું એક માય કે જે પોતાનાં બચ્ચાંઓની ફકત દયા ખાએ એટલુંજ નહી પણ તેઓનાં દુઃખ અને દલગીરી ઓછી કરવાને હમેશાં પોતાથી બનતું કરે છે તેના કરતાં તારા જેટલી એક નાદાન છોકરીની દયા શોધવાનું વધારે પસંદ કરે છે?" તેવણે આગળ ચલાવ્યું. હજુરણી મેં જવાબ દીધો નહી અને તેવણે ધીરજથી ઉમેર્યું, "પીરોજા, શું તું એમ નહી ધારતી કે જો આએ કાગજ તેં ઓછા ગુસ્સાથી લખ્યું હતે તો મેહરી વધારે ખુશી થતે? તું શું એમ નહી ધારતી કે જો તું કોશેશ કરી આવા ખ્યાલી ખ્યાલો તારા મગજમાંથી કાહડી નાખે તો એક બીજું ઓછી નાઉમેદી ભરયું કાગજ લખી શકે—કે જે મોકલવા માટે હું તુંને મારી પુરતી રજા આપુ, કે જેવી રજા હું દલગીર છેઉં કે આએ કાગજ માટે હું તુંને આપી શકતી નથી."

તેવણુનાં બોલો અને રીતભાત ગમે એવી નરમાસવાલી હોવા છતાં તેવણુ જે કાંઈ બોલ્યાં તેથી મારો ગુસ્સો પુરેપુરો ઉશકેરાઈ આવ્યો. "મને ગમે તેમ જો હું લખી નહી શકું, તો હું તદનજ લખવાની નથી." હું ગુસ્સાથી બોલી અને મારી આગળ પડેલું કાગજ ઊંચકીને ફાડી નાખ્યું અને બાકીના પણ તેમજ ફાડી નાખતે, પણ મમાએ નરમાસથી તેવણનો હાથ મારા હાથપર મુકયો અને મારૂં નામ અજાયબી અને દલગીરી ભરયા અવાજે બોલ્યાં, જેથી હું તેમ કરતાં અટકી ગેઈ, ત્યાર પછી એકદમ જોસમાં રડી પડી.

વાહલી મેહરી, તું શું એમ નહી ધારશે કે હું મારે વાસ્તે નહી પણ ખોરશેદને વાસ્તે લખું છું; આએ શું મારી બેહનનાં બચપણનાં દેખાવને મલતું નથી આવતું? તું શું માની શકશે કે આએ તારી પીરોજાનો હેવાલ છે કે જેના મધુર ખવાસ અને નરમાસ ભર્યા સ્વભાવને તું વારંવાર વખાણતી હતી? પણ હું પોતે પોતાને ભુલી ગેઈ હતી—હું, કે જે એક વેલાએ માનતી હતી કે કાંઈબી ચીજ કદી પણ મને ગુસ્સે કરી શકે નહી અને હું એક પલમાં તેવી બની ગેઈ હતી—એટલી બધી તો ઉસકેરાઈ ગેઈ હતી કે મારા પોતાનાં ખવાસની સામે થઇ હતી અને વળી તેબી કોણુ સાથે?—મારાં માય, મારાં માયાલુ, વાહલાં માપની સાથે, કે જેવણે હમેશ મારે માટે એટલું બધું કીધું છે, જેવણુને મારા બચપણમાં, કે જ્યારે હું તેવણુની કીમત હમણાં કરતાં ઓછી પીછાણુતી હતી, ત્યારે પણ મેં કદીબી આંસુ પાડવાનું કારણુ આપ્યું ન હતું. અરે મેહરી, હું તુંને કહી નહી શકતી કે જે પલે તે ગુસ્સાવાલા બોલો મારા મોહડાંમાંથી નીકળ્યા તે પલે મને કેટલું લાગ્યું. હું ખચીત કહું છું, કે હું ગુસ્સાથી રડી નહી પણ મારાં હૈયાંએ દીપેલા ઘણા ઘણાજ દુઃખભર્યા હપકાથી. હું ધારૂં છું કે તેવણુની હમેશની પારખવાની શકતીએ આએ શોધી કાહડયું હશે, કારણુ કે જો તેવણે ધારયું હતે કે મારાં આંસુઓ ગુસ્સાનાં હતાં તો તેવણુ જેવી રીતે મારી સાથે વર્તયાં તેવી રીતે વર્તતે નહી.

તેવણે મને નરમાસથી પોતા આગળ લીધી અને બોલ્યા વગર મને કીસ કીધી. મેં મારા હાથો તેવણુની ગરદન આસપાસ વીટાલ્યા અને દયકાંથી લગભગ ગુંગલાઈ ગયલા અવાજે મને માફ કરવાને તેવણુને ફરીથી અને ફરીથી કાલાવાલા કીધા. મેં તેવણુને કહ્યું કે આવી અપમાનભરી રીતે તેવણુને જવાબ દેવાની મારી મતલબ નહી હતી—હું જાણુતી હતી કે હું ઘણી પાપી છોકરી બની હતી, પણ હું ખરેખર તે વખતે ઘણી દુઃખી હતી. થોડી પલ સુધી તેવણુ ચુપ રહયાં અને હું જોઈ શકી કે મારી અસાધારણુ ચાલચલણુથી તેવણુની આંખોમાં આવેલાં આંસુઓ દબાવાની તેવણુ કોશેશ કરતાં હતાં. મારી વાહલી મેહરી, આવો બારીક બારીક હેવાલ લખવા માટે હું તારી પાસે માફ માંગતી નથી; કારણુ કે હું જાણું છું કે તું મારાં માયને ચાહે છે અને તેવણુનો દરેક બોલ જેટલો તેવણુનાં છોકરાંને કીમતી છે, લગભગ તેટલોજ કીમતી તુંને પણ છે. વળી આએ હેવાલ આપવાનું બીજું કારણુ એ કે હું જેવી છેઉં તેવી તું મને જાણે અને એક વેલાએ તું મને ધારતી હતી તેવી ખામી વીનાની ધારે નહી. અરે જ્યારે હું તે દીવસનો વીચાર કરૂં છું, ત્યારે એટલી તો દુઃખ ભરેલી રીતે નીચી પડેલી મને સમજુ છું કે તેની યાદ પણ મને કરવા ગમતી નથી, પણ તે યાદ કરવું વધારે સારૂં છે, કારણુ કે નહી તો હું છેઉં તે કરતાં વધારે સારી મને સમજુ. જે માયાલુ નરમાસ ભર્યા અવાજે તેવણુ જે જે બોલો બોલ્યાં હતાં તે દરેક બોલ મારાં દીલમાં કોતરાઈ રહયા છે. આવી રીતે ખોટા વીચારોથી કંગાલ બની જે પાપ હું કરતી હતી તેની તેવણે સેહલાઈથી અને પુરતી રીતે મારી ખાતરી કરી આપી. હું કહી નહી શકતી હતી કે એકબી સુખ મેં ખોયું હતું. જેઓને હું ચાહતી હતી તે સઘળા મારી આસપાસ પુરતાં સુખ અને તનદરૌસ્તીમાં હતાં. મમા બોલ્યાં કે શું કદીબી એમ બની શકે કે ફકત મારાં માનીતાં ઘેરમાંથી બહાર જવાને લીધે, (અને તેબી થોડાજ મહીના) મારી આસપાસ ખોદાએ જે પુશકલ સુખ અને આસીરવાદો પાથરયા છે તે તરફ હું એટલી બધી આંધલી બની જાઉં. જેવું તેવણુ આ બોલ્યાં કે મારી આંખપરનો પરદો ઊઘડયો અને મારી ચાલચલણુનું બેહુદાપણું પેહલીજ વાર ખરા આકારમાં મારી સામે આવી ઉભું. મેં જોયું——હું જાણુતી હતી કે હું કેટલી પાપી હતી; મને ઘણોજ પસ્તાવો થયો કે મારી દરેક લાગણી દીલમાં છુપાવી મને તેમજ બીજાઓને દુઃખી કરવાને બદલે તે મમા આગળ એકદમ કબુલ કરી દીધી નહી. જ્યારે તેવણુ બોલતાં હતાં ત્યારે હું રડતી હતી અને જ્યારે તેવણુ નીચે પ્રમાણે બોલ્યાં, ત્યારે તો મારી દલગીરી અને પસ્તાવો વધતોજ ગયો. "મારી વાહલી પીરોજા, તેં કાંઈ અમુને થોડાં

નાસીપાસ કીધાં નથી; કારણુ કે હવે હું વધારે વખત છુપાવતી નથી, કે સીધાં મુંબઈ જવાને બદલે બધે શેહરે શેહર ફરીને જવાનો વીચાર ખાસ તારે ખાતર તારા બાવાએ અને મેં કીધો હતો. અમે જોતાં હતાં કે તુંને "ગરચંટ હાલ" છોડવા ગમતું નહી હતું અને તે માટે અમે કાંઈબી અજબ થયાં નહી, કારણુ કે તારા જેવા ખવાસની છોકરીને તેમ ખુદરતી લાગવું જોઈયે અને તેથી એકદમ મુંબઈ જવાને બદલે અમે ધારયું કે જુદા જુદા શેહરોમાં ફરવાથી નવી નવી ચીજો જોવાની મલશે અને જુદે જુદે ઠેકાણે રહેવાથી એકદમ ઘેર છોડી જવાનું દુઃખ ઓછું થશે." મારેથી જેટલો બન્યો તેટલો પસ્તાવો અને દલગીરી મેં તેવણુને બતાવી અને તેવણુ તથા પપા મને જેવી ઈચ્છતાં હતાં, તેવી બનવાને મારેથી બનતી દરેક કોશેશ કરવાને તેવણુને કબુલાત આપી.

"મારી પોતાની દીકરી, હું તારૂં કેહવું માનું છું." મારાં માયાલુ માએ મને ફરીથી 'કીસ' કરી કહ્યું અને આ વેલાએ તેવણુનો અવાજ પેહલાંનાં જેટલો ગમગીન અને દલગીર લાગ્યો નહી. "મારી ખાતરી છે કે તું હવે જાણે છે કે તારાં માબાપને તું કેટલાં દુઃખી કરતી હતી. હવે તે દુઃખ દુર કરવાને તું તારેથી બનતી કોશેશ કરશે." વાહલી મેહરી, હું શું આવા બોલોને લાયકની હતી? હું નહી ધારતી; કારણુ કે મમાના ચેહરાપરથી હું વારંવાર જોતી હતી કે હું તેવણુને દુઃખી કરતી હતી અને તોપણુ મને અટકાવવાને મેં કાંઈ પણુ કોશેશ કીધી નહી. આ સઘલું મેં મમાને કહ્યું, તેવણુ પોતાના હમેશના મધુર મીઠાસથી હસ્યા અને પછી મારાં ખોલ્લાં દીલ માટે મારો ઉપકાર માની બોલ્યાં—

"જો હું એમ કહું કે તારા હાલના દલગીરી ભરેલા વીચારો તથા તારી આસપાસનાં આટલાં બધાં સુખ છતાં તારા આવા અસંતોશી દેખાવથી તારી માતાને ખરાબ લગાડે છે અને તેણીનાં દોશ આસનાઓમાં હલકું લગાડે છે, તો તું અગાઉના જેવી ખુશાલ થવાની કોશેશ કરશે?"

"મમા હું તમને ખરાબ લગાડું?" હું ઘણી અજાયબી સાથ બોલી ઉઠી, "કેવી રીતે?"

"મારી વાહલી દીકરી, કેવી રીતે તે હું કહીશ. મારા ઓલખાણવાલાંઓજ નહી, પણુ મારાં દોસ્તો કે જેઓના વીચારોને હું ઘણું માન આપું છું, તેઓ વટીક તુંને તેમજ ખોરશેદને કોઈબી વખત મુંબઈ નહી લાવવા માટે મને ઠપકો આપે છે. તેઓ કહે છે કે તમોને એકાંત જગામાં ગોંધી રાખી, તમારા દરજ્જાને લાયક લોકમાં ફરવા તમને નાલાયક કર્યાં છે, કે હમારી સાથેજ બધો વખત રહેવાથી અને બહારનાં લોકોમાં નહી ફરવાથી તમારા મગજોમાં કેટલાક એવા વીચારો જડ ઘાલી બેઠા છે, કે જેને લોકો અસલી અથવા તો ચક્રમ વીચારો ધારે અને જેથી કરી મુંબઈનાં સારાં સારાં લોકોમાં ફરવાનું તમોને ભારી થઈ પડે, પણુ આવી જાતની બીહક કોઈબી વખતે મારાં મગજમાં દાખલ થઈ ન હતી. હાલના "ફેશનએબલ" માં ખપતાં લોકોનાં બધાજ વીચારો તમારા મગજમાં દાખલ કરવાને હું ઈચ્છતી ન હતી અને મારી ખાત્રી હતી કે કદાચ તે કહેવાતા "ફેશનએબલ" લોકમાં ફરવાને થોડોજ વખત તમને અસીકું લાગશે અને પછી તમો પણુ બીજાઓની માફક સેહલાઈથી અને કાંઇ પણુ બીહક વાગર તેઓ વચ્ચે ફરશો, પણુ જે દહાડેની હું હીઆં આવી છું.—મારી વહાલી પીરોજા, હું તુંને વધારે દુઃખી કરવા માંગતી નથી, પણુ મારે કબુલ કરવું જોઈયે, કે તે દહાડેથી તારી ચાલથી મને પોતાને ઘણો ચપકો આપવાનું કારણુ મલ્યું છે. હવે મને લાગે છે કે મારા દોસ્તો ખરાં હતાં અને આટલો લાંબો વખત વેર તમોને એક ગામડાંમાં રાખી મુકવામાં મેં એક મોટી ભુલ કીધી હતી અને તમોને ભવીષમાં સુખી રાખવાને બદલે સામું મેં દુઃખ ઉતપંત કર્યું છે."

"અરે, ખોદાને ખાતર એમ ના વીચાર કરો." હું બોલી ઉઠી, કારણુ કે તેવણુ એટલા બધા તો દલગીરી ભરેલા સાથે બોલ્યાં કે મને ઘણું લાગી આવ્યું. "મારૂં દુઃખ મેં પોતેજ ઉતપંત કર્યું છે અને તમને તેની સાથ કાંઇ પણુ લાગતું વલગતું નથી."

"મારી વાહલી દીકરી, તું હમણા એમ ધારે છે." તેવણે હમેશ કરતાં વધારે વહાલથી કહ્યું, "પણુ હમણા જો મારાં દોસ્ત આસનાઓ તુંને આવી દલગીર અને અસંતોષી જોય તો તેઓ શું ધારે! શું તેઓ મને બદલાંમ નહી કરે! અને વળી જ્યારે તેઓ જાણેછ કે એક ગામડાંમાં રહેવા, અને મોટી મોટી મંડળીઓમાં ફરવા કરતાં, ઘરમાં મારા ધણી અને છોકરાંઓ વચ્ચે મઝા મેલવવાનું હું વધારે પસંદ કરૂં છું, ત્યારે શું તેઓ એમ નહી કહે કે મારી પોતાની એકલપેતી ઇચ્છાઓ પુરી પાડવા માટે મેં મારાં બચ્ચાંઓનાં સુખની કાંઈ પણુ દરકાર કરી નહી?"

"તેઓ એમ ધારેજ નહી. તેઓ એમ ધારી શકેજ નહી." હું ઉસકેરાઇ આવીને બોલી, "જેઓ એમ બોલે તેઓ તમને બરાબર પીછાણતાં હોવાજ ન જોઈયે. શું મારી વાહલી મેહરી, તું મારી સાથ મલતી નથી થતી? અને તું શું ખ્યાલ નહી કરી શકતી કે મમાના ઉપલા બોલોથી મને કેટલું લાગ્યું હશે.

"મારી વાહલી દીકરી," તેવણુ સેહજ હસીને બોલ્યા, "તેઓ પોતે એમ નહી ધારશે કે તેઓ મને પીછાણતાં નથી. તેઓ ફકત એમજ વીચારશે કે તેઓએ મારે માટે પેહલે મત બાંધવામાં ભુલ કરી હશે. મારી વાહલી પીરોજા, ઘણી વખત છોકરાંઓની ચાલચલણથી તેઓની માતાનાં ખવાસનું ટોલ કરી શકાયછ અને ઘણી ખરી વખતે તે ખરૂંજ પડે છે તો જો કે અલબત ઘણી વખત લોકો માતાને ખોટી રીતે પણુ બદનામ કરે છે. નજદીક સોલ વરસ થયાં હું મુંબઈમાં તદન અંજાણી છેઉં અને લોકોને મારે માટે ટોળ કરવાનું ખોરશેદ તેમજ તારી ચાલ ઉપર આધાર રાખે છે, ત્યારે મારી વહાલી પીરોજા, તું શું પસંદ કરે છે? આવો દુખરાયલી દાલ જેવો દેખાવ કરી તારા જીવ તેમજ સ્વભાવને બગાડી લોકોમાં તારી માયને માટે ખોટો શક ઉતપંત કરવાનું! કે તારા દલગીરી ભરેલા વીચારો છતાં ખુશાલ દેખાવ રાખી તારાં માબાપને ખુશી કરવાનું?"

મારી વહાલી મેહરી, હું આનો જવાબ આપી શકી નહી, પણ રડી પડી મારાં માયને વળગી પડી. તે ઘડી વેર અને બીલકુલ પણ ખબર નહી હતી કે મારી ચાલ ઉપર પણ આટલો બધો આધાર રહેતો હતો, પણ ત્યાર પછી મેં તરતજ મારાં મનમાં સોગંદ ખાધા કે મારી કોઈ પણ જાતની ચાલથી મારાં વહાલાં હેતવંત માયને કદી પણ ખરાબ લાગવા દેવું નહી. હા! મારાં વહાલાં માય, કે જેવણ મારી દલગીરી દુર કરવા અને મારાં આંસુઓ લુછવા આટલી બધી કોશેશ કરતાં હતાં, જેવણે મારે માટે આટલું બધું કર્યું હતું, જેવણે પોતાની આખી જીંદગી પોતાનાં છોકરાં માટે રદ કરી હતી. મેં ઠેરાવ કર્યો કે મારી ચાલથી બનતું કરી મારાં માયને દુન્યાની નજરમાં સૌથી સરસ દેખાડવાની કોશેશ કરીશ.

જે રીતે હું મારાં માય સાથે વરતી હતી તેથી મને દુઃખ લાગયું અને મારું માથું તથા મમાનો જીવ દુઃખે ત્યાં સુધી હું રડયા કીધી, પણ તેવણનાં પ્યારની સામે હું વધુ વખત ટકી શકી નહી અને તેવણ ગયાં તે આગમજ તો તેવણનાં ઉતેજન ભર્યા બોલોથી હું હસી વટીક શકી.

"અને હવે," તેવણે પોતાની હમેશની રમુજી ઢબથી કહ્યું, પણ હવે જાઇજી કહે છે કે સીન્યોર પેડરાઝા અને મો. વેનીંગ તારા શીખવા વીશેની ફરયાદ કરે છે તેનું શું કરવું? મારી પીરોજાને ફ્રેન્ચ તો ગમે છે અને પેદરાઝા ધારે છે તેમ તેણી કાંઇ સીક નથી એમ તેને સાબેત કરી આપવાને હું શું કેહું? નહી તો કે જ્યારે તેની નાહી હતી અને લેસન કરતાં રમવામાં વધારે ધ્યાન આપતી હતી, ત્યારે જેમ હું તેણીને ધમકાવતી હતી તેમ હમણાંથી ધમકાઉં? ધાર કે એ લોકોને કોઇ પુછે કે મરચંટનાં દીનબાઇની છોકરીઓ શીખવામાં કેવી છે; તેઓને તેઓની માએ મુખ્ય કરીને પોતે શીખવેલાં હોવાથી તેઓને અસાધારણ કેળવણી મલેલી હોવી જોઇયે. તુંને ગમે ત્યારે તારી બેહનનાં જેટલીજ ઝડપથી અને વળી ગુલ કરતાં વધારે જલદીથી તું શીખી શકે છે, એવું સાબેત કરી આપવાને મેહનત નહી કરે તો તેઓ તે પુછનારને શું જવાબ આપે વારું અને તે પરથી તેઓ શું અનુમાન કરે?"

સૌથી વાહલી મેહરી, મને એટલી તો શરમ લાગી કે મેં મારું મોહડું તેવણનાં ખભાંપર છુપાવ્યું અને તે કેટલો વખત સુધી પાછું ઊંચકયું નહી; પણ જ્યારે મમા મેં તારી પર લખેલાં કાગજ વીશે બોલ્યાં અને મને પુછ્યું કે હું હજુરબી તે મોકલવા માંગતી હતી અને હું શું બીજું કાગજ નહી લખી શકું, ત્યારે મેં ઘણી કોશેશ કરી બને તેમ સારો જવાબ આપ્યો,—

વાહલાં મમા, જ્યાં સુધી હું આએ મારા સઘળા સુરખ, પાપી વીચારો મનમાંથી કાહડી નાખી હમેશની માફક લખી શકું નહી ત્યાં સુધી હું ફરીથી મેહરીપર લખશ નહી અને હું મારો ઠેરાવ તોડું નહી તે માટે મારી પુરતી ખાતરી કરવા માટે હું તમુને કબુલાત આપું છું કે છ મહીના સુધી હું તેણીપર લખશ નહી અને જો તેટલો વખત પછીથી તમે ધારો કે મેં મારી અક્કલ પાછી મેલવી નથી (કે જે હમણાં ખરેખર મને છોડી ગેઇ છે) તો મારી શીક્ષાની મુદત ગમે એટલી વધારજો. મારી અપકારી ચાલચલણ માટે હું તે શીક્ષાને લાયક છેઉં અને મેહરીપર કાગજ નહી લખવું એ સૌથી મોટામાં મોટી શીક્ષા હું સમજુ છું. જ્યારે મેં આએ નાનું ભાષણ કીધું, ત્યારે ઘણી કીમતવાન દેખાવાની મેં કોશેશ કીધી, પણ મારી સઘળી કોશેશ છતાં હું તેમાં તદન નીષ્ફળ થઇ, મમા એક પલ સુધી અજાયબીમાં મારી તરફ જોવા લાગ્યાં, પણ પછી હમેશ કરતાં વધારે વાહલથી તેવણે મને કોટી કીધી અને તેવણની આંખમાંથી મારા ગાલપર એક આંસું પડતું મને લાગ્યું.

"મારી પોતાની મધુર દીકરી, મારી વાહલી પીરોજા!" તેવણ બોલ્યાં, "તારી તરફના આવા ભોગની હું આશા રાખતી નહી હતી, પણ હું તે કબુલ કરું છું. મારી પોતાની દીકરી, તારા માયાળુ દીલમાં જે દુઃખ થતું હોય તે આટલા વીચારથી નરમ પાડજે કે તારા આવા ઠેરાવથી તું મને જે ઘણામાં ઘણી મજાહ આપી શકે તે આપી છે. વારુ આપણે છ મહીનાની કબુલાત કરશું નહી." તેવણે રમતીઆલ અવાજે ઉમેરયું, "આપણે જાનેવારીની અધવચ અથવા આખેરી સુધીમાં શું થાય છે તે જોઇશું. મને જરાકબી શક નથી કે તે આગમજ મારી પીરોજા હમેશનાં જેવી થઈ જશે."

અરે મેહરી, તેવણ જ્યારે એમ બોલ્યાં ત્યારે મને કાંઇ એવું તો મજેતું લાગ્યું, કે મેં વીચાર્યું કે ઘણી સેહલાઇથી મારેથી તેમ થઇ શકશે, પણ હું ભુલતી હતી, ઘણી દુઃખ ભરેલી રીતે ભુલતી હતી; મેં એટલા તો લાંબા વખત સુધી ખરાબ ખવાસને મારાં દીલમાં ઉતેજન આપ્યા કીધું હતું, કે તેને દાબવા માટે મારી દરેક શકતી મને વાપરવી પડી. મેં ઘણો લાંબો વખત જાણી જોઇને નકામો ગુમાવ્યો હતો અને મને સુધારવાનાં જે જે ઉપાયો મારી સામે મુકવામાં આવ્યા હતા તે પર મેં મુદલ ધ્યાન આપ્યું ન હતું અને હવે અમારા માનવંત પ્રોફેસરોનું સારું મત મેલવવાની કોશેશ કરવી મને ઘણું નાખુશ તેમજ મુશકેલ લાગયું; પણ હું હવે અગાઉ માફક મમાનાં મોહડાંપર દલગીરી અથવા ઠપકાનો દેખાવ જોવાની ધાસ્તી રાખતી ન હતી; અને તેવણ તથા પપા તરફથી ઉતેજન અને શાબાસીની નીશાનીઓ મલતી રહેવાથી મને મારું કામ વધારે અને વધારે સેહલું લાગતું હતું અને વળી તેઓની માયાને લાયક થવાને વધારે આતુરતાથી ઇચ્છતી હતી અને તે માટે કોશેશ કરતી હતી. છેલ્લે સરવાલે વાહલી મેહરી, આએ કંગાલ લાગણીઓ મારાં દીલમાંથી તદન નાબુદ થઈ અને હું લગભગ પંચગનીનાં જેટલીજ મુંબઇમાં સુખી દેખાવા લાગી. ત્યાંના જેવું તદન સુખી થવું તો અશકત હતું, કારણ કે મને દર રોજ વધારે ને વધારે લાગે છે કે મુંબઇ અને ત્યાંની "ફેશનેબલ" મંડળીઓમાં ફરવા કરતાં પંચગનીની એકાંત જીંદગી વધારે

સારી છે. તું કદાચ મમાની માફક મુછમાં હસીને કહેશે કે હું હજુર બહાર જોઇયે તેટલું ફરી નથી અને કદાચ તેમ કરયા પછી હું મારો વીચાર ફેરવસ, પણ હું ધારું છું કે હું તેમ કદી કરશ નહી. તેવણુનેબી એકાંત રહેવા ગમે છે અને મને પણ તેમ ગમે તેમાં કાંઇ નવાઇ નથી; પણ જ્યારે હું જોઉં છું કે તેવણે પોતાનું માનીતું ઘર અને કામકાજ પોતાનાં છોકરાંનાં સુખ અને ભલાં માટે કેટલી ખુશીથી છોડયું છે, ત્યારે હું મારાં એકલપેટાં માટે શરમાઉં છું. અરે મેહરી, હું કયારે મમાનાં જેવી થવશ? જેઓની રીતભાત અને ચાલચલણુ એવણુ કરતાં તદન ઉલટી છે તેઓ પણુ એવણુ તરફ જેટલી વખાણુ અને માન સાથે જોય છે તે કરતાં અરધી બલકે પા ધણી પણુ મેલવવાને હું કયારે લાયક થવશ?

મારી સાથની વાતચીતમાં તેવણુ દુન્યાનાં લોકોનાં વીચાર વીશે વધારે બોલ્યાં હતાં, કે જેમ તેવણુ પંચગનીમાં બોલતાં ન હતાં, જે પરથી એક દીવસે મેં તેવણુને કહ્યું કે આપણી ચાલચલણુને વાસ્તે આપણુને ફકત ખોદા અને આપણાં અંતકરણુનાજ જવાબદાર રહેવું જોઇયે, જેનો જવાબ તેવણે હસીને નીચે પ્રમાણે આપ્યો:—

"મારી વાહલી પીરોજા, આવા સવાલની હું તારી તરફથી લાંબો વખત થયો આસા રાખતી હતી અને તેના જવાબ માટે તેયાર રહેવાની મેં કોશેશ કીધી છે. આપણાં આકાશી બાપ અને આપણા પોતાના અંતકરણુને આપણી જીંદગીનાં ભોમ્યા તરીકે આપણુને ગણુવાં જોઈયે. દરેક ચીજમાં આપણાં બનાવનારની આગ્ના તોડયા વીના અથવા તો આપણા પોતાનાં અંતકરણુનાં ઠપકા અથવા ચેતવણી તરફ બેદરકાર રહયા વગર આપણે દુન્યામાં જેઓ સાથે વસ્તા હોઇયે તેઓનાં મતની દરકાર રાખવાની આપણી ફરજ છે, કારણુ કે મેં વારંવાર કહ્યું છે તેમ આપણે આપણુ પોતાને વાસ્તે નહી પણુ બીજાંઓને વાસ્તે જીવીએ છીયે. જો એક સ્ત્રી દુન્યાનાં લોકોનાં મતની જરાકબી દરકાર કરયા વગર પોતાની હીમત અને નેકીપર મુસ્તાક રહી એક સ્વતંત્ર સ્ત્રી દાખલ દુન્યામાં રહે, જો કે તેણીની ચાલચલણુ અથવા નામને કોઇબી જાતનો દાધ લાગો નહી હોય, તેણી ગમે એવી ભલી અને મલતાવડી હોય, તોપણુ દરેક વધારે નરમાસવાલી સ્ત્રી એવી રીતે દુન્યાંમાં રહેતાં અચકાય. સ્ત્રીઓને પુરૂષો પર આધાર રાખવાને બનાવી છે; તે આકાસી બાપે આપણુને તેવા બનાવ્યાં છે, ત્યારે આપણે તેથી ઉલટું કરવાની શું કામ કોશેશ કરવી જોઇયે? ખુદરતના કાયદાને તાબે થઈ આપણુને આ દુન્યામાં આપણી ફરજો બજાવવી જોઇયે. દુન્યાનાં લોકોનાં મત વીશે તારી બેહન અથવા માસીની દીકરી કરતાં તારી આગળ હું વધારે બોલું છું." મમાએ બોલવાનું ચાલુ રાખ્યું. "બીજાઓ તરફથી વખાણુ મેલવવાની બોરશેદની ઈંતેજારીને તો હું અટકાવી શકશ; ગુલ તો હજુર નાહની છે અને નબલી તબીએતની હોવાથી મારી સાથે તારા જેટલી બાહર ફરી હરી શકતી નથી. વળી તેણીનો ખવાસ એટલો એકમારગી અને બીહકણુ છે કે મને તેણી વીશેની કાંઇપણુ બીહક લાગતી નથી, પણુ તારે વાસ્તે પીરોજા મને કોઇ વેલાએ ઘણી ધાસ્તી લાગે છે. તારી લાગણીઓને કાબુમાં નહી રાખ્યવાથી તું પોતાને ભુલી જાય છે. તારા ઘણા ખરા વીચારો તું જેઓ સાથે ફરે હરે છે તેઓથી તદન ઉલટા છે અને તેથી મને કોઇ વેલા બીહક લાગે છે કે તે જો તું અટકાવશે નહી અથવા તો તારા સોબતીઓનાં મતને તુચ્છકારી કહાડશે તો તું તેઓને અણુગમતી થઇ પડશે અને તેઓ તારી તરફ શકની નજરથી જોશે. મારી ખાતરી છે કે તું આવા કોઇ પણુ ઠપકાને લાયક નથી અને તું કદી પણુ કોઇને ખામખા ખીજવશે નહી. હું એટલુંજ ઈચ્છું છું, કે આપણા સુખી "મરચંટ હાલ"ના કરતાં હીંયાં પારકાંઓ સાથની વાતચીતમાં તું વધારે સંભાળ રાખે અને તારી લાગણીઓને વધારે અટકાવે."

મારી વાહલી મેહરી, મેં તેવણુને જવાબ આપ્યો નહી; શું કામ તે હું જાણુતી નહી, પણુ તેવણુનાં બોલોમાં કાંઈ એવું સમાયલું હતું કે જેથી મારી આંખોમાં પાણી આવી ગયાં. હું ધારું છું, કે આવી રીતે હમેશાં મારા બોલો અને લાગણીઓ દાબી દેવાનું કામ મને દુઃખ ભરેલી રીતે મુશકેલ લાગ્યું અને હું પોને તે જાણું તે આગમજ મમા હમેશ માફક મારી દલગીરીનું કારણુ પામી ગયાં.

"મારી વાહલી દીકરી, એટલી બધી દલગીર દેખા ના." તેવણે મને માયાથી કહ્યું અને હું એક મુરખ માફક વધારે રડવા લાગી. "તું બીજાઓ આગળ ગમે એવી ભુંડી દેખાય તોપણુ હું તુંને ફેરવાઇલી જોવાને ઇચ્છતી નથી. આએ તારાં વાહલાં નાલાં દીલની એક પણુ લાગણીને ઠંડી પાડવાને અથવા એક પણુ જુસ્સાને અટકાવવાને હું ઇચ્છતી નથી. મારી પીરોજા, તારી ચાલચલણુ તારી માયને હમેશાં ખામી વીનાની મજાહ થઇ પડી છે અને જો કે તારી લાગણીને કાબુમાં રાખવાને હું તુંને આટલું બધું કહું છું તોપણુ તેમાં કાંઇબી ફેરફાર થયલો જોવાથી હું ખરેખર ઘણી દુઃખી થવશ." તેવણે ઘણુાજ વાહલથી હસ્તાં હસ્તાં કહ્યું, કે જેથી જો કે મને રડવું આવ્યું, પણુ મારા દીલમાંની દરેક દુઃખી લાગણી નરમ પડી. "પીરોજા, આપણે કાંઈ હમેશાંજ બાહર નહી જઇશું. અગાઉની માફક મારી આગળ આવજે અને તારા દરેક વીચાર અને લાગણી અને જે જે ચીજો તુંને દુઃખી કરે અથવા મજાહ આપે તે સઘળું મને કેહજે. મારી વાહલી, મારી આગળ જરાકબી અચકાતી ના, જરાકબી તારા જુસ્સાને દાબતી ના, જો તેમ તું જરાકબી કરશે તો તેં અગાઉ કદી પણુ મને નહી લગાડયું હોય તેવું દુઃખ મારા દીલમાં લગાડશે, કારણુ કે હું એમજ સમજશ કે મારી શીખામણોએ મારાં બચ્ચાંનો વીશ્વાસ મારી પાસેથી છીનવી લીધો છે."

વાહલી મેહરી, જે અસરકારક દલગીરીથી તેવણુ આ બોલો બોલ્યાં તે હું કદી પણ ભુલી જવશ નહી અને તેવણુને વળગી પડી ખરેખરી સચ્ચાઇથી તેવણુ બીજાઓ સાથે મને જેવી રીતે વર્તવાને ઇચ્છતાં હતાં તેવી બનવાને અને તેવણુ આગળ હમેશાં ખોલ્લાં દીલથી બોલવાને અને કદી કદીબી કાંઇ નહી છુપાવવાને મેં કહ્યું. તેવણે મને ઘણાંજ વાહલથી કોટી કીધી અને તેવણુ મારો દરેક બોલ માનતાં હતાં એવી ખાતરી આપી મારાં દીલમાંની બાકી રહેલી દલગીરી નાબુદ કીધી.

મારી વાહલી સહી મેં તારી પર કેટલું લાંબુ કાગજ લખ્યું છે? એમ કરી મેં શું મારી લાંબી ચુપકીદીનો બદલો નથી વાલી આપ્યો? એથી જો મેં તુંને સંતોષ નહી આપ્યો હોય, તો મને પોતાને તો આપ્યો છે, કારણ કે તું જાણુતી નથી કે મારાં માયાળુ માએ સાથની બોધકારક વાતથી જે હું મોહડે મોહડું કહી નહી શકતી હતી, તે તુંને લખવાને મેં કેટલીબધી વાર ઈછયું છે.

તેવણુ તેમજ મારે માટે આટલુંબધું લખવાને વાસ્તે હું તારી પાસે માફ માંગતી નથી, કારણ કે હું જાણું છું કે તારી આગળ તેમ કરવું નકામું છે. તેવણે મને જે જે કહ્યું છે, તે બધું તારી પર લખવાની મેં કોશેશ કીધી છે કે તેથી તુંને પણ ફાયદો થાય, અને ખાતરી રાખજે કે તેમ કરીને હું તારી તરફનાં મારાં ન્હેતની ખરી સાબેતી આપું છું; કારણ કે મને એકલીને મમા સાથે જે કીમતી વાતચીત થઇ હતી તેનો હેવાલ મારી પોતાની મેહરી શીવાય મેં બીજાં કોઈને આપ્યો નથી, તેને લાયકનું તારા શીવાય હું કોઇને પણ જાણુતી નથી. તેનાં બદલામાં હું એવું ઇછુંછું કે તું મારે વાસ્તે એક ઉખાણું પારખી શકે, જ્યારે હું મમાને એટલીબધી ચાહું છું ત્યારે તેવણુથી હું એટલાબધી બીહું છું શું કામ? જ્યારે હું કાંઇ પણ ચીજ કરૂં છું અથવા વીચારૂં છું કે જે મારૂં અંતઃકરણ કહે છે કે ખોટી છે, ત્યારે તેવણુની આંખ તરફ જેતાંજ હું ધ્રુજું છું, જો કે તે ચીજ વીશે તેવણુ કાંઈ જાણુતાંબી નહી હોય. મેં કોઇ દીવસે તેવણુને ગુસ્સામાં બોલતાં સાંભલ્યા નથી, પણ તેવણુનો દલગીરી ભર્યો અવાજ મારે માટે વધારે ભયંકાર છે; હું કોઇ વખતે વીચાર કરૂં છું, કે હું જો અઢાર મહીનાં આગમજ ગુલની જગાએ હતે તો તે બીચારી જેમ જુદા જુદા જુસ્સા અને વીચારોથી માંદી પડી હતી, તેમ હું ફક્ત ધાસ્તીથીજ પડતે, તોબી મને તેમ શું કામ લાગવું જોઇયે? એવી રીતની જ્યારે હું ખોરશેદ આગળ વાત કરૂં છું, ત્યારે તેણી તો મને સમજી શકતી નથી. તે કહે છે કે જ્યારે તે મમાને નાખુશ કરે છે ત્યારે હમેશાં ઘણીજ દલગીર થાય છે; પણ ધાસ્તી શું છે તે તો તેણી જાણુતીજ નથી—અમે બેઉ જણુ એકમેકથી તદન ઉલટાં છઇયે. હું ધારૂં છું કે મારી બેહન કરતાં ગુલની ચાલચલણુ મને વધારે મલતી આવે છે. પણ તુંને જાણુવા ગમતું હશે, કે મારી શીક્ષાનો વખત એટલો ટુકો કેમ થઇ ગયો, ગમે એવાં દુઃખ છતાં મને તો મારી કબુલાત પ્રમાણે છ મહીનાં થોભવું પડતે, પણ એક અઠવાડયાંની વાત પર એક દીવસે મારા અભ્યાસ કરવાનાં ઓરડામાં મમા આવી લાગ્યાં, જે વેલાએ પ્રોફેસર પેડરાઝા મારા અભ્યાસ માટે મારી વખાણુ કરી મને સાતમે આસમાને ચહડાવતા હતા. તેવણે મમાને કહ્યું કે એક જુવાન બાનું જે કવીતાનો અભ્યાસ કરવામાં આટલીબધી મજાહ મેલવે અને ફ્રેંન્ચ તથા ઇટાલયન કવીઓની સુંદર કવીતાની ખુબી પીછાણી શકે તેવી બાનુંને શીખવવા તેને ખરેખર ઘણી ખુશાલી ઉપજતી હતી. "ખરેખર મીસીસ હેમીલટન તેણી પોતેજ એક કવી નીવડશે" વગેરે વગેરે. પણ હવે મશકેરી છોડી દઈ ખરૂં કહું છું, કે મને ઇટાલયન ઘણુંજ ગમે છે; તે કવીતાની ખુદરતી ભાષા હોવી જોઇયે. તેનાં શબ્દો અને ભાષા જાણે ખાસ તે માટેજ બનાવી હોય તેમ એટલી તો સુંદર છે—તેની દરેક લાઇને લાઇનમાં મ્યુઝીક સમાયલું છે—પણ હું તે વાત પર ક્યાં ચાલી! તે રાતનાં જ્યારે હું સુવા મારા ઓરડામાં ગઇ ત્યારે મમા મારી પછવાડે આવ્યાં. તેવણુને જોઇ મને બીહક લાગી કે રખેને તે દીવસની પુશકલ ખુશાલીમાં મારેથી કાંઇ ખોટું થયું હોય, જે માટે તેવણુ મને ઠપકો આપવા આવ્યાં હોય. મારો અરધો બીહકવાલો ચેહરો જોઇ તેવન હસીને બોલ્યાં. "શું આએ નાહનું માથું આજની ખુશામતખોરી વખાણુથી અરધું ફેરવાઇ નથી ગયું?"

"નહી," મેં તરતજ જવાબ દીધો, ફક્ત એક અથવા બે જણુનીજ વખાણુ મને તેવી ધાસ્તીમાં નાંખી શકશે.

"ખચીત," તેવણે ફરીથી હસીને જવાબ દીધો; હું તો ધારતી હતી કે આજે જે સુંદર વખાણુ તેં સાંભલી હતી તેથી તારી ખુશાલી એટલીબધી ઉશકેરાઇ હશે, પણ હું ખુશી છેઉં કે તેમ નથી; નહી તો કે હું હમણાં જે કેહવા આવી છું તે કેહતાં અચકાતે—છેલ્લા થોડા મહીના થયા મારી પીરોજાની ચાલચલણુથી ઉપજેલો મારો સંતોષ."

વાહલી મેહરી મારો આખો ચેહરો લાલ થઇ આવ્યો, કારણ કે હું એવું સાંભળવાની આશા રાખતી ન હતી, પણ મને જે લાગતુ હતું તે છુપાવવાને તેવણુનો હાથ પકડી મારી વખાણુ નહી કરવાને મેં તેવણુને કાલાવાલા કીધા, કારણ વખાણુથી જે અસર મારી પર થવાની તેવણુ ધાસતી રાખતાં હતાં, તે ફક્ત તેવણુ તથા પપાને મોહડેનીજ વખાણુથી મારીપર થતી હતી.

"પણ હવે તુંને તારૂં મગજ ઠેકાણે રાખવું જોઇશે." તેવણે હસીને આગળ ચલાવ્યું, "કારણ કે આવતે અઠવાડયે પપા પંચગની એક પેકેટ મોકલનાર છે અને તેમાં મારી પીરોજા તરફથી મેહરીપર એક લાંબુ કાગજ જવું જોઇયે. તેણીની લગભગ સઘળી સબુરી હવે ખલાસ થઇ ગયલી હોવી જોઇયે અને હું જાણું છું કે તું એક વખત લખવાનું શરૂ કરશે તો કાગજની એક બે સાઇડમાં તે કાંઈ પુરૂ નથી થવાનું, કેમ વારૂ ખરૂં કેની?" તેવણે ઘણુંજ પ્યાર ભર્યા હસવા સાથે પુછ્યું.

મારી સઘળી ખુશાલી તે પલે મને એકદમ છોડી ગેઈ. હું તેવણુને જવાબ આપી શકી નહી, પણ ફક્ત તેવણુનાં હાથોપર કીસ કરી તેને મારી આંખોમાં દાબ્યા. મારી વાહલી મેહરી, તેવણે મને શીખામણુ અને ઠપકાનાં રૂપમાં જે જે કહ્યું હતું તે સઘળું મેં તુંને લખ્યું છે, પણ તેવણે મને ઉતેજન અને વખાણુ માટે જે કહ્યું છે, તે હું લખી શકતી નથી, તે હું લાયક હોઊં તે કરતાં વધારે છે અને હું હવે જે કાંઈ કરી શકું તે એ છે કે તેને લાયકની થવાને દરરોજ વધારે અને વધારે કોશેશ કરવી. હું દરરોજ સહવારનાં એક એક કલાક સકારી ઉઠી છું કે જેથી મારો લેસનનો વખત ગુમાવ્યા વગર હું તારીપર જે બધું લખવાને ઇચ્છતી હતી તે લખી શકું. હું આશા રાખું છું કે તું એમ નહી ધારશે કે આ સઘળું મેં એક બે અથવા ત્રણુ વખતમાં પુરૂં કીધું છે અને હવે શું હું તારી તરફથી લગભગ એટલુંજ મોટું કાગજ મેલવવાને લાયક નથી? જો તું એવી રીતે મને બદલો વાલી નહી આપશે તો પછી હું વેર લેવશ, જરૂર જલદી લખજે, કારણુ તારી તરફનાં કાગજની હું ઘણી રાહ જોવું છું. મેં તારીપર ખોરશેદ અથવા ગુલ વીશે એક બોલ પણુ નથી લખ્યો. હું શું આપમતલબી, એકલપેટી નથી? ખોરશેદ કહે છે કે તુંને મારૂં આવું એક પોઠી જેવું મોટું કાગજ વાંચવાનું હોવાથી તેની તરફનું કાગજ વાંચવાને ખચીતજ વખત નહી મલશે અને ગુલ કહે છે કે આ વેલાએ લખવાને તેણીને વખત નથી. મેં તેણીને કહ્યું કે તેને મારી માફક સકારે ઉઠી લખવું જોઇયે, ત્યારે તેણીનો ચેહરો લાલ થઇ આવ્યો અને ગુચવણુમાં પડી હોય તેમ દેખાઈ અને પછી કહ્યું કે તેમ કરવા માટે તેણી ઘણી આલસુ હતી. હવે તો ખચીત મને છેલ્લી સલામ કરવી જોઈયે. યાદ રાખજે કે તુંને તારાં વાહલાં માયજી અને તારે પોતાને લગતું બધું લખવું જોઇશે. તારાં વાહલાં માયજીને મારી ઘણી ઘણી દુવા દેહજે અને તું પોતે મારી વાહલી મેહરી આ લંબાણુ કાગજને તારી ચકડોલ સહીનાં પુરતા વીશ્વાસ અને સાચ્ચા પ્યારની સાબેતી તરીકે ગણુજે.

લા૦ તારી હમેસની **પીરોજા.**

**તાજેકલમ.**—કોઇબી છોકરીને તાજે કલમ લખ્યા વગર ચાલે નહી. મમાએ ઘણીજ ધીરજથી આખું કાગજ વાંચ્યું છે અને જેટલાં તેવણુ પેહલાંથી નાખુશ થયાં હતાં તેટલાંજ આએ બીજાંથી ખુશી થયાં છે. પેહલું કાગજ તેવણે મને ફરીથી વાંચી જોવાની ફરજ પાડી. કેટલું મુરખાઈ ભરયું તેમાં લખેલું હતું! મેં તે બાલી નાખ્યું છે અને હું આશા રાખું છું કે મારી સઘલી મુરખાઇઓ તેની સાથે બલી ગઇ હશે. ફરીથી એક વાર છેલ્લી સલામ.

**પી. મ.**

[ સાંધણુ છે. ]

TWO OLD MAIDS.





# ૦ટીપુ સુલતાન.૦

## પ્રકરણ ૩૦ મું.



હા, પણ તેને મારૂં મોહું જોયું હશેની.—તેને જોયું હશેજ. પેલા રસ્તાપર બનેલા બનાવ વીશે ખાન આગળ વાત કર્યાં પછી અમીના બોલી, "હું બેસુધ થઈ ગઈ હતી અને તેને ધાર્યું કે મને સખ્ત ઈજા થઈ હશે. હા, મારા ધણી, હવે તું મારે માટે શું વીચાર બાંધશે!" અને આટલું બોલી તેણીએ પોતાનું મોહું શરમથી ઢાંકી નાખ્યું.

"મારા ગોલાબ, તેમાં શું થયું." તેણીને વહાલથી પસવારી ખાન બોલ્યો, "તેમાં શું થયું! જો હમણાં કોઈ બીજો હતે તો તે લુચ્ચાને તેની તે હીમતનો ભારે બદલો આપવો પડતે, પણ કાસમ—તેને માટે તું શું કરવા તારા જીવને આટલું બધું દુ:ખ દે છે? તેને શું તારી જીંદગી બચાવી નથી? અને તે શું મારો દોસ્ત થતો નથી? અને શું ફરીથી એક વખત તેનો ઉપકાર માનવાને આપણુને કારણુ મળ્યું નથી? તેથી તારા જીવને એમ દુ:ખી ના કર, પણ તુંને સહી સલામત રાખવા માટે મારી માફક અલ્લાનો ઉપકાર માન."

કાસમે તેણીને જોઈ હતી, તેજ વીચારથી ફક્ત આ નીદોંષ છોકરીનાં મનમાં ઘભરાત ઉતપંત થયો ન હતો. જો કે તેમ તેણી પોતાનાં ધણી આગળ કહી પોતાનાં મનનો બીજો ઘભરાત ખાલી કરતી હતી. તેને તેણીનું મોહું તો જોયું હતું, પણ પેલા અકસમાતનું તેજ એક પરીણામ આવતે તો તેણી વધારે સુખી થતે, પણ તેણીને માટેની ઈંતેજારીમાં તે જે જોસ્સા ભરેલા બોલો બોલ્યો હતો, તે તેણીને કાંને પડયા હતા. વળી તેણીએ તેની ઉશકેરાઈ આવેલી ઇંતેજાર આંખો પણ બરાબર જોઈ હતી અને જો તે મોઢેથી બોલ્યો ન હતે તોપણ તેણી તે આંખોમાંથી વાંચી શકતે કે તે તેણીને ચાહતો હતો.

ગરીબ બીચારી અમીના? ખાન હમેશાં તેણીની આગળ રોજ કાંઇને કાંઈ કાસમને લગતી વાત કરતો અને તે તેના વીશ્વવાસને લાયકનો છે એવું દેખાડવા રોજ તેની તારીફ ગાતો. કાસમ કોઈ દહાડો એક ઘણોજ માનવંત નર થશે, એમ તેને એક કરતાં વધુ વખત અમીના આગળ આગાહી કરી હતી. તેજ દહાડે સુલતાને ખાનને શેકાર કરી રહેવા પછી પોતા નજદીક તેડયો હતો તે ફક્ત કાસમઅલીની વ-

ખાણુ સાંભલવાજ. સુલતાને તેને પુછ્યું કે તેને જે સો રૂપ્યાનું ઈનામ જાહેર કર્યું હતું, તે કાસમેજ મેલવ્યું હતું કે નહી અને ખાનના હા પાડવાથી સુલતાને તે જવાનને પોતાની સહવારની દરબારમાં લાવવાને ફરમાવ્યું, કે જ્યાં તેને તે પોતાના "બોડીગાર્ડ" નો ઓધો આપવા માંગતો હતો.

અમીનાને આવીજ જાતની વાત દર રોજ સાંભલવાને ફરજ પડતી હતી અને તે સાંભળ્યા પછી તેણીનો જીવ દુઃખી આવે ત્યાં લગીન તેણી તે પર વીચાર કરતી. કાસમે તેણીની સેવા એવી તો સરસ બજાવી હતી કે, તેણીનાં મગજપર વધારે ઘસાવાને બીજા કોઈ પણ બનાવની જરૂર ન હતી. વળી જે પ્રમાણે પેહલો બનાવ જેવો નહી ધારેલો અને નહી માંગેલો બન્યો હતો, તેવીજ રીતે આ છેલ્લો (હાથીને લગતો) પણ બન્યો હતો અને જેનું પરીણામ પેહલાનીજ માફક દલગીરીમાં આવ્યું. અમીના પોતાનાં ધણી તરફની વફાદાર ફરજ અને તેના દોસ્ત માટે ધરાવતા પ્યારની વચ્ચે તથા કાસમ તેણી તરફનાં પ્યાર અને તેણીનાં ધણી તરફ દોસ્ત દાખલની ફરજ વચ્ચે શું કરવું, તે સમજી ન શકવાથી તેઓની જીંદગી ઘણી દુઃખી થઈ પડી.

અને આવી રીતે ઘણો વખત વેર ચાલ્યા કર્યું. જો તેઓ એકમેકને ભુલી જાય, તો તેઓનાં દુઃખનો અંત આવે, પણ તેમ થવું મુશકેલ હતું, કારણ કે બેઊ જણા દીવસ તેમજ રાતના એકએકના વીચાર સીવાય કદાચજ કાંઈ બીજી ચીજનો વીચાર કરતાં હશે.

સુલતાને કાસમને બીજી સહવારનો પોતાની દરબારમાં લાવવા ખાનને કહ્યું હતું, પણ ખાને ગમે તેટલી તેની ખોલ કીધી પણ તે કેહે જડયો નહી. ખાનમને તેણીનાં ઘર આગળ સહી સલામત પોંહચાડયા પછી બીજાઓએ તેને ત્યાંથી પોતાના ઘોડા ઉપર જતાં જોયો હતો, પણ ત્યાર પછી તેની ઘણી સોધ કરવા છતાં તે મળ્યો નહી. ખરૂં જોતાં તો કાસમને લાગ્યું કે અમીના આગળ બનેલા બનાવ પછી તે ખાનને શાંતીથી મલવાને અશકત હતો, કારણ કે તે બીહતો હતો કે જો તેના બોલેલા બોલ અમીનાએ સાંભળ્યા હોય તો તેણી તેની સામે ગુસ્સે થઈ હશે. ઉશકેરાઈ આવેલી લાગણીઓ તથા આ વીચારની અસર તલે તે જવાન વીચાર વગર એમ તેમ પોતાના ઘોડાને દપટાવતાં તે સુંદર બાનુ, કે જેને તેને એ વખત મરતાં મરતાં બચાવી હતી, તેણીની અતીશય ખુબસુરતીપર વીચાર કરવા લાગો.

પણ આટલા વખતમાં સાંજની બંદગીનો વખત થવાથી કાસમે છાવણી તરફ પોતાનો ઘેરો ફેરવ્યો અને રસ્તામાં ઇસલામીઓને બંદગી કરવા તેડવાની બુમ સાંભળી. તેને ત્યાં પોંહચવાની વધારે ઝડપ કરી અને ખાનનો તંબુ, કે જ્યાં ચોક્કસ જણાઓને બંદગી કરવા માટે ગાલીચા બીછાવયા હતા તે તરફ કાસમ ગયો અને બીજાઓ સાથ બંદગીમાં સામેલ થયો, પણ બંદગીથી પણ તેની ઉશકેરાઈ આવેલી લાગણી પર ઝાઝી અસર થઈ નહી. અમીનાએ સઘળું ખાનને કહી દીધું હશે, એજ તે વેલાનો તેનો મુખ્ય વીચાર હતો અને તેને તે પોતાનાં મનમાંથી દુર કરી શકયો નહી.

જ્યારે બંદગી પુરી થઇ ત્યારે ખાને તેની સાથ પોતાની હમેશની માયાભરી રીતથી વાત કરી અને પોતાનાં ખાનગી તંબુમાં તેને બોલાવી, અમીનાને બચાવવા માટે તેનો ઉપકાર માન્યો. ખાનનાં બોલવાપરથી કાસમે તરત જોયું કે તેને બીહવાનું કાંઈ પણ કારણ ન હતું અને જેવી તે બીહક તેના દીલમાંથી નીકળી ગઈ કે તેના મનમાં એક જાતની ખુશાલીની લાગણી પડરાઈ. તેને લાગ્યું કે તેના બોલોથી પેલી સુંદર બાનુને કાંઈ પણ માઠું લાગ્યું ન હતું અને આ વીચારથી થોડા વખત વેર તેના ઊંચા ખવાસના વીચારો કે જેથી તે હમેશાં પોતાની જીંદગી ચલાવતો હતો તેમાં ખલલ પડી.

"અને હવે," ખાન તે જવાનનો પુરતો ઉપકાર માન્યા પછી બોલ્યો, "મને તુંને કાંઈ સમાચાર કહેવા છે. કાંઈ ઘણા સારા સમાચાર કહેવા છે. કાલ સહવારની દરબારમાં હાજર થવાનો તુંને હોકમ મળ્યો છે અને હું ધારૂં છું કે તે તારાં ભલાં માટેજ હશે. સુલતાને (ખોદા તેના સુખમાં હજી ઘણો વધારો કરે) ફરીથી તુંને સારી આંખથી જોયો છે અને તે તુંને મારા ધારવા પ્રમાણે પોતાના "બોડીગાર્ડ" લશકરમાં રાખવા માંગે છે. મને તો તુંને ખોવો પડશે, તોપણ હમેશ તું મને તારા એક સાચ્ચા અને વફાદાર મીત્ર તરીકે જોજે. કદાચ થોડા વખતમાં આપણને છુટું પડવું પડે, પણ જ્યાં સુધી આપણી આ કુચ્ચ ચાલુ રહે, ત્યાં સુધી તો આપણે હમેશ માફક એક બીજાને મળ્યા કરીશું."

ખાનના આવા મેહરબાની અને માયા ભરેલા બોલોનો નહી સંભળાય તેવા બોલોમાં તે મુશકેલીથી જવાબ દઈ શકયો. ખાને સુલતાન આગળ તેને માટે વગ ચલાવ્યો હશે, એ બાબદ માટે તેના મનમાં જરા પણ શક હતો નહી અને એ વીચાર તથા ખાનની પ્યાર ભરેલી દોસ્તી, ફરીથી એક વખત તે જવાનની સારી લાગણીની મદદે આવયાં. તેને ખાન આગળથી જતી વખતે ઠેરાવ કર્યો, કે ફરીથી અમીનાને જોવાની તેને કોઈ પણ વખત કોશેશ નહી કરવી અને બને તો તેણીને લગતા વીચારો પણ દીલમાંથી કાઢી નાખવા. ફોકટ વીચાર? ખાન આગળથી દુર થવા પછી પાછી તે જવાનની લાગણીઓ ઉશકેરાઈ આવી. તે એટલા વેર કે છેલ્લે તે એમ ધારવા લાગો કે કોઈ વખતખી તેની આસાઓ પુરી પડી તે સુખી થઈ જશે.

બીજે દીને સહવારના તેઓએ પાછી પોતાની કુચ્ચ શરૂ કરી અને થોડા વખતમાં સુલતાન જે જગાએ દરબાર ભરવા ઈચ્છતો હતો ત્યાં સઘળા આવી પોંહતા. ત્યાં તેઓએ સુલતાનનો તંબુ ઉભો કરવાની જરૂર જોઈ નહી, કારણકે એક ગંજાવર ઝાડ નીચે ઘણીજ સરસ છાએડાવાલી પુરતી મોટી જગા હતી અને તેની ઉપર ગાલીચા બીછાવી તથા પોચી ગાદીઓ મુકી સુલતાન માટે તે જગા તેઓએ તૈયાર કરી નાખી. એકેક પછી એકેક મોટા અમલદારો ત્યાં આવતા ગયા અને સુલતાનની ખાશ જગા આસપાસ સરવે અવારનવાર ગોઠવાઈ ગયા.

થોડા વખતમાં નગારાનો અવાજ આવ્યો અને તે સાથે સુલતાન પોતાના થોડાક લશકર સાથ આવી પોંહતો. જેવો તે પોતાની ગાલીચાપરની બેઠક આગળ ગયો, કે ત્યાં બેઠેલાં સઘળાંઓએ ઉઠી તેને નીચે વેર નમીને સલામ કરી, જેનો તેને પોતાનું દોકું ધુણાવીને જવાબ આપ્યો. થોડુંક કાંઈ રાજદ્વારી કામ હશે તે આતપ્યા પછી સુલતાન રાહીમખાન તરફ ફર્યો અને તેને પુછ્યું—

"પેલો જવાન ક્યાં છે? હમે તેને માટે ગઈ રાત્રે ઘણાંક વીચારો કર્યાં હતા અને હમારા છેલ્લા સ્વપનાઓથી આ જવાનને લગતા હમારા વીચારો વધારે મજબુત થયા છે, તેથી તે જવાનને અહીંયાં લાવો, કારણ કે હમે એને ઇનસાફ આપવા માંગયેછ! શેતારાઓની ચાલપરથી હમે સોધી કાદયું છે કે આ દહાડો તેમજ કલાક ઘણાં ભાગ્યસાલી છે, કારણ કે તમે જાણોછ તેમ ગ્રહોની ચાલ આપણા કામકાજપર ઘણી અશર કરેછ."

કાસમને તરતજ દરબારીઓ—કે જેઓ સુલતાન તરફથી આવું માન મેલવવા પોતા પાસની ગમે તેવી ચીજ આપતે—ની વચ્ચેથી સુલતાન નજદીક લઈ જવામાં આવ્યો, જ્યાં તેને ગુડણભંડયે પડી સુલતાનનો નમસકાર કર્યો અને પછી ઉઠી તેની આગળ અદબ વાલીને ઉભો રહયો.

"જવાન" સુલતાન બોલ્યો, "હમારા સાંભળવામાં આવ્યું છે, કે ગઈ કાલે તેંજ પેલા ઘેલા હાથીને એજાંન કર્યો હતો. હમે તે મારનારને સો રૂપ્યાનું ઈનામ આપવાને જાહેર કર્યું હતું—તું શું તે ઈનામપર દાવો કરેછ?"

"ઓ સુલતાન, હું તારો ગુલામ છેઊં." કાસમ બોલ્યો, હું જાણતો નથી કે હું શું બોલું? મારે બદલે ખાનને જવાબ આપવા દેવો."

"તેને અત્યાર આગમચ હમને સઘળું કહ્યું છે અને તેથીજ હમે તુંને બોલાવી મંગાવ્યો છે. ત્યારે હમે જે તુંને કહીએછ તે સાંભળ અને તેનીપર વીચાર કર. તુંને હવેથી પદવીમાં ચઢાવવામાં આવશે અને તારા પગાર માટે હમે હવે પછી નકી કરીશું. તુંને મારા "બાદીગાર્ડ" લશકરમાં નેમ્યો છે, જેથી તુંને મારી સાથેનો સાથે રહેવું પડશે અને હવે પછી થનારી લડાઈ, કે જેમાં પેગમબંરની મદદથી હમે અગાઉની ફતેહમંદ લડાઈ કરતાંબી વધારે મહાભારત પ્રકામો બજાવવાના છીયે—"

અહીયાં સુલતાને થોભીને આસપાસ જોયું. "ઘણાજ મહાભારત! સુલતાન જબરો અને હીમતવાન છે, તે પહાડો ખાઈ જાયછ અને નદીઓથી જાયછ? તેની આંખો જોઈ દુશમેનોનાં કલેજાં પાણી પાણી થઇ જાયછ?" આવી જાતના પોકારો સુલતાનને તેઓ તરફ ફરતાં જોઇ લોકોએ ઉઠાવ્યા.

"જેથી", તેને ચોડા વખત થોભીને આગળ ચલાવ્યું. "તેમાં તું તારી ફરજ હીમતથી અને બરાબર બજાવજે અને પછી તું જોશે કે સુલતાનનું નીમક ખાવામાં કેટલો ફાયદો છે. ઓ કાસમઅલી આજથી મેં તુંને જમાદાર બનાવ્યો છે! હું આસપાસ બેઠેલા લોકોને પણ આ હોકમ સાંભળવા કહું છું."

કાસમ કે જે ખરૂં જોતાં પોતાને મલેલાં નવાં માનથી ધભરાયલો જેવો લાગતો હતો તે સુલતાનને ઘણોજ વાંકી વલી નમીને ત્યાંથી ચાલી ગયો અને થોડા વખતમાં આસપાસનાં સઘળાંઓએ આ મોટા માન માટે તેને મુબારકબાદી આપી.

ખાનની ખુશાલીનો તો હમણાં કાંઈ પાર હતોજ નહી. "હું તો ધારતો હતો કે ઘણું થશે તો સુલતાન તારી સામેનો પોતાનો ગુસ્સો તદન નાબુદ કરી તારો પગાર બગાર વધારશે, પણ આ તો ધારવા કરતાં ઘણુંજ સારૂં થયું છે. અલ્લાનાં કસમ ખાઈ કહું છું કાસમ,—પછી તું તારે ગમે તે વીચાર અથવા બોલ,—કે સુલતાનમાં સારૂં નરસું પારખવાની શકતી તથા ડહાપણ ઘણું છે. હવે તું કાલે બનેલો બનાવ તથા પેલા હાથીનાં બચ્ચાંને ભુલી જશે કે?"

"હું તે બનાવ ભુલીશ તો કદી નહી, પણ હું અલ્લા પાસ માંગી લેઊં છું કે ફરીથી કદી એવો બનાવ બને નહી."

"આમીન?" ખાને જવાબ દીધો, "પણ સમજ સુલતાન કાંઇ બોલેછ."

ખામોશ, ખામોશનાં અવાજથી થોડા વખતમાં સઘળાં ચુપ થઈ ગયાં અને પછી સુલતાંને બોલવા માંડયું.

"તમો સઘળાંને ખબર છે" તે બોલ્યો, "કે ત્રાવણકોરનાં કાફર રાજાએ આપણા હુલ્લડખોર અને કાફર નાયર પ્રજાને પોતાના મુલકમાં આસરો લેવા દીધો છે. હમે તેની ઉપર તેઓને પોતાના મુલકમાંથી કાઢી મુકવાનો હોકમ મોકલ્યો હતો, જેનો તેને ધીક્કાર અને અપમાન ભરેલો જવાબ મોકલ્યો છે અને હમે કે જે અલ્લાના માનીતા છીયે તે આ જવાબ ધીરજથી ખમી જઈયે."

"તેને મારી નાખો, તેને જહાંનમમાં મોકલો." ત્યાં બેઠેલાં સઘળાં લોક એકદમ ઉશકેરાઈ આવીને બોલ્યાં.

"જરા ચુપો!" તે ગુસ્સાથી તપી આવેલા ચેહરા તથા વાઘના જેવી કીનાખોર આંખો સાથ બોલ્યો. "અમે અલ્લાની મેહરબાનીથી કાફર ઈંગ્રેજો અને નાયરસો વચ્ચે શું શું મસલહત થાય છે તે જાણીયેછ. હમે જાણીયેછ કે આ કમબખત રાજાને ઈંગ્રેજો મદદ કરવા માંગેછ, પણ અમે અત્યાર આગમચ તેઓની મગરૂબાઈને ભોએ પાડી છે. બેલી અને મેડીઉસ—ક્યાં છે તેઓ? અને ઇનશાલા ફરીથી હમો તેઓને હલકા પાડી દરયામાં નહસાડી દઈશું. તેઓએ મારી ઉપર કહેવાડયું છે કે રાજાએ મારી પ્રજાના મુલકમાં દેવાલ બંધાવી છે અને જેનીપરથી પસાર થવાને હમોને પુરતો હક છે તે પર જો હમે હલ્લો કરીશું તો તેઓ મારી સામે લડાઈ જાહેર કરશે, જેથી બોલો, મારા દોસ્તો, આપણે સલાહ કર્યે કે લડાઈ કર્યે? આપણે કે જે કમરપર તલવાર બાંધી ફરેછ તેઓ આ કંગાલ કાફરને હાથનાં ખાસડાં ખાઈએ! અથવા આપણે—"

તેનું બાકી રહેલુ બોલવું કોઈ સમજી શકયું નહી અને દરેક જણે એક અવાજે લડાઈ માટે પોકાર ઉઠાવ્યો.

"ચાલો ત્યારે એમજ થવા દેવો," દરેક જણ મુગા રહી જવા પછી સુલતાન બોલ્યો, "થોડા દહાડામાં આપણે પેલી અજાયબ જેવી દીવાલ જોઈશું, કે જેને માટે લોકો કહેય કે હમારા કરતાં નબલાં પોચાં મગજમાં તે જરૂર ભય ઉત્પંત કરે. ઈનશાલા? આપણે થોડા દહાડામાં જોઈશું કે અલ્લાનું માનીતું લશકર શું કરી બતલાવેછ!"

"ચાલો હવે તમોને જવાની રજા છે. જઈને તમારા માણસોને તૈયાર કરો. મસાલા! યાદ રાખજો કે ફતેહ તમારાં પગલાંની કાગલે દોલે વાત જોયછ?"

થોડા દાહડામાં સુલતાનનું લશકર કીલ્લા નજદીક આવી પોંહતું. દીવાલ જાડાઈ, ઊંચાઈ તથા પોહલાઈમાં એટલી તો મોટી હતી કે ખરેખરજ આ બહાદુર લશકરને તે વચ્ચમાં એક ભયંકાર અગવડ જેવી લાગી. જો ટીપુએ એકદમ પેલી દીવાલપર હલ્લો કર્યો હતે, તો કદાચ તે ફતેહ મેલવી શકતે, પણ તેની તથા તેના દુશમેનો વચ્ચે ચાલતા સંઘેસાઓ માટે તે હજી અચોક્કસ હતો. તે આ પગલું ભરી ઇંગ્રેજો સાથ એકદમ મારામારી કરવાને અચકાતો હતો અને જેવી તેને દીવાલથી થોડેક દુર પોતાની છાવણી નાખી, કે જ્યાં ઇંગ્રેજો તથા ત્રાવણકોરનાં રાજા સાથ સંઘેસાઓ ચલાવવામાં તેને પોતાના વખતનો મોટો ભાગ ખોઈ દીધો, જ્યારે તેટલા વખતમાં તેના દુશમનોને પુરતી તૈયારીઓ કરવાની તક મલી.

કાસમને સુલતાનનાં "બોદીગાર્ડ" ની નોકરી મલેલી હોવાથી તે દરરોજ તેના વધારે અને વધારે સંબંધમાં આવતો હતો. કોઇ વખત સુલતાનનાં મોહાંમાંથી ઘણાજ ઉમદા અને અમીરી વીચારો બહાર પડતા હતા અને તે વેલાએ કાસમ તેને ઘણાજ માન અને પ્યારની નજરથી જોતો. કોઈ વેલા તેના હસવા જેવા બોલો તથા કઢંગા હોકમોથી તે કંટાલી જતો. જે હીંદુઓ પોતાનો ધર્મ ત્યાગ કરવા ના કહે, તેવાઓને ઝાડ ઉપર લટકાવી દેવું, એ સુલતાનની છાવણીમાં કાંઈ અસાધારણ ન હતું. શેખ જાફર સાહેબ કેનારીશની ચઢાઈ પરથી પાછો ફર્યો હતો અને ત્યાંથી પોતાની સાથે ઘણાક નાયર જાતનાં બંધવાઓને લાવ્યો હતો અને તેઓને તથા બીજા હીંદુઓને બને તેટલું દુઃખ દઇ શીક્ષા કરવાનું શેખ જાફરનેજ શોંપવામાં આવ્યું હતું.

મહીનાઓનાં મહીના એમ પસાર થઈ ગયા અને વરસાદના દહાડા નજદીક આવી લાગા, જ્યારે દરેક ઠેકાણે એવી અફવા સંભલાતી હતી કે મરાઠાઓ તથા નીઝામ, ઈંગ્રેજોને મલી જઈ લડાઈ માટે મોટી તેયારીઓ કરતા હતા. સુલતાને હલ્લો કરવાનું જરૂરનું ધાર્યું, કારણ કે આટલી મોટી તૈયારીઓ કરવા પછી તે જો પાછો ફરે તો તેના દુશમનોની નજરમાં તે હલકો પડે. કાસમ સુલતાનની અણઘણ હાલતથી તદન કંટાલી ગયો હતો. સુલતાન જેવી રીતે પોતાની છેલ્લી દરબારમાં બોલ્યો હતો તે પરથી કાસમ તો એમજ ધારતો હતો કે એકદમજ લડાઈ કરવામાં આવશે. તે ધારતો હતો કે લડાઈની દોડધામ અને ઉશકેરણીમાં તે અમીનાને ભુલી જશે, પણ તેમાંથી તે નાશીપાસ થયો.

કાસમ પોતે ઈચ્છતો હતો તે કરતાં જુદીજ જાતની જીંદગી પસાર કરતો હતો અને તેનો સઘલો ફુરસદનો વખત અમીના માટે વીચાર કરવામાંજ જતો હતો, પણ ગમે તેવી તક મલવા છતાં તેણીને ફરીથી એક વખત જોવાની તો કોશેશ કરતો હતોજ નહી, પણ સાંમું તેણીને નહી જોવાની કોશેશ કરતો.

ખાનનો બાવરચી ઝુલફીકર પણ સર્રીંગાપટમથી પોતાની બેહનને લઈ આવ્યો હતો અને તેઓના આવવાથી ખાન તેમજ અમીના બને ઘણાજ ખુશી થઈ ગયાં. પેહલો એમ ખુશી થયો કે ફરીથી તેને ઝુલફીકરને હાથનાં સ્વાદીષ્ટ ખાણા ખાવાની તક મલી, જ્યારે બીજીની ખુશી થવાની મતલબ જુદીજ હતી, કારણ કે ઝુલફીકરની બેહન તેણીની હેદરાબાદની જુની દાસી થતી હતી અને અમીનાએ તેણીને ઘણો સારો આવકાર આપ્યો. અત્યાર આગમચ ખાનનાં ઘરમાં અમીનાની સઘળી દાસીઓ દખણી જાતની હતી, જેઓ અમીનાની ભાશા શેહલાઈથી બોલી શકતી ન હતી અને જેઓ આગળ અમીના પોતાનું દીલ પણ ખોલ્લું કરવા માંગતી ન હતી.

પણ મીરાંનના આવવાથી તો નજદીક બીજીજ જીંદગી શરૂ થઈ. જ્યારે દહાડાનો ઘણો મોટો ભાગ ખાન પોતાની ચાકરીની ફરજ બજાવા જતો અને જ્યારે અમીના એખલી પડતી ત્યારે તેણીને થોડા દલગીરી ભરેલા વીચારો કરવા સીવાય બીજું ઘણું જુજજ કરવાનું મલતું હતું, તોપણ મીરાંન ગમે તેવી હલકી જાતની હોવા છતાં તેણી તેણીની સાથ તરેહવાર વાતો કરવામાં પોતાનું મન રીઝવતી. તેઓ પોતાનાં ઘરબાર, દોસ્તો તથા તરેહવાર બની ગયલા બનાવો વીશે એકથી વધુ વખત બોલતાં હતાં.

હેદરાબાદી રાજમાં ઘડાઈને પાવરડી થયલી અમીનાની દાસી થોડાજ વખતમાં જોઈ શકી કે તેણીની જુવાન અને સુંદર શેઠાણી સુખી ન હતી. વળી અમીનાને પોતાની વાતમાં અવાર નવાર જવાન કાસમ પટેલની વાત કરતી તથા તેની વાતો કરવામાં દેખીતી રીતે મઝા મેલવતી જોઈ તેણી ખુદરતી રીતે ચેતી ગઈ કે અમીનાનાં થોડા ઘણા બલાપાનું કારણ તે જવાનજ હશે, પછી તે પોતે ગમે એટલો એ બાબદમાં નીર્દોષ હોય તો શું થયું.

હવે મીરાંનને પેહલેથીજ પોતાની દીકરી (કારણ કે અમીનાને તે એમજ બોલાવતી હતી) ને ખાન જેવા એક ઘરડા પુરૂષ સાથ પરણાવા ગમતું ન હતું અને જો કે હાલ તેણી તેને ઘણા માનની નજરથી જોતી હતી, તે છતાં તેણી માનતી હતી કે કાસમ તથા અમીનાને એકેક સાથ મેલવવામાં મદદ કરવાને તેણી કાંઈ પણ ખોટું કરતી ન હતી. તેણીએ અમીનાને પોતાનાંજ દુધથી મોટી કરી હતી તથા મીરાંનેજ તેણીનાં બચપણથી તેણીને ઉધારી હતી અને અમીનાનો સઘલો ભેદ ભરમ પણ તેણીનેજ ખબર હતો. જો ખરૂં પુછાવો તો કાસમ જેવા ખુબસુરત, હીમતવાન અને સારા માયાલુ ખવાસનાં જવાન માટે વીચાર કરવાને અમીનાને મીરાન તરફથીજ કેળવણી મળી હતી.

કાસમે ઝુલફીકરના આવ્યા પછી તેની સાથની ઓલખાણ પાછી શરૂ કરી હતી અને તે બાવરચી હર બાહણે અવાર નવાર તેના તંબુમાં તેને મલી જતો હતો. કોઇ વેલા તે બેસી પોતાની મુસાફરીને લગતી વાત કરતો, તો વળી કોઈ વેલા ખાન કેઠે દુર ગયો હોય તો તેટલા વખતમાં કાસમ માટે તે એક વાણી પકાવી આપતો. ઘણીક વખત તેઓ અમીના માટે પણ વાત કરતાં હતાં; જો કે આપણા જવાન જમાદારે પેહલે તેણીને લગતી કાંઈ પણ વાત કહેવાના અખાડાજ કીધા, પણ તે બાબદ એવી હતી કે વધુ વખત તે તેમ કરવા પોતાની લાગણીપર કાબુ રાખી શકયો નહી.

અવારનવાર તેણીની વાત કરતાં તે જવાનમાં અમીનાને લગતી બારીકે બારીક વીગત જાણવાની જીજ્ઞાસા તેનામાં ઉસકેરાઈ. ઘણીજ નજીવી જેવી બાબદબી તે મોટી હોંસથી સાંભલતો હતો. થોડા વખતમાં ઝુલફીકરને માલમ પડયું કે, આ જવાનને સઘળી બીના કહેવાને તે અશકત હતો, જેથી તે માટે તેની બેહનની મદદ લેવા પટેલ આગળ માંગણી કરી. હવે આ માંગણી જોકે ખુશી થવા જોગ હતી તે છતાં તેમાં ઘણી મુશકેલી હતી અને તે છુપાવાની બહુ જરૂર હતી, કારણ કે કોઈબી જો અમીનાની માનીતી દાશીને કાસમની છાવણીમાં આવતી જતી જોય, તો તેણીને ખરાબ લાગ્યા વગર રેહે નહી. આટલી બધી મુશકેલી છતાં તેઓએ એક વખત મલવાની ગોઠવણ કરી અને પેહલીજ વખત કાસમને મલવા પછી પેલી દાશી જોઈ શકી કે કાસમ તેણીની સુંદર શેઠાણીને કેટલી બધી ચાહતો હતો અને તેણીની જીંદગીમાં બનતા બારીકે બારીક બનાવં જાણવાની તે કેટલી બધી કાલજી રાખતો હતો. વળી તેણી એટલુંબી જોઇ શકી કે પોતાના વીચારોને બહાર પાડવા તે જવાન કેટલો અચકાતો હતો તથા ખાન માટે તે કેટલાં બધાં માનથી વાત કરતો અને તેણી કે જેને માટે તે પોતાનો જીવ પણ આપવાને તૈયાર થાય તેને ફકત ખાન તરફની દોસ્તીને ખાતરજ તે જોવા ઈચ્છતો ન હતો.

પણ કાસમને નજદીક પાંચ સાત વખત મળ્યા વગર મીરાંને તેને લગતી કાંઈ પણ વાત પોતાની શેઠાંણી આગળ છેડવાને હીમત કરી નહી. કાસમે અમીનાને હાથીનાં સપાતામાંથી બચાવી તે તેને મીરાંનને કહ્યું હતું અને તે વેલાની ઉસકેરાયલી હાલતમાં તેને જે પોતાનો ઉભરો ખાલી કર્યો હતો તે પણ તેણીને જણાવવાને ચુકયો ન હતો.

"તેણી તેના પ્યાર માટે જાણે છે." મીરાન પોતાનાં મન સાથ બોલી "અને પોતાની ઘરડી દાશીને તે કહેવાની તેણી હીમત કરી શકતી નથી. આપણેબી જોઇએછ કે એ ચેનચાલા કયાં વેર ચાલેછ. ઈનશાલ્લા! હજીબી તેઓ એકમેકને મળીને સુખી થશે."

કાસમ તથા એકમેક તરફની વર્તણુકમાં જે સારી માયા તથા ઉમદા નીતી ખતાવતાં હતાં તેની બરાબર રીતે પીછાંણ આ દાસી કરી શકતી ન હતી. તેણી જાણતી હતી કે બેમાંનું એક પણ સુખી ન હતું અને તેણી માનતી હતી કે તેઓને તેમ કરવાનું તેણીનાં હાથમાં હતું. "જો તેઓ એકમેકને મલે" તેણી વારંવાર પોતાનાં મન સાથ બોલતી "અને પોતાનો ઊભરો એકમેક આગળ ખાલી કરે તો થોડા વખતમાં બધુ સમાધાન થઈ જાય."

પણ તેને લગતી વાત જ્યારે મીરાંને અમીના આગળ છેડી, ત્યારે તેણી ખરેખરજ પોતાની ઘરડી દાસી સાથ ઘણી ગુસ્સે થઈ ગઈ. મીરાંને તેણીનો ગુસ્સો હસવામાં કાઢી નાખ્યો, પણ પોતાની મતલબ બર લાવવાનો પોતાનાં મન સાથ ઠેરાવ કર્યો, કારણ કે તેણીની ખાત્રી હતી કે તેઓનાં સારાંનેજ માટે તેણી તેમ કરતી હતી.

વખત આસ્તે આસ્તે વહી જતો હતો અને સુલતાનનું લશ્કર ત્રાવણકોરની દેવાલ નજદીક આવી પોહતું હતું. સુલતાન પોતેબી હવે કાંઈ પણ કર્યા વગર કંટાલી ગયો હતો, જેથી તેને લડાઇ એકદમ શરૂ કરવાનો ઠેરાવ કર્યો. જો ફકત તે ત્રાવણકોરને પોતાના હાથમાં લઈ શકે, તો ઇંગ્રેજો સામે લડવામાં તેને ઘણો મોટો ફાયદો થાય. પણ તેને ઉપલો ઠેરાવ ઘણોજ અચબુચ કર્યો હતો. સુલતાને એક દહાડો કાસમને થોડાં માણુસ સાથ જે ભાગ પરથી દેવાલના બચાવ માટે ગોઠવણ કરવામાં આવી હતી, તે ભાગ તપાસવાને મોકલ્યો. કાસમે તપાસ કર્યા પછી, જે હેવાલ સુલતાન આગળ કહયો, તેથી તેના ઠેરાવને મજબુતી મલી અને પોતાનાં લશકરમાંના દશ હજાર સૌથી સરસ સુરાઓને એકદમ હલ્લો કરવા માટે તૈયાર થવાનો તેને હોકમ કહાડયો.

સુલતાન પોતેજ તે લશકરનો મુખી થવાનો હોવાથી, કાસમે જોયું કે તેનેબી ઘણા ભય સામે થવું પડશે. ત્રાવણકોરનાં લશકરમાં ઘણાંક નાયરસો જોવામાં આવતા હતા, કે જેઓ સુલતાનનાં લશકર પર ખાર લેવાને તલપી રહ્યા હતા.

તોપણ સુલતાનનાં બહાદુર લશકર તરફથી ઘણી આશા રાખવામાં આવતી હતી. સાંજની બંદગી કર્યા પછી, સૌ સૌને તેઓની જગા નક્કી કરી આપી અને લશકરે ખુશી થવા લાગું કે બીજે દહાડાની સહવાર પડતાં તેઓની વચ્ચેની આ મોટી દેવાલની નડતલ દુર થઈ જશે અને તેઓના દુશમનનો દેશ લુટ માટે ઉઘાડો થશે.

તે દહાડેની રાત ઘણીજ ચલકતી અને સારી થંડાસવાલી હતી. પવનનો ફુંકાતો પણ બીલકુલ નહી હોવાથી દેવાલ પરથી વાગતાં રણશીંગડાંનો અવાજ ઘણો સેહલાઈથી સાંભળી શકાતો હતો તથા તેની પર બળતા છુટા છવાયા દીવાઓ પણ નીચે નજર પડતા હતા. પણ આ વખતે સુલતાનની છાવણીમાં મોટી તૈયારીઓ ચાલતી હતી. થોડા વખતમાં સઘળું નક્કી થયું જ્યારે તેઓની ખાતરી થઈ કે અંધારાંનો બુરખો તેઓની હીલચાલને પુરતી રીતે ઢાંકી નાખે તેટલો જાડો થયો હતો, ત્યારે લશકરે છાવણીમાંથી બહાર આવવા માડયું અને કાસમની પછવાડે તેને જે જગા શોધી કહાડી હતી, ત્યાં ગયું.

[સાંધણ છે.] આલાં.

# શું લગન એક નીપફળતા છે?

(અમારી પરણેલી છોકરીઓને માટે)



લગન એક નીપફળતા છે? આ સવાલે ગઈ મોસમમાં ઘણી ચકચાર ફેલાવી હતી. અલબતાં એમાં તો કાંઇજ શક નથી કે ઘણાંક લગનો નીપફળતામાં નીવડે છે. જોકે ઉપરથી જોતાં તેમ બનવાના કાંઈ ખાસ કારણો આપણને માલમ પડતાં નથી. ઉલટું સુખની આશાના દરેક કારણ આપણે જોઈયે છીયે. એક જુવાન તનદરોસ્ત, પુરતી આવક ધરાવનાર અને એક સરખી પદવીનું જોડું હેતવંતા મીત્રોની ભલી દુવા સાથ લગનનો રસ્તો કાપવાની શરૂઆત કરે છે. ત્યાં સુખની આશા રાખવાનું દરેક કારણ હતું; પણ સુર્યના ચળકાત ભર્યા દેખાવ વચે એક કાલું વાદલું જલદીથી દેખાવ દે છે. ભરથાર અને મોહરદાર બંનેને લાગે છે કે દુરથી દેખાતી રોશણી ફકત એક સ્વપ્નું હતું. તે મટાડવાને કાંઈ તેઓ ઉલટ લેતાં નથી. સાધારણ જીંદગીનું રોજનું કામકાજ તેઓ સુસ્તપણે બજાવ્યા જાય છે. તે પોતાના ધંધા રોજગાર ઉપર ધ્યાન લગાડે છે અને તેણી પોતાની ઘરની ફરજો ઉપરજ મંડેલી રહે છે, પણ જીંદગીની લેઝત અને સુખનો ચલકાત દુર થઈ ગયો છે એમ કેમ બને છે? અને વારંવાર એવા દાખલા આપણી નજરે પડવાનું શું કારણ છે? અમો તો ધારયે છીયે કે કજયાનો પ્રારંભ થતીજ વખતે બંને બાજુવાલાની એક બીજાની ખામી દરગુજર કરવાની બેદરકારી ખટપટનું મુલ છે. જ્યારે સઘળું નવું અને ખુશ દીસે છે, ત્યારેજ પરણેલી જીંદગીને ફતેહમંદ બનાવવામાં કાંઇ કસુર રાખવી ન જોઈયે.

અલબતાં જુવાન ભરથારોનેબી એ બાબદમાં ઘણું કહી શકાય, પણ અમે "પરણેલી છોકરીઓ" માટે લખતાં હોવાથી તેમને માટે તો ફકત એટલુંજ કહીયે છીયે કે વારંવાર તેઓ પોતાની આખા દીવસની જંજાલથી થાકેલી નીર્દોષ મોહરદારો તરફ આપણે ઈછયે તેટલી દરગુજરની નજરે જોતા નથી.

બીજા હાથ ઉપર આએ તો સઘળે ઠેકાણેથી કબુલ કરવામાં આવે છે કે એક પુરૂષની આબાદાની જેટલી તેના પોતા ઉપર, તેટલીજ તેની સ્ત્રી ઉપર પણ આધાર રાખે છે. જો તેણી તેનાં સુખની દરકાર કરે નહી, જો તેણીનો સ્વભાવ માઠો હોય અને જો તેણી તેની કમાઈનો ઘટતો ઉપ્યોગ ન કરતી હોય, તો પછી તેણીનો ભરથાર અને તેણીનું ઘર પડતી સ્થીતીમાં આવી પડે, તો તેમાં કશું નવાઈ જેવું નથી.

આખા દીવસની થાકથી કંટાળેલા પુરૂષો આગળ નાની નાની ફરયાદોનો બોજો મુકવામાં ઓઓ મોટી ભુલ કરે છે. તેણીની નવી સારી તેની માનીતી નવી ચોપડી કરતાં વધુ લાભકારી છે, તેનું માથું દુખે તેની તેણીને દરકાર નથી, પણ જાંહગીરના સરકમ કે શીરીનનાં ઘાંસા માટે તો તેણીએ પીજન કરવુંજ જોઈયે. ખામીવાલા નોકરો અને નાતાબેદાર છોકરાંઓ મારેનો બડબડાટ શું તેને આખા દીવસની મેહનત પછી રમુજ કે શાંતી બક્ષે છે? આવી વર્તણુકથી ભરથાર, મોહરદારની સોબતથી કંટાળે છે અને પોતાની ફુરસદનો વખત બહાર કહાડવાને વધુ પસંદ કરે છે. અલબતાં જરૂરને પ્રસંગે તેની ચડતી બુદ્ધી અને બલવાન-શકતીની મદદ તેણીને માટે તૈયાર હોય છે, પણ સાધારણ બાબદોમાં તેને માપે વગર જરૂરનો બોજો મુકયાથી લગનને એક નીપફલતા કરવામાં ટેકો મળે છે.

પણ હમને આ ઠેકાણે કહેવું જોઈયે કે ભરથારેબી પોતાનો ભાગ બરોબર રીતે બજા લાવવો જોઈયે. જો તે તેણીની જરૂરયાતો પુરી પાડવા કરતાં દોસ્ત આસ્નાઓ સાથ મોજ મજાહમાં દહાડા ગુજારવાનું વધુ પસંદ કરે, કે ઘરનો ખરચ પુરો પાડવાનું છોડી દઈ કલબો અને વાડીવંતર જઈ પૈસા ખોવાનું વધુ પસંદ કરે, તો પછી તેની સ્ત્રી બરોબર ઘર રાખનારી નથી એવી ફરયાદ કરવાનો તેને કશો હક નથી. શું તે પોતેજ લગનને એક નીપફળતા કરતો નથી? આથી પરીણામ એવું આવે છે કે, જેમ જેમ વરસો પસાર થાય છે, તેમ તેમ ઘરસંસારી કજીયા સાધારણ થઇ પડે છે. છોકરાંઓ પોતાથી વડાંઓનો ક્રોધી અવાજ સાંભલી તેની નકલ કરે છે. ઘર ફકત ખાવા અને ઉંઘાવાની ધર્મશાલાજ બને છે, પણ ઘર આવવા સાથ આરામ કે સુખનો વીચાર હવે વધુ વખત જોડાઈ રહેલો નથી. છોકરાઓ જ્યારે દુનીયામાં બાહર પડે છે, ત્યારે કોઇબી મીઠી યાદ તેમને ખરે રસ્તે ચાલવામાં મદદ કરતી નથી. છોકરીઓ પેહલી તક મલનાંજ મબાપનાં છાંયા હેઠલથી નીકલી જવાને તતપર રહે છે. માટે હમારી પરણેલી વાંચનારીઓ, સમજુરીને તમારો ખાશ ગુણ કરો, જે તમારાં લગનને કદીબી એક નીપફલતા કરશે નહી.

RUBY.

**તેણી કેમ તંદરોસ્ત રહી શકે છે—**એક ઉદયોગી સ્ત્રીનાં નીચલા બોલવામાં ઘણી ફીલસુફી સમાયલી છે:—"મને માંદી પડવાનો વખત મલતો નથી, તેથી મારી તંદરોસ્તી જાલવવાની સાવચેતી રાખવાનો હું વખત લેઉ છું સદવારનાં મને હમેશ ઘણું કામ હોય છે, પણ સકારેથી ઉઠી નાહી ધોઈ મારૂં બદન સાફ કરવાને ચુકતી નથી. જો કમનસીબે મને સરદી થઈ હોય છે તો હું જાણું છું કે તેને વધારી બીછાંણે લાંબું થઇ પડવાનો મને વખત મલશે નહી, તેથી હું તરત કાંઇ ગરમ પીવાનું લેઉ છું અથવા તો ગરમ કપડાં પેહરૂં છું અને રાતના સુતી વેલાએ હમેશ કરતાં વધારે ગરમ ઓઢું છું. સદવારનાં એકદમ ગરમ બીછાણાં પરથી ઉઠી સરદીમાં જતી નથી અને નાહીને તરત ગરમ કપડાં પેહરી બાહર આવું છું. આથી ખચીત મને વધારે નુકશાન થતાં અટકે છે. વલી હર અઠવાડયે અથવા પખવાડયે એક દીવસ માથું દુખવાની ફરયાદ કરવામાં ગુમાવી શકતી નથી, તેથી ખુલી હવામાં દર રોજ એક કલાક મને ફરવા જવું જોઈયે. મારી સઘલી નાની ચીજો ચોકસ જગાએ રાખવાને અને દરેક ચીજ જ્યાંથી લેઉં ત્યાં મુકવાની કોશેશ કરૂં છું, કે જેથી નાહની નાહની ચીજો શોધવા માટે મારા તાંત્યા તુટતા નથી. હું મારા સાંચાને ઘોસાવી શકતી નથી, તેથી તેને બરાબર ચાલતો રાખવાની કોશેશ કરૂં છું."



# બવેરીયાના રાજા લુડવીગ બીજાની જીંદગીની કથા.

(ગયા અંકથી સાંધણુ ચાલુ.)

મ્યુનીચ, સપટેમબર.



"તું જો ફક્ત મને જોઈ શકે, એલીઝાબેઠ તો તું અજબ તેમજ ખુશી થયા વગર રહે નહી. હું જાણું છું, કે મને કોઈબી ભલાં અને ઉપયોગી કામમાં રોકાયલો જોવા તુંને ગમે છે. અહીંયાં હું જાડી બાંધેલી ચોપડીઓ અને ખતોના ઢગલા વચે બેઠો છું. તે શું ક્વીતાઓ છે, કે જેનો એટલાં ધ્યાનથી હું અભયાસ કરૂં છું? નહી, ઈતીહાસ અને રાજમામલત. ખોદાએ મને ઘણી નાની ઉમરે સૌથી ઉંચી પદવી, મારાં લોકો ઉપર હકુમત ચલાવવા અને તેઓને આશીરવાદ દેવા આપી છે, તે એક ભારી બોજો છે. જુવાન ખમાંને ખમવા માટે તે એવડો ભારી છે અને જુવાન માથું, જેનાં મગજમાં બીજા હજારો વીચારો દોડે છે, તેને માટે તે ત્રણઘણું ભારી છે. તું જાણે છે, એલીઝાબેઠ કે એક રાજા તરીકેની મારી પદવીને કેટલી ઉંચી હું ગણું છું. તું હસશે, 'મારાં અંતઃકરણ.' તું વારે ઘડીએ મારાં આટલાં બધાં વીચારવાને માટે મશકરી કરે છે અને કહેય કે 'જો તારૂં હૈડું બરાબર તાબામાં રહેવા નહી શીખ્યું હતે, તો કોણ જાણે છે, કે કેટલી હદ સુધી આએ મગરૂર રાજા અમુને દોરવી નહી ગયો હતે?' તું ખરી હરી, મારા નાના દોસ્ત; પણ હાલની અને આગલા વખતની તવારીખ અને રાજ કારભારની બાબહેનો અભયાસ કરવા, તાજનાં બચાવ હથયારો કેની રીતે બનાવવાં તે શીખવા, જમીન ફળદ્રુપ કરવાનાં ઓજારો બનાવતાં શીખવા અને મારાં લોકોની રાહનુમાઈ કરવા અને તેઓનાં દીલમાં અસર કરવા સૌથી સારા બોલો શોધી કહાડતાં શીખવા હુંબી તદનજ ખરો છું. એ કાંઈ સેહલું કામ નથી, એલીઝાબેઠ? દરેક બાબદમાં મને ગેરસમજુતી મલે છે અને મારી ભુલો દેખાડી આપવાની હીંમત કરે, તેવું કોઇ મને મલતું નથી. મારી પોતાનીજ મેલે તેઓને ગુચવણમાંથી છોડવાની રીત તેને એવડી મુશકેલ બનાવે છે. કેટલીક વખતે હું મને પોતાને સૌથી-શકતીવાન ધારૂં છું-હસતી ના એલીઝાબેઠ અને ગુસ્સેણી ના થતી! આએ લાગણીઓ, તું કહે છે, તેમ કાંઈ મારી કુદરતી મગરૂબાઈમાંથી પેદા થતી નથી, પણ મારી ઇચ્છા મજાગુન અને પવીત્ર છે, એવી મારી ખાતરીમાંથી અને આવી ઈચ્છાએ મને ભલાં અને સારાં કામો કરવાની શકતી આપવીજ જોઈએ, એવી આશામાંથી પેદા થઈ છે.

"જીંદગીનું કેટલુંક સખત વાસ્તવીકપણું મારા કલ્પીત વીચારોની સાંમે આવે છે અને મને જણાવે છે, કે જે પાંખો ખુશીથી ઉંચે ઉડને, તે દુન્યાની હદમાંજ બાંધી લીધેલી છે. તારી દોસ્તી-સઘળી બેટોમાંની સૌથી કીમતી-જો મારા સ્વાધીનમાં હતે નહીં, તો એકાંતવાસ કે જે મને ઘણું પસંદ છે, તેમાંજ હું દટાઈ રહેને. પણ હું તારી આગળ આવું છું એલીઝાબેઠ અને હજુર સુધી હું કોઈબી વખત ફોકટમાં આવ્યો નથી. તારી તીક્ષણ જોવાની શકતી, તારૂં સ્વચ્છ મગજ અને તારૂં પ્યાર ભરેલું હૈડું હંમેશાં મને ખરો માર્ગ દેખાડે છે. ખોદાની બક્ષેસથી તે હંમેશાં એવુંજ રહેઆજો અને સદાકાળ. આજે ઘણી સખત મેહનત કીધા પછી, સાંહજની થંડી લેહકીમાં મોહલાઓમાં હું ફરવા નીકળ્યો અને લોકો નાનાં નાનાં ટોળાંઓમાં ઉભાં રહેલાં મને મલ્યાં. કેટલાંકોએ માનથી વાંકા વલીને મને સલામ કીધી, જ્યારે બીજાઓએ ખુશીના પોકારો કીધા. એકાએક નાનાં છોકરાંઓનું એક ટોળું એક સાંકડી ગલીમાંથી ધસી આવી, ખુશાલીના પોકારો સાથ મારી આસપાસ ફરી વળ્યું. H—કે જેવણ મારી સાથે હતા, તેવણ તેઓને અટકાવવા જતા હતા; પણ મેં તેવણને થોભાવ્યા અને છોકરાંઓનાં ખરાં અંતઃકરણના આવકારના જવાબમાં તેઓને સઘળી ભલી દુવાએ ઈચ્છી હું ત્યાંથી ચાલી ગયો.

"પ્યાર, કે જે નાહાંનાં છોકરાંઓ આપણને આપે છે, તે તેઓની લીધેલી સંભાળનો પુરતો બદલો છે. H—ના ફીલાને તું ઘણાં પ્યારથી ચાહે છે, ખરૂં કેની? થોડા દીવસની વાત ઉપર મને એક સ્વપનો આવ્યો. મેં મારી આગળ એક દેખાવ ચંદણીમાં ચલકતો જોયો. મોજાઓ ધીમેથી વાત કરતા હતા અને બુલબુલ પક્ષીઓ દરેક ઝાડપર ગીત ગાતાં હતાં. એકાએક ઘણી જોરાવર પાંખોનો અવાજ મેં સાંભલ્યો; રાજહંસ સેતલના સુનેરી તાજ સરખ સારી અત્યારથી ઉડી ગયું અને વધારે ઉંચે અને ઉંચે ચઢી એક ખડકની ટોંચ ઉપર જઈ બેઠું. જ્યારે ફરીથી મેં જોયું ત્યારે તે ત્યાંથી જતું રહ્યું હતું, પણ જે જગાપર તે રાજહંસ બેઠું હતું ત્યાં એક રોનકદાર કીલાનો મીનારો મારી નજરે પડયો. બસ! જો આએ ફક્ત સ્વપનાને બદલે ખરૂં હતે તો કેવું તેજસ્વી લાગતે!"

* * * * * * *

"મારાં અંતઃકરણ, તું મારી સાથે ઘણી ગુસ્સે થશે. હું જાણતો નથી કે તું મને ધમકાવશે, એલીઝાબેઠ, પણ હું જાણું છું કે તારા ચેહરાપર દલગીરી હું વાંચી શકશ, કે જે કોઈબી કઠણ બોલો ખમવા કરતાં વધારે ખરાબ છે. તું જાણે છે કે મારા ભાઇ "Otto" ને કેટલા પ્યારથી હું ચાહું છું. વગર વીચારે તેને મને ગુસ્સે કીધો; પણ મારી મગરૂરી— તું જાણે છે કે તે કેટલી જોરાવર છે એલીઝાબેઠ—ઝનુનમાં

બાહર નીકળી. હું ગુસ્સાથી ઘેલો થઈ ગયો હતો, પણ ખોદાએ મને મારા ભાઈ ઉપર હાથ ઊંચકતાં બચાવી લીધો. મારી રૈયતમાંનાં સૌથી હલકાં માણસ કરતાંબી ખરાબ, એક અપરાધી દાખલ મેં તેને ગણ્યો. તું મને માફ કરી શકશે, 'પ્યારા દોસ્ત?' નહી, તું નહી કરી શકશે; ખોદા પસ્તાવો કબુલ રાખે છે, પણ માણસ તેમ કરી શકતું નથી.

"થોડુંક થયું મેં મારી પોતાની કઠણ પરીક્ષા લેવાનું શરૂ કીધું છે અને મને જણાય છે કે ઘણાં ખરાબ ગુણો મારી અંદર વસેલા છે; અને તેઓને બાહર લાવવાને ઘણી ચીજો શકતીવાન છે—બધી ચીજો કરતાં વધારે નાસીપાસી, ઢોંગ, અને દગલબાજી. તારાં છેલ્લાં કાગજમાં તું મને માણસાઈ ખાસયત માટે ઘણો ઊંચો વીચાર કરવાની સાંખે ચેતવણી આપે છે. મારી પ્યારી છોકરી, તેમ કરયા વગર મને ચાલતું નથી; જે માણસને હું ચાહું તેને દરેક સદગુણોથી મને ઢાંકવો જોઈયે અને તોપણ તું ખરી છે એલીઝાબેઠ; મારો જો એક દોસ્ત હોય અને તેની ઉપર હું ફીદા હોઉં અને તે જો બેવફા બને તો મારી અંદર જેબી ખરાબ હશે તે તે છુટું કરશે અને ત્યાર પછી—"

* * * * * * * *

અકટોબર.

"તારૂં કાગજ, પ્યારી દોસ્ત, ઘણાં દીવસ થયા મારી શોધમાં હતું અને છેલ્લે સરવાલે તેને મને શોધી કહાડયો છે.

"હું એબ્સ્લો પાહડોની ઉપર દુર ગયો હતો. આખો દીવસ હું શેકારીઓનાં ઝુપડાંની અંદર રહયો અને સુતો હતો અને રાત જંગલમાં ભટકીને મેં ગુજારી હતી. ખુદરત હજારો અવાજોમાં મારી સાથે બોલતી હતી.

"આજે તારાં કાગજની અંદર મારાં એકાંતવાસના ચાહને માટે તું મને ઠપકો આપે છે, ત્યારે ગઈ રાતે તારા ઘર આગળથી હું પસાર થઈ ગયો તે તું જાણતે તો તું શું કેહતે? તારા ઓરડાની બારીમાંથી બતીનો ઉજાસ મેં જોયો હતો. હું જાણતો હતો કે તે બતીના ઉજાસમાંથી, સરોવરના પાણી જેવી સ્વચ્છ અને બલુ બે આંખો અને એક હસ્તું મોહું, કે જે ઘણી કાબેલ ચીજો બોલી શકે છે, તે દેખી શકાશે. હું તે સારી પઠે જાણતો હતો અને તોબી હું વગર મતલબનાં એકાંતવાસમાં આગળ ચાલ્યો. તું મારી સાથ શું ઘણી ગુસ્સે થઈ છે?"

* * * * * * * *

"કાલનો દેખાવ કેવો ભપકા ભરેલો હતો? હું કેટલો ઉપકારી છું, કે નાટક કરવાની જગા હું પુરી પાડી શકું છું, કે જેની ઉપર "સ્કીલર"ના વખણાયલા ખેલો થતા હું જોતું છું અને સ્વપને પણ બની નહી શકે, તેવો સંપુર્ણ અને સુંદર ખેલ મારી આંખોએ જોયો છે! આજે જો હું મારી આંખો બંધ કરૂં, તો જે દેખાવે મને આટલો બધો ખુશી કીધો હતો, તે ફરીથી જોવું.

"સ્કીલર," મારાં દીલની લાગણીઓમાં સૌથી ઉંડી અસર કરે છે અને લાંબો વખત સુધી તેની ધ્રુજતી અસર મારાં દીલમાં રહે છે. 'ગોએથી'ની કવીતા કેટલીક વખતે મારાં મન પર અસર કરે છે, પણ તે અસર થોડોજ વખત રહે છે.

"ગઈ કાલે મારી ખુશાલીમાં જે વધારો થયો હતો, તેનું કારણ એ કે તું ત્યાં હાજર હતી. તું બધાં કરતાં તદનજ જુદી છે; લોકો મારી તરફ ટીકતાં હતાં અને નાટક જોવાને બદલે મારી દરેક હીલચાલ તપાસતાં હતાં. તું તો આપણા મોટા કવીની કદર બુજવામાં, તારા દોસ્તને તદનજ ભુલી ગઈ હતી. ફકત એકજ વખત આપણી બંનેની નજર એક થઈ હતી અને તે તેજ હતું કે જેને આપણી બેઉની લાગણીઓ એટલી બધી ઉશકેરી હતી. મેં જોયું કે તું ફીકી પડી ગઈ હતી, પ્યારી છોકરી અને તારી આંખો આંસુઓથી ભરાઈ ગઈ હતી. તેઓ કીમતી પથરોના જેવી મને દેખાઈ.

"હમણા હું Maid of Orleans નું નવું રૂપ ધારણ કરવાની ગોઠવણમાં રોકાયલો છું. બરલીનની એક નાટક કરનારી સ્ત્રી માટે ઘણી વાખવાખી થાય છે, જેણી ભરવાડણનો ભાગ ઘણી અજબ રીતે બજાવતી કહેવાય છે. તેણીને અહીં બોલાવવાને વાસ્તે હું લખું? તું શું સલાહ આપે છે?

"તારી પ્યારી બેહેન મોનીકા સીક છે! હું કેટલો દલગીર છું અને તારી લાંબા કલાકોની ચાકરીમાંથી તુંને છોડવવાને કાંઈબી કરવા હું કેટલો રાજી છું. પણ તું કહે છે કે, હું તેણીની મુલાકાત લેવા આવું, તે તેણીને ગમશે નહી અને વળી તેણી આપણી વચેનો પત્ર વ્યવહાર બંધ કરાવવાને ઈચ્છે છે. પ્યારી એલીઝાબેઠ, તે મારે માટે ઘણું દુઃખ ભરેલું છે; તારા 'જુલમગાર દોસ્ત' પાસેથી તારી પોતાની ઈચ્છા કેવી રીતે મેળવવી તે તું બરાબર જાણે છે. હું તારી બેહેનને ખરા પ્યારથી ચાહું છું અને એવા વખતની રાહ જોઉં છું, કે જ્યારે મારી સઘળી આશાઓ હું તેણીની આગળ ખુલી કરશ, અને જ્યારે હું માનું છું કે મારી ઈચ્છાઓને તેણી માન્ય કરશે. સઘળા ભલા ફરેસ્તાઓ તારી ચોકી કરો અને માંદગી અને દુઃખ તારાં બારણાંઓ આગળથી દુર થાવો! હું રાતે આકાશ તરફ જોવું છું અને 'રીબાક'ની ઉપર તારાઓ ચલકતા મને દેખાય છે; તેઓ ચોકી કરતા ફરેસ્તાઓની આંખો જેવા લાગે છે."

* * * * * * *

નવેમબર.

"તારી બેહનની મુલાકાત લેવા અને નજદીક તુંને દર રોજ જોવાની રજા મલવાથી, હું ઘણો ખુશી થયો છું. માંદા માણસની ચાકરી કરવાથી તારામાં નવી ખુબસુરતી ઉમેરાય છે—નરમાસપણું, કે જેને બરાબર લાયક તું બની છે. અગાઉ, દરેક પ્યાર ભરેલી સંભાળ તારી આસપાસ મેં જોઈ હતી અને એક પીજરાંમાંનાં પક્ષીની માફક તારી તપાસ અને બરદાસ્ત લેવામાં આવતી હતી; હમણાં તો એક ધીરજવાલી 'મારઠા'ની માફક તેં મોનીકાની ચાકરી કીધી છે. આજે દેખાવે મારી લાગણીઓ ઘણી ઉશકેરી છે. હા! જો

ઘરપર તું રાજ કરે અને હકુમત ચલાવે તે ઘર કેવું સુખી થાય, એલીઝાબેઠ! શેહરમાં મેહલ બાંધવાને મારેના મારા પલાનોમાં હમણાં હું ખુબ રોકાઈ ગયલો છું. મેં S—ઈજનેરને બધું સમજાવ્યું છે; મેં જેમ કહ્યું તેમ કરવા તે કબુલ થયો છે; પણ મેં જોયું કે મોહું ફેરવીને જાણે તે ઘણો અજાબ થયો હોય તેમ તેને પોતાની આંખો ઊંચી કીધી હતી. તેને શું એમ ધારયું કે મારા વીચારો પ્રમાણે ચાલવાનું નહી બની શકે તેવું છે? હું આશા રાખુંચ કે તેમ નહી હોય, કારણ મારે મનથી તે એક મોટી નાસીપાસી ગણાશે અને તું જાણે છે કે નાસીપાસ બનવાનું હું કેવું ધીકારૂં છું. થીયેટરમાં ફકત મારા એખલાને વાસ્તે એક 'ઓપેરા' ભજી બતાવવાનાં મારા વીચાર ઉપર તું હશે છે. જો તું જાણે કે લોકોનાં મારી તરફ ટીકવાથી મારી સઘળી મજાહ નાશ પામે છે અને મ્યુઝીક સાંભળવાનું મારે માટે તદન અસ્કત થઈ પડે છે, તો મારો વીચાર એટલો બધો હસવા જેવો તુને લાગે નહી. "શીલર", "વેગનર" અથવા "બીઠોવન", કાંઇબી હરકત કીધા વગર જો મને સાંભળવા દેવામાં આવે, તો તે મને એક આશીરવાદ જેવું થઈ પડે. તું ત્યાં આવજે, એલીઝાબેઠ, કારણ તું ખરેખર મને સમજી શકે છે—પણ તું અને તુંજ એખલી."

"તુંને મારૂં વજાડવાનું ગમે છે! કેવો ભય ભરેલો તેસ્ટ, એલીઝાબેઠ. તું હમેશાં એટલી તો શરમાળ છે—મુખ્ય કરીને મારી સાથે અને તોપણ તું કબુલ કરે છે:કે H—ના કીલ્લામાં જ્યારે હું "પીયાનો" વજાડતો હતો, ત્યારે તું તે સાંભળતી હતી. મારો બુઢો મ્યુઝીક માસ્તર વેનર, હમેશાં મને કહેતો હતો કે મ્યુઝીક શીખવાની સેહજબી શકતી મારામા નથી. તે શીખવવાને ઘણી મેહનત લેતો હતો અને તેનું ઘણું નાનું પરીણામ આવેલું જોઈને અજબ થતો હતો. મ્યુઝીક શીખવાની સેહજબી શકતી નહી! તે ખરો હશે, પણ તે છતાં ખોદાએ મ્યુઝીક મારેના મારા વીચારો દરશાવવાની શકતી મને ના પાડી નથી. જો મારૂં વજાડવાનું સમજવાની તારામાં શકતી હોય, તો કીલ્લાની બારીની નીચે સાંભળતાં શું તું સમજી શકી નહી હોય, તેનો જરા વીચાર કરજે. હું જાણવા માંગું છું, કે કેટલી હદ સુધી તું સમજી શકી છે. પણ મારા આતુર સવાલોના જવાબ આપવાની જ્યારે તારી મરજી નહી હોય છે, ત્યારે જેવી રીતે દાબીને તું તારા હોઠો બંધ કરે છે, તેમ હમણા પણ કરતાં હું તુંને મારી કલ્પના શકતીથી જોવું છું."

"શીયાળો કેટલી જલદીથી આપણી ઉપર આવી પડયો છે! પેહેલો બરફ ઘણો જલદાથી પડયો છે. મને શું કરવા ગમેચ, તે તું જાણેચ? પહાડોની ઉપર જવા, કે જ્યાં બધું શાંત અને બરફથી ભરેલું હોય. હું જવા માંગું છું અને જવાની મારી ધારણા છે. તારૂં માથું ના હીલવ, એલીઝાબેઠ; એમાં શું એટલું બધું બેવકુફી ભરેલું છે? રાતની શાંતીમાં જ્યારે હું બહાર નીકલશ, ત્યારે મસાલોની રોશણીથી પહાડનો રસ્તો સલગેલો જોવાને, ફરનાં ઝાડો તેના બરફના બોજા નીચે વાંકા વલી ગયલા અને તેની દરેક ડાંખળીઓ હીરાની માફક ચળકતી જોવાનો દેખાવ કેવો સુંદર થઈ રહેશે, તેનો જરા વીચાર કર. જો એક પુછડયો તારો આકાશ પરથી નીચે પડશે, તો તારૂં કાંઈબી ભલું થાય, એમ હું ઈચ્છશ. આએ અસલી વેહમની મતલબ શું છે, તે તેં કોઈબી દીવસ સાંભળી છે? તું શું એવા વેહમોને માને છે, એલીઝાબેઠ? હું વારે ઘડીએ એ વીશે તુંને પુછવા માંગતો હતો. તે સઘળી કવીતારૂપી ખસલતોનું મુળ છે."

"હમણા હું કેટલાક જાણીતા "આરટીસ્ટો" નાં પીકચરો ખરીદવામાં ગુંટાયલો છું. આએ ગ્રહસ્થો સાથે વાત કરવાનું મને કેટલું ભારી લાગે છે, તે તું કદાચજ માની શકશે, મને શું કામ એમ લાગે છે, તે હું પોતે સમજી શકતો નથી. 'મારાં અંતઃકરણ,' તું મને કહી શકશે, કે મારી ચાલચલણમાંની કઈ નબલાઈમાંથી આએ ઉતપન થાય છે? મારાં દીલમાં નહી સમજી શકાય, એવા ગુણો છે અને તે વારે ઘડીએ મને બીહવડાવે છે."

"ગઈ રાતે પેહલવેહલીજ હું રાતની બરફથી ઘંકાયલી દુન્યામાં ફરવા નીકળ્યો હતો. તેની ખુબસુરતીએ મને તદનજ વશ કરી નાંખ્યો. જેવો હું H—ના કીલ્લામાં પાછો આવ્યો, કે મોડી રાતે પહાડોપર વારે ઘડીએ જવાનો મેં વીચાર કીધો.

"તું 'રીચર્ડ વેગનર' વીશે મને પુછે છે—છેલે સરવાલે તું તેનાં નામનો ઈસારો કરે છે. મને કબુલ કરવું જોઈએ કે આએ બાબદ વીશેની તારી બેદીલીએ મને ઘણો દુઃખી કીધો હતો. જ્યારે આપણે Tristan & Isoldo ના ખેલ પછી તેને વીશે સાથે વાત કીધી હતી, ત્યારે આપણે બેઉ ઉશકેરાયલાં હતાં, તેથી તે તકરાર મુલતવી રાખવાનું મેં વાજબી ધારયું હતું; પણ કાગજમાં તો તે બાબદ વીશે તકરાર કરવાનું વધારે સેહલું છે. કેવી રીતે તેને મારી ઉપર એટલી ઉંડી અસર કીધી છે, તે હું તુંને સમજાવશ."

"તું જાણે છે કે 'બીઠોવન' જાણે કાંઈ માણસ કરતાં વધારે હોય, તેમ હું તેને માન આપું છું. આએ અજબ જેવાં માણસની જીંદગીનો સાચ્ચો હેવાલ, તેની ઉમદા ચાલચલણનો સઘળો ચળકાટ ખુલ્લો કરીને કહી શકે, તેવું તેની જીંદગીનું વૃત્તાંત મેળવવાની મારી સૌથી મોટી ઈચ્છા હતી. પણ જેબી ચોપડીઓ તેને માટે લખાઈ હતી, તે સઘળી ચોપડીઓમાં શોધવાની મેં ફોકટની કોશેશ કીધી. આએ વખતે 'ઓપેરા'માંનો એક ગાનારો મારે માટે એક કાગજ 'વેગનર'નું લખેલું લઈ આવ્યો, એવું ધારીને કે Tannhauser ના ઓપેરા લખનારના કોઈબી બોલો મારાં મનને ખુશ કરયા વગર ચુકશે નહી. તે કાગજ મને આપતી વેળા તેને થોડુંજ વીચારયું હતું, કે કેવી અસર તેનેથી મારી ઉપર થશે, કારણ તેની અંદર મારી ઈચ્છાઓ અને મારા પોતાના વીચારો બરાબર દરસાવેલા હતા. આએ કાગજમાં પેરીસ, ૭ મી મે, ૧૮૪૧ કરીને લખ્યું હતું અને બીજી ચીજોની સાથે 'ખીઠો-

વન' વીશે બોલતાં લખ્યું હતું કે 'દુન્યાએ જોયો આએ પેહલવાન પોતે હતો, તેટલુંજ મોહું અને ખુલ્લું પીકચર તેનું રાખવું જોઇયે. હું 'બીટોવન'ને માન આપું છું, જેને મ્યુઝીક અને તેની ઉમદા નેમ મારેના જોશ મારામાં ઉત્પન કીધો છે. પેહેલેથીજ મેં તેનો ઘણું ધ્યાનથી અભ્યાસ કીધો હતો; અને હવે જ્યારે આટલા મોટા અને ઊંચા વીષય ઉપર લાયક બોલવાની શકતી મને આપવામાં આવી છે, ત્યારે તેની જીંદગીનો હેવાલ લખવાનો મેં ઠેરાવ કીધો છે. આએ જન્મ વૃત્તાંત બે ભાગની એક ચોપડીમાં બનશે અને તે મોટા માસ્તરની ખાનગી જીંદગી અને ખુદરતી હુશીયારીનો સાચ્ચો અને સંપુર્ણ હેવાલ પ્રમાણીકપણાંથી ચીતરવામાં આવશે. તવારીખના હેવાલ સાથ ગુંટઈ જઈ, આએ ચોપડી સંપુર્ણ તકરાર અને "બીટોવન"ની હુશીયારીએ પેદા કીધેલાં મ્યુઝીકનાં નામાંકીતપણાંનો ચીતાર આપશે, જે નામાંકીતપણાંની અસર ભવીષનાં સઘળાં મ્યુઝીક ઉપર લંબાશે."

"તું ધારશે તેમ, એલીઝાબેદ, કે આએ કાગજે મારી સૌથી ઊંડી લાગણીઓને ઉશ્કેરી, મુખ્ય કરીને તે વખતે Taunhauser નું પ્રકાશીત મ્યુઝીક હું સાંભળતો હતો. જેમ બન્યું તેમ, ઘણાં સુનેરી દોરાઓમાંથી એક દોરડું વણાઈ, તે મોટા માસ્તરની સાથે, તેના ચેલા અને દોસ્ત દાખલ, મને બાંધી લીધો. એક દીવસે, મારી પીત્રાઈ "પ્રીનસેસ મેકસ' સાથે "પીયાનો" વજાડતા, મારી નજર મારી નજદીકનાં મ્યુઝીકની ચોપડીઓનાં ઢગલા ઉપર પડી અને તેમાંથી "રીચર્ડ વેગનર"ની લખેલી "The Music of the Future" ની ચોપડી મલી. જ્યાં સુધી મારૂં માથું ફરી આવ્યું ત્યાં સુધી મેં તે ચોપડી ફરી અને ફરીથી વાંચી; ત્યારેજ મ્યુઝીકની શકતીમાં હું માનવા લાગ્યો. કવીતા અને સ્વરમેલનાં મેલાપથી ભવીષનું સંપુર્ણ મ્યુઝીક પેદા થવું જોઈયે. અહીંયાં આએ માણુસ ઉભો છે, જેનામાં આએ મોટી અને તેજસ્વી મતલબ પાર પાડવાની શકતી છે. તેના મોઢામાંથી જેવા બોલ નીકળે તેવુંજ કોઈનેથી લાગ્યા વગર રહે નહી, કે તે તેના દીલનાં ઊંડાણમાંથી નીકળ્યા છે અને જે કામ તેને માથે લીધું છે, તે તે પુરૂં કરયા વગર રહેશે નહી, કારણ પુંન્યકારક બુદ્ધી તે ધરાવે છે, કે જેથી કલપીતપણાને સમજી શકાય તેવાં ખરાંપણામાં ફેરવી શકાય.'

"પણ આએ બહાદુર જીવની પાંખો બંધાયલી હતી; નાની અડચણો તેના ઉડવાનો અટકાવ કરી જમીન સાથેજ તેને બાંધી રાખતી હતી. તે એવું માણુસ શોધતો હતો કે જેનામાં તેને મદદ કરવાની મરજી અને શકતી બેઊ હોય. જેમ તે પોતે કહે છે તેમ 'જો મને એક એવી બુલંદ ઇચ્છાઓથી ભરપુર શાહજાદો મલે, જે મારા વીચારો સાથ મલતો થઈ શકે અને પોતાની સતાથી મને મદદ કરવાને પુરતું મોટું દીલ ધરાવતો હોય, તો વીદયાનું ભવીષ સ્થાપાય.' આએ બોલોને મેં ખોદાનાં અવાજ તરીકે જો ગણ્યા હોય તો શું, એલીઝાબેદ, તું મને ઠપકો આપશે. થોડા દીવસ પછી મેં Lohengrin ને સાંભળ્યો. મારી મોહનીને સંપુર્ણ કરવા જેબી કાંઈ જોઈતું હતું તે તેના અજબ જાતનાં અવાજની મધુરતાએ પુરૂં પાડયું.

"બીજી સહવારે—બલકે તેજ સાંહજે—મેં "રીચર્ડ વેગનર" પર લખ્યું અને તેને મારી તરફ આવવા ફરમાવ્યું. મારા સેક્રેટરીએ તે તેડું "લુસર્ન" મોકલ્યું અને મારી ઈચ્છા તે કવી ગવૈયાનાં જલદી મ્યુનીચ આવવાથી પાર પડી.

"બધાં જાણે છે કે તેની ચાલચલણ તેમજ તેના મગજની અજબ જાતની ઉતપતીએ મને કેટલો ખુશ કીધો હતો. હમે દોસ્તો બન્યા—ખરેખર સૌથી ઊંચી અને સૌથી સાચી મતલબનાં દોસ્તો, કે જેવા આએ ગેરરીતે વપરાતા બોલે કદીબી જાણ્યા નહી હશે. દુન્યાને મેં કદીબી ચાહી નથી અને દોસ્તીને તે જે રીતથી જોય છે તે કારણથી હું વધારે અને વધારે તેને મારી દીલસોજીમાંથી દુર કરૂં છું. હું જો રાજા નહી હતે તો આએ લોભી અને તીરસ્કાર ઉપજાવનારી દુન્યાના હાથોથી હું ધારૂં છું કે મને ઘણું દુઃખ ખમવું પડતે.

"હું દલગીર છું, એલીઝાબેદ, કે હમારી આએ દોસ્તીને તું પસંદ કરતી નથી, એટલુંજ નહી પણ તું તેની સાંમે મને ચેતાવે છે. તારા વીચારો શું હમેશાં એવાજ રહેશે? શું કોઇબી રીતે તુંને આએ જાદુઈ મંડળીમાં લાવી નહી શકાશે? જ્યારે અગાઊ આપણે એ વીશે વાત કીધી હતી, ત્યારે તારી વીચારવંત બેહન મોતીકા મારી તરફેણમાં હતી અને તારી ભીત્રાચારી ભરેલી ચેતવણીની સામે, 'ગોએટી' ના નીચલા બોલો બોલતાં તેણી હસી હતી કે, "તું, બીહકથી ભરેલા નાલા ફરેસ્તા."

* * * * * * *

"કેવું ભપકા ભરેલું કાગજ તેં મારી ઉપર લખ્યું છે! 'વેગનર' તરફની તારી નાપસંદગી Tristan and Isolde ના ખેલ ઉપરથી ઉપજેલી તું જણાવે છે. હું બરાબર સમજું છું કે તારા નાના નીરદોષ મેજાજને તે ઘણું દુઃખ ઉપજાવનારૂં અને નાખુશ કરનારૂં છે."

"તું કેટલી હુશયાર છે, એલીઝાબેદ! તું "વેગનર" નાં મ્યુઝીક તરફના મારા પ્યારને 'સ્ટેફાનોટીસ' (એક જાતનું ફુલ) ની ખુશબો મારેના મારા શોખ સાથ સરખાંવે છે. આએ સરખામણી સારી છે—તેઓ બેઊ પોતાની મધુરતાથી મને જીતી લે છે. વેગનર સાથની મારી દોસ્તીને તું ઠપકો આપતી નથી, પણ તું જણાવે છે તેમ, ગરીબ માણુસાઈ ખવાસને ઘણાં ઊંચા સદગુણો પેહરાવવાની મારી ઇચ્છાને તું ઠપકો દે છે. તું બીહે છે કે મારી ઉપર અસર કરવાની તેનામાં ઘણી શકતી છે અને અમારી દોસ્તી જો ફાની નીવડે, તો તેનાં પરીણામ માટે તુંને તેથીબી વધારે ધાસ્તી લાગે છે. આએ છેલ્લી બાબદમાં તું તદનજ ખરી છે. આવી આફતનું પરીણામ શું આવે, તે વીચારવાનેબી હું અશકય છું; તે જાણે સુરજની રોશણી અંધારી થઇ ગઈ હોય, એટલું ભયંકાર મને લાગે. એવાં કીસમતમાંથી ખોદા મને બચાવે

અને મારાં દોસ્તની યુકતીઓ આગળ વધતી જોવાની મારી ખુશાલીને સાચવી રાખે અને સેહજથી રીતે તેના બદલો વાલી આપવાને મને શકતીવાન કરે!"

*　*　*　*　*　*　*

ડીસેમબર.

"દીલ અને અંતઃકરણથી મારાં દેશનો એક સાચ્ચો પુત્ર, એક ખરો બવેરીયન હું છું. તેના રેવાજને હું ઘણાં હેતથી વલગી રહેતું છું. નાતાલના તેહવારો નજદીક આવ્યા છે. કેટલું બરાબર મને યાદ છે, કે જ્યારે હું નાનો હતો, ત્યારે બીછાણે જતી વખતે તે આખી રાત જાગરત રહેવાનો હું ઠેડાવ કરતો હતો, જેથી 'સેન્ટા કલોસ' ને તેની ભેટ આપતાં હું જોઈ શકું. પણ બચપણની મધુર ઉંઘ હંમેશાં મને જીતી લેતી હતી અને જ્યાં સુધી "ક્રીસ્ટમસ ઈવ" આવે અને 'સેન્ટા કલોસ' નજરે પડે! ત્યાં સુધી આએ છુપી વાત ભરમમાંજ છુપાયલી રહેતી હતી અને ત્યારેજ અમુને લાગતું હતું કે અમારી છોકરવાદી પ્રાથનાંનો જવાબ મલવા વગર રહયો નથી."

"આવતી કાલે છઠી ડીસેમબર છે, જ્યારે હું H—ના કીલ્લામાં જવા નીકલશ. જંગલમાંની મારી મધરાતની સેહલને માટે મને અત્યારથી ખુશી ઉત્પન થાય છે. જો મોનીકા એટલી સખત નહી હને તો આપણે ત્રણે જણાં સાથે તે બરફથી ઘંકાયલાં એકાંતપણાંમાં ફરવા જતે. પણ તું જાણે છે, એલીઝાબેઠ, કે કઈ ચીજને માટે હું સૌથી આતુરતાથી રાહ જોવું છું? બલુ આંખોની એક જોડી જોવાને, જે મારી તરફ હસશે અને મારાં હૈડાંમાં શીયાળાનાં ઉંડાણમાંથી વસંત રૂતુના જેવી ખુશાલી બરશે.".

[ સાંધણ છે. ]　　　　　દીનબાઇ.

---

**ફ્રાંન્સ ઇટલી અને રશયામાં** ભીખારીઓની નીશાળો છે. ભીખ માંગવી એ ફ્રાંન્સમાં એક જાતનો હુન્નર ગણાય છે અને સખાવત કરનારાઓનાં દીલ કેમ પીગળાવવાં તે એક જાતનાં એલમ તરીકે ઘણાં લોકો તે શીખે છે. ફ્રાંન્સ અને ઇટલીમાં એવા ખાતાંઓ છે જ્યાં ભીખારીઓ શરીરને જાત જાતની રીતે કેવું બેડોલ બનાવવું કે જેથી સામા માણસની દયા ઉશકેરાય તે વધુ ત્યાં શીખવે છે. તે દેશોમાં ઘણાક એવા ધંધાદારી ભીખારીઓ મોટી કમાણી કરે છે અને એવું કહે છે કે ફ્રાંન્સમાં એક ભીખારી વેશનાં શખસને બેંકમાં નાણાંની મોટી રકમો ઉંચી કરતા જોવાનું કાંઈ અસાધારણ નથી. રશયાનાં ભીખારીઓનાં ઉહાલ બાહેર પડેલા રીપોરટમાં કહે છે કે ત્યાંના ૫૪ પ્રગણા, આંઠ શેહેર અને નવ ગામો મલી ૨૯૩,૦૦૦ ભીખારીઓને સરકાર તરફથી ભીખ માંગવાનો ધંધો ચલાવવાની રજા મલી છે. ફ્રાંન્સ અને ઈટલીમાં પણ એવા ધંધા માટે લાઇસનસની જરૂર હોય છે, અને તે દેશોમાંથી પસાર થતા મુસાફરો ભીખારીઓની મોટી સંખ્યા જોઈ અજાયબ થાય છે કે જેઓ દેવલના દરવાજા નજદીક ઉભા રહી અંદર દાખલ થનારાઓને કંટાળો આપે છે અને જો કોઇ ભીખ આપ્યા વીના એમજ ચાલી જાય છે તો તેને ગાળો દેવાને પણ ચુકતા નથી.



# તમારેથી બને તેટલું બજાવો.

## સ્ત્રીઓ માટે એક બાજુના વીચારો.




ખચ્ચીત કહું છું, કે મારા આ વીચારો પરણેલી સ્ત્રીઓને લગતા નથી, જેમને ઘણું વીચારવાનું અને પોતાને તથા બીજાંઓ માટે પુષકળ કામ હોય છે, તેઓએ પોતાનું નસીબ સારૂં યા નરસું જે હોય તેમાં અજમાવેલું છે. તેઓને તેના સુખ, જંજાળ, જોખમ, સર્વે કાંઇ મન મોહું કરી શોધવાં પડે છે. પણ આ વીચારો કુંવારી બાનુંઓ માટે છે, જે કેટલાકોનાં વીચાર પ્રમાણે વર્ષો વર્ષ વધતાં જાયે છે અને તેઓને ઘણું વીચારવાની જરૂર છે.

પહેલાં તેઓની જુવાંની, તંદરોસ્તી, ખુબસુરતી જે મરદ પર થોડો વખત અથવા જાથુક અસર કરે તેવી હોય છે. બીજી રીતે જ્યારે આ જતી રહે છે, ત્યારે પરણવાની તકો ઓછી થાયે છે, યા તદન નાબુદ થાયે છે નહી તો તે પોતાની રાજી ખુશીથી માંડી વાલવામાં આવે છે. એમ કરતાં આ કુંવારી સ્ત્રીઓની સંખ્યા સુધારાથી અને બીજાં અનેક કારણોથી વધતીજ જાયે છે અને કોઇએબી પોતાની તપાસ અને અનુભવ પછી પોતાના વીચારો દરશાવાને બીહતું ન જોઇએ. પૈસાદાર તેમજ મધ્યમ વર્ગના લોકો, જે કોમના મુખ્ય સ્થંભ છે, તેઓ તરફ જોતાં મને લાગે છે, કે સ્ત્રીઓની જીંદગીનો મુખ્ય સડો જો હોય તો તે કાંઇ પણ કાંમની ગેરહાજરીને લીધે છે.

આ મારા વીચારો, જે સ્ત્રીઓના ખરાબ અથવા સારાં નસીબે ગુજરાંન સારૂં કાંઈબી મેહનત કરવી પડે છે અથવા કેળવણી તેમજ ઘરસંસારી ફરજોમાં જેમના ચીત રોકેલાં છે તેમને માટે નથી, પણ જે જુવાંન છોડીઓને કાંઈ પણ કરવાને શીખવેલું ન હોય તેમણે માટે છે. તેમણા ભાઈઓ જ્યારે સ્કુલે જતા હોય, ત્યારે ઠસાવામાં આવે છે, કે તેમણે કાંઇ કરવાનું છે, યા તો કોઈ પણ ધંધામાં પડવાનું છે. દુકાંન, કોલેજ, તેને જે હુશયારી ને નેમ એકઠી કરવી જોઈએ તે આપે છે. જીંદગીનું સોથી મોટું સુખ, ધંધો તે તેને મેળવ્યો છે. તેની ચાલ ચલણની કાંઈ સ્વભાવીક ખાંમી, વખતનાં કાંઈ બેનસીબ સંજોગથી જો તે રદ બાતલ થાયે છે, ત્યારે આ મરદ કેવો કમબખત બને છે. તદન આળસુ, ખરાબ સ્વભાવનો ને ગુંડા જેવો થઈ રહે છે! અને કાંયે? અરેતે બીચા-

રાને કાંઈ પણ કામ કરવાનું નથી અને તેમજ તેવીજ હાલત કેટલીક તદન આળસુ સ્ત્રીઓની છે.

ખુદાએ તેમજ કીધું છે–મરદોને રંજ ખેંચવા અને બાનુંઓને આપાસી થવા–જે કાયદો ઘણી થોડી ખુલ્લી રીતે અને ખાત્રીથી કહેવાને હીંમત કરશે. 'પણ ચુપચુપ તેઓ તેમ કરે છે, જ્યારે કેટલીક બેઅકલી નીરૂદયોગી છોકરીઓ તેવું કાન દઈને સાંભળે છે અને માને છે; પણ જે કોઈબી સાધારણ અક્કલની સ્ત્રી, તે ઓરતજાતને તો શું પણ તેના બનાવનારને પણ તેવું કેહણું અપમાન ભર્યું સમજે. મરદ તથા સ્ત્રી બેઉ જાતનું સરખાપણુ ખુદરતી નથી અને તેઓ એક બીજાનાં જેવાં નથી. માણુસજાતનાં ફક્ત એકજ તદન સાધારણુ હકને માટે ખાત્રીથી બોલીયે—અને તે તેમના તેમજ આપણા હાથમાં છે—તે હક કાંઈ પણ કામમાં મન રોકવાનો છે.

બેઉ જાતને મેહનત કરવા પેદા કીધેલાં છે. એકને ખરાં પસીનાથી પૈસા કમાવા અને બીજાને દલગીરી યા ખુસાલીમાં છોકરાં ઉછેરવા. નહી તો જ્યારે સુધરેલી દુન્યાનાં ધીમા ફેરફારોથી અથવા તો ખાસ પસંદગી યા તો ફરજ્યાત નસીબનાં સંજોગથી, આ પહેલું પવીત્ર અને અસલના વખતમાં તદન સાધારણુ અને જરૂર જોગ નસીબ સ્ત્રીનું ગણાતું હતું, તે જો ન હોય, તો તેવી સ્ત્રીને બીજા આકારમાં કાંઈ પણ ધંધાની અગત્ય છે.

પણ કેટલાં થોડાં માંબાપો તેનો વીચાર કરે છે? છોકરાઓએ જેવી સ્કુલ કે કોલેજ છોડી કે તેમને ધંધા અથવા ચાકરીમાં નાખે છે. છોકરીઓને ઘણું શીખવીને શું કરવુંછ, એમ ધારી તેઓએ થોડીક કેળવણી લીધી કે તેમને ઘરે રાખવામાં આવે છે, બસ થઈ ચુકું. તેઓની કેળવણી આગળ વધારીને સંગીન કરવાની જરૂર તેઓ જોતાં નથી. મારી પ્યારી છોકરીઓ કેવી ખુબસુરત છે, કેવી સોભઈતી છે! બાવાનો હોલ તેઓથી શોભી રહે છે. જે તેઓ માંગે છે તે સઘળું તેવણુ આપવા ખુશી છે. કપડાં, મજાહ, ઈત્યાદી તેવણુના માંયછ ઘરસંસારી તેમ બીજી દરેક ફરજ તેમને માથેથી પોતે હોરી લે છે; વખત તેઓને પુષ્કલ હોય છે, પણ તે રોકવાને કાંઈ નહી; પૈસા ઘણાં અને તેનો ઉપ્યોગ થોડો; મજાહનો તો છેડોજ નહી; મસકો પણ મુર્ખો તરફથી અસંત મલે, પણ મનને તેમજ દીલને કાંઈ પણ સંગીન ખોરાક કે સંતોષ મળે તેવું કાંઈ નહી. ખરેખર તેમને કાંઇ કરવાનું હોતું નથી, શીવાય કે લગન કરવાનું અને જેમ આપણે જોઈયે છીયે તેમ થોડા ઘણાં પરણી પણ જાય છે. અગર તેમ ન બને તો તેને દલગીરી પેદા થાય છે અને તેના કુટુંબને પણ દુઃખી કરે છે, તોપણુ તેના દીલમાંની દલગીરીનું ખરૂં કારણુ શોધવાને તેણી અશક્ત છે. ખરેખર તેણીને શું જોઈયે છીયે તે તેણી જાણુતી નથી અને તે કાંઇ પણુ કામની જરૂરીયાત છે. તે શું છે?

અફસોસ છોકરાઓને મેહનત કરવાની ફરજ વીશે બચપણુથીજ શીખવેલું હોય છે, કે આલસુ માથાંઓમાં હમેશાં શેહતાંન ભમ્યા કરે છે અને તે તેને સીધે રસ્તે દોરવતો નથી, પણુ માબાપનાં મનમાં કદી આવતું નથી કે પોતાની છોકરીઓને પણુ તેમજ કરવાની અગત છે.

વખત જે દરેક જીવતાં માણુસને એક કીમતી બક્ષેસ છે, તે ફક્ત અજ્ઞાનપણાંને લીધે ઘણીક સ્ત્રીઓ નકામો ગુમાવે છે. મરદોને તેની કીમત ને કદર બુજવા, તેને વેંહચવા ને રોકવા શીખાવેલું હોય છે, પણુ સ્ત્રીઓને નહી. એ તેઓનો વાંક નથી, પણુ તેમ કરવાની આદત તેમને કદી પાડી નથી. તેઓ સાંભળે છે, કે મરદોને મનથી તો વખત પૈસા છે, પણુ એવો ખ્યાલ તેઓને કદી આવનો નથી કે તેજ ચીજ તેમને પણુ પૈસા છે, એટલુંજ નહી પણુ જીવ છે, જેનો સૌથી ઉમદા ઉપ્યોગ થવો જોઈયે. તે દરેક માણુસને ખુલ્લી રીતે અથવા તો છુટો છુટો આપ્યો છે અને તેને માટે એક સ્ત્રી કે મરદ, કુંવારી કે પરણેલીને ખ્રીસ્તીતજ ખુદાયને જવાબ દેવો પડશે.

મારી સતર વર્ષની ઉપરની જુવાંન મીત્રો, તમારો વખત અને તેનો ઉપ્યોગ, તમારા બાપ અથવા બાઈના જેટલોજ અગતનો છે. તમો જો તેને ગુમાવશો અને નકામો કાઢશો તો તે વહી જશે.

જ્યારે આ દુન્યાનાં પહેલાં જોડાંને બગીચામાં મુકવામાં આવ્યું ત્યારે તેનો વખત આળસાઈમાં કાઢવા નહી, પણુ સંગારીને જાળવવા સારૂં પેદા કીધું. ખુદાએ દરેક સ્ત્રી તથા મરદને આ દુન્યામાં નકામો જન્મ આપેલો નથી, પણુ જ્યારે તેઓ મરણુ પામે ત્યારે કાંઈ પણુ યમરાત પાછળ મુકી જવા માટે સરજ્યાં છે.

જુવાન છોડીઓ અઢાર, વીસ, કે ત્રીશ વર્ષમાં જો જગત કર્તા તમોને બોલાવી લે તો તમો પછવાડે શું મુકી જશો? બેશક ઘણું ભરતકામ, સારાં કામનો માફકસરનો ઢગ અને ગાડું ભરી સારા વીચારો ને મતલબો એજ પાછલ તો રહી જશે. બીજુું કાંઈ નહી અને તમારૂં નામ કુટુંબમાં તેમજ મીત્રોની યાદગારીમાં બીજાં થોડાં વધારે વર્ષો સુધી બોલાયા કરશે કે અરે! બીચારી કેવી મજાહની મીલનસાર અને સારા ખવાસની બાનુ હતી. સખ્યાબંધમાંની એક છોકરી, કે જેને લાગ્યું કે કુંવારી કે પરણેલી હાલત છતાં દરેક જણુને વખતનો સારો ઉપ્યોગ કરવો જોઈયે, તેને મને સવાલ કીધો કે મારી જીંદગીનું હું શું કરૂં?

મરદ અને સ્ત્રીનાં કામમાં આ ખુદરતી તફાવત છે–એકની ફરજ બહાર છે અને બીજીની ઘરમાં છે. એકની દેખઈતી ને બીજીની છુપી છે; તેને જઇને પોતાનો રસ્તો લેવો છે અને તેણીનો તેના પગ આગળ પડેલો છે. તોપણુ દરેકનો જુદો, એકસરખો, આબરૂદાર અને મુશકેલ છે અને રસમ તથા દુનયાના ફેરફારોથી તે ગમે એટલો ઊલતો થઈ જાયે, તોપણુ જીંદગી સદગુણી અને સુખી કરવી હોય તો દરેક જણે પોતાનો રસ્તો વગર દેહસ્તે હીંમતથી આગળ લેવો જોઈએ. પણુ કેવી રીતે? આ સવાલનો એક નક્કી જવાબ નહી બની શકે એવો છે.

લક્ષણ, ગુણ, બુદ્ધી ને હાલત, દરેક સ્ત્રીની એટલી તો જુદી છે કે આપણી ઓલખાણની છ સ્ત્રીઓ માટે એકજ ધંધો પસંદ કરવો એ હસવા જોગ છે. અહીંયાં તેણીને પોતાનેજ એ બાબદનો વીચાર નક્કી કરવો જોઈએ.

થોડાનેજ આ સેહલી ફરજનું ખેતર ખોહોલું લાગશે અને તેણીએ શું કરવું જોઈએ, તેને માટે લાંબો વખત ગુંચવાશે. ઘણુ કરીને આ સરસ અને સર્વેથી સલામત ભોમીયો છે–તેણી માટે કામ નઝદીકજ પડેલું તેને જણાશે–ચુપચુપ કોઈ ઘરનો અંધેર, બેદરકાર, કારભાર સુધારીને રાહ પર લાવવો, કોઈ છોકરાંને શીખવવું અથવા મા યા બાપની સંભાળ લેવી અને ઘરની ફરજોમાં ગુતાઈ દેખરેખ રાખવી યા તો શોખથી થોડી ઘણી, યા સઘળી જાતે બજાવવી. ઘરમાં સઘળી રીતે મદદ કરવી, એ પણ કાંઈ થોડું ઉપ્યોગીપણું ન કહેવાય? અગર આ સઘળાંની જો જરર ન હોય, તો ઘરની બહાર પોતાની સેવાનો લાભ આપવો અને કોઇબી ફરજ એક ડહાપણવાલા નાજુક હાથથી જેટલી સરસ થાયે છે, તેટલી બીજાથી થઈ શકતી નથી.

અહીંયાં એક બીજો સાદો કાયદો છે, જે આ બાબદમાં મુખ્ય ભોમયા તરીકે ગણાય. જે કામ તમારા હાથમાં કરવાને આવે, તે તમારાં સઘળાં જોરથી કરજો, તેનો સવાલ કરતાં ના, પણ તે બજાવજો અને તે કરજો! બરોબર પુરે પુરૂં અને સંપુર્ણ થવા વગર સંતોષ પાંમતાં ના. તે ગમે એવું મોટું કહો કે નાનું એક સ્કુલની સ્થાપનાથી તે એક નાના ઘરનો કારભાર યા તો કાંઈ ઘણું નજીવું ગણાતું કામ, જેવું કે એક માથાબાનાની સીવણ હોય તોપણ તે તમારી સઘળી ઉલટથી કરજો, અને જ્યાં લગી બરોબર પુરૂં ન થાય ત્યાં લગી નાખી મુકતાં ના.

દરરોજની મજાહ સાથે કાંઈ કામની નોંધ રાખવી જોઈએ, જોકે તે બેઉ તેઓની વારીએ સારાં લાગે છે. જીંદગીની ઈમારત ગમત છે, પણ તેનો પાયો નક્કર કામમાં જોઈએ—રોજીંદુ, નીયમસરનું અને ખરાં દીલનું તેનું મુળ અને પરીણાંમ મરદોનાં કામની માફકજ જોઈએ. પૈસાના લોભને માટે, તેઓ વખતનો ઉપ્યોગ કરે છે, તો શું આપણે પ્યાર ને ફરજ માટે ન કરયે–આપણાં લોકોના ચાહ સાર, અથવા તે કરતાં વધારે ઈશ્વરનો પ્યાર મેળવવા માટે કાં ન કરીયે?

કહેવત પ્રમાણે મેહનત એ ઈજત છે, નહી જરર કરીને–મેહનતમાં સુખ છે, જુવાંન અથવા ઘરડી બાઈઓની ઉજડ, ને બીલકુલ વખાણ અને નાલાયેક, તદન નકામી જીંદગીનો જ્યારે આપણે વીચાર કરીયે છીએ અને ત્યાર પછી તેમની બેહનપણીઓ જેઓ હંમેશાં ઊદયોગી હોય તેમની તરફ ફરયે, ત્યારે કેટલો મોટો તફાવત માલમ પડે છે? એવી મેહનતુ છોડીઓ કદીબી ખરાબ મોહરદારો નીવડશે? તેઓ આ છેલ્લો કાયદો કબુલ રાખે છે કે મજાહ એ માનવીને ફક્ત અકસમાત છે, પણ કાંમ તો તેની કુદરતી અને પવીત્ર જરરીયાત છે અને તેમ જાણીને તેઓ હંમેશાં તેજ મેળવવા મંડે છે અને તે ખાત્રી પુર્વક બજાવે છે એવી સારી સ્ત્રીઓની વખાંણ કોઈ વખત દુનીયાંમાં લોકો ઘણી કરતાં નથી, જે સ્ત્રીઓ કાંઈપણ ધંધામાં બાહેર પડેલી હોય તેમને હું આ વર્ગમાં મુકતી નથી, પણ મારી મતલબ જેઓ ઘરમાં મેહનતુ, ચાલાક, ચપલ જીંદગી ગુજારે છે, તેમને માટે કહેવાની છે.

જેમ કેટલીક આળસુ, બેઅકલી કુમારીકાઓ પોતાના મિત્રાને તેમજ આસપાસનાને જે કંટાલો આપે છે, તેમ કરવાને એક સારી મેહનતુ છોડીને કદી ખયાલ આવતો નથી અને જેમ નેમ વગરની જીંદગી ગુજારતી છોડીઓનું ધ્યાંન લગન સીવાય કોઈ પણ ચીજમાં હોતું નથી, તેમ તેને નથી. પરણવાની ઉતાવલમાં તેણી પડતી નથી, તેનો વખત બરોબર રીતે રોકાયલો છે, જેથી નકામાં બેવકુફ, કઢંગા ને ખરાબ રસ્તાપર તેને ડોરવતાં અટકાવે છે. અગરજો એવી એક કુમારીકા નહીંબી પરણે તોપણ તેને ઉપ્યોગીપણાંની ચાલુ આદતથી તેઓ પોતાને એટલુંજ નહી પણ બીજાંને દેખઇતી રીતે કીમતી છે. મંડળીમાં તેનો ટેક છે, પોતા માટે તેને દુનીયાંમાં જગા કીધી છે અને પોતાના હંમેશના કામથી વખાણ મેળવે છે અને છેલ્લે સુધી તેમ કરે છે. તેની હાલત માઠી અથવા માયા વગરની નથી; દશ છોકરાંની મા કરતાં તેનો દરજ્જો વધારે આબરૂદાર ને ઊંચો છે. ઘરમાં તેણી પોતાની આસપાસનાને સુખ આપે છે અને મંડળીમાં ઘણાં જણાં કહેશે કે ફલાંણી નથી. ખુબસુરત કે હુશયાર યા જુવાન તોપણ સઘળાંનું માન પોતાની લાયેકીથી મેલવી શકી છે.

તેણી પરણી નથી. તેણીની જીંદગી, તેણીનું નસીબ કડવું હોય અથવા મીઠું અને તેના લાગવગની અસર ઘણી કે થોડી હોય, તોપણ ભલાઈ કરવા માટે તેણીથી બની શકે તેટલું કરે છે. તેણીની બુદ્ધી વધારે હોય, કે કમી, તોપણ કામમાં લીધા વગર નકામી ફીટાવા દીધી નથી. તેણીનાં નસીબનું ચક્કર ગમે એવું હોય, જેબી હાલતમાં તેને સરજેલી હોય, તોપણ એક વર્ષ, મહીનો અથવા દહાડો ખુશીથી નકામો ગુમાવ્યો નથી. એવી બાનુની જીંદગી જાણીતી હોય કે નહી તોપણ ખરેજ નોંધી રાખવા જોગ બનાવ જેવી છે અને તેના શાંત મોહડાપરથી તમો તે જોઇ શકશો; તેની રીતભાત મક્કમ, દીલ ખુશ અને દેહાવયાલી છે. દરેક ચીજમાં અને દરેક મોટા યા નાહના માણુસનાં કામમાં તેણી ભાગ લે છે. પોતા વીશે ઘણો થોડો વીચાર કરે છે. તેમ કરવાને તેને વખત મલતો નથી અને તેણી એવી ઉપ્યોગી અને સદગુણી જીંદગીથી શીખી છે, કે જેમ આપણે વધુ કરીયે, તેમ વધારે કામ કરવાનું મળે છે—તમારી નજરમાં તે ઘણી આબાદાની ભોગવતી ન દેખાશે, યા અસાધારણ સદગુણી નહી માલમ પડશે તોપણ સઘળું છતાં તેણી જાણે છે કે તેણીની જે ફરજ હતી, તેજ ફક્ત તેને બજાવી છે અને જ્યારે આ દુન્યામાં તેણીની જગા ખાલી પડશે, ત્યારે આટલું તો તેને વાસ્તે કહેવાશે કે અંહીયાં તેમજ કેહેબી તેણીથી બન્યું તેટલું બજાવ્યું છે.

ઓરસોદ.



## બંનેને સરખાં ગણવાં.



કેટલાંક લોકોમાં બસ એવોજ વીચાર બેસી ગયો છે કે મરદો જે કરે તે ચાલે, પણ ઓરતોએ તો હમેશાં આબરૂ અને કાયદામાંજ રહેવું જોઈએ. ઘણે ઘેર "માય એ તો માટીડો છે, તે જે કરશે તે વણશે." "બૈરાંની જાતને બાહેર ફરવાનો શોખ કેવો? નાટકમાં જવું કેવું? પાણાં રમવાં કેવાં? વીગેરે." "આ વીચાર અસલી લોકોનો છે, હમણાં એવું ઘણે ઘેરથી નીકળી ગયું છે ખરૂં, તોબી હજી એવાં બીજાં ઘણાંઓ છે, કે જેમને ત્યાં મરદોનો બહુ મલાહજો કરવામાં આવે છે અને તેઓ તરફ માનથી વર્તવામાં આવે છે. એવે ઠેકાણે ઘરનાં માટીડાઓ સાથ પણ ઘરની છોકરીઓને બાહેર ફરવા દેવા કે છુટથી વાતચીત કરવામાં દેવામાં આવતી નથી. વળી જો એક ઓરતે કાંઈ અણઘટતું કીધું, તો તેને ઘરમાં બધાં બોલવાના, પણ તેવુંજ જો કોઈ મરદે કીધું, તો તેજ લોકો તેની ઉપર ખુશીથી ઢાંક પીછોડો કરવાના. હવે ત્યારે એ ઉપરથી એવું બને છે, કે ઉધરતાં બાળકોને ઉછેરવામાં પણ એવીજ રીતે છોકરાઓની કસુરો માફ થઈ શકે છે અને છોકરીઓની ભુલો તરફ બહુ ધ્યાન અપાય છે. છોકરીઓને ચોક્કસ વાંકો માટે શીક્ષા થાય છે, ત્યારે છોકરાનાં તેજ વાંકો 'એ તો છોકરાની જાત છે' વીગેરેથી લઈ ચલાવવામાં આવે છે. આવું જ્યારે ઘડી ઘડી બને છે, ત્યારે તેની વચ્ચેનો તફાવત બચ્ચાંઓબી સમજી જાય છે અને પછી તેથી એવી અસર થાય છે, કે છોકરાઓ પોતાની બુરી ટેવો બેધડક વધારે છે, ત્યારે છોકરીઓ પોતાની ઉપર પડતી શીક્ષાના દબાણથી બનતાં સુધી તે આદતો તોડવાની યત્ન કરે છે અને એવીજ રીતે હમણાં આપણે જોઈએ છીએ, કે બૈરાંઓમાં 'જુગાર, છાકટપણું, અનીતી વીગેરે દુરગુણો જવલેજ જણાય છે, ત્યારે મરદોમાં તે બહુ વધી પડયા છે. કોઈ મરદ ઘડી ઘડી પોતાનો મીજાજ ખોઈ ઘરમાં માર મસ્તી કરશે અને પોતાની પરણેતરનાં હાડકાંબી ભાંજશે, તો તે વાત ચુપચુપ પસાર થઈ જશે, પણ જો કોઈ ઓરત ઝનુની થઈને માત્ર મોહોડેથીબી પોતાના પતીને બે ચાર તીખા સખુનો બોલશે, તો તેની આસપાસનાં પડોસીઓ અને સગાંવહાલાં સુધાં તેની ધુલ કાઢી નાખવા નીકળશે. જાણે કે ચીરડાબ ખનાસ, અસાધારણ ગુસ્સો અને ઝનુની સ્વભાવ મરદોની મોટાઈ હોય અને તેને લઈ ચલાવવાની બૈરાંઓની ફરજ હોય, તેમ માટીડાઓથી તો કુદરતીજ એવું એવું થઈ જાય કરીને માને અને માય કે સાસુ જ્યારે દીકરા અને જમાઈની એવી કસુરો સેહેલથી દરગુજર કરે છે, ત્યારે દીકરી કે વહુના નજીવા વાંકબી ચલાવી લેતાં નથી અને વળી દીકરીની જાતે તો બધું ખમવુંજ જોઈએ એમ કહે છે.

ખરેખર એ તો બહુ ઊંધું દીસે છે. કુદરતી ખવાસ તરીકે આદમીની કોઈબી કસુર ચલાવી લેવી જોઈતી નથી. જો એમજ આદમીની કસુરો માફ થઈ શકતી હતે, તો પછી ચોર ચોરી કરીનેબી કહેતે, કે હું શું કરૂં મારો કુદરતી ખવાસજ એવો છે, મેં એ ચીજ જોઈ અને તે ચોરવાનું મારૂં મન થયું. વળી કોઈ ખુની ખુન કરીનેબી પોતાનો એવોજ બચાવ કરવા નીકળતે! પણ નહી. એમ તો થવું જોઈએજ નહી. એમ હોય તો પછી દુનીયા ચાલેજ નહી.

દુન્યામાં લોકોને પેહેલો દર ખુદાનો છે, કે આપણે સારાં કે નરસાં જેવાં કામ કરીશું, તેનો આપણને મુવા બાદ ખુદાની નજરમાં હીસાબ આપવો પડશે અને પછી તેનું સારૂં કે માઠું તેવુંજ ફળ આપણને મળશે, પણ આદમી પોતાનાં ઝનુનમાં એ ખુદાનો દર ભુલી જાય છે અને ત્યારે તેવા વખતમાં આદમીને દુન્યાનો દર છે, જે એકદમ ભુલાતો નથી, જેમ કે એક ચોર જો ચોરી કરવાનું મન કરે, તો કદાચ તેને ખુદાનો દર નહી રહે, તો તુરત તેને વીચાર આવશે, કે જો હું ચોર માલમ પડી આવીશ, તો મને શીક્ષા થશે અને તે વીચારથી તેને પોતાનું કામ કરતાં આનાકાની લાગે છે અને તેથી તે એક બુરૂં કામ કરતાં અટકે છે. દુન્યામાં દરેક જણ સામે લાલચો તો છેજ, પણ તે લાલચોની સામે થઈ બુરાઈથી અલગ રેહેવાની કોશેશ કરવામાં ખરી મોટાઈ છે. ખુદાએ આદમજાતને વીચાર શકતી બક્ષેલી છે, માટે દરએક જણની ફરજ છે કે તેની (વીચાર શકતી) મદદથી સારૂં નરસું પીછાણી લાલચથી દુર રહી, પોતાના અંતકરણ ઉપર કાબુ રાખતાં શીખવું. દાખલા તરીકે એક આદમીને રસ્તેથી જતાં કોઈની પૈસાની કોથલી નીચે પડેલી જણાશે. તુરત તેને ખ્યાલ આવશે, કે કોઈની પડી ગઈ છે અને તેનીજ સાથે તેને વીચાર આવશે કે તેમાં પૈસા હશે. હવે તે તેના ધણી પાસથી પડી ગઈ અને મને મળી અને તે વીચારની સાથેજ તે પેલી કોથલી લઈને પોતાની ગણવાને લલચાશે, પણ હવે વીચાર શકતીથી તે લાલચ દુર કરી શકાશે. જો તે વીચાર કરશે કે નહી, એ પૈસા મારા નથી પણ બીજાના છે, તો તુરતે તે ધણીને સોધી કાઢી તેનો માલ તેને સ્વાધીન કરવાનો સારો વીચાર તેને આવશે અને તે કોઈબી રીતે પેલા ધણીને સોધી તે પૈસા તેનેજ આપવાની કોશેશ કરશે. હવે જ્યારે આવી રીતે વીચાર શકતીની મદદથી આદમી બુરી લાલચોથી ફસ્તો બચે છે, તો શા માટે તે તેમ કરવાની કોશેશ નહી કરે? અલબત્તાં તેને તેમ કરવુંજ જોઈએ અને જો તેમ ન કરે, તો પછી તેને શીક્ષામાંથીબી મુક્ત કરવો જોઈતો નથી.

કોઈ પોતાનો બચાવ કરે છે કે "હું શું કરૂં, મારેથી એમ થઈજ જાયચ. મને એવી આદતજ પડી ગઈચ." આ બચાવ ખરેખર ચલાવવો જોઈતો નથી, ઉપર કહ્યું તેમ આ-

પણાં અંતકરણ ઉપર આપણને કાબુ રાખવો જોઈયે અને વળી ઉપલા દાખલાગાં તેમ કીધાથી લાલચમાં ફરતાં બચવાનુંબી આપણે જોયું છે, તો પછી બને ત્યાં સુધી એવી આદતો અંતકરણ ઉપર કાબુ રાખીને અટકાવવી જોઈયે.

એ ઉપરથી જણાય છે કે છોકરાઓને તો એમ આદત પ્રમાણે થઈ જવા દેવું જોઈયેજં નહી. તેમને તો બનતાં સુધી અંતકરણ ઉપર કાબુ રાખી બુરી આદતો તોડવાજ શીખવવું. કુદરતી કાયદાઓ કોઈથી તોડાતા નથી. ગમે એવા હુશીઆરોથીબી કુદરતી ઉતપન થતા જુસ્સાઓ અટકાવી શકાશે નહી, પણ તે હુશીઆરીથી એવી વેલાએ પોતાના અંતકરણ ઉપર કાબુ રાખી સારો માર્ગ પસંદ કરવાનું બની શકશે. મરદ અને ઓરતનાં બાંધામાં કેટલોક ફરક છે તે કોઇથી ના પડાવાનું નથી. હવે ધારો કે એક બચરવાળ માતા પોતાના બાળકોને ઉછેરવાથી બચ્ચાનાં ખવાસની માહીતગારી મેળવ્યા પછી કહે કે છોકરીઓનાં જેટલા છોકરાઓથી શાંત રહેવાનુંજ નથી તેમને તો મન ઉપર કાબુ રાખવો બહુજ મુશકેળ થઈ પડે છે અને તેમનો કુદરતી ખવાસજ છોકરીઓ કરતાં બહુ ઝનુની અને તીખો હોય છે. માટે છોકરાઓને તે માટે શીક્ષા કરવી જોઈતી નથી. એ તો કુદરતથીજ એમ થાય છે, એમાં તેમનો શું વાંક? હવે ત્યારે છોકરીઓને એવી વેલાએ શીક્ષા થાય છે અને છોકરાઓને થતી નથી. આવી રીતની કેળવણી લીધા બાદ છોકરી પરણે છે, ત્યારે માતાનોજ ખ્યાલ તેના પણ ભેજાંમાં બેઠેલો હોવાથી મા તરીકે પોતાનાં બચ્ચાંને ઉધારવામાં તે પણ તેવીજ રીત અખત્યાર કરે છે, એટલે છોકરી કરતાં છોકરાપર વધુ સખ્ત થાય છે—છોકરીઓને વાંકની શીક્ષા અને છોકરાઓને માફી—જો હવે એજ એ ચાર પેહરી બચ્ચાંઓ ઉધરે તો પછી મરદ અને ઓરતમાં એ તફાવત વધતો જાય અને તેનું સેવટ સારૂં આવે નહી, માટે ત્યારે દરએક બાબદમાં આદમીએ ખુદાનો અને ઘણો નહી તો થોડોક દુન્યાનોબી દર કરવો તેના પોતાનાજ લાભનું છે.

ઉપર કહ્યું તેમ અગાઉ છોકરાઓને અનેક બાબદમાં છુટ આપી છોકરીઓ ઉપર અંકુસ રાખવામાં આવતો હતો, પણ તેમ પેહડી દર પેહડી ચાલ્યા કરતાં સેવટે તે રીત બહુ કઢંગી લાગવા માંડી અને ત્યારે દુર અંદેસોએ વીચાર કરી તે રૂઢીમાં ફેરફાર કરાવયા. ઓરતો ઉપર હદબાહેર અંકુસ કાઢી નાખી તેમને વાજબી છુટ આપવાનું નેક વીચાર્યું અને પછી તેના રેવાજો પડતા ગયા, પણ કેવું દલગીરી ભરેલું કે એ રેવાજ તો વળી આગલા કરતાં વધુ ઝડપથી વધી હદ ઓળગી જવા લાગ્યો. શરૂઆતમાં ઓરતોને ઘરમાં ઘોંધી રાખવા સામે ટીકા થયા અને તેમને બાહેર ફરવા હરવા વ્હાલાં અને દોસ્તો સાથ ભેલાવાનો વાજબી હક મળ્યો, તેમજ અસલી 'મલાજા' ના નામે ચાલતી કેટલીક કઢંગી રીતીઓ જેવી કે ઊઘાડે પગે ચાલવું અથવા ટુકા પંજાની સપાત પેહેરવી, ખુદાએ આપેલા ખુબસુરત બાળને જરાએ જરા માથાંબાનામાં દાબી દુબીને બંધ રાખવા, તેમજ સારીની સોડને જેમ બને તેમ આગળ તાંણી ચેહરાનો જેટલો ભાગ ઢંકાએ એટલો ઢાંકવો અને વળી બંને હાથ પણ તે સાડીમાંજ (રસ્તામાં ચાલતી વખતે) લપેટી લેવા વીગેરે રીતીઓમાં સુધારા સાથ ફેરફાર થવા માંડયા, એટલે ઓરતો પોતાના બાળને સફાઈદાર રાખી તેની કીનારી માથાબાનાની બાહેર દેખાતી રાખવા લાગી તથા ઊઘાડા પગ અને નાની સપાતથી વરસાદના દહાડામાં થતા ફેરતા દુર કરી, પગમાં એવી વેળાએ મલાહજો સચવાએ અને પોતાને હેરાનગતી નહી ખમવી પડે એવી સપાતો, સ્લીપર, કે બુટ જે જેણે માફક આવે તે પેહેરવા લાગી, પણ એમ કરતાં તો તેનીબી હદ રહી નહી અને એ મોટા દીલના મરદોની દીલસોજીથી ઓરતોને મળેળી સગવડ, ફાસીન અને શૈસીઆરીમાં ફેરવાતી થઈ. કેટલીકો મરદોની આ મોટાં દીલની મેહેરબાની ઉપકારથી સ્વીકારવાને બદલે તેમની સરદાર થઇ બેઠી અને અણઘટતા ખરચો કરવા માંડયા. આવી રીતે ત્યારે એ તો 'હાથનાં કીધાં હૈયે વાગે' તેમ તેમની દયા તેમનેજ ભારી પડી.

સેવટે એ ઉપરથી એટલુંજ સમજવું અગત્યનું છે કે દરએક વાતમાં હદ રાખવી, તેમજ આવતી ઓલાદનાં સારાં કે માથાં ફળનો આધાર ઉધરતી ઓલાદ ઉપરજ છે, તે બરોબર સમજીને તે પ્રમાણે કુમળા મગજોપર તેને માફક આવે તેવીજ સારી અસર કરતાં રહેવાની ઉલટ અને કાલજી રાખવી. દરેએક માબાપે બાળકોમાં છોકરા છોકરીને સરખાંજ ગણવાં અને તેમના હકો એકસરખી રીતે જાળવી બંનેને વાજબી છુટ આપવી તેમજ અંકોસ એકસરખો અને ઘટતોજ રાખવો, કે તેથી તેમની આવતી ઓલાદ હાલ સુધીમાં જેમ થતું આવ્યું છે તેમ એક કે બીજી હદ ઓલંગી ન જતાં દરએક વાતે હદમાંજ રહે અને પાછળથી કોઈ વાતનો પસ્તાવો કરવો ન પડે.

S.

## સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

### લાડકાં કે લફંગા કેવાં તેઓ બનશે?

"તારાં છોકરાઓને વીદ્વતા અને તાબેદારીમાં ઉધાર; 'અને તેઓ બાહરની સખતાઈ વાપરયા વગર, ખુલી રીત તેઓની વખાણ કર, છુપી રીત તેઓને ઠપકો આપ. તારી શક્તી મુજબ તેઓને સારૂં રૂપ અને સગવડ ભરેલી પરવરીશ આપ, નહી તો તારી જીંદગી તેઓને એક બેડી સાંકલ જેવી લાગશે અને તારાં મરણ બાદ જેબી ફાલો તું તેઓ માટે મુકી જશે, તેને માટે તેઓ તારો નહી પણ તારાં મોતનો ઉપકાર માનશે. અને મને સમજાવવામાં આવ્યું છે કે કેટલાંક મુરખ માબાપોનો બેહદ લાડ અને બોલાંઓની હદ બહારની સખતાઈએ, પુરૂષો અને સ્ત્રીઓને ખોટો મારગ અખત્યાર કરવાનું વધારે કારણ આપ્યું છે."

Lord Burleigh.




લાં પ્રકરણમાં આપણે માતાની કેટલીક મુશકેલ ફરજો વીશે બોલ્યાં છે, તોપણ તેણી જે પોતાનાં બચ્ચાંઓ માટે ખમે છે, તેનો બદલો ઘણી સારી રીતે મેલવે છે, કે જેવો સારો બદલો બીજા કોઈબી કામમાં મલતો નથી. જો છોકરાંઓ પોતાનાં માબાપ તરફથી ઘણું મેળવે છે, તો ઘણું વધારે તેના બદલામાં તેઓ પાછું આપે છે. આપણને ઉતેજન, ધાંધાટ અને હીલચાલની જરૂર છે; આપણે આએ ચાલતો જમાનો, ઉધરતા જમાના સાથ સંબંધ રાખવા માંગીયે છીયે. આપણે હવે થોડોજ લોભ રાખ્યે છીયે; છોકરાંઓને દરેક ચીજનો લોભ છે. આપણાં મનમાં જલદીથી વેહમ પેદા થાય છે અને તેથી આપણે ગેરવાજબી બનયે છીયે; તેઓ જે સારૂં દેખાય છે, તે કબુલ રાખે છે અને તે કારણને લીધે

તેઓ આપણાં કરતાં વારેઘડીએ સચાઈની વધારે નજદીક હોય છે. આપણે વારેઘડીએ ચીરડાયલા અને ગુસ્સા ભરેલા સ્વભાવની અસર હેઠલ કેટલીક ચીજોની પરીક્ષા કરયે છીયે; ફરી ફરીથીની નાસીપાસીએ આપણને અસલ કરતાં ઓછા આશાવંત બનાવ્યાં છે. જુવાન માણસોની તો જુદીજ વાત. તેઓ સચ્ચાઈનાં બળ માટે શકમંદ નથી; ઈનસાફમાં તેઓ વીશ્વાસ રાખે છે; આશાની દરેક ખુશાલીઓ તેઓને છે અને ફતેહનો સુમાર તેઓ કહાડે છે.

આજે પ્રમાણે આપણે જેઓ પોતાને મજબુત માણસો ગણયે છીયે, તેઓ કેટલીક વખતે પોતાનાં છોકરાંઓ તરફથી જેટલો આસરો તેઓને આપેલો હોય છે, તેટલોજ નજદીક પાછો મેલવે છે. "જોએડી" કહે છે કે "આપણી નિતીની કેળવણીમાં સ્ત્રીઓ જે અધુરૂં રાખે છે, તે છોકરાંઓ આપણામાં સંપુર્ણ કરે છે;" અને હું "ઓલીવર હોલ્મસ" સાથ મળતી થઈને કહું છું કે જ્યાં સુધી એક પુરૂષ પોતાના એક નાનાં બચ્ચાંનાં મોહડાંમાંનો પેહલો શબ્દ "બાવા" બોલવાથી કેવી લાગણીઓ પેદા થાય છે તે જાણે નહી ત્યાં સુધી તેની ચાલચલણમાંનાં સૌથી શ્રેષ્ટ અને સૌથી સરસ લક્ષણો અસંપુર્ણ અને ખીલ્યા વગરનાં રહી જાય છે. જો આજે એક પુરૂષને માટે ખરૂં હોય તો એક સ્ત્રીને માટે તે વધારે ખરૂં છે. તેણી જ્યાં સુધી એક નાનું બચ્ચું તેણીનાં ચેહરા તરફ જોઈને "મા" નો મધુર શબ્દ બોલતું નથી, ત્યાં સુધી તેણી અસંપુર્ણ અને ખીલ્યા વગરની રહી જાય છે.

છોકરાંઓ "દુનયાની કવીતા વીધા, રોશનીનાં કીરણો, પ્યારના ઝરાઓ, ઘરબારના તાજાં ફુલો છે." તેઓ દુનયાનો ખાર છે, જેના વગર સ્વાદ મુદલ નથી.

છોકરાંઓ "ખોદાનાં હસવાનો અવતાર" છે, અને તેજ માફક તેઓને માન આપવું જોઈયે; તેઓ બધાની અંદર, એક ચીંથડે હાલ છોકરો જે બે દોઢયાંને માટેબી કામ કરવા રાજી છે, તેમાંબી મોટાઈ અને સદગુણનો અંશ છે. એક દીવસે તેજ મોહલ્લામાંના ચીંથડેહાલ છોકરાને નમસ્કાર કરવાને આપણે રાજી થઈશું.

માતાઓ, એક બચ્ચું શું ચીજો કરી શકે છે તેની નીચલી ટીપ વાંચીને ખુશી થશે. ખચીતજ દરેક માતા તેમાં બીજુ ઘણું ઉમેરી શકશે. "એક નાનું બચ્ચું સૌથી સરસ અલારમ ઘડયાલ વજાડી શકે છે અને સહવારનાં પોતાના કુટુંબને ઉઠાડે છે."

"તેને ટક આપો અને એક સૌથી ઉદયોગી ચાકર જેટલાં વાસણો ભાંગે તે કરતાં વધારે તે ભાંગી શકે છે."

"તે એક કુટુંબને સહવારથી રાત સુધી અને રાતથી સહવાર સુધી બેકરારી આપે છે."

"તમે ખાતરી રાખજો કે જ્યારે તેનો બાપ આખો દીવસ આફીસમાં ગયો હશે ત્યારે જરૂર તે શાંત ઊંઘ કહાડશે અને રાતે મુખ્ય કરીને જ્યારે તેને ઊંઘ આવતી હશે ત્યારે તે બોંહાંશે રડશે."

"તે એક સૌથી મસ્તીખોર, સૌથી બદસુરત, અને સૌથી ચીબાવલું બાળક હશે, પણ તમે તેની બાપને તેમ કદી મનાવી શકશો નહી અને તેમ કરવાની તમે કોશેશબી કરતાં ના."

"જ્યારે આસપાસ કોઈ હશે નહી, ત્યારે તે ઘણું ડાહયું બનશે, પણ જ્યારે કોઈ બહારનું આવ્યું હશે, ત્યારે તેના મા અને બાપ બેઉ જેટલો ખરાબ સ્વભાવ બતાવી શકે તે કરતાં વધારે તે દેખાડશે."

"સઘળાં સુંદર ફરનીચર કરતાં વધારે તે એક ઘરને સોભાવે છે; સૌથી સુંદર બનાવેલાં "ઓરચેસ્ત્રા" કરતાં વધારે મીઠો સરોદ તે કહાડી શકે છે, માબાપની છાતીમાં તેઓ જાણે તે કરતાં વધારે જગા તે પુરે છે અને જ્યારે તે જતું રહે છે, ત્યારે બાકીની આખી દુનયા સાથે મુકયે તે કરતાં વધારે ખાલી જગા તે પછવાડે મુકી જાય છે."

આપણામાંના કેટલાકો બચ્ચાંઓને ખુશ રાખવાના વીચારથી ઘટતો અથવા અણઘટતો લાડ લડાવે છે. આપણે તેઓને બગાડયે છઈયે એમ જો આપણાં મનમાં શક ઉતપન થાય છે તો મનમાંજ આપણે પાછો વીચાર કરયે છઈયે કે તેઓ કાંઈ લાંબો વખત બચ્ચાં રહેવાનાં નથી અથવા તો મોત તેઓને આપણી પાસેથી છીનવી લેશે. પણ લાડકાં બચ્ચાં જરૂર લફંગાં નીકલવાનાં, જો આપણે તેઓને ગેરવાજબી રીતે ચાહીશું તો, બચ્ચાંઓ તેઓને જેવાં બનાવ્યાં છે તેવાંજ છે; દલગીરી એટલીજ છે કે ઘણાંઓને ખોટી રીતે ઉધારવામાં આવે છે.

"હું બીહુંછું, કે જો તું ઘણે દુર જશે," કાર્લાઈલની માતાએ એક વખત તેની ઉપર લખ્યું હતું, "તો તારાં આટલાં ભલાં કાગળો હમે મેલવી શકશું નહી. મારા બુઢાપાના વખતમાં મને દીલાસો દેવાને તેઓ ઘણું કરે છે; તે જાણે મારાં રોપેલાં બીજાં ફુલો ચાખવા જેવું લાગે છે." માબાપો જ્યારે સારાં બીયાં પોતાનાં બચ્ચાંઓનાં શરીરમાં વાવે છે ત્યારે તેઓના બુઢાપામાં સુખના ફળો તેઓ ચાખે છે અને જો ઉલટી જાતનાં બીયાંઓ તેઓ નાખે છે તો દુઃખનાં ફળો તેઓને મળે છે.

એક બચ્ચાંનું પેહલું લેસન તાબેદારી જોઈયે અને પછી તમુંને ગમે તે તેને શીખવજો; તોપણ તે જુવાન મગજને ઘણું મજબુતીથી બાંધવું નહી જોઈયે, નહી તો તમે તેના ઉધરભાવનો અટકાવ કરશો અને તેના જોરને કમી કરી નાખશો. એક માતા અથવા શીખવનારીને સાધારણ સમજની ઘણી જરૂર છે. હંમેશાં આડે આવવું એ કાંઈ સારૂં નથી અને તોપણ યાદ રાખજો, કે જો તમે એક બચ્ચાંને તેની મરજી માફકજ ચાલવા દેશો, તો તે જરૂરજ નઠારૂં નીવડશે. એક બચ્ચાંની પીઠ વાંકી વલે તેવી બનાવવી જોઈયે, પણ તેને ભાગી જવા દેવી નહી જોઈયે. બે હદબાહરની ચીજોથી તેઓને દુર રાખવા જોઈયે. એક હાથપર લખલુટ છુટાપણું, કે જે તેની ચાલચલણને તેનું કુદરતી નીરદોસપણું દેખાડવાનો વખત આવે તેની અગાઉ ખરાબ કરે છે. બીજા હાથ પર આકરાપણું, ખરાબ સ્વભાવ અને ઊદાસી પ્યારનાં વધારાનો અટકાવ કરે છે અને જ્યાં વગર શકનો વીશ્વાસ રાજ કરવો જોઈયે, ત્યાં બેદીલી અને ધાસ્તી ઉતપન કરે છે. જે માતા આજે બે ચીજોની વચમાંનો માર્ગ પકડી શકે, તેણી એક ભલી માતા કહેવાય.

જે છોકરાંને લાડ લડાવીને બગાડવામાં આવ્યું હોય છે, તે પોતાને તેમજ પોતાની આસપાસનાઓને પીડા સમાન થઈ પડે છે. તે કોઈબી નિતીનાં ગુણો વગર દુનીયાંની ચડતી પડતી હાલતોની સાંમે થવા બહાર જાય છે. એક બાનુ લખે છે કે, એક બે વરસ સુધી એક સોલજરને દારૂ પીવાથી ઉપજતી માંદગીને લીધે લશકરી આસપીટાલમાં વારંવાર લઈ

જતો હું જોતી હતી. ચાકરીને નાલાયક જણાવી જ્યારે તેને રજા આપવામાં આવી, ત્યારે દારૂની આદત તેને કેમ પડી તેનો તેને મને ખુલાસો કીધો. તેને જણાવ્યું કે તેનો બાપ, જે એક ઘણો પૈસાવાલો મોટો વેપારી હતો, તેને તે જ્યારે સ્કુલમાં જતો એક નાનો છોકરો હતો, ત્યારથી ગજવાં ખરચને માટે ઘણાં પૈસા આપવાની આદત પાડી હતી. આએ પૈસાની છુટે તેને દારૂ પીવા અને જુગાર રમતાં શીખવ્યો હતો. આએ ભુલ ભરેલું માયાલુપણું જોવા જેવો દલગીરી ભરેલો દેખાવ બીજો કશો નથી, જે માયાલુપણું ફકત ઉપલાંજ પરીણામો નથી લાવતું, પણ તે બચ્ચાંનો પ્યાર મેલવવાની તેઓની નેમમાં પણ તેઓને ઘણું કરીને નીશફળ નીવાડે છે. ખરા અનુભવ વગર કોઈ પણ જાણી નહી શકશે, કે કેટલા જુવાન માણસોને પૈસા ઉડાઉ અને નુકસાંનકારક આદતોને ઉતેજન આપે છે, જે પૈસા તેઓની માતા તરફથી છુપી રીતે અને તેઓના વધારે સમજુ વાલીની જાન વગર અને વારેઘડીએ તેના સાફ હુકમની વીરૂધ તેઓને આપવામાં આવે છે. આએ રીતે છોકરાંઓને પોતાને અને દુનીયાંને પીડા સરખાં થઈ પડવાની છે.

સૌથી ખરાબ દુઃખ દુનયાને કોઈ કરી શકે, તે પોતાનાં છોકરાંઓને લાડ લડાવી તેઓને બગાડવાનું છે, તે એવી રીતે કે જ્યારે તેઓ મોટાં થાય ત્યારે દુનયા પસ્તાવો કરે કે તેઓ નાહનપણમાં મરી કાંય નહી ગયાં. એક માતા પોતાના છોકરાને તેણીની સાંમે જવાબ દેવા અને બેઅદબીથી વર્તવા દે છે. વરસો પછી જ્યારે તેણી જતી રહે છે, ત્યારે બીજું માણસ તેણીની નબલાઈએ રોપેલાં બીના કડવાં ફળો ચાખે છે. તે બગડેલો છોકરો બૈરી લાવે છે અને જેવી બેઅદબ રીતે તેની માતા સાથ તેને વર્તવા દેવામાં આવતો હતો, તેવીજ બેઅદબીથી તે તેણીની સાથ વર્તે છે. એક બગડેલો છોકરો ખચીતજ એક લાયક, ધર્મી માણસ થઈ શકતે, પણ તેને બદલે તે એક ખરાબ સ્વભાવનો, એકલપેટો, તુંડ મીજાજી અને ઘણાઓને અણગમતો બન્યો છે. માતાઓ! તમે આએ અટકાવી શકશો. જ્યારે એક છોકરો તમુને આપવામાં આવે ત્યારે, ફકત એક રમકડું હોય તેમ નહી, પણ તમારા વીશ્વાસપર સોંપેલી એક સૌથી પવીત્ર ચીજ દાખલ તેને કબુલ રાખો. ધાટકીપણાને ધીકારવા, નબલાંઓની સાઈડ લેવા અને સ્ત્રી તરફ તેમાં મુખ્ય કરીને તેની માતા અને બેહનો તરફ વીશેષ માન મંરતબાથી અને નરમાસપણાથી વર્તવા તેને શીખવો. આએ મુજબ ખોદાની મેહરબાનીથી, તમે તમારાં લાડકવાયાઓને કોઇબી વખત લફંગાં બનતાં અટકાવશો.

Sunday at Homo માં એક લખનાર કહે છે કેઃ—"આપણે એક જણને જાણુયે કે જેનાં મગજમાં એટલું મજબુતીથી ઠસાવવામાં આવ્યું છે, કે જીંદગી ખરેખર શાંતી આપનારી નથી અથવા માણુસનો આત્મા તદનજ છુટો નથી, જ્યાં સુધી દરેક વાજબી સુખ અને મોજમઝાહ કબુલ રાખતાં, તે તેઓને ફરજનાં પેહલાં તેડાંએ તે સઘળી મોજ છોડી દેવા તૈયાર રાખે છે. તેણીની સૌથી ઘણી ખુશાલી પોતાનાં નાનકડાંઓને કેવી રીતે સુખ આપવું અને તે સાથેજ દુનયાની સઘી ફરજોને માટે તૈયાર રાખવા તેઓને મજબુતીથી કેવી રીતે કેલવવાં તેનો અભયાસ કરવાની છે. આપણે તેણીને અચાંનક એક ચાહનું પ્યાલું મીઠાસ વગર તેઓમાંનાં એકને આપતાં જોઈ છે અને તે લેનારનાં સમજી ગયલાં હસવાની તપાસ બારીકીથી કરતાં તેણીને જોઈ છે! આએ એક નાની ચીજ તમુને જણાશે, પણ કદાચીત ભવીષમાં એજ ઘણું તમુને કામ લાગશે. મુગે મોઢે અને તેથી વળી હસ્તે મુખડે આપી દેતાં શીખવું, એ જીંદગીનાં સૌથી મોટા ધડાઓમાંનો એક છે."

એક વાજબી શીક્ષા કરવા માટે છોકરાંઓ કદીબી કોઇને ઓછાં ચાહશે નહી. તેઓ જાણે છે કે તેમ કરવાનો તેઓને હક છે અને એખલા છોડી દઇ તેઓને જેમ ગમે તેમ કરવા દેવાનું તેઓને માટે સારૂં નથી. તે એક નબલો અને નાલાયક પ્યાર છે, કે જે પોતાની ઉપર કેવી રીતે કાબુ રાખવો તે મનમાં ઠસાવી શકે નહી, અથવા તો કેવી રીતે મન મારવું તે શીખવી શકે નહી, કે જે વાંકો જ્યાં સુધી વ્યસનોમાં વધે નહી ત્યાં સુધી જોવાને ના પાડે છે અને ત્યાર પછી તે વ્યસનો ઉપર આંખો ઢાંકે છે, કે જે બેપરવાઈ અને નાલાયકપણાંને વધવાનું ઉતેજન આપે છે, કારણ તેમ કરવાને તેને એકલપેટી મોજ તે આપે છે.

પોતાનાં એક પ્યારાં બચ્ચાંના પ્યાર અને છકી ગયલા સ્વભાવની સામે થવા એક માતાને ઘણું મુશ્કેલ લાગશે, પણ પોતાની ફરજનો અનાદર કીધાથી કેટલાં દુઃખો તેણી અને તેણીનાં બચ્ચાંની પછવાડે આવશે, તેનો જો તેણી બારીકીથી વીચાર કરશે, તો તેણીની આએ મુશ્કેલી ઘણી રીતે ઓછી થશે. "એક નગુણુ છોકરૂં હોવાનું દુઃખ એક સાંપના દાંત કરતાંબી કેટલું તીક્ષણ છે!" અને ખુદરતી રીતે તે નગુણું બનશે, કારણ તમે જો તેને બગાડયો હોય, તો ઉપકાર મેલવવા જેવું તમે કાંઈબી કીધું નથી. તે કડવા અનુભવથી સોધી કહાડશે કે એક બચ્ચાંને ખોટા લાડ જેટલો નુકસાન કરે છે, તેટલી બીજી કોઈબી ચીજ કરતી નથી.

વરસો પછી તે અવીચારી માતા પોતાના છોકરાંઓની માંઠી ચાલથી ગુસ્સે થાય છે, નહી તો કે વીલાપ કરે છે કે "તેઓ એટલાં ખરાબ નીકલ્યાં." તેણી યાદ કરે છે કે તેણીએ તેઓને કેવી રીતે ઉછારયાં હતાં, કેવી રીતે તેઓ માટે મેહનત કીધી હતી અને કેવી રીતે તેઓને સારી દુવાઓ ચાહી હતી; કદાચ છેલેસરવાલે તેણીનાં કંટાલેલાં અને દલગીરી ભરેલાં મગજમાં વીચાર આવે છે, કે તેણી ડાહપણથી વર્તી નહી હતી! પણ એક ડાહી માતા પોતાની મેહનતનાં કીંમતી ફલો ઉગેલાં જોય છે. તેણીની છોકરીઓ તેણીનાં દોસ્તો અને સાથીઓ બને છે; તેણીનાં છોકરાઓ તેણીને આસરો અને સુખ આપે છે અને તેઓ જ્યારે માબાપ થાય છે ત્યારે પોતાની બચગીના પાઠો ફરીથી યાદ કરે છે.

દીનબાઇ.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૰ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.


જાહેર ખબરો.





# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળિયું—નવેમબર ૧૮૯૨.







# સ્ત્રી મિત્ર



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. નવેમબર ૧૮૯૨. અંક ૯મો.



## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૧ લું. (ચાલુ)

**દીનબાઇએ પટેલની મેહરીપર લખેલું કાગજ.**

મારી વાહલી મેહરી,



પીરોજાએ તુંને જે લાંબું કાગજ લખ્યું છે, તેમાં મારેથી થોડીક લાઈનો ઉમેરયા વગર રહી શકાતું નથી, કારણ કે કદાચ તું એમ ધારતી હશે કે તમે લોકો એકમેકપર કાગજ લખો તે મને ગમતું નથી. મારી વાહલી છોકરી માનતી હોય તો માનજે કે મારી સેહજ ગાંડી પણ ઘણાંજ માયાલુ દીલની પીરોજાની સહી થવા માટે તમારા બંનેના બચપણથીજ મને તેમજ મનચેરશાહને ખુશાલી લાગે છે. બૈરાંની દોસ્તીઓ હું જાણું છું, કે ઘણી વખતે ધીક્કારથી જોવામાં આવે છે, ફકત માટીડાઓથીજ નહી પણ કેટલાંક બૈરાંઓથી પણ તેમજ જોવામાં આવે છે તેને ફકત મુરખાઈનાં જોડાણ તરીકે ધારવામાં આવે છે અને બે જુવાન છોકરીઓ જો એકમેકપર લાંબા લાંબા કાગજો લખે છે તો તેને ઘણાઓ ચીબાવલાં, ઘેલાં તરીકે ધારે છે. વળી આવાં કાગજો તેઓ ધારે છે કે બેઊ બાજુનાં મગજો નબલાં કરે છે અને એક બીજા તરફ જુઠો પ્યાર બતાવતાં શીખવે છે, એમ ઘણી જુવાન છોકરવંત સહીઓ વચ્ચે કદાચ બનતું હશે તે હું ના નથી પાડતી. હવે જો બે જુવાન છોકરીઓ વચ્ચે એવાં કાગજો લખાય અને તેઓ તે બીજાને દેખાડતાં અચકાય તો ખરેખરજ હું તેવાં કાગજોને ઉતેજન આપું નહી અને પીરોજાને તેવાં લખવા પણ દેતું નહી. આએજ કારણને લીધે મેં પીરોજાને તેનું પેહલું કાગજ મોકલવા દીધું નહી. તે કાગજમાં તેણીએ પોતાની નજીવી લાગણીને ઘણું મોહ્‌ટું રૂપ આપી દીધું હતું અને તે વાંચ્યા પછી કદાચ તું ધારતે કે તેણીપર મોહ્‌ટું બયભીત વાદલ ભમે છે. મારી તો ખાતરી હતી કે તું તે વાંચ્યા પછી તેનીપર વગ ચલાવી તેણીની તે લાગણીઓ દુર કરવાની કોશેશ કરતે. તોપણ મેં ધારયું કે તારાં કાગજનાં જવાબથી કદાચ તેણીનું હૈયું ઉસકેરાઈ આવે અને તેણી વધારે અને વધારે એવાં કાગજો લખે અને તેથી કરીને જયારે તેણીએ ખોલ્લાં દીલથી પોતાની ભુલ કબુલ કીધી અને થોડો વખત સુધી તારીપર નહી લખવાની કબુલાત આપી ત્યારે તે મેં ઘણાં દુઃખ સાથે કબુલ કીધી, કારણ કે હું જાણુતી હતી કે તારીપર લખવામાં તેણીને ઘણી મજાહ મલતી હતી પણ ત્યારપછીની તેણીની ચાલથી મને મારાં દુઃખનો પુરતો બદલો મલ્યો છે. પીરોજા હવે અગાઊ મરચંટ હાલમા જેટલી સુખી અને રમુજી હતી તેવીજ અહીંઆ થઈ છે. તો જો કે હું જોઈ શકુંછું કે અહીંયાંની ગમે એવી મોટી મજાહ આપણાં ગરીબ ગામડાંની મજાહનાં જેટલું સુખ તેણીને આપી શકતી નથી. હું આવી લાગણીઓથી કાંઈ ઘણી અજબ થતી નથી કારણ કે હું જાણુંછું કે મારાં બચપણમાં પણ હું પીરોજાનાં જેવીજ લાગણી ધરાવતી હતી, તેથી મારી વાહલી નાલી સહી હું આશા રાખુંછું કે ભવીષમાં તારો અને પીરોજા વચ્ચેનો સંબંધ તુટે નહી અને તમે બને વચ્ચેનાં કાગજનાં વેહવારથી તમુને હમેશાં મજાહ મલતી રહે. જે છુટથી પીરોજાએ તુંને લખ્યું છે તેથી મને ઘણી ખુશાલી ઉપજે છે તેપરથી માલમ પડે છે કે તેણી તારી લાયકાત માફક પીછાણ કરે છે અને તેણી તુંને એક સાથી કરતાં દોસ્ત તરીકે વધારે ધારે છે અને મારૂં માનજે કે તારી દોસ્તીથી તેણીની થોડી ઘણી મગજની નબલાઈને તું સુધારી શકશે. ખોદાની મહેરબાનીથી તારી જીંદગીની મુશકેલીઓ કે જે ખરેખર જોતાં ઘણી છે તે ખમવાની તારામાં તાકાત છે અને તેથી કરીને તું તેને સારો દાખલો બેસાડશે અને જીંદગીનાં કેટલાક દુઃખો જે દરેક માણસને સોસવાં પડે છે, તે ખમવાને તારીજ માફક તું તેણીને શીખવશે, તેથી કરીને હું માંગી લેઊંછું કે તારે ગમે તેટલી વખત તું તેણી-

# ❦ સ્ત્રી મિત્ર. ❦

## સાંકળિયું—નવેમબર ૧૮૯૨.












STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. નવેમ્બર ૧૮૯૨. અંક ૯મો.




## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૧ લું. (ચાલુ)

**દીનબાઇએ પટેલની મેહરીપર લખેલું કાગજ.**

મારી વાહલી મેહરી,




રોજાએ તુંને જે લાંબું કાગજ લખ્યું છે, તેમાં મારેથી થોડીક લાઇનો ઉમેરયા વગર રહી શકાતું નથી, કારણ કે કદાચ તું એમ ધારતી હશે કે તમે લોકો એકમેકપર કાગજ લખો તે મને ગમતું નથી. મારી-વાહલી છોકરી માનતી હોય તો માનજે કે મારી સેહજ ગાંડી પણ ઘણાંજ માયાળુ દીલની પીરોજની સહી થવા માટે તમારા બંનેના બચપણથીજ મને તેમજ મનચેરશાહને ખુશાલી લાગે છે. બૈરાંની દોસ્તીઓ હું જાણું છું, કે ઘણી વખતે ધીક્કારથી જોવામાં આવે છે, ફકત માટીડાઓથીજ નહી પણ કેટલાંક બૈરાંઓથી પણ તેમજ જોવામાં આવે છે તેને ફકત મુરખાઈનાં જોડાણ તરીકે ધારવામાં આવે છે અને બે જુવાન છોકરીઓ જો એકમેકપર લાંબા લાંબા કાગજો લખે છે તો તેને ઘણાઓ ચીબાવલાં, ઘેલાં તરીકે ધારે છે. વળી આવાં કાગજો તેઓ ધારે છે કે બેઉ બાજુનાં મગજો નબલાં કરે છે અને એક બીજાં તરફ જુઠો પ્યાર બતાવતાં શીખવે છે, એમ ઘણી જુવાન છોકરવંત સહીઓ વચ્ચે કદાચ બનતું હશે તે હું ના નથી પાડતી. હવે જો બે જુવાન છોકરીઓ વચ્ચે એવાં કાગજો લખાય અને તેઓ તે બીજાંને દેખાડતાં અચકાય તો ખરેખરજ હું તેવાં કાગજોને ઉતેજન આપું નહી અને પીરોજાને તેવાં લખવા પણ દેતું નહી. આએજ કારણને લીધે મેં પીરોજાને તેનું પેહલું કાગજ મોકલવા દીધું નહી. તે કાગજમાં તેણીએ પોતાની નજીવી લાગણીને ઘણું મોટું રૂપ આપી દીધું હતું અને તે વાંચ્યા પછી કદાચ તું ધારતે કે તેણીપર મોટું બયબીત વાદલ ભમે છે. મારી તો ખાતરી હતી કે તું તે વાંચ્યા પછી તેનીપર વગ ચલાવી તેણીની તે લાગણીઓ દુર કરવાની કોશેશ કરતે. તોપણ મેં ધારયું કે તારાં કાગજનાં જવાબથી કદાચ તેણીનું હૈયું ઉસકેરાઈ આવે અને તેણી વધારે અને વધારે એવાં કાગજો લખે અને તેથી કરીને જ્યારે તેણીએ ખોલાં દીલથી પોતાની ભુલ કબુલ કીધી અને થોડો વખત સુધી તારીપર નહી લખવાની કબુલાત આપી ત્યારે તે મેં ઘણાં દુઃખ સાથે કબુલ કીધી, કારણ કે હું જાણુતી હતી કે તારીપર લખવામાં તેણીને ઘણી મજાહ મલતી હતી પણ ત્યારપછીની તેણીની ચાલથી અને મારાં દુઃખનો પુરતો બદલો મલ્યો છે. પીરોજા હવે અગાઊ મરચંટ હાલમાં જેટલી સુખી અને રમુજી હતી તેવીજ અહીંઆ થઈ છે. તો જો કે હું જોઈ શકુંછું કે અહીંયાંની ગમે એવી મોટી મજાહ આપણાં ગરીબ ગામડાંની મજાહનાં જેટલું સુખ તેણીને આપી શકતી નથી. હું આવી લાગણીઓથી કાંઈ ઘણી અજબ થતી નથી કારણ કે હું જાણુંછું કે મારાં બચપણમાં પણ હું પીરોજાનાં જેવીજ લાગણી ધરાવતી હતી, તેથી મારી વાહલી નાલી સહી હું આશા રાખુંછું કે ભવીષમાં તારો અને પીરોજા વચ્ચેનો સંબંધ તુટે નહી અને તમે બને વચ્ચેનાં કાગજનાં વેહવારથી તમુને હમેશાં મજાહ મલતી રહે. જે છુટથી પીરોજાએ તુંને લખ્યું છે તેથી મને ઘણી ખુશાલી ઉપજે છે તેપરથી માલમ પડે છે કે તેણી તારી લાયકાત માફક પીછાણ કરે છે અને તેણી તુંને એક સાથી કરતાં દોસ્ત તરીકે વધારે ધારે છે અને મારું માનજે કે તારી દોસ્તીથી તેણીની થોડી ઘણી મગજની નબલાઈને તું સુધારી શકશે. ખોદાની મહેરબાનીથી તારી જીંદગીની મુશકેલીઓ કે જે ખરેખર જોતાં ઘણી છે તે ખમવાની તારામાં તાકાત છે અને તેથી કરીને તું તેને સારો દાખલો બેસાડશે અને જીંદગીનાં કેટલાક દુઃખો જે દરેક માણસને સોસવાં પડે છે, તે ખમવાને તારીજ માફક તું તેણીને શીખવશે, તેથી કરીને હું માંગી લેઊંછું કે તારે ગમે તેટલી વખત તું તેણી-

પર લખજે અને તેણીનાં ખુલ્લે દીલે લખેલાં કાગજથી તારા મનમાં જે વીચારો ઉતપંન થાય તે દાબી દેતીનાં તેણીનાં કબુલ કીધેલા વાંકપર દયાની લાગણીથી જોવાને હું તુંને કેહતી નથી કારણ કે હું જાણુંછું, કે તું તેમ કરશેજ અને હું તુંને ખાતરી આપુંછું કે તેણીએ પોતાની ભુલો તદન સુધારી છે. તેમ કરતાં અલબત તેણીને ઘણી મેહેનત પડી હતી. પણ તેણીએ તેમાં ઘણી સારી રીતે ફતેહ મેલવી છે અને હવે મને જરાકબી ધાસ્તી નથી કે ફરીથી કદીબી તેણી આટલી બધી અસંતોષી લાગણીઓ બતાવશે.

તારાં વાહલાં માતાજીને મારી ઘણી ઘણી દુવાઓ સાથે કેહજે કે તેવણ સાંભલીને ઘણાં ખુશી થશે, કે ગુલની તબીએત આસ્તે આસ્તે સુધરતી જાય છે અને મુંબઈની હવાથી તેણીને કદાચ ગેરફાયદો થવાની હું જે ધાસ્તી રાખતી હતી તેમ મુદલ થયું નથી. હું ધારૂંછું, કે આમારી નાહની મુસાફરીથી તેણીને ઘણો ફાયદો થયો છે. તેણી હમેશ ખુશી દેખાય છે, તોપણ હું કોઈ વેલાએ ઈછુંછું કે તેણી વધારે ખુશ મીજાજી બને, હું ધારૂંછું કે છેલા અધાર મહીનાંમાં તેણીએ ખમેલાં દીલનાં તેમજ મનનાં દુઃખથી તેણી વધારે વીચારવંત બની છે. તે કમનસીબ બનાવ આગમજ હું ધારતી હતી, કે તેણી મારી પીરોજાનાં જેવી ખુશ મીજાજી અને ખોલા દીલની બનતી હતી, પણ હવે તેમ થવું નહી બની શકે તેવું હોવાથી તેણીની તનદરોસ્તી તથા જે સુખ હમણાં તેણી ભોગવે છે તે મારે ઉપકારી છું. અમોને દરમેલે જાલ તરફથી ખુશી ભર્યાં તથા સંતોષ ઉપજાવે તેવાં કાગજો મલે છે, કે જેથી તમે ધારોછો તેમ તેની બેહનની અને મારી તેને માટેની કાલજીમાં કાંઈ થોડો ઘટાડો થતો નથી. તેનો હાલનો માસ્તર આગાળીનાં કરતાં વધારે સખત છે, પણ અમારો નાહનો સરજન લખે છે કે તેથી તે વધારે ખુશી છે, કારણ કે તેનો માનીતો થઈ પડવામાં વધારે માન છે અને તે મેલવેલું માન તથા પ્યાર જાલવી રાખવાને તેનેથી બનતી કોશેશ કરવાનો તેને ઠેડાવ કીધો છે.

મારાં કુટુંબ વીશે લખતાં મને ભુલી નહી જવું જોઈએ કે હોમી તેનાં દરેક કાગજમાં તેની માનીતી મેહેરીની ખબર પુછાવાને ભુલતો નથી અને જો તેની બેહનો તેનાં સવાલોના જવાબો બરાબર લખતી નથી તો તેઓ માટે બીજાં કાગજમાં તેની કલમમાંથી નીકલતા સખત ઠપકાઓ લખાઇ આવેલાજ છે. મારી વાહલી દીકરી આવી યાદગારીની નાહની નીશાનીઓનો શું તું કોંઈ બદલો નહી લાવી આપશે? હોમી બચપણથી તુંને "તેની બેહન મેહરી"ને નામે બોલાવતો હતો તે નામ હમણાંજ તેને બદલી નાખ્યું છે, અહીંયાંની સીઝન હજુર શરૂ થઈ નથી. ખુરશેદ ઘણી ખુશીથી તેની રાહ જોય છે. હું ઈછુંછું, કે તેણી તે માટે એટલી ખુશાળી બતાવે નહી. હું જાણુતી હતી, કે મારી દીકરીઓનાં ખવાસ એક બીજાથી ઉલટા છે, તોપણ હમણાં હું તેઓમાં જેટલો તફાવત જોઉં છું, તેટલો આગળ કદી પણ જોયો નહી હતો. જે જગા અને

સા० તારાં હમેશનાં ઘણાં વાહલાં

દી. મરચંટ.

---

**પીરોજા મરચંટે મેહરી પટેલ પર લખેલું કાગજ.**

મારી સૌથી વાહલી મેહરી

મેં તારીપર છેલ્લું લખ્યાને એક મહીનો—એક આખો મહીનો થઈ ગયો છે અને હજુર સુધી મને તારી તરફની એ લાઈનબી મલી. નથી. આ ચુપકીદીનું કારણ શું હશે. હું તેં માટે તુંને ઠપકો આપતી નથી, કારણ કે જ્યારે હું વીચાર કરૂં કે કાંઈબી થયું હશે, ત્યારે મને ઘણી ધાસ્તી લાગે છે. મમ પણ મારા જેટલાંજ ચીંતાતુર બન્યા છે, તેથી મેહરબાની કર અને તેમ જલદી લખજે. ફકત એક લાઈનબી લખી મને જણાવજે કે તું સારી પખે છે અને સઘલું સમાધાન છે. હું વધારે માગતી નથી; આએ કાગજમાં મને બીજી બાબદો વીશે લખવા ગમતું નથી, પણ મને મારાં કાગજનો જવાબ મલેલો નહી હોવાથી મને કાગજ ભરવા માટે તેમ કરયા વગર ચાલતું નથી, 'વલી જો હું બીહુંછું તેવું કશું' બન્યું નહી હોય, તો ફકત દજન એક લાઈન કાગજમાં લખવા માટે તું મને ઠપકો આપશે. મુંબઈ હવે આસ્તે આસ્તે વધારે ગમતું થાય છે. હવા પણ ઘણી સારી છે; પુનેથી ગવરનર પણ ગઈ કાલના આવ્યા છે અને હવે જલદીથી મુંબઈ ભરાઈ જશે. ખુરશેદ તો ખુબ ખુશીમાં આવી ગઈ છે, કારણ આવતા મહીનાંની શરૂઆતમાં સરાફનું કુટુંબ પુનેથી આવનાર છે.

"ઓ ઘણો સુંદર છે અને અમારેથી ઘણો દુર ખુરશેદ હીલા સાથે ઘણી મજાહ કરવાની રાહ મને અજબ લાગે છે કે હીલામાં એવું તેં શું છે મારી બેહનને તે એટલી બધી ગમે છે. એ, બેહુની તો તદન સમજી શકતી નથી; હીલામાં એકબી એવો ખુબી કે જેથી તે મને પોતા તરફ ખેંચી શકે, સારૂં છે પણુ સઘલાંને એકજ જાતના લોકો ગમતાં નથી; મારી સહી મને મુબારકબાદી આપ કે પારકાઓની સંગ- ફરવાનું અણુગમતાંપણું મારામાંથી આસ્તે આસ્તે ઓછું જાય છે. મમા અને પપાનાં કેટલાક અતલગનાં દોસ્તો નાં કુટુંબ સાથે ગયે મહીનેથી આપણે ત્યાં મલવા આવ્યાં છે ને સાંજના અમો ઘણાખરાં રોજ તેઓની પરોણાગત કરવામાં રોકાયલાં રહીએ છીયે. કેટલાક ગ્રહસ્થો અને બાનુઓની વાતચીત એટલી તો અક્કલમંદ અને હુસીઆરી ભરી છે, તેમજ તેઓ દુન્યાથી એટલા બધા તો વાકેફ છે અને જે વાતચીત તેઓ કરે છે તે એટલી તો રમુજી છે—કેટલીક એટલી તો ખુશ મીજાજી મશ કરીથી ભરેલી છે—કે ચાલચલણ પારખવાનાં મારા માનીતા અભ્યાસમાં હું એકાંતવાસમાં રહી અઠવાડયાંઓમાં જેટલું શીખું તે કરતાં વધારે એક સાંહજમાં શીખું છું. ખુરશેદની ઘણી વખાણુ થાય છે અને હું કોઈ વેલાએ તેણી તરફ અજાયબીમાં જોઉં છું; કારણુ કે તેણી ખચીતજ વધારે સારી દેખાય છે અને ઘેરમાંનાઓનાં કરતાં પારકાઓમાં વધારે ગ- મતી થઇ પડવાની કોશેશ કરે છે. કદાચ મમા મારા આ વીચારને દયા વીનાનો કહેશે, પણુ હું તેવી કાંઈબી. મતલ- બથી લખતી નથી. કેટલાંક લોકો ઘેર કરતાં બહાર વધારે ગમતાં થઈ પડે છે. મને તો હમેશ ભરાઈ રહેવા ગમે છે અને એક ભલી નાલી છોકરી માફક કોઈ પુછે તેનોજ જ- વાબ આપું છું, એટલે કે જે બીચારાઓ મારી સાથે વાત કરે તેટલો ભલો ખવાસ ધરાવનારા હોય છે તેઓ સાથેજ વાત કરૂં છું અને આવી રીતે મેં ઘણી મનપસંદ સાંહજ પસાર કીધી છે. અંહીયાં એક મેહલાશાહ શેઠના માણેકબાઈ છે અને તેવણુની બોલવા ચાલવાની રીતભાત તથા બીજાઓ તરફની તેવણુની વર્તણુક ખરેખરજ એક મોટાં ખાનદાનને શોભાવે તેવી છે. તેવણુ પોતાની બે કુંવારી છોકરીઓ જર અને સુના—તેવણુની બીજી છોકરીઓ તો પરણેલી છે—માટે જેવી રીતે વાત કરે છે, તે ખરેખરજ મને ઘણું ગમે છે; છોકરીઓ પોતેબી ઘણી મજાની છે, તો જો કે તેઓનાં અને મારા વીચાર ઝાઝા મલતા થતા નથી, પણુ ખોરશેદને તેઓ સાથ દહાડે દહાડે ઘણું સારૂં થતું જાય છે. હમારાં ઓલ- ખાણુવાલાઓમાં એક મેહરવાનજી વહાડયાનાં બમનબાઇ છે, તેવણુ ખરેખર બધી રીતે ઘણુંજ ખુબસુરત છે, પણુ બીજી ચીબાવલી બાઈઓની માફક પોતાની ખુબસુરતીથી બીજાં- ઓને છક કરી નાખવાને બદલે પોતાનાં ઘણીનેજ ખુશી કરવામાં તેવણુ પોતાનું સઘળું સુખ સમજે છે. તેવણુનાં વરબી ઘણાં મજાનાં અને આવી સરસ બાયડીને લાયકનાજ છે. બેઉ વર બૈએરને મારી સાથ ઘણું સારૂં છે અને કો- ઈબી જાહેર મેલાવડાઓમાં જ્યારેબી તેઓ મલે છે, ત્યારે મારો વખત ઘણો સરસ રીતે પસાર થાય છે. વાહલી મે- હરી, એવણે આપણું પંચગની જોયલું છે અને મારી માફક તેવણુને પણુ શેહર કરતાં ગામડાંપર વધારે ભાવ છે. ગઈ કાલે સાંહજે તેવણુ સાથ ગામડાંઓ વીશે વાત કરતાં હું, મને પોતાને અને મારા ઠેકાવને તદન ભુલી ગઈ અને ઘણી ઉશકેરાઈ આવી આપણાં પંચગનીની વખાણો તેવણુ જાણે મારાં એકુ ભાઈ હોય તેમ ગાવા માંડી; મને તે વખત એવુંજ લાગ્યું કે ઓરડામાં બીજું તે વખતે કોઈ હતુંજ નહી. પણુ તેટલામાં મારી મમા તરફ નજર પડી, કે જેવણુ મારી તરફ ઇંતિજા- રી ભરેલી રીતે તીકતાં હતાં. તેવણુની તેવી નજર જોઈ મારા પેટમાં ફાર પડી. તોપણુ થોડા વખતમાં મને લાગુ કે મમા મને ચપકો આપવા કરતાં, ચેતવણી આપવા માંગ- તાં હતાં. જ્યારે બીજે દહાડે સહવારનાં હું તેવણુને મલી, અને ગઇ સાંજની સઘલી વાત મેં તેવણુ સાથ કરી, ત્યારે મારી ખુશાલીમાં તેવણે પણુ ભાગ લીધો. અને મેં તેવ- ણુને થોડું ઘણું બીહને પુછ્યું, કે ગઈ સાંજે મેં પેલા વહાડયાનાં મેરવાંનજી સાથ વધારે છુટથી વાત કરી હતી, તેથી તેવણુ ગુસ્સે થયાં હતાં કે? "મેરવાંનજી વહાડયા સાથ એટલીજ છુટથી વાત કરવામાં હું કાંઇ પણુ અડચણુ જોતી નથી." તેવણે જવાબ દીધો "પણુ તું જો પેલા શેઠણાનાં સોરાબ સાથ તેવી રીતે વાત કરતે તો મને નહી ગમતે."

"હા, પણુ મેં કાંઈ તેવણુ સાથ તેવી રીતે વાત કરી નહી હતી."

"નહી મારી દીકરી," તેવણુ મારા ઇંતેજારી ભરેલા દેખાવ સામે હસીને બોલ્યાં, "પણુ ફકત મારા બોલોથીજ તું શાંની આટલી બધી ગભરાઈ જાય છે?"

"કારણુકે," મેં શરમાઇ જઇને જવાબ દીધો, "તેવણુ એક કુમારા ગ્રહસ્થ છે અને જેટલી છુટથી હું એક પરણેલા માટી- ડા સાથે વાત કરી શકું તેટલીજ છુટથી હું એક કુમારા મા- ટીડા સાથ નહી કરી શકું."

"અને કાંએ નહી?" તેવણે મારી તરફ ટીકી ટીકીને જોઈ- ને કહયું."

વહાલી મેહરી, હું વધારે અને વધારે ગુચવાવા લાગી, કાર- ણુકે એ બાબદ વીશેની મારી લાગણી મારાં પોતાનાં માએને પણુ જણાવવી મને ઘણુ મુશકેલ લાગ્યું, તોપણુ કેટલીક મુશ- કેલીઓથી મેં તેવણુને કહ્યું, કે મેં વારંવાર હીલાને બોલતાં સાંભળી હતી, કે જ્યાં ફકત પરણેલાજ પુરૂષો હોય તે મંડળી- ઓને તેણી ધીક્કારતી હતી, જોકે તેવી મંડળીઓમાં પણુ કોઈ વેલાએ તેઓની બઈરીઓની અદેખાઈ ઉસકેરવાની કોશેશ કરવામાં થોડીક મજાહ પડે છે; પણુ એ મજાહ જુવાન કુમારા પુરૂષોની મંડળીમાં પડતી મજાહ આગળ કાંઈજ નથી, કે જ્યારે તેણી પોતાના સુંદર હસવાં અને મોટી મોટી વાતચીતથી તેઓને પોતાની પાસેના પાસે રાખવામાં ફતેહ પામે છે અને દરેકને એમ માનવા દે છે, કે તે તેણીનું ધ્યાંન ખેંચાય તેવી

કેટલી બધી શકતીઓ ધરાવે છે, જ્યારે ખરેખર તેણી તેઓમાંના કોઈની જરાક પણ દરકાર કરતી નથી, "એવું કાંઈબી કરવા કરતાં તો," મમાના પગ આગળનાં સ્તુલપર હું બેઠી હતી ત્યાંથી એકદમ ઉઠી, નહી અટકાવી શકાય તેવા જુસ્સાથી બોલી, "હું હંમેશ સુધી એક જંગલમાં જઈને ભરાઈ બેસું અને જેને હું ચાહતી હોવું તેના મોઢાં તરફ કદી પણ જોઉં નહી; મારા મિત્રોની લાગણીઓ સાથે ચેડાં કહાડવા કરતાં તો હું—હું જાણુતી નહી કે હું શું નહી બસું. મમા," મેં બોલવાનું ચાલુ રાખ્યું, "મમા, જો તમે કદીબી એક પળ પણ મને પોતાને ભુલી જતાં જોવો અને એક પણ બોલ અથવા નીશાનીથી તેવાં ચેડાંની શરૂઆત કરતાં જોવો તો મને ખરાં એકીનથી કબુલાત આપો, કે તેજ પળે તમે મને તેમ કરતાં અટકાવશો, તે વીશે મને કહેવાને એક પળ પણ આચકાશો નહી. મમા મને આએ કબુલાત આપો," હું ફરીથી બોલી, કારણકે હું એટલી તો ઉસકેરાઈ આવી મને પોતાને એટલી બધી હદ સુધી ભુલી ગઈ હતી કે જ્યારે હું તે વાતચીતનો વીચાર કરૂંછું ત્યારે મારી પોતાની હીમત માટે મારેથી અજબ થયા વીના રહેવાતું નહી, "જ્યારે મેં મારો ગુસ્સો હીલાને બતલાવ્યો ત્યારે તેણી મારી તરફ હસી અને કહેવા લાગી કે દરેક ફેશનેબલ બઇરી એવી ચાલ ચલાવે છે અને હું જો તેવું કાંઈ નહી કરવાની આશા રાખતી હોવું તો તે ઘણું હસવા જોગ છે. મમા તમે તો મારી પર હસશો નહી. અરે જો કદીબી હું એવી ચાલ ચલાવું તો તેના પસતાવા અને દુઃખમાંથી મને બચાવજો."

"બીહ ના, મારી વહાલી અને ઉમદા દીકરી," તેવણુ ઘણાં જોરસાથી બોલ્યાં અને મમતાથી મને પોતાનાં પાસાંમાં લીધી. "તું જે કાંઈ ઈચ્છે છે, તે બધી કબુલાત હું તુંને આપુંછું, આ ઉમદા લાગણીઓ તથા નીતીની ધાસ્તીને હમેશ તારા દીલમાં રહેવા દેજે અને તું જે ઈછેછે તે કરવાને મને કોઈ દીવસે કારણ નહી મલશે, અરે હું ઈછુંછું કે તારી બેહન પણ એમજ ધારતી હતે!" તેવણે ઉમેરયું; અને વાહલી મેહરી, જે ઈંતેજારી અને લગભગ દુઃખનાં અવાજથી તેવણુ છેલ્લા બોલો બોલ્યાં તે હું કદી પણ ભુલી જવશ નહી.

"તેણી તેમ ધારેછેજ, ધારશેજ, ધારવુંજ જોઈએ," હું ઘણાજ જોસથી બોલી, કારણ કે ખુરશેદ માટેની તેવણુની ધાસ્તી દુર કરવા હું આખી દુન્યા આપી દેતે. હું ઇછુંછું, કે મારી બેહનનાં પણ વીચારો કેટલીક બાબતમાં મારીજ માફક હતે. મને માનજે, મારી વાહલી મેહરી, કે હું કાંઈ ખાલી દીલાસારીથી એમ નથી કેહતી પણ ફક્ત તેણીનાં પોતાનાં સુખને માટે કહું છું. વાહલી મેહરી, અમારા દોસ્તોમાંનાં દરેકનો હેવાલ હું આએ કાગજમાં આપી શકતી નથી, પણ આસ્તે આસ્તે હું તે આપતી જવશ. મેહરવાનજી અને તેવણુનાં ધણીઆણી મારા માનીતા દોસ્તો છે, હું ઘણી દલગીર છેઉં, કે ગયે અઠવાડયે તેઓએ આપેલી એક નાહની પારટીમાં મમાએ મને જવા દીધી નહી. બીચારાં બહમનબાઈએ અમારે ઘેર સુધી આવીને મને લઈ જવાની ઘણીબી બોહસ કીધી, પણ મમાએ પહેલેથી નહી જવાને હોકમ કીધેલો હોવાથી મેં પણ બોહસ કીધીજ નહી. મમા મને આએ વરસ મુંબઈની કોઈબી મોટી પારટીઓમાં મોકલવા ઈછતાં નથી, પણ આવતે વરસે મને તેવણુ પોતાની સાથે લઈ જશે. પીરોશાહ દુબાસ નામનાં એક પારસી છે, તેવણુ ઘણાંજ હસમુખા છે અને જ્યારેબી આવે છે ત્યારે કાંઈને કાંઈ હસવાની વાત લાવે છે. પણ કુમારા માટીડાઓમાં તો સૌથી સરસ કેખશરૂ બનાજી છે, કે જેવણુ મુંબઈનાં એક મોટા શેઠયા શાપુરજી બનાજીનાં વડા છોકરા થાય છે. તેવણુ લોકોમાં ઘણાજ મલી જાય છે, જો કે તેવણુ ઘણાં ખુબસુરત નથી, તે છતાં તેવણુના મોંહડાંપર કાંઈ એવું સરસ હસવાનું છે, કે જે તેવણુનાં ઉંચાં કદ અને અમીરી દેખાવ સાથે ઘણું શોભાયમાન લાગે છે. તેવણુ હીંદુસ્તાનનાં ઘણાં ભાગોમાં ફરેલા છે અને વેલાત પણ જઇ આવ્યા છે અને ફક્ત ફેશનને ખાતર નહી પણ મજાહ આપવા ખાતર પોતાની મુસાફરીનું બ્યાંન લોકો આગલ કરે છે. તેવણુ મુખ્ય કરીને ખોરશેદપર વધારે ધ્યાંન આપે છે અને તેની તરફ વધારે વખાણુની નજરથી જોય છે. હું ઈચ્છુંછું કે ખોરશેદબી તેવણુથી તેટલીજ ખુશી થાય, પણ તેનામાં પુરતું પાંણી નથી અને તે તેણીને માટે પુરતો ખુબસુરત નથી એમ બોલી તેણી હંમેશાં મને ચીડવે છે. તોપણુ જ્યારેબી તે તેણી સાથ વાત કરે છે ત્યારે તેને ધીક્કારતી હોય તેમ નથી દેખાતી પણ સામી ખુશી થતી હોય તેવો દેખાવ કરે છે. જો તેણીને બદલે હું હોઉ તો હું તેમ નહી કરૂં. વહાલી મેહરી, જ્યારે તું આએ મનોરંજક હેવાલ વાંચે ત્યારે મારા જીવની શાંતી માટે બીહક ના રાખતી. મંડળીમાં તેઓ મને ગમતાં થઈ પડે છે, પણ હજી સુધી મને એકબી જણ એવું નથી, મલ્યું કે જે જો મને જીંદગીનો સાથી થવા પુછે તો સુખી થવાની કાંઈબી આશાથી હું તેને મારો હાથ આપી શકું. આ બધું થોડા વખત માટે ઠીક લાગે, પણ એવામાં મારી જીંદગી ગુજારવાને હું તો ઈચ્છું નહી. મારી ઈચ્છાઓ એટલી મોટી નથી, ઘણીજ નાની છે પણ તે કેવી છે તે હું પોતે પણ હજી સમજી શકતી નથી. એવીજ રીતની લાગણી જે માટે ઘેરના બઈરાંઓ સાથે હું ભેલાવુંછું, તેઓ તરફ હું ધરાવુંછું. તેઓ મને ગમતાં સોબતીઓ છે, પણ તેઓમાંની એક પણ મારી સૌથી વહાલી મેહરી, તારી જગા પુરી શકશે નહી. તેઓમાંનાં એકને પણ હું તારા જેટલી ચાહી શકતી નથી. તેઓને મારા અટલગનાં દોસ્તો તરીકે હું ગણી શકતી નથી અને તોપણુ—તું ખચીત ઘણું અજબ જેવું ધારશે—હું ઈચ્છુંછું કે તેઓમાંના કોઈ એકને ખોરશેદ તેનાં દીલમાંની હીલા શરાફની જગા આપે. તું પુછશે કે હું શા માટે એટલી બધી તેણીની સામે છેઉં, મેહરી, મને તે ગમતી નથી અને તેમાં હું શું કરૂં. મને કાંઈ ચીજ કહે છે, કે તેણીની સાથેની દોસ્તીથી મારી બેહનને સારૂં થવાનું નથી; મને તેણી પેહલેથીજ ગમતી

ન હતી અને હમણાં હમણાં તે લાગણી વધતી જાય છે. ગુલ પણ જ્યારે તેણીથી બને છે ત્યારે અમારી નાની મંડળીમાં ખુશીથી સામેલ થાય છે; તેણી પોતાનું કુંજરાપણું આસ્તે આસ્તે છોડે છે પણ હજી વધારે ખુશાલ થતી નથી, જાણેકે તેણીની ચાલ ચલણ પર કાંઈ દાધ રહી ગયો હોય તેમ તેણી હંમેશ મારી તરફ જોય છે અને જોકે મમા તથા પપા બનતાં સુધી તેણી સાથે અગાઉ કરતાં વધારે માયાથી વર્તે છે, તોપણ કોઈ વેલાએ તેણી મને અંદરથી અસુખી હોય તેમ દેખાય છે. પારકાંઓ ફક્ત તેણીને તેણીની ઉમર કરતાં વધારે વીચારવંત ધારે છે, કારણકે તેણીનાં પટલા અને નાજુક દેખાવ તથા એકાંત ખવાસને લીધે તેણી છે તે કરતાં વધારે નાની ઉમરની લાગે છે, પણ હું કોઈ વખતે ધારૂંછું કે હું તેણીનાં ચેહરાપરથી વધારે વાંચી શકુંછું; તેણી હમેશના જેવીજ શાંત અને ગરીબ છે અને જો તેણીને કોઇબી ચીજ ચીડવતી હોય તો તેણીનાં મોડાં પરના રતાસ શીવાય બીજી કોઈબી રીતે હું તે પારખી શકતી નથી.

વાહલી મેહરી, મને હમણાં મમા સાથે ફરવા જવાનું છે અને આએ કાગજ રાત આગમજ જવું જોઈયે તેથી હું વધારે લખી શકતી નથી; પણ મારો વીચાર છે કે જ્યાં સુધી તું મારીપર લખે નહી ત્યાં સુધી દર અઠવાડયે કાગજ લખી તુંને ચીડવ્યા કરૂં. હવે તો મારી સૌથી વાહલી સહી સાહેબજી.

લા૦ તારી ઘણી વાહલી **પીરોજા.**

[ સાંધણ છે. ] TWO OLD MAIDS.

---

**એક દ્રેસની કીંમત સવા લાખ રૂપેયા**—જો કોઇએબી મોટામાં મોટી કીંમત એક પોશાક પાછળ ખરચી હોય તો તે મીસીસ મેકે નામની એક કરોડપતી બાનું છે. આ સ્ત્રીએ સવા લાખ રૂપેયા એક દ્રેસ માટે આપ્યો છે, જે આખો મોતીએ મઢેલો કહે છે.

મોટી મોટી રકમો પોશાક પર ખરચાતી આપણે સાંભળી છે. રશીયાની એમપ્રેસનાં રૂપેરી લગન વેળા જે ભેટ 'ખરસોન' પ્રમણાનાં ઉમરાવો તરફથી તેણીને મળી હતી, તે 'અરમીન' નામના જાનવરનાં રૂવાંનો બનાવેલો એક કોટ હતો અને તેની કીંમત એક લાખ રૂપ્યા જેટલી થઈ હતી. માથાપર પેહડવાની ટોપીઓ વીશે બોલતાં એવું કહે છે કે એક બાનું પેરીસના પ્રદરશણ વેળા એક 'ફેનસી બાલ'માં માથા પર ઈફલ ટાવરના આકારની ટોપી પેહડી આવી હતી, જે એક વાર લાંબી હતી અને તે પર બધે ખરા કીંમતી હીરાઓ જડી લીધેલા હતા. મીસીસ જેકબ એસતર નામની બાનુ વીશે કહે છે કે તેણીએ એક લેસનો દ્રેસ પેરીસમાં બનાવ્યો હતો તેની કીંમત રૂ૪૫૦૦૦ જેટલી થઈ હતી. પોશાકની બાબદમાં જો સૌથી ઉડાઉ સ્ત્રી કોઇ થઇ ગઈ હોય તો તે એમપ્રેસ જોસફીન, મોટા નેપોલીયનની બાનું હતી. તેણીને વરસ દાહડે હડી લાખ રૂપ્યા જેટલી રકમ મલતી હતી, અને તે સઘળી દ્રેસ પર ખરચવા છતાં બસ થતી ન હતી, અને કરજનાં ચોડા મથ ભરેલી રકમ વેર ચઢયા જતા હતા. એવું કહે છે કે કોઇ પોશાક તરફ તેણીનું મન લલચાતું તો તેને માટે મોઢે માંગેલી રકમ આપવાને તેણી ચુકતી નહી હતી. પોતાનાં જાતી સણગાર માટેનો તેણીનો જુસ્સો છેલ્લી ઘડી વેર ગયો નહી હતો. તેણી મરણ પાંમી ત્યારે દીલમાં ગોલાબી સાતીનનો રીબનથી ભરપુર દ્રેસ હતો!



## શરકેશ્યાના લોકો.



શરકેશ્યા ગામ અને ત્યાંના લોકો વીશે આજ સુધી થોડુંજ જણાયલું છે. એ એક ઉજડ ખેતી વનાનું ગામડું છે, ત્યાંના લોકો પોતાનું ગુજરાન ઘણું ખરૂં લડાઈપર ચલાવે છે. તેઓનો ઘણો ખરો વખત કોકેસ્યન યાને પાહાડી ઘોડેસ્વારો સાથ લડવામાં જાય છે. એઓમાંનાં કેટલાકો મેહેમાનદારીમાં ઘણાં પાછળ છે. શરકેસ્યનો પાહડોની નીચે નાહનાં ગામડાંઓમાં વશેછે. એઓને રશયન લોકો શરકસીસ કરી કહેછે, એ નામ તુરકીઓએ પાડેલું કહેવાય છે.

તુરકીઓ શરકેસયનોને તેઓની લડાયક ચાલપરથી શરકસી કરનાર તરીકે કહેતા હતા, જેથી રશયનોએ તેઓને એ નામ આપ્યું.

"શરકેસ્યનો પોતાનાં બાળકને ઉમરમાં આવતાંજ પહેલાં ઊંઘ અને ભુખને મારવા શીખવેછે. પછી હથીયાર કેમ વાપડવા તે અને પછી ગમે એવો પણ મસ્તાન ઘોડો હોય તેને કાબુમાં કેમ રાખવો, તે બતાવેછે."

"શરકેસ્યાનું નામ વળી ત્યાં આસેપાસે આવેલા પાહડો સાથે પણ સંબંધ રાખે છે. એની ઉત્તરે 'કુબાન' અને 'તીરેક' એ બે મોટી નદીઓ આવેલી છે અને પુર્વે દાગીસ્તાન, પશ્ચીમે કાલો દરયાવ અને દક્ષીણે ઈમીરીથ, મીંગ્રેલ્યા અને જ્યોરજ્યા આવેલું છે."

"શરકેયનોનો ઈત્ત્લાસ નથી," તેઓની દંતકથાપરથી જણાયછે કે કોઈ બે શાહજાદાઓ (શાહુ અને જીહાન નામે) એ પોતાનાં જોર અને હીંમતથી કોકેસસનાં પાહડી લુંટારૂઓને જીત્યા અને તેઓપર એકસરખી સરદારી નેમી અને તેઓનાં વશંજોને પણ તેની સત્તા આપી."

"શરકેસ્યનોનો ધરમ ભેલસેલ છે, તેઓ બુતપરસ્ત, મોહમેદન અને ક્રીસ્ચીયન ધર્મ પાલેછે. પહેલાં તેઓ જાતે બુત પરસ્તી હતા, પણ પાછળથી તુરકીઓને જોઈ મહોમેદન ધર્મ અખત્યાર કીધો. તેટલાં વળી જીનોઈસે ત્યાં દેવલો બાંધી, તેમાં ક્રાસ, તેમજ વરજીન મેરી અને બીજા સેંટોના પુતલા મુકયાં અને ત્યાં એ ધરમનો ફેલાવો કર્યો. વળી એઓ બુત પરસ્તી હોવાથી જીવ વનાના પુટલાંઓને માને છે. મોટાં જંગલો તેઓનાં મંદીરો કહેવાયછે અને તેમાં એક ઝાડપર ક્રૅાસ લટકાવી ત્યાં ભોગ આપવાની ક્રીયા કરે છે. તેઓમાં જે કોઇ બુઝરગ હોયછે, તે આ ક્રીયામાં આગેવાની લઈ પાદરીની ગરજ સારેછે. તે ઝાડ આગળ ઉભો રહી પેહલાં ક્રીયા

શરૂ કરેછે. ભોગ તરીકે તેઓ મેંઢા કે ઘેટાં અથવા બકરાંને લીયેછે અને વાર તેહવારે બલદનો ભોગ આપેછે. એમ દર આઠ દહાડે તેઓ ભોગ આપેછે અને તે જાનવરનું માસ પકાવી તેઓ ખાયછે, તેનું ચામડું પાદરીને ભાગે આવેછે, જ્યારે તેનું મુડું ભોગ તરીકે સાંજ પડેછે. એઓનાં પેગમબરની માતાનું નામ મીરયમ છે, પણ દંતકથાપરથી તેણી વરજીન મેરી કરતાં તમામ જુદી જણાયછે. વળી મીરયમને મધમાખી માતા અથવા તો મધમાખીનો બચાવ કરનાર કહેછે, તે એમ કે એ મીરીયમનાં વખતમાં એક વાર બહુજ જોશથી તોફાંન થઈ આવ્યું, જ્યારે સધળી મધમાખોનો ધાંણ નીકળી ગયો, આવું જોઈ મીરયમે એક મધમાખને પોતાનાં ઝભાની બોંયમાં સાતી બચાવી લીધી અને એ પ્રમાણે આજ સુધી મધમાખોનો વંશ વેળો વધવા પામ્યો, નહીતો મધમાખીઓ અને તેઓનું શરબતી મધ તેજ જમાનામાં નાશ પામતે. તે વખતે શરકેસ્યન લોકોએ મધમાખીઓની આવકપર ગુજરાનનો આધાર રાખતા હોવાથી મીરીયમે તેઓને નાશ પામતી અટકાવી હતી એમ પણ કેટલાંકો કહે છે." "શીઓજીરીસ, તેઓનો માહારૂપી નૌકા સાસ્ત્રમાં ઘણો પુર્વણ હતો અને તેની રૈયત તે પવન અને મોજાઓ હતા."

"તે રૂપીને માનવાની નીશાની એક પેરનું ઝાડ છે, જે દરેક શરકેસ્યનોનાં ઘર બહાર હોય છ, તે પેરના ઝાડને તેઓ તેહવારને દહાડે પુંજેછે. શરકેસ્યનોની ચાલચલણ જંગલી હતી, પણ હવે તેઓએ તુરકીઓને પગલે ચાલવા માંડયુંછે. તેઓ હમેશાં પોતાનાં દેશની ઓરતો તરફ બહુ સભયતાભરી ચાલ ચલાવેછે, તે એટલા સુધી કે જો એક શરકેસ્યન ઘોડેસ્વાર પોતાનાં કામસર કેહે જતો હોય અને તેને રસ્તામાં એક બાનુ મલી હોય તો તે તુરત ઘોડાપરથી ઉતરી પડી તે બાનુને દરેક માનથી તે ઘોડાપર સ્વાર થવાની અરજ કરેછે અને જો તે બાનુ ઘોડાપર બેસેછે તો તેણીને જ્યાં સુધી જવું હોયછે ત્યાં સુધી તે પોતે પગે ચાલી તેણીને પોહોંચાડી આવેછે.

શરકેસ્યન ઓરતો કાંઈ મુસલમાન ઓરતોની માફક જનાનામાં રહેતી નથી, તેઓને જેમ ગમે તેમ ફરવાની છુટ છે અને એ છુટ તેઓ ઘણી સારી રીતે વાપરેછે. તેણીઓમાંની કેટલીકોની ખુબસુરતી હદ વનાની અને જગ આશકાર કહેવાયલી છે તેમાં કાંઇજ શક નથી, પણ કાંઈ દરેક ઓરતો તેવી ખુબસુરત હોતી નથી, તેઓ ચંચલ બાહદુર અને ખુશ સ્વભાવની હોયછે, તેઓ હમેશાં બાહદુર ખાવીંદ મેલવવા ચાહેછે.

મેહેરબાનું કાવસજી દાવર.





# બવેરીયાના રાજા લુડવીગ બીજાની જીંદગીની કથા.

(ગયા અંકથી સાંધણ પુરં.)

## પ્રકરણ ૪ થું.



ક છોકરવંદી આકાર રીબાકનાં દરવાજા આગળ રાતના એકાંતપણામાં કાંઇક અવાજની રાહ જોતો ધ્યાનથી ઉભો હતો. બરફ સફેદ હીણુકણુમાં વગર થોભવે પડતો હતો અને તેના ગાંગડાઓએ તે સાંભલનારનાં માથાંની ઉપર એક ચલકતું કુંડાલું બનાવ્યું હતું. પણ સાંભલો! તે ઘાંટોના અવાજો,' એક સુંદર બરફની ગાડી જંગલનાં રસ્તા તરફ ધસતી જાય છે, મસાલની રોશણી બે ચલકતી આંખો ઉપર પડે છે, એક સફેદ હાથ અંધારામાં એક પલ સુધી દીસવી, રાતનાં ઓલાની માફક ગુમ થઇ ગયો છે.

રાજા લુડવીગ પહાડોપરની પોતાની મધરાતની મુસાફરી લે છે. એલીઝાબેઠ તે જુના બારણાંને અઢેલીને ઉભી છે અને એકાંત હવામાંથી આવતા ગાડીના ઘાંટોના અવાજોનાં પ્રતીઉત્તર સાંભલે છે. તેણીનાં વીચારો તેની પછવાડેજ જાય છે. હવે તે રીબાકની બરાબર ઉપરજ હોવો જોઇયે.' પણ સાંભળો!—એક ભયંકાર ધડાકો. એલીઝાબેઠ દીઙમુઢ થઇ ગઇ; દુઃખની એક ભયંકાર ચીચયારી તેના હોઠોમાંથી નીકળી. શું નાળાના દાખલ થવાના રસ્તા ઉપર ખડકનો એક ભાગ બરફનાં બોજાથી ધસી પડી તે રસ્તાને બંધ કરી લીધો હશે? ગાડીને પાછી ફરતી વખતે તે જગા પસાર કરવી પડશે અને તે બીહામણું અસંત ઊંડા પાણીનાં અખાતમાં ગબડી જશે. ભયંકાર વીચાર! એલીઝાબેઠે બીજી એક દુઃખની ચીચયારી પાડી. અને પોતાનાં ખભાંપરની લેશની શાલ કાહડી પોતાનાં માથાંપર નાખી, જે રસ્તે તે ગાડી પાછી ફરવી જોઇયે તે રસ્તા તરફ ધસી ગઈ. રાજા લુડવીગ, તે જગા પર જઇ પુગે તેની અગાઊ તે ભયને માટે તેને ચેતાવવો જોઈયે, નહી તો મોત અચીતજ જાણવું.

આએ વીચાર તેના મગજમાં એકદમ આવ્યો અને તેના પગોને પાંખ આપી; પણ અરે! કેટલો થોડો રસ્તો તેણીએ કાપ્યો છે! તે ભયંકાર કડાકો સાંભળ્યાને જાણે કેટલો લાંબો વખત થયો હોય તેમ તેણીને લાગે છે અને તોપણ છેલ્લે સરવાલે! છેલ્લે સરવાલે! તે નાલાંનાં રસ્તા આગળ તેણી આવી પુગી છે.

એલીઝાબેટે જેવું ધારયું હતું તેવુંજ તેણીએ જોયું; ખડકનો એક કટકો, કે જેનો રસ્તો બન્યો હતો, તે નીચે ખીનમાં ધસી પડયો હતો. જેવો આએ ભયંકાર જોખમ તેણીએ જોયો, કે તેણી ધ્રુજવા લાગી અને ખોદાનો ઉપકાર માન્યો, કે પાહડોનો રસ્તો તેણી બરાબર જાણુતી હોવાથી, ઘણું મોડું થાય તેની અગાઊ, તે જગાપર જઇ પુગવાને તેણી શકતીવાન થઇ હતી. રસ્તાની એક વલાણ આવી ત્યાં સુધી તેણી સંભાળથી ઉપર ચહડી. અહીંયાં એક બીજો રસ્તો નીચે ખીનમાં જવાનો હતો, પણ નીચે ઉતરયાની અગાઊ એક બીજી વલાણ આવતી હતી, કે જ્યાંથી તે ગાડી ધીમેથી જવી જોઇયે અને તેથી તે હાંકનારને તેણીનો ચેતવણીનો અવાજ સાંભળવાનો વખત મલે. એક ઊંડો દમ ખેંચીને એલીઝાબેડ આસપાસ જોવા લાગી. તેણીનો દોસ્ત આએ બરફથી ઘંકાઇ ગયલા એકાંતપણાનાં ભયંકાર દખાદખા વીશે બોલતાં તદનજ ખરો હતો; દરેક ચીજ, ફરના ગંભીર ઝાડો સીવાય બરફના કફનથી ઘંકાઇ ગઇ હતી. 'પાહડોનાં મથાલાં ઉપર ચંદ્ર દેખાવા લાગ્યો અને એક સેકંડમાં તે દેખાવ ફેરવઇ ગયો. રૂપેરી તીરોની માફક તેના કીરણો નીચે પડી, ઝલકતો ચલકાત આસપાસ સલગાવવા લાગ્યાં. બેઉ બીચ અને બર્ચના ઝાડો બરફથી ઘંકાઈ ગયાં હતાં અને તેઓની ડાંખલીઓ ચંદણીમાં હજારો ઝવાહેરની માફક ચલકાત આપતી હતી. જ્યાં સુધી આંખો જોઈ શકે, ત્યાં સુધી પાહડોની શીખરોની શીખરો ગંભીર દબદબા સાથે ઉભેલી દેખાતી હતી, જ્યારે તેઓની વચમાં ઘંઘાઇ ગયલા સરોવરનાં મેદાનો ઝલકાત આપતાં હતાં.'

-કોઇનેબી ગંભીર બનાવે તેવો આએ દેખાવ હતો. એલીઝાબેડ આંસુ ભરેલી આંખો સાથે તેની તરફ ટીકવા લાગી અને ત્યાર પછી એમથી તેમ ફરવાનું શરૂ કીધું. કેવો ઠંડો પવન ફુકતો હતો! તેણીને ફકત હમણુંજ તેમ લાગતું હતું. દુઃખથી ધ્રુજીને તેણીએ પોતાની શોલ પોતાની આસપાસ વધારે ખેંચી. અફસોસ! તે એક ઘણો ગરીબ બચાવ હતો. મીનીટોની મીનીટો પસાર થવા લાગી; તે છોકરી બરફ જેવી થંડી થઇ ગઇ હતી અને તેણીનાં સાંધાઓ સુન મારી ગયા હતા. જો ફકત થોડી મીનીટબી તેણી તે ફરના ઝાડને અઢેલીને ઉભી રહે. નહી, તેણીએ ચોકી કરવીજ જોઇયે, કારણ તેની ઉપરજ તેની જીંદગી, તેની સલામતીનો આધાર છે. પુશકલ સુસ્તી તેણીને લાગતી હતી અને થોભયા વગર અહીંથી તહીં ફરવાની તેણીની સઘળી કોશેશો છતાંબી તેણી વધારે અને વધારે થંડી થવા લાગી. મીનીટો કલાકોનાં જેટલી લાંબી તેણીને લાગતી હતી. એલીઝાબેડ પોતાનાં હાથો જોડી, ખોદા પાસે તેના અને પોતાના જીવની સલામતી માટેની દુવાઓ માંગતી હતી. જો તેણી થંડીથી મરણ પામે તો આએ ધાસ્તી માટે તેને કોણ ચેતાવશે! આકાસમાંથી એક ખરતો તારો સરોવરમાં આવીને પડયો, તે શું તેણીની જીંદગીનાં જવાબની નીશાંની હતી? સાંભળો! દુરથી આવતો એક ધીમો અવાજ, નવો જીવ એલીઝાબેડનાં દીલમાં પેદા થયો હોય તેમ લાગ્યું. વધારે અને વધારે નજદીક ઘોડાના અવાજો આવતા હતા. ખોદાની મેહરબાનીની માટે તેનો ઉપકાર માનો!—તે તે રાજાની ગાડી છે. પોતાની બાકીની સઘળી શકતી એકઠી કરી, તે છોકરીએ બુમ પાડી, "ઉભા રહેવો!" તે ગાડી ઉભી રહી. થોડા બોલોમાં શું બન્યું હતું તે તેણીએ સમજાવ્યું અને ત્યારપછી બરફમાં બેસુધ થઇ પડી.

રાજા લુડવીગ ઘભરાટમાં શું બન્યું છે, તે બરાબર સમજ્યા વગર ગાડીમાંથી કુદી પડયો અને તે બેસુધ થઈ ગયલી છોકરીને પોતાનાં ફરના દગલામાં વીંટાલી. ઘણી ઝડપથી તેઓ જંગલનો રસ્તો કાપી રીઆકનો રસ્તો લેતા હતા, જ્યારે મસાલની રોશણીમાં તેણીનો સફેદ ચેહરો વધારે અને વધારે ફીકો પડતો જણાતો હતો.

બીજી સહવારે એલીઝાબેડ વધતી જતી તાપમાં બેહોશ પડી હતી. તેણીનો નબલો બાંધો આએ અકાગ મેહનતને માટે બનાવ્યો ન હતો; તેણીનું નબલું શરીર તાપમાં બલતું હતું, કે જે તેણીની જુવાન જીંદગીનો નાજુક દોરો ચોરી લેવાની ધમકી આપતું હતું. બે આખાં અઠવાડયાં સુધી તેણી જીંદગી અને મોતની વચ્ચે પડી હતી અને ત્યાર પછી અજબ જાતનો સારો ફેરફાર તેણીમાં જણાયો; તેણીનામાં ઝડપથી સારો ફેરફાર થતો હતો અને ઉઠવાને તેણી ઘણી આતુરતા બતાવતી હતી, જોકે ડાકટર પોતાનું માથું ધુણાવતો હતો, તોબી છેલ્લે સરવાલે તેને હા પાડી હતી.

એલીઝાબેડ ફરીથી એક વખત પોતાનાં નાહના ઓરડામાં બેઠી છે, કે જેને લુડવીગે એક સંપુર્ણ માંડવમાં ફેરવી નાખ્યો છે, ફુલો, ફુલો દરેક જગાએ, દરેક રંગ અને શેડના, પોતાની મધુરતા દરેક ખુનામાં પોંહરતા હતા—ફકત ખુશબોદાર "સ્ટેફાનોટીસ" જ ત્યાં નહી હતાં.

લુડવીગે પોતાનાં બચાવનારનો કેવી રીતે ઉપકાર માન્યો તે કોઇબી જાણતું નથી, કારણ તેણીની નજદીકમાં તેણીનાં પતલાં સફેદ આંગલાઓ પકડી તે ત્યાં ગુંઠણુમંડીએ એપખો પડયો હતો.

એલીઝાબેડ અગાઊ કરતાંબી હમણાં વધારે ખુબસુરત લાગતી હતી. તેણી એક બારીની નજદીક બેઠી હતી, જ્યારે શીયાલાનો સુરજ પોતાના સઘળા ચળકાત સાથ તેના માથાં પર ચળકાત આપતો હતો. રાજા લુડવીગ દર રોજ રીઆકની મુલાકાત લેતો હતો. થોડાઓ, જેઓ તેની મુલાકાતો વીશે જાણતા હતા, તેઓ ધારતા હતા કે તેણીની ખબર અંતર રાખવા તેને ખુદરતી જીગ્નાશા થવી જોઇયે. મોનીકાએ શું બી ધારયું હોય, પણ તેણી કાંઇબી બોલતી નથી.

નાતાલના દીવસો વધારે અને વધારે નજદીક આવતા હતા. જમીન બરફથી તદન ઘંકાઇ જઇ, કીમતી ઝવાહેરની માફક ચળકાત આપતી હતી. "ક્રીસ્ટમસ ઇવ" રીઆકમાં એકાંત તોબી ખુશીથી પસાર થઇ હતી. સાંજના બે ત્રણ ગરીબ છોકરાંઓ બારણાં આગળ ઉભા રહી ગીત ગાતાં હતાં. તેઓએ પો-

તાના હાથો ગરમ રાખવાને માટે પોતાનાં ગજવાંઓમાં ખોસીયા હતા, જ્યારે પોતાના પગો ગરમ રાખવાને માટે તેઓ જમીન સાથ અફાળયા કરતા હતા. તેઓ કેવી રીતે "ભરવાડ પોતાના ટોળાંની ચોકી કરે છે" તેનું ગીત મધુર અને સાફ સાદે ગાતાં હતાં.

એલીઝાબેેઠનાં મોઢાંપર આએ સાંભળીને સેહજ હસતું પ્રકાશી નીકળ્યું હતું. "ક્રીસ્ટમસ ત્રી" તે ઓરડામાં ભપકા ભરેલી રીતે સળગાવેલું હતું. તેની-ડાંખળીઓની નીચે સુંદર આલ્પાઇન ગોલ્રાબો અને ઘેરા બલ્રુ રંગના જીનેશયન ફુલોનો ઝુમખો પડેલો હતો.

મોનીકા પોતાની બેહનને ઇંતેજારીથી તપાસતી હતી, જેણીએ ઘોંસતાં તદન થાકી જઈ પોતાનું માથું ખુરસીપર નાખી દીધું હતું. તેણીએ પોતાની ફીકર રાજા આગળ કહેવાની વારેઘડીએ કોશેશ કીધી હતી, પણ તે સાંભળતો હતો નહી, જાણે કોઇબી ધાસ્તી તેણીની નજદીક હોય એમ બનવુંજ તદનજ અશકય હોય તેમ તે ધારતો હતો. તેણીએ ડાકટર સાથ ખાનગી મસલહત કીધી હતી, જેને તેણીને કહ્યું હતું કે, પેહલેથીજ એલીઝાબેઠની સારી થવાની આશા તેને નહી હતી; પણ તેણીનાંમાં થયલાં એકાએક સારા ફેરફારે તેના મતમાં તેને જરા હચુપચુ બનાવ્યો હતો.

"બીજી ક્રીસ્ટમસ ઇવે", તે માંદી છોકરી એકાએક બોલી, "હું આએ ચળકતા તારાઓમાંથી નીચે તમારી તરફ જોવશ અને—"

લુડવીગ, જે "ક્રીસ્ટમસ ત્રી" આગળ બેસી એલીઝાબેઠનાં ચેહરાની અજબ ખુબસુરતી તરફ ટીકતો હતો, તે જાણે કોઇએ તેને મારયો હોય તેમ કુદકો મારીને ઉભો થયો.

"તું શું બોલી? આવા ધાટકી શબ્દો બોલવાની તું કેમ હીમત કરી શકી?" એલીઝાબેઠે પોતાનો હાથ તેના હાથમાં મુકયો, જાણે ચુપકીદી તેની માંગતી હોય, અને તેને પોતાની બાજુએ આવવા કહ્યું.

"તું શાંને વાસ્તે પોતાને ઠગેછે, મારા દોસ્ત? મને લાગેછે કે મારા દાહડા હવે ગણાઈ ચુકા છે. અને મારી માંદગીની શરૂઆતમાંજ હું ચોકસ રીતે તે સમજી ગઈ હતી, તેથીજ આજે બીછાણાપરથી ઉઠવાને મે માગી લીધુ હતું—જેથી છેલા થોડા કલાકો હું ખુશીમાં પસાર કરૂં.

"મારા ખોદા! તે શું ખરૂં છે?" લુડવીગ નીરાશીથી તેણીની તરફ ટીકવા લાગ્યો અને જાણે પરદો તેની આંખો પરથી ખીસી ગયો હોય તેમ તેને જોયું, કે તેણી ખરેખર કેટલી નબલી અને ફીકી દેખાતી હતી, કેટલી મુશ્કેલીથી તેણી દમ લેતી હતી અને કેટલી ઝડપથી તેનાં મોઢાં પર ફેરફાર થતો હતો. તે ધ્રુજવા લાગ્યો. શું એ બનવા જેવું છે કે તે તેણીને ખોહી દેશે? શું તે માથો બનાવ એટલો નજદીક આવ્યો છે? લાચારીથી તેને મોનીકા તરફ જોયું; પણ તેણીએ પોતાની આંખો પોતાનાં હાથોથી ઢાંકી નાખી હતી, કારણ સચાઈની ખબર તો તેણીને લાંબો વખત થયા પડી હતી.

એલીઝાબેઠ તદન શાંત હતી. "સાંભળો," તેણી નબલા અવાજે બોલી," અને હું તમુંને એક વાત કહું."

"ઘણાં વરસની વાત ઉપર એક બદસુરત શાહજાદી રેહતી હતી. તેણી સુખ માંગતી હતી, પણ તે તેને કેહેથી મલતું નહીં હતું. તેની સોધમાં તેણીએ આખી દુનયામાં મુસાફરી કીધી હતી. કેટલીક વખતે તેણી ધારતી હતી કે તેની સુનેરી પાંખો જરા જરા તેણીને દેખાતી હતી, પણ હમેશાં તેણી ભુલ કરતી હતી. એક દીવસે, એક ઉંડાં જંગલમાં મુસાફરી કરતાં, તેણીને એક ડાકણ મલી. "તું કયાં જાયછે?" તે ડાકણે પુછયું. 'હું સુખની શોધમાં ફરૂંછું,' તે શાહજાદીએ જવાબ આપ્યો; એવું સુખ નહી કે જે ઘણા માણસોનાં નસીબમાં હોયછે, પણ ઘણું, કાયમ અને માપી નહી શકાય 'તેવું સુખ મને જોઈયે છે.' તે બુઢી ડાકણ હસી પડી. 'તેની શું કીંમત આપવાને તું રાજી છે?' 'મારી પાસે જેબી કાંઈ છે તે.' 'ઠીક, તારી ઇચ્છા પાર પડશે.' તે ઉપરથી તેણીએ તે શાહજાદીને પીવાની એક દવા આપી, જેથી તેણી ભર ઉંઘમાં પડી. જ્યારે તેણી જાગરૂત થઈ, ત્યારે તેણીએ પોતાને નદી કીનારેનાં એક એકાંત ઝુંપડામાં જોઇ. તેણીએ જાડાં કપડાંનો પોશાક પેહર્યો હતો, પણ તેણીનું દીલ ખુશ હતું, અને તેણી આખો દીવસ કામ કરતી અને ગાતી હતી. એક સાંજે, જ્યારે તેણી નદીમાં પાણી ભરવા ગઇ, ત્યારે તેણીએ જોયું કે તેણી જુવાન અને ખુબસુરત બની હતી. એકાએક તેણીએ એક રણશીંગડાંનો અને ઘોડાઓનાં પગલાંઓનો અવાજ સાંભળ્યો. ફરીને જોતાં, તેણીએ અમીર, ઉમરાવોની એક ટોલી જોઈ, જેઓની વચમાં સોનેરી બકતર પેહરેલો એક શાહજાદો હતો. જેવો તે શાહજાદાએ તેણીને જોઈ કે, તે પોતાનાં ઘોડાપરથી કુદી પડયો, તેણીનો હાથ લીધો અને તેણીને પોતાની રાજધાણીમાં લઇ ગયો.

"છેલે સરવાલે તેણીને સુખ મલ્યું અને તે એટલું તો ઉંડું અને નહીં માપી શકાય તેવું હતું કે તેણી પોતાનાં આટલાં બધાં સુખ માટે ખુશાલીથી ધ્રુજતી હતી. છ મહીનાં ગયા પછી તેણીને લાગ્યું કે હવે તેણી મરી જશે. તેણીએ પેલી બુઢી ડાકણને બોલાવા મોકલી, જેણીએ કહ્યું કે 'હું તુંને બચાવી શકતી નથી—તુને મરી જવુંજ જોઇયે, આખી જીંદગી સુધી જેટલું સુખ એક માણસને પુરતું થાય અને જે ઘણું કરીને નાલા ભાગમાં વહેંચી આપવામાં આવેછે, તે મેં થોડા વખતને માટે તુંને આપ્યું હતું. હવે બાકી કશું રહ્યું નથી-તુંને તે કીંમત આપવીજ જોઇશે!' 'હું ખુશીથી તે આપુંછું,' તેણી બોલી મારૂ નહી બોલાઇ શકાય તેટલું સુખ મારી જીંદગીનાં ભોગે કાંઇ ઘણું ઓછું ખરીદાયું નથી. અને ત્યાર પછી તેણી મરી ગઈ."

તે છોકરી વધતી જતી નબલાઇ સાથે આટલું બોલી; તેણીનાં-છેલા શબ્દો મુશ્કેલીથી સંભલાઈ શકાયા; મોહતના જેવો ફીકાસ તેણીના મોઢાં પર ફરી વલ્યો, તેણીનો દેખાવ રફતે રફતે બદલાવા લાગ્યો. મોતનાં ફરેસ્તાની પાંખો તે એકાંત ઓરડામાં ફડફડતી હતી.

એક લાંબી ચુપકીદી પથરાઇ, કે જે લુડવીગે એકાએક ભાંગી. એલીઝાબેઠની બાજુએ પડી તેને તેણીને પોતાનાં બેઉ હાથોમાં લઈ કાટી કાધી. જુસ્સામાં તેને પોતાનો ઉંડો પ્યાર જાહેર કીધો, તેણીને તે કેટલી ચાહતો હતો, કેટલી ઉંડી અસર તેણી તેનાપર કરતી હતી, એક ભલા ફરેસ્તાની માફક ખરાબ રસ્તામાંથી તેને રોશનીવાળો રસ્તો તેણી કેવી રીતે દેખાડતી હતી, એ સઘલું તેને તેણી આગળ કહ્યું. "તું મને ચાહેછે, એલીઝાબેઠ? ફકત એકજ વખત મને એમ કહે, કે એ વીચારથી મારી લાંબી એકાંત અને એકલી જીંદગીને સહેજબી દીલાશો આપું."

"મારાં દીલનાં ઉંડાણમાંથી, લુડવીગ," તે માંદી છોકરી બોલી, "તેં મને ઘણું ઉંડુ, નહી માપી શકાય તેવું સુખ આપ્યું છે. પણ એકલી જીંદગી વીશે તું મારી આગળ ના બોલ; મને વચન આપ, કે તું એક એવી સ્રી શોધશે અને મેલવશે, કે જેણી તારી સુખ દુઃખની ભાગયણુ થઇ શકે, તારી વફાદાર ધણયાંણી અને બવેરયાની એક ખરી માત બને."

લુડવીગે પોતાનું માથું નમાવ્યું અને એલીઝાબેઠે પોતાનો હાપ તેંના માથાપર મુકી તેને આશીરવાદ દીધા, "છેલી સલામ!" તેણી ધીમેથી બોલી, "મોત જેઓને જુદાં પાડેછે તેઓને મોત પાછાં એકઠાં કરેછે." ત્યાર પછી તેણીએ તકયા પર પોતાનું માથુ નાખી દીધું. મોનીકાએ નહી ખમી શકાયાથી પોતાનાં હાથો અફાડયા; મોતની ચુપકીદી તે ઓરડામાં રાજ કરતી હતી.

બતીના ઝંપાવા સાથે એલીઝાબેઠની જીંદગી નાશ પામી હતી, મોતનો ફરેસ્તો તેણીનો પવીત્ર આત્મા ખોદા સાથ હમેશની ક્રીસ્ટમસ-તાઇડ ગુજારવા બેહસ્તમાં ઉપર લઇ ગયો હતો.

## પ્રકરણ પાંચમું.

વરસો પસાર થઇ ગયાં છે; જીંદગીનું જાલું વીટલાય છે અને પાછું છુટુંબી થાય છે. માણસો "તે વગર શોધી કાહડેલા દેશમાં, કે જયાંથી કોઇબી મુસાફર પાછો ફરતો નથી," ત્યાં ઉપર જાયછે.

મોનીકા વોન રીબેક મરણ પામી છે. બવેરયાનો રાજા ફરીથી તેને કોઇબી દીવસ મોહડે મોહડું મલ્યો હતો નહી—તેણી તેને ગુજરેલી બાબદની ઘણી દુઃખ ભરેલી યાદ આપતી હતી. તેણી તેની ફેરફાર થતી વર્તણુકની ઘણી કાલજીથી તપાશ રાખતી હતી અને તેણી જોઇ શકતી હતી કે એલીઝાબેઠનાં મોતે તેનાં દીલમાં ઘણી ભયંકાર ખાલી જગા મુકી હતી; તે જાણે તેનો ભલો ફરેસ્તો તેનેથી છુટો પડયો હોય એમ હતું.

સેંટ જોનનાં તેહવારો ફરીથી આવ્યા છે અને સેંટ મેનગલની ઊંચાઇયેથી ધુમાડો નીકલતો જણાય છે. H—નો કીલ્લો વેરાન અને ઉજડ થઇ ગયો છે, તેના મીનારાની ઉપર મોતનો કાલો વાવટો ઉડેછે, જે પોતાનાં પ્યારા દેશની આસપાસ ટીકવાનેબી મગરૂર હતો, તે ભયંકાર મોત પછી આએ જગે આરામ લેછે.

એકાંતપણું જે તે ઘણું શોધતો હતો, તેને પોતાનાં અમર હાથોમાં લે છે સરવાલે તેને લીધો છે. એકાંત મીનારાઓ! બે શાહજાદાઓ, જુવાનીનાં પુખત બાહરમાં તારો આસરો છોડીને ગયા અને તેઓમાંનો એકબી પાછો ફરયો નથી, રાતનો પવન કીલાની દેવાલો આસપાસ વીલાપ કરેછે; ઘાટો શોકનાંદ અવાજ કરેછે;" અને ત્યાર પછી બધું શાંત છે. "સ્વોનસી"ના મોજાઓ ઉપર ગુમ થતા અવાજો તરેછે, તે હીલ્ટ-બોલ્ટ, બાદશાહી કવીની સારંગીમાંથી નીકલેછે. સાંભલો! તે ગુજરી ગયલા રાજાની યાદમાં શોકનાંદ ગીત ગાયેછે—

"The leaves of the forest still rustle in murmuring music;
The linnet has hushed the last trill of his carol so blithe;
Through twilight so dusky and dolesome the peel of the passing bell
Tells of the death of King Conrad the Younger.
Sad are the hearts in fair Germany's wide stretching border;
Many the tears that are shed for the brave spirit gone;
The sunlight and music have passed from the palace resplendent
With the death of King Ludwig the Younger."

દીનબાઇ.

## તંદરોસ્તી.

તનદરોસ્તીની ખુશાલ ચપલ શકતી વીના કાંઇબી ખુશાલી આપણાં જીગરમાં ઉછલતી નથી, કે કોઇ કવી પદયમાં પોતાની ખુશાલી વરણવી શકતો નથી, કે હેલીકનની કુમારીકાઓ આનંદી રહી શકતી નથી. એમ છે કે જે તવંગરોને કણધારે છે, કે જેની ખુદ ગરીબાઇની સરવેથી મોટી વીપતી છે.

Armstrong.



દરોસ્તીની સંભાળ ખરૂં સુખ મેળવવા માટે અવશયની છે. "ખુદા હમોને તંદરોસ્તી બક્ષો", એ સઘળાંની દુવા છે, પણ કેટલાં થોડાં આ આશીરવાદનો બંચાવ કરવાને પ્રયત્ન કરે છે. એવાં લોકોને આરોગ્યતાના કાયદાઓ કંટાળા ભરેલા થઈ પડે છે; જુની ખોટી ટેવોને પોતાનાં મન ઉપર કાબુ રાખી દુર કરવાનું તેમને પસંદ નથી; પણ જ્યારે ખુદરત નબળાં બાંધાવાલા માનવીઓમાં બુરાં પરીણામ નીપજાવે છે, ત્યારેજ તેઓ સમજે છે, કે તેમની આલસાઈ અને મુર્ખાઈથી ઉપજેલાં બુરાં પરીણામો ઘટતી સંભાળે દુર કર્યાં હતે. અનુભવ આપણને બતાવે છે, કે આરોગ્યતાનાં નીયમો પ્રમાણે ચાલવું અવશયનું છે.

ખરેખરો સુખી તેજ છે, કે જે બીજાઓનાં દાખલા ઉપરથી સાવચેત રહેવા શીખે છે. "ગેલન" જે એકસો ચાલીસ વર્ષ જીવ્યો હતો, તે પોતાની "તંદરોસ્તી" માં પોતાનાં વાંચનારાઓને શીખામણ દે છે, કે "હું સઘળાં, જેઓ આ વીષય વાંચે, તેમને અરજ કરૂં છું, કે તેઓ હદ બાહરનાં ખોરાક અને આલસાઈ વડી પોતાને જંગલી પ્રાંણીઓની હલકી સ્થીતીમાં લાવી મેલે નહી. તેઓ શરીર સંબંધી વીદ્યા જાણે કે ન જાણે, તોબી દરેક જણે આ તો તપાસવું જોઈયે, કે તેમને શું હાંણીકારક છે. તંદરોસ્તીમાં વધારો કરે, એવી ચીજોનો ઉપયોગ કરવો અને અનુભવ જે ચીજોને નુકશાન-

કારક ટેવે, તેમનાથી દુર રહેવું. ખાત્રી રાખજો, કે આ કાયદા પ્રમાણે વર્તવાથી તંદરોસ્તીનો સારો હીસ્સો તેઓ ધરાવશે અને દવા તથા ડાકટરોની કવચીતજ ગરજ પડશે."

એક અસલી વીદ્વાનની સલાહ યાદ રાખવા જોગ છેઃ—

"નીયમતપણાંથી તમારૂં માથું થંડુ રાખો, કસરતથી તમારા પગ ગરમ રાખો, સકારે ઉઠો અને સકારે બીછાંણે જાઓ અને જો તમે દોંગા થવા માગતાં હોવો તો તમારી આંખ ઉઘાડી મોંહ બંધ રાખો."

"કારદીનલ દી સેલીસ" જે ૧૭૮૫ માં પોતાનાં એકસો દસ વર્ષ પુરાં કરી મરણ પામ્યો હતો, તેને જ્યારે પુછવામાં આવતું, કે કયા નીયમથી તે પોતાની તનદરોસ્તી જાળવી શકતો હતો, ત્યારે હમેશાં જવાબ વાળતો કે, "જ્યારે હું જવાન હતો, ત્યારે જઇફીનાં જેટલી સંભાળ લેવાથી મારી ઘરડી વયમાં હું પોતાને જવાન જોઉં છું."

ડાક્ટર જોનસન કહે છે, કે "જુવાનીની મુર્ખાઈથી પાછલી જીંદગીમાં પશ્ચાતાપ અને સંતાપ આપણુને વેઠવો પડે છે; તંદરોસ્તીની બેદરકારી કરતાં એવી બીજી કાંઈ ખામી નથી, કે જે સામે વધુ ચેતવણી આપવી, એ વધુ ગુણકારી હોય. જ્યારે જુવાનીનું લોહી આપણી નશોમાં વહે છે; જ્યારે જુવાનીનો ઝરો પોતાના પાણી જોશબંધ કાપે છે, ત્યારે આપણાં ધ્યાનમાં આવવું મુશકેલ પડે છે, કે દરેક કલાક આપણી શકતીઓને આસ્તે આસ્તે નબલી બનાવે છે, કે વખતનાં પંજામાં સપડાયાથી આપણી સઘળી ચાલાકી પોતાનું બલ ઓછું કરે છે, કે કમ દૈવતને લીધે આપણી શકતીઓ લઠડતી જાય છે."

જીંદગીની મજાહ ભોગવવા તેમજ સઘળી ફરજો બજાવવા માટે તંદરોસ્તીની એટલી તો જરૂરયાત છે, કે જે ફક્ત થોડાં વર્ષની મજાહ માટે દુઃખ અને નબલાઈ પોતા ઉપર લાવી મુકે છે; તેને ફક્ત પોતાનાં ખરાં સુખનો નાશ કરવા માટેજ નહી, પણ ખુદરતે સોંપેલી ફરજો બજાવવા નાલાયક બનવા માટે પણ ઠપકો આપવો તદન વાજબી છે. જે તેના પ્રત્યક્ષ કાયદાઓનો ભંગ કરે છે, તે પોતે પોતાનું ખુન કરવા જેટલો ગુનેહગાર થાય છે.

તેજ વખતે હમે કહેવું જોઈયે કે તંદરોસ્તી ઉપર, હદ બહારનું ધ્યાન આપવું, કે આપણી શરીરની સ્થીતી માટે અત્યંત કાલજી રાખવી, એ ડહાપણ ભરેલું નથી. એડીસન એક જુવાન ગ્રહસ્થનો દાખલો આપતાં કહે છે, કે તેની કોમલ માતાએ પોતાનાં વાહલા બેટાની તંદરોસ્તી ઉપર એટલું તો ધ્યાન આપ્યું હતું, કે બીજી કોઈબી ચીજ માટે તેણીએ તેને ઉપયોગી કર્યો ન હતો. તેણીએ ઝડપથી શોધી કાહડયું કે, વાંચણ તેની આંખોને ખરાબ કરતું હતું અને લખવાથી તેનું માથું દુઃખતું હતું. એવાં એવાં સાધણોથી તેણે તંદરોસ્તીનાં મોટા જહા સીવાય બીજું કશું મેળવ્યું ન હતું અને જો એક માણસની ફરજ ફક્ત તંદરોસ્તજ રહેવાની હોય, તો ખરેખર તે જુવાન ગ્રહસ્થનાં જેવો કોઈબી પોતાની સઘળી ફરજો બજાવનાર શખ્સ તે મુલકમાં મળે નહી.

એમ તો ઘણીક વેળા બને છે, કે ખુદરતી સારી તંદરોસ્તી ધરાવનાર પુરૂષો કોઈક વેળા આવી પડતી સીકનેસ વેલા પોતાનો ડાંક્ટર પોતેજ થાય છે અને હાંણીકારક ઉપાયોથી હમેશાની પીડા પોતા ઉપર લાવી મેલે છે.

'એલેકઝાંન્ડર છરોન' એક પ્રખ્યાત કાર્દીનલ જે ૧૫૪૨ માં મરણ પામ્યો હતો, તેણે પોતાની તંદરોસ્તી હદ બાહરની સંભાલ લીધાથી બગાડી નાખી હતી, તેણે જો વગર જરૂરની દવાઓએ પોતના આંતરડાં દોહવાડી નાંખ્યા ન હતે, તો તે સારી જઇફીએ પુગતે. હજારો ખરેખરાં ગ્નાન અને પુરતી સાવચેતી વિનાં નાશ પાંમે છે. "ઘણી ચીજો," એક જુનો લખનાર કહે છે કે, આપણાં વાંચવામાં આવે છે, જેને સૌથી ઉત્તમ દવાઓ ગણીએ છીયે, પણ જેઓ તેનો ઉપયોગ કરે છે, તેઓ વારંવાર પોતાને ઠગાયલા જોય છે. કહો કે ગોયા દવાઈને બદલે તેઓ ઝેરને ઉપયોગમાં લેછે.

'હુફ્લેન્ડ' "પોતાની તંદરોસ્તી જાલવવાનાં ઉપાયો"વાલાં પ્રખ્યાત લખાંણમાં એક લાંબી ઉમર સુધી જીવી શકે એવાં માણસનું વર્ણન નીચે પ્રમાણે આપે છે.

"તેનો બાંધો એક સરખાં પ્રમાણનો, અને ઘણી ઉંચાઇ નહીં, પણ મધ્યમ સાઈઝ ધરાવનારો હોય છે, તેનો ચેહરો ઘણો સુરખીદાર હોતો નથી. જુવાનીમાં ઘણો રતાશ લાંબી જીંદગીની કદાયજ નીશાંની કેહવાઈ શકાય, તેનાં બાલ કાલા કરતાં ખુલા રંગ ઉપર વધારે જાય છે. તેની ચાંમડી ખડબચડી હોતી નથી અને હાથો લાંબા હોતા નથી. તેનું પેટ આગળ નીકલી આવેલું હોતું નથી અને તેનાં પગ લાંબા કરતાં જાડા વધુ હોય છે; તે લાંબો વખત સુધી દમ ઉપરરાખી શકવાની તાકાત ધરાવે છે. તેની નાદી ધીમી અને નિયમીત હોય છે.

તેની ભુખ અને પાંચણ શકતી, સરસ હોય છે. ઘટતી હદની ખુશાલી તેને જરૂરની છે. કારણ કે એ તેની ભુખને વધારે છે અને મગજને તંદરોસ્ત રાખે છે. ખાંનાનો વખત તેને મનથી એક જાતની ખુશાલી છે. તે ધીમેથી ખાય છે અને તેને ઘણી તરસ હોતી નથી. કદીબી સંતોષ ન પાંમે એવી તરસ તંદરોસ્તીમાં બીગાડો થવાની ખુલી નીશાંન છે.

ઘણું કરીને તે શાંત, બોલકણો અને ચપલ હોય છે. આવતી કાલ માટેનાં બીન જરૂર વિચારો તે પોતાનાં મનમાંથી હમેશાં દુર કરે છે."

આપણને કેહવામાં આવે છે, કે અસલનાં વખતમાં માણસો ઘણી લાંબી ઉમર સુધી જીવી શકતાં હતાં, પણ હાલનાં વખતમાં ઘણાંજે થોડાં ખુદરતે નેમી આપેલી ઉમર સુધી જીવે છે.

સઘળું જે આ બાબદ ઉપર લખાયું છે, તે ઉપરથી આપણે કહી શકયે કે તેઓજ ખરેખરા તંદરોસ્ત છે, જેઓ ખુદરતને પોતાનો રસોઈયો કરે છે. સુર્ય અને તાજી હવાને પોતાંના દાક્તર કરે છે અને જેઓ નિયમીતપણું તથા કસરત સિવાય બીજી કોઈ દવા જાણતા નથી. આ પ્રમાણે તંદરોસ્તીને ખરેખર ગરીબોની દોલત અને તવંગરનાં આશીરવાદ બનાવે છે.

RUBY.



# ટીપુ સુલતાન.

## પ્રકરણ ૩૧ મું.




મોટું લશકર ચાનની રોશણીની મદદથી આસ્તેથી પણ મક્કમ પગલે આગળ વધ્યું. સુલતાને પોતાના લશકરનું ઉપરીપણું લીધું હતું અને કોઈ વેલાએ તે ઘોડાપર બેસી તો કોઇ વેલા પગે ચાલી તરેહવાર બોલોથી પોતાનાં લશકરને ઉસકેરતો હતો. તેઓની કુચ્ચ નજદીક આખી રાત વેર ચાલુ રહી, જેની વચમાં તેઓને ઘણા જંગલો પસાર કરવાં પડયાં હતાં. વારંવાર સુલતાન તરફ ફરી તેન પુછતો કે તેઓ રસ્તો ચુકી તો નથી ગયા અને આ તેઓની ચડાઈ ફોકટમાં તો નહી જાએ. પણ આપણો જવાન જમાદારને રસ્તાની પુરતી માહીતગારી હતી. વળી તેઓ સાથે આવેલા ભોમ્યાઓએ પણ સુલતાનની તે વીષે ખાત્રી કરી અને સહવારની ઝાંખી રોશણીમાં, જે ખડકપર તેઓ હલ્લો કરવા માગતા હતાં, તે તેઓની નજરે પડયો.

"કાશમઅલી તારી ખાત્રી છે કે તે જગા આજ છે!" સુલતાન જે ખડકને મહાલે જવાનાં રસ્તાને જોવા માટે એમ તેમ ફરી ફોકતમાં કોશેશ કરતો હતો. "તારી ખાત્રી છે? જો તું અમને ખોટે રસ્તે લાયો હશે તો તેનો સ્વાદ થોડા વખતમાં તુને ચાખવો પડશે."

"ઓ સુલતાન તારા ગોલામની ખાત્રી છે, કે તે જગા આજ છે. જરા આપણાં લશકરને થોડો વખત દીયા થોભવા દેવો. હું થોડા માણસને લઇને પેલી બાજુ જોઇ આઉછું. કે ત્યાં દુશમનનાં પગલાં દેખાય છે કે નહી."

"ચાલ હુંબી તારી સાથ આઉછું અને તેની આસપાસનાં ઘણાક સરદારોના કાલાવાલા છતાં સુલતાન કાશમની પુઠે ગયો. રસ્તાંમાં કાંઇપણ ભય સાંમે મલે તેવી બીકથી તેઓ પોતાનાં પગે ચાલતાં લશકરનાં થોડા ભાગને સાથે લઇ ગયા.

પણ તેવું તેઓને કાંઇ પણ રસ્તામાં મલ્યું નહી. ખડકને મથાલે જવાનો રસ્તો ઝાડીઓથી ઘંકાઈ ગયો હતો અને ત્યાં કાંઈ પણ બચાવની નીશાની જોવામાં આવતી ન હતી. સુલતાંનનાં ધરખતલાના કેટલાક ગોલામો તથા હાથમાં તલવાર સાથ કાશમ આસ્તેથી પણ ઘણીજ સંભાલથી આગળ વધતા હતા. ત્યાં સઘલું ચુપકીડી ભરેલું હતું સીવાય કે, થોડે થોડે વખતે જંગલી પક્ષી અથવા તો ઘોરોની ચીચયારી અથવા તો બુમ સંભલાતી હતી.

અંતે તેઓ કાંઈ પણ ખલલ વગર ખડકને મહાલે જઇ પોંહતા; ત્યાં જવા પછી કાસમે પોતાનાં ઉપર સહી સલામત પોંહચવા વીષે સુલતાન (કે જેને કાસમ સાથ છેક ઉપર વેર આવવાની હીમત કરી ન હતી) ઉપર કેહવાડયું અને પછી ખડકને નાકે ઉભો રહી નીચેનો દેખાવ જોયો. નીચેની તેકડી દવથી ઘંકાઈ ગએલી હોવાને લીધે ન્હાના સરોવર જેવી લાગતી હતી. જ્યારે ત્યાં ઉભેલા બીજા બે ત્રણ ખડકો સફેદ ટાપું જેવા દીસ્તા હતા. બીજી બાજુ ફરીને જોતાં તેને લોકોનાં ટોલાં માલમ પડયાં, જેમાંનાં કેટલાક લોક હાથી તો કોઇ વળી ઘોડાપર દમામથી સ્વારી કરતા હતા. અને આ દેખાવ જોઇ ખરેજ તે જવાન સીપાહનું લોહી ઉકલી આવ્યું હતુ. કારણ કે તેનાં સુલતાંનનાં લશકરનો મોટો ભાગ ખીણુ પસોર કરતો હતો અને તેઓને થોડા વખતમાં મથાલે જોવાની આશા રાખતો હતો. તેની ડાબી બાજુએ પેલી દેવાલ કે જેનો કબ્જો લેવાને તેઓ આટલા બધા આતુર હતા તે ઉભી હતી. તેનીપર બે ત્રણ ચોખા બલતા દીવા સીવાય બીજું કોઈ પણ જોવામાં આવતું હતું નહી. પણ ઉપલા દીવાઓ પરથી માલમ પડતું હતું, કે દુસમેનોએ ત્યાં ચોકી રાખી હશે.

"પેગમબરનાં કસમ ખાઇ કહુંછું, કાશમઅલી, કે તારો સોધી કાડેલો રસ્તો ખરેખરજ ઘણો સારો છે, સુલતાન કાશમ પાસે આવીને બોલ્યો. "જો કે તે જરા સાંકડો છે તે છતાં આપણું લશકર થોડા વખતમાં ઉપર આવી પોંહચશે. તુંને પેલી દેવાલપર કાંઇ પણ હીલચાલ દેખાય છે કે?

"નહી મારા મેહરબાંન; તેઓ આપણા લશકરને દરવાજા તરફ પડાવ નાખેલો જોઇ છેત્રાયાં છે અને એમ ધારે છે કે તેઓ ઉપર તેજ બાજુથી હલ્લો કરવામાં આવશે."

હા, આવી જાતના પ્રપંચે રમવામાં અમારો બરોબરીઓ કોઈ નથી. હમે પોતેજ આગમચ એક વખત એવી ગત કરી, ખેલી અને તેના કાફરોને ગભરાવી માર્યા હતા અને એજ જાતની હુસ્યારી, જે અલ્લાએ અમને મેહરબાનીની રાહે બક્ષી છે તે અમે બીજી ઘણી વખત વાપડી છે.

પોતાની વખાણ, કે જે કરવામાં સુલતાન કદી પણ કંટાલતો ન હતો, તે કરવાનું તે કોણ જાણે કેટલો વખત વેર ચાલુ રાખતે, તે કહેવું મુશકેલ છે. પણ તેટલા વખતમાં દેવાલની દુરની બાજુએથી બે બંદુકના બાર થવાથી તે અચકી ગયો. એક ગોળી તેઓનાં માથાંપરથી પસાર થઈ ગઇ, જ્યારે બીજી તેઓની થોડે દુર જમીન પર જઇ પડી.

"હા, હા, પેલા લુચ્ચાઓ હજી જાગરત છે," કાસમ બોલ્યો. "મારા મેહરબાન શેઠ હું તમારી પાસથી માગી લઉં છું કે, તમે જરા બાજુથી ઉભા રહો અને તમારી જીંદગીને એટલા બધા ભયમાં ના નાખો. તમારો ગોલામ લશકરને બરાબર જગાએ લઈ જશે અને આ કાફરોને દોજખના ઉંડા ગારમાં મોકલવાને શકતીવાન થશે.

"ઈનશાલ્લા?" સુલતાન પોતાના આસપાસ ઊભેલા અમલદારોની અરજ કબુલ કરી બોલ્યો, "ઈનશાલ્લા? આજની

રાત આગમચ ઘણાક જણાઓ મોહતના જાલમ દેવને મળવા જશે.' જાવો મારા દોસ્તો ફતેહ તમારીજ છે. અલ્લાનું નામ પોકારો અને તમારા દુશમનોનું સત્યાનાશ વાલો. એટલુંજ વીચારજો, કે તમે તમારા ધર્મ માટે લડોછો અને તમારો સુલતાન તમારી બહાદુરીનાં પ્રાક્રમો નજરે નજર જોયછે."

"અલ્લા યાર? દીન? દીન?" એ મુજબના પોકારો સુલતાનની આસપાસ ઉભેલાં લશકરે પાડયા સુલતાનનાં ખીણમાંથી પસાર થતાં તથા નીચે મેદાનમાં પડેલાં લશકરે ઉંચકી લીધા.

લશકરના આ પોકારોના જવાબ દુશમનોએ સામેથી કેટલીક ગોળીઓ ફેંકીને આપ્યો અને એક પળકારામાં સુલતાનનાં લશકરે તેઓમાંના એકને નીચે તમ્મર ખાઈ પડતાં જોયો.

"કાસમઅલ્લી પટેલની પુઠે આવો?" તે બહાદુર જવાન બોલ્યો, કારણ કે તે સર્વેથી પેહેલોજ ઉભો હતો અને તેના સીવાય બીજાઓને રસ્તો પણ માલમ ન હતો. તેને પોતાના એક હાથમાં તલવાર લીધી અને બીજે હાથે ધોલ ધરી, તે નીચાણ તરફ ધસ્યો ગયો, જ્યારે બીજાં સંખ્યાબંધ માણસો તેની પુઠે ગયાં.

રસ્તો ઘણો સાંકડો હતો અને ત્રણથી ચાર માણસો એક વખતે ત્યાંથી ચાલી શકતાં ન હતાં. "આજની જુમબેસ ઘણી ગરમાગરમ થશે." કાસમ સાથ ગયલો એક અમલદાર બોલ્યો. વળી આ જગા કાંઇ લડવા માટે નથી—એક સાંકડી દેવાલ. જેની એક બાજુએ ઉંડી ચર, જ્યારે બીજી બાજુએ ભયાંનક જંગલ અને ત્યાં જવાનો આટલો બધો સાંકડો રસ્તો, અલ્લાનાં નામથી કહું છું, કે મને તો એ દરસ્ત લાગતું નથી."

"તું શું હીંચકારો છે," કાસમ તેની તરફ ધીક્કાર ભરેલી નજર ફેંકીને બોલ્યો; જો તેમજ હોય તો તું પછવાડેજ કાંય નહી જતો. હેફ પડજો તારી માફક બોલનાર ઉપર? શું આપણે સુલતાનનું નીમક નથી ખાતા? પેગમબરનાં નામથી હવે હું બીજાઓને કહું છું કે ચાલો? આપણે હવે પુરતા છીયે. બીજાઓ આપણી પછવાડે આવતાંજ જાય છે અને વળી ખડકનો ઉપલો ભાગ પણ આપણા લશકરથી ભરાઇ ગયો છે. "તું જોશે કે હું હીચકારો નથી." પેલો અમલદાર બહાર ધસી આવીને બોલ્યો, પણ તેટલાં ફરીથી બંદુકનો અવાજ સંભલાયો અને પેલો બીચારો અમલદાર તેનો ભોગ થઇ જમીનપર પડયો.

પણ આ બનાવથી કાસમ અને તેની સાથના બીજા અમલદારો કાંઇ પાછળ હઠયા નહી. હજી તેઓએ "અલ્લા યાર? અલ્લા યાર?" ના પોકારો મારી આગળ વધવાનું ચાલુજ રાખ્યું. વળી તેઓથી પાછું ફરાય તેમ પણ ન હતું, કારણ કે એક બાજુ ઘણોજ ઊંડો ખાડો આવેલો હતો, જ્યારે બીજી બાજુએ ભયાંનક જંગલ હતું અને વળી રસ્તો સાંકરો હોવાથી તથા પછવાડે મોટું લશકર આવતું હોવાથી તેઓથી પછવાડે ફરાય પણ નહી. આથી તેઓએ જે રસ્તો મલે ત્યાંથી દેવાલ તરફજ જવાનું ચાલુ રાખ્યું. તેઓ સામેથી દેવાલનો બચાવ કરનારાઓને હજી જોઇ શકયા ન હતા. તો જો કે કોઇ કોઇ વખતે એકુ બે બંદુકના ધડાકા, થઈ તેઓમાંનાં એક બે જણને મોતને દરવાજે પોહચાડી દેતા હતા. સામે ઝાડીઓથી ભરેલાં જંગલને લીધે સુલતાનનાં દુશમનો દીસતા ન હતા અને જેમ જેમ કાસમ અને તેની પુઠેનું લશકર આગળ વધતું તેમ તેમ તેઓના દુશમનો પાછળ હઠતા હતા, કારણ કે તેઓની સંખ્યા હજી ન્હાની હોવાને લીધે તેઓ સામે થવાની હીમત કરી શકતા ન હતા, પણ આસ્તે આસ્તે તેઓની સંખ્યા વધતી ગઇ અને દીવાલ તરફથી મોટા બરાડાના તથા બંદુકના ધડાકાના સાદધ આવતાજ ગયા. હવે સુલતાનનાં લશકરને આગળ વધતાં દરેક પગલાં માટે જીવપર આવી લડવું પડયું. દહાડોબી ઘણો આગળ વધ્યો હતો અને સુલતાનનાં લશકરનો મોટો ભાગ આખી રાતની કુચ્છથી થાકી ગયો હતો અને હવે ત્યાંજ થોભવું અથવા તો પાછળ હઠવું, એ બેઉ અશકત હતું.

"જો આપણે એમજ આગળ વધશું, તો દેવાલને દરવાજે કદી પણ જઇ પુગવાના નથી." સુલતાન બોલ્યો, "દરવાજો આપણેથી નજદીક ત્રણ કોશ દુર હશે અને હું નહી ધારતો કે આપણેથી ત્યાં જવાઇ શકાય." અને આટલું બોલી તેને પોતાની આસપાસ ઉભેલાંઓ તરફ જોયું.

"અને આપણા માણસોબી બધાં થાકી ગયા છે." કાસમે કહ્યું. "યા અલ્લા કરીમ?" સુલતાન બોલ્યો, "તુંબી શું હીમત હારી જાય છે કાસમઅલ્લી?"

"ખોદા પનાહ કરે? પેગમબરની પનાહથી ફતેહ તો આપણીજ છે, પણ મારા મેહરબાન જોશો, કે આપણી આગળ પડેલું કામ કેટલું કંટાલા ભરેલું છે અને વળી સામેનાં કાફરનાં લશકરમાં જોતાં જોતાં વધારોજ થતું જાય છે. જો કે આપણા ઇસલામી ધર્મનાં થાંભાને સામે થવા માટે તેઓ અકેક પછી પોતાનો જીવ ખોટાજ જાય છે તે છતાં આપણને આગળ વધતાં ઘણી મુશકેલી નડે છે અને અત્યાર આગમચ આપણામાંનાં ઘણાઓએ મોતનો સ્વાદ ચાખ્યો છે."

હવે મને એક વીચાર આવે છે, સુલતાન બોલ્યો. "આપણે દીવાલ એક બાજુથી ભાંજયે તો કેમ? તેમ જો થાય, તો આપણને મરજી પડે ત્યારે અંદર જવાનો અથવા તો બહાર આવવાનો પુરતો મોટો રસ્તો મળે."

"ઘણોજ ડહાપણ ભરેલો વીચાર? ઘણીજ ઉમદા સલાહ, કેવું મોટું ડહાપણ?" આવી રીતે તેની આસપાસ ઉભેલા બોલી ઉઠયા. જ્યારે સુલતાન હજી કાંઈ બીજો વીચાર કરતો હોય તેવી રીતે ઉભો રહયો.

"હા" તે થોડા વખત રહીને બોલ્યો, "હા, આ વીચાર ઘણો સારો છે અને ઓ સૈયદ," તે પોતાના એક સગા તરફ ફરીને બોલ્યો, અમો તુંને હોકમ કર્યે છીયે કે, થોડા વખતમાં મારો આ વીચાર અમલમાં લાવ. આપણાં પગે

ચાલતાં લશકરમાંનાં થોડાંને તારી સાથે લે અને તે બાજુ દારૂગોળો ભરી દેવાલના થોડા ભાગને ઉરાડી નાંખ. જો ઉતાવલ કરજે! અને મારા દોસ્તો ચાલો, આપણ આગળ વધીએ. આપણી તલવારો હજુર પેલા કાફરોનાં લોહીથી પુરતી લાલ થઇ નથી અને તેઓ સાંમી બાજુએ આસ્તે આસ્તે વધારે એકઠા થતા જણાય છે.

આપણને થોડા વખતમાં પાછલ ફરવાના રસ્તાની ગરજ પડશે, લશકરમાંનું એક જણ બોલ્યું, પણ તેઓની ગમે તેવી કોશેશ છતાં તે કોણ બોલ્યું, તે તેઓને માલમ પડ્યું નહી.

ફરીથી તેઓ મક્કમ ઠેરાવ કરીને આગળ વધ્યા અને સુલતાન પણ પોતાનાં પગે ચાલતાં લશકરની સાથે ચાલતોજ તેઓની પુઠે ગયો અને તેઓ આગળ તરેહવાર વાતો કરી તેઓને ઉશકેરતો હતો અને તેઓને જણાવતો હતો, કે જેઓ આ લડાઇમાં માર્યા જશે, તેઓ બેહસ્તમાં ફરેસ્તાઓની સંઘમાં બીરાજશે અને જેઓ જીવતા રહેશે, તેઓને માન, આબરૂ અને દોલત મલશે. પણ સુલતાન સેહલાઇથી જોઇ શકતો હતો, કે તેનાં માણુસો થાકીને લુસ થઇ ગયાં હતાં અને તેઓમાં પેહલાંના જેટલી હીંમત રહી હતી નહી. વળી કલાકોના કલાકો વેર તદનજ પાણી વગર રહેવાથી તેઓનાં દુઃખમાં વધારો થયો હતો. સામી બાજુનું પણ લશકર વધતુંજ જતું હતું અને તેઓને એકેકાં પગલાં માટે પણ મહા મેહનત આપતું હતું.

પણ સુલતાન પોતાના સગા સૈયદને જે દેવાલમાં ગબારૂં પાડવાનું કામ સોંપી ગયો હતો, તે ઘણુંજ ધીરેથી ચાલતું હતું. પગે ચાલતાં લશકરનાં હલકાં માણુસો સાથ તેને ઉપલું કામ કરવાનું સોંપેલું હોવાથી સૈયદ પોતાને અપમાન થયલું ધારતો હતો અને તે ગુસ્સામાં તે પોતાના સુલતાનનું કામ બજાવવામાં જરા પણ ઉતાવલ ન કરાવતો યા પોતે મદદ પણ કરતો ન હતો. માણુસો પણ તે કામ બજાવવાને પુરતાં ન હતાં અને ખરૂં જોતાં સુલતાન એવું કામ સોંપી ગયો હતો, કે જો તેનું આખું લશકરબી તેમ કરવા એકઠું મલે, તોપણ તે પાર ઉતારવું મુશકેલ પડે. તેઓએ કલાક ઉપર મેહનત કર્યા પછી દેવાલમાંથી થોડાક પથરાઓ ઘસડી કાઢ્યા. પણ તેટલાંમાં તેઓનાં કામમાં એકદમ ખલલ પડી.

સુલતાનનું આગળ વધતું લશકર હજી તો અરધો માઇલ ગયું નહી, તેટલાં તેઓએ સાંમે એક ચોરસ આકારની બાંધેલી જગા સંખ્યાબંધ દુશમનોથી ભરેલી જોઈ. સાંમેવાલાઓના દેખાવ પરથી સુલતાન તથા તેનું લશકર જોઇ શકતાં હતાં, કે તેઓએ મરવા તુલક તેઓ સામે લડવાનો ઠેરાવ કીધેલો હોવો જોઇયે.

"હા!" સુલતાન બોલ્યો. "જો હમણાં મારી પાસે મારી ટોપો હતે, તો એક ગોલે આ સઘલા કાફરોને ઉરાડી દેતે. અલાનાં કસમ ખાઈ કહુંછું કે તેઓ પાસેથી ટોપ છે! હું ધારૂંછું કે તેઓમાંબી કોઈ એવો હશે કે જે લડાઇનાં હુનરમાં થોડી ઘણી માહીતગારી ધરાવતો હશે."

"ખોદા તેઓની માતાઓને દોજખનાં ઉંડા ગારમાં નાંખે!" એક પત્રાજી બોર અમલદાર બોલ્યો. "તેઓ એવા તે કોણ છે કે આપણી સાંમે થઇ શકશે! મારાં માણુસો, બીલકુલ પણ થાક્યાં નથી. અને જો મને હોકમ કરવામાં આવે તો પેલા કાફર જે સાંમેથી આપણી બાજુએ તોપને ગોઠવે છે, તેને પકડી લાઉં."

"આમીન" સુલતાન ઘણોંજ શાંતપણાથી બોલ્યો; "હા જા-તારી પોતાનીજ મરજી છે તો જા. કાસમ અલી તું હીંયાથી એક દગલું પણ ખીસતોનાં પણ હીંયાજ રેહજે, કદાચ થોડા વખતમાં હમણે તારી ગરજ પડશે."

થોડા વખતમાં પેલો અમલદાર પોતાંની ટુકડીને બરાબર ગોઠવીને દુશમનો સાંમે અલ્લા યાર ! નાં પોકાર સાથ ધસ્યો ગયો

"તેઓ પાસ પુરતો દારૂગોળો લાગતો નથી;" સુલતાન બોલ્યો. "યા ફકરદીન ! યા નાથર વલી ? જો મારૂ લશકર પેલા દુશમનોને મલી હઠાવે તો હું તમો બેઉજણની કબર પર ચાદર ચઢાવીશ. પણ સુલતાન હજી તો ઉપલા બોલો પુરા કરી રેહ નહી તેટલે તેને જોયું કે સાંમેથી તેઓ બંદુક સલગાવવાની કોસેશ કરતા હતા પણ તે સલગતી ન હતી.

"યા ફતેહ હો ?" કાસમે બુમ પાડી. અને પછી પોતાંની બંદુક લઇ તે બોલ્યો; "તફાવત તો ઘણો મોટો છે પણ બીશમીલા" અને એટલું બોલી તેને પોતાંની બંદુક ફોડી.

સાંમે ઉભેલો માણુસ પોતાંની તોપ સલગાવા પાછો હાથ ઉચકતો હતો. તેટલાંજ તેને કાસમની તાંકેલી ગોળી લાગી. અને તતકાલ તે નીચે પડ્યો.

"ખોદાને ખાતર જલદીથી મને કોઇ બીજી ભરેલી બંદુક આપો નહી તો કે ઘણું મોડું થઇ જશે." કાસમ પોતાની આસપાસના સાબાશ ? સાબાશ? નાં પોકારો પર કોઇ પણ ધ્યાન આપ્યા વગર બોલ્યો.

અને ખરેખર કાસમનાં કેહવા પ્રમાણે મોડુંજ થઇ ગયું તેની પેહલી તાંકેલી ફતેહમંદ નેમથી તેઓની આગળ ગયેલી ન્હાની ટુકડીને થોડો આગળ વધારે વધવાનો વખત મલ્યો હતો. પણ તે બીજી વખત નેમ તાંકવા જાય તે આગમચ તો પેલાઓએ પોતાની તોપનો દારૂગોલો સલગાવીબી દીધો અને તેના સાથ સુલતાનની તેઓ સામે ધસી ગએલી ટુકડીનો અરધો અરધ ભાગ જમીન દોસ્ત થઇને પડ્યો.

"ખોદા તેઓનો દોજખમાં યાર કરે!" સુલતાન દુઃખ ભરેલ સાદથે બોલ્યો. "ખોદા તેઓને જહાનમમાં નાખે ! મારા માણસોથી બીહે છે. યા કબીર ? યા અલા કરીમ ? તેઓનો બચાવ કર?—યા મહામદ! કાફરો સામે તેઓનો બચાવ કર ?"

પણ સુલતાનનાં આ પોકારોથી તેને કોઈ પણ મદદ આવ્યું નહી. જે ટુકડી તેને લડવા માટે મોકલી હતી તેનો અમલદાર માર્યો ગયો અને તેના બાકી રહેલાં માણુસોએ એક સાંકડે રસ્તેથી નાહસવા માડ્યું.

"દીયકારા ?" કાસમે બોલ્યો. "હા ? જો હમણા મારી સાથે મારા દેશના ફકત એક પચાશજ હથ્યારબંધ માણુસો

ખર્ચાલુ રીતે પોશાક પેહેરતાં, રીતભાતમાં બેઅદબ બનતાં, એકલપેટાં, આલસુ અને અધર્મી બનતાં શીખવે છે.

મીસીસ સીડનીએ બ્ન્ચને ટેબલ આગળ કેમ ઉભું રહેવું તે શીખવ્યું હતું, પણ હાલની શેઠાંણીઓ તો ઘણી એસખી, ઘણી આળસુ અથવા પોતાના ચાકરોને આએ અથવા બીજી ઘરસંસારી બાબદો શીખવવાને ઘણી અજ્ઞાન હોય છે. વારેઘડીએ લોકો કહે છે, કે ચાકરોને શીખવવા એક નીશાળ સ્થાપવી જોઈયે; પણ જો ચાકરોને શીખવવા એક નીશાળ આપણે કહાડયે, તો ચાકરો ઘણી સારી રીતે કહેશે, કે કાંય નહી તેઓની શેઠાણીઓને શીખવવા એક નીશાળ જોઈયે. સારી રીતે ચાકરી કરવા કરતાં, સારી રીતે અમલ ચલાવવાનું વધારે ભારી છે. દરેક સ્ત્રી જેણી ઘર ચલાવતી હોય, તેણીએ જાણવું જોઈયે, કે તેણીએ પોતાના હાથ નીચે ચાકરી રાખેલાં દરેક માણસોની ફરજો શું છે અને કયારે અને કેવી રીતે તે બજાવવી જોઈયે. જ્યાં સુધી તેણી જાણતી નથી, ત્યાં સુધી ખરેખર પોતાનાં ઘરની શેઠાણી તેણી કદીબી કહેવાશે નહી. જેમ દરેક બીજી બાબદોમાં તેમજ આએ બાબદમાંથી માલમ પડશે, કે દરેક ચીજની માહીતી આપણને જોરેમંદ બનાવે છે; અને તે ચાકર જેણી પોતાનું કામ બરાબર સમજે છે, તે ઘણું જલદીથી શોધી કહાડશે, કે તેણીની શેઠાણીમાં તે કામની સહમજ છે કે નહી અને જ્યારે તેણી પોતાની શેઠાણીને અજ્ઞાન જોશે, ત્યારે એક રીતે પોતેજ શેઠાણી બનશે.

શેઠાણી (નવી આવેલી ચાકરડીને)—"તમારી છેલ્લી જગા તમે કાંય છોડી?" ચાકરડી—"બાઈ, તમે તો ઘણાં ખટપટખોરાં છો, મેં તમુને તો નહી પુછ્યું, કે તમારી રાંધવાવાલી શું કામ જતી રહી." આએ શેઠાંણીઓને વગર શકે ઘણું નાપસંદ લાગશે, પણ હવે તો તેઓએ માનવું જોઈયે કે ચાકરો કાંઈ સાંચા નથી, કે તમે જેમ ચલાવો તેમ ચાલે અને જેમ શેઠો શેઠાણીઓ ચાકરો કેવા છે, તે જાણવા માંગે છે, તેમ તેઓબી તેઓના શેઠો અને શેઠાંણીઓ કેવાં છે, તે જાણવાની જરૂર જોય છે.

બ્ન્ચને નીતીની કેળવણી સીડની સ્મીથ પોતે આપતો હતો. ખચીતજ, ઘરનો વડો તે તેનાં ઘરનો ખરો ધર્મગુરૂબી કહેવાય. થોડી ખરી કાલજી અને દીલસોજી લાંબી વાયજીઓ અને ભાષણો કરતાં વધારે અસર કરે છે. પણ જો ધર્મ અને નીતીની કેળવણી ધર્મપોથીમાંથી શીખવી નહી શકાય, તો ઘરનાં દરેક માણસોના દાખલાઓ બ્ન્ચના જેવાંઓને નીતીવાન બનાવે છે, નહી તો બગાડે છે. તેણી તે જુવાન બાનુઓની દરેક નકલ કરશે અને તેઓ તરફનાં ઉતેજણનાં એકબી શબ્દની કદર બુજશે. જો તેઓ જલદી ઉઠશે, તો તેણીબી તેમજ કરશે; જો તેઓ નીયમસર ચાલનારાં હશે, તો તેણીબી તેવીજ રીતે ચાલશે; નાની ચીજોમાંબી તેઓ જો પ્રમાણીકપણું બતાવશે, તો તેણીબી તેવીજ થશે. જુવાન બાનુંઓ જાણતાં નથી, કે તેઓના પોશાક અને રીતભાતની તેઓના ચાકરો કેટલી હદ સુધી નકલ કરે છે અને આટલું તો કહેવું સાચ્ચુંજ છે, કે ચાકરો તેઓની શેઠ શેઠાણી જેવા બને છે. તેથી તેઓએ પોતા કરતાં ઉતરતી પદવીની છોકરીઓને અદબ અને મર્યાદાથી વર્તવા શીખવવું જોઈયે. તેઓએ તેણીઓને પોતાના દોસ્ત બનાવવાની કોશેશ કરવી જોઈયે અને તેઓનો વીસવાસ મેળવવો જોઈયે, કે જેથી પોતાની નાની મુશકેલીઓ અને દુઃખો તેઓ તમુને કહી શકે અને તમારી હુશયારી અને કેળવણીથી તમે તેઓને મદદ કરી શકો. અહીંયાં ત્યારે છોકરીઓ તમારા બાવાનાં ઘરના ઉંબરની બહાર જવા વગર એક ઘણું ઉપયોગી અને પવીત્ર કામ તમે બજાવી શકશો. બ્ન્ચના જેવી છોકરીઓને સારી રીતે ચાકરી કરતાં શીખવો અને ત્યાર પછી સારી ધણીયાંણીઓ અને સારી માતાઓ બનતાં શીખવો અને કીંમત નહી થઈ શકે તેવું ખોદાનું અને માણસ માટેનું કામ તમે બજાવેલું કહેવાશે.

મેં એક વખત "ઘર છોડી જાય છે" નો એક સુંદર ચીતાર જોયો. એક ભલી અને નમ્ર છોકરી, જેણી સાથે લાગી ખુબસુરતબી હતી, તેણીને પેહેલીજ વખત ચાકરીને માટે પોતાનું બાપીકું ઘર છોડી જતાં એક ચીતારાએ ચીતારી હતી. તે છોકરી ઝુંપડાંનાં બારણાં આગળ ઉભી રહી, તેણીની માતાનાં છુટાં પડતી વખતના આશીરવાદના શબ્દો સાંભલતી હતી, જ્યારે તેણીનો બુઢો પ્રમાણીક બાપાવો અને તેણીની બેન છેલ્લી સલામ કરવા માટે દલગીરી ભરેલા ચેહરા સાથે તેણીની તરફ જોતાં હતાં. કદાચ તે સાદી ગાંમડેની છોકરીના જવાથી તે સંપીલાં કુટુંબમાં શું ફેરફાર થશે, તેનાં તેઓ વીચારમાં હશે; જ્યારે આપણને તે છોકરીને લઈ જવા માટેનો ઉભેલો ખટારો અને તેણીઓનાં વહાલાંઓનાં આંસુ ભરેલા ચેહેરાઓ રોજના બનતા બનાવોની દલગીરી ભરેલી યાદ આપતાં હતાં. તેણીની ભવીષની શેઠાણી જો તે છોકરીનાં માબાપના ફીકરમંદ ચેહેરા જોય અને તેણી સુખી અને સદગુણી નીવડે, એવી પ્રાર્થના કરતી વખતે તેઓને કેટલું લાગતું હશે, તેનો જો એક પળભારબી તેણી વીચાર કરે, તો તે ગરીબ છોકરીની વધારે વીચારવંત સંભાળ તેણી લીધા વગર રહે નહી અને તેણીનો વીસવાસ મેલવી સલામત રસ્તો તેણીને બતાવવાનો ઠેકાવ કરે.

કદાચ અમારાં કેટલાંક વાંચનારાઓને સીડની સ્મીથના વ્રતાંતમાં બ્ન્ચને માટે વધારે શું જણાવેલું છે, તે જાણવા ગમશે. તેણીની જીંદગીનો હેવાલ નીચે મુજબ છે.

"બ્ન્ચ ઘણી જોરાવર અને મજબુત બાંધાની હતી; તેણીનું ખરૂં નામ રેચલ માસ્તરમેન કરીને હતું અને તેણીનું કામ ટેબલ આગળ ઉભું રહેવાનું, સહવારનાં ગરમ પાણી લઈ આવવાનું અને એવીજ રીતે બીજાં ઉપર તપકેનાં કામો કરવાનું હતું. થોડો વખત પછી બ્ન્ચ રાંધવાનાં કામ પર રહી અને પછી કાયમેન સાથ પરણી. તેણીના છેલ્લા દીવસો ચેર્ડમાં પસાર થયા હતા અને ત્યાંજ તેણી ઘણો લાંબો વખત થયાં મરી ગઈ છે." જ્યારે બ્ન્ચને રાંધવાની જગા પર રાખવામાં આવી, ત્યારે તેણીની ખાલી પડેલી જગા ઉપર એક

બીજી છોકરીને લાવવામાં આવી હતી. બે વરસની વાત ઉપર ચેર્ક નજદીક સુધી હાલતમાં તેણી રહેતી હતી અને સીડની સ્મીડનાં માયાલુ કામો અને ગુણોનું તારીફ લાયક બ્યાન કરતી હતી.

કેનન કીંગસલી એક બીજો માયાલુ અને વીચારવંત શેઠ હતો. "મને કહેવા દેવો," તેની છોકરી લખે છે કે, "એવરસલી રેકટરીનાં અમારાં જુનાં ઘરમાં અમુને મદદ કરનારાંઓને અમારી તરફથી મદદ કરવા કેવી રીતે શીખવવામાં આવતું હતું. અલબતાં, અમારાં ઘરમાં કે જ્યાં દરેક જણાં કામે વલગેલાં રહેતાં હતાં, ત્યાં ચાકરોને કાંઈ ઝાઝી મદદ અમે કરી શકતાં હતાં નહી. પણ આતવારનો દીવસ આવતો હતો, કે જ્યારે છોકરાંઓને છુટી મલતી હતી, ત્યારે તે દહાડે આપણને મદદ કરનારને બની શકે તેટલી આરામ આપવી જોઈયે, એમ અમુને શીખવવામાં આવ્યું હતું. સહવારના તે દીવસે હંમેશના કરતાં નાસ્તો સકારે થતો હતો. જ્યારે અમે નાસ્તો કરતાં હતાં, ત્યારે અમારી ચાકરડીઓ નાહવાનાં તપો ખાલી કરતી હતી, કારણ તે હમો છોકરાંઓને ઉચકવાને ઘણાં ભારી હતાં. જેવો નાસ્તો પુરો થતો, કે હમે હમારા ઓરડામાં દોડી જતાં અને બીછાણાં સરખાં કરી હમારાં સઘલાં કપડાંઓ ઘડી કરી ઉચ્યાં કરતાં અને ઓરડામાંની સઘલી ચીજો લુછી સાફ કરીને બરાબર ગોઠવતાં હતાં. ત્યારપછી હમે ખાવાનાં ઓરડામાં જતાં, જ્યાં ખાવાને માટે ટેબલ હમે બીછાવતાં; અને હું ખાતરીથી કહુંછું, કે ઘણાં સારા બટલરો હમે બનતાં હતાં. હમારી ચાકરડીઓ તેટલા વખતમાં હમારી સાથે અગયાર વાગે દેવલમાં જવા સારૂં પોતાનાં સૌથી સારાં કપડામાં તૈયાર થતી હતી. આતવારને દાહડે એક વાગતામાં હમારૂં જમવાનું થતું હતું, એક વાગા પછી કાંઇબી રંધાતું નહી, કારણ હમારૂં રાતનું ખાવાનું તો થંડુંજ આવતું હતું. બપોરનાં અને રાતનાં ખાવાની વખતે ચાકરડીઓને મોકલી દેવામાં આવતી હતી અને હમેજ ટેબલ આગળ ઉભાં રહેતાં હતાં. હું યાદ કરૂંછું ત્યારે મને હસવું આવે છે, કે બાહદુર સોલજરો અને શીખેલા માણસો જેઓ હમારાં જુનાં ઘરમાં આતવારનો દીવસ ગુજારવા આવતા હતા, તેઓ કેટલા ગભરાયલા ચેહરા સાથ એક બીજા તરફ જોતા હતા. ઘરની છોકરીઓ ખાનાંની વખતે તેઓની મેનીજ કરવા ટેબલ આગળ ઉભી રહે તેથી તેઓને ઘણી શરમ ઉપજતી હતી! પોતાની ખાધેલી રકાબી પોતેજ ઉચકવાની તેઓ હોંસતોછ કરતા હતા, પણ જ્યારે હમારા બાવા કહેતા હતા, કે 'એ તો ઘરનો રવૈયોજ છે' ત્યારે મુંગે મોહડે તેઓ તાબે થતા હતા. આએ પ્રમાણે, હમે હમારા પ્રમાણીક અને માનીતા નોકરો જેઓ પોતાની જીંદગી હમુંને મદદ આપવામાં ગુજારતા હતા, તેઓને ઉપયોગી થઈ પડતાં હતાં. હમે કાંઇ ઘણું નહી કરતાં હતા, પણ તેથી તેઓને આતવારનો આખો દીવસ ઘણી ફુરસદ મલતી હતી."

વખણાયલો અર્લ ઓફ ચેસ્ટરફીલ્ડ પોતાના વીલમાં, પોતાનાં ઘરના દરેક નોકરોને બમે વરસનાં પગાર જેટલું નાણું આપી ગયો હતો, જેઓને વીશે તેને નીચલા બોલોમાં લખ્યું હતું કે "મારા કમનસીબ દોસ્તો, એકજ વંશનાં, પણ ફક્ત નસીબેજ ઉતરતાં." જો શેઠ શેઠાણીઓ પોતાનાં નોકરોને પોતાથી "ફકત નસીબેજ ઉતરતા" ગણે, કે જે ખરેખરી સચાઇ છે, તો આએ મુશ્કેલ બાબદનો જલદીથી ખુલાશો થાય.

જો કે હમે અતરે દેખાડવાની કોશેશ કીધી છે, કે શેઠાણીઓનેબી પોતાની ફરજો બજાવવાની છે, તે છતાં હમુંને કહ્યા વગર ચાલતું નથી, કે આએજ શેઠાણીઓની આપણુને દયાબી આવે છે, કારણ ચાકરો કાંઈ હમેશાં સારાજ મલતા નથી, જો કે આપણે કાર્લાઈલની માફક એટલું મજબુતીથી તો નહી કહીશું, કે તેઓ માણસાઇ ઓલાદનાં દુશમનો છે. ઘર ચલાવનારાઓ કારણ વગર ફરયાદ કરતાં નથી, કે હાલનાં નોકરો બગાડ ઘણો કરે છે, પોતાનાં કામમાં ઘણાં બેદરકાર રહે છે અને પોતાનાં કામમાં સહેજબી કાલજી રાખતાં નથી. પણ અસલ સઘલા સારા ચાકરો મલતા હતા અને હાલ તેવા નથી મલતા એ વીચાર ખોટો છે. સર વોલટર સ્કોટનાં વખતમાંબી ચાકરો ઘણો બગાડ કરતાં હોવા જોઈયે, કારણ આપણુને કહેવામાં આવ્યું છે, કે તેના ઘરની રાંધણીમાં એક પાટયું મારવામાં આવ્યું હતું, જેની ઉપર લખ્યું હતું, કે "કાંઇબી ચીજનો બગાડ કરવો નહીં."

રેવરંડ રોલેંડ હીલે એક દીવસે પોતાની બે ચાકરડીઓને બેસવાનો ઓરડો સાફ કરવા માટે માંહોમાહે મારામારી કરતાં સાંભલ્યાં, બેઉજણાં કહેતાં હતાં, કે તે કાંઈ તેમનું કામ નહી હતું. તે બેઉને કાંઈ બાહરનાં કામસર મોકલી તે ચકરમ પાદરીએ પોતાનાં હાથમાં ઝાડું લીધી અને જ્યારે તે ચાકરડીઓ પાછી ફરી ત્યારે તેઓએ તેને તે કામમાં રોકાયલો જોઇ, આવું હલકું કામ કરવા માટે તેને ઠપકો આપ્યો. "જા! જા!" તેવણ બોલ્યા, "પેગી, એ કાંઈ તારૂં કામ નથી; અને જેન એ કાંઇ તારૂંબી નથી; ત્યારે હું ધારૂંછ, કે તે મારૂંજ હોવું જોઈયે;" અને એમ બોલી તેવણ પોતાનાં કામપર પાછા મંડીયા.

શેઠાંણી (નવી ચાકરડીને); "હમે ઘણું ખરૂં આંઠ વાગે નાસ્તો ખાઈયે છઈયે." નવી ચાકરડીઃ વારૂ બાઈ, પણ હું જો ટેબલ આગળ આવું નહી, તો તમે કાંઈ મારે વાસ્તે થોભતાં નાં." શેઠાંણી (ભીલનશાર ચાકરડીને): "હું સાંજે નાટકમાં જવાની છું, તેથી ઘર આવતાં મને કદાચ મોડું થશે." ચાકરડી; "બાઈ, તમુંને માફ માંગવાની કશી અગત નથી."

આએ ફકરાઓ એક અમેરીકન ન્યુસપેપરમાંથી ઉતારી લીધા છે અને દેખાડી આપે છે, કે કેટલી હદ સુધીનો જુલમ તે દેશમાં ચાકરો કરે છે. આપણી તરફ એટલી હદ સુધીની ખરાબી વધી નથી, પણ આસ્તે આસ્તે રસ્તો તો તેવોજ લેવાય છે.

દીનબાઇ.



# એક ફુલને માટે.

## પ્રકરણ ૧ લું.



લેરવીલના કાઉન્ટે હમણાંજ પોતાની એક પુરી બેટી ચોલંડને, કરગુએતનાં મારકવીસને લગનમાં આપી છે, કે જે એક અસલી મોટા ખાનદાનનો નબીરો છે.

લગનની ક્રીયા પુરી થઈ અને દેવલ-નાં દરવાજા ખુલ્લા મુકવામાં આવ્યા, જેથી અંદરનો ફુલનો તથા બતીઓનો સણુગાર પુર બાહરમાં દીસ્તો હતો. તોરણ બાંધેલા બારણામાં તે જુવાન જોડું આવ્યું, જ્યારે ઘાંટ ખુશાલીથી વાગવા લાગયા. બધી ખુદરતજ આનંદ દીસ્તી હતી, કારણ કે ફુલોનો મધુર પમરાત હવામો પંપરાયલો હતો; જંગલી પક્ષીઓ ખુશીથી ગાયણ ગાતાં હતાં, જ્યારે વર અને કન્યાનાં કપાલપર સુરજના કીરણો એક ગોલ ચક્રરનાં આકારમાં પડતાં હતાં. તેણીનો દેખાવ બહુ ખુબસુરત અને મનમોહન હતો અને તે વેલાના સફેદ પોશાકમાં જાણે આસમાનપરથી એક ફરેસ્તો ઉતરી આવ્યો હોય એવી તેણી લાગતી હતી અને તે ઉમદા અને બાહદુર વરરાજા પોતાનાં હાથપર અટેલતી સુંદર છોકરી તરફ બહુ મમતાથી જોતો હતો.

ગામડાનાં બધા લોકો નવા પોશાકનો સણુગાર કરી બાહેર આવ્યાં હતાં અને તે પરણેલાં જોડાંને ખુશાલીના અવાજથી વધાવી લેતાં હતાં. લાંબો વખત જીવો ચોલંડ! કન્યા લાંબો વખત જીવો! ખુદા આપણી મધુર બાનુંને સલામત રાખે! લાંબો વખત જીવો મારકવીસ! એવી રીતે તેઓ બોલતાં હતાં.

કલેરવીલનું દેવલ એક નાની ટેકડીપર બાંધવામાં આવ્યું હતું, કે જ્યાં એક ઉભા સ્લોપવાલા રસ્તાપર થઈ તે જગાપર જવાનું હતું. પૈસાદાર કે ગરીબ, ઉમરાવો કે મજુરો દરેકને દેવલમાં તે રસ્તેથીજ જવું પડતું હતું. લગનનું સાહજણ, સુનેરી અને રેશમી અને મખમલી પોશાકમાં ઝકઝક થતું અને પછવાડે ગામડાનાં લોકોનાં તોલેતોલાં સાથે જ્યાં ગાડીઓ ઉભી હતી ત્યાં ચાલવા માંડયું; અને વરરાજાએ લોકોનો આવો જુસ્સો, તેમજ પોતાની બાયડી માટે તેઓનું આટલું હેત જોઈ તેણીને કહ્યું. "જો ડીયર તું આ લોકોને કેટલી બધી વાહલી છે, તેઓ તુને કદી ભુલી જશે નહી. હું બીહુંચ કે તેઓનાં સારા ફરેસ્તાને હું ચોરી જાવુંચ તેથી મારી તરફ કરડો દોલો એ લોક રાખશે."

તે કન્યા હસી અને પોતાની મધુર આંખો તેની તરફ ફરવી અને પછી પોતાનાં બાપ તરફ ફરી બોલી.

"આજે દાહડો ઘણો ખુશનુંમાં છે, આપણે ચાલતાં ઘેર જઈયે?"

"હા દીકરી, જેમ તારી મરજી" તે પોતાનું બચ્ચું કે જેનેથી હવે છુટું પડવાનું હતું, તેને રાજી રાખવાની એવી ટક મલવાથી પોતે ઘણો ખુશી થઈ બોલ્યો. આથી તે પરણેલું જોડું તેમજ બીજા જુવાન માણુસો ચાલતાં કલેરવીલનાં મેહલમાં જવા નીકળ્યાં, જ્યારે બીજા બુઢા અને નાતવાનો ગાડીમાં બેસી ત્યાં ગયાં.

ચોલંડ પોતાનાં ધણીનાં હાથપર અટેલી વારંવાર ગરીબ લોકનાં ઝુંપડાં આગળ ઉભી રહેતી, કે જે માંહેનાં બુઢા પુરષો અને સ્રીઓ જેઓ બાહેર નીકલવાને અસ્કત હતા તેઓ દરવાજા આગળથી કન્યાને પસાર થઈ જતાં જોવા માટે ઉભા હતા. દરેકને વાસ્તે તેણી અકેકો સારો બોલ બોલતી અને હસીને સલામ કરતી જ્યારે ઘણાંક ધ્રુજતા હાથો અને નબલા જીવનાં અવાજે તેણીને આસીરવાદ દેતાં સંભલાતા હતા.

આ રંગીલું સાહજણુ એક સાંકડા રસ્તાની ગલી આગળ આવ્યું અને એકેદમ ઉભુ રહી ગયું કારણ કે સાંમેથી કોઈની પાયદસ્ત આવતી હતી. તે કોઈ ઘણીજ ગરીબની હતી; જે જુવાન સ્રીની લાસ ઉપર કાલું કપડું નાખ્યું હતું, તેણી ઉપર એક પણ ફુલની કલી વતીક જોવામાં આવતી નહી હતી. આ કોફીનની પછવાડે એક ઘણો હાલહવાલ પોશાકનો માણુસ, ધીમેથી માથું નીચે કરી અને મોઢાંપર હાથ ધાંકી દુઃખ અને નીરાસીમાં એકલો ચાલતો હતો. કલેરવીલનું લગનનું સાહજણુ જોઈ કોફીન ઉચકનારાઓ ઉભા રહી ગયા અને રસ્તાની બાજુએથી ખસી જતે પણ તે વીલાપ કરનાર શખ્સે પોતાનું માથું ઉચકયું અને તે સુખી તોલાં તરફ ગુસ્સાથી જોયું, કે જેઓ પોતાનાં ચલકતાં કપડાં અને હસ્તાં મોહડાથી જાણે તેને અપમાન કરતાં હોય એવું લાગતું હતું.

"ચલાવ," તેને ખોખરા અવાજે જાણે તે સુંદર ઉમરાવ અને બાનુંઓને પોતાનાં પગ તલે કચડી નાંખવા માગતો હોય તેમ તે માણુસોને હુકમ કરયો, પણ તે માણુસો ખસ્યાં નહી. આથી કાઉન્ટ આગળ આવ્યો અને ગંભીરતાથી બોલ્યો, "મરણ પાંમેલાને માન આપો દોસ્તો! પછવાડે હઠો અને પાયદસ્તને પસાર થવા દેવો."

તરતજ તેનુ કહ્યું દરેકે કરયું અને તે પાયદસ્ત ભપકા ભરેલા સણુગારવાલા લોકો આગળથી પસાર થઈ ગઈ, કે જેઓએ ઘણાં માનથી ટોપી ઉતારી તેને માટે જગા કરી હતી. જેવી તે પાયદસ્ત કન્યા આગળથી પસાર થઈ, કે તે કાલાં કપડાં નીચે પડેલી જુવાન સ્રી માટે તેની છાતીમાં દયા આવી અને પોતાનાં હાથ માંહેલા તુરામાંથી એક ફુલની કલી કાહડી તે કોફીનની ઉપર આસ્તેથી મેલી. પેલા કરડા શખસે આ બધું જોયું અને તેનો દેખાવ લગાર નરમ થયો અને પછી પોતાનું મોહડું ઢાંકી દયકાં ખાવા લાગયો.

"એ કોણુ શખસ?" કાઉન્ટ કલેરવીલે પુછ્યું, "હું નહી જાણતો મેહરબાન." જેને પુછવામાં આવ્યું તે બોલ્યો. "એ કોઈ અનજાણ્યો માણુસ છે. તે પોતાની બેહન સાથે થોડા દાહડાની વાતપર ધર્મશાલામાં આવ્યો હતો; તેણી લગભગ મોહતને કાંઠે આવેલી લાગતી હતી; તે તેણીને ઘણો ચાહતો હોય એવું લાગતું હતું અને જ્યારે તેણી મરણુ પાંમી સારે એક ઘેલા માણુસ માફક સરાપ દેવા લાગયો. આજે સહવારે મેં એને કહ્યું કે પાયદસ્તનો વખત ઘણો સકારો છે અને લગ્ન પછી પાદરીને પોશાક બદલવાનો વખત આપવો જોઈયે, પણુ નહી તેને કાંઈ પણુ સાંભલવાની ના પાડી." તે લગનનું સાહજણુ આગળ ચાલ્યું અને જલદીથી તે દેવલના ઘાંટાનો ખુશીનો અવાજ, જેવું તે કોરીન ફુલોથી સણુગારેલા દરવાજામાં દાખલ થયું, કે શોગનાં અવાજમાં બદલાઈ ગયો.

"પેલી જુવાન બાનું કોણુ?" કોઈ નજદીક ઉભેલા માણુસને તે વીલાપ કરતા શખસે પુછ્યું.

"કન્યા? એટલે કે કાઉન્ટ કલેરવીલની બેટી પોલંડ" તેને જવાબ મલ્યો, જેથી તે શખસ બડબડયો.

"તેણી હમેશાં સુખી રહે!" અને પછી દેવલમાં દાખલ થયો.

## પ્રકરણ ૨ જું.

વીસ વરસ પસાર થઈ ગયાં અને ભયનું રાજ શરૂ થયું. ફ્રાન્સમાં બધે બધ લડાઈઓ જાગી અને બાદશાહી તરફેણવાલાઓની સામે ઘણું ઘાટકીપણું વર્તવામાં આવ્યું. આથી એક શખસ કે જેનું નામ કેરીઅર કરી હતું, તેને નાન્તસ શેહેરમાં તે લોકો સામે કામ ચલાવવા મોકલવામાં આવ્યો. પુરૂષો, સ્ત્રીઓ અને બચ્ચાંઓને એક બંધીખાનામાં પુરવામાં આવ્યાં.

એક મોટા ઓરડામાં આ કેરીઅર નામનો શખસ એક ઢોંગી તપાસ માટે બેઠો. બંદીવાનોને એકએક પછી સાં લાવવામાં આવતા અને થોડા વખતમાં મોહતની ટેપ આપી, પાછા મોકલવામાં આવતા હતા.

"હેનરી ડી. ફરગુએત!" એક કલારક બોલ્યો અને એક અઢાર વરસનો જુવાન શખસ પોતાના સાથીઓને મુકી આગળ ગયો અને એવી સભ્યતાથી તેને જડજોને નમસ્કાર કરી, કે જાણે કમબખ્ત મોહત તેની સાંમે ડોળા ઘુરકે છે, એવી તેને ખબરજ ન હોય.

"તમારી પર પ્રજાસ્તાક રાજ્ય સામે ફીતુર કરવાનું તોહમન મેલાયું છે." કેરીઅર બોલ્યો, "તમે મારી જીંદગી લેવાનાં કાવત્રાંમાં ભાગ લીધો હતો."

તે છોકરાએ પોતાની ભોળી વગર બીહકની આંખ્યો તે બોલનાર તરફ ફેરવી અને આસ્તેથી જવાબ દીધો, "હું મારા બાપનાં મોહતનો તમુને દેવાદાર છું. મારૂં દેવું હું હમેશ આપું છું."

"હેનરી"! એક સ્ત્રીનો કાલાવાલા કરતો અવાજ બોલ્યો.

કેરીઅરે ગુસ્સાથી આસેપાસે જોયું અને સાર પછી હેનરીને સાંથી લઈ જવામાં આવ્યો. બે સ્ત્રીઓ હવે જડજ સનમુખ આવી ઉભી, જેને તેઓમાંની વડીને પુછ્યું.

"તમે તે જુવાન છોકરાનાં મા થાવો છો?"

"હાજી અને આ છોકરી તેની બેહન છે."

"તમારૂં નામ?"

"પોલંડ ડે કલેરવીલ અને મારકવીસ ડે ફરગુએતની ધણુયાણી થાઉં છું."

તે જડજે એક પળ ટીકીટીકીને તેણીને જોઈ અને તપાસ પુરી થયલી છેલ્લે સરવાલે જણાવી બોલ્યો, કે "ત્રણેને મોહતની સજા."

તે ટેપ મારેલાંઓને પાછાં બંધીખાને પુરવામાં આવ્યાં અને રાતના નવ વાગે કટલ કરવાનું શરૂ થયું. બબે જણુને સાથે બાંધી, તે કમનસીબોને એક બોટમાં નાખતા અને નદીમાં દુર લઈ જઈ તલવારે તેઓનાં ધડ છટકાવી પાણીમાં શરીરને નાંખી દેતા હતા. આ રીત પણુ કેરીઅરને બહુ ધીમી અને વખત રોકનારી લાગતી હોવાથી તેને સેંકડો ભોગોને એક જગાપર એકઠા કરી, ટોપને મોંહડે મુકી દેવાનો હુકમ કર્યો.

ફરગુએતના મારકવીસની વીધવા અને તેનાં બે છોકરાંઓ એકાંતમાં પોતાના ટેપની વાત જોતાં હતાં, તેટલાં એક દારૂગો તેઓનાં ભોયરાંમાં દાખલ થયો અને તે છોકરીને તેની સાથે જવાને ફરમાવ્યું.

"હમુને છુટાં શું કામ પાડે છે?" તે માએ પુછ્યું.

"કેરીઅર સાહેબનો હુકમ છે." માણુસે જવાબ દીધો. "જલદી કરો!"

ડચકાં ખાઈ ચાંપીને કોટી કરી, તે જુવાન છોકરી પોતાની મા અને ભાઈને મુકી દારૂગોની પછવાડે ચાલી, જેને તેણીને કેરીઅરની સામે લાવી ઉભી કરી, કે જે તેણી તરફ ટગર ટગર જોયા કરી જ્યારે તે દારૂગો સાંથી ચાલી ગયો, કે પુછ્યું.

"તમારૂં નામ શું?"

"ઈવાન ડે ફરગુએટ."

"તમે તમારાં માયને ચાહો છો?"

"અરે! હાજી!" તે છોકરી ભયથી ધ્રુજતી બોલી.

"અને તમારો ભાઈ—તેની જીંદગી બચાવવાને માટે તમે શું કરો?"

"હું મારી જીંદગી ખુશીથી આપું." તેણી આતુરતાથી બોલી.

"હું તારી જીંદગી માંગતો નથી, છોકરી, પણુ તારી ચુપકીદી મને જોઈયે છે. તમુને કેટલાં વરસ?"

"સોળ વરસ જી."

"સારે હજુર સુધી જુઠું બોલવા તમે શીખ્યાં નથી. મને સાંભળો, આ એક ચીઠી છે, તે હું તમારા સ્વાધીનમાં એવાં વચને આપું છું, કે મધરાતની અગાઉ તેને ઉખેડવી નહી અને તે વીશે કોઇને કેહવું પણુ નહી. તમે એવું વચન મને આપો છો? વારૂ સારે જાવો.'

તે બીધેલી છોકરીએ ચીઠી લીધી, પોતાની છાતીમાં મુકી અને પાછી તેણીને ભોયરાંમાં લઈ જવામાં આવી; પણ તેણીને હજુર તો માએ અને ભાઈનાં આતુરતા ભરયા સવાલોનાં જવાબ આપવાનો વખત મળે તેની અગાઉ એક શખસ હાથમાં બંદુક લઈ આવ્યો અને ત્રણે જણને પછવાડે આવવાનો હોકમ કરી અંધીખાનામાંથી બાહેર લઈ ગયો. સારપછી તદન ચુપકીદી પકડવાને કહી ઈવાનોનો હાથ પોતાનાં હાથમાં લીધો, જ્યારે હેનરી પોતાની માએના ધ્રુજતાં શરીરને ટેકો આપતો હતો. થોડી પળમાં તેઓ નદી કીનારે આવી લાગાં, જ્યારે તરત માલમ પડયું, કે તે દાહડાની કતલની જગાથી કાંઈ ઘણાં દુર તેઓ હતાં નહી. તેઓના ભોમ્યાએ કાંઇ નીસાન કરી અને તરતજ અંધારામાંથી એક શખસ બોટમાં હાજર થયો.

"અંદર આવો" તે બોટવાલાએ ધીમા અવાજે કહ્યું અને જેવાં તેઓ અંદર બેઠાં કે તરતજ હંકારી ગયો. "જરા હીમત રાખ મારી બેહન" હેનરી તેણીને છાતીમાં દાબી કાનમાં બોલ્યો; અને સાર પછી તેઓ પોતાની છેલી ઘડીની વાત જોતાં ચુપકીદી પકડી બેઠાં.

એકાએક તેઓની નજરે અંધારા આકાસ પર દુર એક વાહણની કોર જેવી જણાઈ. તેઓ જલદી નજદીક જઈ લાગાં અને હજુર તો અજાયબીમાંથી ઉઠે તેટલાં તે વાહણ પર સવાર થયલાં માલમ પડયાં અને તે બોટવાલો પાછો કીનારા તરફ હંકારી ગયો.

"આ શું થયું?" હેનરીએ અજાયબીમાં પુછયું.

"તમે બચી ગયાંછો!" તે વાહણનાં કેપટને જવાબ દીધો.

"બચ્યાં! કેમ! કોણથી?"

"એતો હું કહી શકું તેનાં કરતાં વધારે છે ફક્ત હું એટલુંજ જાણુંછું, કે થોડા કલાક અગાઉ મને એક મોટી પૈસાની રકમ મળી અને એવો હુકમ કરવામાં આવ્યો, કે મારે ત્રણ ઉતારૂઓ જેઓ ઈંગલાંડ જવાનાં છે તેઓ માટે થોભવું. અઓ હુકમની નીચે કેરીઅરની સહી હતી. હવે થોડા દહાડામાં જો પવન સારો હશે, તો આપણે ઇંગ્રેજી કીનારે જઈ પુગશું.

તે નાનું કુટુંબ, કદાચજ આ કાને પડેલા બોલો માની શકયા અને એકમેક તરફ ખુશીથી જોવા લાગ્યાં જ્યારે તે છોકરાંઓની માએ એક ઉપકારની બંદગી કરી બોલી.

"આપણો આ અંજાણો દોસ્ત કોણ હશે?"

એકાએક ઈવાને કેપટનને કેટલા વાગા તે પુછયું.

"હમણાંજ સાડા બાર થયા છે" તેણે જવાબ દીધો અને તે છોકરીએ તરતજ પેલી ચીઠી જે તેણીને આપવામાં આવી હતી, તે પોતાની છાતીમાંથી કહાડી, ઉખેડી અને પેહલી લાઈન વાંચી:

"ચોલંડ ડે કલેરવીલને."

"માય એ તો તમારે વાસ્તે છે" તેણીએ તે પોતાની માએના હાથમાં આપતાં કહ્યું. પણ ચોલંડે પોતાનાં દીકરાને ઈસારત કરી મોટેથી વાંચવા કહ્યું. તે નીચે પ્રમાણે હતું:—

"વીસ વરસ અગાઉ તમારા લગનનાં દીવસે તમારા હાથ માહેલા તુરામાંથી એક ફુલ કહાડી મારી બેહનનાં કોરીનપર તમે મેલ્યું હતું. તેણી સોલ વરસની હતી. હું મારૂં દેવું ફીટાડવા માગું છું અને તે ફુલનાં બદલામાં હું તમુને ત્રણ જાનો બક્ષું છું." P.





# મંડળી-તેના ફાયદા તથા ગેરફાયદા.



મંડળીનો મીનીંગ ડીક્ષનરીમાં એવો સમજાવવામાં આવ્યો છે કે, "થોડાં માણસોની એકઠી્લી સભા," જેની મતલબ કાંઇ ચોક્કસ બાબદને આગળ વધારવાની, જેમકે ગરીબોને કપડાંની બક્ષેશ કરવી, મુર્તીપુજકને બીજા ધર્મમાં વટલાવવાં, ઇત્યાદી છે. પણ જે મંડળીને માટે હું બોલવા માંગું છું, તેનો અર્થ તો ઘણું કરીને આપણે નીચે પ્રમાણેજ કરયે છીએ:—લોકોની સંખ્યા જેઓ સાથે મળે છે અને એક બીજાં સાથે મીલનસાર વેહેવાર રાખે છે.

મંડળીની જુદી જુદી રીતો વીશે બોલતાં તો ઘણું લાંબું થઇ જાય, પણ દરેક ઠેકાણે બે જાતની મંડળી હોય છે, સારી અને માઠી. અને કોઇબી જેઓને ખરૂં અને ખોટું સમજવાની સેહજબી શકતી હશે, તેઓ આએ બે વચ્ચેનો તફાવત સમજવામાં નીષ્ફળ થશે નહી.

પણ મંડળી ઘણી સંભાળથી છોડી શકાતી નથી અને ખરાબ મંડળીમાં ભેલાયાથી કેટલી હદ સુધીનું નુકસાન થાય છે, તે વીચારવુંબી ઘણું મુશકેલ છે.

ખરાબ ચાલનાં લોકો, પણ તોબી બહારના પોતાના શોભયતા દેખાવ સાથ મંડળીમાં પોતાની આએ મોહીનીથી નીરદોષોને પોતાની તરફ ખેંચે છે અને જ્યાં સુધી તેઓ ભુલ જોતાં નથી, સાં સુધી તેઓને આગળ દોરવી લઇ જાય છે અને પછી પસ્તાવાનાં નમ્ર આંસુ સાથે ખરા રસ્તા પર નીકલવાનાં ફાંફાં તેઓ મારે છે, પણ પોતાની આબરૂને નુકસાન કીધા વગર તેઓથી નીકલાતું નથી.

આએ "સોભઇતાઓ" મંડલીનાં ફરેબો છે.

આપણે એમ તો કહેતાં નથી, કે હાલની છોકરીઓ અસલનાં કરતાં ખરાબ છે, અથવા અસલની છોકરીઓ હાલનાં કરતાં સારી હતી, પણ ફક્ત આજની છોકરીઓ આપણે ઇચ્છીયે છીએ તેવી નથી.

અસલની છોકરીઓ શરમાલ અને સભ્યતા ભરેલી હતી અને પુરૂષો તરફ પોતાનો મરતબો જાલવીને વર્તતી હતી; પણ આજની છોકરીઓનો તો જુદોજ ચીતાર નજરે પડે છે. આજનાં વખતની છોકરીઓને અસલનાં કરતાં વધારે છુટ મળે છે; તેઓ એક બીજાં સાથ ઘણી પીછાંણ અને દીલસોજી રાખે છે, જે વાંધા ભરેલું છે; તેઓ મોહટે સાદે બોલનારા ગડબડખોરાં છે, જે સહેજબી પસંદ પડતું નથી

અને સૌથી વધારે, તેઓની અભીમાંની તેઓને દરેક જાતની મુશકેલીઓમાં નાખે છે.

છોકરીઓ દરેક બાબદમાં વારેઘડીએ ઘણું સીખેલી હોવાનું અને ઘણી કેલવાયલી હોવાનું ડોળ ઘાલે છે અને મુખ્ય કરીને પુરૂષો સાથની તેઓની વાત ચીતમાં તો તેઓની મજાક મશકેરી થાય છે. તેઓની પોતાની બાબદપર પુરૂષો સાથ વાતચીત કરવામાં અને એવી બાબદની વાતચીત, કે જેનો વીચાર કરવાને પણ છોકરીઓએ શરમાવું જોઇયે, તેમાં ઘણો ફરક છે; પણ તેઓ પોતાને બહાર દેખાડવાને એટલાં તો આતુર હોય છે. કે પુરૂષોની રીતભાત અખ્તયાર કરવાની તેઓ કોશેશ કરે છે અને બની શકે તેટલી શરમ ભરેલી રીતે તેઓ વર્તે છે અને છેલ્લે સરવાલે પુરૂષોની પસંદગી, જે તેઓની મુખ્ય નેમ હોય છે, તેને બદલે તેઓનો ઠપકો પોતાને માથે ખેંચી લે છે.

આએ રીતભાત, મંડળીમાં હાલ ઘણી સાધારણ થઇ ગઇ છે. અફસોસ! કે આવું ચાલવા દેવું જોઇયે! અફસોસ! કે પારસીનો સુધરેલો ટોળો આવી રીતભાત મંડળીમાં ચાલવા દે છે!

સુધારો કરવાની ખરેખર ઘણી જરૂર છે અને જ્યારે હું કહું છું, ત્યારે મારાં વાંચનારાંઓ અજબ ના થતાં. કે દરેક છોકરીના હાથમાં આએ કામ બજાવવાની શકતી છે.

તે મુંગે મોહડે અને વગર ઠાહમાઠે થવું જોઇયે અને જો કે તેની અસર તેણી જલદીથી જોઇ શકશે નહી, તોબી તે રહેશે. સાલેસાઇ અને નરમાસપણું, બીનસવાર્થ અને વીચારવંત રીતભાત, મશકેરી અને ઠપકાની દરકાર કરયા વગર આપણું અંતઃકરણ જે કહે, તેને મજબુતીથી વલગી રહેવું; જેઓ ગેરહાજર હોય, તેઓને માટે હીંમતથી બોલવું અને સૌથી વધારે, સૌ ઉપર પ્રીતીભાવ રાખવો. આએ બધા સુધરવાના રસ્તાઓ છે અને મંડળીના ગેરફાયદાઓની સાંમે લખવા અથવા બોલવા કરતાં વધારે સારી અસર કરે છે. જો દરેક છોકરી આએ સદગુણોનો અભ્યાસ કરે, તો તેણી ઘણે ખોટે રસ્તે જશે નહી.

અને હવે છોકરીઓ જેઓ દુનયામાં બહાર નીકળવાની છે, તેઓને થોડા શીખામણના બોલો.

તમે હમણાંજ નીશાળ છોડી છે, તમે દુનયાને હજુર જોઇ નથી અને હવે લોકોમાં ભેળાવાને વાસ્તે તમે બહાર નીકળો છો. તે તદન અંજાણી, નવી અને મોટી દુનયા તમારે મનસે છે, જે ધાસ્તી, દુઃખો અને મુશકેલીઓ અને લાલચથી ભરેલી છે અને તમે એક પલ થોભીને આએ સુચનાઓ ઉપર વીચાર કરશો તો સારૂં.

સૌથી પહેલાં ઘણી ઉમેદ રાખતાંના, એની મતલબ એ કે ખામી વગરનાં પુરૂષો અને સ્ત્રીઓ શોધવાની ઉમેદ રાખતાંનાં, નહી તો તમે નાસીપાસ થશો. બીજું જ્યાં સુધી તમુને સારૂં કારણ મલે નહી, ત્યાં સુધી કોઇનેબી શકની નજરથી જોતા નાં; પણ જેબી મલે, તેની ઉપર સઘલો વીશ્વાસ મુકવાની ટેવ પાડતાના. છોકરીઓ આએ બાબદમાં વારેઘડીએ ગુંચવાય છે. તેઓ કહે છે કે, "મને શકબી નહી રાખવો જોઇયે અને સઘળો વીશ્વાસબી મુકવો નહી જોઇયે—ત્યારે મને શું કરવું જોઇયે! ફક્ત આએજ. જ્યારે કોઇબી નવું માણસ તમુને મળે ત્યારે તમારે મનશે એમ નાં બોલતાં કે "ઓ! માય! હું ફલાણાંચીણાંને સહેજમાં સમજી શકતી નથી; હું જાણતી નથી, કે તેની ઉપર વીશ્વાસ રાખવો કે નહી," પણ તેને બદલે એમ બોલજો કે "અહીયાં એક માણસ છે, કે જેને જેવી રીતે મારી સાથે વર્તવા હું ઇચ્છું, તેવી રીતે મારે તેની સાથે વર્તવું જોઇયે." સઘળો ગુંચવાડો અને શક એક કોરે મુકજો અને તમુને જલદીથી માલમ પડશે, કે ઘણો વખત થશે નહી, તેટલા તેની ખરી રીતભાત ખુલી થશે.

ઘણાં ઉમરે પુગેલાં પુરૂષો અને સ્ત્રીઓ તુંદ મીજાજનાં હોય છે અને બચીપને માટે ઘણાં બેદરકાર હોય છે, કારણ દલગીરી અને દુઃખે તેઓને કઠણ બનાવ્યા છે. અને જુવાનો જેઓને મોટાંઓની નકલ કરવા ગમે છે, તેઓ ધારે છે, કે તુંદ મીજાજના થવાથી અને ચીરડાઉ સ્વભાવનું ડોળ ઘાલ્યાથી તેઓ ખેંચાન કરનારાં બને છે અને છેલ્લે તેવી તેઓને આદતબી પડી જાય છે.

છોકરીઓને, બચીપની જીંદગી, કે જે ચળકતી અને ખુશ હોવી જોઇયે, તેને બદલે તે તરફ બેદીલી અને અસંતોષથી જોવા અને પ્યાર અને નીરદોષ મોજ તરફ હસતા જોવાના, જેવો દલગીરી ભરેલો દેખાવ બીજો કશો નથી. જેમ એક કાટેલ ઝેહરથી દુર નાહસ્યે. તેમ આવું ડોળ ઘાલવાની બુરી ટેવથી દુર જવાની હું તમને ચેતવણી આપું છું.

હુ ખરાં દીલથી આશા રાખું છું, કે મારી આએ થોડી સુચનાઓ છોકરીઓને ઉપયોગી થઇ પડશે, મુખ્ય કરીને તે છોકરીઓ, કે જેણીઓને આએ દુનયામાં બહાર પડયાની અગાઉ સારી સુચનાઓ કરવાવાલું કોઇ નથી. નહી, તેનેથી દુર નાહસવાની હું તેઓને સલાહ આપતી નથી—બલકે હીંમતથી બહાર નીકળવા અને જેબી જગા ખોદાએ તેઓને આપી હોય, તે લેવા અને તેઓની વધારે નબલી બેહેનોને ખરો રસ્તો દેખાડવા હું તેઓને કહું છું.

પોતાની ખુશીથી પોતાના ભાઇબંધોથી દુર જવા અને તેઓની દીલસોજીમાંથી પોતાને દુર કરવા અને ખોદાએ, જે જગા તેઓને માટે ઠેરવી હોય, તેનો જાણીબુજીને ત્યાગ કરવાને બદલે જો હીંમતથી તેઓ અંદર જાય અને દરેક હરકતોની સાંમે થઇ, તેને જીતવાને પકો ઠેરાવ કરે, તો તેઓ આએ દુનયાને વધારે સુખી, વધારે ચળકતી અને વધારે સારી કરી શકે. શું તેઓ એમ ધારે છે, કે ખોદા તે ચાકરી કબુલ રાખશે, કે જે નાતાબેદારીથી શરૂ થાય છે, એકલપેટાપણું દેખાડે છે, (કારણ પોતાના વીચાર કરવા સીવાય તેઓ પાસે બીજું કાંઈ નથી) અને તેનો છેડો લાવે છે તે શામા? ખચીતજ કોઈને ફાયદો કીધો છે, એવા વીચારમાં તો નહીંજ, પણ "મારી જીંદગી મેં ગુમાવી છે, જે બીજી રીતે ઘણી ઉપયોગી અને ચળકતી થઈ શકતે,"

તે બીધેલી છોકરીએ ચીઠી લીધી, પોતાની છાતીમાં મુકી અને પાછી તેણીને ભોંયરાંમાં લઈ જવામાં આવી; પણ તેણીને હજુર તો માએ અને ભાઈનાં આતુરતા ભરયા સવાલોનાં જવાબ આપવાનો વખત મલે તેની અગાઉ એક શખસ હાથમાં બંદુક લઈ આવ્યો અને ત્રણે જણુને પછવાડે આવવાનો હોકમ કરી બંધીખાનામાંથી બાહેર લઈ ગયો. ત્યારપછી તદ્દન ચુપકીદી પકડવાને કહી ઈવોનનો હાથ પોતાનાં હાથમાં લીધો, જ્યારે હેનરી પોતાની માએના ધ્રુજતાં શરીરને ટેકો આપતો હતો. થોડી પળમાં તેઓ નદી કીનારે આવી લાગાં, જ્યારે તરત માલમ પડયું, કે તે દાહડાની કતલની જગાથી કાંઈ ઘણાં દુર તેઓ હતાં નહી. તેઓના ભોમ્યાએ કાંઇ નીસાન કરી અને તરતજ અંધારામાંથી એક શખસ બોટમાં હાજર થયો.

"અંદર આવો" તે બોટવાલાએ ધીમા અવાજે કહ્યું અને જેવાં તેઓ અંદર બેઠાં કે તરતજ હંકારી ગયો. "જરા હીમત રાખ મારી બેહન" હેનરી તેણીને છાતીમાં દાબી કાનમાં બોલ્યો; અને ત્યાર પછી તેઓ પોતાની છેલ્લી ઘડીની વાત જોતાં ચુપકીદી પકડી બેઠાં.

એકાએક તેઓની નજરે અંધારા આકાસ પર દુર એક વાહણુની કોર જેવી જણાઈ. તેઓ જલદી નજદીક જઈ લાગાં અને હજુર તો અજાયબીમાંથી ઉઠે તેટલાં તે વાહણુ પર સવાર થયલાં માલમ પડયાં અને તે બોટવાલો પાછો કીનારા તરફ હંકારી ગયો.

"આ શું થયું?" હેનરીએ અજાયબીમાં પુછ્યું.

"તમે બચી ગયાંછો!" તે વાહણુનાં કેપટને જવાબ દીધો.

"બચ્યાં! કેમ! કોણુથી?"

"એતો હું કહી શકું તેનાં કરતાં વધારે છે ફકત હું એટલુંજ જાણુંછું, કે થોડા કલાક અગાઉ મને એક મોટી પૈસાની રકમ મલી અને એવો હુકમ કરવામાં આવ્યો, કે મારે ત્રણ ઉતારૂઓ જેઓ ઈંગલાંડ જવાનાં છે તેઓ માટે થોભવું. અઓ હુકમની નીચે કેરીઅરની સહી હતી. હવે થોડા દહાડામાં જો પવન સારો હશે, તો આપણે ઇંગ્રેજી કીનારે જઈ પુગશું.

તે નાનું કુટુંબ, કદાચજ આ કાને પડેલા બોલો માની શકયા અને એકમેક તરફ ખુશીથી જોવા લાગ્યાં જ્યારે તે છોકરાંઓની માએ એક ઉપકારની બંદગી કરી બોલી.

"આપણો આ અંજાણો દોસ્ત કોણુ હશે?"

એકાએક ઈવોને કેપટનને કેટલા વાગા તે પુછ્યું.

"હમણાંજ સાડા બાર થયા છે" તેણે જવાબ દીધો અને તે છોકરીએ તરતજ પેલી ચીઠી જે તેણીને આપવામાં આવી હતી, તે પોતાની છાતીમાંથી કહાડી, ઉખેડી અને પેહલી લાઈન વાંચી:

"પોલંડ ડે કલેરવીલને."

"માય એ તો તમારે વાસ્તે છે" તેણીએ તે પોતાની માએના હાથમાં આપતાં કહ્યું. પણ પોલંડે પોતાનાં દીકરાને ઈસારત કરી મોટેથી વાંચવા કહ્યું. તે નીચે પ્રમાણે હતું:—

"વીસ વરસ અગાઊ તમારા લગનનાં દીવસે તમારા હાથ માહેલા તુરામાંથી એક ફુલ કહાડી મારી બેહનનાં કોરીનપર તમે મેલ્યું હતું. તેણી સોલ વરસની હતી. હું મારૂં દેવું ફીટાડવા માગું છું અને તે ફુલનાં બદલામાં હું તમુને ત્રણ જાનો બક્ષું છું" P.



# મંડળી-તેના ફાયદા તથા ગેરફાયદા.




ડળીનો મીનીંગ ડીક્ષનરીમાં એવો સમજાવવામાં આવ્યો છે કે, "થોડાં માણસોની એકઠી થએલી સભા," જેની મતલબ કાંઇ ચોક્કસ બાબદને આગળ વધારવાની, જેમકે ગરીબોને કપડાંની બક્ષેશ કરવી, મુર્તીપુજકને બીજા ધર્મમાં વટલાવવાં, ઇત્યાદી છે. પણ જે મંડળીને માટે હું બોલવા માંગું છું, તેનો અર્થ તો ઘણું કરીને આપણે નીચે પ્રમાણેજ કરયે છીયે:—લોકોની સંખ્યા જેઓ સાથે મલ છે અને એક બીજા સાથે મીલનસાર વેહેવાર રાખે છે.

મંડળીની જુદી જુદી રીતો વીશે બોલતાં તો ઘણું લાંબું થઇ જાય, પણ દરેક ઠેકાણે બે જાતની મંડળી હોય છે, સારી અને માઠી. અને કોઇબી જેઓને ખરૂં અને ખોટું સમજવાની સેહજબી શકતી હશે, તેઓ આએ બે વચ્ચેનો તફાવત સમજવામાં નીષ્ફળ થશે નહી.

પણ મંડળી ઘણી સંભાળથી છોડી શકાતી નથી અને ખરાબ મંડળીમાં ભેલાયાથી કેટલી હદ સુધીનું નુકસાન થાય છે, તે વીચારવુંબી ઘણું મુશકેલ છે.

ખરાબ ચાલનાં લોકો, પણ તેણી બહારના પોતાના શોભઇતા દેખાવ સાથ મંડળીમાં પોતાની આએ મોહીનીથી નીરદોષોને પોતાની તરફ ખેંચે છે અને જ્યાં સુધી તેઓ ભુલ જોતાં નથી, ત્યાં સુધી તેઓને આગળ દોરવી લઇ જાય છે અને પછી પસતાવાનાં નમ્ર આંસુ સાથે ખરા રસ્તા પર નીકલવાનાં ફાંફાં તેઓ મારે છે, પણ પોતાની આબરૂને નુકસાન કીધા વગર તેઓથી નીકલાતું નથી.

આએ "સોભઇતાઓ" મંડલીનાં ફરેઓ છે.

આપણે એમ તો કહેતાં નથી, કે હાલની છોકરીઓ અસલનાં કરતાં ખરાબ છે, અથવા અસલની છોકરીઓ હાલનાં કરતાં સારી હતી, પણ ફકત આજની છોકરીઓ આપણે ઇચ્છીયે છીએ તેવી નથી.

અસલની છોકરીઓ શરમાલ અને સભ્યતા ભરેલી હતી અને પુરૂષો તરફ પોતાનો મર્તબો જાલવીને વર્તતી હતી; પણ આજની છોકરીઓનો તો જુદોજ ચીતાર નજરે પડે છે. આજનાં વખતની છોકરીઓને અસલનાં કરતાં વધારે છુટ મલે છે; તેઓ એક બીજા સાથ ઘણી પીછાંણ અને દીલસોજી રાખે છે, જે વાંધા ભરેલું છે; તેઓ મોહટે સાંદે બોલનારા ગડબડખોરાં છે, જે સહેજબી પસંદ પડતું નથી

અને સૌથી વધારે, તેઓની અભીમાંની તેઓને દરેક જાતની મુશકેલીઓમાં નાખે છે.

છોકરીઓ દરેક બાબદમાં વારેઘડીએ ઘણું સીખેલી હોવાનું અને ઘણી કેલવાયલી હોવાનું ડોળ ઘાલે છે અને મુખ્ય કરીને પુરૂષો સાથની તેઓની વાત ચીતમાં તો તેઓની મજાક મશકેરી થાય છે. તેઓની પોતાની બાબદપર પુરૂષો સાથ વાતચીત કરવામાં અને એવી બાબદની વાતચીત, કે જેનો વીચાર કરવાને પણ છોકરીઓએ શરમાવું જોઈયે, તેમાં ઘણો ફરક છે; પણ તેઓ પોતાને બહાર દેખાડવાને એટલાં તો આતુર હોય છે, કે પુરૂષોની રીતભાત અખ્ત-યાર કરવાની તેઓ કોશેશ કરે છે અને બની શકે તેટલી શરમ ભરેલી રીતે તેઓ વર્તે છે અને છેલ્લે સરવાલે પુરૂ-ષોની પસંદગી, જે તેઓની મુખ્ય નેમ હોય છે, તેને બદલે તેઓનો ઠપકો પોતાને માથે ખેંચી લે છે.

આએ રીતભાત, મંડળીમાં હાલ ઘણી સાધારણ થઇ ગઇ છે. અફસોસ! કે આવું ચાલવા દેવું જોઇયે! અફસોસ! કે પારસીનો સુધરેલો ટોળો આવી રીતભાત મંડળીમાં ચાલવા દે છે!

સુધારો કરવાની ખરેખર ઘણી જરૂર છે અને જ્યારે હું કહું છું, ત્યારે મારાં વાંચનારાંઓ અજબ ના થતાં, કે દરેક છોકરીના હાથમાં આએ કામ બજાવવાની શકતી છે.

તે મુંગે મોહડે અને વગર ઠાઠમાઠે થવું જોઇયે અને જો કે તેની અસર તેણી જલદીથી જોઇ શકશે નહી, તોબી તે રહેશે. સાલેસાઇ અને નરમાસપણું, બીનસવાર્થ અને વી-ચારવંત રીતભાત, મશકેરી અને ઠપકાની દરકાર કરયા વ-ગર આપણું અંતઃકરણ જે કહે, તેને મજબુતીથી વલગી રહેવું; જેઓ ગેરહાજર હોય, તેઓને માટે હીંમતથી બો-લવું અને સૌથી વધારે, સૌ ઉપર પ્રીતીભાવ રાખવો. આએ બધા સુધરવાના રસ્તાઓ છે અને મંડળીના ગેરફાયદાઓની સાંમે લખવા અથવા બોલવા કરતાં વધારે સારી અસર કરે છે. જો દરેક છોકરી આએ સદગુણોનો અભ્યાસ કરે, તો તેણી ઘણે ખોટે રસ્તે જશે નહી.

અને હવે છોકરીઓ જેઓ દુનયામાં બહાર નીકળવાની છે, તેઓને થોડા શીખામણના બોલો.

તમે હમણાંજ નીશાળ છોડી છે, તમે દુનયાને હજુર જોઇ નથી અને હવે લોકોમાં ભેલાવાને વાસ્તે તમે બહાર નીકળો છો. તે તદન અંજાણી, નવી અને મોટી દુનયા તમારે મન-સે છે, જે ધાસ્તી, દુઃખો અને મુશકેલીઓ અને લાલચથી ભરેલી છે અને તમે એક પલ થોભીને આએ સુચનાઓ ઉપર વીચાર કરશો તો સારૂં.

સૌથી પહેલાં ઘણી ઉમેદ રાખતાંના, એની મતલબ એ કે ખામી વગરનાં પુરૂષો અને સ્ત્રીઓ શોધવાની ઉમેદ રાખતાં નાં, નહી તો તમે નાસીપાસ થશો. બીજું જ્યાં સુધી તમુને સારૂં કારણું મલે નહી, ત્યાં સુધી કોઇનેબી શકની નજરથી જોતા નાં; પણ જેબી મલે, તેની ઉપર સઘલો વીશ્વાસ મુક-વાની ટેવ પાડતાના. છોકરીઓ આએ બાબદમાં વારેઘડીએ ગુંચવાય છે. તેઓ કહે છે કે, "મને શકબી નહી રાખવો જોઇયે અને સઘળો વીશ્વાસબી મુકવો નહી જોઇયે—ત્યારે મને શું કરવું જોઇયે! ફકત આએજ. જ્યારે કોઇબી નવું માણુસ તમુને મળે ત્યારે તમારે મનશે એમ નાં બોલતાં કે "ઓ! માય! હું ફલાણાંચીણાંને સહેજમી સમજી શકતી નથી; હું જાણતી નથી, કે તેની ઉપર વીશ્વામ રાખવો કે નહી," પણ તેન બદલે એમ બોલજો કે "અહીયાં એક માણુસ છે, કે જેને જેવી રીતે મારી સાથે વર્તવા હું ઇચ્છું, તેવી રીતે મારે તેની સાથે વર્તવું જોઇયે." સઘળો ગુંચવાડો અને શક એક કોરે મુકજો અને તમુને જલદીથી માલમ પડશે, કે ઘણો વખત થશે નહી, તેટલા તેની ખરી રીતભાત ખુલી થશે.

ઘણાં ઉમરે પુગેલાં પુરૂષો અને સ્ત્રીઓ તુંદ મીજાજનાં હોય છે અને ભવીષને માટે ઘણાં બેદરકાર હોય છે, કારણ દલગીરી અને દુઃખે તેઓને કઠણ બનાવ્યા છે. અને જુવાનો જેઓને મોટાંઓની નકલ કરવા ગમે છે, તેઓ ધારે છે, કે તુંદ મીજાજના થવાથી અને ચીરડાઉ સ્વભાવનું ડોળ ઘાલ્યાથી તેઓ ખેંચાન કરનારાં બને છે અને છેલ્લે તેવી તેઓને આદતબી પડી જાય છે.

છોકરીઓને, ભવીષની જીંદગી, કે જે ચળકતી અને ખુશ હોવી જોઇયે, તેનેબદલે તે તરફ બેદીલી અને અસંતોષથી જોવા અને પ્યાર અને નીરદોષ મોજ તરફ હસ્તા જોવાના, જેવો દલગીરી ભરેલો દેખાવ બીજો કશો નથી. જેમ એક કાટેલ ઝેહરથી દુર નાહસ્યે, તેમ આવું ડોળ ઘાલવાની બુરી ટેવથી દુર જવાની હું તમને ચેતવણી આપું છું.

હુ ખરાં દીલથી આશા રાખું છું, કે મારી આએ થોડી સુચનાઓ છોકરીઓને ઉપયોગી થઇ પડશે, મુખ્ય કરીને તે છોકરીઓ, કે જેણીઓને આએ દુનયામાં બહાર પડયાની અગાઉ સારી સુચનાઓ કરવાવાલું કોઇ નથી. નહી, તેનેથી દુર નાહસવાની હું તેઓને સલાહ આપતી નથી—બલકે હીંમ-તથી બહાર નીકળવા અને જેબી જગા ખોદાએ તેઓને આપી હોય, તે લેવા અને તેઓની વધારે નબલી બેહેનોને ખરો રસ્તો દેખાડવા હું તેઓને કહું છું.

પોતાની ખુશીથી પોતાના ભાઇબધોથી દુર જવો અને તેઓની દીલસોજીમાંથી પોતાને દુર કરવા અને ખોદાએ, જે જગા તેઓને માટે ઠેડવી હોય, તેનો જાણીબુજીને ત્યાગ કરવાને બદલે જો હીંમતથી તેઓ અંદર જાય અને દરેક હરકતોની સાંમે થઇ, તેને જીતવાને પકો ઠેડાવ કરે, તો તેઓ આએ દુનયાને વધારે સુખી, વધારે ચળકતી અને વધારે સારી કરી શકે. શું તેઓ એમ ધારે છે, કે ખોદા તે ચાકરી કબુલ રાખશે, કે જે નાતાબેદારીથી શરૂ થાય છે, એકલપેટાપણું દેખાડે છે, (કારણ પોતાના વીચાર કરવા સી-વાય તેઓ પાસે બીજું કાંઈ નથી) અને તેનો છેડો લાવે છે તે શાભા? ખચીતજ કોઇને ફાયદો કીધો છે, એવા વીચા-રમાં તો નહીંજ, પણ "મારી જીંદગી મેં ગુમાવી છે, જે બીજી રીતે ઘણી ઉપયોગી અને ચળકતી થઈ શકતે,"

એવા વીચારમાં. લોકોમાં ભેલાવાથી તેઓ દુર રહે છે, તેનાં ઘણાં કારણો છે; અહીંયાં બે કારણો હું આપું છું.

પીહેલું કારણ તેઓ ત્યાં પ્રકાશી નીકળવામાં નીષ્ફળ થાય છે, એવી ઘણીએક છોકરીઓ છે, કે જેઓની મુખ્ય નેમ અને મતલબ મંડળીમાં પ્રકાશી નીકળવાની છે અને સઘળાંઓનું ધ્યાન પોતા તરફ ખેંચવાની છે, કે જે અભીમાની અને પત્રાજી દેખાડી આપે છે. જો છોકરીઓ મંડળીમાં સભ્યતા અને ખુશ મીજાજ દેખાડે, તો દોસ્તો મેલવવામાં તેઓ નીષ્ફળ નીવડે નહીં.

બીજું કારણ એ કે તેઓને પોતાનાં પાડોશીઓ તરફ બેદીલી અને તીરસ્કાર ઉપજે છે અને વારે ઘડીએ લોકોની મંડળીમાં ભેલાવાથી તેઓ દુર નાહશે છે; આસ્તે આસ્તે પીછાંણ છોડી દે છે; મુલાકાત પાછી અપાતી નથી; લોકોને પોતાનાં ઘરમાં બોલાવતાં નથી અને છેલ્લે સરવાલે તેઓ પોતાને કોઇબા દોસ્તો વગરના શોધી કહાડે છે, કે જે કેવી રીતે તેઓએ પોતાના દોસ્તોને દુર કીધા છે ને તરફ જોતાં અજબ જેવું લાગતું નથી.

એક લખનારના ડાહ્યા બોલો ફરીથી મને નીચે ઉતારી લેવા દેશો:—

સાદાઇ, નરમાશપણું અને નમ્રતા દરેક મંડળીમાં જોવાને આપણે ઇચ્છીયે છીયે; એવા કેટલાંક લોકો છે, જેઓ કાંઈ કરે છે, તેમાં ખોટું ડોળ દેખાડે છે, કે જેથી દરેક જણાં ગુસ્સે થાય છે. એક માણુસ કે જે પોતાનાં પગલાં ગણ્યા વગર ચાલી શકતો નથી, અથવા ગીત ગાયા વગર બોલી શકતો નથી; તે દરેક જણને ઘણો કંટાલા ભરેલો લાગશે અને તેજ માફક, જે સઘળામાં ખોટો દેખાવ કરે છે, તે મંડળીની મજાહનો નાશ કરે છે; વધારે આવા લોકો ઘણું કરીને અભીમાંની હોય છે."

તમારી મુખ્ય નેમ મંડળીમાં આનંદી સ્વભાવ રાખવાની હોવી જોઇયે. આએ માણુસને માટે હલકું બોલવું, પેલાં માણુસની નીંદા કરવી, ત્રીજાં માણુસની મુર્ખાઇને ઉતેજણ આપવું, પછી તે કેટલાંક માણુસોને ખુશ કાંય નહી કરતું હોય, તોબી તે દુષ્ટ અને પાપી છે. HELLIOTROPE.

---

**લગન કરવાની ટેપ મારી**—એક જુવાન શખસ અને એક જુવાન સ્ત્રી, એક મીલકતનો અખત્યાર મેળવવા માટે કોરટે ચડયાં હતાં.

"મને એવું લાગે છે" જડજે કહયું, "કે આ મુકદમાનો ઘણો સરસ અને સેહલ્લો અંત લાવવાનો એક સારો રસ્તો મને સુજ પડે છે. વાદી મને એક આબરૂદાર ગ્રહસ્થ લાગે છે. જયારે પ્રતીવાદી પણ એક ઘણી સારી બાઇ છે. તેઓ બેઉ પરણી તે જગા પર રહી શકે તેવું છે. જો તેઓ દાવો ચાલુજ રાખશે, તો મીલકત બધી વકીલ બારીસ્ટરોમાંજ પુરી થશે, કે જેઓ હું ધારૂંછું, કે આ લગનની સામે થાય એવા નથી."

તે બાનુ લાલ થઈ ગઈ અને પેલો જવાન બબડયો "કે તેઓ એકમેકને જરા જરા પસંદ આવે છે." તેથી વાદી માટે હુકમનામું કરવામાં આવ્યું, એવી સરતે કે તેને બે મહીનામાં પ્રતીવાદી સાથે લગન કરવાં.

આ પેહલુંજ જોડું હશે, જેને કોરટ તરફથી પરણવા માટે હુકમ થયો હોય.



# ડાકટર આનંદીબાઈ જોશી.



ડાકટર આનંદીબાઈ જોશી મરાઠા ખાનદાનનાં હતાં. મરાઠા પીંડારાઓ, જેઓ અસલની મોટી લડાઈઓમાં જાણીતા થઈ ગયા હતા, તેઓમાં જોશી નામનો મરાઠો હતો, જેને તેની ચાકરીનાં બદલામાં તેના સરદારે મોટી જાગીરો અને પુણાની પડોસમાં કેટલાંક ગામડાંઓ આપયાં હતાં અને અહીંયાં તેના વંશોએ આજ સુધી રહેવાનું ચાલુ રાખ્યુ છે.

પુણાનાં જુના મેહલમાં, જ્યાં જોશીનાં વંશોનું વરસો થયાં ઘર છે, ત્યાં આનંદીબાઈ જોશીનો જનમ મારચ ૧૮૬૫ માં થયો હતો. તેણીનો બાપ, આમરીતાસવાર જોશી કલ્યાંણીનો મોટો જાગીરદાર હતો. તે પોતાની એક સગી ગંગાબાઈ જોશી સાથ પરણુયો હતો, જેણીનો બાપ અને કાકો પુણામાંજ રહેતાં હતાં.

તેણીનો કાકો એક જાણીતો ડાકટર હતો અને તેની સલાહ લેવા માટે ગંગાબાઈ જોશી પોતાનાં જુના ઘરમાં આવી હતી, અહીયાંજ તેની નાની દીકરીનો જનમ થયો હતો, જેણીનું નામ જમના કરીને રાખવામાં આવ્યું હતું, જે નામની મતલબ "સુરજની દીકરી" કરીને થાય છે.

તેણીનાં બચપણનાં દીવસો તેણીનાં બાપ અને બપાવાનાં ઘરમાં સુખથી પસાર થયા હતા, જે બેઉ ઘરોમાં તેણી ઘણી માનીતી હતી અને નાનપણથીજ ઘણી હુશયારીનાં ચીન્હો દેખાડતી આવી હતી.

જયારે તેણી પાંચ વરસની થઈ, ત્યારે તેણીનાં કુટુંબમાં એક જુવાન માણુસનાં આવવાથી વધારો થયો, તેબી જોશીજ ખાનદાનનો હતો અને તેનું નામ ગોપાલ વીનાયક જોશી કરીને હતું. તે ગવરનમેંટ પોસ્ટ આફીસનો એક કલારક હતો અને સારી કેળવણી તેને લીધેલી હતી. તેને જમનાની સાથે ઘણું સારૂ હતું અને તેણીને શીખવાની ઉલટ કરતી જોઇને તેણીને સંસક્રીટ શીખવવાનું તેને માથે લીધું અને એ પ્રમાણે ત્રણ વરસ સુધી શીખવવાનું તેણે ચાલુ રાખ્યું. ત્યાર પછી ગોપાલની બદલી અલીબાગની પોસ્ટ આફીસમાં થઈ અને તે નાની છોકરીને પોતાનાં અભયાશમાં ખલલ પડશે, એવા વીચારથી પુશકલ દલગીરી લાગી. તેણી ધારતી હતી કે હવે શીખવાની ટક તેણીને કદીબી મલશે નહી, જ્યારે તેણીની માતા તો તેણીનાં અભયાસનો આવો છેડો આવેલો જોઈને ઘણી ખુશી થઈ અને હવે તો તેણી પરણવા લાયક ઉમરની થઈ છે, એવું ધારીને તેણીને પરણાવવાની સઘળી તૈયારીઓ કરવા માંડી.

આપણે અજબ થઈશું નહી, કે જેણીએ કેળવણી લેવાની આટલી બધી ઉલટ દેખાડેલી તેણીને હવે શીખવાની બીજી ટક મલશે નહી એવા વીચારથી કેટલી હદ સુધીની દલગીરી ઉપજી હતી, પણ જ્યારે તેણીની બુઢી બપાઈએ જમનાને પોતાની સાથે લઈને અલીબાગ રહેવા જવાનો વીચાર કીધો, કે જેથી તેણી સંસક્રીતનો અભયાસ આગળ કરી શકે, ત્યારે તેણીની ખુસાલીનો પાર રહયો નહી.

કેટલાક હેવાલો ઉપરથી જણાય છે, કે જમના પોતાનાં બાપનું ઘર છોડયાની અગાઉ ગોપાલ સાથ અટરાઈ હતી અને તેથી અલીબાગ જવાની સઘળી હરકતો દુર થઇ હતી. ગમે તે હોય, પણ બીજે વરસે તેણીની સાલગરેહનાં દીવસેજ, મારચ ૧૮૭૪ માં તેઓનાં લગન થયાં.

મરાઠા રેવાજ મુજબ લગન પછી જમનાએ પોતાનું નામ ફેરવ્યું અને ત્યાર પછી આનંદીબાઈનાં નામથી ઓલખાવા લાગી. લગનની ખુશાલીમાં ખાનીપીની, લાઈટ, આતસબાજી, તમાસા અને બીજી મોજ મજાહો, ઘણા દીવસો સુધી ચાલુ રહી. ગણુપતરાવ જોશી, જેવણે પોતાની આએ દીકરીને ઘણી ચાહતા હતા અને તેણીને માટે ઘણા મગરૂર હતા, તેવણે તેણીને પોતાની તરફથી પુશકલ ભેટો કીધી હતી, જેમાં સુંદર રેશમી અને કસબી કપડાંઓ, કે જેવાં ઘણી પૈસાવાલીજ હીંદુસ્થાનની બાનુઓ પેહડે છે તથા ઘણાં કીમતી ઝવેરાતો હતાં. હીંદુ સ્ત્રીઓને ઘરેણાંનો ઘણો શોખ હોય છે અને જો સુનાનાં ઘરેણાંઓ તેઓને મળી નથી શકતાં તો રૂપાંના પેહડીનેબી સંતોષ મેળવે છે, જ્યારે દેશના કેટલાક ભાગમાં હલકા વર્ગની સ્ત્રીઓ કાચની અને પીતલની બાંગડીઓબી પેહડે છે. ઊંચી ઝાતની પૈસાવાલી બાનુઓનાં દાગીણા ઘણાં અને સુંદર દેખાવનાં તેમજ વખણાવા લાયક કારીગીરીનાં હોય છે અને દીકરીઓને લગનની રીતમાં બાપ તરફથી મોટો ભાગ દાગીણાનો કરવામાં આવે છે.

તેઓનાં લગન પછી તે જુવાન જોડું કચ્છ ગયું, જ્યાં ગોપાલને પોસ્ટ માસ્તરની જગા મલી હતી. પોતાનાં નવાં ઘરમાં આનંદીબાઈએ ઘરની ફરજો સાથે શીખવાનુંબી ચાલુ રાખ્યું હતું, પણ પોતાના માબાપ તેણીને ઘણાં જોસથી યાદ આવતાં હતાં. મુખ્ય કરીને કચ્છમાં એવું કોઈ નહી હતું, કે જેની સાથ તેણી દોસ્તી કરી શકે અથવા કોઈ તરફથી મદદ અને દીલસોજીને માટે આશા રાખે. તેઓનાં વખતમાં કચ્છ શેહરમાં મુદલ સુધારો થયો નહી હતો. બાળહંસાનો રેવાજ તો ત્યાં ચાલુજ હતો અને બાર હજાર માણસની વસ્તીમાં ફકત ત્રીસ છોડીઓ ત્યાં હતી, બાકીની સઘળી છોકરીઓ બાહર ગામથી આવતી હતી.

પોતાની જીંદગીનાં આએ દીવસો વીશે આનંદીબાઈ ઘણી દલગીરીથી વાત કરતી હતી અને છેલ્લે સરવાલે જયારે તેણીનાં વરની બદલી મુંબઈ થઈ, ત્યારે તેણી ઘણી ખુશી થઈ હતી.

૧૮૭૮ માં તેણીએ એક બાળકનો જનમ આપ્યો, પણ તે થોડાજ દીવસ જીવવા પામ્યું, જો કે તે દુઃખી માતા કહેતી હતી, કે જો ડાકટરની બરાબર સલાહ મળી હતે, તો તે જરૂર જીવતે અને ત્યાર પછી તેણીએ ધારયું, કે હીંદુસ્થાનમાં સ્ત્રી ડાકટરોની ઘણી જરૂર છે અને બની શકે તેટલો વઈદાંનો અભયાસ કરી, પોતાની બેહનપણીઓનું દુઃખ ઓછું કરવાનો તેણીએ ઠેડાવ કીધો.

તેણીનાં વરે તેણીનાં આએ વીચારો સાંમે સેહજબી વાંધો લીધો નહી, પણ ઉલટું તેઓને આગળ વધારવાને પોતાથી બની શકે તેટલું કીધું અને છેલ્લે તેણીની સાથ અમેરીકા જવાબી કબુલ કીધું. આવી મતલબથી ગોપાલ જોશીએ અમેરીકાનાં એક મીશનરી પેપરનાં એડીટર ઉપર એક કાગજ લખી પોતાને તેમજ પોતાની બૈરી માટે કાંઈ મદદ કરવા લખ્યું. દેખથતી રીતે તેના કાગજે તે અમેરીકન ઉપર કાંઈ ઘણી અસર કીધી નહી અને ગોપાલને કાંઈબી મદદ કરવાને તેને ના પાડી. એવું બન્યું, કે જે ચોપાંનયાંમાં આએ કાગજ છાપવામાં આવ્યું હતું, તે મીસીસ કારપેંટરનાં હાથમાં આવ્યું, જેવણે એક જુવાન હીંદુ સ્ત્રીને કેળવણી માટે આટલી મીનતજારી કરતી જોઇને દયા આવ્યાથી આનંદીબાઈ પર એક કાગજ લખ્યું.

૧૮૮૧ માં ગોપાલ જોશીની બદલી કલકતે થઈ, પણ અહીયાં તે તેમજ તેની બૈરી સુખચેનથી રહી શકયાં નહી. કલકતાની હવા તેઓને સદી નહી, જ્યારે તેઓને લાયકનું ખાવાનું મેળવવાની તેઓને ઘણી મેહનત પડની હતી. બંગાલનાં લોકોની રીતભાત અને રેવાજ મરાઠા કરતાં તદન જુદોજ છે અને જ્યારે આનંદીબાઈ બુરખો નાખ્યા વગર પોતાનાં વર સાથે ફરવા જતી હતી, ત્યારે રસ્તે ચાલતાં લોકો તેણીની તરફ બેઅદબીથી ટીકતા હતા. કેટલીક વખતે તો તેણીને અપમાન વટીક કરતા હતા.

થોડા વખતમાં ગોપાલની બદલી બરાકપુર અને પછી સેરામપોર થઈ. આએ બધો વખત થયાં આનંદીબાઈ મીસીસ કારપેંટર સાથે પત્રવેહવાર ચલાવતી હતી, જેણી પોતાથી બની શકે, તેટલી ગોઠવણ તેણીને અમેરીકા મોકલવા માટે કરતી હતી. એવું ઠેડવવામાં આવયું, કે ગોપાલને અમેરીકા જવાનું કશું કારણ નહી હતું અને તેથી હીંદુસ્થાનમાંજ રહીને પોતાનો ધંધો કરી, તે તેણીને ઘણી મદદ કરી શકશે. છેલ્લે સરવાલે પૈસાની તેમજ બીજી સઘળી ગોઠવણ થઇ. મીશનરી દોસ્તોની મદદથી તેણીનો એક સાથી સોધી કાહડવામાં આવ્યો અને તેણીની જરૂરયાત માટે પુરતું નાણું એકઠું કરવામાં આવ્યું. કલકત્તામાં પોસ્ટ માસ્તર જનરલ મી૦ જેમસ અને કેટલાક આગેવાન અંગ્રેજોએ એક ઉઘરાણું કીધું અને તેમાં તેણીએ પોતાના બાપના આપેલા કેટલાંક ઝવેરાતો વેચી ઉમેરો કીધો.

બાહદુર તોપણ દુઃખી હઈડાં સાથે ૧૮૮૩ ના એપ્રીલ મહીનામાં તેણી કલકતેથી ઇગલંડ જવા ઉપડી, જ્યાં થોડો વખત થોભીને, તેણી અમેરીકાનાં ન્યુયોર્ક શેહરમાં જુન મહીનામાં જઈ પુગી. તેણીને મીસીસ કારપેંટરે ઘણો સારો

ડીસેમબેર ૧૮૯૨.

પુસ્તક ૪ થું.] [અંક ૧૦મો.

# સ્ત્રી મિત્ર.

દર મહીને પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

છપનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ ૩;
પોસ્ટેજ ૬ આના.

# ✻ સ્ત્રી મિત્ર. ✻

## સાંકળિયું—ડીસેમબર ૧૮૯૨.


# સ્ત્રીમિત્ર


STRI MITRA: OR THE LADY'S COMPANION.






## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૧ લું. (ચાલુ)

**મેહરી પટેલે પીરોજા મરચંટપર લખેલું કાગજ.**

મારી સૌથી વહાલી પીરોજા,




યા મહીનામાં, જે પ્યાર ભર્યાં કાગજો મેં તારી તરફથી મેલવ્યાં છે, તે માટે હું તારો પુરતો ઉપકાર કેમ માની શકશ. હજી હું એટલી બધી તો નબલી છેઉં, કે મને ઘણું લખવાનો હોકમ નથી અને તેથી તારી તરફના મારા સઘળા પ્યાર છતાં તે સઘળાનો જવાબ આપવો તદન અશક્ત છે. પણ મારી પીરોજા, હું તારૂં માયાળુ દીલ જાણુંછું; હું જાણુંછું, કે જ્યારે હું એમ કહેવશ, કે તારાં કાગજોએ મારાં દુઃખના બીછાંણાંને ખુશાલ કીધું છે, ત્યારે તું સંતોષ પાંમશે, જે બાબદમાં મારા વીચારો રોકાયલા હતા, તે બાબદમાંથી ફકત મારાજ નહી પણ મારી ગરીબ માતાના વીચારોને પણ તારાં કાગજોએ ફેરવ્યા છે. તારાં પહેલાં લાંબાં કાગજમાં તું લખે છે કે, તું જેવી હતી તેવી મને દેખાડવા માંગતી હતી; તારા સઘળા વાંકો મારી તપાસ માટે તેં ખુલ્લા મુકયા હતા અને તેનું પરીણામ શું? તું કહેતી હતી, કે તું મારી નજરમાં હલકી પડશે, નહી વહાલી, ખોલાં દીલની છોકરી તેમ નથી અને જ્યાં સુધી તું આવો ઓલો ખવાસ ધરાવશે, ત્યાં સુધી તું કદી પણ મારી નજરમાં હલકી પડશે નહી. જ્યારે આટલું બધું સુખ તારી આસપાસ હતું, ત્યારે આવી દલગીરીને ઉતેજન આપવામાં તેં ખચીતજ ખોટું કીધું હતું. પણ જ્યારે તું તારી ભુલ જોય છે, ત્યારે હંમેશાં તે સુધારવાની કોશેશ કરે છે. હું જાણુંછું, કે મમાએ થોડાંક અટવાડયાં થયાં, દીનબાઈ પર લખીને જણાવ્યું છે, કે અમારો બંગલો વેચવાનો છે; અમે કદી પણ તેમાં પાછાં ફરશું નહી; જે ઘરને હું એટલું બધું ચાહતી હતી, જે જગાપર મેં આટળા સુખી કલાકો પસાર કીધા હતા, તે સઘળું પારકાંઓના હાથમાં જશે—હવે વધારે વખત તે અમારૂં રહેશે નહી, જેમ આપણે ઘણાં વરસો થયાં સાથે રહયાં છઈએ, તેમ હવે વધારે વખત રહી શકશું નહી, મારૂં ઘેર બદલતાં મને લાગે છે કે, જે દરેક ચીજને હું ચાહતી હતી, તે મારી પાસેથી છોડવી લઈ જવામાં આવી છે.

* * * * * * * *

મારી પીરોજા, હું ધારતી હતી, કે આ બાબદ પર હું શાંત મનથી લખી શકશ, પણ તે વેલાએ મારૂં મન અને શરીર બંને હમણાં કરતાં વધારે મજબુત હતાં; હું ઘણી આજારી પડી હતી અને તેથી તેને મારાં મનની નબલાઈનાં બાંહનાં તરીકે ગણજે. પીરોજા, તારાં માના આગળ મારો બચાવ કરજે; તેવણને કહેજે, કે તેવણ જાણતાં નથી કે, જે માતા મારાં બીછાંણા આગળથી જરાક પણ ખસ્યાં ન હતાં, તેવણની ચીંતાતુર આંખોથી દરેક દુઃખ છુપાવાને હું કેટલી મેહનત કરૂંછું; તેવણ એટળાં તો દુઃખ સાથે મારી માવજત કરતાં હતાં, કે તેવણનાં બોલ્યા વગર તેવણનાં મોઢાં પરથી સ્પષ્ટ જણાતું હતું, કે હુંજ ખરેખર આ દુનયામાં તેવણની એકજી ખુશાલી હતી; ત્રણ મહીનાં સુધી મારા સખ્ત બાપ ઘેરમાં રહેવાથી મને એટલુ તો દુઃખ થયું છે, કે મને લાગે છે, કે જાણે હું—અરે! કેવી ખુશીથી નાહસી જઈ હંમેશના આરામમાં પડું, પણ તેવણને ખાતર હું જીંદગી અને તાકતને માટે પ્રાર્થના કરૂંછું, તેવણને ખાતરજ હું ડાકટરની સલાહની સાંમે થતી નથી, કે અમોને એક બે વરસ સુધી બીજીગમ કેડે જઈ રેહવું જોઈએ, જોકે પંચગની છોડતાં હું જાણતી નહી, કે મને કેટલું દુઃખ થાય છે. અરે! શું કામ મારી તંદરોસ્તી એટળી નબલી હશે? જ્યારે હું દુઃખી છેઉં, ત્યારે મને એટલું બધું ખમવું શું કામ પડે છે? અરે પીરોજા! તું જાણતી નહી, કે તે માટે નહી બબડવાને મને મારાં દીલની સાથે કેટલી સખ્ત મેહનત કરવી પડે છે. જો ફકત મારી તંદરોસ્તી સારી હતે, તો મારાં માએ મારાં દુઃખો વીશે જરાકથી શક લઈ જતે નહી. હું જાણું

છું, કે હું તે દરેક આંખથી છુપાવી શકતે. પણ તેવણ તે સઘળું મારી લઠડતી દેહ અને ફીક્કા ચેહરા પરથી વાંચી શકે છે; જ્યારે હું મારી દરેક શકતીથી તેવણને બતાવવાની કોશેશ કરૂંછું, કે જ્યાં સુધી તેવણ મારાં માથાં પર સલામત છે, ત્યાં સુધી હું કદી પણ તદન અસુખી બનશ નહી; ફક્ત મારાં શરીરની માંદગીએજ તારાં પહેલાં લાંબાં કાગજનો જવાબ લખતાં મને અટકાવી હતી નહી; પણ પપા. અને અદી બેઉ ઘેરમાંજ હતા અને મને વારંવાર ધ્રુજવાનું એટલું બધું તો કારણ મલતું હતું, કે હું જાણતી હતી, કે લખવું તદન અશકત હતું અને તેથી તુંને ગુસ્સે કરવાના અથવા દુઃખ આપવાના જોખમે પણ મેં લખવાની કોશેશ કરી નહી. તારૂં બીજું કાગજ મલ્યા પછી મેં મમાને જે કાંઇ બન્યું હતું, તે સઘલું દીનબાઈપર લખવા કહ્યું, કારણ કે હું જાણતી હતી, કે અમારી સુપફીદીનાં કારણનો ખોલાસો કરવાથી તેવણનાં (મમાના) જીવને આરામ મલશે, કે જેમ હું ધારૂં છું કે થયું હતું. તેને છ અઠવાડયાં થઈ ગયાં છે અને મને ફક્ત હમણાંજ લખવાની રજા મલી છે. વળી લખતાં લખતાં પણ મને એક કરતાં વધારે વખત થોભવાની ફરજ પડી છે, તેથી મારી વાહલી પીરોજા આટલી લાંબી સુપફીદી માટે મને માફ કરજે. અમારો બંગલો બે ત્રણ મહીનામાં વેચવાનો છે; આને બદલે બીજો બંગલો, જે હમણાંજ બાવાને મલ્યો છે, તે વેચવાને મમાએ મારે ખાતર તેવણને કાલાવાલા કરવાની હીમત કીધી, પણ તેવણે સાફ ના પાડયું. એવા નકામા કાલાવાલા કરી પોતાનો જીવ નહી બાલવાને મેં મમાને સમજાવ્યાં. અદીને કોલેજમાં મુકવાનો છે અને તેને માટે જે વધુ ખરચ થશે, તેનો પપાને તો જરાકબી વીચાર નથી, પણ બીચારા ગરીબ મમાને માથે એ નવી ચીંતા આવી પડી છે. દરેક જાતની લાલચ તેની આસપાસ ભમશે; તેની પોતાની નાહની આવક, જે જાતની જીંદગી તેને ગુજારવી જોઈયે, તેવી ગુજારવા માટે કદીબી પુરતી થઈ પડશે નહી. દરેક બાજુએથી જોતાં ભવીષ કાલુંજ દીસે છે; હું આગળનો વીચાર કરી શકતીજ નથી. મારી વાહલી પીરોજા, મારે માટે બંદગી કરજે કે, ખોદાય મને મારાં દુઃખો ખમવાની શકતી અને સબુરી આપે. અરે પીરોજા! મારા બાવાનાં ગમે એવા ઘાતકી દીલ અને અમો તરફનાં થંડાપણાં છતાં મારૂં દીલ તેવણ તરફ ખેંચાય છે. જો તેવણ મને ચાહવા દે, તો દુન્યામાંનાં કોઈબી વાહલાં છોકરાં માફક તેવણને ચાહું અને માન આપુ અને જ્યારે તેવણ મારા મમા સાથે સખ્ત થાય છે અને હું તે વેલાએ મારા મનમાં તેવણને ઠપકો દેતું છું, ત્યારે થોડા વખતમાં મને પસ્તાવો લાગે છે અને મારાં દુઃખમાં વધારો થાય છે. જો મને પુરતી શકતી આવશે, તો અમે બે મહીનામાં પંચગની છોડી જવાના છઈએ, અમારો વીચાર ઉત્તર તરફ મુસાફરી કરવાનો છે, પણ અમે મુંબઈમાં થોભવાનાં નથી. હું ઈચ્છું છું, કે હું ફરીથી એક વેલા તુંને જોઈ શકું, કારણકે વહાલી પીરોજા-હું જાણતી નહી, કે હું તુંને પાછી કયારે મલશ, પણ કોઈ વેલાએ મને લાગે છે, કે આપણે નહી મલીએ તેજ સારૂં, નહી તો વળી છુટું પડવાનું દુઃખ વધારે લાગે; આએ કાગજ સાથે મને તારાં માતાપર ઘણું લખવા ગમતું હતું, પણ મને બીહક લાગે છે, કે મારામાં પુરતું જોર નથી; તોપણ હું ઈચ્છુંછું, કે તેવણને જ્યારેબી ફરસુદ મલે ત્યારે મારી પર લખે, તેવણનાં કાગજો ખરેખર મને દીલાસા તરીકે થઈ પડે છે; તારો ભાઈ હોમી મારે વાસ્તે માયાલુ અને હેતવંતી ખબરો કેહવાડે છે, તે માટે હું તેવણનો ઉપકાર માંનુંછું. અમારી મુસાફરીનાં "પ્લાંનો" માટે તેવણને તારે ગમે તે કહેજે અને તેવણને કહેજે-કે તેની બેહન મેહરી તેનાં બચપણનાં ભાઈ અને જુવાનીનાં માયાળુ દોસ્તને કદી પણ ભુલશે નહી; જાંગીરને પણ મારી દુવા કહેજે અને તારાં પ્યાર ભર્યાં હૈડાંમાંથી, જે બોલો નીકલે, તે ગુલ તથા ખોરશેદને કહેજે. હું ગુલપર લખતે પણ મારામાં પુરતું જોર નહી હોવાને લીધે તેમ કરી શકતી નથી. આ કાગજ પુરૂં કરૂં તે આગમજ મને કહેવા દે, કે જોકે તુંને "મરચંટ હાલ" છોડી જતાં ઘણું લાગ્યું હતું, તે છતાં તારી હમણાની જીંદગીમાં તું થોડી ઘણી મજાહ મેલવે છે, તેથી હું ઘણી ખુશી થાઉંછું. તું જે મંડળીઓમાં જાય છે, તે ખરેખર ઘણી સારી હોવી જોઈએ, તે છતાં મને તારી ભોલાઈપર હસ્યા વીના ચાલતું નથી, કારણકે મારી વહાલી પીરોજા તું એમજ ધારે છે, કે તારા બાવાના ઘેરમાં જેબી મુલાકાત લેવા આવે છે, તે બધા ઘણાંજ ઊંચા ખવાસનાં અને સારા ગુણનાંજ માણસો હોવા જોઈએ; જો બધાંજ માણસો જેવાં દેખાય, તેવાં સારાં અને ઊંચાં ખવાસનાં હોય, તો પછી કોઈને સારાં થવાની કોશેશ કરવી પડેજ નહી. પણ એવી ભેલસેલ મંડળીઓમાંજ આપણાં સારાં નરસાં ખવાસનું તોલ માલમ પડે છે. જો આપણે આપણો સારો ખવાસ જાલવવા માંગતાં હોઈએ, તો બીજાં તરફ વધારે માયાળું થવું જોઇએ; બીજાંઓની ભુલ તરફ નાખતી કરવી જોઈએ, નહીતો પછી આપણી ભુલો કોણ માફ કરે? જો કે મને તો એકાંત રહેવા ઘણું ગમે છે, તે છતાં આખી જીંદગી એકાંતવાસમાં કહાડવાની હું હીમાયતી નથી. હું ધારૂં છું, કે એકાંતમાં રહેવાથી આપણે ઘણાખરાં એકલપેટાં થઈ જઈયે છીયે અને ડાહપણ તથા સારા ખવાસનાં અજબ જેવા વીચારો બાંધીએ છીએ તથા બીજાંઓની ભુલો તરફ વધારે ઓછી સખતાઈથી જોઈયે છીએ. મંડળી એ એક જાતની આરસી છે, કે જેની અંદર તરેહવાર જાતનાં માણસોની ચાલચલણો તેઓનાં તરેહવાર ગુણો સાથે આપણે આબાદ જોઈયે છીયે અને આએ રીતે જો આપણું મગજ સાબુત હોય, તો આપણી પોતાની ચાલચલણનો વધારે અભ્યાસ કરી શકયે છીએ, તેથી જો બીજાઓને બદલામ કરયા વગર આપણે પોતાનું દીલ પેહલાં તપાસીએ તો આપણે વધારે માયાલુ થઇયે અને આપણી પોતાની ચાલબી વધારે સારી વલાણ પકડે. હવે તો મમા મારી તરફ ઇંતેજારીથી જોય છે, કારણ કે તેવણ ધારે છે, કે મેં જોઈયે તે કરતાં વધારે વખત લખ્યું છે. મનેબી લાગે

છે, કે મારા ગાલ બધા લાલ થઇ આવ્યા છે અને હવે હું તેવણનું કહ્યું માનીને આએ કાગજ બંધ કરૂં છું. સાહેબજી, મારી વાહલી પીરોજા, ખોદા તુંને મારા જેતું દુઃખ કદીબી દેખાડે નહી.

લા૦ તારી હમેશની વાહલી મેહરી પટેલ.

---

દીનબાઇએ મેહરી પટેલપર લખેલું કાગજ.

મારી વાહલી મેહરી,

પીરોજાપર લખેલું તારૂં કાગજ મેં દુઃખ તથા ખુશી સાથે વાંચ્યું છે અને ઘણીજ મોટી ખુશી સાથે તારી ઈચ્છાને પુરી પાડી આ કાગજ લખું છું. તારી દલગીરી ખરેખરીજ ખુદરતી છે, તે છતાં તું તેમાં તારી ફરજ બરાબર રીતે બજાવે છે તે જોઈને હું ઘણીજ ખુશી છેઊં. મારૂં માનતી હોય તો માનજે, કે તારી આવી ખરાબ તબીએત તથા કમનસીબથી મને ખરેખરજ દુઃખ ઉપજે છે. હું તે તારાં દુઃખને ઓછું કરવા હમણાં કાંઈ દીલાસો આપશ નહી, કારણ કે હું જાણું છું, કે તે ફોકટમાં થઈ પડશે. હું તારા બચપણથીજ તુંને કહેતી આવી છું, કે આપણી ખુદરતી સઘળી લાગણીઓ દાબી દેવાનું કાંઈ આપણને ફરમાન નથી. ફકત આપણને એટલું કહેવામાં આવ્યું છે, કે આપણીપર જેબી દુઃખ પડે, તેનો ઉભરો ખોદા આગળ ખાલી કરીએ, તેની ઉપર પુરતો વીશ્વાસ રાખીએ; આપણીપર ઘણું દુઃખ પડે છે, એવું બીજાં આગળ નહી બડબડવાની કોશેશ કરીએ અને જો કદાચ તેમ નહી કરતાં આપણી આંખોમાંથી આંસુ પડી જાય, તોપણ તે આપણી બંદગી સાંભલ્યા વીના રહેનાર નથી. મારી ગરીબ દીકરી, તું કાંઈ દલગીરીને એકદમ રાહત આપવાથી માંદગીના બીછાણાંપર પડતી નથી, પણ તે છુપાવાની કોશેશ તારી નબલી દેહ માટે ઘણી સખ્ત થઈ પડે છે. મારી વાહલી મેહરી, તારી માંદગીમાં તુંને દુઃખ તો ઘણું થતું હશે, પણ એક રીતે તેથી તારાં માતાને ફાયદો થાય છે. એક વાહલાં બચ્ચાંના માંદગીના બીછાણા આગળ ચોકી કરવી, એ એક માતાનાં દીલને અતીશય દુઃખી કરનારૂં છે, તોપણ જો તેણીને તારી માંદગીની ઇંતેજારી ન હતે, તો તારા બાપ તથા ભાઈની ચાલચલણથી તેવણને ઘણુંજ વધારે કંગાલ થવાનું કારણ મલતે. તારે ખાતર તે દુઃખી વીચારો તેવણ મગજમાંથી કાહડી નાખે છે; તારે ખાતર તેવણ પોતાનું સઘળું કૌવત એકઠું કરવાની કોશેશ કરે છે, કે જે કૌવત કોઈ બીજી વેલાએ તેવણને છોડી જતે અને જ્યારે તેવણ તુંને પાછી તંદરોસ્ત થયલી જોય છે અને તારો હમેશનો પ્યાર મેલવે છે, ત્યારે મને માનતી હોય તો માનજે, કે તેવણનાં મમતાલુ દીલમાં તેવણને અતીશય સુખ લાગે છે, કે જે કદી કોઈ પણ કારણથી ખુટવાનું નથી. ત્યારે મારી સૌથી વાહલી મેહરી, તેવણને ખાતર પંચગની છોડી જવાના અણગમાને દુર કરવાની કોશેશ કરજે; હું તારી દલગીરી માટે તુંને ઠપકો આપતી નથી, કારણ કે હું જાણું છું, કે તે ખુદરતી છે, પણ એટલા વીચારથી સંતોષ પામજે, કે થોડાં વરસ બાહરગામ રહેવાથી તારાં માતાને શાંત જીંદગી ગુજારવાની ટક મલશે કે, જે હાલ પંચગનીમાં તેવણ ગુજારી શકતાં નથી. મારી દીકરી, તું શું તેવણને ખાતર તારાં વાહલાં વતન અને અતી વાહલા દોસ્તોથી થોડો વખત સુધી છુટી નહી પડશે? ગમે એટલાં દુર હોવા છતાં અમો સઘલાં તો અમારી મેહરીને જેટલીને તેટલીજ ચાહીશું અને તેણી વીશે વીચારશું. અમે વારંવાર કાગજ લખશું અને તારા ભાઈ વીશે જેબી કાંઈ ખબર મલશે તે જણાવશું. મનચેરશાહ હમેશ તારાં બાપ સાથે એક ભાઈ દાખલ વરતે છે અને તેવણને ખાતર, તેવણનાં આડી ચાલના દીકરા માટે તેવણ હમેશ અતીશય કાલજી રાખશે, તેને વાસ્તે કાંઈ ધાસ્તી રાખતી ના અને તે વીશેની તારાં માતાની કાલજીને પણ નરમ પાડવાની કોશેશ કરજે. હોમીએ તારીપર કાગજ લખ્યો છે, જે હું આ સાથે બીડું છું અને તે તુંને કાલાવાલા કરી લખે છે, કે તમો બાહર ગામ જાવો, ત્યારે તેને તારીપર લખવાની રજા આપવી, એટલુંજ નહી પણ તેના કાગજોનાં જવાબો તેં લખવા, તારે લગતી જે ખબર અમે તેને લખી હતી, તે વાંચી તે અતીશય દુઃખી થયો છે અને હું આશા રાખુંછું અને ધારૂંછું, કે તમારા વચ્ચેના પત્રવહેવાર માટે તારાં માતા નાખુશ થશે નહી અને મારા ગરીબ દીકરાની તમો માટેની ખરાં દીલની કાળજી અને પ્રાર્થના તમોને દીલાસો થઈ પડે. ગરીબ બીચારી પીરોજાએ તારાં કાગજપર ઘણાં આંસુઓ પાડયાં છે; તમો પંચગની છોડી જાઓછો, એ વીચાર તેણીથી ખમી શકાતો નથી, પણ તોબી મારા વીચારને મલતી થાય છે, કે તેથી તુંને તેમજ સુનાબાઈને ઘણો ફાયદો થશે. પણ તેણીની સઘળી લાગણી તેણીનાં પોતાનાં કાગજ પરથી જણાશે, હવે હું મારૂં લખવાનું બંધ કરૂંછું અને ફરીથી જલદી ટક મલવે લખીશ, પીરોજાના અથવા મારાં કાગજના જવાબ લખવા માટે તું કાંઈ ઘણી મેહનત કરતીનાં; અમો બરાબર જવાબ મેલવવાની રાહ જોઈશું નહી; મેં તારાં માએ પર પણ લખ્યું છે, તેથી આ ટુકું કાગજ તું જેમ ઈચ્છતી હતી, તેમ તારે પોતાને માટેજ છે. મનચેરશાહ તમોને સ્ટેશન પર મલશે અને તેથી મારા જીવને ઘણો સંતોષ મળશે, કારણકે તેવણ મોઢે મોહડું મલવાથી કાગજ કરતાં વધારે ખબર મને આપી શકશે અને હું આશા રાખુંછું કે, જે ચીજ માટે તારાં માએનું દીલ હમણાં ચીંતાતુર છે, તે વીશે મનચેરશાહ વાત કરી તેવણનાં જીવને ધીરજ આપશે. મારી મેહરી ખોદા તુંને સલામત રાખે અને તુંને જલદીથી તંદરોસ્તી અને શાંતી પાછી બક્ષે.

ઘણાં ઘણાં વહાલ સાથે, દી. મરચંદ.

## પ્રકરણ ૨ જું.

મલબાર હીલ પર આવેલા એક ભપકાદાર બંગલાના સુંદર સણગારેલા દીવાનખાનાંમાં એપ્રીલ મહીનાનો સુરજ પ્રકાશતો હતો. તે ઓરડાના દેખાવ, દરેક બાજુએ પડેલાં જુદી જુદી

જાતનાં રમકડાં, ટેબલ પર ગોઠવેલી નવી વાર્તાની ચોપડીઓ અને ઓરડામાંની સઘલી ચીજો સામટી રીતે લેતાં તેમાં કાંઈ એવું સમાયલું હતું, કે એક બારીકાઈથી તપાસ કરી જોનાર શખસ, જે નાની ચીજોપરથી લોકોની ચાલ ચલણનું તોલ કરી શકે છે, તેના મનમાં શક ઉતપંન થયા વીના રહે નહી, કે તે ઓરડાની શેઠાણી ઘણું મજબુત અને અક્કલવાલું ભેજું ધરાવતી હોય નહી; તે ઓરડામાં ગોઠવેલી ચીજો દેખઈતી રીતે હલકાં ભેજાંનો "તેસ્ટ" બતાવતી હતી; ત્યાં કોચપર અરડાઈને પડેલી એક બાનુંનો ચેહરો આ શકોને મજબુત કરતો હતો, તેણી ચાલીસ વરસથી વધારે ઉમરની લાગતી ન હતી, પણ તેણીના ચેહરા પર આળસાઇ અને કંટાલાનો છાપ પ્રગટ દીસ્તો હતો. કોઈ પણ જાતની હુશીઆરી, અથવા ચપલતા તેણીનાં ચહેરાપર દીસ્તી હતી નહી. તે પર ચીરડાઉપણું અને ઉદાસી સીવાય બીજા કોઇ પણ જુસ્સા જણાતા ન હતા કે, જે જુસ્સાઓ ઘેરનાં કાંઈ કામકાજથી ગુસ્સે થવાથી ઉસકેરાતા હતા; અને હમણાં પણ તેમજ બન્યું હતું. છેલ્લી નવી નીકલેલી એક વાર્તાની ચોપડી તેવણનાં હાથમાં હતી, જે વાંચવામાં તેવણ ઘણાં ગુંતાયલાં હોય તેમ દીસ્તુ હતું; પણ તેજ ઓરડામાં બેહેલી એક બીજી જુવાન બાનું વારંવાર તેવણનાં વાંચવામાં ખલલ કરી, તેવણને ગુસ્સે બનાવતી હતી.

માય દીકરીનાં ચેહરામાં દેખઈતોજ ઘણો તફાવત હતો. અને જો કે દીકરી વધારે ખુબસુરત દેખાવની હતી, તોપણ બેમાંથી માય વધારે પસંદ કરવા જોગ લાગતી હતી. છોકરીની ઉમ્મર નજદીક અઘાર વરસની લાગતી હતી અને તોપણ તેનાં દેખાવ પરથી તેણી એક જુવાન છોકરી કરતાં મોટી બૈરી જેવી વધારે લાગતી હતી, તેણીની દરેક ચાલ ચલણમાં હમણાની ફેશીન ખુલ્લી રીતે દીપી નીકલતી હતી. તેણીનાં દરેક બોલમાં એવું છુટાપણું જોવામાં આવતું હતું, કે જેથી કરી પોતાનાં થોડાક દોસ્તો અને વખાણનારાંઓ સીવાય દરેકને અકારી થઈ પડતી હતી. આપણે ઉપર જણાવ્યું તેમ તેણી ખુબસુરતતો ખરેખરજ હતી, મગરરી તુંડાઈ અને માણુસ જાતનાં બીજા હલકા ખવાસોનો તેણીનાં મોહાં પર ખુલ્લો છાપ પડેલો હતો અને જ્યારેબી તેણી પોતાનાં આ ખરાબ ખવાસોને એક કોરે મુકી વધારે કુદરતી ખવાસો બહાર દેખાડતી હતી, ત્યારે તેણીનાં ધીક્કારનારાંઓથી પણ તેણી તરફ વખાણની નજરથી જોયા વગર રેહવાતું હતું નહી. મંડલીમાં બીજાંઓ આગળ તેણી પોતાની મતલબસર તરેહવાર દેખાવો ધારણ કરવાને શકતીવાન હતી; ઘરમાં વઢીક તેણી આજ કોશેશથી પોતાનાં મુખ્ય કામો પાર ઉતારતી હતી. આપણે હવે પછી જોઇશું, કે તેણીની ઘરમાં એક વીશ્વાસુ સહી હતી કે, જેણી આગળ તેણી પોતાની સઘલી ખાનગી મતલબોની વાત કરતી હતી અને જેણી તેની વાતો સાંભલીને જોઈતી મદદ પણ આપતી હતી; આ સહી તેઓનાં કુટંબમાં ઘણા વરસો થયાં એક શીખવનાર દાખલ રહેલી હતી અને જો કે મોટી છોકરીને તેવણ શીખવી રહ્યાં હતાં, અને નહાની છોકરીને શીખવવામાં તેવણ ઘણાં બેદરકાર થઇ ગયાં હતાં, તોપણ વડીનાં વીશ્વાસુ સહી દાખલ આ ધનબાઈજી માસ્તર ટકી રહયાં હતાં.

તે દહાડેની સહવારનાં દેખાવપરથી લાગતું હતું, કે આ જવાન છોકરી પોતાની ગમે તેવી કોશેશ છતાં પોતાનાં દીલનાં અસંતોષને બહારથી દબાવી શકી ન હતી. તેણી ટેબલપરથી એકેક ચોપડી ઊચકતી અને તેઓમાંની એક બે લાઈન વાંચી પાછી તેને ફેંકી દેતી હતી. આથી કરીને ફકત તેણી પોતાની માયનેજ ચોંકાવતી ન હતી, પણ આસપાસ મુકેલી નાહની નાહની ચીજોને નાશ કરી નાખવાનાં જોખમમાં લાવી મુકતી હતી.

"હું ઈચ્છું છું હીલા, કે તું વધારે શાંત રીતે તારા જીવને રીઝવે." તેણીની માતા ઘણાજ ધીમે સાદે બોલી. "તુંને મારા જીવની જરા પણ કદર નથી. તું જાણે છે, કે જ્યારેબી મારૂં માથું દુઃખે છે, ત્યારે ગમે એવા નજીવા ઘોઘાટથી પણ મારો જીવ ઘબરાઈ આવે છે."

"મમા મારી તો ખાત્રી છે, કે મારા ઘોઘાટ કરતાં વાંચવાથી તમારૂં માથું વધારે દુઃખે છે. તમારી વાંચવાની ચોપડી મુગાં મુગાં મુકી દેવો અને આપ તમારૂં માથું સારૂં થઈ જશે."

"ત્યારે મારે બદલે તું મારી આગળ વાંચશે, હું ખરૂં કહું છું, કે તે મને વધારે ગમશે."

"હું તમારી આગળ મોટેથી વાંચું! તેમ તો હું દુન્યામાં સૌથી ગમતાં માણસને ખુશી કરવા ખાતરબી કરૂં નહી; અને જ્યારે તમે આજે રાતનાં મારી સાથે આવવા સાફ ના પાડો છો, ત્યારે તો હું તમારી આગળ વાંચું એવી આશા તમે રાખવી જોઈયે નહી."

"આવા બેઅદબ જવાબથી જરબાઇનાં શાંત મોહડાંપર અંદરખાનેનાં ગુસ્સાની કાંઈ પણ નીશાની જણાઈ નહી. તેવણને તે સાંભલવાની ટેવ પડી ગઈ હતી અને ગુસ્સો અથવા નાખુશી બતાવવા માટે તેવણ ઘણાં બેદરકાર હતાં."

"હીલા તું ઘણી નાફરમાન છોકરી છે," તેવણે જરાક પણ ગુસ્સો બતાવ્યા વીના કહ્યુ, "હું તુંને કહું છું, કે વાછાનાં કુવરબાઈ અથવા દલાલનાં ડોશીબાઈ સાથે હું તુંને મોકલશ, બેમાંનું કોઈબી તુંને ખુશીથી લઈ જશે. હવે મને એક દહાડો તો જંપીને બેસવા દે."

"વાછાનાં કુંવરબાઈ મને જરાકબી ગમતાં નથી, તેવણ ધીક્કારવા જોગ માણુસ છે. હું તેવણ સાથે મુંબઈની મંડલીઓમાં ફરૂં તેના કરતાં તો બેહતર કે જીવતી ને જીવતી ભોંયમાં દટાઇ જાઊં. તેવણનાં ડાહપણ અને નેકી વીશેનાં લાંબા લાંબા બાપણો તથા જુવાન બાનુઓએ સભ્યતાથી ચાલવું જોઇયે વગેરે વગેરે મોટી મોટી શીખામણોથી મને તો કંટાલો લાગે છે; એક ગમથી તેવણ એવું બોલે છે અને બીજી ગમથી તેવણની ત્રણ મોટી વધી ગયલી અનાડી દીકરીઓ, જેઓ તેઓની માયની આખમાં ઘણી સાદી અને સુંદર દીસે છે, તેઓ માટે વરો પકડવાની વેતરણ કરે છે; અને તો લાગે

છે, કે સૌથી નાલીને વીસને બદલે ત્રીસ વરસ હોશે. દલાલનાં ડોશીબાઈ વીશે તો તમે જાણો છો મમા, કે પપાએ મને તેવણ સાથે ફરીથી બહાર જવા સાફ ના કહ્યું છે; તેવણ સાથે જવું અને એકલું જવું બરાબર છે. તેવણને તો, પોતા શીવાય કોઈનો વીચારજ નથી. તેવણ તો પરણવા આગમજ જેવાં નખરાં કરતાં હતાં, તેવાંજ હમણાંભી કરે છે. હું ખચીત માનું છું, કે બૈરાંઓ ફક્ત એટલાજ માટે પરણે છે, કે તેઓને વધારે છુટ મલી શકે અને જ્યાં ગમે ત્યાં એકલાં જઈ શકે."

"ત્યારે જો તુંને ખેંગ નહી ગમતાં હોય તો દીનબાઈપર એક ચીઠી લખ, તું કોઈ બીજાનાં કરતાં તેવણની સંભાલ હેઠલ જશે, તો તારા બાવા વધારે ખુશી થશે."

"દીનબાઈ! દુન્યા કાંય નહી મલે તોબી તેવણની સાથે તો નહી જાઉં, જેભી મજાહ હું મેલવી શકતી હોઉં, તે તેવણનાં ચેહરાની સખ્તાઇ જોઈનેજ ગુમ થઈ જાય. હું અજબ થાઉં છું, કે ખોરશેદ એવી ગોલામગીરી કેમ ખમી શકે છે."

"દીનબાઈ સામે હું એક બોલ પણ સાંભળવાની નથી." જરબાઈએ જો હજુર સુધી કાંઈબી લાગણી બતાવી હોય તો તે આએજ વેલા બતાવી બોલ્યા, "જેઓ સાથે આપણે અહીંઆં ભેલાઇએ છીએ, તેઓમાં તારા બાવાનાં અને મારાં જો કોઈબી ખરેખર અને સાચ્ચાં મીત્ર હોય તો તે તેવણ છે."

"તમે તેમ ધારો તે તો ઠીક મારાં માયજી," હીલાએ કાંઈ અજબ જેવા અવાજે જવાબ દીધો. "સારૂં છે કે એ ખામી વગરનાં બાઈસાહેબ દીનબાઈજી તમારાં તેમજ પપાનાંભી દોસ્ત થાય છે, તેની તમુને અદેખાઇ નથી. હું જો મારા વરને મારી હાજરીમાં કોઈ બીજી બૈરીને હમેશાં છાપરે ચહડાવતાં સાંભલું, તો મને કાંઈ ચેન પડે નહી."

આ બોલોથી જો જરબાઈનાં ગાલપર રતાસ ચહડયો હોય, તો તે એટલો તો થોડો હતો, કે દેખાઈ શકે નહી અને તેવણ કાંઈ પણ તેની દરકાર કરયા વગર ફક્ત નીચે મુજબ બોલ્યાં.

"આજે રાતની પારટીમાં જવાની તારી મોટી મતલબ જો ખોરશેદ પારટીમાં પેહલવેહલી આવનાર છે, તે જોવાની અને તેણી સાથે ફરવાની હોય તો હું ધારૂં છું, કે તુંને લઈ જવા માટે દીનબાઈ કરતાં વધારે સરસ કોઈબી મલનાર નથી."

"માયજી હું તમને કહું છું, કે હું તેવણ સાથે જવાની નથી. તેવણે જેમ તમુને અને મમાને અંજવી નાખ્યા છે તેમ મને નથી નાખી, તમે જો ફક્ત થોડા કલાક ચુપ રેહશો, તો મારી ખાતરી છે, કે તમારૂં માથું નરમ પડી જશે અને તમારેથી મારી સાથે જવાઈ શકાશે; વળી તમે જાણો છો, વાહલાં મમા, કે તમારા વગર હું ઘણી મજાહ મેલવી શકતી નથી." હવે તેણીએ ગુસ્સાને નરમ પાડી કાલાવાલા કરવા માંડયાં; અને જે મગરૂરી તથા ધીક્કારથી તેણી પોતાની નબલી પણ તેણી કરતાં વધારે કાયદામાં રેહનાર માતાં તરફ હમેશાં જોતી હતી તે દાબી દઈને તેણી તેવણનાં પગ આગળ એક નીચાં ઈસ્તાન પર બેઠી અને તેવણનાં હાથો પસવારી તેપર "કીસ" કરવા લાગી.

"વાહલા મમા, જો તમે જાણતાં હોવો, કે તમારી હાજરીથી મને કેટલી બધી મજાહ મલે છે, તો મારી ખાતરી છે, કે તમે મારીપર એટલી મેહરબાની કરશો. જ્યારે હું તમારા છાયાં તલે હોઉં છું, ત્યારે પારટીમાં જવાનું મને તદન જુદીજ જાતનું લાગે છે અને તમે જાણોછો કે મને કોઈ સાથે મોકલવા કરતાં તમારી સાથે મોકલવું પપા વધારે પસંદ કરે છે."

હીલાનાં બોલો જો કે ખુશામતખોરા લાગતા હતા, તોપણ તેણી સાચ્ચું બોલતી હતી; જરબાઈ ખુદરતીજ આલસુ હતાં અને વળી હમણાં તબીએતનાં લડડવાથી વધારે આલસુ બન્યાં હતાં, જેથી ફક્ત નામને ખાતર તેવણ હીલા સાથે બાહર જતાં હતાં. હીલાને કોઇ બીજાનાં કરતાં તેવણ સાથ જવામાં વધારે છુટ મલતી હતી; તેણી જેમ ગમે તેમ કરતી હતી, ગમે એવા દોસ્તો સાથે ફરતી, વાતચીત કરતી અને નાચતી કુદતી હતી અને જરાક પણ પોતાની માતાનો વીચાર કરતી હતી નહી અને જ્યાં સુધી ઘેર જવાનો વખત થાય ત્યાં સુધી તેવણ પણ તેને શોધતાં હતાં નહી. તેણી પોતાની માતા સાથે જતી હતી તેમાં ઠીક હતું, કારણ કે તેથી નીંદાખોરી જીભો ચુપ રહેતી અને તેણીનાં બાપને ફરયાદનું કારણ મલતું નહી. તેવણ પોતે એવી જગાએ કવચીતજ જતા હતા અને તેથી તેવણની ધણીઆંણી તથા દીકરીની ચાલચલણથી તદન અંજાણ હતા. તેવણે લાંબો વખત થયો શોધી કાહડયું હતું, કે તેવણ પોતાનાં છોકરાંઓપર કાંઈપણ સત્તા ચલાવી શકતા હતા નહી. તેવણને હવે ઘણું દુઃખ લાગતું હતું, કે તેવણની સખતાઈથી તેવણે તેઓનું હેત ખોયું હતું અને હવે તેવણ તેઓથી દુરના દુર રહેતા હતા. આથી તેવણ ઘેરમાં પણ એકલા પડતા હતાં, તો જો કે તેવણનું દીલ ઘણું દયાલું, નરમ અને પુશકલ હેતવાલું હતું, તેવણ જાણતા પણ નહી હતા કે તેવણની ધણીઆંણીની તબીએત દહાડે દહાડે લડડતી જતી હતી. જો તેવણને તે ખબર હતે અને વળી એમ પણ જાણતે, કે જરબાઈ જો કે તેવણની સખતાઈથી ધ્રુજતાં હતાં, તોપણ તેવણ તરફથી હેતની કાંઈ પણ નીશાંની મેળવવાને હજુર ઈચ્છતાં હતાં—તેવણની ગમે એવી નબળાઈ અને વાંકા છતાં, તેવણ તેવણને ખરેખર ચાહતાં હતાં—તો તેવણ કદાચ વધારે સુખી થતે.

તેવણની દીકરીની રીતભાતથી ઠગાઇને, તેણી સાથે જવાને તેવણે સાફ ના પાડી હતી, તે વીચાર હવે તેવણે આસ્તે આસ્તે ફેરવવા માંડયો અને હીલા તે તરત પામી ગઈ. તેણીએ કાલાવાલા કરવાનું ચાલુ રાખ્યું, જો કે તેમ કરી પોતે હલકી પડવા માટે અંદરખાનેથી, જે જુસ્સાઓ ઉભરાતા હતા, તે તેણી મુશકેલીએ દાબી શકતી હતી; અંતે તેણી જીતી. જો કે તેવણને મુદલ જવા ગમતું ન હતું, તોપણ તેવણની હઠીલી દીકરીની અસાધારણ નરમાસભરી રીતભાતની સામે તેવણ થઈ શકયા નહી અને હીલા તે ખુશ ખબર પોતાની વીશ્વાસુ સહીને કહેવા દોડી ગેઈ.

ધનબાઈજી માસ્તર આલાંને એક ભારી "પીસ" પ્યાનાંપર વજાડવાને શીખવતાં હતાં. તેવણ ખુબ બરાડા પાડી ધમકાવી

અને હોકમ કરીને તે બાપડી છોકરીને વજાડવાની ફરજ પાડતાં હતાં; આલાંને પેહલેથીજ મ્યુઝીકનો જરાક પણ શોખ હતો નહી. કાંઈબી મુશકેલ કામ પટાવી સમજાવીને સેહલું કરવાની ધીરજ અથવા તે શીખનારને ગમતું થઈ પડવાને પુરતી નરમાસ તેવણુ ધરાવતાં હતાં નહી; તેવી પ્રેકટીસ કરાવતાં હમેશ તેવણુ તેણી સાથે મરાતાં અને કાંઈપણ નજીવામાં નજીવું બાહનું કાહડી, તેણી આગળથી ઉઠી જતાં અને તેણીને જેમ ગમે તેમ પ્રેકટીસ કરવા દેતાં.

"ધનબાઈજી, વાહલાં ધનબાઇજી" હીલા હરખથી તેવણુને બોલાવતી ઓરડામાં દાખલ થઈ, "એ મુર્ખ છોકરીને છોડીને જલદી મારી આગળ આવો; મને તમુને કાંઈ ઘણી ખુશી ભરી ખબર કેહવાની છે, ખરેખર તમુને આલાં સાથે માંથુ દુઃખવવું નકામું છે, ગમે એટલી મેહનત કરવા છતાં એ કદીબી વજાડતાં શીખવાની નથી."

"તમારા કેહવા મુજબ હું તો કાંઇજ કરી શકશ નહી." આ બોલો તેની બેહનનાં મોહમાંથી ગુસ્સાથી બાહર નીકલ્યા, કારણ કે જો કે તેણીનો સ્વભાવ ખુદરતી સારો હતો, તોપણુ લગાર ઉતાવલો હતો અને બેદરકાર તથા ભુલ ભરી રીતથી તેને તદન બગાડી નાખવામાં આવ્યો હતો. જો મને બરાબર શીખવવામાં આવ્યું હતે, તો હું બીજાઓનાં જેટલુંજ કરી શકતે, જેટલી મેહનત જાઈજી, પીરાજા અને ગુલ સાથે લે છે, તેટલી જો ધનબાઈજી મારી સાથે લે, તો હું જુદીજ જાતની છોકરી થાઊં."

"બેઅદબ, બેઈમાન છોકરી! તું શું એમ કેહવાની હીમત કરે છે, કે હું મારી ફરજ બજાવતી નથી?" ધનબાઇજી જેવણે તે બચ્ચાંને કાયર કરવામાં કાંઈ પણ બાકી રાખ્યું ન હતું, તેને મોહડેનાં આવા શબ્દો સાંભલી એટલાં તો ઉસકેરાઈ આવ્યાં, કે ગુસ્સામાંને ગુસ્સામાં એક પલ પોતાને ભુલી જઈ, તેણીનાં મોહડાપર જોરમાં એક તમાચો મારયો.

"હવે જોઊંછ તો જઈને મમાને કેહ; નહી તો પપાને કેહ તો વધારે સારૂં," હીલા તેણીની મશકેરી કરી બોલી.

પણ આલાંએ તેણીને જવાબ દીધો નહી, એક પલ સુધી તેણીનું આખું મોહડું લાલ થઈ આવ્યું, પછી તરતજ તે ફીકકું થઈ ગયું અને તેપર ધનબાઈજીનાં આંગલાનાં લાલ દાઘ પ્રગટ દીસ્વા લાગ્યા; એક બોલ પણ બોલ્યા વગર તેણી તુરત પ્યાનાપરથી ઉઠી, ઓરડો છોડી ચાલી ગેઇ.

"તેણી ચાડી ખાઈ આવશે કે?" જેવું બારણું બંધ થયું કે તેવણે આ સુંદર સવાલ પુછયો.

"અરે નહી રે," હીલાએ હસીને જવાબ દીધો. તેણી પપાને કહેવાની તો હીમત કરેજ નહી અને તેણી જાણે છે, કે મમાને કહેવું ફોકટ છે, કારણ કે તમે વારંવાર તેવણુ આગળ આલાંની હઠીલાઈ, આલસાઈ અને ગુસ્સાવાલા સ્વભાવ વીશે, જે કહો છો, તે તેવણુ તદન માને છે. આજે રાતે મમાને લઇ જવા માટેની કબુલાત લેતાં મને એટલી મેહનત પડી છે, કે હું તદન થાકી ગઈ છેઊં." અને આમ બોલતાં આ જવાન બાનુ પાસે પડેલા એક સોફાપર બેદરકાર રીતે લાંબી થઈ પડી.

"પણ તેમાં તું જીતી કે?"

"ઘણીજ સરસ રીતે! મેં એવી તો સરસ રીતે કાલાવાલા કીધા, કે કોઈ સૌથી હઠીલું માણુસબી તેની સામે થઈ શકે નહી. પેહલાં તો મેં ચીરડાવાનું અને તોડછોડ કરવાનું અજમાવી જોયું, એવું ધારીને કે તેથી તેવણુ બીહીને અથવા કંટાલીને હા કહી દેશે; પણ તેમાં નીશફળ થવાથી મને ગરીબ થઈને કાલાવાલા કરી જોવાની ફરજ પડી, તેમ જો વધારે વખત કરવું પડતે, તો હું તેમાં અને તેમાં ગુંગલાઇ ગઈ હતે; પણ હવે ફરીથી છુટકારાનો દમ હું ખેંચી શકું છું. શું ધારોચ, આજે એવણુ મને દીનબાઈ સાથે મોકલવા માંગતાં હતાં? એ વીચારથીજ હું મારો ભય મુશકેલીએ છુપાવી શકી."

"ખરેખરજ ભયભીત! જો તુને જવું પડતે, તો તારી સઘળી યુકતીઓનું શું થતે?"

"મારાં વાહલાં ધનબાઈજી, હું કદીબી તેવણુ સાથે જતે નહી; તોપણુ મારી યુકતીઓ એવી તો સરસ રીતે ગોઠવી મુકી છે, કે એક રાત તેવણુની આંખ નીચે રહેવાથી તેને કાંઈ ઈજા થતે નહી. હું ધારૂં છું, કે ખોરશેદ આસ્તે આસ્તે પોતાની જાલમ માયની સખ્ત નજર તલે પોતાને એક ગોલામ તરીકે ધારે છે અને હું કાંઈ પણ આંકોસ વગર જેમ ગમે તેમ વીચારૂં છું અને કરૂં છું, તેટલું છુટાપણું ભોગવવાને મુન્જાય છે, ખરેખર એક ચબરાક છોકરી થવાને તેણીને ફકત મારી થોડાઘણી સારી સલાહ અને દાખલાની જરૂર છે."

"પણ તારી ચબરાકી તારી સામે નહી જાય, તેની સંભાળ રાખજે." ધનબાઇજીએ જવાબ દીધો.

"જરાકબી નહી, મારી પોતાની મતલબ પાર પાડવા માટેજ હું તે બાહર દેખડાવશ, હું માનું છું, કે હું ખોરશેદને ગમુ છું અને મને ગમે તેવી હું તેને બનાવી શકશ. તેની માએપરનો વીશ્વાસ એક વેલા તેનાંમાંથી કાહડી નાખવો જોઈએ, પછી જુઓ, કે હું ઈછુંછું, તેવી મુરખાઈથીએ ચાલે છે કે નહી. તેણીને બાહરગામ એટલો બધો વખત રાખી મુકવામાં આવી છે, કે ફેશનેબલ જીંદગી વીશે કશુંબી જાણતી નથી, તે બાબદમાં તો તદન એક બચ્ચાં જેવી છે; અને તેથી મારા જેવી છોકરી, જેને તેણી એ બાબદમાં તદન પાહવરડી સમજે છે, તેનાં કહ્યા પ્રમાણે ખુશીથી ચાલશે; મને એ પંચગનીમાં હતી, ત્યારે ગમતી હતી કારણ હું મુંબઈ વીશે, જે કાંઈ વાત કરતી, તે એ ઘણાં ધ્યાનથી હમેશ સાંભલતી હતી; હું જોતી હતી, કે અમે જ્યારે નાહનાં છોકરાં હતાં, ત્યારેબી એ મારી અદેખાઈ કરતી હતી અને તેથી હું મને પોતાને ઘણું અગત્નું માણુસ સમજતી હતી."

"અને વારૂ હમણાં એ તુને ગમે છે કે?"

"ધનબાઈજી, તમે મારી મશકેરી કરો છો, તમે જાણો છો તો ખરાં, કે એક હરીફને હું કદીબી સાંખી શકું નહી અને

આએ છોકરીની આંજી નાંખે તેવી ખુબસુરતી મને તો તદન અંધારામાં ઢાંકી દે છે."

"તું એમ તો નહી કેહવા માંગતી, કે તેણીની ખુબસુરતી તારી સાથે સરખાવી શકાય?" ધનબાઇજી વચમાં બોલી ઉઠયાં.

"કદાચ નહી," હીલાએ પાસેની આરસીમાં નજર કરી કહ્યું, "પણ તેણી નવી છે ધનબાઈજી—તદન નવી છે, એની માએ ફકત એટલા માટેજ એને આટલો લાંબો વખત બાહરગામ રાખી મુકી હતી, કે જ્યારેથીએ બાહર જાહેરમાં આવે, ત્યારે ઘણી પ્રકાશી નીકલે;–ખુરશેદ પોતે તો જ્યાંસુધી મારી યુકતીઓમાં મને મદદ કરે છે, ત્યાંસુધી મને ગમે છે અને તેણીની મુરખાઈથી અથવા ગમે તો કહો, કે પાપી ચાલચલણથી તેણીની માતાની કેલવણીથી ઉલટીજ રીતે ચાલવાથી દીનબાઇને, જે દુઃખ ઉપજશે તેથી મારા જીવને ઘણી ધીરજ વલશે. ધનબાઈજી, તમે ખુશી થયાં હોવો તેવાં દેખાવો છો, જો મને જરૂર પડે તો મારી ખાતરી છે, કે તમારી મદદ આપશો; કારણ કે એ નમુનેદાર બૈરાં જેટલાં મને અણગમતાં છે તેટલાંજ તમુને પણ છે."

ખરેખરજ, એક બે વરસની વાત પર આલાંને શીખવવા માટે એવણુ મને જે શીખામણ દેવાં આવ્યાં હતાં, કે તેણીની સાથે નરમાસથી વર્તવાથી તેણીપર વધારે સારી અસર થશે વગેરે વગેરે તે હુ હજુર'ભુલી ગઈ નથી અને તે માટે એવણુને કદીબી માફ કરશ નહી. નરમાસ! જે છોકરી એક ફરેસ્તાનુંબી સીતું સેરવી નાખે, તેણી સાથે નરમાસથી વર્તે. એવણુ આગળ જઈ આવ્યા પછી, એ છોકરી હમેશાં વધારે ખરાબ ચાલે છે અને હુ ધારૂં છું, કે હવે પાછું તેમજ થશે. મારી વાહલી હીલા, હુ ઈછું છું, કે તારી બીજી યુકતીઓ સાથે એક નવી પણ શોધી કાહડે કે, જે મરચંટવાલાઓ અને તારી બેહન વચ્ચેનો સંબંધ અટકાવે."

"હમણાં તો તેમ કરવાની મારામાં શકતી નથી, પણ આપણે નાસીપાસ થઇશું નહી. જેમ જેમ તમે કહેશો, કે આલાં ત્યાં જવા માટે તદન નાલાયક છે, તેમ તેમ પપા તેણીની તરફેણ વધારે ખેંચશે, તેથી હમણાં તો તેણીને જવા દેવો, તેણી ત્યાંજ વધારે સારી થવા શીખશે. તે દીવસે જ્યારે મમાએ એને ત્યાં જતાં અટકાવી, ત્યારે મેં પપાને હોકમ કરતાં સાંભલ્યા, કે જ્યારેબી દીનબાઈ તેણીને તેડું કરે, ત્યારે કદીબી તે ના પાડવું નહી. વાહલાં ધનબાઈજી, સખતાઈ એ ઘણી સરસ રીત છે; જો તમે ખંતીપણાથી તેજ રીત વાપડવાની ચાલુ રાખશો, તો દીનબાઈનાં ગમે એવા કરવા અથવા કહેવા છતાં, તમે તેણીની સઘળી હુશીઆરી કચડી નાખવામાં ફતેહ પામશો."

"હુ ઈચ્છું છું, કે હુ તેમ કરી શકું, પણ તેં મને હજુર બધું કહ્યું નથી. દોરાબજી મુગાનાને લગતી સઘળી ગોઠવણોનું શું કીધું?"

"બધું બરાબર ગોઠવ્યું છે! કોઈબી બીજી જાનનાં માણસ વીશે અણગમો રાખવાને મેં ખોરશેદને ઉસકેરી છે; તેણી મને એક બે વખત અંહીવાં મલી છે અને તેટલું એને લલચાવવાને પુરતું છે. તેણી ધારે છે, કે તે સૌથી ખુબસુરત અને ખુશનુમા સ્વભાવનો માણસ છે. તેવણ'પપાનાં દોસ્ત થાય છે, તેટલુંજ ગનચેરશાહને તેવણ તરફ ખેંચાવાને પુરતું છે. એમ કરતાં એ લોકનાં ઘેરમાંથી તેવણુને ઓલખાણ કરાવવામાં આવશે અને ત્યાર પછી મારી ગોઠવણ વધારે સેહલી થતી જશે. ખોરશેદ તેની સાથે ઘણુંજ પ્યારમાં પડી ગેઇ છે અને તેનેબી તેણી ઘણીજ ગમે છે, (કે જે ખરેખરજ છે) વગેરે તેણીને સમજાવવાને ઘણી મુશકેલી પડશે નહી અને જ્યારે હું જોવશ, કે કામ બેહદે છે, ત્યારે કોઈ ઘણું માયાલુ દોસ્તને શોધી કાહડીને દોરાબજીને વાસ્તે જે જે સુંદર વાતો બોલાય છે, તે વીશે દીનબાઈનાં કાનમાં ફુક મરાવશ, જેની અસર એ થશે, કે તેવણુ પોતાનાં ઘેરમાંથી અને પોતાની દીકરીની નજર આગળથી તેવણુને હમેશ સુધી દુર કરવાની કોશેશ કરશે. પછી જોઈ લેવો મજાહ, દોરાબજી પેહલાં મારીપર ધ્યાન આપતા હતા, પણ જ્યારથી ખોરશેદને જોઇ ત્યારથી મને છોડી દીધી છે, જેનો મને એવણુપર એટલો ખાર છે, કે એક દહાડો તે મારે એવણુને બતલાવશ. હુ, જે કરવા માંગુ તે એક બોલે કરી શકું. હાલની મારી ધારણાં તો એ છે, કે આસ્તે આસ્તે ખુરશેદનો તેની માયપરનો વીશ્વવાસ કાહડી નખાવવો અને તેને બદલે મારાપર વીશ્વાસ રખાવવો, એટલું થયું, કે પછી બીજું સેહલ છે."

"તું જાણે છે, કે તું કદી કોઈબી યુકતીમાં નીશ્ફળ થઇ નથી, તેથી ખાત્રી રાખજે, કે એમાંબી નહી થશે." ધનબાઈજીએ તેણીને છાપરે ચહડાવી કહ્યુ, કારણ કે તેવણ જાણતાં હતાં, કે હીલાને એવી જાતનાં કાવતરાં કરવા ઘણું ગમતુ હતુ અને વળી દીનબાઇને તેવણુ એટલાં તો ધીક્કારતાં હતાં, કે તેવણુને દુઃખી કરવા માટેની કોઈ પણ યુકતીથી તેવણ ઘણાં ખુશી થતાં હતાં.

આ સુંદર જોડાંએ થોડાક વધારે વખત વાત કર્યા કીધી, પણ તેઓની બીજી વાતચીતનો અત્રે હેવાલ આપવો નકામો છે. આપણે જોઈ ગયાં છીયે કે, પીરોજા મરચંટનો દીપા સરાફ તરફનો અણગમો વગર પાયાનો હતો નહી અને તેટલું હાલ તરત તો પુરતું છે. આપણે સરાફનાં જરબાઈનું ઘેર છોડીએ તે આગમજ આલાંની ચાલચલણ વીશે થોડાક બોલો બોલવા જોઈયે. વાંચનારને યાદ હશે, કે દીનબાઈ તેણી માટે હમેશાં કાલજી ધરાવતાં હતાં અને આશા રાખતાં હતાં, કે તેણી કોઈ દાવસે પોતાનાં બાપને તેના બીજા કોઈ પણ છોકરાંઓ કરતાં વધારે સુખનું મુલ થઇ પડશે. જ્યારે તેણી બચ્ચું હતું, ત્યારે તેણીનો સ્વભાવ ખુદરતીજ લગાર ઉતાવલો અને હઠીલો તોપણ બીજી રીતે ઘણો સારો હતો. તેણી લગાર ગુસ્સાવાલી હતી, પણ ઘણાં માયાલુ દીલની હતી, કે જેથી જો કોઈ તેણીનો પ્યાર જીતવા જેટલી નરમાસ ધરાવતું હોય, તો તેણીને ઉધારવાનું અને કેળવવાનું કામ ઘણું સેહલું થઈ પડે અને સબુરી તેમજ મક્કમપણાંથી તેણીને સીધે રસ્તે ચલાવી

શકાય. કમનસીબે ધનબાઇજી આ માંહેલો એક પણ ગુણ ધરાવતાં ન હતાં, પોતેજ હદબાહરનો ગુસ્સો ધરાવતાં હોવાથી, એક ગુસ્સાવાલાં બચ્ચાંને કેલવવાને તેવણ તદન નાલાયક હતાં; સખતાઇ તેવણનું હથીઆર હતું અને તેની હુશીઆરી કચડી નાખવાને દરેક યુકતી તેવણ વાપરતાં હતાં; આલાં આ વર્તણુકની સાંમે થતી અને ઘણાં ખરાબ ગુણો તેણીમાં પેવશ થયા હતા; કે, જે જ્યારે દીનબાઈ જોતાં, ત્યારે તેવણની ખાતરી થતી, કે તે તદન ભુલ ભરી કેલવણીનાં ફલ હતાં; ફકત ઉતાવલા ખવાસપરથી આસ્તે આસ્તે તેણી એટલા તો પાજી ખવાસની બનતી હતી અને તેણીની શીક્ષક માટેનો ધીક્કાર તેણીમાં એટલી તો હદસુધી વધ્યો હતો, કે તેથી ફકત તેની નબલાં મગજની માતાનેજ નહી પણ દીનબાઇને પણ ધાસ્તી લાગતી હતી; જો કે દીનબાઇને તો તેણીનાં ગુસ્સાની એટલી હદસુધીની ખબર હતી નહી, કારણ તેવણ આગળ આલાં ઘણી ખરી નરમાસથી વર્તતી હતી અને પોતાનાં ગુસ્સાને ઘણો કાબુમાં રાખતી; જરબાઈની હાજરીમાં હમેશાં કાંઈને કાંઈ એવું બનતું, કે તેણી તેને લગામમાં રાખી શકતી નહી અને તેથી ધનબાઈજીની તેણીની ખરાબ ચાલ તથા સ્વભાવ વીશેની ફરયાદોને ટેકો મલતો; જમશેદજીને પણ જે કાંઈ કેહવામાં આવતું, તે તેવણને માનવાની ફરજ પડતી અને તેવણની સખતાઈથી આ અસુખી બચ્ચું તેવણ આગળથી ધાસ્તીથી નાહસ્તું ફરતું હતું, તે છતાંબી તેણીનાં માયાલુ દીલમાં તેવણ માટે એટલો બધો તો ૨યાર હતો, કે જેનો થોડોબી ખ્યાલ જો તેવણને હતે, તો પોતાનાં ગલાં આસપાસ તેણીને માયાથી વીટાલતે અને ધનબાઈજીની ચાલચલણ વીશે વધારે બારીકીથી તપાસ કરતે; આલાંનો તેણીની બેહન માટેનો અણગમો લગભગ તેણીની શીક્ષકનાં જેટલોજ હતો. અને જેમ જેમ તેણીનાં ઘરમાંનાં તેણીને એક પાજી સ્વભાવની ખરાબ મગજની છોકરી તરીકે ગણતાં તેમ તેમ અલબત તેણીની ખરાબ લાગણીઓ વધારે ઉસકેરાતી; કેટલી વખત દીનબાઈએ જમશેદજીને કેહવા ઇછયું, કે ધનબાઈજીને કહાડી, આલાંને કોઈ વધારે લાયક શીક્ષકનાં હાથ તલે મુકવી, પણ તેવણને લાગ્યું, કે તેવણનું વચમાં પડવું જરબાઈનાં મીત્રોને ગમશે નહી અને તેઓ તેવણને ફોકટમાં વગોવશે. ધનબાઈજીને જરબાઈનાં માએ ઘણી ભલામણ કરી તેવણ પાસે રખાવ્યાં હતાં અને તેવણનાં કુટુંબીઓનાં વીચારપ્રમાણે તેવણની કેલવણીથી હીલાપર ઘણી સારી અસર થતી હતી અને તેથી કુદરતીરીતે તેઓ ધારતાં હતાં, કે આલાંની ઉલટી ચાલચલણનું કારણ તેણીનો ખરાબ સ્વભાવ હતો અને તેમાં તેણીનાં શીક્ષકનો કશો વાંક ન હતો. તેણી હમણાં લગભગ ચઉદ વરસની હતી અને દરેક વરસે તેણીનું ભવીષ સારૂં નીવડવાની દીનબાઈની આશા વધારે અને વધારે ઝાંખી થતી હતી; તોપણ તેણી માટે બને તેટલું કરવાને તેવણે ઠેડાવ કીધો. આલાંનાં ભયભીત ગુસ્સાને તથા તેની શીક્ષકપરજ નહી પણ બેહનપર
કે વેર લેવાની તેણીની ઈચ્છા, જે કેટલીક નાહની ચીજોપરથી
લાંતેલણ જોઈ શકતાં હતાં, કે તેણીનાં દીલમાં ભમ્યા કરતી
જે કહો તે દાબી દેવાને તેવણથી બની શકે તેટલું કરતાં હતાં.
ાજી સરાદ્દ આપણે જાણીયે છીએ તેમ નાનપણથી
લઇ જવા ાહના દોસ્ત થતા હતા અને બંનેના કુટુંબની જ-
છે, કે હું છતાં આ દોસ્તી ચાલુ રહી હતી, બલકે વધી હતી

અને દીનબાઈ તેવણનાં ધણીની લાગણીઓમાં ભાગ લેતાં હોવાથી, જમશેદજી તેવણનાં પણ દોસ્ત થયા હતા. તેવણ હમેશાં તેવણનાં છોકરાંઓ તરફની સખતાઈ તરફ દલગીરીથી જોતાં હતાં, તેવણે વળી જોયું હતું, કે તેધણનાં છોકરાંઓ મોટાં થવાથી તેઓની ચાલચલણથી તેવણ વધારે અને વધારે દુઃખી થતા હતા અને ગમે એટલી મુશકેલી છતાં પણ તેવણનાં માયાલુ દીલે ઠેડાવ કીધો, કે તે દુઃખી ગ્રહસ્થનું એક પણ બચ્ચું પછવાડેનાં દીવસમાં તેવણનું સખતું સુખ થઈ પડે, તેવું તેને બનાવવા માટે એક પણ ઉપાય બાકી રાખવો નહી. આલાંનું તેવણપર ઘણુંજ હેત હતું અને તેથી ત્યારથી કામ કરવાનો તેવણે પેહલાં નીશ્ચય કર્યો. વળી અજબ જેવું એ હતું, કે આ અનુની મગજની ફરેલ છોકરીને તેણીથી તદન ઉલટા ખવાસની એક છોકરી–(આપણી ગરીબ વીચારવંત ગુલ) સાથે જીવેજાંનની દોસ્તી બાઝી હતી. તેણીને લાગતું હતું, કે તેણીથી એક તદન ઉલટા ખવાસની છોકરીને મલવાથી તેણીને ઘણો ફાયદો થતો અને જીવને આરામ મલતો હતો અને તેથી તેણી તેણીને અતીશય ચાહતી હતી. પીરોજા પણ તેણીને ઘણી ગમતી હતી. ખોરશેદ તો હીલાની સહી થતી હતી, એજ તેણીને અણગમતી બનાવવાને પુરતું હતું; તેણી દીનબાઈની દીકરી થતી હતી, એ વીચાર પણ તેણીને ખોરશેદ તરફ ખેચી શકતો હતો નહી. જે દીવસ વીશે આપણે બોલી ગયા છીયે, તે દીવસે આલાં એક કલાક સુધી તેણીનાં ઓરડામાં બેસી રહી હતી; જે અપમાન તેણીને થયું હતું, તેનો ગુસ્સો તેણીનાં મોંહપરની દરેક નેસપરથી જણાઈ આવતો હતો અને નહી ખમી શકાય તેવાં દુઃખથી આ જુલમાતમાંથી છુટવાનો કાંઈ ઉપાય શોધતી હતી. તેણીની દુઃખી થયલી લાગણીઓને તેણીએ આંશુમાં રાહત આપી નહી, પણ તેણીનાં દીલના જુસ્સાએ તેણીનાં મોંહપરથી એટલા પ્રગટ દીસ્તા હતા, કે તેજ વખતે એક આયા તેણીનાં ઓરડામાં કાંઈ પેગામ લઈને આવી, તેણી તેણીનું મોંહડું જોઈ એકદમ ચોંકી—આ પેગામ એ હતો, કે દીનબાઈએ તેણીને ગુલ અને પીરોજા સાથે તે સાંજ પોતાને ત્યાં પસાર કરવાનું તેડું મોકલ્યું હતું. આલાં એક ખુશીની બુમ પાડી ઉઠી અને ત્યાં જવાની ખુશાલીમાં ધનબાઈજીનાં સઘલા હોકમને ગુપચુપ તાબે થઈ. તેણી ત્યાં જાય, તે આગમજ બંને બેહનો વચ્ચે તેઓની માતાની સામે એક ઝઘડો ઉઠયો. જરબાઈ આથી ઘણાં બીહધાં અને આલાંના ગુસ્સાથી તેવણ ઘણાંજ ચીરડાયાં. તેવણનાં ધારવા પ્રમાણે હીલાનો તેમાં કશો વાંક હતો નહી; તેવણ જો વધારે આંખ ઊઘાડી જોતે, તો સેહલાઈથી જોઈ શકતે, કે તેવણની વડી દીકરી નાહલીનો ગુસ્સો ઉસકેરવાને એક પણ ટક જવા દેતી હતી નહી. અને જ્યારે તે ખરેખરી હેતવંતાં દીલની છોકરી જતી વેલાએ તેણીની માતાને કોટી કરવા ગઇ, ત્યારે તેવણે તેણીને મુદલ કોહું આપ્યું નહી; આથી દુઃખથી ફાટફાટ થતાં હૈયાં સાથે તે બાપડી છોકરીએ તેણીનાં વાહલાં દોસ્તોનાં સુખી ઘર તરફનો રસ્તો લીધો.

ત્યાં ખુશીથી આપણે તેણીની પછવાડે જઈશું, કારણ કે જે જુસ્સા અને ખરાબ ખવાસના દેખાવોનો આપણે ઉપર થોડો ઘણો ચીતાર આપ્યો છે, તે બાબદ વીશે આગળ વધારે બોલવાને આપણે ઈચ્છતા નથી.

[ સાંધણ છે. ]

TWO OLD MAIDS.



## ડાકટર આનંદીબાઈ જોશી.

(ગયા અંકથી સાંધન પુરૂં)



તેણીનું જન્મ ચરીત્ર લખનાર મીસીસ ડાલે તેણીની રીતભાત અને જીંદગીનો ઘણો અસરકારક હેવાલ આપ્યો છે. જેણી આપણને કહે છે, કે પોતાનો ધર્મ જાલવવાને તેણી ઘણી સંભાલ લેતી હતી અને દર સહવારે બંદગી કરતી વખતે એક પરણેલી સ્રીની ફરજો શું છે, તે વીશેનાં કાયદાઓનો અભ્યાસ કરતી અને તેણી પરણેલી છે, એવું દેખાડવા પોતાનાં કપાલપર કુંકાંની તીલી કરતી હતી. હીંદુસ્થાન છોડતી વખતે તેણીએ પોતાનાં લોકોને કહ્યું હતું, કે "હું હીંદુ સ્રી દાખલ અમેરીકા જાઉંછું અને પાછી ફરીને એક હીંદુ તરીકેજ મારાં લોકોમાં આવીને રેહવશ." અને આએ બાહદુર ઠેડાવ તેણીએ પાછલ હઠયા વગર પાર પાડયો. તેણી પોતાનાં દેશનોજ પોશાક પેહડતી હતી. પોતાનાં ધર્મનાં ફરમાનો મુજબ ભાજીપાલા સીવાય બીજો કોઇબી જાતનો ખોરાક લેવાને ના પાડતી હતી અને જ્યાંસુધી તે દેશમાં તેણી રહી, ત્યાંસુધી પોતાનાં દેશનાં રેવાજને દરેક રીને માન આપવાની તેણી કોશેશ કરતી હતી.

૧૮૮૩ નાં ચોમાસામાં વૈદાંનો અભ્યાસ કરવાનું તેણીએ શરૂ કીધું. ન્યુ યોર્કની "હોમ્યો પેથીક" કોલેજે તેણીને સ્કોલરશીપ આપવા માંગી, પણ લાંબો વીચાર કીધા પછી એવું ઠેડવવામાં આવ્યુ, કે ફીલાડેલફ્યાની સ્રીઓની વૈદાંની કોલેજમાં ચાર વરસનો લાગત અભ્યાસ કીધામાં તેણીને સૌથી ઘણો ફાયદો થશે. મીસીસ કારપેંટર તેણીને ફીલાડેલફ્યા લઈ ગયાં અને તે કાલેજનાં વડા ડાકટર રેચલ બોડલી સાથે તેણીને ઓલખાણ કરાવી, જેવણે તેણીનાં કામ માટે ઘણી દીલસોજી બતાવી અને તેણીના સૌથી કીમતી દોસ્તોમાંનાં એક બન્યા. ડાકટર બોડલીએ પોતાનાં ઘરમાં તેણીના માનમાં એક પાર્ટી આપી હતી. જ્યારે તેણીએ પોતાનાં દેશી પોશાક અને ઝવેરાતથી લોકોની ઘણી અજાયબી ઉસ્કેરી હતી.

તેજ વરસનાં અકટોબર મહીનામાં કોલેજની મેટ્રીક્યુલેશનની પરીક્ષા તેણીએ પાસ કીધી અને ત્યાર પછી પોતાનાં વૈદાંનો અભ્યાસ માટે તેણીએ મેહનત અને ખંત ચાલુ રાખી અને કેટલીક વખતે દીવસનાં ૧૫ થી ૧૬ કલાક સુધી કામ કરવા માંડયું. તે કાંઇ સેહલું કામ નહી હતું અને સખત મેહનત અને ખરાબ રૂતુએ, તેણીની તંદરોસ્તી ઉપર માઠી અસર કીધી. ૧૮૮૪ નાં ફેબ્રુઆરી મહીનામાં ડીપથીરયાનો સખત હુમલો તેણી ઉપર થયો અને ત્યાર પછી અમેરીકામાં બાકીનો સઘલો વખત તેણી માંદીજ ચાલ્યા કીધી.

૧૮૮૪ નાં વસંત રૂતુમાં મીસીસ જોશીને બાલ લગન ઉપર મીશનરી સોસાયટી આગળ એક ભાષણ આપવા કેહવામાં આવ્યું, પણ તેણીનાં સાંભલનારાઓને એ રેવાજની તરફેણમાં પોતાનો વીચાર જણાવ્યાથી, તેણીએ અજબ તેમજ નાસીપાસ કીધાં. તેણીનાં આએ ભાષણે તેણીની વીરૂધ ઘણાં લોકોને ઉશકેરવાં અને વગર શક ઘણાં લોકોની દીલસોજીમાંથી તેણી દુર થઈ. જો તેણીની જીંદગીનાં હેવાલથી તેઓ જાણીતા હતે અને કેવા કાહણી કીસ્સા વચે તેણી ઉછરી હતી તે જાણતાં હતે, તો તેઓ કદાચ વધારે દયાથી તેણીને માટે વીચાર કરતે અને જેટલું કરવાને તેણી શકતીવાંન થઇ હતી, તેને માટે પોતાની દીલસોજી દેખાડતે, જ્યારે તેજ વખતે રેવાજની ગુલામગીરીમાંથી તેણીનો પુરેપુરો છુટકો થયો નથી, એવું ધારી દલગીરી બતાવતે.

૧૮૮૫ માં ગોપાલ જોશી અમેરીકા જઈ પુગો, પણ તેનું આવવું તેણીનાં દોસ્તો ધારતા હતા, તેમ તેની સ્રીને એક બોજા સમાંન થઈ પડયું. તે, સ્રીઓ અને તેઓની કેલવણી લેવાની સમજ શકતી વીશે હલકી રીતે બોલવા લાગ્યો અને તેજ વખતે, પોતાની સ્રીની મેહનત અને તેણીને ખાતર, જે માયા તેણીનાં મીત્રો તેની તરફ દેખાડતા હતા, તેનો દરેક લાભ લેવાને તે તૈયાર થતો. તેની હાજરી દરેક રીતે તેની બૈરીની મુશકેલીઓમાં ઉમેરો કરતી હતી અને તેની વાતચીત અને રીતભાત ઘણાં લોકોને તેઓનાં મતમાં મજબુત કીધાં હતાં, કે સરાસરી હીંદુને યુરોપ અને અમેરીકાની મુલાકાત લીધાથી કશો ફાયદો થવાનો નથી અને હીંદુ લોકોનાં ભેજાંમાંથી તેઓ સ્રીઓ કરતાં તદનજ ચઢતાં છે એવા વીચાગની અસર કાહડી નાખવાને કેલવણી અને અનુભવ મેલવતાં ઘણાં લાંબા વરસો લાગશે.

૧૮૮૬ નાં માર્ચ મહીનામાં આનંદીબાઈ જોશીએ ફીલાડેલફ્યામાં "ડાકટર ઓફ્ મેડીશીન"ની પદવી લીધી. નજરે જોનારાઓને તે દેખાવ ઘણો છક કરી નાંખનારો હતો, એવું વર્ણન કરે છે. આએ બાહદુર હીંદુ સ્રીને તેણીનાં ઘણાં દોસ્તો અને દીલસોજી દેખાડનાંરાઓએ પોતાની આસપાસ ઘેરી લીધી હતી, જેઓમાં પંડીતા રમાબાઇ હતાં, જેવણ આએ મોટા પ્રસગે હાજર થવા માટે ઈંગ્લાંડથી ખાસ આવ્યાં હતાં ખચીતજ, એક ઝલકાત આપનારી અને ઉપયોગી જીંદગી આએ બાહદુર અને સબુરી વાલી સ્રીની સાંમે છે, એવું સર્વને લાગતું હતું અને જે વખાણો, મુબારકબાદીઓ અને ભેટોનો વરસાદ તેણીની ઉપર આવી પડયો હતો, તે તેણીની ઘણી ભરસેદાર ફતેહનાં ચીન્હો ફકત દેખાડતાં હતાં. પણ તેમ બન્યું નહીં. મીસીસ જોશીની તબયેત ઘણી નબલી હતી અને પોતાનાં વર સાથની કેટલીક મુલાકાતોની વખતે તેણીનાં ફેફસાંને સખત સરદી લાગુ પડી હતી. તેણીની ધારણા ઈંગ્લાંડની સ્રીઓ અને બચાંની ઇસપીતાલમાં અને ન્યુ યોર્કની બલોકલી ઇસપીતાલમાં થોડો વખત સુધી કામ કર-

વાની હતી, પણ કોલાહપુરની નવી આલબર્ટ એદવર્ડ ઇસ્પીતાલમાં રેસીડંટ ફીઝીશયનની જગા તેણીને આપવાની માંગણી કરવામાં આવ્યાથી, ઉપલો વીચાર તેણીએ માંડી વાળ્યો, મહીને દાહડે રૂ૩૦૦ નાં પગાર સાથે ખાનગી કામ કરવાની તેણીને રજા આપવામાં આવી અને રૂ૫૦૦ સુધી પગાર વધારવાની કબુલાત તેઓએ આપવાથી, લાંબો વીચાર કરીને મીસીસ જોશીએ તેઓની એ માંગણી કબુલ રાખી. તેણી પોતાનું કામ ચલાવવા અને પોતાનાં દેશની સ્ત્રીઓનાં ફાયદા માટે વગર ઢીલ કરવે. પોતાનાં જ્ઞાનનો ઉપયોગ કરવા ઘણું ઇચ્છતી હતી; તેણીને લાગતું હતું, કે તેણીની તબયેત ઘણી લકડતી જાય છે અને તેણી ધારતી હતી, કે પોતાનાં દેશની હવાથી તેણીની તબયતમાં સુધારો થશે અને આએ તેમજ બીજાં ઘણાં કારણોને લીધે હીંદુસ્થાન પાછું જલદીથી ફરવાનું તેણીએ વાજબી ધારયું. મી० જોશીએ પોસ્ટ આફીસમાંનાં પોતાનાં ઓધાનું રાજીનામું આપ્યું હતું અને તેની માતા અને તેનાં બીજાં સગાંવાહલાંઓને આસરો આપવાનું અને સંભાલ લેવાનું ઘણું અગત્યનું થઈ પડયું હતું.

છેલી ગોઠવણ પુરી થાય, તેની અગાઉ મીસીસ જોશી ધાસ્તી ભરેલી હાલતમાં માંદી પડી અને સઘળાંઓને માલમ પડયું, કે ખહીના બુરા મરજે તેણી ઉપર હુમલો કીધો હતો અને ઘણી સંભાળ લેવા છતાંબી તેણી ઘણા મહીના જીવી શકશે નહી. દુઃખી દેહાંઓ સાથે તેણીનાં અમેરીકન દોસ્તોએ તેણીને છેલી સલામ કીધી, એવું ધારીને કે તેઓ તેણીને હવે ફરીથી જોઈ શકશે નહી. તેણી અને તેણીનો વર અકટોબરમાં ન્યુ યોર્કથી ઉપડયાં અને એક દુઃખ ભરેલી સફર પછી મુંબઈ આવ્યાં, જ્યાં દરેક જાતનાં લોકોએ તેણીને ઘણાં માનથી આવકાર આપ્યો.

હીંદુસ્થાનની સ્ત્રીઓને સ્ત્રી ડાક્ટરો પુરાં પાડવા માટેની નેશનલ એસોસીએશનના બીજા એન્યુલ રીપોરટમાં આનંદીબાઈને માટે નીચલો એસારો કરવામાં આવ્યો છે:—

કમીટી મીસીસ આનંદીબાઇ જોશીને મુબારકબાદી આપવાની આએ ટક લે છે, જેણીએ અમેરીકાનાં યુનાઈટેડ સ્ટેટસમાં ફીલાડેલફ્યાની વોમેનસ કોલેજની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી ડીગ્રી લીધી છે. મીસીસ આનંદીબાઈ જોશી એક બ્રાહ્મણ જ્ઞાતની મરાઠા બાનુ છે. જેવણે પોતાના વર સાથે અમેરીકા જઈ ૧૮૮૩ માં મેત્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી, ત્રણ વરસ સુધી વૈદાંની કેળવણી લીધી હતી. કોલેજમાં થોડો વખત રહ્યા પછી, ૪૦૦ ડાલરની સ્કોલરશીપ તેણીને આપવામાં આવી હતી. ૧૮૮૫ ના માર્ચ મહીનામાં એનેટામી, ફીઝયોલોજી અને કેમીસ્ત્રીમાં છેલી પરીક્ષા માન પુર્વક પસાર કરી, ૪૨) બાનુ ઉમેદવારોમાં તેણીએ આઠમી પદવી મેલવી હતી. ત્યાર પછી અમેરીકામાં ડીગ્રી લઈને તેણી પોતાની જન્મ ભુમીમાં પાછી ફરી છે."

ઉપલી લાઇનો છપાઈને બહાર પડે, તેની અગાઉ મીસીસ જોશીની કારકીર્દી, જે આટલાં બધાં ભલાં કામોની આશા આપતી હતી, તેનો દલગીરી ભરેલો છેડો આવ્યો.

મુંબઇમાં આવ્યા પછી, સઘળાંઓએ તેણીને ઘણું માન આપ્યું હતું, બ્રાહ્મણો અને પંડીતોબી તેણીની તરફ માનની નજરથી જોતા હતા અને પોતાના દેશનાં લોકો, તેણીએ આપેલા સઘળા ભોગોની એટલીબી કદર બુજે છે, એવા વીચારથી તેણીની માંદગીમાં તેણીને ઘણો દીલાસો મલ્યો હતો. થોડા વખત સુધી તેણી મુંબઇમાં રહી, જેથી સારા ડાક્ટરોની સલાહ તેણી મેલવી શકે, પણ ડાકટરો તેણીનું દુઃખ સારૂં કરવામાં નીષ્ફળ નીવડયા અને કદાચ તેણીની જન્મ ભુમીની હવા તેણીને ફાયદો કરશે, એવા વીચારથી તેણીને પુને લઈ જવામાં આવી.

ત્યાં, જે ઘરમાં તેણીએ જનમ લીધો હતો, તે ઘરમાં આનંદીબાઇ જોશીએ પોતાની જીંદગીનાં છેલાં અઠવાડયાંઓ પસાર કીધાં. તેણીનાં સૌથી વાહલાં અને સૌથી નજદીકનાં ખેશીઓ સઘલાં તેણીની આસપાસ હતાં—તેણીની માય, ભાઇ, બેહન, બપાઈ—અને તેણીનાં દુઃખમાં આરામ આપે તેવી દરેક ચીજ તેણીને આપવામાં આવી હતી. શેહરનાં મુખ્ય લોકો તરફથી તેણી માટે રોજની ખબર અંતર પુછાવવામાં આવતી હતી અને તેણીનાં વરે તેઓનાં રેવાજ મુજબ કેટલીક ધર્મની ક્રીયાઓ કરવામાં પોતાનો વખત તેમજ પૈસાનો મોટો ભાગ આપ્યો હતો. જોકે તેઓ અમેરીકા જવાથી, તેઓ બેઉને ન્યાતબાહર કાહડવામાં આવ્યાં હતાં, તે છતાં તેઓનો ગુનાહ કાંઈ નહી માફ થઇ શકાય તેવો નહી હતો અને માફી મેલવવાનું અને ધર્મમાં પાછું દાખલ થવાનું બની શકે તેવું હતું. એવી મતલબથી ગોપાલ જોશીએ પ્રાયશ્ચીત કીધું અને પૈસાની મોટી રકમો આપી, એવી આશા રાખીને કે ખોદાનો કોપ દુર થશે અને તેણીની જીંદગી લંબાશે અથવા તો તેણીને જ્ઞાતમાં પાછી લેવામાં અને છેલા સંસ્કારનો હક તેણીને આપવામાં આવશે, કે, જે વગર હીંદુઓ માને છે, કે ભવીષ્યનું સુખ મેલવી શકાય નહી.

દર રોજ વધારે અને વધારે આનંદીબાઈની હાલત ખરાબ થતી ચાલી; તેણીનું દુઃખ ઘણું ભયંકાર હતું, પણ ફરયાદ અથવા અધીરાઇનો એકબી શબ્દ બોલ્યા વગર અને વળી ખુશ મીજાજથી તેણી સઘલું ખમતી હતી, જે તેણીની આસપાસનાઓને તાજુબ બનાવતાં હતાં. ૧૮૮૭ ની ૨૭ મી ફેબરવારીએ તેણીનાં દુઃખનો છેડો આવ્યો અને તે જુવાન હીંદુ સ્ત્રીનો બાહદુર અને સબુરીવાલો આત્મા તેણીનાં દુઃખી દીલમાંથી છુટો થયો. તેણીનાં મોહતથી ફકત તેણીનાં કુટુંબમાંજ નહી પણ આખા શેહરમાં અને દુરના દેશોમાં જ્યાં તેણીનાં સાચ્ચા દોસ્તો હતાં, ત્યાં પણ અત્યંત દલગીરી ફેલાઇ. હીંદુ રેવાજ મુજબ તેણીનાં મરણ પછી તેણીનાં શરીરને ધોઇને તેલ લગાડી પવીત્ર કરવામાં આવ્યું અને ત્યાર પછી સૌથી સુંદર કપડાં અને ઘરેણાંઓમાં તેણીને સણગારવામાં આવી; પવીત્ર આંતસથી તેણીની ચેહ સલગાયવામાં આવી અને એક ધર્મચુસ્ત હીંદુનાં મરણની જેટલી ક્રીયાઓ કરવામાં આવે તેટલી સઘળી ક્રીયાઓ ધર્મગુરૂએ કીધી. એ-

કજ બાબદમાં તેઓનાં હમેશનાં રેવાજથી તેઓ દુર ગયાં; કારણ તેણીની રાખ ગેનજીસ અથવા બીજી પવીત્ર નદીઓને સપુરદ કરવાને બદલે, તેણીનાં વરે એકઠી કરીને અમેરીકામાં દાટવા મોકલી.

આએ મુજબ આનંદીબાઇ જોશીની જીંદગીનો હેવાલ પુરો થાય છે. જે કામને માટે તેણી તૈયાર થઇ હતી, તે બજાવવાને કદીબી તેણી શકતીવાંન થશે નહી, એવું જ્યારે તેણીને માલમ પડયું, ત્યારે તેણીનાં છેલા બોલો એટલાજ હતા કે "મારેથી જે બન્યું તે સઘલું મેં કીધું છે." કેટલાં થોડાંઓ આએ પ્રમાણે પ્રમાણીક રીતે બોલી શકશે? હા, ખરેખર, "તેણીથી જેટલું બની શકયું તેટલું તેણીએ કીધું છે;" અને આપણે શું વાજબી રીતે માનશું નહી, કે ખોદા આએ બાહદુર સ્ત્રીની કોશેશો ખુશીથી કબુલ રાખશે અને માન્ય કરશે?

તેણી મરી ગઈ, ત્યારે પુરાં બાવીસ વરસનીબી નહી હતી અને તોપણ તેણીની ટુંકી જીંદગીમાં કેટલું બધું તેણીએ બજાવ્યું હતું. પોતાનાં દેશની સ્ત્રીઓનું દુઃખ તાલવા અને મદદ મેલવવાની કોશેશોમાં તેણીએ પોતાની જીંદગીનો ભોગ આપ્યો હતો અને કોણ હીમતથી કહેશે, કે તેણીએ આપેલો ભોગ ફોકટનો હતો અથવા તેણીનું જુવાન મોહત તેણીને પગલે ચાલવાને બીજાઓને ઉસ્કેરશે નહી અને તેણીએ પ્યાર, આશા અને ધીરજથી. વાવેલાં બીનાં કીમતી ફેગ ઉપજશે નહી?

HELLIROTOPE.

## રાંધવાને લગતું.

**પાન કેક**—ત્રણ ઇંડાની કાલ તથા સફેદીનો છુટો કફ ચઢડાવવો એવી રીતે કે કફ ચઢડાવ્યાથી કાલ કસતરનાં જેટલી જાડી થાય અને સફેદી વાસણને વલગે નહી તેટલી કઠણ થાય. પછી કાલમાં એક પાસેર દુધ નાખો અને ત્રણ મોટા ચમચા (ટેબલ સ્પુન) ભરી આટો આસ્તે આસ્તે અંદર મેલવો. સઘલું બરાબર એકરસ થાય ત્યાં સુધી ઘુંટવું, પછી ધીમે ધીમે કફ ચઢડાવેલી સફેદી મેલવતાં જવું; ત્યાર બાદ પેનામાં ઘી કકરાવી ઉપલી મેલવણી આખા પેનામાં ગોલ ફરતી રેડવી; ઘણુંજ પટલું પર થવા દેવું જાડું કરવું નહી, એક બાજુ લાલ થાય કે સંભાલથી બીજું પર ફેરવવું, જે લાલ થયા બાદ કહાડી તેને ગોલ વીટાલવું; એ પ્રમાણે બીજાં તલીને વીટાલી ઉપર ખાંડ ભભરાવી લીંબુ નીચવી ખાધામાં લેવું.

**પપેદાનાં ફીતર**—થોડા મોટા પપેઠાને રોસ્ટ કરી તેમાંનો માવાદાર ભાગ કહાડી લેવો; એમાંના આઠ આઊંસ જેટલા માવામાં એક ટેબલ સ્પુન ભરી કીમ, એક ટેબલ સ્પુન ભરી બ્રેન્ડી અને એક આઊંસ માખણ તાવીને નાખો, પછી સઘલાંને ૭ ઇંડાંની કાલ સાથે બરાબર મેલવી નાખી તેમાં બે આઊંસ ખાંડ અને એક વચલો ચમચો ભરી લીંબુનો રસ નાખો; અરધો કલાક સુધી સઘલાંને બરાબર ઘુંટયા કરો, ત્યારબાદ ચાર ઇંડાંની સફેદીને ઘણો કઠણ કફ ચઢડાવી તેમાં ઉમેરો. પછી સઘલી મેલવીને બરાબર એકરસ કરી થોડી થોડી પેનામાં નાખી તલી કહાડો. ઉપર ખાંડ ભભરાવી પંચ સાહસ સાથે ખાધામાં લેવો.



## ટીપુ સુલતાન.

### પ્રકરણ ૩૨ મું.




પણે આગળ જણાવી ગયાં છીએ, કે સુલતાંન પોતાનાં લશકરનાં એક ભાગને દીવાલનાં દરવાજા આગળની પોતાની છાવણીમાં રાખી આવ્યો હતો. તેઓને દુરથી બંદુકનાં મોટા અવાજો આવતા હતા. પણ તેથી તેઓને ઘણી ચીંતા ઉપજી નહીં. તેઓ તો ફકત એટલીજ ઇંતેજારીથી વાટ જોતા હતા, કે કયારે તેઓનો સુલતાંન આવે અને દીવાલના દરવાજા ખોલા કરી, તેઓને પણ અંદર દાખલ કરે. કેટલાંક માણસો તો મનમાં હરખાતાં હતાં, કે તેઓ હારેલા દુશમેનોની પુઠે લાગી, જંગલી જનાવરો માફક તેઓનો અંત લાવશે. પણ કલાકોના કલાકો પસાર થઇ ગયા અને તેઓએ પોતાનાં લશકરને ફતેહમંદ પાછું ફરતાં જોયું નહી. દરવાજાની દેવાલ આગળ દુશમેનોનાં બચાવનું, જે લશકર પડેલું હતું તે તેઓની અપમાન ભરેલી મશકેરી કરી, પોતા સામે લડવા તેડતું હતું. સુલતાનનાં લશકરને ઉપલાં અપમાંનો ખમવા ભારી પડતાં હતાં, પણ અપમાન કરનારાઓ તેઓનાં હાથમાં નહી આવી શકે, તેવી જગાએ ઉભેલા હતા. છેલ્લે સરવાલે તેઓએ કેટલાક ઘોડેસ્વારોને તેઓની તરફ અસંત ઝડપથી આવતા જોયા, ખાન અને તેની સાથ બીજા કેટલાકો તેઓને સાંમે મલવા ગયા.

"યા અલ્લા કરીમ" તેઓ સઘળા એક અવાજે બોલી ઉઠયા "શુખબર આપણુ લશકર કયાં છે અને સુલતાંન કયાં છે? તમે દબાઇ ગયા હોવો, તેમ કેમ જુવો છો?"

"અફસોસ?" પેલા ઘોડેસ્વારોમાંનો એક જણ બોલ્યો, "આપણુ લશકર હારી ગયું છે અને હમો બીહે છીએ, કે સુલતાંન પણ આપણે ખોહયો છે; તે લશકરના આગલા ભાગ ઉપર, સૈયદ સાહેબ, હુસનઅલી, બાકર સાહેબ અને પેલો જવાન પટેલ સાથે હતો, પણ અલ્લા જાંણે કે પછી શું થયું?"

"ત્યારે તમો શું દીવાલનાં અંદરના ભાગમાં દાખલ થયા હતા કે?"

"હા અને તેમ કેટલાક માઇસોની કુચ્છ પણ કરી હતી. અફસોસ? હમે જો અંદર દાખલ થયાજ નહી હતે, તો સાર થતે."

"ત્યારે તમે કેમ બચી શકયા!"

અમારી વચ્ચમાં જે મોટો ખાડો હતો, તે આપણાં લશકરનાં માણસોથી ભરાઈ ગયો હતો અને તે પરથી અમો ચાલી આવ્યા. મને રસ્તામાં ઘોડો મળ્યો અને ઘણીજ ઝડપથી હું તમને આ ખબર જણાવવા આવ્યો.

તેઓએ બીજા વધુ સવાલ જવાબ કર્યા નહી અને દરેક જણ અકેકનું મોઢું જોતાં ઉભાં રહી ગયાં.

થોડા વખતમાં બીજાં બાકીનાં બચી ગયલાં માણસો અકેકની પુઠે આવ્યાં; પેહલાં સુલતાન પોતાનાં થોડાંક માણસો સાથ ઘણીજ ખાનગી રીતે આવ્યો અને કોઇની પણ જાણ વગર પોતાના તંબુમાં ગયો.

પણ થોડા વખતમાં મોટેથી નગારાં વગાડવામાં આવ્યાં અને જેથી તે સલામત છે, એવી લોકોને ખબર મળી. વળી આથી તેઓને એમ પણ માલમ પડયું, કે સુલતાનની દરબાર ઉઘાડી હતી અને તે તેઓની હાજરીની વાટ જોતો હતો. તોપણ ઘણાજ થોડાઓએ તેની આગળ જવાની હીંમત કરી, તેઓમાં ખાન સૌથી પેહલો જનાર હતો. તેની ઘણી નમીને કીધેલી સલામને સુલતાને કાંઈ પણ કોડું આપ્યું નહી અને ખાન સુલતાનની દયા ખાતો તેનેથી થોડે દુર એક બેઠક પર જઇ બેઠો.

તોપણ આસ્તે આસ્તે ટુકડીના અમલદારોએ અકેક પછી અકેકે આવીને કાંઇ પણ બોલ્યા વગર પોતાની જગા લીધી; કોઈએ પણ બોલવાની હીંમત કરી નહી. સુલતાન ગુસ્સા તથા તેનાં દીલમાં થતાં દરદથી ઉસકેરાઇ આવેલી લાલચોળ આંખોથી તેની દરબારમાં બેઠેલાં દરેક જણને એવી રીતે જોતો હતો, કે જાણે કાંઇ બહાણું કહાડી, એય તેઓમાંના એકુ સાથ મરાઇ પડે. એવી ચુપકીદી દરબારમાં કવચીતજ ફેલાઇ હશે. તેઓમાંના સૌથી બહાદુર માણસો પણ કહેતાં હતાં, કે સુલતાનના ગુસ્સાનો ભોગ કોણ થઇ પડશે, તેની તેઓ વાટ જોતા બેઠા હતા. છેલ્લે સરવાલે નદીમખાન નામના તેના મુખ્ય માનીતા અને ખુશામત્યા અમલદારે બોલવાની હીંમત કરી.

"પેગમબર અને અલ્લા તારાં દુઃખને કરાર આપે, ઓ સુલતાન?" તે બોલ્યો. "તારો ગોલામ તેને દફે કરવાની કાંઈ યુકતી કરે?"

"અરે વાહવારે તમારામાં બોલવાની આટલી બધી હીંમત છે!" સુલતાંને અણકાથી જવાબ આપ્યો. "નદીમખાન, આજે હમે, જે હમારા પોતાના દોસ્તો તથા પેલા કાફર હીંદુઓ-ખોદા તેઓનો દોજખમા ચાર કરે-ને હાથે ખતા ખાઇ આવ્યા છીએ, તેમાં ભાગ લેવાને મારી સાથે હાજર ન હતો, નહી તેં તો દરવાજા આગળજ રહેવાનું પસંદ કર્યું, કે જેથી કરી દીવાલ ઉપર ઉભેલા આપણા દુશમનોને તારો ફક્કડ ઘોડો અને એશકી પોશાક દેખાડી શકે. ખચીત તારૂં નસીબ મોટું હોવું જોઇએ કે પેલા ખાડી આગળ એકઠાં મળેલાં ટોળાં માફક તારી જીંદગી માટે તુંને ટવલાત કરવો નહી પડયો અને-વાહ? કાસમઅલી પટેલ કયાં છે." સુલતાંને થોડો વખત થોભીને પુછયું. "તે હમણા અહીંયાં હાજર કેમ નથી? અને વળી લાલખાનબી કયાં ગયો?"

"કાસમઅલી જમાદાર હઝરત"? લાલખાન સુલતાંન નજદીક આવીને બોલ્યો, "ઘણો વખત થયો દેખાતો નથી અને જ્યારનો——"

"દેખાતો નથી" સુલતાંને ઉથવાની કોશેશ કરતાં મોટેથી બુમ પાડી કહયું, "દેખાતો નથી? અને તું કમબખત તે મને કહેવાની હીંમત કરે છે," અલ્લાનું નામ લઇ લાલખાંન કહુંછું, કે તેણી જો મને મદદ કરી નહી હતે, તો તારાં દીલપરનાં ચાંમડે ચામડાં ચેતરાવી નાખતે જા? તું અને તારા સાથીઓ તેને ગમે ત્યાંથી મુવેલો યા જીવતો સોધી કાઢી મારી આગળ લાવ?"

"ઓ જાંહ પનાહ જો તે મરી ગયો હશે, તો હાલ પેલા મોટા ખાડા આગળ પડેલો હોવો જોઇએ અને તે જગાનો કબજો તો અત્યાર અગાઉનો આપણા દુશમનોએ લઇ લીધેલો હોવો જોઇએ?"

"એકદમ જા!" સુલતાંને મોટેથી બુમ પાડી કહયું, "જો તે હમણા દોજખમાંથી હોય, તો ત્યાંથીબી તુંને તેને હીંયાં લાવવો પડશે. જા? તું હીચકારો છે લાલખાંન?"

"હઝરત" આપણા ઘરડા ખાંને ઉઠી હાથ જોડી કહયું, "જો આપણાં ગોલામને રજા આપશો, તો તે કાસમઅલીની શોધમાં—" ખાનને કાસમ માટે સાંભલી એટલી તો દલગીરી ઉપજી હતી, કે તે વધુ બોલી શકયો નહી અને તેની આંખોમાંથી આંસુઓ તપકવા લાગ્યાં.

"જા રાહીમખાન," સુલતાંને પણ દલગીરી ભરેલા સાથે કહયું, "ખોદા કરેને તમો તમારી સોધમાં ફતેહ પામો!" અને પેલા બે અમલદારોના દરબારમાંથી ગયા પછી સુલતાંન પાછો મુંગો મંતર બેસી રહયો.

"વાઘ જ્યાં તુલક કોઇનું લોહી પીસે નહી, ત્યાં વેર થંડો થવાનો નથી." બાકર સાહેબ જે તરતનોજ ત્યાં આવીને બેઠો હતો, તેને નદીમખાંનને આસ્તેથી કહ્યું, "અલ્લા પાસે માંગી લઉં છું, કે તે માણુસ આપણા દરબારીઓમાંનું નહી હોય?"

"કાસમઅલી પેલાઓને મલશે કે?" બીજાએ પુછયું.

"ખોદા માલમ" તેના દોસ્તે જવાબ દીધો, "મને તો કાંઈ લાગતું નથી, પણ મલે કે નહી મલે, તેમાં આપુણે શું ખોવાનું છે?"

"કાંઈજ નહી-પણ આ શું?"

નદીમખાન હજી તો પોતાનું બોલવાનું પુરૂં કરી રહયો નહી તેટલાં બહારથી કાંઈ ઘોંઘાટ આવવા લાગો અને તરતજ એક હીંદુ "દાદ? દાદ? દાદ? કરી બુમ મારતો દરબારમાં ધસીઓ આવ્યો અને સુલતાનના પગ આગળ જઇ પડયો."

"કેમ ઓ ફરાશી ચોબદાર"? સુલતાન ગુસ્સાથી તપી આવેલા ચેહરા સાથ બોલ્યો, "આ ડુક્કર-આ હરામજાદો શું

કહેવા માંગે છે? શું તમો બધા ઊંઘાઈ ગયાય, કે આ માણસની હાજરીથી આપણી દરબારને અભડાવા દેવો છો? તું કોણ છે અને ક્યાંથી આવ્યો?" તે પેલા ધ્રુજતા કંગાલ માણસ, જેને ચોબદારો, જબરીથી ઉઠાડતા હતા, તે તરફ ફરીને બોલ્યો, "બોલ? તું શું છોકરો છે?"

"તમે તો મારા બાપ છેઓ, તમે તો મારી માય છેઓ-તમે મારા સુલતાન છેઓ-તમે મારા દેવ છેઓ?" તે માણસ બોલ્યો; "હું એક ગરીબ બ્રાહમન છેઊં. હું છોકરો નથી, મને લુટવામાં આવ્યો છે, મને કોઇ જાફર સાહેબ નામના સેહતાંને માર્યો છે, તે મારો જાન લેવા માંગે છે અને હું તમારા તખત આગળ દાદ ચાહવા આવ્યો છું."

"તે તુંને મલશે?" સુલતાને આસ્તે રહી ખોટાં હસવાનું દેલ ઘાલી કહ્યું, "તે તુંને મલશે? અએ ચોબદારો? એને અંહીયાંથી લઇ જાઓ. મને અંહીયાંથી પેલો હાથી દેખાય છે, તેના પગ સાથે એને બાંધો અને જે જગા એને અભડાવી છે, ત્યાંજ એનો નીકાલ કરો."

તે કમબખ્ત માણસે ધબરાતથી સુલતાનનો હોકમ સાંભળ્યો, કારણકે તે ભાશા સમજી શકતો ન હતો. તેને બીચારાએ પેહલે હસીને જોયું અને પછી તેવાંજ મોઢાંએ આખી દરબારનાં લોક તરફ નજર ફેંકી, પણ દરેક જણનાં મોઢાંપર ગંભીરતા અને કરડાશ સીવાએ તેને બીજું કાંઈ પણ જોયું નહીં; અલબત ત્યાં ઘણા જણા હતાં, જેઓ ધારતાં હતાં, કે પેલા બ્રાહમણને ઘણો મોટો ગેરઇનસાફ થયો છે, પણ તેજ દહાડે સહવારે બની ગયલા બનાવથી તેની કોઈ પણ કદર ખાતું ન હતું.

"કેમ તમે સાંભળતાં નથી કે?" સુલતાને ફરીથી એક વખત કહ્યું અને હજી તો તે પોતાનું બોલવું પુરૂં કરે, તેટલાં પેલા બ્રાહમણને બુમ મારતો દરબારમાંથી ઘસડી લઇ જવામાં આવ્યો. થોડા વખતમાં દરબારીઓએ પેલા હાથીની ભય ભરેલી બુમ સાંભળી, કારણ કે તે અમીરી અને માયા ભરેલાં દીલવાલું પ્રાણી-તે હાથી ઘરડો હાઈદર હતો-પેલાં માણસને પોતાના પગ તલે કચડવાને રાજી ન હતું અને જેમ કરવાને તેના ઉપર જુલમ પાડવામાં આવતો હતો.

"દરબાર હવે ખલાસ થઈ છે." થોડા વખતની ચુપકીદી પછી સુલતાન બોલ્યો. "સાહેબો, હવે તમે સૌ સૌને ઠેકાણે જાવો, કારણ કે અમે એખલા બેસવા ઇચ્છીએ છીયે."

દરેક જણાને આ તો જોઇતું હતું, તેવુંજ મલ્યું.

"નદીમખાન, મેં તુંને કહ્યું હતું જની કે શું થશે?" બાકર સાહેબે બહાર જતાં જતાં કહ્યું. "અલ્લા જાણે છે, કે પેલો બ્રાહમણ નહી આવતે, તો કોણ જાણે શું થતે?"

"અલ્લા જાણે છે?" બીજાએ જવાબ દીધો," મને મારે પોતાને માટે ઘણી બીક લાગતી હતી, કારણ કે તે મારી ઉપર ઘણો ખફા દીસતો હતો. ચાલો! બીચારા પેલા બ્રાહમણનાં નસીબમાં એવીજ મોહટે મરવાનું હશે, ત્યારે બીજાં શું કરે?"

દીવસ હવે નજદીક પુરો થવા આવ્યો હતો. કાસમને ભર બપોરે જખમ થયો હતો અને હજી નહી ખમાય, તેવાં દુઃખ સાથ તેજ જગાએ પડી રહેલો હતો. પેહલે તો તે થોડો વખત તેર બેશુધ થઇ ગયો હતો, પણ જ્યારે તેને પાછી સુધી આવી અને આસપાસ જોવાને શકતીવાન થયો, ત્યારે થોડાક દુશમનો, જેઓ મુવેલાં મુરદાંઓનાં હથયાર અને કપડાં ઉતારવામાં રોકાયલાં હતાં, તેઓ સીવાય કોઇ બીજાને તેને ત્યાં જોયાં નહી. વળી તેને માલમ પડયું, કે તેની ઢાલ, તલવાર અને ખંજર, તેની પાઘડી કમરબંધ અને ઉપર પેહડવાનાં પેહરણ સાથ ગુમ થઇ ગયાં હતાં. તેનું માથું અને દીલ ઉઘાડું હોવાના સબબથી સુરજનો તાપ તેનાં દીલ ઉપર વધારે જોસથી મારતો હતો અને આથી તેનાં દુઃખમાં એવડો વધારો થતો હતો.

"પાણી! પાણી?" તેને દુર ઉભેલાંઓ તરફ જોઇને બુમ મારી. "તમારી માતાઓ અને છોકરાંઓને ખાતર પાણી?"

પણ અફસોસ! તેઓએ કોઇએ તેની બુમ સાંભલી નહી, કારણકે તેઓ મુવેલાં માણસોને લુટવામાં ઘણાજ રોકાઈ ગયાં હતાં અને જો તેઓ કદાચ તેની બુમ સાંભળી ત્યાં આવતેથી, તો તે કાંઇ તેની તરસ છીપાવતે નહી, પણ એકુ બે તલવારના ફટકા મારી તેના દુઃખનો અંત લાવવા, જો મોહત તે વેલા તેની નજદીક આવ્યું હતે, તો ખચ્ચીતજ તે તેને ઘણો આવકાર દેતે, કારણકે તેનાં દુઃખથી તેને નહી ખમી શકાય તેવી અગન ઉઠતી હતી.

તેને થોડેક દુર એક ઝાડનાં છાયડા તલે જવાની કોશેશ કરી, પણ તેમ પણ તે કરી શકયો નહી અને ફરીથી પાછો બેસુધ થઈને પડયો. થોડો વખત આથી તે પોતાનું દુઃખ વીસરી ગયો, પણ જેવો તે હુસ્યાર થયો, કે તે એવડાં જોરથી શરૂ થયું.

જેમ તેમ કરી તે અંતે મોટાં ઝાડના છાયડા હેઠલ જઇ શકયો અને આથી કરી તેના જીવને જરા રાહત મલી અને તેની સાથ તેના મગજમાં તરેહવાર ખ્યાલ ઉભા થયા. તે કોઈ વખત તદન નીરાશ થઇ જતો, તો વળી કાંઇ નવા ખ્યાલથી તેનાં દીલમાં આશાનું કારણ સજીવન થતું. પણ આટલું છતાં તે સઘલો વખત પોતાનાં મોહત માટે દુવા માંગેતો હતો. તેને લાગતું હતું, કે તેનું આખું દીલ પીંઘાઇ ગયું હતું અને અજબ થતો હતો, કે તેવી હાલતમાં તે જીવીજ કેમ શકતો હતો. જો આજુ બાજુ ફરીને જોતો તો તેની નજરે સંખ્યાબંધ ખલીરો, કાગડાઓ અને એવીજ જાતનાં બીજાં જનાવરો પડતાં, કે જેઓ ત્યાં પડેલાં મુરદાંઓનો ખુશ ખુશાલ ભક્ષ કરતાં હતાં. આમાથી એકુબે કાગડા યા તો ખલીરો મોટી આશા સાથ તેની તરફ પણ ઉડી આવતા હતા અને જેઓને ત્યાંથી દુર કરવાને તેને મોટી મેહનત પડતી હતી.

આસ્તે આસ્તે હવે રાત પડવા આવી હતી. પોતાના દમેશાના પુર ભપકામાં સુરજે પશ્ચીમ તરફથી રૂખસદ લીધી

"ત્યારે તમે કેમ બચી શકયા!"

અમારી વચ્ચમાં જે મોટા ખાડો હતો, તે આપણાં લશકરનાં માણસોથી ભરાઈ ગયો હતો અને તે પરથી અમો ચાલી આવ્યા. મને રસ્તામાં ઘોડો મળ્યો અને ઘણીજ ઝડપથી હું તમને આ ખબર જણાવવા આવ્યો.

તેઓએ બીજા વધુ સવાલ જવાબ કર્યા નહી અને દરેક જણ અકેકનું મોઢું જોતાં ઉભાં રહી ગયાં.

થોડા વખતમાં બીજાં બાકીનાં બચી ગયલાં માણસો અકેકની પુઠે આવ્યાં; પેહલાં સુલતાન પોતાનાં થોડાંક માણસો સાથ ઘણીજ ખાનગી રીતે આવ્યો અને કોઇની પણ જાણ વગર પોતાના તંબુમાં ગયો.

પણ થોડા વખતમાં મોટેથી નગારાં વગાડવામાં આવ્યાં અને જેથી તે સલામત છે, એવી લોકોને ખબર મલી. વળી આથી તેઓને એમ પણ માલમ પડયું, કે સુલતાનની દરબાર ઉંઘાડી હતી અને તે તેઓની હાજરીની વાત જોતો હતો. તોપણ ઘણાજ થોડાઓએ તેની આગળ જવાની હીંમત કરી, તેઓમાં ખાન સૌથી પેહલો જનાર હતો. તેની ઘણી નમીને કીધેલી સલામને સુલતાને કાંઈ પણ કોહું આપ્યું નહી અને ખાન સુલતાનની દયા ખાતો તેનેથી થોડે દુર એક બેઠક પર જઇ બેઠો.

તોપણુ આસ્તે આસ્તે ટુકડીના અમલદારોએ અકેક પછી અકેકે આવીને કાંઇ પણ બોલ્યા વગર પોતાની જગા લીધી; કોઈએ પણ બોલવાની હીંમત કરી નહી. સુલતાન ગુસ્સા તથા તેનાં દીલમાં થતાં દરદથી ઉસકેરાઇ આવેલી લાલચોળ આંખોથી તેની દરબારમાં બેઠેલાં દરેક જણને એવી રીત જોતો હતો, કે જાણે કાંઇ બહાણું કહાડી, ઓપ તેઓમાંના એકુ સાથ મરાઇ પડે. એવી ચુપકીદી દરબારમાં કવચીતજ ફેલાઇ હશે. તેઓમાંના સૌથી બહાદુર માણસો પણ કહેતાં હતાં, કે સુલતાનના ગુસ્સાનો ભોગ કોણ થઇ પડશે, તેની તેઓ વાર જોતા બેઠા હતા. છેલ્લે સરવાલે નદીમખાન નામના તેના મુખ્ય માનીતા અને ખુશામત્યા અમલદારે બોલવાની હીંમત કરી.

"પેગમબર અને અલ્લા તારાં દુઃખને કરાર આપે, ઓ સુલતાન?" તે બોલ્યો. "તારો ગોલામ તેને દફે કરવાની કાંઈ યુકતી કરે?"

"અરે વાહુવારે તમારામાં બોલવાની આટળી બધી હીંમત છે!" સુલતાંને અણુકાથી જવાબ આપ્યો. "નદીમખાન, આજે હમે, જે હમારા પોતાના દોરતો તથા પેલા કાફર હીંદુઓ—ખોદા તેઓનો દોજખમા થાર કરે—ને હાથે ખતા ખાઇ આવ્યા છીએ, તેમાં ભાગ લેવાને મારી સાથે હાજર ન હતો, નહી તેં તો દરવાજા આગળજ રહેવાનું પસંદ કર્યું, કે જેથી કરી દીવાલ ઉપર ઉભેલા આપણા દુશમનોને તારો ફક્કડ ઘોડો અને એશકી પોશાક દેખાડી શકે. ખચીત તારૂં નસીબ મોટું હોવું જોઇએ કે પેલા ખાડી આગળ એકઠાં મલેલાં ટોળાં માફક તારી જીંદગી માટે તુંને ટવલાત કરવો નહી પડયો અને—વાહ? કાસમઅલ્લી પટેલ કયાં છે." સુલતાંને થોડો વખત થોબીને પુછયું. "તે હમણા અહીંયાં હાજર કેમ નથી? અને વળી લાલખાનબી કયાં ગયો?"

"કાસમઅલ્લી જમાદાર હઝરત"? લાલખાન સુલતાંન નજદીક આવીને બોલ્યો, "ઘણો વખત થયો દેખાતો નથી અને જ્યારનો——"

"દેખાતો નથી" સુલતાંને ઉથવાની કોશેશ કરતાં મોટેથી બુમ પાડી કહયું, "દેખાતો નથી? અને તું કમબખત તે મને કહેવાની હીંમત કરે છે." અલ્લાનું નામ લઇ લાલખાંન કહુંછું, કે તેંબી જો મને મદદ કરી નહી હતે, તો તારાં દીલપરનાં ચાંમડે ચામડાં વેતરાવી નાખતે જા? તું અને તારા સાથીઓ તેને ગમે ત્યાંથી મુવેલો યા જીવતો સોધી કાઢી મારી આગળ લાવ?"

"ઓ જાંહ પનાહ જો તે મરી ગયો હશે, તો હાલ પેલા મોટા ખાડા આગળ પડેલો હોવો જોઇએ અને તે જગાનો કબજો તો અત્યાર અગાઉનો આપણા દુશમનોએ લઇ લીધેલો હોવો જોઇએ?"

"એકદમ જા?" સુલતાંને મોટેથી બુમ પાડી કહયું, "જો તે હમણા દોજખમાંબી હોય, તો ત્યાંથીબી તુંને તેને હીંયાં લાવવો પડશે. જા? તું હીચકારો છે લાલખાંન?"

"હઝરત" આપણા ઘરડા ખાંને ઉઠી હાથ જોડી કહયું. "જો આપણું ગોલામને રજા આપશો. તો તે કાસમઅલીની શોધમાં—" ખાનને કાસમ માટે સાંભલી એટળી તો દલગીરી ઉપજી હતી, કે તે વધુ બોલી શકયો નહી અને તેની આંખોમાંથી આંસુઓ તપકવા લાગાં.

"જા રાહીમખાન," સુલતાંને પણ દલગીરી ભરેલા સાથે કહયું, "ખોદા કરેને તમો તમારી સોધમાં ફતેહ પાંમો!" અને પેલા બે અમલદારોના દરબારમાંથી ગયા પછી સુલતાંન પાછો મુંગો મંતર બેસી રહયો.

"વાઘ જ્યાં તુલક કોઇનું લોહી પીસે નહી, ત્યાં વેર થડો થવાનો નથી." બાકર સાહેબ જે તરતનોજ ત્યાં આવીને બેઠો હતો, તેને નદીમખાંનને આસ્તેથી કહ્યું, "અલ્લા પાસે માંગી લઉં છું, કે તે માણસ આપણા દરબારીઓમાંનું નહી હોય?"

"કાસમઅલ્લી પેલાઓને મલશે કે?" બીજાએ પુછયું.

"ખોદા માલમ" તેના દોરતે જવાબ દીધો. "મને તો કાંઈ લાગતું નથી, પણ મલે કે નહી મલે, તેમાં આપણે શું ખોવાનું છે?"

"કાંઈજ નહી—પણ આ શું?"

નદીમખાન હજી તો પોતાનું બોલવાનું પુરૂં કરી રહયો નહી તેટલાં બહારથી કાંઈ ઘોઘાટ આવવા લાગો અને તરતજ એક હીંદુ "દાદ? દાદ? દાદ? કરી બુમ મારતો દરબારમાં ધસીઓ આવ્યો અને સુલતાનના પગ આગળ જઇ પડયો."

"કેમ ઓ ફરાશી ચોબદાર"? સુલતાન ગુસ્સાથી તપી આવેલા ચેહરા સાથ બોલ્યો, "આ દુક્કર—આ હરામજાદો શું

કહેવા માંગે છે? શું તમો બધા ઊંઘાઈ ગયાચ, કે આ માણુસની હાજરીથી આપણી દરબારને અભડાવા દેવો છો? તું કોણ છે અને ક્યાંથી આવ્યો?" તે પેલા ધ્રુજતા કંગાલ માણુસ, જેને ચોબદારો, જબરીથી ઉઠાડતા હતા, તે તરફ ફરીને બોલ્યો, "બોલ? તું શું છાકટો છે?"

"તમે તો મારા બાપ છેઓ, તમે તો મારી માય છેઓ–તમે મારા સુલતાંન છેઓ–તમે મારા દેવ છેઓ?" તે માણુસ બોલ્યો; "હું એક ગરીબ બ્રાહમન છેઊં, હું છાકટો નથી, મને લુટવામાં આવ્યો છે, મને કોઇ બાકૂર સાહેબ નામના સેહતાંને માર્યો છે, તે મારો જાંન લેવા માંગે છે અને હું તમારા તખત આગળ દાદ ચાહવા આવ્યો છું."

"તે તુંને મલશે?" સુલતાંને આસ્તે રહી ખોટાં હસવાનું દોલ ઘાલી કહ્યું, "તે તુંને મલશે? અએ ચોબદારો? એને અંહીયાંથી લઇ જાઓ, મને અંહીયાંથી પેલો હાથી દેખાય છે, તેના પગ સાથે એને બાંધો અને જે જગા એને અભડાવી છે, ત્યાંજ એનો નીકાલ કરો."

તે કમબખત માણુસે ઘભરાતથી સુલતાંનનો હોકમ સાંભલ્યો, કારણુકે તે બાશા સમજી શકતો ન હતો. તેને બીચારાએ પેહલે હસીને જોયું અને પછી તેવાંજ મોહાંએ આખી દરબારનાં લોક તરફ નજર ફેંકી, પણ દરેક જણુનાં મોહાંપર ગંભીરતા અને કરદાશ સીવાએ તેને બીજુ કાંઈ પણ જોયું નહી; અલબત ત્યાં ઘણા જણા હતાં, જેઓ ધારતાં હતાં, કે પેલા બ્રાહમણુને ઘણો મોટો ગેરઇનસાફ થયો છે, પણ તેજ દહાડે સહવારે બની ગયલા બનાવથી તેની કોઈ પણ કદર બાતું ન હતું.

"કેમ તમે સાંભળતાં નથી કે?" સુલતાને ફરીથી એક વખત કહ્યું અને હજી તો તે પોતાનું બોલવું પુરૂં કરે, તેટલાં પેલા બ્રાહમણુને બુમ મારતો દરબારમાંથી ઘસડી લઇ જવામાં આવ્યો. થોડા વખતમાં દરબારીઓએ પેલા હાથીની ભય ભરેલી બુમ સાંભળી, કારણુ કે તે અમીરી અને માયા ભરેલાં દીલવાલું પ્રાણી–તે હાથી ખરડો હાઈદર હતો–પેલાં માણુસને પોતાના પગ તલે કચડવાને રાજી ન હતું અને તેમ કરવાને તેના ઉપર જુલમ પાડવામાં આવતો હતો.

"દરબાર હવે ખલાસ થઈ છે." થોડા વખતની ચુપકીદી પછી સુલતાન બોલ્યો. "સાહેબો, હવે તમે સૌ સોને ઠેકાણે જાવો, કારણુ કે અમે એખલા બેસવા ઇચ્છીએ છીએ."

દરેક જણુને આ તો જોઇતું હતું, તેવુંજ મલ્યું.

"નદીમખાન, મેં તુંને કહ્યું હતુંજની કે શું થશે?" બાકૂર સાહેબે બહાર જતાં જતાં કહ્યું. "અલ્લા જાણે છે, કે પેલો બ્રાહમણુ નહી આવતે, તો કોણુ જાણે શું થતે?"

"અલ્લા જાણે છે?" બીજાએ જવાબ દીધો," મને મારે પોતાને માટે ઘણી બીક લાગતી હતી, કારણુ કે તે મારી ઉપર ઘણો ખફા દીસતો હતો. ચાલો! બીચારા પેલા બ્રાહમણુનાં નસીબમાં એવેજ મોહટે મરવાનું હશે, ત્યારે બીજાં શું કરે?"

દીવસ હવે નજદીક પુરો થવા આવ્યો હતો. કાસમને ભર બપોરે જખમ થયો હતો અને હજી નહી ખમાય, તેવાં દુઃખ સાથ. તેજ જગાએ પડી રહેલો હતો. પેહલે તો તે થોડો વખત વેર બેશુધ થઇ ગયો હતો, પણુ જ્યારે તેને પાછી સુધી આવી અને આસપાસ જોવાને શકતીવાન થયો, ત્યારે થોડાક દુશમનો, જેઓ સુવેલાં મુરદાંઓનાં હથયાર અને કપડાં ઉતારવામાં રોકાયલાં હતાં, તેઓ સીવાય કોઇ બીજાને તેને ત્યાં જોયાં નહી. વળી તેને માલમ પડયું, કે તેની ઢાલ, તલવાર અને ખંજર, તેની પાઘડી કમરબંધ અને ઉપરૂ પેહડવાનાં પેહરણુ સાથ ગુમ થઇ ગયાં હતાં. તેનું માથું અને દીલ ઉંઘાડું હોવાના સબબથી સુરજનો તાપ તેનાં દીલ ઉપર વધારે જોસથી મારતો હતો અને આથી તેનાં દુઃખમાં બેવડો વધારો થતો હતો.

"પાણી? પાણી?" તેને દુર ઉભેલાંઓ તરફ જોઇને બુમ મારી. "તમારી માતાઓ અને છોકરાંઓને ખાતર પાણી?"

પણુ અફસોસ! તેઓએ કોઇએ તેની બુમ સાંભલી નહી, કારણુકે તેઓ મુવેલાં માણુસોને લુટવામાં ઘણાજ રોકાઈ ગયાં હતાં અને જો તેઓ કદાચ તેની બુમ સાંભળી ત્યાં આવતેબી, તો તે કાંઇ તેની તરસ છીપાવવા નહી, પણ એકુ બે તલવારના ફતકા મારી તેના દુઃખનો અંત લાવવા, જો મોહત તે વેલા તેની નજદીક આવ્યું હતે, તો ખચ્ચીતજ તે તેને ઘણો આવકાર દેતે, કારણુકે તેનાં દુઃખથી તેને નહી ખમી શકાય તેવી અગન ઉથતી હતી.

તેને થોડેક દુર એક ઝાડનાં છાયડા તલે જવાની કોશેશ કરી, પણ તેમ પણુ તે કરી શકયો નહી અને ફરીથી પાછો બેસુધ થઈને પડયો. થોડો વખત આથી તે પોતાનું દુઃખ વીસરી ગયો, પણુ જેવો તે હુશ્યાર થયો, કે તે બેવડાં જોરથી શરૂ થયું.

જેમ તેમ કરી તે અંતે મોટાં ઝાડના છાયડા હેઠલ જઇ શકયો અને આથી કરી તેના જીવને જરા રાહત મલી અને તેની સાથ તેના મગજમાં તરેહવાર ખ્યાલ ઉભા થયા. તે કોઈ વખત તદન નીરાશ થઇ જતો, તો વળી કાંઇ નવા ખ્યાલથી તેનાં દીલમાં આશાનુ કારણુ સજીવન થતું. પણુ આટલું છતાં તે સઘલો વખત પોતાનાં મોહત માટે દુવા માંગતો હતો. તેને લાગતું હતું, કે તેનું આખું દીલ વીંધાઇ ગયું હતું અને અજબ થતો હતો, કે તેવી હાલતમાં તે જીવીજ કેમ શકતો હતો. જો આજુ બાજુ ફરીને જોતો તો તેની નજરે સંખ્યાબંધ ખલીરો, કાગડાઓ અને એવીજ જાતનાં બીજાં જનાવરો પડતાં, કે જેઓ ત્યાં પડેલાં મુરદાંઓનો ખુશ ખુશાલ ભક્ષ કરતાં હતાં. આમાથી એકુબે કાગડા યા તો ખલીરો મોટી આશા સાથ તેની તરફ પણુ ઉડી આવતા હતા અને જેઓને ત્યાંથી દુર કરવાને તેને મોટી મેહનત પડતી હતી.

આસ્તે આસ્તે હવે રાત પડવા આવી હતી. પોતાના હંમેશના પુર ભપકામાં સુરજે પશ્ચીમ તરફથી રૂખસદ લીધી

હતી અને જાણે દીવસની રોશણી હજી તકાતી રાખવા માંગતો હોય, તેમ ચાન પુર્વ તરફ ઉગી નીકલ્યો હતો. નગારાં તથા રણસીંગડાનાં અવાજથી માલમ પડતું હતું, કે દુશમનો પોતાની દેવાલ ઉપર રાતનાં બરાબર ચોકી રાખવાની ગોઠવણ કરતા હતા. પક્ષીઓ પોતાની તે દહાડાની મેજબાનીથી ધરાઈ ગયાં હોય, તેમ પોતાની પાંખો હીલવી તથા બાકીની જયાફ્ત બીજા દહાડાવેર મુલતવી રાખી, એકેક પછી એકેક રાતની આસાએસ લેવા જતાં હતાં.

પક્ષીઓના ગવા પછી, જંગલમાંથી સંખ્યા બંધ સયાલ અને કોલાંઓ ધસી આવ્યાં. તેઓ પોતેજ એખલાં પેલાં મુરદાંઓનો ભક્ષ કરી સંતોષ પામતાં ન હતાં, પણ ભયંકાર મોટી બુમો પાડી, પોતાના જંગલના સાથીઓને પણ તેમાં ભાગ લેવાને તેડતાં હતાં. અંધારી રાતનાં આવા ભયંકાર પોકારો તથા આસપાસના દેખાવથી ગરીબ બીચારા કાસમનું લોહી થંડું આઇસ જેવું થઇ જતું હતું, જો તેની પાસે હથયાર હતે, તો કાસમે જરૂર પોતાની જીંદગીનો તરતજ નીકાલ લાવી દેતે, પણ તેને આ સઘલું ખમવું પડતું હતું અને રખેને જંગલી જનાવરો તેને જોઇ જીવતો અને જીવતોજ ચીરી નાખે, એવી બીકથી તે ઝાડના ઓહાળામાં વધારે ભરાઇ બેસવાની કોશેશ કરતો હતો. એક્કુ બે સયાલ, કોલાં તેની નજદીક આવી થોડોક વખતવેર તેને તીકતાં ઉભાં રહયાં, પણ પછી તેનામાં જીવ જોઇ ચાલી ગયાં. પણ એકાએક જ્યારે તે આવી નીરાશ હાલતમાં પડેલો હતો, ત્યારે તેને લાગ્યું, કે જાણે દુરથી હાથીની ગરદને બાંધેલા ઘંટ વાગતા હતા, તથા પાલખીવાલાઓ મોટેથી બુમ પાડી તેની તરફ આવતા હતા. આ તેની લાગણી ખરી હશે? યા તો તેના મગજના ખોટા ખ્યાલ હશે! તેને ઘણુંજ ધ્યાન દઈ, તે અવાજ પાછો સાંભલવાની કોશેશ કરી, થોડો વખત વેર તે તેને સંભળાયો નહી અને તેના દીલમાં જે આસાનું કીરણ સજીવન થયું હતું, તે આસ્તે આસ્તે બુજવાઇ જતું હતું, પણ તેટલાં ઉપલો અવાજ પાછો તેને કાને પડયો.

અહા? તે કેવી ઇંતેજારી સાથ પેલા આગલા આવતા અવાજની વાર જોતો હતો અને જ્યારે તેને એવો વીચાર આવ્યો, કે કદાચ પેલા અવાજો કોઇ બીજે નહી જણાએલે રસ્તેથી જતા મુસાફરોની ટોલકીમાંથી આવતો હશે; ત્યારે તે કેવો નાસીપાસી થઇ જતો હતો. જો તેનામાં શકતી હતે, તો તે કેવો દહીને તેઓને સાંમે મલવા જતે; તેને એક બે વખત ઉઠવાની કોશેશ પણ કરી, પણ તેમ કરતાં પાછો જમીન ઉપર પડી ગયો. "અફસોસ!" તે મોટેથી બોલ્યો, "આ તો મારાં મનનાં ફક્ત ખ્યાલી વીચારો છે, તેઓ તો મારી આગલથી ચાલી જશે અને આવતી કાલનો સુરજ કાશમઅલી કદી પણ જોવા પાંમશે નહી." તે હવે થોડુ થોડુ બોલવાને પણ શકતીવાન થયો હતો અને ઠરાવ કર્યો, કે જો તેની આગળથી તેઓ પસાર થઇ જાએ, તો કાંઇબી કરી બુમ પાડવી અને તેઓને પોતા તરફ ખેંચવા.

થોડા વખતમાં હાથીનાં ઘંટનાં અવાજ વધારે પ્રગટ તેને કાને પડયા તથા ઘોડાનાં ખંખારવાનો અવાજ આવ્યો. તેઓ આવતા હતા?—તેઓ ખરેખરજ આવતા હતા,—કદાચ તેનેજ વાસ્તે હોય—કદાચ તે ખાંન હોય—કદાચ સુલતાંનને તેને માટે વીચાર આવ્યો હોય.—આવી જાતના વીચારો તે વખતે તેનાં મનમાં આવ્યા.

થોડા વખતમાં માણસનો પણ સાથ આવવાથી કાસમ વધારે આગળ આવીને બેઠો અને તેને દુરથી કાંઇ બલતાંનાં જેવું દેખાયું.

"યા અલ્લા કરીમ! આ તો બલતી મશાલ જેવું લાગે છે—તેઓ આવે છે, તેઓ આવે છે." તે ગરીબ બીચારો બોલ્યો. થોડો વખત તે રોશણી તેની નજર આગળથી ગુમ થઈ ગઇ, પણ એક બે મીનીટમાં પાછી તે દેખાઇ અને તેના ચલકાટથી તેને ઘણાંક માણસોને પોતાંની બાજુએ આવતાં જોયા.

પણ હવે કાશમને ફીકર લાગવા માંડી, કે રખેને તેઓ તેના નજદીક આવવાને બદલે બીજે માર્ગે ચાલ્યા જાય, તેને તેઓને એક તરફ ઉભા રહી, સાથે મસલત કરતા જોયા. તેઓ શું વાત કરતા હતા, તે તો તે સાંભળી શકયો નહી, પણ થોડા વખતમાં તેઓમાંનાં ઘણાક જણ એકાએક બુમ પાડી ઉઠયા. "કાસમઅલી, કાસમઅલી! હો!"

કાસમે તેઓને જવાબ આપવા માટે બુમ પાડવાની કોશેશ કરી, પણ તેમ કરતાં તેના ગલામાં લોહીનું ગચકડું આવી ગયું અને તે પાછો નીરાશ થઇને જમીનપર પડયો, જ્યારે તેઓ તેનું નામ પોકારતા પોકારતા તેની નજદીક આવતા હતા.

"આએજ જગા," તેઓમાંનું એક જણ બોલ્યું, "મારી ખાત્રી છે, કારણ કે અહીઆં આ કોઇનું મુરદુ પડેલું છે અને આ બીજું છે. ચાલો આપણે જરા વધારે આગળ જોઈએ."

"કાસમઅલી, કાસમઅલી? હો, હો," એક અવાજે પોકાર માર્યો, અને જેથી કરી કાસમને અંદરખાનેથી ખુશાલી લાગી, કારણ કે તે અવાજ ખાનનો હતો. તે અવાજ તેને પુરતો જાણીતો હતો—કોઇ ફરેસ્તાનો અવાજ પણ તેને તે વખતે તેટલો બધો આવકારદાયક થઈ નહી પડતે. તે એક ઘડીવેર થોભ્યો અને પછી પોતાનું સઘલું જોર એકઠું કરી બુમ પાડી. "હો? હો! આ અવાજ જો કે ઘણો નબલો હતો, તે છતાં તેઓએ તે સાંભલ્યો."

"કોઇએ હમણા જવાબ આપ્યો." એક બતી ધરનારે કહ્યું.

"અલ્લાને ખાતર કહો, કે તે કયાંથી આવ્યો." ખાને પુછ્યું.

"પેલી સામી બાજુથી."

"જલદી કરો દોહો." આટલું બોલી સઘળાં તે બાજુ ધસ્યાં ગયાં.

"કાસમ બોલી ન શકયો, પણ તેને પોતાનો હાથ ઉંચો કરી હીલવ્યો અને, જેથી કરી પેલાઓ તેને જલદીથી સોધી કહાડી શકયા.

ખાન એકદમ પોતાના ઘોડાપરથી કુદી પડયો અને આગળ પાછળ નજર કર્યા વગર તેની તરફ દોડયો. કાસમની

આંખો બંધ થઈ ગઇ હતી અને તેનું આખું મોહડું લોહીથી ખરડાઇ ગએલું હતું, પણ તેનો ચેહરો ખાનને પુરતો જાણીતો હતો અને તે ઘરડો સીપાહ પોતાની લાગણી વધુ વખત દાબી નહી શકવાથી, તેની આગળ ગુંઠણુભેર પડી તેનો હાથ પોતાનાં હાથમાં લઇ, ઝાર ઝાર રડયો.

"શુકર ખુદા? અલ હમદ ઇલ અલ્લા." તે આખરે પોતાનું દીલ ખાલી થવાથી બોલ્યો; "તે જીવે છે? મારા દોસ્તો તે જીવે છે? ઓ મુલ્લા અલીઓ બુરાહની સાહેબ આ ખુશાલી માટે હું તમો બેઉને માનતા માનું છું? હું તમારી કબર આગળ ફૂલો ભણાવીશ અને તમારે નામે સો ફકીરોને જમાડીશ."

'કાશમ અલી! મારા બેટા મારા જાન! તું બોલ ના, ઇનશાલ્લા? તું હજી જીવશે, ઇનશાલ્લા? હમે તારી એક નહાના બચ્ચાં માફક બરદાસ્ત લઇશું. તારા હાથ પગ પણ હીલવ ના." (કાશમ ખાનનો હાથ પકડી પોતાનાં હોથ આગળ લઇ જવાની કોશેશ કરતો હતો.) "નહીં હમુને કાંઇ ઉપકાર બુપકાર જોઇતો નથી.—હમણા તો એક બોલ પણ-ના બોલ. શું તું હમને વહાલો નથી. દોસ્તો એને અલ્લાનાં નામથી આસ્તે ઉચકો. હવે પેલી પાલખી લાઓ, તે મારી ખાનમની પોતાની છે, કાશમ કાંઇ નહીં એનાં લોહીની કાંઈ પણ દરકાર ના કરો, થોડાક દુગાલોને તેનું લોહી લુછતાં જોઇ કહ્યું આસ્તે, આસ્તે. ખબરદાર ખબરદાર? ચાલો ઠીક કર્યું? કેમ કાશમ તુંને હવે કરાર થયો કે? તારા તકયા બરાબર છે કે? શું ઘણાં નીચા છે? તારેથી દમ નહી લેવાતો? ચાલ હવે ઘણું બોલ ના હું તારા હસતા ચેહરા પરથી સમજી શકું છું."

"શું પાણી જોઇએ છે." તેને કાસમને પોતાનાં મોઢાં આગળ આંગળી કરતો જોઇ કહ્યું. "યા અલ્લા એને અહીંઆં આખો દહાડો જરા પણ પાણી મલ્યું નહી હશે. ચાલો જલદી કહાડો એક પ્યાલું અને કુંજો લાવો. લે બીશમીલ્લા આએ પીજા?"

તાપથી બોલા હાથે કાસમે તે પ્યાલું ઊચકી લીધું અને તે જાણે બેહસતમાંનું શરબત હોય તેવી ઈંતેજારીથી ગટાવી ગયો. એ પ્રમાણે તેને બીજાં પાંચ સાત પ્યાલાં પાણી પીધું અને તેથી તેનામાં થોડી ઘણી તાજગી આવી. તેની જીંદગીનું ફુલ જે નજદીક કરમાઇ ગયું હતું તેને પાછું ખીલવા માંડયું અને આશા ફરી એક વખત તેના દીલમાં સજીવન થઈ.

"હવે તમે એને ઘણીજ ધીરેથી લઇ જાવો. કાંઈ આચકા ઊચકી લગાડતા ના," ખાને હમાલો તરફ ફરીને કહ્યું. "જો તમે એને જલદી અને બરાબર રીતે સહી સલામત ઘેર લઇ જશો તો તમોને એક મેંદુ આપીશ." "હમારી આંખોને જોડે તેમ કરીશું." તેઓમાંનો એક બોલ્યો.

આટલી બધી લાંબી મુસાફરી કાસમનાં નબલાં પડી ગયલાં આંગ માટે ઘણી હતી. અને તેઓને કતકે કતકે થોડો વખત આરામએશ લેવાની ફરજ પડતી હતી. અંતે તેઓ ખાનના તંબુ આગળ આવી પોંહતા અને પાલખીમાંથી કાસમને બહાર કાહડી તેને અંદર લઇ જઇ એક સુવાલા પોચા કોચપર સુવાડવામાં આવ્યો તથા તેને ત્યાં જોવા મલેલાં લોકને બહાર કાઢવામાં આવ્યાં. કાસમની આંખો તદન બંધ થઇ ગઈ હતી અને તે નજદીક અરધી પોની બેસુધીમાં પડેલો હતો, તે છતાં તે જાણી શકયો કે; જે નરમાશવાલા હાથો તેના દીલપરનું લોહી સાફ કરી તેને આરામ આપવાની કોશેશ કરતા હતા તે અમીનાની પોતાની દાસીઓના હતા.

[સાંધણ છે.] આલાં.

## આપણા ભાઇઓ—સારા ભરથારો નીવડવા માટે આપવી જોઇતી તરબયત.




ચોપાનયું ખાસ બાનુઓ માટે લખાતું હોવાથી આ વીષય કેટલાંકોને ખચીટ ન દીશે, પણ આ વીષય સાથ સ્ત્રીની ફરજોને સંબંધ હોવાથી અમો આ માટે લખવું યોગ્ય ધાર્યું છીયે. 'ભવીષ્યનાં પુરૂષ' ની મનની અને તનની કેળવણીનો આધાર આપણુ 'નબળી જાતી' ઉપર જ છે. તનની ખીળવણી અને સ્વ આધારમાં અલબતાં આપણે 'નબળાં' છીયે, પણ એવી કમ શકતી છતાંબી તે 'મજબુત જાતી' વાલાં ઉપર જે ભલી અસર કર્યે છીયે, તે હું ધારૂં છું, કે કોઇબી આપણી સામેનો મજબુત વીચાર ધરાવનાર શખ્સબી ના પાડશે નહી.

ફકત સુધરેલા મુલકોમાંજ નહી, પણ જંગલી દેશોમાંબી એક સ્ત્રીજ તેણીનાં બાળકની વર્તણુકનો પાયો રચે છે. જ્યાં સ્ત્રીઓ બેડીમાં સંકોચાયલી હોય છે, જ્યાં છુટાપણું તેણીઓને આપવામાં આવતું નથી, ત્યાંબી તેણીઓ પોતાનાં બાળકો નજદીક સાત વર્ષનાં થાય, ત્યાં સુધી સંપુર્ણ અખત્યાર ધરાવે છે. આ તો સઘળી જુવાન માતાઓ ઉપરે આપણે ઠસાવવું જોઇયે, કે જયારથી તેમનું બાળક સહમજમાં આવે, ત્યારથીજ તેની તરબયત શરૂ થાય છે. આપણે ઘણાક 'નાના રાજાઓ' ને જોઇયે છીયે કે, જેઓ તેમની મરજીની વીરૂધ સેહજબી કોઈ જાય છે. તો પોતાનાં નાના હાથો તેની સાંમે થવા ઊંચકે છે. આએ એક નાની ફાટ છે, કે જે વખત જતાં વધારે ઊંડી થશે. જે બાળક બીજાંની સામે થવા જેટલું મોહું હોય, તે અલબતાં તે માટેનો ઠપકો સહજવા જેટલુંબી મોટું હોવુંજ જોઇયે, પણ વડાંઓ તરફની તાબેદારી અને મોટાઓ તરફનું માન શીખી શકે, એટલું મોટું તેને કેટલી માતાઓ ધારે છે! બચપણની સખ્ત શીક્ષામાંથી બચાવવા કેટલી માતાઓ નાનપણથી તેની ફરજો તેને શીખવે છે?

જ્યારે તે ઉઘાડા પગે પોતાની નાની બેહનો સાથે રમતો હોય, ત્યારે તેને તપાસવો જોઇયે, કે તેણીઓ સાથની રમ-

તમાં તે કાંઇ અભીમાંની ભરેલી વર્તણુક ચલાવે નહીં; જો તેમ કરેતો તે જડમુળથી ઉખેડી કાહડવી જોઇએ, તે નાંની છોકરીઓ તરફ માયા ભરેલો પ્યાર રાખતા શીખવવાનું કદીથી વેહલું ગણાય નહીં. તેમનાં રમકડાંઓ અને તેમની રમતો એક સરખી કરવી જોઇયે; એક બીજાંની રમતમાં તેમજ દર એકનાં કામકાજમાં તેઓ સરખી રીતે કાળજી રાખતાં રહે, એ બંનેનાં એકમેક તરફનાં પ્યારમાં ઉમેરો કરવા માટે અગત્યનું છે.

કદાચ એક નાના છોકરાનાં મનમાં ઠસાવવાનો પહેલો કાયદો એ છે કે "બળમાં મોટાઇ કાંઈ નથી" કે તેઓ બંને એક બીજાથી તદન જુદાંજ છે. તમારા દીકરાને શીખવો, કે 'બળ' ની સાથ મનની મોટાઇ પણ રહેવી જોઇયે, નહી તો કે તે છોકરો ફક્ત એક હેવાંનની સ્થીતી ઉપર આસ્તે આસ્તે આવી પડે. તેને શીખવો કે, બળ–શું મનનું કે શું તનનું–કોઇ નબલી શકતીના છોકરા કે છોકરીને હેરાંન કરવા માટે નહી, પણ ભલી અને ઉમદા મતલબને ખાતરજ વાપરવું. દરેક તકે તેને બતાવી આપો, કે નબલાંની સાથ હરીફાઇ કરવી એમાં હલકાઇ શીવાય બીજું કશું નથી, તેને કદીબી વીસરી જવા ના દેઓ. કે ધાંધલમાં કશી મર્દાઇ નથી.

હું ધારૂંછું, કે એક છોકરો પોતાની તનની શકતી માટે ઘણો મગરૂબ હોય છે. હવે તેની બેહનો અને બીજી છોકરીઓ તરફ તે માટેની મગરૂબી ભરેલી તેંહકરાઇ કચડી નાખવી જોઇયે. ઘણી વખત આ ખુલ્લું દીસે છે, કે છોકરાઓ, છોકરીઓને તેમની નાજુકાઈ માટે ધીક્કારે છે. "ફક્ત એક છોકરી" થવું એ તેને મનથી એક શરમાવા જેવી સ્થીતી છે અને આ વાત તે માંની શકતો નથી, કે નબળાં હૈયાની છોડીઓ, જેઓ એક થપકાનો શખુન સાંભલી એકાંતમાં આંસુઓ વરસાવે છે, કે પોતાનાં ભાઇનાં સખુનો સાંભલી ઘણીવાર એક છોકરી હોવા માટે દલગીર થાય છે, તેણી જરૂરની વેલા એક બાહદુર શખસની ગરજ સારે છે. આ પલે એક જુવાંન દરજણનો દાખલો મને યાદ આવે છે, 'બાથ'માં એક ઘેર એવું તો સળગી ઉઠયું હતું, કે કોઇ આગવાલોની અંદર જૈવાની હીંમત કરી શકે નહી તેણીને ખબર હતી કે એક નાનું બાળક અંદર રહી ગયું હતું, માટે તેણી જોસબંધ દોડી અને તે બાળકને પકડયું. પણ અફસોસ, હવે ઘણું મોડું થયું હતું. થોડીક પલ તેઓ બારી આગળ દીસ્યાં અને પછી બળતાં અને ધુમાડા વચ્ચે, અતી ઉમદા બહાદુરીની ભોગ થઇ પડી.

પણ બહાદુરી અને સહન શકતીનાં દાખલા બાજુ મુકતાં, એક માતા પોતાનાં છોકરાઓને બતાવી શકશે, કે બંને જાતીમાં એક સરખાજ ગુણો મુકવાનું તે સર્વ શકતીવાંન સાહેબે જરૂરનું ધાર્યું નથી. તેમનું આ બાબદ ઉપર ધ્યાંન ખેંચો કે, છોકરીઓની કેળવણી અને મેહનતનેજ ઘરનું સુખ આભારી છે. શીફનેસનાં વખતમાં તેણીનાંજ નાજુક હાથો તેની સંભાળ લે છે. હજારો રીતે તેણીઓ પુરૂષોનાં બલનો આભાર વાળે છે. (પણ તે કેટલા ભાઇઓ કબુલ કરે છે.)

"ફક્ત એક છોકરી?" શું તમારી બેહને તે કરતાં કાંઇ વધુ નથી, મારા જુવાંન ભાઈઓ? અને શું આયજ છે, કે જે વધતાંમાં વધતું તેણી માટે તમો કહી શકો છો? શું તમો જાણુતા નથી, કે તેમને તમો કરતાં વધુ ભારી ફરજો બજાવવાની છે? માતાઓ, ભલા દાખલાઓ તેઓ પાસ વંચાવો અને તેની નકલ કરાવો. એવી માતાઓનાં છોકરાઓ બાહદુરીથી નબલી પક્ષનો બંચાવ કરશે. શું આ છોકરાઓ ભવીષમાં સારા ભરથાર અને હેતવંતા બાપો નીવડવાની આશા આપતા નથી? ખચીતજ આપે છે. એક મોહરદારની નાની નાની ખામીઓ તરફ દરગુજરની નજરથી જોવું, તેણીની ઘરની જંજાલમાં સહાય થવું, તેણીની ખુશાલી અને દલગીરીમાં ભાગ લેવો, લગનનાં જોડાંણને સુખી કરવું અને મોહરદારનાં ઘેરને સુખી બનાવવું, એમાં જુવાંન ભાઇઓ કયા ગુણોની જરૂરયાત છે? તનનાં બળ સાથ મનની ખરી મોહટાઇની.

અને હવે આ જરૂરયાત માટે લખ્યા પછી માતાઓને ભલાંમણ કરવી જોઇયે, કે તેણીઓએ, છોકરાઓ અને છોકરીઓને સાથે ભેલાઈ ફરવા હરવાને ઉતેજન આપવું જોઇયે. આથી એવું બને છે, કે ભાઇ બેહનો જીંદગી સુધીનાં મીત્રો બને છે. તે નાજુક જાતી સાથનાં વેહવારથી ભાઇઓ સુધરે છે, તેણીઓનાં સ્વભાવ, વીચારો અને રીતભાતથી તે વાકેફ થાય છે, માટે જ્યારે તેઓ પરણે છે, ત્યારે તેમનાં જેવા મલતાવડા, સહમજુ અને હેતવંતા ભરથારો થોડાજ નીવડે છે.

હવે આપણે ધારીશું કે, છોકરાઓ મોટા થઈ મંડળીમાં ભેલાવા લાગા છે. તે વખત તેમની માતાઓ માટે ફીકરનો છે. આ વખતે બાનુઓ સાથ કેવી માનભરી વર્તણુક ચલાવવી, તે જો માતાએ તેને શીખવ્યું હશે, તો પછી તેણીને બીહવાનું કશું કારણ નથી. આપણે વારંવાર સાંભળયે છીયે, કે લગન એક નીષફ્ળતા નીવડે છે, પણ તેમાં વાંક કોણનો છે. દલગીર છીએ, કે એ માટે માતાઓને ઠપકો આપવો પડે છે, પણ લગનની જીંદગી માટે કોઇજ માતાઓ પોતાનાં છોકરાંઓને તૈયાર કરે છે. આપણે ઇચ્છયે છીએ, કે તેઓ તેમ કરે અને પછી થોડાંજ નીષ્ફળ લગનો જોઇશું.

RUBY.

---

"આ બારીનો કાચ તેં ભાગયો કે" માસ્તરે પુછ્યું.
"નહી મેં એમાં મદદ કીધી" છોકરાએ જવાબ દીધો.
"મદદ કીધી? તે કેમ?"
"એ ભાગો તો પથ્થરે; પણ તે ફેંકયો મેં."

---

ડાક્ટર! "તમુને ઠંડી લાગી હતી કે?"
નાજુક દરદી! "હાજી એમ થયું હતું."
ડાક્ટર! "તમારા દાંત કલચાં હતા કે?"
નાજુક દરદી! "નહીજી તે તો મારા કોઠળામાં હતા."



# ઘર સંસારી કેળવણી.



પાંચે છોકરીઓ! "ભોઇ, આપણુને એક પણુ છોકરો નથી." મી૦ એનડરસને નાસ્તાની ટેબલ પરથી ઉઠતાં પોતાની ધણીઆણીને કહ્યું.

"હા, ચારલસ, એમ છે તો ખરૂં, પણુ તેનું શું?" મીસીસ એનડરસન એરીકરથી બોલી.

"મને વીચાર આવે છે, કે એ મારી પાંચે બેટીઓનું આગળ જતાં શું થશે?"

આ સાંભળી તેવણુની પાંચે છોકરીઓએ અજાયબીથી તેવણું તરફ જોયું.

"માણુસનો આ દુન્યામાં શું ભરોસો? હું તો આજે છઊં અને કાલે નથી, તો પછી મારાં બચ્ચાંઓનું શું થાય? માણુસને મરતાં વખત લાગતો નથી."

"જો, પપા એમ ના બોલો, હું માંગી લઊં છું," સરવેમાં નાની લાડકી બેટી રીતા બોલી.

"મારી દીકરીઓ, વારૂ ધારો, કે જો હું એકાએક મરણુ પામ્યો, તો તમો શું કરો? તમો તમારૂં ગુજરાન કેમ ચલાવી શકો? આપણુ કાંઇ દોલતમંદ નથી." એનડરસને ગંભીર ચેહરે સવાલ કીધો.

"બાવાજી, એ સવાલ તમો કેવો એકાએક મુકો છો, હું ગભરાઈ ગઈ." એરી નામની બીજી છોકરીએ ગભરાટ બતાવ્યો.

"જો દીકરી, ફકત આ સવાલથીજ તું ગભરાઈ ગઈ, તો પછી એકાએક આવી પરેલો બોજો તું શી રવેશે ઉપાડી શકે?"

"પણુ છોકરીઓ તો ઘણીખરી પરણી જાય છે;" સરવેમાં વડી બોલી.

"પરણી જવુંબી કાંઇ સેહલ નથી, આજના વખતમાં કોઈબી સેહલાઈથી પરણી શકતું નથી," એનડરસને જવાબ આપ્યો, "વળી મને એવી છોકરીઓ નહી ગમતી કે, જેણીઓ ફકત પોતાના ભરથાર ઉપરજ સઘલો આધાર રાખે, સરવે છોકરીઓએ કાંઈ પણુ હુનર હાંસેલ કરવો જોઈયે અને દરેક રીતે ઉપયોગી થઈ પડવું જોઈયે, વાસ્તે મારી બેટીઓ, તમો પોતપોતામાં વીચાર કરીને મને જણાવો, કે તમોને કયો ધંધો પસંદ છે, એવો ધંધો પસંદ કરજો, કે જેમાંથી આબરૂદારકારે તમો તમારૂં પુરૂં કરી શકો." એટલું બોલી એનડરસન સાંથી ઉઠી ગયા.

છોકરીઓ પેહલાં તો એટલી અજબ થઈ ગઈ, કે કાંઈ બોલી શકી નહી, પણુ પછી થોડી વારે વડી જેન બોલી.

"એ આજે એકાએક બાવાજીને શું વીચાર આયો?"

"પણુ હવે હું એકવીસ વરસની મોહટી ઉમરે થવા પછી શું ધંધો શીખી શકું?" બીજી એરી બબડી.

"જયારે બાવાજીનો એમજ વીચાર છે, ત્યારે તો આપણુને કાંઇબી ધંધો પસંદ કરવોજ જોઈશે, પછી ગમે તે થાય;" ત્રીજી છોકરી નેડી બોલી.

"હા, હા, જેન, તું વડી છે, માટે તું પેહલાં પસંદ કર;" રીતાએ હસતાં કહ્યું.

"કાંય રીતા, તું શું જાણુતી નથી, કે મને ચીનાર કેવા ચીતારતાં આવડે છે તો હું ચીતાર પાડનારી થવશ." જેને જવાબ દીધો.

"અને મહને પીઆંનો ઘણો સારો વજાડતાં આવડે છે એમ સઉ કોઈ કહે છે, જેથી હું. પીઆંનો શીખવવા જઈશ." એરી બોલી.

"અને હુંતોબા તાઇપ રાઈતર થવશ, એ ઘણો સરસ ધંધો છે, વળી—વળી ઓરીસમાં કામ કરતી છોકરીઓ જલદી ખાવીંદ મેલવી શકે છે." કેટી બોલી.

"પરણુવાની વાત ના વચ્ચે લાવ કેટ, હું તો તાર ઓફીસમાં રહેવશ." નીટાએ જણાવ્યું.

હવે ચારે બહેનોએ રીતા તરફ તેણીનો અભીપ્રાય જાણુવાને તેણી તરફ જોયું, જેણી નાસ્તાની ટેબલ સાફ કરવામાં ગુંતાઈ હતી.

"રીતા હવે તું કહેની,"તું શું કરસે તે?" જેને પુછયું.

"હું ઘેરનાં કામકાજપર ધ્યાંન આપશ." નાની રીતાએ કહ્યું.

આ સાંભળી તેણીની બહેનો હસી પડી.

"રીતા, ઘરનું કામકાજ કરતાં તો તારા હાથ સખ્ત થઈ જશે, ધુમાડાથી આંખ બીગડસે, ટાકથી ચીરડાઉ બની જશે, વળી તું એટલી જલદી ઉડીજ કેમ શકશે!" તેણીની બહેનો એ મશકેરી કીધી.

એ પછી તેઓએ પોતપોતાંની પસંદગી પોતાનાં બાપને કહી સંભલાવી. મી૦ એનડરસને રીતાનો ઠરાવ વધુ વખાણ્યો.

"હા, રીતા તું ડાહી છે, એજ ધંધો સરવેમાં સારો છે."

હવે દહાડાઓ વહી જવા લાગ્યા, તે સાથે છોકરીઓને પોતાનો ધંધોબી હાથે આવી રહયો.

જેન ચીતારમાં ઠીક કમાતી હતી, પણુ, તોબી તે તેણી માટે પુરતું નહીં હતું. ઘણાંઓ તેણીનાં ચીતારને વખાણતાં જ્યારે કોઇજ ખરીદતાં.

એરી પીઆંનો શીખવવામાં કુશલ બની ગઈ, તેણીનાં નાજુક આંગલાંઓએ કેટલાક ગ્રહાકો ઉભાં કીધાં અને એ રીતે તેણી પોતાનો ધંધો ચલાવવા લાગી.

કેટબી આરીસમાં પોતાનું કામ ઠીક કરતી હતી. તેણી ચાલાક હતી.

નેડીનાં અનુભવી આંગલાંઓથી આંખી દુન્યામાં ખબરો દોડતી હતી, કારણુ તેણી તાર ખાતામાં નોકરીએ વલગી હતી, તેણીને એ ધંધાની જબરી બીક હતી, કારણુ તેમાં અતી ઘણી સંભાલની જરૂર હતી, જેથી તેણીનાં સુવાલાં ભવાંપર સદા બીહીક અને ઉદાસીનો છાપ દીસ્તો.

હવે બાકી રહી રીતા, તેણી સવારનાં પક્ષીઓનાં ઉઠવા આગમજ ઉઠતી અને ઘર સાફસુફ કરતી, કારણ કે હવે તેઓએ પોતાની એક પુરી આયાને રજા આપી હતી, તેથી સઘલું કામ રીતા એકલી કરતી, સહવારનાં એક સુંદર ઓરડામાં સુઘડપથી બીછાવેલી મેજપર પગરતી કોફી અને માખન પાઊંનાં તોસ તૈયાર કરી તેણી પોતાની બહેનોને અને બાલ પીતાને નાસ્તો તૈયાર છે કરી ખબર આપતી, સાર બાદ બપોરનું ખાણુંબી તેણી એકલીજ પકાવતી હતી, જ્યારે તેણીની બહેનો તો પોતાનાં ધંધાપર જતી અને તેણીઓનો પીતા તેણીઓને દરરોજ બારીકીથી તપાસતો હતો.

થોડો વખત પછી ચારે બેહેનોએ પોતાની હાક ઉતારવા પોતાના ધંધા પરથી થોડા દીવસ રજા મેળવવા ચાહી. પણ તેમ કરતાં તેણીઓ એક બનાવથી અચકી ગઈ, આ બનાવ તે તેઓના પીતાના ગુમ થવાનો હતો, "એનડરસન રાત્રેબી ઘરે આવ્યા નહી અને તેઓની નોકરી પરના માણસો ખબર લાવ્યાં, કે મીં એનડરસન આજ સહવારથી કામ પર આવ્યા નથી, છોકરીઓ અને તેણીઓની મા ગભરાઈ ગયાં અને ઘણીબી શોધ ચલાવતાં કશો પરો મલ્યો નહી.

બીજે દહાડે, એટલે એનડરસનને ગુમ થવાને પેહલીજ સહવારે તેઓ પર એક કાગળ આવ્યું, જેમાં તેઓનાં મકાનને મારગેજ મુકયું હતું તેની દુઃખી ખબર આવી હતી.

"ઓ ખોદા! હું જાણું, કે એ ઘર આપણું પોતાનું છે," તેઓની માતાએ અફસોસ કીધો.

"મા, મમા, તમો ફીકર ના કરો, એ ઘરને ફકત બસો રૂપ્યા આપી છોડવવાનું છે, જેટલા તો આપણ ઉપજાવી શકીશું." રીતા દીલાસો દેવા લાગી.

"પણ આપણી પાસે તો બે રૂપ્યાબી જમા કીધેલા નથી," જેને કહ્યુ.

"પણ આપણને સૌ સૌનો ધંધો છે એટલે બસ, બુઢા રકવાયરને આપણું એ ઘર ગીરવી મુકયું છે, તેને સાં હું કામે વળગી રહેવશ. હું જાણું છું, કે તેવણને એક ઘર સંભાળનારની જરૂર છે. કાંઈ ફીકર નહી, મા, બે ચાર દહાડામાં આપણે એ મકાન છોડવી શકીશુ," રીતાએ કહ્યું.

"શું તું રકવાયરને સાં નોકરી રહેશે? તેને તો નજલો છે, જેથી તે તુંને આખો દીવસ સુપ કાંજીને ખાતર એજારી આપશે," એવીએ કહ્યું.

"કંઈ નહી, કેમબી કરી કમાવું જોઈયે."

છેક સાંહજે તેણી પરવારીને રકવાયરને સાં જવા નીકળી. રકવાયર લેપહામ બુઢો હતો, તેને એનડરસન સાથ દોસ્તી હતી.

"કેમ મીસ રીતા, કાંઈ આજે તમારાં પગલાં અહીં આવ્યાં?" રકવાયરે સવાલ કીધો "જી, અમારાં મકાન પર તમોએ જે ટાંચ મેલી છે, તે થોડા દહાડા જો તમો ઉપાડી લો, તો હું તમારે સાં નોકરી કરી તે મકાનનું દેવું ભરી દેઉં. રીતાએ જણાવ્યું!"

"જેમ મરજી, મનેબી કાંઈ ઊતાવલ નથી, હું તમારાં નામં પ્રમાણે તમારો પગાર આપીશ," રકવાયરે એટલું બોલી રીના તરફ જોયું.

"વારૂજી."

"તમો એક અઠવાડયાં પછી આવજો, તેટલાં તમોને કાંઈ તૈયારીઓ કરવી હોય તે કરજો," રકવાયરે કહ્યું.

આટલી કબુલાત પછી રીતા પાછી ઘરે આવી.

બીજે દહાડે દાદર પરથી એનડરસન ઉતરી આવતા જણાયા, એ માળ એક— ફકત એકજ ઓરડો હતો, જે તેઓનાં વપરાસમાં આવતો હતો નહી, એનડરસન બજારે જવાને બસે ઉપલે દીવસે એ માળ ઉપર છુપાઈ બેઠા હતા.

"મને જો આજે ભુખ નહીં લાગતે, તો હું આજેબી નીચે નહીં ઉતરતે તેવને આવતાં વાર ચલાવ્યું, પણ હું જે જોવા માંગતો હતો, તે મેં જોયું છે, હું મારી છોકરીઓથી ઘણો ખુશી થયો છું, મેં ધારયું કે જોઊં-વારૂં જ્યારે ખરેખરજ તમો પર આવી પડશે, સારે તમો તમારા ધંધાને વલગી રહેવોછો કે નહીં. હું સમજીને ખુશી છઉં, કે તમોએ ધંધાને વલગી રહી આ ઘેરને છોડવવાનો મનસુબો કીધો હતો, એ સઘલું મેં માળ પરથી સાંભલ્યું હતું "તેવન એટલું બોલી હસ્યા, હવે હું તમને કહુંછું, કે ખોદાની મહેરબાનીથી આ ઘર કાંઈ કોઈનેબી ગીરવી મુકયું નથી, મેં ફકત એ વીશે રકવાયર સાથે મસલેહત કરી ગાજનું જોવાનું કીધું હતું."

"અને તે વીશે મનેબી નહીં આગમજથી કહ્યું?" મીસીસ એનડરસન ખખાર્યાં.

"બૈરાંઓને છુપી વાત કહયે નહી." એનડરસન બોલ્યા.

"પણ બાવાજી, એવામાં જો હમો તે ઓરડામાં આવી લાગતે તો?" જેને પુછ્યું. "મને માલમ હતું, કે એ ઓરડામાં તમો કોઈ મહીનેબી એક દીવસ જતાં નથી, પણ ચાલોની નાસ્તો તૈયાર છે કે?"

સરવે નાસ્તાપર બેઠાં.

"તમોને માલમ કે મારી દીકરીઓ? બુઢા રકવાયર લેપહામે પોતાના એક પુરા દીકરા જીયેરજને મારી પાંસે છોકરીઓમાંથી એકને પસંદ કરી પોતાનાં બાગની શેઠાણી થવાનો હક આપ્યો છે."

"વાહા, જીયેરજ શીખેલો છે, તે વાજબીજ પસંદગી કરશે." કેટી પોતાની ખુબસુરતીનું તોલ કરતાં બોલી.

"અને જયેરજે આપણી ઘર સંભાળનારનાં હાથની માંગણી કીધી છે એન્ડરસન બોલ્યા, કારણ તેને મને જણાવ્યું જે, જે છોકરી ઘરની સંભાલ લઈ જાણતી હોય, તેજ પોતાનાં ધણીનેબી સુખી કરવાની," રીતા શરમાઈ ગઈ.

થોડા વખતમાં રીતાનાં જીયેરજ સાથ લગન થયાં, તેણી મોટે ઘર જઈ વસી. તેણીની બીજી બહેનો પણ પરણી ગઈ, પણ તેણીઓએ પોતાનાં ધંધામાં સજજડ છક્કડ ખાધી, કારણ તેણીઓને ઘરની બીલકુલ આવડ હતી નહી અને તેઓ રીતા કરતાં ઘણે દરજજે ઉતરતાં હતાં.

મહેરબાનુ કાવસજી દાવર.



# સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

## ઘર ભરીને છોકરીઓ—શાને માટે ?

"'પણ એ તો નોકરનું કામ છે ?' અલબત્તાં તે છે. નોકરોના નોકર થવા કરતાં વધારે સારી આશા રાખવાનો તમુને શું હક છે ? "જોદાએ તમુને એક બાઈ બનાવ્યાં છે ?" હા, તેને તમુને એવી હાલતમાં મુક્યાં છે, કે જેથી તમારી પોતાની ભાષા સારી રીતે બોલવા તમો શીખો; બીજી ભાષાનાં તત્વોની માહીતમારી મેલવો; તમારી આસપાસનાઓ સાથે માયા, મેહરબાની અને દીલસોજથી વરતો અને તમારા દેશની તવારીખ, તેના ધરમના કાનુનો અને તેના લોકની ફરજો જાણો. જો આએ બોજો શીખવામાં તમે પોતાની મરજીને તાબે થાવો, તો એક ખરાં બાનુ બનવાની શક્તી તમે મેલવશો; અને જો આએ બોજો શીખતાં તમે તમારી જુવાની અને બીપણાનાં સઘળાં જોર સાથ તેના (ખોદા) ચાકરોની ચાકરી કરવાનો ઠેરાવ કરશો, તો તમે એક બાનું બનશો અને જ્યારે તે તમુને બોલાવી લેશે ત્યારે કહેશે કે 'ભલા અને નીમકહલાલ નોકર, તારા ખોદાની ખુશાલીમાં તું દાખલ થા.'"

RUSKIN.




નીવરસીટીની. ફીલોસોફીકલ સોસાયટીનો એક અંડરગ્રેડ્યુટ લખે છે કે, "વીસ વરસની વાત ઉપર હમારી સોસાયટી આગળ વાંચવા મેં એક રેસાલો લખ્યો અને તેનું મથાલું 'ઘર ભરીને છોકરીઓ—શાને માટે ?' આપ્યું. જે રેસાલો વાંચવાનો હોય, તેની ખબર દર અઠવાડીએ દરવાજાપર લખીને મારવામાં આવતી હતી. મારા રેસાલાની ખબર ઉપલાં મથાલાં સાથ મારવા જ્યારે મેં દરબાંનને આપી, ત્યારે તેમ કરવા લગભગ તેને ના પાડયું અને તેના કારણમાં પોતાનું એવું મત જણાવ્યું, કે તે બાબદ "ઘણીજ નાલાયક છે." આપણાં દોસ્ત તે દરબાંનનાં વસવસા તરફ પુરતું માન છતાં આપણે ધારતાં નથી, કે આએ બાબદ નાલાયક હોય, પણ ઉલટું હાલનાં વખતમાં તે બાબદ ઉપર પુખ્ત વીચાર કરવાનું અગત્યનું છે. વીસ વરસ અગાઉ જેટલી સ્ત્રીઓને કામ કરવાની અગત્ય હતી, તેના કરતાં જરૂરને માટે કામ કરનારી સ્ત્રીઓની સંખ્યા હાલ ઘણી વધી ગઈ છે. સ્ત્રીઓ, જેઓ કાંઈબી ચોકસ કામપર પોતાનું મન નહી લગાડતાં હતાં, તેઓને જીંદગીનાં નીભાવ માટે જરૂર જોગુંબી પેદા કરવાની ફરજ પડે છે. દર વરસે રહેવાની મુશકેલીઓ વધે છે અને તોબી એક જાતનું એવું કામ છે, કે જેને માટે માહીતગાર સ્ત્રીઓ, જેટલી સંખ્યામાં જોઈયે તેટલી મલતી નથી અને તે ઘરનાં નોકરોની તંગી છે. ઘણું અજબ જેવું છે, કે જુવાંન બાનુઓ પોતાનો ઘરનો કારભાર નોકરોનાં હાથમાં મુકી ધંધાની શોધમાં બહાર જાય છે. શું કામ એક બાનું આએ અને એવી બીજી જાતનાં ઉપયોગી કામમાં શરમ સમજે છે ? જો ફકત તેઓ ઘરમાં રહીને જેબી કામો કરવાનાં હોય તેમાં પોતાના હાથો શકે, તો તેઓ પોતાના બાપના ઘરમાં જેટલો ખરચ તેઓને રાખવાનો થાય, તે કરતાં ઘણો વધારે ખરચ બચાવી શકશે.

થોડાં વરસની વાત ઉપર એક જુવાંન પારસી સ્ત્રી પોતાનાં ભરથાર સાથ પરદેશ ગઈ. જ્યાં તે ધંધો કરતો હતો, ત્યાં ઘણાં દુઃખો ખમવાના હતાં અને માથાંફોડ કરવી પડતી હતી. પણ જો કે તેણી એક પૈસાદાર ઘરનાં સુખ અને એશઆરામમાં મોટી થઈ હતી, તે છતાં આએ બોજો તેણી હસ્તે મોંઢે ઉપાડતી હતી અને તેણીની હીમત અને હુશયારીએ તેણીનાં વરની વખાણ મેલવી હતી.

મુંબઈનાં તેણીનાં દોસ્તો, જેઓની ઉપર તેણી દર અઠવાડયે લખતી હતી, તેઓ તેણીની દયા ખાતાં હતાં અને દલગીર થઈ, તેણીની ઉપર લખતાં હતાં, કે તેણીને એક ગોલામની માફક ઘરમાં કામ કરવાની ફરજ પડે છે અને સખત મેહનત કરીને તેણી પોતાને દુઃખી કરે છે. તેઓનાં "તું એટલું બધું કામ કેમ કરે છે?" ના જવાબમાં તેણી નીચે મુજબ કહે છેઃ—

"મને કામ કરવા ગમે છે. જ્યારે કાંઈ મંડળી જેવું નહી હોય અને દરેક જણ ઘરની બાહર કામે લાગેલાં હોય, ત્યારે ગમતને ખાતર ઘરની અંદર તમુને કામ કરવું જોઈયે. હું ધારૂંછું, કે આએ જાતની જીંદગી સૌથી સરસ છે. મને ઘણું ખુશ અને આનંદી લાગે છે; તેજ માફક કોઈબી તંદોરસ્ત છોકરીને લાગવું જોઈયે."

"અલબત્તાં રકાબીઓ ઉજાડવી, જમીન સાફ કરવી અને એવુંજ બીજું કામ તમુને મુંબઈમાં ઘણું ભારી લાગે; પણ હું ખાત્રીથી કહુંછું, કે તમે જો તેમ કરો, તો તમુને ભારી લાગશે નહી."

"હું જાણુંછું, કે હું મારી અહીંઆની સુખી સ્વતંત્ર, કામકાજવાલી અને તંદોરસ્ત જીંદગીને તમારી મુંબઈની કંટાલા ભરેલી જીંદગી, જે ઘણીએક છોકરીઓને દુઃખી બનાવે છે, તેની સાથે કદીબી ફેરબદલ કરૂં નહી. મારી હાલત કાંઈ દયા ઉપજાવવા જેવી નથી—તેથી તદનજ ઉલટી. હું અજબ થાઉંછું, કે ઘણાં લોકો, જેઓ થોડી આવકમાં મુંબઈમાં દુઃખી થાય છે, તેઓ અત્રે સુખી થવાને વાસ્તે શું કામ નથી આવતાં."

"અહીંઆ આવ્યાથી તમુને શું ફાયદો થાય છે? તંદોરસ્તી સુખ, ઘણું કામ, ઘણી મોજ અને ઘણો ફાયદો, હવે તમે શું ખોવો છો, તે આપણુને જોવા દેવો. મંડળી; તમારાં હાથો વાલીને બેસી રેહવાની મોજ અને તમે એક કામ વધારે સારી રીતે કરી શકો છો, એવું જાણવા છતાં, બીજાની પાસે તે કરાવાની શોખાઈ."

"હું મારા જુદી જુદી જાતનાં કામકાજોથી તદનજ સુખી છું અને મને જો કાંઈ થોડીક ફીકર ચીંતા હોય (અને તે કોણને નથી?) તો શું મારી પાસે તે સમતોલ રાખવા ઘણું સુખ નથી?"

જો આજ પ્રમાણે "આપણી છોકરીઓ" મુંબઇમાં કામ કરે, તો શું તેઓની મુશકેલીઓ ઘણે દરજજે ઓછી નહી થાય! જેમ હું વધારે વીચાર કરૂંછું, તેમ હું આ મત તરફ વધારે ઢળુંછું, કે જો ઘરમાંનાં કામકાજોને તેની ખરી પદવીએ ચઢાવામાં આવે તો "સ્રીઓનાં કામકાજ" વીશેની ગુંચવણ ભરેલી મુશકેલીઓનો ખુલાસો થાય.

ખચીતજ ઘરનું કામકાજ હાલની શીખેલી છોકરીઓને ખેંચાન કરનારૂં લાગતું નથી, પણ આપણે આશા રાખયે છીએ, કે તેમ હમેશાં રેહશે નહી. જ્યારે હું કહુંછું, કે ઇનસાફને ખાતર સ્રીઓને પુરૂષોનાં કોઇબી ધંધા અથવા કામ કાજમાં દાખલ થવા અટકાવવી નહી જોઇયે, ત્યારે જે છોકરીઓ માટે હું કાલજી રાખુંછું, તેઓને તેઓનાં જાતી સ્વભાવને ઇજા કરે, એવા કોઇબી ધંધામાં દાખલ નહી થવાની હું સલાહ આપુંછું.

છોકરાઓ તેમજ છોકરીઓને રોટી પેદા કરાવાનાં ઘણી જાતનાં કામકાજો તેઓના માબાપોએ શીખવવા જોઇયે, પણ તે એવી જાતનાં હોવાં જોઇયે, કે ઘરની જીંદગીમાંથી તે તેઓને છુટાં પાડે નહી.

"ખચીતજ, ગમે તેબી થાય તોબી મારી પાંચ દીકરીઓ કદીબી એ હલકું, કામ કરશે નહી," થોડા દીવસની વાત ઉપર એક માતાને મેં બોલતાં સાંભળી, જેણીમાં અક્કલ અને ગ્નાન કરતાં "મગરૂરી" વધારે હતી. પણ ખચીતજ જ્યાંસુધી સ્રીઓ ઉપલાં કામને આલસાઇ કરતાં હલકુ ગણશે, ત્યાંસુધી આ સવાલ "ઘર ભરીને છોકરીઓ—શાંને માટે" નો જવાબ આપવાનું અશકત થઇ પડશે. આપણે શું કરયે છીએ તે નહીં, પણ આપણે કેવી રીતે કરયે છીએ, તે અગત્યનું છે અને કોઇબી ખરી બાનુ અથવા સદ્દગ્રુહસ્થ એમ કેહશે નહી, કે કોઇબી કામ કરવાથી તેઓને હલકું લાગે છે. જુવાન બાનુઓએ જેબી તેઓ મેલવી શકે, તે લેવું જોઇયે અને પોતાના હાથો, જેથી ચીજ તેઓ કરી શકે, તે તરફ લંબાવા જોઇયે. આપણે આશા રાખયે છીએ, કે દરેક છોકરીઓને કેલવણીની સાથે વ્યવાહરોપયોગી ચીજો શીખવવાની 'ફેશન' નીકલે. કોઇબી ધંધો તેણી જો શીખી નહી હોય કે, જેથી અગત્યની વખતે તેણી પોતાની રોટી પેદા કરી નહી શકે, અથવા ઘર કે, જે તેણીને આસરો આપે છે, તેનાં સુખમાં, જેમ તેણીનો ભાઈ કરે છે, તેમ ઉમેરો નહી કરે, તો તેણીએ શરમાવું જોઇયે. અને સ્રીઓ, જેઓ પરણ્યા વગર પોતાનો નીભાવ કરવા શીખેલી હોય છે, તેઓને સારે ઠેકાણે પરણવાની વધારે ટક મલે છે. અથવા એક જુવાન કન્યાને માટે આનાં કરતાં વધારે મગરૂબી ભરેલું બીજું કશું નથી, કે જ્યારે તેણી પોતાનાં વરનાં તેણીને માટે પ્યારથી એકઠા કીધેલા ખજાનામાં, પોતાની જાતી મેહનતથી પેદા કીધેલા પૈસાનો ઉમેરો કરે છે અને આ પ્રમાણે તેણી, તેણીને માટે તેનેથી બની શકે તેટલું બજાવા તેને ઉશકેરે છે અને તેની ગુપચુપ ખાત્રી કરે છે કે, જે હાથ તેનામાં મુકવામાં આવ્યો છે, તે જો કે પકડવાને ઘણો નરમ છે, તોબી જો કોઈ દીવસ અગત્ય પડે, તો મદદ કરવાને ઘણો મજબુતબી છે.

દીનબાઇ.



## સારી કેળવણી.




રી કેળવણીથી, જેમ એક આદમી પોતે સુખી અને તંદરોસ્ત થાય છે તેમ બીજાને ઉપયોગીબી થઈ પડે છે, તેથીજ તેની બુદ્ધી ખીલે છે અને સારાં કામ ઉપર વ્હાળ લાગે છે. એવીજ કેળવણીથી તે ખોટાંમાંથી ખરૂં ખોળી કાઢે છે અને પોતાની જીંદગી સારીજ રીતે ગુજારવા હૈયાતી સુધી આદમજાત ઉપર વ્હાલ દેખાડી સારાં કામમાં દીલસોજી દેખાડે છે, પણ તે કાંઇ ફકત ઘણું સરખું ગ્નાન ભેજાંમાં ભરી રાખ્યાથી થતું નથી, તે માટે તો વીચારો જોઇયે છે. બધી બાબદોની સરખામણી કરીને તેનું સેવટ સાંધવું અને તેની ઉપર વીચાર આપવા જોઇયે અને તે માટે તો મગજ કસવું જોઇયે. આકાસમાં ફરતા ગ્રહોનાં કદ, ગતી અને તફાવત જાણીએ અને તેને બનાવનાર કીરતાર અને તેને એવી હાલતમાં લાવનારનો વીચાર ન કરીએ, તો તે આપણને ઘણુંજ થોડું કામ લાગે છે. જો ઝાડપાનની રચણો અને નામો જાણો અને તેના બનાવનારે તે,—આદમી કરતાં આવી નજીવી ચીજને—તેજ આદમીનાં દીલ ખુશ કરે, એવી બનાવવા માટે, જે મેહેનત લીધી છે, તેનો ખ્યાલ મનમાં નહી ધરો અને તે માટે તેનો પાડ નહી માનો, તો એવું તમારૂં ગ્નાન તમુને ઘણું ઉપયોગી નહી થઇ પડશે. ગ્નાનથી તો વીચાર ખીલવા જોઈયે અને તે પર દીલ લાગવું જોઈયે. જો સાદાઈ સારી છે, કરીને મોડેથી કહીએ અને તેમ કરીએ નહી તો તે કહેવું શા કામનું? નહી ખપની ચીજો આપણી પાસ હોય ને નહી હોય બંને સરખી!

નહી જણાયલી ચીજોની સોધ કરવા માટે ઇંતેજારી રાખવી જોઇયે. જે કેળવણી શરૂઆતમાં મળી હોય, તેને આખી જીંદગી સુધી ચાલુ રાખી વધારવી જોઈયે. જે કાંઈ ઊંચી કેળવણીમાં ગણાય છે, તે તો માત્ર કેળવણીની સરૂઆત જેવી છે અને તે શરૂઆત થયા પછી, તેને ચાલુ રાખીને આખી જીંદગી સુધી તે વધારતાં જવું, પણ તેનો છેડો આવવાનો નથી, એટલે ગમે એટલી વધારો, પણ તમારાથી તેને પુગી વળાવાનું નથી. તે એટલી તો છે, કે પુરી થવાનીજ નથી.

ફક્ત ગ્નાનથીજ કાંઈ આદમીમાં ડાહપણ આવી જતું નથી. તે તો મનનાં ખોરાકસમાન છે અને તેને પચાવવા માટે વીચાર અવશ્યનો છે. મન કાંઇ મતોરાંના ઢેફાં કે પથરાના કટકા—જે જુદી જુદી ચીજોના સાથે મળવાથી બને છે—તેના જેવું નથી, પણ તે તો એક જીવતી ચીજ જેવું છે.

અને મેહેનત કીધાથી ખીલે છે; જેમ શરીરને મજબુત થવા માટે કસરત જોઇયે છે, તેમજ મનનેબી કસરત અવશ્યની છે. મનની એ કસરત માટે ચોપડીઓમાંના પાઠ મોઢે રાખવા, ચોક્કસ કાયદાઓ યાદ રાખી મુકવા વીગેરે, જે કાંઈ કોઇનું કહેલું કે શીખવેલું હોય, તેજ યાદ રાખવાનું પુરતું નથી. આ રીતે મેળવેલું જ્ઞાન મન ખીલવવા માટે ઝાઝું ઉપયોગી ગણાતું નથી. જેમ જમીનમાં દાટેલો ખજાનો અને ઉજ્જડ જગ્યાએ પડેલો સુનાનો ટગલો આદમીને કશા કામનો નથી—તે જોકે તેની પોતાની મતા હોય તોપણ તેના ઉપયોગમાં આવતી નથી—તેજ પ્રમાણે ઘણું સરખું શીખી રાખેલું જ્ઞાન જો આપણા કામકાજમાં વાપરીએ નહી, તો તે કશા કામનું નથી. જેમ એક આદમી પાસે ઘણી સરખી ચોપડીઓ હોય, પણ તે કઇ કઇ છે અને શાની છે તેટલું તે જાણતો નહી હોય, તો તે ચોપડીઓ તેની પાસે હોય નહી હોય, સરખીજ છે, તેમ એક માણસ ઘણું સરખું શીખ્યો હોય અને વીચાર નહી કરી શકતો હોય, તો તેને મનથી શીખ્યું નહી શીખ્યું સર્વે સરખું, એમાં તો અલબત્ત ફરક પેહેલો ભલે કે તેની પાસની ચોપડીમાંનું જ્ઞાન તેને નહી તો કોઇ બીજાનેબી કામ લાગે, પણ બીજાનાં ભેજાંમાંનું જ્ઞાન તો તદન નકામું!

કોઇ તો વળી જાણે છે, કે પોતાને કામનું નથી તોબી તે શીખી લે છે, કે કોઈ દહાડે કામનું છે, પણ એ વીચાર ભુલ ભરેલો છે. જો આપણને કામ નહી લાગતું હોય, તે શીખેલું ઝાઝો વખત મનમાં પણ રહી જતું નથી, પણ વખતના વ્હેવા સાથ તે ધીમું ધીમું કરી પોતાની મેળે આપણને ન જણાએ તેમ મનમાંથી નીકળી જાય છે. શીખીને પાસ થયલા જવાનો ઘણી મેહેનતે શીખેલી વીદ્યા પાછળથી પોતાના કામમાં ન આવતી હોવાથી જલદીથી ભુલી જાય છે, ત્યારે ફકત શીખવાથી કાંઇ તે કામ લાગતું નથી, પણ ઉપર કહ્યું, કે જ્ઞાન મનનો ખોરાક છે અને તે પચાવવા માટે વીચાર કરવો જોઇયે છે, તેમ જે જ્ઞાન વીચાર કરીને મનમાં પચાવ્યું હોય છે, તેની અસર સદા રહી જાય છે અને જો કે તે શીખેલું ભુલાય છે. તોપણ તેની અસર કાંઈ જતી નથી. શીખેલું ગમે એટલું હોય પણ તેમાંથી જેટલું વીચાર કરીને મનમાં ઠસાવ્યું હોય તેજ કામ લાગે છે. વળી જે જાતનાં જ્ઞાન ઉપર એક જણને પેહેલાંથીજ શોખ નહી હોય, તો તે પાછળથીબી તેને નથીજ ગમતું અને એવું ભાગે મનનું શીખેલું તો ઘણું જલદી ભુલાય છે, ત્યારે હવે આપણને કરવું શું? શીખેલું ભુલી જવાય છે અને પછી કામ આવતું નથી, ત્યારે શું તે શીખવુંજ નહી? નહી, શીખવું તો જોઇયે, પણ તે શીખવાની રીતપર બહુ ધ્યાન આપવું જોઇયે. એટલું યાદ રાખવું, કે કોઇબી જાતનું જ્ઞાન લેતી વખતે મોટો આધાર તે લેવાની રીત ઉપર રહે છે. શીખવાનું ગમે એવું હોય, પણ તેની રીત સારી હોય નહી, ત્યાં સુધી તે બરોબર શીખાએજ નહી. બનતાં સુધી શીખનારે પોતે જાતી મેહેનતથી બધું સોધી કાઢવું જોઇયે અને શીખવનારે ધીરજ રાખી શીખનાર પાસેજ બને ત્યાં સુધી કઢાવવું જોઇયે. માત્ર અગત જોગી ચેતવણી આપવી, જે કશા વગર નહીજ ચાલે તેજ કહેવું, કેમકે બધું કહી દીધાથી કાંઈ શીખનારને તેમાં મજાહબી નહી પડે અને વળી તે યાદ પણ રહે નહી, પણ એથી ઉલટું વીચાર કરીને સોધેલું મનમાં ઠસી રહે છે અને પોતાની ફતેહથી તે ઉપર શોખ વધે છે. કાંઇબી પોતાને હાથે કીધા વીના આવડતું નથી. માટે શીખનારે હમેસ કરીને જોવાનો કાયદો રાખવો. કુદરતનોબી એજ કાયદો છે. જુઓ કે, એક બચ્ચું નાનું હોય છે, ત્યારે બધું જોવા જાણવાના કેવા ફાંફા મારે છે અને પછી તે પેહલાં પાંચ વરસમાં પોતાની મેહનતથી કેટલું બધું જાણીને શીખી લે છે, કે ત્યાર પછીનાં બીજાં દસ વરસમાંબી તે બીજાઓનું શીખવેલું શીખી શકતું નથી. ખરેખર, કુદરતનો એ કાયદો આદમી તોડે છે, એ દલગીરીની વાત છે. જાતી મેહેનત અને અનુભવ વના કાંઇબી કામ પુરૂં પકું થતુંજ નથી.

ધારો કે, એક જણ ઇંજનેર થવા ઇચ્છતો હોય અને તે ચોપડીઓ વાંચી કરીને સઘળું શીખ્યો હોય, પણ તેને કામ જાતે તો કોઇ દહાડો કીધેલું નહી, હવે તે ગમે એવો શીખેલો છતાં તે પોતાનાં ધંધામાં વગર અનુભવે શું કરવાનો છે? પેહેલાં તો તે એમજ કહેશે, કે બધું આપણને ખબર તો છે જ્યારે કરવું પડશે ત્યારે કરશું, પણ જ્યારે તે તેને કરવું પડે છે, ત્યારેજ ખબર પડે છે, કે અનુભવ વીના તે કેટલો અડકે છે. ખચીત ત્યારે આપણી કેળવણી લેવાની રીતમાં ફેરફાર અવશ્યનો છે. જ્ઞાન મેળવવું અને વાપરવું બંને સાથેજ શીખવું જોઇયે. S.

## ભેટ આપવાની કળા.




ક લાયક માણસને લાયક ભેટ આપવી. તેની હીકમત કાંઇ દરેક જણને વાપરતાં આવડતી નથી. જીંદગીમાં કામે લાગતી બીજી ચીજો માફક ભેટ સોગાત આપવામાં પણ તે લેનાર તરફ આપનાર શખસની ઘણી દીલસોજી અને કરામતની જરૂર છે. દરેક જણને સુંદર ભેટ લેવા ગમે છે, પણ હું ધારૂં છું, કે તજવીજથી અને પ્યારથી પસંદ કરેલી નજીવી ચીજ, જેટલી સામટી રીતે ખુશી પેદા કરે છે, તેટલી મોંઘામાં મોંઘી ચીજ કરી શકતી નથી; અલબત્ત આ માટે સંભાળ અને વીચાર શક્તીની જરૂર છે અને એટલોજ ખ્યાલ જ્યારે મનમાં આવે છે, કે આપણે માટે આપણાં દોસ્તે મેહનત લઇ એક ચીજ કરી છે, ત્યારે તેની કીમત આપણી નજરમાં એટલી એમુઝ થાય છે, કે પૈસાની ગમે એટલી મોટી રકમબી પણ તેનો તોલ થઇ શકતો નથી. એક દોસ્ત તરફની સારી પસંદ કરેલી લાયક ભેટ, પછી તે

છેક નજીવી હોય, તોપણુ આપણાં દીલમાં હરખ પેદા કરે છે અને, જેને પ્યાર ભરી સંભાળથી ચુંટી કહાડી મોકલી હોય, તેની હંમેશ યાદ આપે છે.

જેઓને દરેક ચીજમાં કળા વાપરવાની ખોદાઇ બક્ષેસ થઇ હોય, તેઓને ભેટ સોગાત આપવાનું ઘણું સેહલું કામ થઇ પડે છે. તેઓનાં ભેજામાં જાણે ખુદરતી રીતેજ આવી જાય છે, કે કઇ ચીજ ઘણી આવકારદાયક થઈ પડશે અને વળી એક બે લાઇન એવી રીતે લખી સાથે મોકલે છે, કે તેની કીંમતમાં વધારો થાય, અથવા તો જો મોહડેથી બે બોલ કહે છે, તો તે વેળા દેખાડી આપે છે કે, જે ચીજ તેઓ આપે છે, તે કેવી ખરાં દીલની દુવા સાથે છે. એક ઘણીજ ફતેહમંદ ભેટ આપનારી બીરી, જે સંભળાયું છે, તે એક પાંચ વરસની નાની બાળકી છે, કે જેણીને એક દીવસે એક બુઢા નોકર સાથે ચાર આના આપી મેલામાં મોકલી. આવડી મોટી પૈસાની રકમમાંથી તેણી છ ભેટ આપવા લાયક ચીજ તેણીનાં સગાં માટે લઇ આવી હતી અને, જે વળી દરેકને લાગુ પડતી લાયક ચીજો હતી—એક પેનસીલ તેણીનાં બાપને માટે. એક દોરાનું કાટલું માને વાસ્તે, ઈત્યાદી—અને વળી છેલ્લા ઘેરનાં નોકરને એક દારૂનું ગલાસ પાઈ ખુશી કરયો હતો! હવે આ બાળક પૈસાને કેવી રીતે વેંહચી ભેટ આપવી, તેની હીકમત સમજી શકતી હતી; અને જ્યારે તેણી મોટી થશે, ત્યારે ઘેરમાં કરકસર કેમ કરવી, તે આપણુ ઘણાંક કરતાં સારી રીતે સમજી શકશે.

ઉપલા દાખલાથી ઉલટુંજ ઘણીકવાર આપણે નથી જોતાં, કે જ્યારે કીમતી પણુ વગર ઉપયોગની અને તદન અનગમતી ચીજો કોઇ વાહલા જુના દોસ્ત અથવા સગાં તરફથી મલે છે, કે જેઓની મકસદ ખરેખર આપણે ખુશી કરવાની હોય છે અને પૈસાની વાત કરતા નથી, પણુ તેઓને આપણો 'ટસ્ત' કેવો હોય અને કેવો નહી તેનો કાંઇ ખ્યાલ આવતો નથી અને, જે ચીજ ત્રીસ વરસ અગાઉ સારી લાગતી હોય, તે હાલનાં વખતને અનુસરતી નહી થાય, એવો વીચાર તેઓ કરતા નથી. વળી, જે રીતે તે અર્પણુ કરવામાં આવે છે—એટલે કે એક સુનાનો ભારી બ્રોચ અથવા તો ભપકાદાર લખવાની ટેબલ આપણી નાખુશ મરજીપર ગંભીરતાથી બખશવામાં આવે છે—તે રીતને એક નજીવી ચીજ, જે જો કે થોડા આનાની હોય તોપણુ ખરા દીલ અને પ્યારથી આપણીપર આવી હોય અને તેને માટે હમેશ સુધી ખુશાલી લાગે, તેની સાથે સરખામણી થઇ શકે નહી.

વળી બીજા એવી જાતનાં કંટાળા ભર્યાં લોકો હોય છે, કે જેઓ જે ભેટ આપે છે. તેને માટે જુદો 'ફ્સ' કરે છે, કે જાણે ઉદારતા તે તેઓને મનથી એક નવી જાતની લાગણી હોય-તે ભેટની ખુબીઓનું બ્યાન કરવાની હઠ કરે છે અને સાથે વળી તે કેવી રીતે ખરીદી અને પસંદ કરી તેનું ચીપી ચીપીને વર્ણુન આપે છે—તે માટેની બધી બીગત (કદાચ ખરી કીંમત શીવાય) આપે છે અને તેથી એટલી હદ સુધી, કે તે લેનાર શખ્સને તે માટેનો પુરતો આભાર માનવા માટે અને ખુશી દેખાડવા સારૂ (જેને જોકે એવી રીતે કોઇનાં તાબામાં સેરવી દેવા કરતાં નહી હોય, તે પશ્ચવે તેવું મનમાં લાગયા છતાં) ઘટતા બોલો બોલવાની જેમ તેમ ફરજ પડે છે. ઘણે દહાડે તે જોશો કે, જે આવી કઢંગી રીતે દાન કરી આપવામાં આવે છે. તે તરફ જોતાં કાંઈ સારી યાદ આપતી નથી અને દોસ્તીની ગાંઠ મજબુત કરવા કરતાં તે વધારે ઢીલો કરે છે.

બીજાં વળી એવાંબી લોકો આવે છે, કે એક વખત ભેટ કરેલી ચીજ પાછી લઇ લેવાની ખાયશ બતાવે છે; આવી રીત દસ વરસની ઉપરનાં માણુસોમાં જોવાની ઘણી રમુજ લાગે છે. એક બચ્ચાંની એવી ચાલ માફ થઇ શકે, કારણુ કે દરેક નાની ચીજો તેઓને મનથી ઘણી મોટી હોય છે, જોકે બચપણુથી તેઓને શીખવવું જોઇયે, કે તેમ કરવું ઘણું હલકું છે. પણુ મોટાં માણુસોમાં તો તે ઘણું શરમ ભરેલું છે; જો કોઇ વેળા સખીદાતા થઇ ભોગચોઘડયે કોઇ સગાંને કાંઈ ફરનીચરની એકુ ચીજ આપી હોય, તો તે જ્યારેબી નજરે પડે, તે બોલ્યા વીના રહે નહી, કે "મને ખ્યાલ નહી આવતો, કે આ ટેબલ મેં તમુને કેમ આપી, એવીજ એક મીરા હોલ માટે મને જોઇયે છે." અથવા તો બે ચાર માણુસોની વચ્ચે બોલી ઉઠે, કે "આ મેં આપેલી વીંટી કે?" ઈત્યાદી. ખચ્ચીત એક ઘણાં હલકાં મગજનુંજ માણુસ એવો વીચાર કરે, કે એક ભેટ એક વેળા અર્પણુ કરયા પછીબી તેની ઉપર તે આપનારનો અખત્યાર હોય અને તે મગજનું સાકડાંપણું તેમજ ઉદારતાની ખરી લાગણીની ખુટ દેખાડી આપે છે.

કોઈ વળી એવા કન્જુસ મનનાં હોય છે, કે જેઓ પોતાને નહી કામની ચીજોની દોસ્તોને બખ્શેસ કરે છે. એક કોઇ સ્ત્રી કે, જેણીને સફરજન ફળની બહુ સુગ હતી, તેણી ઉપર એક વેળા બાસકીત ભરી તેજ ફળ કોઇએ મોકલાવ્યા, કે જે તરતજ તેણીએ તેણીની એક સહીયર મોકલી આપ્યાં. કમનસીબે તે લઇ જનાર કોઇ અભણુ છોકરો હતો, કે જેને એક બે આની આપી તે સહી બોલી, કે તારા બાઇને ઘણી ઘણી દુવા કેહજે અને એવી સરસ ફ્રુટ મોકલવા માટે ઘણો ઉપકાર થયો એમ કેહજે."

"અરે બાઇ તમે ભલે, તે લેવો. મારા શેઠને એ ગમતા નહી અને બાઇને વાસ જોઇ બહુ સુગ લાગે છે, તેથી મને એકદમ લઇ જવા કહ્યું."

હવે તે બાઇનું દીલ, જે થોડા વખત આગમજ તેનાં માયાળું પાડોસી માટે માયાથી ઉસકેરાયું હતું, તે કેવી રીતે નાસીપાસ થઈ ગયું હશે, તે વીચારવું જોઇયે અને તે સફરજન જો કે તેણીને બહુ પસંદ હોશે, તોપણુ ખાતી વેળા કડવા ઝેર જેવા લાગા હશે.

નહી, ખુદ ભેટનાં કરતાં જેવી લાગણીથી તે ભેટ આપવામાં આવે છે, તેથીજ આપણું હૈયું ખુશી થાય છે અને તે આપનાર તરફ આપણી મીત્રાચારી વધારે મજબુત કરે છે.

હવે અલાર્ તુલક આપણે ભેટ આપનાર વીશેજ બોલ્યાં, પણ જેટલી કળા તેઓને વાપરવાની જરૂર છે, તેટલીજ લેનારને પણ અગત્યની છે. ઘણીક વાર કેટલાંકો એવી હલકી જેવી વાત કરે છે, કે "અરે! એવું જાણતે, કે તમે મને ભેટ આપવાના છો, તો હું તમુને કહેતે, કે મને ચોપડીને બદલે ખરચવાની કેટલી જરૂર છે," અને એવું એવું ભરડી સભ્યતા જેવી ચીજજ ભુલી જાય છે.

કોઇ લોકો ચોકસ જાતની બેદરકારીથી ભેટ કબુલ રાખે છે—તે કદાચ શરમાળપણાથી હોય કે અસભ્યતાથી—કે જેથી તે લેનાર શખ્સ ખુશી થયો છે યા નહી તે કહેવાઇ શકાતું નથી. કોઇબી રીતે તેઓ ભેટ કબુલ રાખવાની મેહરબાનીમાં કમી હોય છે, જ્યારે બીજાંઓ એટલી હદ વેર ઉપકારનાં બોલો લખે છે, કે તે ખરાં દીલનાં છે કે કેમ તે સહમજ પડી શકતી નથી.

કોઇ વેળા જ્યારે ભેટ કાંઇ નકામી જેવી ચીજ હોય છે, ત્યારે બરોબર ઉપકારનાં બોલો કેહવાનું કામ મુશકેલ થઇ પડે છે, પણ આ બાબદમાં તે મોકલનાર કે, જેની મકસદ આપણે ખુશી કરવાની હોય, તેની લાગણી નહી દુઃખવતાં એવી કળા વાપરવી જોઇયે, કે એકદમ હરખનાં ઢોંગ નહી કરતાં તે ખુશી થાય તેવું બોલવુ યા કરવું જોઇયે.

છેલ્લાં એટલુંજ કહીશું, કે ભેટ મોકલનાર અને લેનાર માટે જે ખરી ચીજો જોઇયે, તે એકગમ દીલસોજી અને ઉદારતા, તેમજ બીજી ગમ કદર અને ઉપકારની લાગણીઓ છે અને જ્યારે એ બધું સાથે હોય, ત્યારે સર્વેથી નજીવી ચીજ પણ કીમતી થઈ શકે છે. "બેમુલ ભેટ પણ તે આપનાર બેદીલ હોય, તો મુલ વીનાની થઈ જાય." P.

## પરચુટણ.

**એક આરસીએ કેમ ચોર પકડયો**—પેરીસ શેહરમાં એક ચોરને પકડવામાં થોડુંકની વાતપર એક આરસીએ મુખ્ય ભાગ બજાવ્યો હતો. ફ્રેંચ ચોરો આખી દુન્યામાં સર્વેથી હુશયાર લુચ્ચાઓ તરીકે જાણીતા છે, કે જેઓ પોતાની લુચ્ચાઈ એક જાતની વીદ્યાની હદ વેર લઇ જાય છે; બીજા કોઈ પણ દેશમાં તેઓની અરધી પણ હુશયારી જોવામાં આવતી નથી. પેરીસમાં જુદે જુદે ઠેકાણે આવેલાં હોટેલો અને ભઠીયારખાનાઓ એક મોટી કંપની ચલાવે છે, કે જેઓ સૌને ખોરાક મધ્યમ ફીએ પુરો પાડે છે.

હવે હમણાં એવું શોધી કહાડવામાં આવયું, કે આ ખાતાંઓમાં ચોરીની રીત અજમાવવામાં આવતી હતી, કે જેથી રૂપાંની ઘણીક નાની ચીજોનો જડો, જેવો કે કાંતા, ચમચા ઈત્યાદી, ટેબલનો સામન આસ્તે આસ્તે ગુમ થવા લાગયો, પણ તે સાફ કરી જનાર કોણ તે શોધી કાહડવું મુશકેલ થઇ પડયું. આથી ઘણી સંભાળથી ચોકી કરવામાં આવી અને તેનું સેવટ નીચે મુજબ આવ્યું:—

એવું માલમ પડયું, કે કોઇ સારા દેખાવનો શખશ ખાવાનાં ઓરડામાં દાખલ થઈ ખાણાનો હુકમ આપતો, કે જે ખાતી વેળા ટેબલપરની થોડી ચીજો લઇ ટેબલની નીચેનાં ભાગપર મીનથી વળગાવી દેતો, કે જે મીન તે પોતાની સાથે લાવતો હતો. હવે જો નોકર જે તેની આગળ ઉભેલો હોય તે કોઈ ચીજ ગુમ થયલી જોય, તે છતાં પેલો લુચ્ચો તો કાંઇ ધાસ્તીમાં હોવજ નહી, પણ ઉલટો ડાહયો થઈ જાણે કેટલુંક અપમાન થયું તેવી ધબ રાખી પોતાના ઝાડા જોવાની માગણી કરે છે. અલબતાં તેને તો તેઓ જવા દે છે, પણ તરતજ તેની પીઠ ફરી, કે એક બીજો તેનોજ સાથી દાખલ થાય છે, ખાનાનો હુકમ આપે છે અને તેજ ટેબલપર બેસી ખાય છે, કે જે વેળા પેલી વલગાવેલી ચીજો કાહડી પોતાનાં ગજવામાં સેરવી દે છે અને અલબતાં તેની આગળની ટેબલપર મુકેલી ચીજો એમની એમ રહેવા દે છે, કે પાસે ઉભેલા નોકરને કાંઈ શક જાય નહી. આ શખસપર કોઈબી રીતે શક લઇ જવાનું કારણ રહેતું નથી, કે જે મુગો મુગો બીલ આપી પોતાનાં સોબતી સાથે ચોરેલો માલ વેંહચી લેવા ત્યાંથી ચાલી જાય છે.

આવી જાતનો એક દાખલો થોડાંક અઠવાડયાંની વાતપર પેરીસનાં એક મોટા હોટેલમાં બન્યો હતો, કે જ્યાંના વડાને લુચ્ચાઈનો કાંઈ શક ગયો, પણ પેહલા આવનારનાં ઝાડા લેવા માટે માફ માંગી જવા દીધો. તેને તરતજ એક પોલીસનાં ડીટેકટીવને સાદા કપડાંમાં બોલાવ્યો અને તેજ ટેબલની બરોબર ચોકી કરવાને કહયું. થોડાજ વારમાં પેલા પેહલા લુચ્ચાના જવા પછી તેનો સાથી દાખલ થયો અને પેલીજ ટેબલ પર બેસી, પેહલાં 'સુપ' લેતાંજ પોતાનું કામ શરૂ કરયું, કે જ્યારે તેને સ્વપને પણ ખ્યાલ નહી હતો, કે તેની સામે પીઠ ફેરવી બેઠેલો કોઈ ગરીબ જેવો શખસ તેની દરેક હીલચાલ, હાથમાં પકડેલું ન્યુસપેપર (કે જે વાંચવાના તે ઢોંગ કરતો હતો) તેના એક નાકાંમાંથી સામે મુકેલી આરસીમાં જોઈ તપાસતો હતો. તે એક નાટકના ખેલ જેવું હતું અને તે ડીટેકટીવ પોતાનું હસવું જેમ તેમ થોભાવી શકતો હતો. જેવો તે લુચ્ચો બધા કાંતા ચમચા પોતાનાં ગજવામાં મુકી રહી આસ્તેથી બીલ ચુકવવાને માટે ઉઠી ચાલ્યો, કે તેનાં ખભાંપર એક ભારી હાથ પડયો અને પેલા ડીટેકટીવે લાગલી બેડી તેના હાથ પર ચોકી દીધી. પેલી ખોવાયલી ચીજો તેનાં ગજવાંમાંથી મલી આવી અને તેને બંધીખાને કુચ કરાવી લઈ ચાલ્યા.

---

**વેલાતનાં મોટાં મોટાં લોકોનાં** ડ્રોઇંગ રૂમમાં એક નવી જાતની ચીજનો પવન ફાટેલો દીસે છે, જે જો કે અજાયબ જેવો છે, તોપણ રસીલો લાગે છે. ડ્રોઇંગ રૂમ યાને હોલની ટેબલ પર એક સુંદર પુઠાંની બાંધેલી ચોપડી મુકવામાં આવે છે, કે જેની ઉપર બાહેર સુનેરી અક્ષરે "કબુલાત" એવો બોલ છાપેલો હોય છે.

એની અંદર કુટુંબનાં દરેક જણ યાને તેઓનાં પોતીકાં દોસ્તો પોતપોતાના મનના વીચારો અંદર લખી શકે છે.

કોઈ કોઈ તો જાણીતા યા નહી જાણીતા કવીઓની લાઇનો અંદર ઉતારી દે છે, કે જે વેળા તે લખનારનાં દીલની શું લાગણી હોય, તે તે ઉપરથી જણાઈ આવે છે. તે દરેક લખાણની નીચે લખનારની સહી હોય છે અને થોડાંક અઠવાડયાં પછી તે લાઈનો જયારે તે લખનાર વાંચે છે, ત્યારે તે એક જાતનો રમુજનો ખોરાક તેઓને થઇ પડે છે.

આ ઉપરથી લખનારની ચાલચલણનો તે એક જાતનો દીબાચો થાય છે અને તે સાથે તેની સ્વભાવનો પણ ખયાલ જેમ એક ડાયરી પરથી મલી શકે, તેમ તેમાંથી જણાય છે.

**પીયાનાની સંભાળ**—એક પીયાનાનો ટ્યુન કરનાર કહે છે; કે "પીયાના બનાવનારાઓની ગમે એટલી મેહનત છતાં, હું ધારતો નથી, કે સેંકડે એકબી પીયાનો સાધારણ વપરાસમાં બે મહીનાથી વધારે વખત ટ્યુનમાં રહી શકે.

એ તો ખરૂં છે, કે વગર કેળવાયલા મ્યુઝીકના કાનો, તેની અંદરની ખામી છ મહીના યા તેથી પણ વધારે વખત સુધી પારખી શકે નહી; પણ કોઈ પણ સારો હુશયાર વગાડનાર એવી જાતની ખામી સરસમાં સરસ પીયાનામાંથી બે મહીનાના વપરાસ પછી નીકળતી સાંખી શકે નહી. જયારે તમે એક વખત જાણો, કે પીયાનાના તાર અને લોહડાની તેની ફ્રેમ આસપાસની હવાના ફેરફારથી ખેંચાય છે અને સંકોચાય છે, ત્યારે તેના અવાજમાં ફરક પડયા વીના રહે નહી અને લાંબો વખત ટ્યુન રાખી શકે, એ તદનજ અશક્ત કહેવાય. જો તમે આ અજાયબ જેવી સત્યતા પર વીચાર કરો, કે એક પીયાનાના તાર ટાઇટ થવાથી તે ખુદ પીયાના પર એટલું ખેંચાણ કરે છે, કે જે ૧૦૦૦૦૦ પાંઉંડનાં વજનની બરોબર થઇ શકે, ત્યારે તમે મારી સાથે બેશક એકમત થશો, કે એક પીયાનો, જે એક વરસ સુધી ટ્યુનમાં રહી શકે, તે કાંઈ ઘણો અજાયબ અને જવલેજ મળી શકે, તેવો હોય, જે બનાવવાનું તદન અશક્ત કહેવાઈ શકાય.

એક પીયાનો પછી સારો હોય યા ખરાબ, પણ તે નવો હોય, ત્યારે મહીનામાં એક વાર ટ્યુન તો કરાવવોજ જોઇયે. જેમ લાંબો વખત તેને ટ્યુન વગર રાખી મુકવામાં આવે, તેમ તેનો અવાજ ધીમો થઇ જાય છે. વગર ધંધાદારી વગાડનારાઓમાં એ સાધારણ ભુલ છે, એક પીયાનો ઓછામાં ઓછો વરસ દહાડો ટ્યુન વગર રહી શકે. ધંધાદારીઓ તે વધારે સારી રીતે સમજે છે.

---

**કેનેડામાં લગન**—કેનેડાનાં લોકોની જીંદગીમાં મુખ્ય બનાવ એક લગન છે. ફક્ત તેજ દીવસને તેઓ ખાની પીની અને મોજ મજાહમાં ગુજારે છે. ધર્મ ગુરૂ તે વેલાએ સગાંવહાલાંને નાચરંગ કરવાની અને અસાધારણ ખરચ કરવાની પરવાનગી આપે છે. લગનો ઘણાં ખરાં અઢારથી બાવીસ વરસની ઉમર સુધીમાં થાય છે; તેઓની પરણવાની અજબ જેવી રીત નીચલા દાખલા પરથી જણાશે. થોડુંક ની વાત પર એક રંડાયલો શખસ એક સાંજના તેના પરોશીને ત્યાં ગયો, કે જેની એક ઉમરે પુગેલી કુમારી બેહન હતી, જેની પરણવાની આશા સઘળાંએ છોડી હતી. જયારે તે શખસ ઘેર છોડી ગયો, ત્યારે તે છોકરીના ભાઇએ પોતાની બેહન સાથે પરણવાને તેને સુચના દીધી. આથી તેઓ બન્ને ઘેરમાં પાછા ફરયા અને તેણીના ઓરડાના ખુનામાં મુકેલા એક પલંગપર તેણી સુતી હતી ત્યાં ગયા અને તેણીને જગાડી પેલા શખસે પોતાનાં મોહડાં આગળ બતી ધરી કહ્યું:—

મીસ જી—મારી તરફ બરાબર જુઓ, બતીની રોશનીથી હું જેવો દેખાવું છું, તે કરતાં પણ વધારે ખરાબ દેખાવનો હું છું. મારાં નવ નાનાં છોકરાં છે અને મારી પાસે ઘણી જમીન નથી. તમે મારી સાથે પરણશો ?

તેણીએ અરધી ઊંઘમાં પોતાની આંખો ચોલી અને એક પળ સુધી તેની તરફ જોઈને કહ્યું.

"હા"

ત્યારે આવતા મંગળવારે તૈયાર રહેજો.

બીજી એક વાત એવી કહેવામાં આવે છે, કે લગનની સઘળી તૈયારીઓ થયાં પછી વરરાજાએ તેની ભવીષની બાયડીને બારીએ બેસી રડતાં જોઈ.

"મુંઝાયા શું છો ?" તેને પુછ્યું.

"જુઓની, બપતીસ્ત, મારી બેહન લુઈસ પરણવા માગે છે, કારણકે તેણી વડી છે અને પહેલાં તેને પરણવું જોઈએ; તેણીને નાસીપાસ થયલી જોવાથી મને ઘણી દલગીરી લાગે છે; હવે તમે જો તેણીને પરણો તો કેવું સારૂં ! દરેક ચીજ તૈયાર છે અને તેણી મને ઘણો કરાર થશે."

"વારૂં, વારૂં તેને વાસ્તે રડ ના," તેને એક પળ અજબ થઇ કહ્યું, મને કાંઈ તેમ કરવામાં અડચણ નથી; જા અને તેને જઈને કહે કે તૈયાર થાય."

---

**પ્યારની શકતી**—પ્યારની શકતીમાં એક જાતનું સુખ છે. તે એક ચીજને ખમી શકાય તેવી કરે છે, તેમ જો નહી હોય, તો આપણું દીલ તુટી જાય.

---

**આરાએશનો દીવસ**—લોર્ડ મેકોલે કહે છે, કે આંતવારને જો આરાએશના દીવસ તરીકે નહી જાણવામાં આવ્યો હતે અને છેલી ત્રણ સદી સુધીમાં માણસોએ દર રોજ કામ કરયા કીધું હતે, તો આ પળ આપણે હમણાં છઈએ, તે કરતાં વધારે ગરીબ અને ઓછાં સુધરેલા લોકો હતે.

---

**એક અજાએબી**—અંગ્રેજી મુળાક્ષરના સઘળા ૨૬ અક્ષરો નીચલા વાકયમાં સમાયલા છે:—

"John P. Brady gave me a black walnut box of quite a small size"

---

**રૂમાલની તવારીખ**—ફ્રાંન્સમાં રાણી જોસફીનનાં રાજ સુધી એક રૂમાલને ઘણી કમકમાત ભરી ચીજ તરીકે ગણવામાં આવતી હતી અને કોઇબી બાનુ તે જાહેર રીતે વાપરવાની હીમત કરતી ન હતી. સારી વાતચીતમાં તે બોલ પણ વાપરવાનું સભ્યતાથી ઉલટું સમજવામાં આવતું હતું. જો કોઈ નાટકકાર 'સ્ટેજ' ઉપર ખેલનાં કાંઇ ઘણા દલગીરી ભરયા ભાગ વેળા તેનો ઉપયોગ કરે તો બધું લોક તેને 'હીસ હીસ' કરી કાહડી મેલતું હતું. ફક્ત આ સદીની શરૂઆતથીજ તેનો પગ પેસારો થતો ગયો છે. જો પેહલાં નેપોલયનની રાણીએ તે દાખલ કરવાનો ઇશારો કરયો નહી હતે, તો આપણને શક છે, કે ફ્રેન્ચ બાનુઓ હજુ લગી તેનો ઉપયોગ કરતી હતે.

એમપ્રેસ જોસફીન જો કે ઘણી ખુબસુરત હતી, તોપણ તેણીના દાંત ઘણા ખરાબ હતા. આ ઢાંકવા માટે ઉંચી લેસના નાના રૂમાલો તેણી વારંવાર પોતાનાં હોઠો આગળ લઈ જતી હતી. અલબતાં તેણીને પગલે બીજી બધી બાનુઓ ચાલવા લાગી અને થોડા વખતમાં તે ચીજ સ્ત્રીનાં પેહરવાસમાં ઘણી અગત્યની થઇ પડી છે.

---

ધણી ! "ડાકટરે શું કહ્યું નાજાં."

ધણીયાણી ! "કાંઇ ઘણું નહી. તેવણે મારી જીભ જોઈ."

ધણી ! "પછી."

ધણીયાણી ! "અને તેવણે કહ્યું, કે ઘણી મેહનત પડી છે."

ધણી ! (છુટકારાનો લાંબો દમ ખાઇ) "ત્યારે તો તું હવે એને આરાએસ આપજે. હું ધારૂં છું, કે જયાં છે ત્યાં એ ડાકટર પોતાનું કામ બરોબર સમજે છે."

☞ આ "શ્રી મિત્ર" મુંબઇના કોટમાં નાં૦ ૭૦ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

જાનેવારી ૧૮૯૩.

પુસ્તક ૪ થું.] [અંક ૧૧મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉથી રૂ૩;
પોસ્ટેજ ૧ આના.

# સ્ત્રી મિત્ર.

## સાંકળિયું—જાનેવારી ૧૮૯૩.

સફે.







# સ્ત્રી મિત્ર



STRI MITRA OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. જાનેવારી ૧૮૯૩. અંક ૧૧મો.




## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણ ૩ જું.



દીનબાઈ એક નાહની ટેબલ આગળ તેવણના હાથપર માથું ટેકવીને બેઠા હતા તેવણના મોહડાપરથી જણાતું હતું કે તેવણ કંઈ ઘણા ઊંડા વીચારમા હતાં, ખરેખર તેવણનું વીચારવંત મગજ કંઈ ચીંતાતુર, બલકે દુખભર્યા વીચારોમા રોકાયલું હતું ઝંઝકલું થતા આવ્યુ હતું, પણ તેવણ ત્યાથી ખીરયા (હતા અને જ્યારે કોઈના જાણીતા હાથે બારણુ ઠોકાનો અવાજ સંભળાયો અને મનચેરશાહ તેવણ આગળ આવી ઉભા, ત્યારેજ તેવણે ઉપર જોયું

'મારી દીન તાઈ, તારા વરને તારા આ ચીંતાતુર વીચારોમા હું ભાગ લેવા નહી દેશે?' તેવણે દીનબાઈના મોહડા પર આતુરતાથી ટીકીને કહ્યું

"મારા વર, કદાચ તેને મુરખ વગર પાયાના ખ્યાલો ધારશો," તેવણે લગાર હસીને કહ્યું

'તેવણો તેમ ધારવાનું એવું તો મન થાય છે" મનચેરશાહે મશકરીરૂપી ઠપકાના અવાજે કહ્યું, 'પણ તું જો મને નહી કહેશે તો મને અટકલ કરવી પડશે—તું આપણી ખોરશેદનો વીચાર કરે છે, નહી વારૂ?"

મનચેરશાહ તેમજ છે," તેવણે લગાર ચોકીને કહ્યું, અરે તમે જાણતા નથી, કે મને કેટલી ચીંતા લાગે છે! હું જાણતી નહી કે, દુન્યાની લાલચોમાં તેણીને નાખવામા હું ખરૂં કરૂં છુ કે ખોટુ, હું તેણીનો સ્વભાવ જાણું છુ તેમાથી જે જે ખરાબી થશે, તે હું જોઉં છુ અને તોપણ જાણે મને તેનો કશો ખ્યાલજ નહી હોય, તેમ હું તેણીને તેમાં નાખુ છુ અરે મારા ધણી, આએ બધુ શુ ખરૂં છે? એમ કરીને હું શુ એક માતાની ફરજ બજાવું છુ?'

'મારી વાહલી, જો આપણે કોઈ કોઈ વેળા ભડણીઓમાં ભેળાઈએ નહી તો આપણે ઘટતી ફરજો બજાવેલી કહેવાય નહી, ઘરની જંજાળોમાજ કાંઈ આપણી સઘળી ફરજ સમાયલી નથી, ખુબી તો તેમાજ છે કે ઘણી લાલચોમા આપણે આપણા ઉપર કાબુ રાખી શકીએ અને નેકી તથા નીતીથી વર્તી, આપણી ચાલ ચલણને દાગ લગાડવા નહી દઈયે ત્યારેજ આપણે બીજાઓને મારો દાખલો બેસાડી શકીએ છીએ વળી એટલુંવી યાદ રાખ, કે આપણે કાંઈ બીજાઓની માફકે રોજીંદી એવી મજાહોમા પડવાના નથી આપણે તો ચોકસ હંગામ રહીએ છીએ અને ખોરશેદ તેના માબાપને એટલી ચાહે છે કે તેણી તે હદ કુદાવી જઈ તેઓને દુખી કરે એવી આપણે આશા રાખશું નહી વળી યાદ કર, કે જાહગીર તેની બેહનના કરતા પણ વધારે લાલચોમાં જવાનો હતો, ત્યારે તેને માટે તારી ધાસ્તી અને ચીંતા કેટલી હતી અને તેઓ તોબી કાંઈ પાયો હતો? ત્યા પણ શુ તેની માયની યાદે તેને કાંઇ પણ ખોટુ પગલુ ભરતા અટકાવ્યો નહી? અને શું તેજ માયની યાદ ખુરશેદને પણ તેમ કરતા અટકાવશે નહી?"

"જાહગીર, ખરેખરજ હું મારા સઘળા દીલથી જોવા ઈચ્છુ તેવો છે" દીનબાઈએ હજુર લગાર દલગીરીથી, જવાબ દીધો, "હું જાણું છુ, કે તેનો મારીપર એટલો બધો તો વીશ્વાસ છે, મારે માટેનો પ્યાર એટલો બધો તો મજબુત છે, કે મારે માટે એ, બીજાઓ જેઓ એને ઉપર ટપકેથી પીછાણે છે, તેઓ ધારે તે કરતા પણ વધારે કરે જ્યારે એક દીકરો ખરેખર તેની માયને ચાહે છે ત્યારે તે પ્યાર એક દીકરીના પ્યાર કરતા તદન જુદોજ હોય છે, તે વધારે આતુર અને વધારે જોસભર્યો હોય છે તેને લાગે છે કે તે તેવણને સંભાળવાને, આરામ અને સુખ આપવાને બંધાયલો છે અને તે ખ્યાલથીજ તેનો પ્યાર વધતો અને વધતો જાય છે"

મારી દીનુ તુને તારી દીકરીઓના પ્યાર વીશે કાંઈ શક તો નથી? તુને થી હું ગેરઈનસાફીને માટે ઠપકો આપુ?"

"નહી વાહલા મનચેરશાહ, તેઓના પ્યાર માટે મને કાંઈબી શક નથી, મારી પોરીઓને વસ્તે હું ધુજતી નથી,

તેણીનો વીશ્વાસ હું કદી પણ ખોવશ નહી. મારી સત્તાનો ગમે એવો ઉપયોગ તેણીપર કરવાની મને ફરજ પડે, તોપણ તેણીનો મારે માટેનો પ્યાર તો કદીબી હડસે નહી અને જો કે તેણી તથા જાહંગીર મારીપર તદન ઉલટી લાગણીઓથી જોય છે, તોપણ તેઓનો પ્યાર તો એકસરખી હદનોજ છે, પણ મારા વાહલા ધણી, મને માફ કરજો, હું કદાચ ગેરવાજબી હોવશ અને તેમ જો હોય તો મારૂં બચ્યું મને માફ કરે; હું મારી ખોરશેદને માટે તેટલીજ ખાતરીથી બોલી શકતી નથી–અરે હું ઈચ્છું છું, કે હું તેમ કરી શકતે. તેણી મને ચાહે છે, તે હું જાણું છું, પણ તે એવી જાતનો પ્યાર છે, કે જો કદાચ હું તેણીની ઈછાઓની વચ્ચમાં પડું છું, તો તેણી મારે માટે સખત, ગેરવાજબી વીચારો કરતાં અચકાતી નથી, મારી સત્તાની અસર પીરોજા અને રૂસ્તમ કરતાં તેણીપર જુદીજ રીતની થાય છે, તેણી પોતાની માતા શીવાય કોઈ બીજા વીશ્વાસુ દોસ્તને શોધે છે, કારણ કે તેણી બીહે છે, કે મારા વીચારો તેણીથી જુદા પડે છે, હું તેણીનો આ ખાસ બચપણથી જોતી આવી છું અને તે હજી તેમજ છે, જોકે તેણીનો સ્વભાવ વધારે સુધરયો છે અને તેણી તેને વધારે કાબુમાં રાખી શકે છે; છેલ્લાં થોડાં વરસ થયાં તેણી લગભગ તદન મારીજ સંગતમાં રહી છે અને બાર મહીનાથી વધારે નહી થયા હશે, કે જ્યારથી મારા શીવાય કોઈ બીજાને પોતાનો વીશ્વાસ આપતાં તેણી અચકાય છે."

"અને જ્યારે તે વીશ્વાસ તેણી ધરાવે છે, ત્યારે ખચીતજ તુને બીહવાનું કશું કારણ નથી."

"પણ, મનચેરશાહ, તે આસ્તે આસ્તે ઓછો થતો જાય છે, ગયે મહીનેથીજ તે ઓછો થવા માંડયો છે, છેલ્લાં પંચગનીમાં તેણી જેવાં ખોલ્લાં દીલથી મારી સાથે વાતચીત કરતી હતી તેમ અહીંયાં નથી કરતી. તેણી પોતાની માતા પરથી વીશ્વાસ ઉઠાડી, એક જણ કે, જે મારી ખાતરી છે, કે તેને માટે તદન નાલાયક છે તેની ઉપર મુકે છે."

"નહી દીનુ, તારી ચીંતા કદાચ તુને આંધલી બનાવતી હશે; તું ઘણીજ ચીંતાતુર બને છે."

તેવણનાં ધણયાંણીએ કાંઈ પણ જવાબ આપ્યો નહી, પણ પોતાની ચમકતી આંખો તેવણનાં મોહડાં તરફ ફેરવી અને તેવણે જોયું, કે તે આંસુઓથી ભરાયલી હતી.

"નહી માહરી વહાલી" તેવણ દીનબાઈના દીલપર પ્યારથી હાથ મુકીને બોલ્યા, "શું મારા ઘાતકી બોલોથી તારી આંખમાં આંસુ આવી ગયાં છે? મને માફ કર મારી વહાલી, હું ધારૂં છું, કે હું મારાં છોકરાંઓને ચાહું છું દીનુ, પણ એક માતાનાં પ્યારની ઊંડાઈની મને જરાકબી ખબર નથી, પણ જે દોસ્તીને વાસ્તે તું એટલી બધી ફીકર રાખે છે, તે શું તું અટકાવી નહી શકે?"

"નહી મારા વહાલા મનચેરશાહ, હવે તો તેને પોતાનો રસ્તો લેવા દેવો જોકે અને ઘણુ દુઃખ થાય છે, તોપણ મારાં બચ્ચાંનો પ્યાર એવી ઘાતકી રીતે છીનવી લેવા માંગતી નથી, કારણકે તેથી તે પ્યાર કાંઈ મારી તરફ પાછો આવવાનો નથી. કદાચ તેણી કોઈ દહાડો પોતાની ભુલ જોશે અને મારો પ્યાર, જે મારે તેણી હમણાં કાંઈ ઘણો ઊંચો વીચાર ધરાવતી નથી, તે મેલવવા પાછી આવશે. અને તે દહાડા માટે મારી સઘલી ધીરજથી થોભવું જોઇએ," તેવણે હસીને ઉમેરયું, "કદાચ હું જેટલાંને લાયક છઉં, તે કરતાં વધારે માંગતી હોવશ, આપણે કાંઈ ઘણી વખત એમ નથી જોતાં, કે એક દીકરી પોતાની માએને એક દોસ્ત તરીકે પણ ગણે, તેઓ નવી ચીજો જોવાને અને પોતાની ઉમરના દોસ્તો, કે જેમને માટે તેઓ ધારે છે, કે તેઓની લાગણી સાથે તેઓ વધારે દીલસોજી ધરાવે છે, તેની દોસ્તી શોધવાને વધારે ઇંતેજાર હોય છે, એક માએ પોતાના બચ્ચામાં પોતાનું બધું સુખ સમજે છે, જોકે તે બચ્ચાંની આખી જીંદગીની સાંકળમાં માએ તો તે સાંકળની એક આંકરી જેટલી છે, તોપણ મારાં છોકરાંઓ અત્યાર સુધી મારી તરફ એક દોસ્ત દાખલ જોતાં હોવાથી ખોરશેદ તરફનો વીશ્વાસ ખોહવાથી હમણાં મને વધારે દુઃખ લાગે છે."

"પણ મારી વહાલી દીનું, તે તુને થોડા વખતમાં પાછો મલશે, આપણી ખોરશેદ હમણાં જરા લોભાઈ ગઈ છે, પણ થોડા વખતમાં હીલ્લાની દોસ્તીનું પોકલપણું જોઈ શકશે."

દીનબાઈએ પોતાનું ડોકું ધુણાવ્યું.

"મારા વહાલા ધણી મને તેને માટે શક છે, જે ખુશામતખોરા પ્યારથી હીલ્લા ખોરશેદને મલી તેથી હું નાઉમેદ થઇછું, હું તો ધારતી હતી અને આશા રાખતી હતી, કે ફેશનેબલ ઓલખહતાંઓમાં એ વીટલાયલી હોવાથી પોતાના આગળના ઓલખહતાંઓને ભુલી ગઈ હશે અને જેથી ખોરશેદ પોતાની મગરબાઈ હલકી પડેલી ધારી હીલ્લા સાથે વધારે ઘાડો સંબંધ રાખશે નહી. તેને બદલે તો હીલ્લા તેણીને બીજાઓ કરતાં વધારે કોહું આપે છે અને બીજાંઓ કરતાં તેણીને વધારે ચાહતી હોય તેવું ડોલ ઘાલે છે; જેથી તેણીને મારી ચેતવણીઓ અને સલાહ ગેરવાજબી લાગે છે, હવે તેણી હીલ્લા માટેના મારાં મતપર વધુ વીચાર કરે તેવું લાગતું નથી."

"પણ જેમ આપણે આએ બાબતમાં છેતરાયાં છીએ તેમ બીજી બાબતમાં કાંય નહી છેતરાયાં હોઈએ, તેણી દેખીતી રીતે ફેશનેબલ લોકોમાં અને તેઓની મજાહોમાં ચરી ગઈ છે, તે છતાંબી તેણીમાં કાંઈ સારા ગુણો હોય અને તે ખોરશેદની સંગતથી બાહાર નીકળે એમ કાય નહી બને"

"હું આશા રાખુંછું, કે તેમ થાય," દીનબાઈએ આતુરતાથી પણ લગાર શકમંદ ચેહરાએ કહ્યું, "તેણીના બાપને ખાતર તથા મારાં પોતાનાં બચ્ચાંને ખાતર હું ઈચ્છુંછું, કે તેણીનો ખવાસ હું ધારૂંછું (કદાચ ખોટી રીતે) તે કરતાં ઉમદો હોય. તમે મને તમારો થોડો ઘણો આશાવંત અવાસ આપો, મારા વહાલા મનચેરશાહ," તેવણે તેવણનાં દીલપર પ્યારથી હાથ મુકીને કહ્યું.

મનચેરશાહે તેવણને મશકેરીમાંજ જવાબ આપ્યો અને પોતાની ધણયાંણીનો તે બાબદ પરથી વીચાર ફેરવવાની કોશેશ કરી. દીનબાઈ જેવાં માણસની ઇંતેજારી જલદીથી નીકલી જાય તેવી હોતી નથી, તોપણ પોતાનાં વરની કોશેશથી તેવણ થોડા વખતમાં પાછાં સુખી થયાં; ખોરશેદની લાગણી તે રાતે

જુદીજ જાતની હતી, હીલ્લાની આશાઓ અને દીનબાઈની ફીકરો બને મજબુત પાયાપર બાંધેલી હતી. ખોરશેદનો ખવાસ આપણે બચપણથી જાણતાં આવ્યાં છઈએ અને જોકે છેલ્લાં ત્રણ ચાર વરસ થયાં તેણી એટલી તો સુધરી ગઈ હતી, કે દીનબાઈની તેણી માટેની નજદીક સઘલી ફીકરો દુર થઈ ગઈ હતી અને તેવણું તેણી માટે મોટી મોટી આશાઓ બાંધતા હતાં તોપણ તેણીમાં હજી થોડી ઘણી મગરૂબાઈ રહી ગઈ હતી કે, જે તેવણુની સલાહ સાંમે પણ બંડ ઉઠાવતી હતી. આએ ઉમદા અને સ્વતંત્ર જીવ ઘણી વખતે છુપાછુપ પોતાનાં ઘેરનાં કાબુને પોતાપરથી દુર કરવાને ઈચ્છતો હતો, તેણીપર કોઈનોબી કાબુ છે, એ વીચારજ તેણીને નહી ખમી શકાય તેવો લાગતો હતો. તેણી પોતે બીજાઓ પર કાબુ ચલાવવાને ઈચ્છતી હતી અને હાલ તરત એમ ધારતી હતી, કે તેણીની ખુબસુરતી તથા સ્ત્રી સણગારનાં સઘલાં જ્ઞાન સાથે તેણી એક નમુનેદાર છોકરી હોવી જોઈએ. હજી આ લાગણી બહાર ન પડી હતી, પણ તે તેણીનાં મગજમાં પજરીઆ કરતી હતી અને મુંબઈ આવ્યા પછી તે બહાર આવવાની અણીપર આવી હતી; અહીંયાં તેણીને લાગ્યું, કે તેણીનાં માએ તેણીપર કાબુ ચલાવતાં હતાં, તેણી એક માતાની પ્યાર ભરી નેગેબાનીને બંદીખાનાં જેવી ધારતી હતી અને તેમાંથી છુટવાને ઈચ્છતી હતી. અને જ્યારે હીલ્લા તરફની દીલસોજી, તેણીની સમજાવત તથા તેણીનાં ખોટા દેખાવો જોતી, ત્યારે તેણીની લાગણીઓ તેઓનાં પુર બાહરમાં ખીલવાને અચકાતી ન હતી. હીલ્લા સરાફ દરેક પગલું ઘણી સાવચેતીથી ભરતી હતી. તેણી વારંવાર પોતાનાં ઘેરમાં, જે છુટાપણું ભોગવતી હતી તે વીશે વાત કરતી હતી. તેણીએ પોતાની સહીને થોડીક બાનુઓ, જેઓ છુટાપણાં વીશે હમેશાં ખુશાલીથી વાત કરતાં હતાં, તેઓ સાથે ઓલખાણ કરાવી. તેણીઓ બોલતી હતી, કે તેઓને ગમે તેમ કરવાની, ગમે ત્યાં જવાની અને ગમે તે પેહરવા ઓઢવાની છુટ હતી અને કશાંમાંથી તેઓની માતાઓ વચમાં પડતી હતી નહી. અલબત આવી વાતો સહમજ્યા પછી, ખોરશેદને પોતાનાં ઘેરનો કાબુ દહાડે દહાડે નહી ખમી શકાય તેવો લાગ્યો અને હીલ્લા આગળ વીશ્વાસમાં પોતાની અસંતોષી લાગણીઓ જાહેર કીધી. પોતાની જીંદગીમાં પેહલીજ વખતે તેણીએ એક બીજા માણસ આગળ ભરમ ખોલ્યો, કે જે ભરમ તેણી પોતાની માતા આગળ કહેવાને અચકાતી હતી અને એક વેલાએ આવી જાતની દોસ્તી શરૂ થયા પછી તેણી તેમાંથી નીકળી જઈ શકતી ન હતી અને માંગતી પણ ન હતી; હીલ્લા બાહરથી જાણે તેણીનો અસંતોષ દાબી દેવા માંગતી હોય, તેમ દેખાવ કરતી હતી જ્યારે ખરેખર તો અંદરખાનેથી તે વધારવાને અને તેણીનો ગુસ્સો ઉસકેરવાને પોતાથી બનતું કરતી હતી. હા, ખોરશેદ આસ્તે આસ્તે પોતાની માતા, કે જેવણ રાત અને દીવસ તેણીનાં સુખનો વીચાર કરતાં હતાં, તેવણ સામે ગુસ્સે પણ થવા લાગી. તેણી આજની રાતને પોતાની જીંદગીનાં નવા તબકા તરીકે જોતી હતી; જ્યારે તેણી પોતાની સહી હીલ્લા સાથે મલીને ઘેરનાં કાબુમાંથી છુટવાની અને બીજી છુટા વીચારની છોકરીઓ વર્તે છે તેમ વર્તવાની આશા રાખતી હતી.

એક બીજીબી બાબદ હતી કે, જે વીશે હીલ્લાની સલાહથી ખોરશેદે ઘેરમાં કાંઈબી વાત કીધી ન હતી, અને તે દારાબજી મુગાનાં એક ઘણાં ખુબસુરત અને જાણીતા શેઠીઆને લગતી હતી અને જેને માટે આપણાં વાંચનારાઓ હીલ્લા અને ધનબાઈજી સાથે થયલી વાતચીત જાણતાં હશે અને તોપણ હીલ્લાની આવી સલાહ અજબ જેવી લાગે છે, કારણ કે મનચેરશાહ તેવણની જાહેર ચાલચલણ વીશે વારંવાર ઘણી વખાણથી વાત કરતા હતા, તેવણની ખાનગી ચાલચલણ વીશે થોડુંજ જણાયલું હતું. બાહેર તેવણની હુશીઆરી અને ચાલાકીની ગમે એવી વખાણ થવા છતાં, મનચેરશાહે કદી પણ તેવણને પોતાને ત્યાં બોલાવ્યા ન હતા.

"તેવણની જાહેર ચાલચલણ તો આપણે જોઈ શકીએ છીએ, ત્યાં સુધી કાંઈપણ શક વગર વખાણને લાયકની છે," મનચેરશાહ એક દીવસ તેવણનાં ધણીઆંણી આગળ બોલ્યા, "પણ તે કરતાં વધુ હું કશું જાણતો નથી, તેવણની ખાનગી ચાલચલણ અને રીતભાત વીશે હું અંજાણ્યો છઊં અને તે જાણવાની મને અગત પણ નથી અને તેથી તેવણને મારા ઘેરમાં મારાં છોકરાંઓની વચમાં બોલાવા માંગતો નથી."

દીનબાઈ પણ તેવણનાં મતને એકમલતાં થયાં, પણ દારાબજીને ઘેરમાં નહી આવવા દેવાથી કાંઈ હીલ્લા ખોરશેદને તેવણ તરફ વધારે ધ્યાનથી જોવાને અને મનમાં તેવણનોજ વીચાર કરવાને ઉસકેરવાને અચકાવાની નથી. ખોરશેદ આજની પારટીની ઘણી ખુશાલીથી રાહ જોતી હતી. તેણી આશા રાખતી હતી, કે ત્યાં દારાબજીને મલવાની તેણીને વધારે ટકો મલશે. તેણી પોતાની સામે સંખ્યાબંધ જુવાન્યાઓ આવી ઉભેલા જોતી હતી, કે જેઓને તેણી પોતાની ખુબસુરતીથી આંજી નાખશે, પણ તે સઘળામાં દારાબજીને તેણી સૌથી વધારે આગળ બીરાજેલા જોતી હતી; આવા આવા તરેહવાર ખ્યાલો, જ્યારે તેણી પોતાની જીંદગીમાં આ પેહલ વેહલી પારટીમાં જવા માટે તૈયાર થતી હતી, ત્યારે તેણીનાં મગજમાં ભમતા હતા.

તેણી હમણાં તદન તૈયાર થઇ રહી હતી અને ઓરડામાં મુકેલી મોટી આરસીની સામે ઉભી રહી પોતાનો આખો સુંદર છાંયો તેમાં જોતાં, તેણીનાં મોહડાંપર, જે ખુશાલીનું મગરૂબ હસતું પ્રગટી નીકલ્યું તે માટે આપણે તેણીને માફ કરશું. સફેદ જીની હોજરયાંની કસબી સારીમાં તેણીનું પતલું ઉચું, પણ દબદબાવાલું કદ ખરેખરજ ઘણું સોજી નીકલતું હતું. તેણીની સુંદર સફેદ ગરદન આસપાસનાં ઉંચા બ્રીલ્યનતનો હાર હમેશ કરતાં વધારે ચલક આપી તેણીની ખુબસુરતીમાં ઉમેરો કરતો હતો. તેણીની કાલી ચલકતી આંખો, તનદરોસ્ત ગોલાબી ગાલો, તેણીનું સીધું અણયારું નાખ અને હોઠો, કે જેની ખુબસુરતી, તેણીની ખુદરતી મગરૂબીથી પણ ઓછી થતી ન હતી. તે સઘલાં સાથ ખરેખરજ તેણીનો ચેહરો ઘણોજ ખુબસુરત લાગતો હતો. ખોરશેદની આયા પોતાની શેઠાનીની હદબહાર ખુબસુરતી

જોઈ એટલી તો છક થઈ ગઈ હતી, કે તેણીથી પોતાની શેઠાણીની વખાણ કર્યા વગર રહેવાયું નહી; પણ હજી તેણી પોતાની વખાણ પુરી કરી શકે નહી, તેટલાં ખોરશેદે કોઈનો ધીમો નીસાસો ખાવાનો અવાજ સાંભળ્યો. તેણીએ પછવાડે ફરીને જોયું અને તેણીનાં માય, જેવણ તેણી તરફ અતીશય પ્યારથી ટીકતાં હતાં તેવણને જોયાં. ખોરશેદનાં દીલમાં પસતાવાનો એક ચતકો લાગો, પણ તરતજ તેણીએ તે દુર કરવાની કોશેશ કરી, એવા વીચારથી કે આવી રાતે પણ તેણીનાં માય તેણીને નીસાસો નાખીને જોય, તો પછી તેણીની મઝાઓમાં દીલસોજી કેમ લઈ શકે. "મરચંત હોલ"-માં તો તેણી પોતાની દરેક લાગણીઓ, દરેક આશાઓ, પોતાની ની દીકરીની ચુપકીદીથી દીનબાઈને દુઃખ તો ઘણું ઉપજ્યું, તોપણ તેવણે જાણે જાણતાંજ નહી હોય, તેવો દેખાવ કર્યો. તેવણ તેણીને કહેવાતો ઘણું ઈચ્છતાં હતાં, પણ તેણીનાં મોહાં પરથી દીનબાઈને લાગ્યું, કે તે વેળાએ તો તે તેણીને નહી ભાવતું થઈ પડશે. અને તોપણ પોતાની આગળ ઉભેલી ખુબસુરત છોકરીને પોતાનાં મનનો એક પણ વીચાર જણાવ્યા વગર દુનયાદારીગાં પડવા દેવાનો તેવણનો જીવ ચાલ્યો નહી. કદાચ તેવણનાં બોલો તેણીપર અસર નહી કરે, તો પણ તેવણે પોતાની ફરજ તો બજાવવી જોઈએ. તેવણે આયાને બહાર મોકલાવી અને ખોરશેદ કે, જેણી પેલી આયાની પુઠે ચાલી જતી હતી, તેણીને બહાર જતાં અટકાવી.

"દીકરી એક થોડીક મીનીટ મારી વાત સાંભલીને પછી જા," તેવણ ઘણાજ પ્યારભરેલા અને અસરકારક બોલોમાં બોલ્યાં, કે જેવા બોલો કવચીતજ તેવણનાં છોકરાંને પોતા તરફ તાબેદાર બનાવવાને નીવડ્યા થતા હતા. અને હાલ જયારે તુને મલનારી મજાઓથી ઉશકેરાઈ આવી છે, તેવા વખતમાં મારા બોલો તુને થંડા અને ઘાતકી લાગે, તો મને માફ કરજે. તારી લાગણીઓ હાલ કેવી છે, તેની મને પુરેપુરી ખબર છે; અને હું તેની સાથે પુરતી દીલસોજી ધરાવું છું. તારી આશાઓ ઘણી ચલકતી છે, તોપણ હું જો તુને ખરૂં કેહવશ, તો તે વધારે ચલકતી લાગશે. આજે રાતના તું જે જે જોશે, તે તુને ઘણું ચલકતું લાગશે, વધારે ચલકતું એટલા માટે કે તું ખુબસુરત છે અને દરેક બાજુથી તારી વખાણ સાંભલશે. તું મારી તરફ અજાયબીથી શું કરવા જોય છે, તારી આએ ખુબસુરતી કે, જેને મેં ઘણી વખત મગરૂબીથી નીહાલી છે, તે કાંઈ મારી તરફની તુને બક્ષેશ નથી અથવા તો તે તારી પોતાની બનાવેલી નથી, તે ખોદાય કે, જેને તુને આ ખુબસુરતી બક્ષી છે, તે જોશે કે તું તેની બક્ષેશનો કેવો ઉપયોગ કરે છે; અને અરે! એક પલપણ ભુલતી ના, કે જેમ તારા પોતાના ઓરડાના એકાંત વાસમાં તેની આંખ તારીપર છે, તેમજ લોકોથી ભરેલા ઓરડામાં પણ રેહશે. ત્યાં તારી સામે વધારે લાલચો આવી પડશે; સૌથી ઘાસતીભરી લાલચો, દરેક જાતની ઉશકેરાઈ આવે તેવી મજાહો વગેરેથી તું ઘેરાઈ જશે. ખોરશેદ, મારી દીકરી, તારે પોતાને ખાતર નહી તો મારે ખાતર તે બધાંની સામે થજે, મારૂં સુખ તારા હાથમાં છે. દુઃખમાં જેમ તું ખોદાને શોધે છે, તે કરતાં પણ વધારે આ વેલાએ તેને શોધજે. જે લાલચો તારી આગળ આવી પડશે, તેની સામે થવાને તેની બંદગી કરજે. તેની પાસે માગજે, કે જે ખુબસુરતી તેને તુને બક્ષી છે, તેનો સૌથી સારો ઉપયોગ કરતાં તે તુને શીખવે. તેને ભુલતી ના, ખોરશેદ દીકરી, હું તુને કાલાવાલા કરી કહું છું, કે તેનેથી દુર જતી ના. મોજમજાહમાં તારા વીચારોને એટલા બધા ગુંતાવા દેતી ના કે, જેથી થોડો વખતબી તું તેનો વીચાર કરી શકે નહી; જયારે આપણે પંચગની આપણા ઘેરમાં પાછાં ફરીએ, ત્યારે મારી દીકરીને વગર દાધની અને દુનયાની નાલેસીથી અતરંગ રહેલી મારાં હૈયાં આગળ ધરવા દેજે. મારી ખોરશેદ તેણીનું બચપણનું ઘેર તેણીએ જયારે છોડયું, ત્યારે જેવી નીરદોષ અને સુખી હતી તેવીજ તેણીને ત્યાં પાછી ફરેલી જોવાનું બેહદ સુખ મને આપજે, તુને સુખી બનાવાને, જે મજાહ મેલવવા તું ખુદરતી ઈચ્છે, તે આપવાને અને ફકત આ દુનયાનાં સુખને માટેજ નહી, પણ પેલી દુનયાના સુખને માટે તારી ચાલચલણ સારી બનાવાને મેં મારેથી બનયું તેટલું કીધું છે; તેથી મારી દીકરી, જો કાંઈ ખોટું કરવાની તુંને કદીબી લાલચ થાય અને કોઈબી વધારે ઊંચો વીચાર તુંને તેમ કરતાં અટકાવે નહી, તો તારી માતાનો વીચાર કરજે; યાદ રાખજે, કે મારૂં સુખ અને દુઃખ તારીપર ઘણો આધાર રાખે છે; અને અરે, જો તું મને જરાકબી ચાહતી હોય, તો કોઈબી પગલું ભરયા આગમજ થોભજે."

"માયજી, મારીપર જરાકબી શક લઈ જતાં ના; ખોરશેદ મરચંટ તેણીના નામને કોઈ દહાડો પણ એબ લગાડશે નહી," તેણીની માતાના બોલોથી ઉશકેરાયલા જોસ્સાને દાબી દઈ મગરૂબાઈથી અને ચમકતી આંખો સાથે ખોરશેદે જવાબ આપ્યો.

દીનબાઈએ તેવણની દીકરીના મગરૂબ, જુસ્સાવાલા ચેહરાપર ટીકીને જોયું. જો તે વેલાએ તેણીએ વધારે નરમ લાગણીઓ બતાવી હતે, તો તેણીની માતાનું દુઃખી ઈંતેજાર હૈયું ખુશી થતે, પણ તેવણે તરતજ નાસીપાસીની એક હાયને દાબી દઇ, ખોરશેદને પોતા તરફ ખેંચી ચાંપીને કોટી કરી, ઘણાજ ધીમા સાહદે બોલ્યાં, "મારી દીકરી, ખોદાએ તુને સુખી રાખે અને પુરતું જોર બક્ષે" અને પછી બંને સાથે નીચે ઉતરયાં.

જયારે ખોરશેદ તથા દીનબાઈ મોદીનાં ગુલબાઇની પારટીમાં ગયાં, ત્યારે તેવણનાં ઘેરમાં દાખલ થતાં ત્યાંના દીવાનખાનાનો દેખાવ જોઈને ખોરશેદ છક થઈ ગઈ. પૈસાવાલાઓ, હુશયાર મગજનાં અને તરેહવાર જાતની ખુબસુરતીઓ ત્યાં એકઠી થઈ હતી.

ગુલબાઈ મોદી આવી એક મોટી પારટી આપવાને લાયકનાજ હતાં. તેવણ સુધરેલા અને પઈસાવાલા માબાપનાં છોકરી હતાં અને નાનપણથી લાડ અને ભપકામાં ઉછરયા છતાં, તેવણમાં એકલપેટાઈ અથવા તો બનાવી કહાડેલો દેખાવ જરાક પણ જોવામાં આવતો ન હતો. તેઓને નાનપણમાંજ પરણાવવામાં આવ્યાં હતાં અને તેઓનાં લગન હાલનાં પ્યારનાં કહેવાતાં લગનો જેવાં નહી હતાં, પણ માબાપની મરજીનાં હતાં. કદાચ પોતાનાં વરની મોટી પદવી તથા પૈસો

ટકો જોઈ, તેવણુ તે ઉપરથી નાહની ઉમરમાં લગ્નાયાં હોય. તેઓ હાલ સુખી હતાં. 'ગુલબાઈને પોતાનાં કુટુંબના નામને માટે એટલું તો માન હતું, કે પરણ્યા પછી પોતાનાં વરની દરેક ફરજ બજાવવાને ચુકતાં ન હતાં.' તેવણુનાં વરે પણુ પોતાની બૈરીને એટલી બધી તાબેદાર જોઈને આગાઉ થોડો ઘણો બટકબારો કરતા હતા તે છોડી દીધો અને ખાનગી તેમજ જાહેર રીતે તેવણુને લાયકનું માન આપવા લાગ્યા. તેઓને ઘણાં છોકરાં થયાં, જેમાંની બે નાહની છોકરીઓ અને બે નાહના છોકરાઓ શીવાય બાકીનાં બધાં તેઓના માબાપના સંતોષ વચ્ચે પરણ્યા હતાં. ગુલબાઈનો દેખાવ બાહેરથી જરાક સખ્ત હતો, જેથી કરીને તેવણુનાં છોકરાંઓ દીનબાઈનાં છોકરાંઓનાં જેટલાં તેની માતાની સાથે ભેલાતાં ન હતાં, તોપણ તેવણુ ઘણાંજ માયાળુ અને પોતાનાં છોકરાંની ઘણી સંભાળ લે તેવાં હતાં અને ગમે એટલાં "ફેશનેબલ" મંડળમાં ભેલાવા છતાં, પોતાના છોકરાંઓની કેળવણી પર પોતે જાતે ધ્યાન આપતાં હતાં. તેવણુ બીજાઓને માટે આગમજથી પોતાના મનમાં ખરાબ યા સારૂં મત બાંધતાં હતાં, તોપણુ તેવણુની ચાલચલણમાં કાંઇ એવું હતું, કે જેથી કરીને કોઈ તેવણુને ધીક્કારી અથવા તો તેવણુની અદેખાઇ કરી શકતું ન હતું. તેજ પ્રમાણે તેવણુનાં બાહરના થડા દેખાવથી પ્યાર કે, જે મેલવવાને તેવણુ ઘણાં બલતાં હતાં તે કોઈ આપી શકતું ન હતું. તેવણુને દરેક જણુ માન આપતાં હતાં અને તેથી હાલ તેવણુ સંતોષ પામતાં હતાં, જો કે જવાનીમાં તેવણુ તે કરતાં વધારે માંગતાં હતાં. તેવણુને મનચેરશાહના માતા સાથે ઘણી દોસ્તી હતી અને એક દોસ્ત તરીકે મનચેરશાહના પોતાના સુખ માટે પણુ તેવણુ ઘણી કાલજી રાખતાં હતાં.

દીનબાઈનાં મુંબઈ આવ્યા પછી ગુલબાઈએ તેવણુની થોડી ઘણી તપાસ કરયા પછી તેવણુ ઘણાં સંતોષ પામ્યાં. દીનબાઈની પોતાનાં છોકરાંઓ તરફની સારી વર્તણુક માટે તેવણે ઘણું સમજ્યું હતું અને તેવણુ તરફ ઘણી વખાણુની નજરથી જોતા હતાં અને જો કોઈ વેલાએ તેવણુ માટે કોઈ બુરૂં બોલતું, તો તેવણુનો બચાવ કરતાં હતાં. દીનબાઈ અને મનચેરશાહ તેવણુને ખરેખર ઘણું માન આપતાં હતાં અને તેથીજ તેઓ ખોરશેદને એવણુનેજ ત્યાંની પારટીમાં પેહલ વેહલી લઈ ગયા.

ત્યાં મેરવાનજી વાહડયા તથા બહમનબાઈ પણુ આવ્યાં હતાં. બહમનબાઈ પોતાની ખુબસુરતી તથા ટેકાવથી પોતા તરફ સઘલાનું ધ્યાન ખેંચતાં હતાં, પણુ મર્યાદાસર દબદબાથી તેવણુ સઘલાંને પોતાથી દુરના દુર રાખતા હતા. તેવણુ પોતે ખુબસુરત છે એમ તો જાણુતાં હતાં, પણુ પોતે, જે માણુસને ચાહતાં હતાં તેને પોતા તરફ ખેંચવા શીવાય તેમાં બીજી કાંઈ પણુ મતલબ હોય, એ તેવણુ જાણુતાં નહી હતાં. તેવણુ પોતાંની ખુબસુરતી ફકત પોતાનાં વરને તેવણુનું ઘેર વાહલું કરવાને કામે લગાડતાં હતાં. જ્યારે તેવણુ પોતાનાં વર સાથે એકલાં હોય, ત્યારે તેવણુનો રમુજી ખવાસ વધારે બાહર નીકલતો હતો અને તે વખતે તેવણુ માનીજ નહી શકતા હતા, કે મંડળીઓમાં પોતાની હદ બાહરની ખુબસુરતી અને ટેકાવથી લોકોને છક કરનારી બાનુ અને તેવણુની બાપડી એકજ હોય. સાપુરજી સોપારીવાલા અને તેવણુનું કુટુંબ પણુ ત્યાં હાજર હતું. દીનબાઈ તથા મનચેરશાહ તેઓને પંચગની જવા આગમજ ઓલખતાં હતાં. ફેખશરૂ બનાજીને વાસ્તે ઘણાખરા લોકો એમ ધારતા હતા, કે તેવણુને, જે માન મલતું હતું તેને તેવણુ લાયકના નથી અને પીરોજા મરચંટ તેવણુને જે વખાણુની નજરથી જોતી હતી, તેને માટે ઘણી બાનુઓ અજબ થતે, તોપણુ તેવણુનાં મોહડાંપરજ ચાલાકી અને ઉમદા ખવાસનો મોટો છાપ હતો અને તેવણુની કાલી ચલકતી આંખો ઘણીક વેલાએ તેવણુનાં દીલમાંની નરમ લાગણીઓ બતાવી શકવાને શકતીવાન હતી. જ્યારે તેવણુને છુટથી બોલવાની તક મલતી, ત્યારેજ તેવણુનાં મોહડાંની ખુબસુરતી વધતી જણુાતી હતી અને જે વેલાએ તેવણુ છટાદાર બોલતા હતા, ત્યારે બેદરકારમાં બેદરકાર માણુસથી તેવણુને પાછું ફરી જોયા વીના રહે નહી. તેવણુ ઘણુાખરા એકમારગી સ્વભાવના હતા અને આવી પારટીઓમાં ઘણુંખરૂં કરે એકલાજ જઈને બેસ્તા હતા અને ખરૂં જોતાં તો આવી પારટીઓમાં ફેખશરૂ બનાજીનાં વીચારને મલતા ઘણાજ થોડા માણુસો હશે, પણુ તે દહાડે રાતના તેવણુની કાલી આંખોમાં વધારે ચલકાત લાગતો હતો. મનચેરશાહ તથા દીનબાઈ જેવા દાખલ થયાં, કે તેવણુ તરતજ તેઓની આગળ ગયાં અને તેઓ બંનેનાં સંતોષ વચ્ચે ખોરશેદ સાથે વાત કરવાની શરૂ કીધી. તોપણુ દીનબાઈની તીક્ષણુ આંખે જોઈ લીધું, કે ખોરશેદની આંખો ઓરડામાં કોઈ બીજાને શોધતી હતી અને તે નહી દેખાવાથી તેણીના મોહડાંપર નારાજીનો છાપ પ્રગટી નીકલ્યો; આ લાગણી ફકત એક પલવારનીજ હતી. તેણી લોકોનાં ખુશાલ ટોલાંમાં જલદીથી ભેલાવા લાગી અને ઘણાઓની આંખો, જે વખાણુની નજરથી તેણી તરફ ટીકતી હતી તેથી તેણીનું જવાન હૈયું વધારે થપકવા લાગ્યું. તે રાતના સંખ્યાબંધ જવાન શખસો મનચેરશાહ આગળ આવી તેવણુની સુંદર દીકરી સાથે ઓલખાણુ કરાવાને તેવણુને કાલાવાલા કરવા લાગ્યા; અને ખોરશેદની ફૈનેહે માટેની સઘલી આગાહી ખરેખર ખરી પડી. તેણીની માતા ખરી હતી. તે રાતે ત્યાં ખોરશેદ મરચંટના જેટલીજ બલકે તેણીથી પણુ વધારે ખુબસુરત છોકરીઓ હતી, પણુ તેણી સૌ કરતાં વધારે ધ્યાન ખેંચતી હતી, કારણુ તેણી નવીજ જાહેરમાં આવી હતી. મરચંટના કુટુંબનું નામ મુંબઈમાંથી કદીપણુ તદન ભુલાઈ ગયું હતું નહી આટલો લાંબો વખત એકાંતવાસમાં રેહવાથી ઘણાઓ તેઓને હસતાં હતાં, કેટલાંક કેહતાં હતાં, કે તેઓ એમ કરી બીજાઓ કરતાં વધારે સારા દેખાવા માગતાં હતાં; ઘણાઓ તરેહવાર મશકેરી કરી પુછતાં કે ફરેસ્તાઈ ખસલતનાં દીનબાઈ અને મનચેરશાહ તેઓની દીકરીઓને મંડલીમાં ભેલાવા દઈ, એક ખરેખર ઘણું પાપી કામ કરશે કે? અથવા તો તે ગરીબ બીચારી છોકરીઓને ગામમાં જોગણોની માફક રેહવા દઈ ઝુરાવા દેશે વગેરે

વગેરે, આથી જ્યારે દીનબાઈ અને મનચેરશાહ તેઓનાં મુંબઈના દોસ્તોમાં પાછાં ભેલાયાં, ત્યારે ઘણાઓ પુશકલ અજબ થયાં અને બાકીનાઓએ તેટલીજ ખુશાલી દેખાડી; તે રાતે દીનબાઈનાં જુના દોસ્તોએ તેવણને ઘેરી લઈ, જે ખરા દીલનો આવકાર આપ્યો, તેથી તેવણના દીલને ઘણો સંતોષ મળ્યો. જ્યારે તેવણ પોતાનાં બચ્ચાં તરફ નજર કરતાં, ત્યારે એક માતાની લાગણી ઘણાં જોસમાં તેવણનાં દીલમાં ઉભરી નીકલતી હતી; જ્યારે તેવણ જોતાં, કે ખુરશેદ સર્વે તરફથી વગર ઢોંગની માન ભરેલી વખાણ મેલવતી હતી, ત્યારે તેવણનું માયાલુ દીલ પવીત્ર મગરૂબાઈથી ધપકતું હતું; વળી તેવણનાં અસલના દોસ્તોના ચેહરા અને તેઓના આવકારના ખુશાલ અવાજો સાંભળવાથી દીનબાઈને આજની રાત ખુરશેદનાં જેટલીજ (જો કે તેણી કરતાં જુદીજરીતે) ખુશાલ થઈ પડી હતી.

કેખશરૂ બનાજી આખો વખત ખોરશેદપર ધ્યાન આપતા હતા અને તેણી તરફ ઘણાજ માનની નજરથી જોતા હતા; ખોરશેદ તેવણને જોકે ઉતેજન ન આપતી હતી, પણ બચીતજ અટકાવતી ન હતી, તેણી તેવણને વધારે ધ્યાનથી સાંભળતી હતી અને તેવણ સાથે કદાચ એક શીવાય બીજાઓ કરતાં વધારે ખુશાલીથી વાત કરતી હતી અને તોપણ તેણીએ પોતાનાં, જુવાન દીલને તેવણ વીશે ઉલટો ખ્યાલ લઈ જવાને શીખવ્યું હતું, કે જે ખ્યાલ વધારે સંભાળથી તેણીનાં મગજમાં પેવસ કરવાને એકબી ટક હીલા સરાફ ચુકતી ન હતી. ત્યારે તેણી તેવણને પોતા તરફ એટલા ધ્યાનથી શું કામ જોવા દેતી હતી ? શું કામ તે તેણી જાણતી ન હતી; જ્યારે તેવણને બોલતાં સાંભળતી હતી, ત્યારે તેવણનાંમાં કાંઈ એવું સમાયલું તેણી જોતી હતી, કે તેની સામે થઈ શકતી ન હતી, પણ તેણી જ્યારે એકલી પડતી, ત્યારે તેવણને પોતાનાં ધ્યાનમાંથી કહાડી નાખવાની ઘણી કોશેશ કરતી અને તેને બદલે કોઈ બીજાંનો વીચાર કરતી કે, જે એકલાનેજ તેણી ચાહતી હતી, એમ હીલાની ઉસકેરણીઓથી તેણી પોતાનાં મનને સમજાવતી હતી.

જે પલે ખોરશેદ મરચંટ તે દીવાનખાનામાં દાખલ થઈ હતી, ત્યારથી તેણીની ખુશાલી ખરેખરજ ઘણી હતી, પણ તેમાં જો કાંઈબી વધારો થવાનો બાકી રહયો હોય, તો તે થોડા કલાક પછી દોરાબજી મુગાના તે ઓરડામાં દાખલ થવાથી પુરેપુરો થયો. થોડાક મોજીલા જુવાન શખસોની ટોલકી તેવણની આસપાસ એકઠી મળી, પણ તે સઘળાંઓ આગળથી નીકળી તેવણ ઘણોખરો વખત મનચેરશાહ સાથે વાતે વલગયા. થોડાજ વખત તેવણે ખોરશેદ સાથે વાત કીધી, પણ તેટલો વખત હીલાની મકસદ પાર પાડવાને પુરતો હતો. તેણી ખોરશેદને ઉસકેરવાને આગળની આગળજ રહેતી, દોરાબજીની અતીશય વખાણ કરતી, તેવણને પોતાની પાસેનાં પાસે રાખવાની તજવીજ કરતી, પણ એવી વેતરણ કરતી, કે જેથી તેવણ આખો વખત ખોરશેદ સાથેજ વાતે વલગે અને તોપણ હીલા સરાફની વર્તણુક તે રાતનાં બહારથી એવી દીસ્તી હતી, કે મનચેરશાહ તેણી તરફ ઠપકા કરતાં વખાણથી વધારે જોવા લાગ્યા. તેવણે તેણી વીશેનાં ખોટા વીચાર માટે દીનબાઇની મશકેરી કીધી કે જેવણે પણ રમુજમાંજ જવાબ દીધો, કે હીલાની વર્તણુક તેવણ ધારતાં હતાં તે કરતાં મંડળીમાં જુદીજ રીતની હતી, તોપણ જ્યારે તેવણે હીલા અને તેવણની દીકરીની વચ્ચેની દોસ્તીનો વીચાર કીધો, ત્યારે કાંઈ તેવણનાં દીલની ઈંતેજારી ઓછી થઈ નહી.

[ સાંધણ છે. ] *TWO OLD MAIDS.*



# અમેરીકામાં બાનુઓની સ્થીતી.



એમ કેહવામાં આવ્યું છે કે, એક દેશના આગળ વધેલા સુધારાનો પુરાવો તે દેશની સ્ત્રીઓની સ્થીતી છે અને તે કેહવું ઘણે દરજ્જે ખરૂં છે. તમે જંગલી ભટકતાં* અને ધરબારવાલાં સુધરેલાં માણસ, ખોદા પ્રસ્ત, અને મુર્તીપુજક, જુની દુન્યા અને નવી દુન્યા, પુર્વ તરફની દુન્યા અને પશ્ચીમ તરફની દુન્યા, એ સઘળાં વચ્ચે સરખામણી કરો અને તમે દરેક બાબમાં ઓલીરીતે જોશો, કે જે દેશનાં લોકો બૈરાંઓને વધું માન આપે છે, વધું હક અને વધું છુટાપણું બક્ષે છે તથા દુન્યાના સારાં કામોનો મોટો ભાગ તેઓને કરવા દે છે, તે દેશની હાલત, દોલત, સુધારો રીત ભાત, નીતી અને સુખ શાંતીમાં ઘણી ચઢતી હોય છે. અમેરીકનો મગરૂબીથી અને વાજબીજ મગરૂરીથી પોતાનાં દેશનાં સૌથી ચઢતા સુધારાના પુરાવા દાખલ પોતાની સ્ત્રીઓની સ્થીતી દેખાડે છે.

આ બાબદની ઘણી બાજુઓ છે અને દરેક બાજુની જુદી જુદી તપાસ વધારે સગવડ ભરેલી થઇ પડશે.

સ્ત્રીઓને ધારાથી બક્ષેલા હકો તો દરેક સંસ્થાનનાં, જુદા બાંધેલા કાયદાઓપર આધાર રાખે છે કારણકે આ બાબદ આખાં યુનાઇટેડ સ્ટેટસનાં એકજ ધારાતલે આવતી નથી. ખાનગી હકો તો સ્ત્રીપુરૂષ બેઉનાં એક સરખાજ છે; કુમારી અથવા તો પરણેલી સ્ત્રીને પોતાની કાંઇબી મીલકત પછી તે તેણીને વારસામાં યા તો ભેટ મલી હોય અથવા તો તે તેણીએ આપ મેહનતથી મેલવેલા પૈસાથી ખરીદી હોય—તે ઉપર દરેક જાતનો કાબુ ચલાવાનો હક છે. આ બાબદ ત્યાં એટલી અગતની ધારવામાં આવે છે, કે એક સાધારણ કાયદાતલે રહેવા દેવાને બદલે તેને માટે એક ખાસ જુદો કાયદો ઘડયો છે; બધાં નહી પણ યુનાઇટેડ સ્ટેટસનાં ઘણાં ખરાં સંસ્થાનમાં સ્ત્રીને પોતાનાં બચ્ચાનો વાલી થવાનો હક છે, જો કે આ હક છેક ૧૮૮૬ સુધી તેણીને ઇંગ્લંડમાં ના પાડવામાં આવ્યો હતો. ઘણાક સંસ્થાનમાં છુટા છેડાને લગતાં ધારા પુરતા સંતોષકારક નથી. તોપણ સ્ત્રી પુરૂષ બેઉને સરખો ઇનસાફ આપવાની તેમાં મુખ્ય ધારણા રાખવામાં આવી છે.

* એવું અનુમાન કરવામાં આવ્યું છે કે સુધારાની સ્થીતીમાં દાખલ થવા આગમચ માણસ જાતને બીજી ત્રણ હાલતમાંથી પસાર થવું પડયું હતું પેહલી હાલતને ઇંગ્રેજીમાં Namadic hunters કહે છે કે, જે પેલા ઘરબાર વગરનાં શિકારી ભટકતાં માણસો હતાં. બીજી હાલતને Pastoral કહે છે, કે જે વખતે માણસો ભટકતાં પણ ભરવાડનો ધંધો કરી ગુજરાણ કરતાં હતાં, જ્યારે ત્રીજી હાલત Agricultural એટલે ખેડુતપણાંની ધારવામાં આવે છે.

ખાસ ધારાઓ બાંધી નક્કી કરવામાં આવ્યું છે, કે સ્ત્રીએ દહાડાનાં કેટલા કલાક કામ કરવું અને હાલ બીજા એવાં ઘણાંક ધારાઓ પસાર થયા છે, કે જેથી તેણીને ઘણી રીતે ફાયદો થાય.

સ્ત્રીઓએ ત્યાં ઘણાખરા ધંધામાં યુરોપ કરતાં આગળ પગલાં ભર્યાં છે. ઉત્તર તરફનાં ઘણાખરાં શેહરોમાં તેઓ ડાકટરનો ધંધો ચલાવે છે. અને કહે છે કે, તેઓના આ ધંધાની શરૂઆતમાં લોકો તરફથી કાંઈપણ સેહવું પડ્યું ન હતું. દવાઈને લગતો અભ્યાસ કરવા થોડીક યુનીવરસીટીઓએ તેઓને સ્કુલની સગવડ આપી છે. કાયદાનો અભ્યાસ કરવાનું તેઓને માટે એટલુંબધું સેહલ કર્યું ન હતું, તે છતાં કેટલીકોએ તેમાં પણ ફતેહમંદી સાથ હામ બીડી છે અને દહાડે દહાડે તે સંખ્યામાં પણ વધારોજ થતો જાય છે. ધારાની બાબદમાં તેઓ ઘણુંખરું કોર્ટમાં કામ ચલાવવાને બદલે સોલીસીટરોના જેવું લખવાનુંજ કામ કરે છે. તેઓમાંની એકે થોડુંક થયું "ઇલીનોઆ લૉ જરનલ" નામનું ધારાને લગતું ચોપાન્યું કાઢ્યું છે અને જે લોકમાં ઘણું જાણીતું થઈ ગયું છે. થોડીકો ધર્મના ઉપાધ્યા તરીકે પણ કામ ચલાવે છે. પણ તે ઘણે થોડેજ ઠેકાણે; જયારે કેટલીકો ફતેહમંદી સાથ જાહેર ભાષણ કરવાનો ધંધો લઈ બેઠી છે. "એનજીનયરીંગ" અથવા તો ન્યુસપેપર લખવાનાં ખાતાંમાં તેઓ માટે થોડુંજ સંભળાય છે. હોટેલના ખટલામાં તેઓ જવલેજ નજર પડે છે, પણ સરકારી ખાતાંમાં, તથા ટેલીગ્રાફીક અને એવીજ બીજી કંપનીઓ, કે જયાં તનના જોરની કાંઈપણ જરૂર હોતી નથી, ત્યાં તેઓ ઈંગલંડ કરતાં પણ વધારે સંખ્યામાં કલારકો અને સેકરેટરીઓ તરીકે કામે લાગી ગયાં છે. જાહેર છોકરા છોકરીઓની નીશાળમાં શીક્ષક તરીકેની તેઓની સંખ્યા ઘણી મોટી છે અને મુખ્ય કરી નહાનાં બચ્ચાંને શીખવવામાં પુરૂષો કરતાં તેઓને વધારે સારાં ધારવામાં આવે છે. ૧૮૮૭ નાં યુનાઈટેડ સ્ટેટસનાં કેળવણી ખાતાંના રીપોર્ટપરથી માલમ પડે છે, કે ત્યાં ૧૦૪,૨૪૯ પુરૂષો તથા ૧૯૧,૪૩૯ સ્ત્રીઓ શીક્ષક તરીકે કામ કરે છે, મોટાંની છોકરીઓ શીક્ષક નહી થાય, એવી કાંઈપણ જાતની ત્યાં છીટ નથી. ગમે એવા મોટા પાદરી અને ધારાના હીમાયતીઓની છોકરીઓ સ્કુલમાં બચ્ચાંને કેળવણી આપવા જાય છે; બધી ચીજ સાથે લેતાં માલમ પડે છે, કે સ્ત્રીઓને યુરોપ કરતાં યુનાઈટેડ સ્ટેટસમાં વધારે સેહલાઈથી કેળવણી અને વેપારવનજ ખાતાંમાં કામ મલી શકે છે. લોક લાગણી પણ તેઓને દરેક બાબદમાં અજમાવી જોવાની તદન તરફેણમાં છે. પશ્ચીમ તરફનાં સંસ્થાનના કેટલાક ધારાઓમાં તો ખાસ કરીને લખ્યું છે, કે તેઓને પુરૂષોની માફકજ દરેક ધંધામાં કામે લગાડવા દેવામાં આવશે. કોઈબી દેશમાં સ્ત્રીઓએ, નીતીનો ફેલાવો કરવામાં અને માણસાઈ દુઃખો ટાળી તેઓનાં સુખોમાં વધારો કરવાને યુનાઈટેડ સ્ટેટસની સ્ત્રીઓ જેટલી મદદ કરી નથી; ગુલામોને છુટકારો અપાવવામાં તેઓ સૌથી પેહલાં અને સૌથી વધારે આતુર હતાં. દારૂ અને એવાંજ બીજાં બુરાં વ્યસનોનો અટકાવ કરવામાં પણ તેઓએ તેટલોજ આતુરતાથી ભાગ લીધો છે. તેઓએ "વુમનસ ક્રીસ્ટીયન તેમપરનસ યુનયન" નામની એક મોટી મંડળી સ્થાપી છે કે, જે પોતાની બીજી સંખ્યાબંધ નાની શાખાઓ સાથ દારૂના બુરા વ્યસનથી લોકોને દુર રાખવામાં ઘણી મેહેનત લે છે. એ મંડળીમાં નહી જોડાયલી સ્ત્રીઓ પણ તેમ કરવામાં પછાટ પડતી નથી. થોડા વરસની વાત ઉપર સ્ત્રીઓની દારૂની લડતની વખતે તેઓ જોરશુલમથી દારૂના પીઠાંઓમાં દાખલ થઇ, પીઠાંવાળાઓને ખખરાવી નાખી, તથા છાકટાઓને આંખમાં આંસુ લાવી, ઈંતેજારીથી કાલાવાલા કરી બહાર લાવતી હતી. સખાવત તથા રખડતાંઓને સુધારવા સ્થાપેલી ઉદ્યોગશાળાના ખાતાંમાં તેઓએ, જે મદદ કરી છે તે ખરેખરજ ઘણી કીમતી છે. ત્રણ ચાર વરસની વાત ઉપર ન્યુયોરકમાં જાહેર સખાવત ખાતાંમા સુધારો કરવા માટે એક સરકારી બાંધેલા ધારાની જરૂર જણાઈ અને તે કામ એક ઘણાજ અસલી અને આબરૂદાર ખાનદાનની બાનુએ બજા લાવવાને માથે લીધું. તેણીએ આલબની જઇ ત્યાંની ધારા સભા આગળ એટલી તો સરસ રીતે પોતાને સોંપેલું કામ કહી સંભળાવ્યું, કે પોતે જે માંગતી હતી તે ધારો મેળવવામાં તેણી ફતેહ પામી. સખાવત ખાતાંઓના કારોબારનો મોટો અને મુખ્ય ભાગ બાનુઓનાં હાથમાંજ છે. અને તેઓ જે છુટાપણું ભોગવે છે તથા કામનો જે અનુભવ ધરાવે છે (કે જેવો અનુભવ યુરોપની સ્ત્રીઓમાં જવલેજ જોવામાં આવે છે.) તે પરથી તેઓ આ કામમાં ઘણા કીમતી મદદગાર થઇ પડે છે. જ્યારે લડાઇ પછી, ત્યાંના કાળા દેશીઓને કેળવણી આપવાની જરૂર જણાઈ અને જ્યારે તેવાં ખાતાંઓ સ્થાપવામાં આવ્યાં, ત્યારે ઉત્તર તરફની છોકરીઓએજ તે ફરજ અદા કરવાનું માથે લીધું અને ખરેખરજ તેઓએ તે વખાણવા લાએક રીતે પાર પાડ્યું છે.

અમેરીકાની બાનુઓ રાજદવારી બાબદમાં પોતાની ઈંગ્રેજી બેહનપણીઓ કરતાં ઓછો, તો જો કે ફ્રાન્સ, જરમની અને ઇટલીની સ્ત્રીઓ કરતાં વધારે, ભાગ લે છે; તેઓ તેને લીધે થોડીજ વાત કરે છે, તેનું કારણ કદાચ એમ હોય, કે પ્રેસીડનટની ચુટણીનાં વખત સીવાય, અમેરીકનો સાધારણ વાતચીતમાં રાજદવારી બાબદોને લગતી વાત કરતાં નથી. પણ ઈંગ્લંડમાં જેમ બાનુઓ ચુટણી વખતે પોતાનાં સગા અને ઓલખીતાઓ માટે મત એકઠાં કરવા અથવા તો તેમાં વધારો કરવામાં મદદ કરે છે, તેમ ત્યાં થતું હોય તેવું કાંઇ લાગતું નથી. બાનુઓને હજી સુધી રાજદવારી સભાઓના મેમબર તરીકે ચુંટી કાઢી નથી. તોપણ ૧૮૮૪ માં પ્રોહીબીશનીસટોની ટોલી (આ ટોળી તેઓની બનેલી છે કે જેઓ વેપાર વનજપર નખાતા૦ચોક્કસ કરની તરફેણમાં હોય છે) ની મોટી સભા વેલા પીતરસબર્ગમાં કેટલીક બાનુઓ ડેલીગેટ તરીકે હાજર થઈ હતી અને તેઓને સભામાં દાખલ

આપવામાં આવે છે અને છોકરીઓ પોતાંની સંભાળ લેવાને એટલી તો શક્તીવાન હોય છે, કે જે ચીજને યુરોપ્યનો વાંધા ભરેલી ધારે છે, તે ચીજથી અમેરીકનોમાં કાંઇપણ ઇંતેજારી ઉતપંન થતી નથી. હવે પશ્ચીમ તરફની આવી જાતની સીખવવાની રીત પુર્વ તરફ—કે જ્યાનાં લોકોની ઘણી ખરી હાલત યુરોપ્યેનોનાં જેવી છે—બી દાખલ કરવામાં આવે તો ત્યાંબી તેવાંજ સારાં ફળ નીપજે કે?" એવો સવાલ વારંવાર અમેરીકનોમાં ચરચાય છે. ગમે તે હોય તોપણ તેની હાલ ત્યાં એટલી બધી જરૂર નથી. કારણ કે ફુલ્લા દીલવાલા સખીગ્રહસ્થોએ ત્યાં ઓછામાંઓછી બૈરાંઓ માટે ચાર કોલેજો ઉઘાડી છે, જ્યાં પશ્ચીમની યુનીવરસીટી કરતાં વધારે સરસ કેળવણી બૈરાંઓને અપાય છે. આવી જાતની કોલેજો એટલી તો ફાયદાકારક અને લોકોમાં માનીતી છે અને પુર્વ તરફની રીતભાતો તરફ જોતાં ત્યાંનાં શીખનારાંઓ એટલી તો છુટાંપણાની જીંદગી ગુજારે છે, કે તેઓ ઘણો લાંબો વખત વેર, જેઓ બૈરાં ગાતીડા વચ્ચે રતીભાર પણ ફરક રાખવા માંગતાં નથી, તેઓ સીવાય બીજાંઓને સંતોષ આપતી રેહશે.

ઉપલી હકીકત ઉપરથી જોવામાં આવશે કે, બૈરાંઓની કેળવણી માટે કોઈપણ યુરોપ્યન દેશમાં આવી સરસ અને મોટા પાયા ઉપરની ગોઠવણ કરવામાં આવી નથી. આવી જાતની સ્ત્રીઓને લાભો મલ્યાથીજ તેઓ પોતાની આસપાસનાઓ ઉપર તરેહવાર જાતનો વગ ચલાવી શકે છે. તેઓને લાગે છે કે, તેઓ સ્વતંત્ર છે અને જાણે છે કે, આ બોહલી દુન્યાના દરેક કારભારમાં પોતાનો હાથ અજમાવાને તેઓ શક્તીવાન છે. જે દેશ[illegible] માતીડાઓને સાથેજ એક કોલેજમાં કેળવણી મલે છે, ત્યાં ઘણું ખરૂં બેઉ જાત સીખવાની બાબદમાં એકસરખી મગજ શક્તી ધરાવે છે. આથી કરી બૈરાંઓ કોઇબી રીતે માતીડા જેવાં યાતો પોતાનું જ્ઞાન બહાર દેખડાવી દે તેવાં થતાં નથી. બે જણ વચ્ચેનો તફાવત ચાલુ રાખવાને ગમે તે જાતની કેળવણી છતાં પણ કુદરત તદન શક્તીવાંન છે.

કદાચ રશયા સીવાય કોઇપણ યુરોપ્યન દેશમાં બૈરાંઓને જ્યાં ગમે ત્યાં જવાની અને જે ગમે તે કરવાની છુટ મલતી નથી, એક જવાંન બાનુને એટલેનટીકથી પેસીફીક સુધી એખલી મુસાફરી કરતાં અથવા તો, એક પૈસાદાર માણસની છોકરીને રસ્તામાં એખલી ચાલતાં જોઇ, કોઇ અજબ થતું નથી. જો કોઇ બાનુ એવા ધંધામાં પડે છે, કે જે ફક્ત અત્યાર વેર મરદોજ ચલાવતા હતા, તો યુરોપ કરતાં અમેરીકામાં તેણી ઉપર લોકો ઘણા ઓછા ટીકા કરે છે, તો જો કે આવી બાબદમાં પુર્વ તરફનાં શેહરો પશ્ચીમ તરફનાં જેટલું છુટાપણું આપતાં નથી.

કુમારી કન્યા અને જવાન છોકરાઓ વચ્ચેનો સંબંધ ઇંગ્લંડ અને જરમની કરતાં વધારે છુટ ભરેલો હોય છે, પણ પુર્વ તરફનાં શેહરો કે જેઓની રીતભાતો દહાડે દહાડે યુરોપ્યનોનાં જેવી થતી જાય છે, તેઓ. એ બાબદમાં પશ્ચીમને એટલાં બધાં મલતાં આવતાં નથી. ગામડાંઓ અને ખરૂં જોતાં તો આખા પશ્ચીમમાં જવાનો અને છોકરીઓને કોઇબી ત્રીજા માણસ વગર સાથે ફરવા જવાની, પારટીઓ અને કોઈબી જાહેર મેલાવડાઓમાં જવાની છુટ છે અને એજ પ્રમાણે એક જુવાંન છોકરી પારકા મરદ સાથ કાગજપત્રનો વેહવાર રાખી શકે છે અને તેણીનાં માબાપ તેમાં કદી પણ વચ્ચમાં પડવાનો વીચાર કરતાં નથી. તેણીનાં પોતાનાં જવાન દોસ્તો જુદા હોય છે, કે જેઓ તેણીનાં ઘરમાં તેણીને એખલીનેજ મળવા આવે છે અને ઘણું ખરૂં તેણી એખલીજ તેઓને આવકાર પણ આપે છે, કારણ કે તેણીનાં દોસ્તો તે જરૂર કરી તેણીનાં માબાપ યા તો ભાઈ બેહનોનાં હોતા નથી. એટલાંનટીક સંસ્થાનમાં ઘણું કરી, જુવાન બાનુને એક પરાયા જુવાન ગ્રહસ્થ સાથ એખલી ગાડીમાં ફરવા જવા દેવામાં આવતી નથી અને થોડાજ જણ પોતાની છોકરીને બીજા જવાન સાથ એખલી નાટકમાં જવા દે છે, પણ "ડાનસીસ" (નાચ) માં તેણીઓ એખલી જાય છે, કારણ કે જે ઘરમાં તેઓ જાય, ત્યાંની ઘર ધણીઆંણીજ તેઓ સઘળાંપર દેખરેખ રાખવાને પુરતી ધારવામાં આવે છે. ખાનગી પત્ર વેહવાર અને દરેક છોકરીનાં જુદા દોસ્તોની બાબદમાં તો ન્યુયોરક અને બોસટન વડીકમાં એડીનબરો અને લંડન કરતાં વધારે છુટ અપાય છે. કેટલીક વખત આવાં જુવાંન છોકરા છોકરી દોસ્તો પોતાની એક પારટી કરી ઉજાંણીએ જાય છે. તેઓ આવી ઉજાંણી માટે કોઈ પાહડી જગા જેવી કે, "એડીરોનડાક વીલડરનેસ" સોધી કાઢે છે. પોતાની સાથ બે ત્રણ ભોમ્યાઓ, બંદુકો, માછલી પકડવાની જાલી વગેરે લે છે અને બોટમાં બેસી આ વેરાંન જગાની નદીઓ અને સરોવરો પસાર કરી, કોઇ ખડક આગળ જઇ ઉતરે છે. અહીંઆં તેઓ પોતાનાં તંબુઓ ઉભા કરી જમીન ઉપર પોતાનાં બીછાણાંઓ પાંદરી દે છે. છોકરાઓ દીવસના બાહર ભટકવા અને હરણોનો શેકાર કરવા જાય છે, જ્યારે છોકરીઓ વાંચે છે, ભરે છે, ગુંથે છે, યાતો ચોપ્પાનો કેક બનાવે છે, રાતે તેઓ બધા સાથે એકઠાં મલી ઢોંગ ધતુરા કરે છે. અથવા તો ચંદણીમાં દરીઆની સેહલ કરે છે. આવી ઉજાંણીઓમાં ભાઇઓ પોતાંની બેહનોને લઇ જાય છે, જેઓ પોતાંની સાથે પોતાનાં બીજા દોસ્તોને લઈ આવે છે, ભાઇઓનાં દોસ્તો પણ સાથે આવે છે અને તેઓ સઘળાં અઠવાડાં અને મહીનાંઓ ભેર સાથે રહે છે, તો જો કે આવી પારટીઓમાં મોટી ઉમરની અથવા તો પરણેલી સ્ત્રીઓ જવલેજ જોવામાં આવે છે.

આવી જાતનાં છુટાંપણાંથી, જીંદગીની મઝાઓમાં વધારો થાય છે તેમાં કાંઇપણ શક નથી, અમેરીકનો કહે છે અને ખાત્રીથી કહે છે કે, આવી જાતનાં છુટાંપણાથી હજી સુધી કાંઇ પણ માઠાં પરીણામ આવ્યાં નથી, અમેરીકાની છોકરીઓને જોયા પછી. કોઇબી પરદેશી તેઓને "ફાસ્ટ" અથવા તો છકી ગએલી છોકરીઓ તરીકે ધારતા નથી, અમેરીકનો છુટાપણા અને છકેલપણાને ઘણીજ જુદી નજરથી જોએ છે.

એક જરમન લેડી, જે થોડો વખત અમેરીકાંનાં પશ્ચીમ ભાગમાં રહી આવી હતી તે કહે છે, કે અમેરીકન સ્ત્રીઓ ભય ભરેલી છુટ ધરાવનારી અને ભય ભરેલી ધર્મી છે; જો બે જવાન સ્ત્રી પુરૂષને અકેકની દોસ્તીથી મઝા મલે છે, તો તેઓ ગમે ત્યારે અને ગમે તેટલી વખત અકેકને મલી શકે છે, ગમે ત્યારે સાથે ફરવા જાય છે, જાહેરમાં દેખાડે છે, કે બેઉ જણ એક બીજાનાં ભલાં માટે ઘણાં ખંતી છે અને તે છતાં તેઓ પોતે તેમજ તેઓની આસપાસનાં બીજાં લોકો તેઓની વચ્ચેનાં આ સંબંધમાં એક ખરી દોસ્તી સીવાય બીજું કાંઈ પણ જોઇ શકતાં નથી. આ જાતની રીતભાતને તેઓ ફકત પોતાનાં દેશની રસમ તરીકે ધારે છે. અમેરીકનો કહે છે, કે તેઓનાં પૈસાદાર અને વચલે વાંધેનાં લોકોમાં પરણેલાં સુખી જોડાંઓ યુરોપનાં તે વર્ગનાં લોકો કરતાં ઘણાં વધારે છે અને તેનાં કારણમાં તેઓ જણાવે છે, કે જવાંન સ્ત્રી પુરૂષને અદરાયા આગમચ એક બીજાંની ચાલ અને સ્વભાવ તપાસવાની પુરતી તક મલે છે. ઈંગલંડની છોકરીઓ કરતાં અમેરીકાની છોકરીઓનું દોસ્તીનું મંડળ વધારે મોટું છે. તેઓ વચ્ચેની વાતચીત વધારે ખુલ્લાં દીલની હોય છે અને તેઓ જેવી ઘરમાં ચાલ ચલાવે છે, તેવીજ બહાર અને બાહરનાં લોક આગળ પણ ચલાવે છે. પરદેશીઓનાં આ બાબદ વીશેનાં મત કાંઈ ઘણા વજનદાર ગણાય નહી, પણ પ્રોફેસર બ્રાઈસ કહે છે, કે તેને કોઈબી એવી અમેરીકન બાનુ જોઈ નથી કે, જે એમ નહી ધારતી હોય, કે તેણીનાં દેશની ઉપર જણાવેલી રીતભાતોથી પરણ્યા આગમચ જીંદગીમાં વધારે મઝા મલે છે. જ્યારે પરણ્યા પછી ધણી ધણીઆંણીને સઘળાં તથા એક બીજા તરફ વધારે વફાદાર બનાવે છે.

કોઈબી દેશમાં સ્ત્રીઓ અને મુખ્ય કરી કુંમારી સ્ત્રીઓને એટલું બધું માન મલતું નથી. અમેરીકન સ્ત્રીનાં પગ આગળ તો ગોયા આખી દુન્યાંજ આવી પરેલી હોય છે. મંડળીના કાયદાઓબી જાણે તેઓનાંજ સુખ માટે ઘડી કાઢેલા હોય છે, માય બાપ, કાકા, મામા, મામી, માસી, મોટી ઊમરનાં દોસ્તો અને ભાઈઓ વગેરે જુવાંન છોકરીઓની ઇચ્છા પુરી પાડવા પોતાનાં ગમે એવાં સુખનો ભોગ આપે છે. મોજ મઝાની અને દુન્યાંમાં રાજ કરવાની પરણેલી સ્ત્રીને થોડીજ ટક મલે છે, કારણ કે ઘણાજ પૈસાદાર લોક સીવાય ઈંગલંડ કરતાં તેણીને ઘરસંસારને લગતું બધું કામ કરવું પડે છે, પણ પોતાનાં ઘરમાં ઈંગલંડની અને ફ્રાન્સની સ્ત્રીઓ કરતાં તેણી વધારે રાજ ચલાવે છે. અમેરીકન ધણીયાંણીઓ ધારે છે, કે ઈંગ્રેજ ધણીયાંણીની હાલત ગોલામગીરી કરતાં સેહજ ચઢતી છે અને કહે છે, કે જ્યારે તેઓ પોતાનાં ઈંગ્રેજ દોસ્તોને ત્યાં રહેવા જાય છે અથવા તો કોઈ ઈંગ્રેજ જોડુ તેઓને ત્યાં રહેવા આવે છે ત્યારે તેઓ જોય છે, કે ઈંગ્રેજ ધણીયાંણી હમેશ પોતાનાં ધણીની ઇચ્છાઓને માન આપે છે, જ્યારે ધણી પોતાના સુખ- અને મઝા ખાતર તેણીને ગમે એવી અગવડ ખમવા દે છે. તેઓ કબુલ કરે છે, કે ઘણી વખત યુરોપ્યન બાયડી પોતાની ઇચ્છાઓ પુરી પાડી શકે છે, પણ તે કાબરાં દોબરાં કરી યા તો પતામણી ફુસલવણીથી કરી શકે છે. અમેરીકામાં પોતાની બાયડીની ઇચ્છા પુરી પાડવાને ધણી પોતાની ફરજ ધારે છે અને એક ઈંગ્રેજ વર, જે કામ પોતાની બાયડી પાસે કરાવે છે, તે કામ એક અમેરીકન પોતાની બાયડી માટે કરવાને મઝા લે છે. દાખલા તરીકે તેઓ જણાવે છે, કે એક ઈંગ્રેજ વર જો પોતાની કુંચી ભુલી ગયો હોય, તો તેને માટે તે પોતાની બાયડીને-છેક ઘરનાં ઉપલા માલ વેર ફેરો ખવડાવે છે, જ્યારે એક-અમેરીકન પોતેજ જઈને લાવે છે, યા તો તેણી ભુલી ગઇ હોય, તોપણ તે કામ પોતેજ કરે છે. ઘણી વખત અમેરીકન માતાઓ, જે અમેરીકન બાનુઓ યુરોપ પરણી ગઇ હોય છે, તેની દયા ખાય છે, જ્યારે દીકરીઓ એક અવાજે જણાવે છે, કે તેઓ કદી પણ તે બાનુઓને પગલે ચાલશે નહી. આ સઘળું એક ઈંગ્રેજ સ્ત્રીને હસવા જેવું લાગે, તો પણ એટલું તો ખરૂં છે, કે ઈંગ્રેજ પરણેલો સંસાર અમેરીકા કરતાં ઘણી બાબદમાં જુદો છે. એમ તો અમેરીકામાંબી ખંધા વર હોય છે, પણ તેઓને પાર પડોસીઓનાં મતથી ઘણું બીહને ચાલવું પડે છે. ઈંગલંડમાં કોકત સ્ત્રીનાં વરની અમેરીકાનાં કરતાં વધારે દયા ખાવામાં આવે છે. બેઉ દેશમાં વર બાયડીને લોકો તરફથી સરખો ઈનસાફ મલે છે, એમ તો કહેવાઇ શકાવજ નહી, કારણ કે જેમ ઈંગલંડમાં ઘણી ખરી લોક દીલસોજી વર બાજુ હોય છે, તેમ અમેરીકામાં સઘળી\ ... તો ઘણી ખરી બાયડી બાજુ હોય છે. જેઓ અમેરીકનોની બૈરાંઓને સરખા હક આપવાની રીતીને વખાણે છે, તેઓ એમ નથી કહેવા માંગતા, કે અમેરીકાની સ્ત્રીઓ ઈંગ્રેજ સ્ત્રી કરતાં વધારે ડાહી, સારી અથવા તો સ્વભાવે મીઠી હોય છે, પણ જણાવે છે, કે તેથી કરીને કેટલીક પુરૂષોની ખાંમીઓ અને ભુલો—જેવી કે એકલપેટાઇ અને ગરૂરી—સુધરી શકે છે અને ઘર સંસારમાં વધારે સંપ અને સુખ આમેજ થાય છે. તેઓ ધારે છે, કે સ્ત્રીને પોતાની જવાબદારી અને સ્વતંત્રપણાનો ઊંચો ખ્યાલ આપવાથી તેણીનો ખવાસ ઉમદા થાય છે, જ્યારે પ્યાર, જે તેણીને આપેલી છુટનો ગેરઉપયોગ કરતાં અટકાવે છે. આ જો કે ઘણી રીતે ખરૂં લાગે છે, તે છતાં કેટલાકો એમ કહે છે, કે આવી છુટથી કદાચ તેણી તદન છુગી જતી અથવા તો ચગેર બની જતી નહી હોય, તોપણ તેણીની થોડી ઘણી નાજુકાઇને ધોકો લાગે છે.

એક યુરોપ્યન જો અમેરીકન ઘરમાં પોતાંની સાંહજ પસાર કરવા ગયો હોય, તો તે તરત જોઇ શકે, કે જે રીતે બૈરાં માટીડા અકેક તરફ વર્તે છે, તે રીત તેના પોતાનાં દેશ કરતાં ઘણી જુદી છે; ઘણા ખરા યુરોપ્યનો જ્યારે બૈરાંઓ સાથ કાંઇ ગંભીર બાબદપર વાત કરે છે, ત્યારે જાણે તેણીઓ ઉપર શું એક ઉપકાર કરતાં હોય, તેવો સેહજબી

દેખાવ કર્યા વગર રેહેતા નથી. ગમે તેવી તેણી તેનાં કરતાં મગજ શકતીમાં, આલચક્ષણમાં અને દરજ્જામાં ચઢતી હોય તોપણ તે પોતાને મરદ દાખલ તેણી કરતાં વધારે ચઢતો ધારે છે. તેણીને પણ ટેવ પડી ગએલી હોવાથી આવી જાતની વર્તણુક જો વધારે હદ બાહેર નહી ગઇ હોય તો કઢંગી લાગતી નથી,' પણ એક અમેરીકનનાં મનમાં ઉપલી જાતનાં ફાંટાઓ આવતા નથી; તે સ્ત્રીની સાથળી પુરૂષની સાથે કરે તેવીજ રીતે વાત કરે છે, પણ અલબત વધારે મર્યાદા સાથ અને કદી બાબદમાં તેણી વધારે મઝા મેલવી શકે છે, તે ઉપર પુરતું ધ્યાન આપ્યા પછી કરે છે. તેજ પ્રમાણે એક અમેરીકન બાનુ એમ નથી ધારતી, કે તેણી પાસે બેહેલા ગ્રહસ્થે તેણીની સાથ વાત કરવીજ જોઇએ. જેટલી ફરજ એક પુરૂષની પેહલે વાત શરૂ કરવાની છે, તેટલીજ તેણીની પણ છે અને ઘણી વખત તેણી પોતેજ પેહલે વાત શરૂ કરી પેલાને માથેનો બોજો કાહડી નાખે છે તથા તરેહવાર અણકા તણકાઓ કરી તેની ધીમી મગજ શકતીને શરમમાં નાંખે છે.

જ્યારેથી બૈરાં માટીડા બંનેનાં સુખનો સાથે સવાલ આવે છે, ત્યારે અલબત બૈરાંનાં સુખ માટે પેહલી ગોઠવણ થાય છે; આગગાડીમાં સૌથી છેલ્લી ગાડી, જે ઇનજીનનાં ધુમાડાથી સૌથી દુર હોવાને લીધે બૈરાંઓ માટે ખાસ રાખવામાં આવે છે, તો જો કે સ્ત્રીની સાથે આવેલો પુરૂષ તેમાં દાખલ થઇ શકે છે, હોટલમાં પણ બાનુઓ માટે સૌથી સરસ બેસવાનાં ઓરડાઓ રાખવામાં આવે છે અને બાનુ વગર આવેલા પરોણાને તો સૌથી થેંક કલાસ ઓરડામાં મોકલવામાં આવે છે; અગાઉ તો એક બાનુ જો ત્રામવે અથવા તો ઓમનીબસમાં દાખલ થાય અને તેમાં તેણીને માટે જગા નહી હોય તો બેઠેલાઓમાંનો એકુ ઉઠી તેણીને જગા આપતો હતો, પણ હાલ ઝાઝા ખરા દાખલાઓમાં તેમ બનતું નથી; ન્યુ યોરક બોસ્તન અને સેનફ્રેનસીસકોમાં તો ઘણું ખરૂં પુરૂષો બાનુઓનાં દાખલ થવા પછી ઉઠીને તેણીને જગા આપતા નથી, કોઈ વખત તો બાનુઓ પોતેજ કોઇની જગા લેવાને ના પાડે છે, એવું જણાવીને કે જાણી જોઇને તેઓ ભરેલી ગાડીમ. બેઠાં હતાં અને તેનાં પરીણામ તેઓએ ખમવાંજ જોઇએ. કહે છે, કે આવી જાતની લાગણીથીજ બોસ્તનમાં ઉપલો ધારો બંધ પડ્યો હતો. કોઇ વખત કેહવામાં આવે છે, કે જે ચીજ અમેરીકન બાનુઓને સભ્યતાને ખાતર અપાતી હતી, તે ચીજ તેઓ હક તરીકે માગવા લાગ્યાં અને તેઓની તે વલણ તેણીઓની સાંમે ગઇ; એવા ઘણા દાખલાઓ આપી શકાય, કે જે ઉપલી બીનાંને પુરવાર કરી આપે છે; સારી કેલવાયલી સ્ત્રીઓ આવી સભ્યતાનો ગેરલાભ લેતી નથી અને સ્ત્રી કેળવણીનો અમેરીકામાં દહાડે દહાડે બોહલો ફેલાવો થાય છે; કેહવાને કાંઈ પણ જરૂર નથી કે બૈરાંઓને આવી જાતનું માન આપ્યાથી આખી કોમને ફાયદો થાય છે. અમેરીકામાં બૈરીઓને મારવાનું હલકામાં હલકા લોકમાં પણ ઈંગ્લંડ કરતાં ઘણું ઓછું છે; ખેતી અને ખાંણ ખોદવાનું કામ અમેરીકામાં બૈરાંઓ કદી કરતાં નથી અને જો કરતાં હોય તો ઘણા કવચીતજ. અમેરીકન મુસાફર યુરોપનાં બીજા દેશામાં સ્ત્રીઓને સખત કામ કરતી જોઇ એટલો કમકમે છે કે તે યુરોપીયનોને અજબ જેવું લાગે છે.

છેક પશ્ચીમ તરફ એટલે કે મીસીસીપી નદીને બીજેપાર આવેલા પેસીફીક સંસ્થાનોમાં હલકા વર્ગની કોઈ પણ સ્ત્રીને નહી જોવાથી લોકો ઘણા અજબ થાય છે. ત્યાં આગ ગાડીઓ ચીકરે હાલ પોશાકવાલા અને કોઇ કોઇ વખત હલકી રીતભાતવાલા પુરૂષોથી ભરાઇ જાય છે. પણ તેઓની સાથે કોઇ એવી સ્ત્રીને નથી જોઇ શકતું, કે જે તેઓની બાયડી બેહન અથવા તો દીકરી જેવી લાગે; કોઇ પરદેશી મનમાં અજબ થાય છે કે શું આ બધાં ત્યાં રહેલા શખસો કુંવારાજ હશે અને જો તેમજ હોય તો આટલી બધી સ્ત્રીઓ ક્યાંથી આવી? વધારે બારીકીથી ધ્યાન પુગાડવા પછી લાગે છે, કે તેઓની સાથે બેઠેલી સ્ત્રીઓ તેઓની બેહન બાયડીઓ અથવા તો દીકરીઓ હોય છે. ફકત તેણીઓનો પેહરવાશ અને રીતભાત, મજુર વર્ગ કરતાં વચલે વાંધેના લોક જેવો વધારે હોય છે. કદાચ આટલા બધા તફાવતનું કારણ એમબી હોય. કે પશ્ચીમ તરફનાં પુરૂષો ઝીકરો પીકરો પોશાક પેહરવામાં ગફરી લે છે, તોપણ જે એમ કહેવામાં આવે છે, કે અમેરીકાનાં ઉતરતે વાંધેના લોકોનો મોટો ભાગ યુરોપનાં વચલે વાંધેના લોકને મલતો આવે છે, તે બૈરાંઓની બાબદમાં તો ઘણું ખરૂં ખરૂંજ છે. પ્રોફેસર બ્રાઇસ કહે છે, કે "એક વખત હું ઓરીગોન નામના ન્હાના શેહરમાં એક ચોપડીવાલાની દુકાને ઉભો હતો, તેટલાં એક બાનુ આવી કાંઇ મારીક ચોપાનયાં માટે પુછવા લાગી. તેણીનાં ગયા પછી મેં ચોપડીવાલાને તેણીનું નામ અને તેણી જે ચોપાનયાં માટે પુછવા આવી હતી તેનું નામ પુછ્યું અને તેને મને જવાબ આપ્યો કે, તેણી રેલવેનાં એક કામદારની બાયડી થતી હતી અને તેણી કાંઇ "ફેશન" ની બાબદપર લખાતું મારીક માંગવા આવી હતી તથા મજુર વર્ગમાંની સ્ત્રીઓમાં તેવાં ચોપાનયાંનો બોહલો ખપ હતો. ત્યાર પછી મેં બૈરાંઓનાં પોશાક વધારે બારીકીથી તપાસવા માંડ્યા અને ત્યાર પછી મને ખરેખર માલમ પડ્યું, કે આ નહાના શેહરોની સ્ત્રીઓ પેરીસની ફેશન પ્રમાણે ચાલતી હતી અને વેપારી અને ધંધાદાર વર્ગની ઇંગ્રેજ સ્ત્રીઓ કરતાં ખરેખર તેઓ એ બાબદમાં ચઢતી હતી. અલબત આવા નાહનાં શેહરોમાં નોકરો ઘણાંજ જુજ હોય છે, જેથી ફેશનની દેવીને માન આપનારી આ સ્ત્રીઓને પોતાનાં ઘરનું કામ પોતાને હાથેજ કરવું પડે છે.

યુરોપની સ્ત્રીઓ કરતાં અમેરીકાની સ્ત્રીઓમાં સાહીસનો વધારે શોખ હોવાનાં ત્રણ કારણો છે. પહેલું તો કેળવણીની ઘણી સગવડ હોય છે; બીજું બૈરાં માટીડા વચ્ચે નજદીક કાંઇ પણ ફરક રાખવામાં આવતો નથી અને ત્રીજું એ કે માટીડાઓ કરતાં તેઓને, વધારે ફુરસદ મલે છે; જે દેશમાં પુરૂષો ઝાઝા ખરા પોતાનાં ધંધા રોજગારમાં ગુંતાયલા રહે

એક જરમન લેડી, જે થોડો વખત અમેરીકાંના પશ્ચીમ ભાગમાં રહી આવી હતી તે કહે છે, કે અમેરીકન સ્ત્રીઓ ભય ભરેલી છુટ ધરાવનારી અને ભય ભરેલી ધર્મી છે; જો એ જવાન સ્ત્રી પુરૂષને એકેકની દોસ્તીથી મઝા મલે છે, તો તેઓ ગમે ત્યારે અને ગમે તેટલી વખત એકેકને મલી શકે છે, ગમે ત્યારે સાથે ફરવા જાય છે, જાહેરમાં દેખાડે છે, કે બેઉ જણ એક બીજાનાં ભલાં માટે ઘણાં ખંતી છે અને તે છતાં તેઓ પોતે તેમજ તેઓની આસપાસનાં બીજાં લોકો તેઓની વચ્ચેનાં આ સંબંધમાં એક ખરી દોસ્તી સીવાય બીજું કાંઈ પણ જોઇ શકતાં નથી. આ જાતની રીતભાતને તેઓ ફકત પોતાનાં દેશની રસમ તરીકે ધારે છે. અમેરીકનો કહે છે, કે તેઓનાં પૈસાદાર અને વચલે વાંધેનાં લોકોમાં પરણેલાં સુખી જોડાંઓ યુરોપનાં તે વર્ગનાં લોકો કરતાં ઘણાં વધારે છે અને તેનાં કારણમાં તેઓ જણાવે છે, કે જવાંન સ્ત્રી પુરૂષને અદરાયા આગમચ એક બીજાંની ચાલ અને સ્વભાવ તપાસવાની પુરતી તક મલે છે. ઈંગલંડની છોકરીઓ કરતાં અમેરીકાની છોકરીઓનું દોસ્તીનું મંડળ વધારે મોટું છે. તેઓ વચ્ચેની વાતચીત વધારે ખુલ્લાં દીલની હોય છે અને તેઓ જેવી ઘરમાં ચાલ ચલાવે છે, તેવીજ બહાર અને બાહરનાં લોક આગળ પણ ચલાવે છે. પરદેશીઓનાં આ બાબદ વીશેનાં મત કાંઈ ઘણા વજનદાર ગણાય નહીં, પણ પ્રોફેસર બ્રાઈસ કહે છે, કે તેને કોઈબી એવી અમેરીકન બાનુ જોઈ નથી કે, જે એમ નહી ધારતી હોય, કે તેણીનાં દેશની ઉપર જણાવેલી રીતભાતોથી પરણ્યા આગમચ જીંદગીમાં વધારે મઝા મલે છે. જ્યારે પરણ્યા પછી ધણી ધણીઆંણીને સઘળાં તથા એક બીજા તરફ વધારે વફાદાર બનાવે છે.

કોઈબી દેશમાં સ્ત્રીઓ અને મુખ્ય કરી કુંમારી સ્ત્રીઓને એટલું બધું માન મલતું નથી. અમેરીકન સ્ત્રીનાં પગ આગળ તો ગોયા આખી દુન્યાંજ આવી પડેલી હોય છે. મંડળીના કાયદાઓબી જાણે તેઓનાંજ સુખ માટે ઘડી કાઢેલા હોય છે. મા બાપ, કાકા, મામા, મામી, માસી, મોટી ઊંમરનાં દોસ્તો અને ભાઇઓ વગેરે જુવાંન છોકરીઓની ઇચ્છા પુરી પાડવા પોતાનાં ગમે એવાં સુખનો ભોગ આપે છે. મોજ મઝાની અને દુન્યાંમાં રાજ કરવાની પરણેલી સ્ત્રીને થોડીજ ટક મલે છે. કારણ કે ઘણાજ પૈસાદાર લોક સીવાય ઈંગલંડ કરતાં તેણીને ઘરસંસારને લગતું બધું કામ કરવું પડે છે, પણ પોતાનાં ઘરમાં ઈંગલંડની અને ફ્રાન્સની સ્ત્રીઓ કરતાં તેણી વધારે રાજ ચલાવે છે. અમેરીકન ધણીઆંણીઓ ધારે છે, કે ઈંગ્રેજ ધણીઆંણીની હાલત ગોલામગીરી કરતાં સેહજ ચઢતી છે અને કહે છે, કે જ્યારે તેઓ પોતાનાં ઈંગ્રેજ દોસ્તોને ત્યાં રહેવા જાય છે અથવા તો કોઈ ઈંગ્રેજ જોડું તેઓને ત્યાં રહેવા આવે છે ત્યારે તેઓ જોય છે, કે ઈંગ્રેજ ધણીઆંણી હમેશ પોતાનાં ધણીની ઇચ્છાઓને માન આપે છે, જ્યારે ધણી પોતાના સુખ અને મઝા ખાતર તેણીને ગમે એવી અગવડ ખમવા દે છે. તેઓ કબુલ કરે છે, કે ઘણી વખત યુરોપ્યન બાયડી પોતાંની ઇચ્છાઓ પુરી પાડી શકે છે, પણ તે કાબરાં દોબરાં કરી યા તો પતામણી ફુસલવણીથી કરી શકે છે. અમેરીકામાં પોતાની બાયડીની ઇચ્છા પુરી પાંડવાને ધણી પોતાની ફરજ ધારે છે અને એક ઈંગ્રેજ વર, જે કામ પોતાની બાયડી પાસે કરાવે છે, તે કામ એક અમેરીકન પોતાની બાયડી માટે કરવાને મઝા લે છે. દાખલા તરીકે તેઓ જણાવે છે, કે એક ઈંગ્રેજ વર જો પોતાની કુંચી ભુલી ગયો હોય, તો તેને માટે તે પોતાની બાયડીને છેક ઘરનાં ઉપલા માલ ઉપર ફેરો ખવડાવે છે, જ્યારે એક અમેરીકન પોતેજ જઇને લાવે છે, યા તો તેણી ભુલી ગઇ હોય, તોપણ તે કામ પોતેજ કરે છે. ઘણી વખત અમેરીકન માતાઓ, જે અમેરીકન બાનુઓ યુરોપ પરણી ગઇ હોય છે, તેની દયા ખાય છે, જ્યારે દીકરીઓ એક અવાજે જણાવે છે, કે તેઓ કદી પણ તે બાનુઓને પગલે ચાલશે નહીં. આ સઘળું એક ઈંગ્રેજ સ્ત્રીને હસવા જેવું લાગે, તો પણ એટલું તો ખરૂં છે, કે ઇંગ્રેજ પરણેલો સંસાર અમેરીકા કરતાં ઘણી બાબદમાં જુદો છે. એમ તો અમેરીકામાંબી ખંધા વર હોય છે, પણ તેઓને પાર પડોસીઓનાં મતથી ઘણું બીહને ચાલવું પડે છે. ઈંગલંડમાં ફોકત સ્ત્રીનાં વરની અમેરીકાનાં કરતાં વધારે દયા ખાવામાં આવે છે. બેઉ દેશમાં વર બાયડીને લોકો તરફથી સરખો ઈનસાફ મલે છે, એમ તો કહેવાઇ શકાયજ નહી, કારણ કે જેમ ઈંગલંડમાં ઘણી ખરી લોક દીલસોજી વર બાજુ હોય છે, તેમ અમેરીકામાં સઘળી [illegible] તો ઘણી ખરી બાયડી બાજુ હોય છે. જેઓ અમેરીકનોની બૈરાંઓને સરખા હક આપવાની રીતીને વખાણે છે, તેઓ એમ નથી કહેવા માંગતા, કે અમેરીકાની સ્ત્રીઓ ઈંગ્રેજ સ્ત્રી કરતાં વધારે દાહી, સારી અથવા તો સ્વભાવે મીઠી હોય છે, પણ જણાવે છે, કે તેથી કરીને કેટલીક પુરૂષોની ખાંમીઓ અને ભુલો-જેવી કે એકલપેટાઇ અને ગરરી-સુધરી શકે છે અને ઘર સંસારમાં વધારે સંપ અને સુખ આમેજ થાય છે. તેઓ ધારે છે, કે સ્ત્રીને પોતાની જવાબદારી અને સ્વતંત્રપણાનો ઊંચો ખ્યાલ આપવાથી તેણીનો ખવાસ ઉમદા થાય છે, જ્યારે પ્યાર, જે તેણીને આપેલી છુટનો ગેરઉપયોગ કરતાં અટકાવે છે. આ જો કે ઘણી રીતે ખરૂં લાગે છે, તે છતાં કેટલાકો એમ કહે છે, કે આવી છુટથી કદાચ તેણી તદન છગી જતી અથવા તો ચગેર બની જતી નહી હોય, તોપણ તેણીની થોડી ઘણી નાજુકાઇને ધોકો લાગે છે.

એક યુરોપ્યન જો અમેરીકન ઘરમાં પોતાંની સાંહજ પસાર કરવા ગયો હોય, તો તે તરત જોઇ શકે, કે જે રીતે બૈરાં માટીડા એકેક તરફ વર્તે છે, તે રીત તેના પોતાનાં દેશ કરતાં ઘણી જુદી છે; ઘણા ખરા યુરોપ્યનો જ્યારે બૈરાંઓ સાથ કાંઇ ગંભીર બાબદપર વાત કરે છે, ત્યારે જાણે તેણીઓ ઉપર શું એક ઉપકાર કરતાં હોય, તેવો સેહજબી

દેખાવ કર્યા વગર રેહેતા નથી. ગમે તેવી તેણી તેનાં કરતાં મગજ શકતીમાં, ચાલચલણમાં અને દરજ્જામાં ચઢતી હોય તોપણ તે પોતાને મરદ દાખલ તેણી કરતાં વધારે ચઢતો ધારે છે. તેણીને પણ ટેવ પડી ગએલી હોવાથી આવી જાતની વર્તણુક જો વધારે હદ બાહેર નહી ગઇ હોય તોં કઢંગી લાગતી નથી,' પણ એક અમેરીકનનાં મનમાં ઉપલી જાતનાં ફાંટાઓ આવતા નથી; તે સ્ત્રીની સાથની પુરૂષની સાથે કરે તેવીજ રીતે વાત કરે છે, પણ અલબત વધારે મર્યાદા સાથ અને કહી બાબદમાં તેણી વધારે મઝા મેલવી શકે છે, તે ઉપર પુરતું ધ્યાન આપ્યા પછી કરે છે. તેજ પ્રમાણે એક અમેરીકન બાનુ એમ નથી ધારતી, કે તેણી પાસે બેઠેલા ગ્રહસ્થે તેણીની સાથ વાત કરવીજ જોઇએ. જેટલી ફરજ એક પુરૂષની પેહલે વાત શરૂ કરવાની છે, તેટલીજ તેણીની પણ છે અને ઘણી વખત તેણી પોતેજ પેહલે વાત શરૂ કરી પેલાને માથેનો બોજો કાહડી નાખે છે તથા તરેહવાર ચાણકા તણકાઓ કરી તેની ધીમી મગજ શકતીને શરમમાં નાંખે છે.

જ્યારેથી બૈરાં માટીડા બંનેનાં સુખનો સાથે સવાલ આવે છે, ત્યારે અલબત બૈરાંનાં સુખ માટે પેહલી ગોઠવણ થાય છે; આગગાડીમાં સૌથી છેલ્લી ગાડી, જે ઇનજીનનાં ધુમાડાથી સૌથી દુર હોવાને લીધે બૈરાંઓ માટે ખાસ રાખવામાં આવે છે, તો જો કે સ્ત્રીની સાથે આવેલા પુરૂષ તેમાં દાખલ થઇ શકે છે, હોટલમાં પણ બાનુઓ માટે સૌથી સરસ બેસવાનાં ઓરડાઓ રાખવામાં આવે છે અને બાનુ વગર આવેલા પરોણાને તો સૌથી થૅંક ક્લાસ ઓરડામાં મોકલવામાં આવે છે; અગાઉ તો એક બાનુ જો ત્રામવે અથવા તો ઓમનીબસમાં દાખલ થાય અને તેમાં તેણીને માટે જગા નહી હોય તો બેઠેલાઓમાંનો એકુ ઉઠી તેણીને જગા આપતો હતો, પણ હાલ ઝાઝા ખરા દાખલાઓમાં તેમ બનતું નથી; ન્યુ યોરક બોસ્તન અને સેનફ્રેનસીસકોમાં તો ઘણું ખરું પુરૂષો બાનુઓનાં દાખલ થયા પછી ઉઠીને તેણીને જગા આપતા નથી. કોઈ વખત તો બાનુઓ પોતેજ કોઇની જગા લેવાને ના પાડે છે, એવું જણાવીને કે જાણી જોઇને તેઓ ભરેલી ગાડીમ. બેઠાં હતાં અને તેનાં પરીણામ તેઓએ ખમવાંજ જોઇએ. કહે છે, કે આવી જાતની લાગણીથીજ બોસ્તનમાં ઉપલો ધારો બંધ પડ્યો હતો. કોઇ વખત કેહવામાં આવે છે, કે જે ચીજ અમેરીકન બાનુઓને સભ્યતાને ખાતર અપાતી હતી, તે ચીજ તેઓ હક તરીકે માગવા લાગ્યાં અને તેઓની તે વલાણ તેણીઓની સાંમે ગઇ; એવા ઘણા દાખલાઓ આપી શકાય, કે જે ઉપલી બીનાંને પુરવાર કરી આપે છે; સારી કેલવાયલી સ્ત્રીઓ આવી સભ્યતાનો ગેરલાભ લેતી નથી અને સ્ત્રી કેળવણીનો અમેરીકામાં દહાડે દહાડે બોહલો ફેલાવો થાય છે; કેહવાને કાંઈ પણ જરૂર નથી કે બૈરાંઓને આવી જાતનું માન આપ્યાથી આખી કોમને ફાયદો થાય છે. અમેરીકામાં બૈરીઓને મારવાનું હલકામાં હલકા લોકમાં પણ ઈંગ્લંડ કરતાં ઘણું ઓછું છે; ખેતી અને ખાણ ખોદવાનું કામ અમેરીકામાં બૈરાંઓ કદી કરતાં નથી અને જો કરતાં હોય તો ઘણા કવચીતજ. અમેરીકન મુસાફર યુરોપનાં બીજા દેશમાં સ્ત્રીઓને સખત કામ કરતી જોઇ એટલો કમકમે છે કે તે યુરોપીયનોને અજબ જેવું લાગે છે.

છેક પશ્ચીમ તરફ એટલે કે મીસીસીપી નદીને બીજેપાર આવેલાં પેસીફીક સંસ્થાનોમાં હલકા વર્ગની કોઈ પણ સ્ત્રીને નહી જોવાથી લોકો ઘણા અજબ થાય છે. ત્યાં આગ ગાડીઓ ચીકડે હાલ પોશાકવાલા અને કોઇ કોઇ વખત હલકી રીતભાતવાલા પુરૂષોથી ભરાઇ જાય છે. પણ તેઓની સાથે કોઇ એવી સ્ત્રીને નથી જોઇ શકતું, કે જે તેઓની બાયડી બેહન અથવા તો દીકરી જેવી લાગે; કોઇ પરદેશી મનમાં અજબ થાય છે કે શું આ બધાં ત્યાં રહેલા શખસો કુવારાજ હશે અને જો તેમજ હોય તો આટલી બધી સ્ત્રીઓ ક્યાંથી આવી? વધારે બારીકીથી ધ્યાન પુગાડવા પછી લાગે છે, કે તેઓની સાથે બેઠેલી સ્ત્રીઓ તેઓની બેહન બાયડીઓ અથવા તો દીકરીઓ હોય છે. ફક્ત તેણીઓનો પેહરવાશ અને રીતભાત, મજુર વર્ગ કરતાં વચલે વાંધેના લોક જેવો વધારે હોય છે. કદાચ આટલા બધા તફાવતનું કારણ એમણી હોય, કે પશ્ચીમ તરફનાં પુરૂષો ઝીકરો પીકરો પોશાક પેહરવામાં ગરકી લે છે, તોપણ જે એમ કહેવામાં આવે છે, કે અમેરીકાનાં ઉતરતે વાંધેના લોકોનો મોટો ભાગ યુરોપનાં વચલે વાંધેના લોકને મલતો આવે છે, તે બૈરાંઓની બાબદમાં તો ઘણું ખરૂં ખરૂંજ છે. પ્રોફેસર બ્રાઇસ કહે છે, કે "એક વખત હું ઓરીગોન નામના ન્હાના શેહરમાં એક ચોપડીવાલાની દુકાને ઉભો હતો, તેટલાં એક બાનુ આવી કાંઇ માસીક ચોપાનયાં માટે પુછવા લાગી. તેણીનાં ગયા પછી મેં ચોપડીવાલાને તેણીનું નામ અને તેણી જે ચોપાનયાં માટે પુછવા આવી હતી તેનું નામ પુછયું અને તેને મને જવાબ આપ્યો કે, તેણી રેલવેનાં એક કામદારની બાયડી થતી હતી અને તેણી કાંઇ "ફેશન" ની બાબદપર લખાતું માસીક માંગવા આવી હતી તથા મજુર વર્ગમાંની સ્ત્રીઓમાં તેવાં ચોપાનયાંનો બોહલો ખપ હતો. ત્યાર પછી મેં બૈરાંઓનાં પોશાક વધારે બારીકીથી તપાસવા માંડયા અને ત્યાર પછી મને ખરેખર માલમ પડ્યું, કે આ નહાના શેહરોની સ્ત્રીઓ પેરીસની ફેશન

...વાળો વધારો કરવાનું સ્ત્રીઓને માથે પડે છે જેમ તેઓ ઘણી સંભાળથી પાર ઉતારે છે; તેઓ ચાલાક અને તીક્ષ્ણ મગજ શકતી ધરાવે છે; બહારની તાજી હવામાં ફરવા અને કસરત કરવાને ઇંગ્રેજ સ્ત્રી કરતાં ઓછાં સોખીન હોય છે અને સાંજ તેવી રૂતુને લીધે તેઓને પોતાંનો ઘણો ખરો વખત ઘરમાંજ પસાર કરવો પડે છે. જેટલો તેઓને સાહીત્યનો સોખ છે તેટલોજ સોખ તેઓને ગાયન વીઘા યાતો ચીત્રકલા માટે નથી, કદાચ તેનું કારણ એમણી હોય, કે અમેરીકામાં સાધારણ ઓપેરાઓ સીવાય કાંઇ મોટાં અને ઉંચી શકતીનાં ગાયનો સાંભળવાની અથવા તો ચીત્રો જોવાની તક મલતી નથી; કેટલાંકો જેઓએ ચોક્કસ બાબદોનો ખાશ અભ્યાસ નહી કર્યો હોય, તોપણ સમજ પડે તેવી ઘણી ખરી બાબદો ઉપરની ચોપડીઓ વાંચે છે; યુરોપનાં કરતાં અમેરીકામાં લખાંણ કરનારી સ્ત્રીઓ પણ ઘણી છે; તેઓ ઘણું કરી વારતાઓ રસાલાઓ અને કવીતા લખે છે; મુખ્ય કરી કવીતા લખવામાં તો ઘણી બાઇઓ જાણીતી થઇ ગઇ છે.

કોઇ પુછશે, કે કેટલે દરજજે અમેરીકન બાનુઓની હાલની હાલત પ્રજાસ્તક રાજને આભારી છે અને જો તેને આભારી નહી હોય તો બીજાં શાને છે?

તે પ્રજાસ્તક રાજને એટલે દરજજે આભારી છે, કે તે રાજ બધાં માણુસ સરખા ગણી દરેકને સરખા હક આપે છે; હવે આ કાયદામાં જે માણુસ બોલે છે તે ફકત પુરૂષોનેજ નથી લાગુ પડતો, પણ આખી માણુસ જાતને લાગુ પડે છે અને અલબત તેથી સ્ત્રીઓને પણ તેનો લાભ મલે છે, અમેરીકન સ્ત્રીની હાલની હાલતનાં બીજાં ઘણા કારણો છે, તેમાંથી બે વધારે જાણુવા જોગ અહીંયા જણાવીશું; એક તો એક અમેરીકાનાં કોનગ્રેગશનલીસ્ત, પ્રેસ બાતીરયન અને એપદીસત પંથવાલાઓમાં બૈરાંઓને ધર્મનાં ઉપાધ્યાઓ ચુંટી કાઢવાનો માટીડાનાંજ જેટલો હક છે, બીજું કારણ એ છે કે અમેરીકામાં પેહલા વસવા આવેલા લોકમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી હતી અને તેથી તેઓ તરફ ખાસ માનથી વર્તવામાં આવતું હતું. અલબત આએ રસમ હજી સુધી ત્યાં ચાલુંજ છે.

સ્ત્રીઓને આવી જાતની છુટ આપ્યાથી તેઓનાં સ્વભાવ અને રીતભાત ઉપર કેવી અસર થાય છે.

સારી, તેથી કરીને તેઓની જીંદગીને ઉપયોગી બનાવવા ...ઘણા રસ્તા ખોલ્લા થયા છે. સ્ત્રી જાતની નાજુકાઈ ...ઓછી થયા વગર તેઓ આથી કરી વધારે સ્વતંત્ર બને છે ...પોતે પોતાને મદદ કરવાને શકતીવાન બને છે. એક ...કુંવારી સ્ત્રી અથવા તો વીધવા કરતાં અમેરીકન ...એકલી જીંદગી પસાર કરવાની હોય છે, તેણીને ...ઓનાંજ નહી પણ પોતાનો વખત સારી રીતે પસાર ...તેઓને ...ઘણાં સાધણો છે. સાર... કેળવણી મલ્યાથી ...ઘણુંખરૂં અમેરીકન સ્ત્રી પોતાનાં ...વળી ઊંચા ... ઘર સંસારનો કારભાર ...ચલાવ- જ્યારે ઘણે ...લીયક થતી ના...ી.

સ્ત્રી જાતીમાં આવો સુધારો થયાથી આખી પ્રજા ઉપર કેવી જાતની અસર થાય છે?

જો સ્ત્રી જાતીએ પોતે આવા સુધારાથી લાભ મેલવ્યો હોય, તો દેખઇતુંજ છે, કે પ્રજા પણ તેઓ તરફથી લાભ મેલવે છે. માતા દાખલ તેઓ પોતાનાં છોકરાઓની ચાલચલણુને બરાબર વલણપર મેલી શકે છે, જ્યારે મંડળીનાં કાનુનો સુધારવાનું પણ ઘણું ખરૂં તેઓનાજ હાથમાં હોય છે. પુરૂષો બૈરાંઓને રમવાની ચીજને બદલે પોતાનાં સરખાંજ ગણતાં હોવાથી તેઓને ફાયદોજ થાય છે. સ્ત્રીઓને તેઓ જે માન આપે છે અથવા તો તેમ કરવાની તેઓને ફરજ પાડે છે, તેથી કરી તેઓનાં ખવાસ અને ચાલચલણ પર પણ ઘણી સારી અસર થાય છે, સઘળી બાજુથી જોતાં માલમ પડે છે, કે અમેરીકન પ્રજા પોતાના ઘણાખરાં ભલાં માટે સ્ત્રીને ખરેખરજ આભારી છે. યુરોપ્યનો પણ આસ્તે આસ્તે હવે અમેરીકન બાનુઓને વખાણુની નજરથી જોવા લાગા છે. જેઓ જાણે છે, કે તેઓએ દુન્યાનાં ઘણાં ઉમદા અને ભલાં કામોમાં મદદ આપી છે અને આપે છે, તેઓથી તેણીઓની હીમત અને આવા ભોગને વખાણ્યા વગર રહેવાતું નથી. કોઇની દેશ અમેરીકાના જેટલું સ્ત્રીઓને આભારી નથી.

આલાં.

## રાંધવાને લગતું.

**વીનસ પુડીંગ**—છ ઇંડાં, એક પાસેર ક્રીમ, બે પાસેર દુધ, અરધો આંઉસ જીલેતાઈન, એક ગલાસ શેરી, છ આંઉસ મેંદો ખાંડ, ત્રણ આંઉસ આદુનો મુરબ્બો, પેહલાં મોલ્ડને માખણ લગાડી આસપાસ ફરતા મુરબ્બાનાં કટકા મુકવા; પછી ઇંડાં, ક્રીમ, ખાંડ અને એક પાસેર દુધનું કસતર કરવું, જ્યાંસુધી ઘટ થાય ત્યાંસુધી ચુલાપર ઘુંટયા કરવું, પછી થંડું પાડી તેમાં શેરી નાંખવો. બાકીનાં દુધમાં જીલેટાઇન પગલાવી, કસતરમાં નાંખી બરાબર મેલવવું, પછી સઘલાંને મોલ્ડમાં નાંખી બંધાવા મુકવું.

**લેમન (લીંબુનો) આમલેટ**—ચાર ઇંડાં, ત્રણ ચમચી ભરી કોર્ન ફલાવર, બે મોટા ચમચા ભરી થંડું દુધ અથવા ક્રીમ અને એક પાસેર ગરમ કકડતું દુધ. પેહલાં કોર્ન ફલાવરને થંડા દુધ સાથે મેલવી, ઇંડાંની કાલને બરાબર ઘુંટી તેમાં નાંખવી, પછી આસ્તે આસ્તે અંદર દુધ નાંખતાં જવું અને છેલ્લાં ઇંડાંની સફેદી અંદર રેડવી. ચાર પાંચ પત્રાંનાં ગોલ ડીશને માખણ લગાડી તયાર રાખવાં; તેમાં તુરત ઉપલી મેલવણી રેડી દશ મીનીટ સુધી ભુંજવા મુકવું, પછી એક ગરમ ડીશમાં આમલેટને કહાડી તેપર લેમન ક્રીમ (જે બનાવવાની રીત નીચે આપી છે) પાથરી આમલેટને વાલી ડીશમાં મુકી ટેબલપર મોકલવા.

**લેમન ક્રીમ બનાવવાની રીત**—અરધો રતલ ખાંડ, છ આંઉસ માખણ, ત્રણ ઇંડાં અને લીંબુ. એક સોજી તપેલીમાં માખણ અને ખાંડ મુકી ચુલાપર મુકવું, માખણ તવાયા પછી તેમાં લીંબુનો રસ તથા ગમે તો સ્વાદ માટે ઝીણી કાપેલી લીંબુની છાલ અને ઇંડાંને બરાબર દોહવી રેડવાં. સઘલાંને ચુલાપર ઘુંટયા કરવું ઘટ થાય પછી ઉતારી કામમાં લેવું.

**જીનજર બ્રેડ ફીંગર્સ**—ચાર રતલ ઘઉંનો આટો, બે રતલ સીરપ, બે આંઉસ સુંઠનો ભુકો, બે રતલ ખાંડ અને વીસ આંઉસ માખણ, ઉપલી સઘલી ચીજોને મેલવી નાંખી તેને પાતલી વણવી અને પછી તેમાંથી લાંબા કટકા કાપી કહાડવા. એક સાધારણ ગરમ ભઠીમાં થોડીક મીનીટ ભુંજવાથી બીસકીટ જેવા કકરા થશે.



# સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

## "તમે એક સારા સરાફ બનજો."



આ એ અસલી કેહવત "તમે એક સારા સરાફ બનજો" ને તાબે થવા દરેક સ્ત્રીઓ, તેમાં મુખ્ય કરીને પરણેલી સ્ત્રીઓએ શીખવું જોઇયે. એક લખનાર કહે છે કે "મે એક વખતે એક સ્ત્રી કે, જેણી લંડનમાં ફ્રુટ વેચતી હતી, તેણીને મોહલામાં બુમ પાડતી સાંભળી કે તેણી ધારે છે, કે આખાં લંડન શેહરમાં એવાં ત્રણથી માણસ નહી હશે, કે જેઓ પોતાની બૈરીઓનું ગુજરાણ કરતા હોય." ખચીતજ પરણેલી સ્ત્રીઓ, જેઓ પોતાનાં ધણીઓની આવકમાં પોતાની કમાઇથી ઉમેરો કરે છે, તેઓની સંખ્યા ઘણી મોટી છે. વધારે મોટી સંખ્યા લંડનમાં વગર પરણેલી સ્ત્રીઓની છે; મુખ્ય કરીને વચલે વાંધિની કે, જેઓને પૈસા કમાવાની ફરજ પડે છે. તે છતાં, હમે ધારયે છીએ, કે મેહનત કરીને પૈસા કમાવાનું પુરૂષોને માટે છે. જ્યારે પૈસાનો સારી રીતે ઉપયોગ કરવાનું સ્ત્રીઓને સરજેલું છે. અને ખરેખર, પૈસા પેદા કરવા કરતાં પૈસા સારી રીતે વાપરવાનું વધારે ભારી છે. જો પરણેલી સ્ત્રીઓ પૈસાનો ઉપયોગ કરવાની પોતાની ફરજો અને હક્કો જાણતાં હોય, તો તેઓએ તે વીશેનો જોઇનો અનુભવ લેવો જોઇયે અને તે શરૂ કરવાનો વખત બચપણમાં છે. આપણી છોકરીઓએ, આપણાં છોકરાઓની માફકજ લેવડદેવડનો હીસાબ રાખવાની રીત શીખવી જોઇયે. જેમ તેણીઓના ભાઈઓને જે કામ તેઓ બજાવવાનાં હોય, તેવાં કામમાં તેઓને કેળવવામાં આવે છે, તેમ નાંમાંનો હુનર અને લગનની પેહડીનાં ખાતામાં તેણીઓની ફરજોને ઉપયોગી થઇ પડે તેવાં બીજા અભ્યાસો તેણીઓએ શીખવા જોઇયે; આટલું જ્ઞાન સંપાદન કીધા પછી, એક ધણયાંણી પૈસાનો ઉપયોગ કરવાની પોતાની ફરજો અને હક્કો બરાબર સમજશે અને ઘરનું કામકાજ તેણીને સુખ અને સંતોષ આપશે.

"દરેક ડાહી સ્ત્રી પોતાનું ઘર બાંધે છે; પણ એક મુર્ખ સ્ત્રી પોતાના હાથેથી તેને તોડી પાડે છે."

આજનાં વખતમાં જ્યારે સારા ચાકરો મેળવવાનું મુશ્કેલ થઈ પડ્યું છે, ત્યારે જો એક માતા પોતાની દરેક છોકરીને, જ્યારે તેણી દશ વરસની હોય, ત્યારથી ઘરનું કામકાજ થોડું થોડું સોંપે તો દીકરી-બરીને ઘરોને માટે એક સારો કાયદો બાંધેલો કેહવાય. આએ કામને માટે તેણીઓને દર મહીને પૈસાની એક નાની રકમ આપવી જોઇયે, કે જે તેણી ગજવા-ખરચને માટે વાપરે અને સારી રીતે પૈસા વાપરતાં તેણી શીખે, જેમ છોકરીઓ મોટી થાય તેમ તેઓના કામમાં પણ વધારો કરવો જોઇયે અને તે પ્રમાણમાં તેઓનાં ગજવાં-ખરચની રકમમાંથી વધારો થવો જોઇયે. હમે એક બાનુને ઓળખયે છીએ, કે જેણી એક બીજો ચાકર રાખવાને જેટલો ખરચ થાય, તેટલો ખરચ પોતાની ત્રણ દીકરીઓને વેંહચી આપે છે.

એક છોકરીને પૈસાનો વહીવટ કરતાં જો આવી રીતે શીખવવામાં આવે, તો તેણી એક વ્યવહારપયોગી સ્ત્રી બનશે અને આવતી ઓલાદને ઘણો ફાયદો કરશે. મરહુમ આરચબીશપ આવ કેનતરબરીની ધણયાંણી આએજ મુજબની હતી. જો કે પુષ્કળ જાહોજલાલી પોતાનાં પરણેલાં ઘરમાં તેણીએ પેહલાં વાપરી હતી અને પોતાનાં પછવાડેનાં દીવસોમાં મોટી મેહસુલ ઉપર હકુમત ચલાવતાં, તેણી તેનાં ખરચની ઉપર સાવચેતી ભરેલો કાબુ રાખતી હતી, તે છતાં પોતાને લગતી સઘળી ચીજોને માટે તેણી ઘણી કરકસર કરતી હતી, જ્યારે બીજાની ઉપર જેણી ખરચવામાં આવતું હતું તેને માટે તેણી કદીબી ફરયાદ કરતી નહીં હતી. તેણીનો વર લખે છે, કે જે ઘણું સુખ ખોદાએ તેણીને બક્ષયુ હતું તે જો તેણી પોતાનાં આસપાસનાંઓની સાથે વેંહચી નહી લે, તો ખરેખરજ તેણી આટલાં બધાં સુખથી સુખી થવાને બદલે દુઃખી થાય. એક મોટી 'ઓરફનેજ'નો વહીવટ તેણી એખલી ચલાવતી હતી અને આએ ખાતાંને લગતી તથા પોતાનાં ઘરખટલાની તેણીની હીસાબની ચોપડીઓ બેંક આવ ઇંગ્લાંડનાં સૌથી વડા કલાર્કને લાયક બને, તેવી રીતે રાખવામાં આવતી હતી.

પૈસાનાં ખરા ઉપયોગની ઉપર ઘણી રીતે, આપણુ પોતાનાં અને આપણી આસપાસનાંઓનાં સુખનો મોટો આધાર રહે છે. બીજા હાથ ઉપર, જેણી પૈસાનો સારો ઉપયોગ કરતાં શીખી નહી હશે, તેણીને પૈસાનો ગેરઉપયોગ કીધાથી ઉપજતી ઘણી એક કંગાલયતમાંની કેટલીકોને માટે ખમવું પડશે. આમાંની સૌથી કંગાલ ભરેલી હાલત કરજમાં હોવાની છે. જેણી સ્ત્રી પોતાની હાલત કરતાં ચઢતી સ્થીતીમાં રેહવાની કોશેશ કરશે, તેણી થોડા વખતમાં, ઘણી હલકી સ્થીતીમાં રેહવાની ખારતીમાં આવી પડશે.

નીચલી વાર્તા આપણાં માહરાંણી એક નાહની છોકરી હતાં, ત્યારથીજ ખરી હીમત કે જે કહી શકે કે 'મારામાં તે ખરીદ કરવાની શકતી નથી' તેને કેટલી વખાણની નજરથી જોતાં હતાં તે દેખાડી આપે છે. માહરાંણીને, જ્યારે નાહનાં હતાં ત્યારે પોતાની સાવકી બેન અને ગવરનેસની સાથે દુકાનપર જવાનો ઘણો શોખ હતો અને તે ત્રણ જણાઓ વારેઘડીએ, બીજી બાનુઓની માફક, વેસ્ટ એન્ડની કેટલીક દુકાનો

પર જતાં હતાં. એક દીવસે તેઓ એક ઝવેરીની દુકાનપર કાંઈ ખરીદીને માટે ગયાં, પણ તે દુકાનનું માણસ કોઇ બીજી બાનુને સુંનાની સાંકળી આપવામાં રોકાયલું હતું. તેણીને પસંદ કરતાં કેટલોક વખત લાગ્યો અને જ્યારે છેલે સરવાલે પસંદ કરીને તેણીએ તેની કીંમત પુછી ત્યારે નારીપાસીનો દેખાવ તેણીનાં મોઢાં ઉપર ફરી વલ્યો, "કીમત ઘણી છે," તેણી બોલી; "આટલી મોટી કીમત હું આપી શકતી નથી," અને ઓછી કીંમતની એક સાંકળી તેણીને પસંદ કરવી પડી. તે શાહજાદી અને તેણીનાં દોસ્તો આએ બધું તપાસતાં હતાં અને જેવી તે જુવાંન બાનુ દુકાન છોડીને ગઇ, કે તે શાહજાદીએ તે દુકાનદારને પુછ્યું, કે તેણીને તે ઓલખે છે કે, "હા, હું જાણું છું, તેણી હમારૂં એક ધરાક થાય છે," તેને કહ્યું. "ત્યારે જે સાંકળી તેણીએ પસંદ કીધી હતી, તે તેણી ઉપર મોકલી આપો અને હું તેનાં પૈસા આપશ, તેણીને કેહજો, કે ગમે તેટલી લાળચ છતાં, જે તેણી આપી નહી શકે તે નહી ખરીદવાને તેણીએ જે મન માર્યું છે તેને માટે પ્રીનસેસ અલેકઝાંડરીનાં ઉપલી ભેટ મોકલે છે, જે કબુલ રાખ્યાથી તેવણ ખુશી થશે."

કાયદા પ્રમાણે સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે સેહલાઇથી મન મારી શકે છે; પણ સઘળીજ સ્ત્રીઓ કાંઇ તેવી નથી હોતી, જે બાપો અને વરો પોતાનાં અનુભવથી કહે છે. દરેક દેશનાં લોકોની હાલત વીશેનાં ઉપજાવી કાઢેલા સંગ્રહ ઉપરથી જણાય છે, કે સ્ત્રીઓ પુરૂષોની સાથ સરખામણી કરતાં વધારે વરસ જીવે છે. આએ દેખાડી આપે છે કે, અંતે ઊઘાડી છાતીનાં ડ્રેસો, ટાઇટ કપડાંઓ અને ઉંચી એડીનાં બુટો કાંઇ મારી નાખતાં નથી, પણ તેઓને મારેનો ખરચ તેમ કરે છે. કપડાં માટેનો ખરચ જો ઘટતી હદમાં રાખ્યો નહી હોય, તો સઘળા વર્ગની સ્ત્રીઓને તે દુઃખમાં લાવી નાખેછે.

ડાકટર જોનસનનાં દોસ્ત લેંગતને એક દીવસે તેનાં બાપને કહ્યું કે "કરકસર કરવાની તેનાં મનની વલાણજ નથી." આએ સાંભળીને જોનસને કહ્યું, કે એક ચોરબી ઘણી સારી રીતે અરજ કરે, કે તેને પ્રમાણીક થવાની તેનાં મનની વલાણ નથી. જે.સ્ત્રી કરકસર નહી કરી શકે, તેણી ઘણી પ્રમાણીક હશે નહી.

દરવરસની શરૂઆતે આખાં વરસમાં કેવી રીતે પૈસા ખરચવા તે માટે ગોઠવણ કરી રાખવી જોઇયે. આટલા પૈસા કપડાં પછવાડે, આટલા ધર્મખાતે, આટલા ખાવાપીવા અને રેહવાને માટે અને આટલા મોજમજાહને માટે. દરેક ચીજનો હીસાબ આપણાં વીચારોની ઉપર કાબુ રાખે છે. તે દેખાડી આપે છે, કે "આપણે કયાં છીએ," આપણી આવક શું કરી શકશે અને કઇ ચીજમાં આપણને જો ઘટાડો કરવો હોય, તો સેહલાઇથી કરી શકયે, જ્યારથી જુવાન છોકરીઓને ગજવા ખરચનું મલે ત્યારથી આએ આદત તે લોકોએ રાખી જોઇયે. જો પૈસા ખરચવાંનો ઘણીએક સ્ત્રીઓનો મુખ્ય આવેશ હોય, તો તેનું કારણ પરણેયા અગાઉ થોડા અથવા સેહજબી પૈસા ખરચવા માટે નહી મલવાનું છે, જેથી તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે શીખવાની ટક તેઓને મલતી નથી.

લોકો, જે ચીજ ખરીદવાની તેઓમાં નહી શકતી હોય તે છતાં તે ખરીદે છે, કારણ હાથમાં પૈસા આવ્યાથી તેઓ ધારે છે, કે તેઓ તે લઈ શકશે; જ્યારે જો અગાઉથી તેને માટે તેઓએ ગોઠવણ કરી મુકી હોય, તો તેઓને માલમ પડે કે તે સઘળું જરૂરયાતને માટે અગત્યનું છે. સીડની સ્મીથ કહે છે તે તદન ખરૂં છે કે, "જો નાલી આવકમાં તમે ઘણું કરવા માંગતા હોવો અને કંઇ ચીજ ખરીદ કરવાનો તમારો વીચાર હોય, તો હમેશા આએ બે સવાલો તમારા મનને પુછજો કે, 'તેની શું ખરેખર મને અગત છે?' 'તે વગર શું મને ચાલી શકશે?' આએ બે સવાલોનો પ્રમાણીકપણે આપેલા જવાબ, તમારી દોલત બેવડી કરશે."

જે સ્ત્રી પોતાની પાસે હોય તેની ઉપરજ ગુજારો કરે છે, તે પૈસાવાલી કહેવાય છે. જે સ્ત્રી આવવાનું હોય તેની ઉપર પોતાનો ગુજારો કરે છે, તેણી ગરીબ કહેવાય છે. એક ડાહી સ્ત્રી પોતાની આવકની અંદર ગુજારો કરે છે, પછી તે ગમે તેણી હોય અને વરસાદનાં દીવસોને માટે બંચાવે છે, ઉડાઉપણું આપણે કેટલું ખરચયે તેમાં નથી આવતું પણ કેવી રીતે ખરચયું તેમાં આવે છે. કરકસર તેઓને "નીચાં" બનતા અટકાવે છે અને ઉદાર બનવાને શકતીવાંન કરે છે; આપણને યાદ રાખવું જોઇયે, કે જેઓ પોતાને માટે વીચાર કરવાને ઘણાં આલસુ હોય, તેઓને માટે તેઓનાં દોસ્તો અને સગાંવાહલાઓએ વીચાર કરવો જોઇએ.

આપણે આએ વાત મજબુત મનમાં ઠસાંવવી જોઇયે, કે આપણાં પૈસા આપણાં પોતાનાં નથી પણ ખોદાનાં છે. જો આપણે તે મેલવતાંબી હોઈયે, તોબી તેમ કરવાનું તે આપણને જોર આપે છે અને તેની મરજીમાં આવે ત્યારે તે આપવાને નાખી પાડે છે. આએજ વીચારથીજ "વીલયમ પેન" પૈસા ખરચવાની ઉપર આટલું ડાહપણ ભરેલું લખાણ કીધું હતુ. બીજી ચીજોની સાથે તે કહે છે કે, "જો ઉદારપણું કરકસરની સાથે જોડેલું હોય તો, કરકસર એક સારી ચીજ છે; પેહલી ચીજ જો જરૂર હોય તો બીજાઓનાં ફાયદા માટે આપાય છે. છેલી ચીજ પેહલાં વગર લાલચ ઉતપન કરે છે; પેહલી ચીજ છેલાં વગર ઉડાઉપણું ઉતપન કરે છે." તેણીએ જાણવું જોઇયે, કે એક પૈસો ખોટી રીતે આપ્યાથી તેણીનાં પાડોસીનું ભલુ થવાને બદલે વધારે ઇજા થાય છે.

આજનો વખત એવો આવ્યો છે, કે જ્યારે પુરૂષો જે આવક તેઓનાં બાપો મોટી ગણતાં હતા તેટલી આવકમાં હાલ પરણવા માટે તેઓ બીહે છે, જ્યારે ફરજયાત કુમારાપણું સંસારને નુકસાન કરે છે. ફેશનનાં જુલમની સામે થવાને બદલે ઘણી સ્ત્રીઓ ખોટી મગરૂરીને વશ થાય છે, જે ખરેખરી ઘણી મોંઘી છે. સ્ત્રીઓનો ઘણો માનીતો ધંધો દુકાનપર જવાનો છે, જે બાપો અને વરો ઘણી સારી રીતે જાણે છે. એક ગ્રહસ્થ વીશે કેહવામાં આવ્યું છે કે, લીલાંઊમાંથી વાપરેલું ફરનીચર લેવાનો તેને એટલો શોખ હતો,

કે તેને પોતાનું ઘર જુની, નકામી અને વગર ઉપયોગી ચીજોથી ભરી નાખ્યું હતું. એક વખતે તેની બાયડીએ ચુપચુપ, પોતાનાં ધણીની સલાહ લીધા વગર અને ચેતવણી આપ્યા વગર થોડીક વગર ઉપયોગી ચીજોને લીલાંહમાં મોકલી દીધી. વેચાણનાં દીવસની સાંજે, જયારે તે ચીજોનો મોટો ભાગ પાછો ફરયો, ત્યારે તેણી અજબ તેમજ ઘણી દલગીર થઇ. તેણીનો વર લીલાઉખાનામાં જઇ લાગ્યો અને પોતાનુંજ ફરનીચર નહી ઓળખી શકવાથી પેહલાં કરતાં વધારે સારા ભાવે ખરીદ કીધું.

દશમાંનાં નવ દાખલાઓમાં આપણુ જોઇશું, કે જે ચીજ "સસ્તી" હોય છે તે હલકી પણ હોય છે અને મુખ્ય કરીને જે ચીજની તમુને અગત નહી હોય, તે તો કોઈબી કીમતે મોંઘીજ કેહવાય. ડયુક આવ વેલીંગટન જેવા પ્રમાણીક માણસો, કોઈની અગતની વખતે તેની પાસથી માલ કીફાયતે પડાવી લેવાનું ઘણું ધીકારે છે. એક વખતે ડયુક આવ વેલીંગટનનાં અમલદારોએ તેનાં ઇસ્ટેટની સાથ જોડાયલી એક કીમતી જમીન ખરીદવાની સુચના કીધી, જે તેને કબુલ રાખી. તે મીલકત ખરીદ કીધા પછી તેનાં કારભારીએ તેને મુબારકબાદી આપતાં કહ્યું. કે તે સાટું ઘણું કીફાયતે થયું, કારણ તેનો ધણી મુશકેલીમાં આવી પડવાથી તેને વેચવાની ફરજ પડી હતી. "કીફાયતે સાટું થયું છે એટલું શું?" ડયુકે પુછયું. "તેની કીમત ૧૧૦૦ પાઊંડની છે અને આપણને તો તે ૮૦૦ પાઊંડમાં મળી છે," કારભારીએ જવાબ આપયો. "જો તેમજ હોય તો," ડયુકે કહ્યું, "મહેરબાંની કરીને બીજા ૩૦૦ પાઊંડ તેનાં આગળા ધણીને આપી આવો અને મારી આગળ સસ્તી જમીન લીધી છે એમ ફરીથી બોલતા નાં."

પૈસાની લેવડદેવડમાં હમેશાં સાચાં અને પ્રમાણીક રહેવા માટે અલબતાં થોડું મન મારવું પડે છે, પણ દુનયાનું સંકટ તેથી ઘણું ઓછું થાય છે. પૈસા કેવી રીતે વાપરવા તે શીખયાથી તમારા ગજવામાં ઘણાં રૂપયા વરસ દાહડે રહે છે અને બીજાઓને ઉપજતી ઘણી જંજાલ ઓછી થાય છે.

દીનબાઇ.

"તમારી પાસે એક અરધું મોજું છે?" તેણીએ પુછયું. "નહી બાઈ,—પણ અમારી પાસે"—દુકાનદારે શરૂ કરયું. "બીજું કાંઈ જોઈતું નથી." તેણીએ જવાબ દીધો. "મારા વરનો એકજ પગ છે."

"તું વાંચવાનો ઘણો શોખીન દીસેછે જાંહગીર, કારણ જયારેબી હું આવુંચ ત્યારે તારા હાથમાં ચોપડી જોવુંચ. તું હમણાં શું વાંચેચ?"

"કાંઈ નહીં જી?"

"શું તું જાણતો નહી?"

"નહીજી, હું હમેશ હાથમાં ચોપડી રાખુંચ, કારણ કે ત્યારે માયજી બાવાને કહેચ કે એ છોકરાને કામમાં હરકત ના કરો, એ કાંઈ દહાડે પ્રોફેસર થવાનો છે. એને એકાંતમાં વાંચવા દેવો. અને જરા તમે જઇને લાકડાં ફાડો."





# ટીપુ સુલતાન.

પ્રકરણ ૩૩ મું.




પણે ગયા પ્રકરણમાં જણાવી ગયા છીએ કે લડાઇમાંથી નહાસતી વખતે સુલતાનનો પગ લચકાયો હતો, પણ નજદીક આખો દહાડો ગડબડ સડબડમાં તેને ઘણું દુઃખ ઉપજયું નહી, પણ અંતે તેનાં પગની કલતલ ઘણી વધી ગઇ અને તે નહી ખમી શકાય તેટલો દુઃખવા લાગો. તેને ઉપર સેક કરાવ્યો, તેલ ચોપડાવ્યું, પણ સઘળું ફોકટ. સાંમો પગ નરમ પડવાને બદલે વધુ ચડી આવી, નહી વલાઇ શકાય તેવો કઠણ થઇ ગયો, પણ જયારે તેને સાંભલ્યું કે કાસમને તેઓની છાવણીમાં લાવવામાં આવ્યો છે તથા તેને ઘણો કારી ઘા થયો છે, ત્યારે તે કે જેને તેની જીંદગી બચાવી હતી તેને જોવાની પોતાની ઇચ્છા તે દબાવી શકયો નહી. તેની મરજી પ્રમાણે તેને એક ખુરસીપર બેસાડવામાં આવ્યો અને પોતાનાં ઉચકનારા શીવાય બીજાં કોઇને પણ સાથે લીધા વગર તે ખાનનાં તંબુમાં ગયો તથા ત્યાં જઇ પોતાનાં મુખ્ય વૈદને ત્યાં આવવાનો હોકમ મોકલ્યો.

ખાન તથા તેના ઘરનાં માણસોએ આટલાં બધાં માનની બીલકુલ પણ આશા રાખી હતી નહી, તોપણ એક સુલતાનને લાયકનાં સઘળાં માનથી તેને આવકાર દેવામાં આવ્યો તથા કાસમને જે તંબુમાં સુવાડવામાં આવ્યો હતો, ત્યાં લઇ જવામાં આવ્યો. કાસમ નજદીક બેભાંન હાલતમાં પડેલો હતો અને થોડે થોડે વખતે જરા જરા સુધી દેખાડતો હતો. સુલતાનનાં દાખલ થવાથી, જે સ્ત્રીઓ કાસમનાં જખમપર સેક કરતી હતી, તે ઉઠી ઉભી થઇ અને દાક્તર તથા બીજા તેના મરદ નોકરોએ તે કામ પોતે બજાવવાની માંગણી કરી, પણ ખાને તે ના પાડી; પેલી સ્ત્રીઓને પોતાનું કામ પાછું ચાલુ કરવાનો હોકમ કર્યો, કારણ કે તે વાજબી રીતે ધારતો હતો કે સ્ત્રીનાં નરમ અને સુવાલા હાથથી માંદાને વધારે કરાર મલે છે. અમીનાની આયા મીરાંન કાસમને કરાર વાલવામાં મુખ્ય ભાગ લેતી હતી, જ્યારે તેણીનો ભાઇ મુનશીક પોલતીસ વગેરે બનાવી તેણીને મદદ આપતો હતો.

સુલતાને કાસમ તરફ ઘણી વખત ટીકીને જોયું તથા બેચાર વખત તેની નાડ તપાસી અને પછી બોલ્યો.

"ઇનશાલ્લા! એ હજી જીવશે હમો કે જેઓ આલ્લાનાં

સુદી કાઢેલા છીએ તેમને આવી જખમની બાબદમાં ઘણી સમજણ છે અને તેથી હમે કહીએ છે, કે એ જીવશે ઈનશાલા? એની નાર હજી નબલી પડી ગઇ નથી અને તેથી હમે કહીએ છીએ કે એ મરવાનો નથી."

"ખોદા પનાહ કરે," તેની આસપાસનાં ઉભેલાંઓ બોલી ઉઠયાં.

"ખાન, આ જખમ માટે તું કયા વૈદની સલાહ લે છે." સુલતાને પુછયું.

"એ જીહાનનાં પરવરસી કરનાર હજી મેં કોઇની પણ સલાહ લીધી નથી. મારી ખાનમની દાસીઓ જખમપર સેક કરે છે, જ્યારે મારો એક નોકર કે જેને આ બાબદમાં થોડી ઘણી આવડ છે, કારણ કે તે એક વખત હજાંમ હતો તે પોલટીસ બનાવે છે."

"હમે જાણવા માગ્યે છીએ કે એ-પોલટીસમાં શું છે." સુલતાને કહ્યું, "જો કાંઇ સોજી જાતની વનસપતીને, સારા સેતારાઓની ચલણ હેઠલ ઉકાલી તેમાં વાપરવામાં આવી હોય, તો તેથી ઘણો ફાયદો થાય; તારા નોકરને અહીંયાં બોલાવ." સુલતાને ત્યારપછી ઝુલફીકરને ઘણાક સવાલો કર્યા, જેનાં તેને સંતોષકારક જવાબો આપ્યા; થોડા વખતમાં સુલતાંનનો હકીમ પણ ત્યાં આવી લાગો, જેને કાસમને બરાબર તપાસી જોયો; દેખીતી રીતે તેને પોતાંનાં ઘરાકની જીંદગી માટે ઘણીજ થોડી આસા હતી અને તેની તપાસ કર્યા પછી હકીમે દલગીરી ભરેલા દેખાવે પોતાનું માથું ધુણાવ્યું

"એની જીંદગીની કાંઇપણુ આશા નથી." અંતે તે ઘરડો હકીમ બોલ્યો. "મેં ઘણાબી જખમો જોયા છે, પણ આવા જખમમાંથી કોઇને જીવતાં ઉઠતાં મેં જોયા નથી. એનો જખમ કલેજાં વેર ઊંડો ગયો છે અને એ મરી જશેજ."

"મુરાદઅલી, હું કહું છું કે તેમ થશેજ નહી." સુલતાંને કહ્યું, "હમને થોડુંક થયું એને માટે ઘણા સ્વપનાઓ આવે છે અને હમે જાણયે છીએ કે તેનું નસીબ હમારી સાથે જોડાયલું છે અને હમે તો જીવસાજ છીએ-ઇનશાલા! હજી હમે તેને ઘોડાની પીઠપર બેઠેલો જોઇશું-"

"ઇનશાલ્લાહ્તા-અલ્લા" હકીમ બોલ્યો, "સઘલું તેનાજ હાથમાં છે અને મેહરબાનીની રાહે આપણા કાસમને સારો કરવામાં પોતાનો મામલો હાથ આવરી, તો આપણે પણ તેમાં મદદ કરીશું." હકીમે કાસમને માટે જે દવા ફરમાવી તે નજદીક ઝુલફીકર બાબરચીનાજ જેવી હતી અને જે થોડા વખતમાં તેના જખમોપર લગાડવામાં આવી. સુલતાન કાસમ કાંઇ બોલશે, એવી આસાથી થોડોક વધુ વખત ત્યાં થોભ્યો, પણ જેમાં તે નાસીપાસ થયો, કારણ કે કાસમ એસુધીમાં મુશકેલીથી દમ લેતો હજી પડયો હતો.

"હમે કાંઈ એને સારૂં કરી શકતા નથી." સુલતાને ખાનને કહ્યું, "જેથી હમે એને અલ્લાની સંભાળ હેઠલ રાખીને જઈયે છે અને જો એનું નસીબ હશે, તો આપણુને એ પાછો જીવતો મલશે. તુંબી માંરી સાથ હમણા સહવારની દરબારમાં આવ, આપણે ત્યાં આપણા થોડાક મુખ્ય સરદારોને બોલાવીશું અને ભવીષમાં શું કરવું તેની કાંઇ ગોઠવણ કરીશું."

ખાન કાસમની બરાબર સંભાળ લેવાને પોતાનાં નોકરોને હોકમ આપી સુલતાનની પુઠે ગયો અને થોડા વખતમાં સુલતાન અને તેના અમલદારો સાથ મસલહત કરવામાં રોકાયો. સુલતાને પોતાનાં અમલદારો આગળ એ પલાનો રજુ કર્યાં કે યા તો દેવાલ ઉપર હલ્લો કરવાનું હાલતરત માંડી વાલવું અને જયારે ઈંગ્રેજ લોક એમ ધારતા હોય કે તે હાલ છે સાંજ પડેલો હશે તેવી વેલાએ તેઓનાં પ્રગણાઓપર હલ્લો કરવો અથવા તો સરીંગાપટમથી મોટી ટોપો મંગાવી દેવાલોમાં મોટાં ગબાડા પાડવા અને પછી કોઇ દહાડો નહી થયો હોય તેવો હલ્લો કરવો. અંતે છેલ્લો પલાન પસાર કરવામાં આવ્યો અને એવું ઠેરવ્યું કે મલબાર કોસ્તા ઉપર સુલતાંનનું જે બીજુ લશકર પડેલું હતું તેને એકદમ સુલતાંનનાં લશકર સાથ જોડાઇ જવાનો હોકમ મોકલવો. જે ધપ અને ઈતિજારીથી સુલતાને આ બાબદ નક્કી કરી હતી, તે ઉપરથી તેનાં અમલદારો જોઇ શકતા હતા, કે પોતાનું ધારેલું કામ પાર ઉતારવાને તે કેટલો આતુર હતો.

આખી રાત ટીપુને પગમાં ઘણુંજ દુઃખ થયું, પણ દરબારની દોડધામ તથા પોતાના અમલદારોની પાસે સંપેસા લખાવાની ગડબડમાં તેને તે કોઇને પણ જાણવા દીધું નહી; છેલ્લે સરવાલે તે પોતાનું દુઃખ નહીંજ ખમી શકવાથી કાફર હીંદુઓને ગાલ દેતો તે પોતાંની બેઠક ઉપર પડી ગયો, પણ થોડા વખતમાં તે પાછો ઉઠી બેઠો અને પોતાંનો ભાયવાયલો પગ, જે અત્યાર વેર તેને ઢાંકી રાખ્યો હતો તે દરબારીઓને ઉઘાડો કરી બતાવ્યો.

"જોવો હમને કેટલું દુઃખ અને દલગીરી ખમવી પડે છે." તે બોલ્યો, "અને તેનું વેર લેવાને હમે તમોને જણાવ્યે છીયે."

"હમો તૈયાર છીએ—હમારી આંખને જોરે?" સઘળાઓ સાથે બોલી ઉઠયા.

"મારાં એકેક મીનીટનાં દુઃખ માટે, સુલતાંને દાંત કચકચાવીને કહ્યું," હમે એકેક કાફરનો જીવ લઇશું જંગલી જનાવરોની માફક હમે તેઓની પુઠે લાગીશું. હમે તેઓનાં દેશનો સદનતર નાશ કરીશું. યા અલ્લા મુસફ! તારી આગળ અને આ મારી આગળ બેઠેલાં લોક આગળ સોગંદ ખાઇ કહુંછું કે, તુને માનનારા લોકને અપમાન કરવા માટે એ કાફીરોનો હું મોતથી અંત લાવીશ—અને ગમે તેવાં હમને બીજે ઠેકાંણે બીજા કામો છતાં, હજારો કાફરોને ઝાહનમમાં મોકલ્યા વગર હમે આ છાવણી છોડી જઇશું નહી."

"અને એ સુલતાન હું તુંને તેમાં મદદ આપવાને" ખાંને જોરસાથી કહ્યું, "તથા પેલો ગરીબ બીચારો છોકરો મરી જાય, તો તેનું વેર લેવાને સોગંદ લઊં છું" "અને હું પણ, અને હું પણ" એમ એકેક પછી એકેક સઘળા ઉભા થઈ જોસમાં બોલી ઉઠયા. "કાફરોને હમે જડમુલથી ઉખેરી નાખીશું."

"હવે મને પુરતો સંતોષ મલ્યો છે," સુલતાને કહ્યું, "જે બન્યું છે; તે અલ્લાની મરજીથીજ બન્યું છે; માણુસનાં કરમમાં જે લખ્યું હોય, તે સઘળું તેને ખમવુંજ જોઇયે." સુલતાનનાં ઉપલાં બોલવાનો આખી દરબારે "આમીન!" કરી જવાબ આપ્યો. "તોપણ" તેને આગળ ચલાવ્યું "ઇનશાલ્લા, આપણે આએ છેલ્લીજ વખત ખતા ખાધી છે અને હમારી ખાત્રી છે, કે હવે પછી ઈસલામી લશકર હમેશાં ફતેહમંદ નીવડશે. હવે તમને જવાની રજા છે, કારણ કે હમને ઘણું દુઃખ થાય છે અને હમારા ડાકટરની હમો સલાહ લેવા માંગ્યે છીએ.

ખાનની ગેરહાજરીમાં કાસમનું દુઃખ તાલવા તેની આગળ રાખેલી સ્ત્રીઓએ દરેક ઉપાય અજમાવ્યા; તેના જખમ ઉપર ચાલુ સેક કરવામાં આવ્યા, તેના દીલનાં સાંધાઓ ઉપર તેલ ચોપડયું, જ્યારે તેના તાવથી સુકાઇ ગયલા હોથોને થંડા શરબતથી ભીજવ્યા કર્યા. મીરાંને પોતાની જવાન શેઠાણીને દીલાસો દેવાની ઘણી કોશેશ કરી, પણ ફોકત; જ્યારે કાસમને જખમી થયલો ખાનનાં તંબુમાં લાવવામાં આવ્યો, ત્યારે તેણી પોતાની દલગીરી દાબી શકી નહી, તો જો કે પોતાનાં ઘણી આગળ પોતાનો તે ઉભરો ખાલી કરવાની તેણી હીમત કરી શકી નહી, પણ જ્યારે તેણીને માલમ પડયું કે, ખાન સુલતાન સાથ તંબુ છોડી ગયો છે, ત્યારે તેણી પોતાની લાગણીઓને દાબી શકી નહી અને પોતાની લાગણીનો દલગીરીનો ઉભરો એકદમ ખાલી કર્યો.

"મીરાંન મારે તેને જોવોજ જોઇએ." તેણીએ છેલ્લે સરવાલે કહ્યું, "ખાન તો હવે ગયો છે અને તું કાંઇ એવું નહી કરી શકે કે, જેથી કરી હું તેને હમણા જોઈ શકું? ચાલ જલદી કર, કાંઈ વીચાર કરી અમલમાં મુકી દે."

"મારા ગોલાબ, હું તેની આગળની બીજી સ્ત્રીઓને મોકલાવી દઇશ અને પછી તું તેને જઇને જોજે." પેલી દાસીએ કહ્યું, "હું જ્યારે જરા સેહજ થાંસસ ત્યારે તું આવજે, તેઓ કહે છે કે એનથી બોલી શકાતું નથી અને હમણા તો આંખો બંધ કરીને પડેલો છે."

"યા અલ્લા કરીમ?" અમીનાં બોલી "રખેને હું તેને જોઉ તે આગમચ તે મરીજાએ અરે તેને જીંદગી બક્ષ—તું આવા જવાન અને હીમતવાંન નરની આટલી જલદીથી જીંદગી નહી લઈ લેશ. મારી ભલી દાસી જલદી કર? હું તો હવે તદનજ અધીરી થઇ ગઈ છેઉ."

કાસમની આગળની સ્ત્રીઓને કાંઇ કામકાજસર મોકલી ત્યાંથી દુર કરવાને મીરાનને કાંઈ ઝાઝી મેહનત પડી નહી. જેથી તેણી કાસમ આગળ બેસીને આસ્તેથી ખાંસી અને અમીનાં જે પરડા પછવાડે ઇંતેજારી સાથ વાટ જોતી ઉભી હતી, તે જલદીથી ત્યાં આવી ઉભી.

તેણીનું હૈડુ આ વેલા ઘણું ધપકતું હતું અને તેણી મુશકેલી સાથ ચાલી-યા ઉભી રહી શકતી હતી; તેની જીંદગી માટેની તેણીની નીરાસી તથા તેની તરફનો તેણીનો પ્યાર એ બેઉ ચીજ આ વેલા તેણીને પોતાની લાગણી ઉપર કાબુ રાખવા દેતાં ન હતાં; તેણીનાં મગજમાં હાલ ગુચવણ ભરેલા વીચારો ઉભા થતા હતા, જેમાં તેનું મોત તથા ત્યારપછીનું તેણીનું દુઃખ મોટો ભાગ લેતાં હતાં.

કાસમનો તે વખતનો દેખાવ પણ તેણીની ફીકર અને ઇંતેજારી ઓછો કરે તેવો ન હતો. બહારનાં દેખાવે તો તે નજદીક મુવેલો જેવોજ પડેલો હતો, તેની આંખો બંધ હતી, જ્યારે તે એટલો તો થોડો દમ લેતો હતો, કે જેથી કરી તેની છાતી જરાપણ હીલતી જણાતી ન હતી, વળી એ સઘળાં સાથ તેનો ચેહરો પણ ફીક્કો પુણી જેવો થઈ ગયો હતો.

અમીના આ દેખાવ જોઇ તેણી ધારતી હતી, તે કરતાં વધારે ગભરાઇ ગઈ અને મોટી મુશકેલી સાથ પોતાને જમીનપર પડતાં અટકાવી શકી, પણ એકુ બે સેકંડમાં તેણીએ પોતાનું સઘળું જોર એકઠું કરી મન મોટું કર્યું અને તેણીની દાસી, જે કાસમને પંખો નાખતી હતી, તેણીની આગળ જઇ બેઠી. "એ સુઇ ગયો છે," પેલી દાસી ઘણુંજ ધીમે સાથે બોલી, "ઝુલફીકરે એનો જખમ બાંધી લીધો છે, એના ઉપાયો હમેશાં ખાત્રીપુર્વકજ હોય છે અને વળી એનો હાથબી સબકતો છે. અલ્લાકરીમ? મને એને માટે હજી આસા છે."

"અફસોસ? મને નથી ઇના." અમીના બોલી, "આવા બદલાઇ ગયલા ચેહરા તરફ જોઇ, હું આશા રાખી શકતીજ નથી. પાક અલ્લા? જો હમના તે કેવો લાગે છે—હવે શું થશે?" અને અમીનાએ ઘભરાઇ જઈ, પોતાની આંખોપર હાથ મુકયા.

"કાંઈ નથી—કાંઇ નથી. મારા જીવ, એ તો ફકત એનેથી દમ નહી લેવાઇ શકાવાને લીધે તેને ઉંઘમાં દુઃખ થાય છે અને તેથી એ એવા દેખાવ કરે છે, અથવા તો કદાચ કાંઇ સ્વપનો બપનો જોતો હશે, પણ જો હવે તે તો જતું રહ્યું છે; ફરીથી એના મોઢાં તરફ જો, એ હવે હસે છે?"

અને ખરેખર તે વેળાનો કાસમનો દેખાવ હસતોજ હતો. ફકત થોડી થોડી મીનીટે તેના ચેહરામાં આવો ફેરફાર થતો હતો. તે વેળાએ તે સ્વપનોજ જોતો હતો અને જેમ હમેશાં બને છે, તેમ દુઃખ અને ઉસકેરણી ભરેલા પેહલો દેખાવ જોયા પછી તેથી ઉલટોજ, એટલે કે તેને પોતાને 'ઘણુંજ સરસ બગીચા અને ફુવારાઓ આગળ બેઠેલો જોયો. તેને અમીનાને પણ તે બગીચામાં પોતાની સાથે ભટકતી જોઇ. અમીના અને તેણીની દાસીએ તે કાંઈ બોલતો હોય તેમ તેના હોથો હીલતા જોયા, પણ કાંઇ બબડાત સીવાય તેઓ તેનો સાધ સમજી શકયાં નહી, પણ અમીના જેણીનું સઘલુ ધ્યાન કાસમને તપાસવામાં રોકાયલું હતું, તેણીને તેના હોથ હીલવાથી લાગ્યું કે તેણીનુંજ નામ તે તે વેળાએ બોલતો હતો અને આથી કરી શરમ અને ખુશાલી, એ બેઉ લાગણીઓ તેણીમાં ઉસકેરાઇ આવી.

ફરીથી કાસમની નજર આગળથી પેલો ખુશાલી ભરેલો દેખાવ ગુમ થઇ ગયો અને તેના કપાલપર કરચલી વલી;

તેને પોતાની બાજુએ મુકેલા હાથો ઊંચા કરી, ઘણીજ જોરથી તેની મુઠ્ઠી વાળી, જ્યારે તેટલાંજ જોરથી તે પોતાનાં દાંત કચકચાવા લાગો અને તેના હોઠો પણ ઘણાં હીલવા લાગા.

"ઓ ઉના, હું કેતું ઇચ્છું છું, કે તેને હું ઉઘાડી શકું." અમીના બોલી, "અને એ ચાર સઘ્યારા ભરેલાં બોલો બોલી તેને દીલાસો આપું, પણ ચપ! એ શું બોલે છે."

"પાણી! પાણી!" કાસમ ઝીના ખોખરા અવાજે બોલ્યો, બાકીનું તેનું બોલવાનું તેઓ સમજી શક્યાં નહી, પણ અમીનાને માટે ઉપલા બોલો પુરતા હતા, તેણીની નજદીકજ એક થંડાં શરબતની જામ પડેલી હતી. તેણીએ તે ધ્રુજતા હાથે ઊંચકી અને એક રૂપાંના પ્યાલાંમાં શરબત નાખી કાસમનાં હોઠો આગળ તે ધર્યું. તે વખતે ફક્ત તેણીનો વીચાર તેનું દુઃખ ટાળવાનો હતો અને જેથી મીરાને તેણીને તેમ કરતાં અટકાવી નહી. કાસમનાં ગરમ અને સુકાઇ ગયલા હોઠો ઉપર પેલા થંડા શરબતથી ઘણી અસર થઈ. થોડા વખતમાં તેના કપાલપરની કરચલી નીકળી ગઇ અને ફરીથી જ્યારે તેણીએ તેના મોઢાંમાં વધારે શરબત નાખ્યું, ત્યારે તેને આસ્તેથી પોતાની આંખો ઉઘાડી અને તેણીનાં મોઢાં તરફ ટીકવા લાગો.

કાસમનાં મગજની નબળી હાલતને લીધે અમીના તેને થોડોક વખત વેર એક બેહસ્તની હુરી જેવી દેખાઈ અને તેને એમ લાગ્યું કે ખરા ઈસલામીઓને બેહસ્તમાં પેહલા આવકાર દાખલ, જે પવીત્ર શરબત પાય છે તે તે પીતો હતો; પણ વધારે વખત જોવાથી તેણીનો ચેહરો તેને જાણીતો લાગો, તેને બોલવાની કોશેશ કરી—"અમીના" નું નામ તેના હોઠોપર ધ્રુજવા લાગ્યું, પણ તે બોલી શકયો નહી, તે એકદમ તરો થઈને ઉઠવા ગયો, પછી જરા થાંસેો અને તેમ કરતાં તેના મોઢાંમાં એકદમ લોહીનું ગચકડું આવી ગયું.

અમીના ઉપલો દેખાવ વધારે વખત જોઇ શકી નહી, તેણીને આંખે અંધારાં આવી ગયાં અને તેણી તેની આગળ બેસુધ થઇને પડી. મીરાંને આ સઘળું તરત જોઈ લીધું. તેણી અમીનાને પોતાનાં હાથોમાં ઊંચકી બીજા ઓરડામાં લઈ ગઇ અને જતાં જતાં પોતાંનો ભાઇ ઝુલફીકર કે, જે તંબુની બહાર ચોકી રાખતો હતો, તેને કાસમની મદદે બોલાવતી ગઇ.

"મારાં મોતી, તારે તો મોટું મન કરી ઘણી હીમત રાખવી જોઇએ!" તેણીએ અમીનાને હુશયાર કરી કહ્યું "પાક અલ્લા જ્યારે તું બેસુધ થઇને પડી તેટલાં ખાન આવી જતે તો—તે તારે માટે શું નહી વીચાર કરતે? જો તું તારૂં મન કઠણ નહી કરશે, તો ફરીથી તેની આગળ તુંને હું લઇ જઇ શકીશ નહી."

"અફસોસ!" અમીનાએ નીસાસો નાંખીને કહ્યું. "હવે હું એને ઘણો થોડોજ જોવસ; ફક્ત એનાં નસકોરાંમાંજ દમ રહેલો છે, અને મને તો કાંઇ આશા લાગતી નથી, આજે રાતે—આવતી કાલે—નહી તો થોડાં કલાકમાં તેનો અંત આવી જશે અને પછી આ દુન્યામાં મારો કોઇ પણ દોસ્ત રેહેશે નહી."

"અલ્લાપર વીશ્વાસ રાખ!" પેલી દાસીએ આસમાન તરફ હાથ જોડીને જોતાં કહ્યું." જો તારૂં નસીબ તેની સાથે જોડાયલું હશેજ અને જેમ છે એમ હું મજબુતીથી માનુછું તો હજી લાંબી જીંદગી કહાડશે અને તમો બેઉજણ ઘણા સુખી દહાડાઓ સાથે ગુજારશો;" પણ દાસીનાં બોલોથી શેહાંણીને કાંઇ પણ દીલાસો મળ્યો નહી અને તેણી ઘણો વખત વેર રડયા કીધી.

દહાડાઓ પસાર થઇ ગયા અને કાસમ હજી જીવતોજ હતો. એટલામાં તે કોઈ વખત છેકજ ઘડીપલ થઇ જતો, તો વળી કોઇ વખત હુશયારીમાં આવી પોતાની આસપાસ ઉભેલાંઓ સાથ બે ચાર બોલ વાત કરતો હતો, તેને ઘણી વખત ખાનને કાલાવાલા કરીને કહ્યું, કે તેને પોતાના તંબુમાં ઝોકલાવી દે; પણ ડાક્ટર તેની આ માંગણી ઉપર યા તો ધ્યાન નહી દેવામાં આવતું અથવા તો તે ના પાડવામાં આવતી હતી; તેનામાં આસતે આસતે જોર આવતું ગયું અને તેની સાથ તેનામાં વાત કરવાની પણ શકતી આવી; પણ તેને પોતાના દાકટર તથા બે ત્રણ સારવાર કરનારાંઓ, જેમાં મુખ્ય ઝુલફીકર બાવરચી તેની બેહન મીરાંન અને ખાનનો નોકર દાઉદ હતો, તેઓ સીવાય બીજા કોઇ પણ સાથ વાત કરવા દેવામાં આવતી ન હતી; તેને મીરાંન સાથ વધારે વાત કરવા ગમતી અને અવારનવાર તેણી કે જેને તે ચાહતો હતો, તેને વીષે વાત કરતો હતો. જે દહાડે તેને જખમ થયો, તે રાતે અમીનાં તેને જોવા આવી હતી, એ કાસમને બરાબર ખબર હતું અને તે માટે તે વારંવાર મીરાનને પુછયા કરતો હતો.

પણ અમીનાંને માટે તે દહાડા ઘણાંજ આસ્તેથી અને દુઃખ ભરેલી રીતે પસાર થયા. કોઇ વખત ખાંન કાસમને માટે ઘણી આસા સાથે વાત કરતો હતો—તો કોઇ વખત વળી બોલતો કે દુન્યાનો ગમે તેવો હુશયારમાં હુશયાર હકીમ પણ તેને બચાવી નહી શકે; પણ તેણી ખાન કરતાં પોતાની દાસીને વધારે માનતી હતી કે, જેણીએ કાસમ માટે કદી પણ આશા છોડી ન હતી. વળી ઝુલફીકર પણ કેહતો હતો, કે હવે બીહવા જેવું કશું રહ્યું નથી, કે એક વખત તાપ જતી રહ્યા પછી સઘળો ભય જતો રહયો છે અને જો કે તેને તદન સાહજે થતાં વધારે ઓછો વખત થશે, તોપણ તે સારો તો ખાત્રીપુર્વક રીતે થશેજ, દહાડો અને રાત તેણીનાં મગજમાં ફક્ત એકજ વીચાર આવતો અને ખાંનને પણ કાસમને લગતી વાત કરવા ગમતી હોવાથી તેની અજાએબી ઉસકેરયા વગર છુટથી તેની સાથ પણ કાસમને લગતી વાત કરતી.

અને ઘણી વખત જ્યારે કાસમ સુનેલો હોય અને તેની આગળ ફક્ત મીરાંનને બેઠેલી જોય, ત્યારે તેણી ઘણીજ આસ્તેથી તેનાં ઓરડામાં જતી હતી અને સોહરાઇ ગયલો ચેહરો જોઇ પોતાની ખાત્રી કરતી, કે ખરેખરજ તેની હાલત

બીજાઓનાં કેહવા પ્રમાણે સુધરતી જાએ છે કે નહી અને ત્યારપછી તેણી ઘણી વખત ગુઠણ મંડયે પડી પોતાનાં અલ્લા પાસ માંગી લેતી કે તેને જલદીથી સારો કરે. પણ કાસમને આ મુલાકાતોની કાંઈ પણ ખબર હતી નહી, કારણ કે અમીનાએ તે વીશેની કાંઇ પણ વાત કાસમ આગળ નહી કરવાને મજબુત હોકમ કર્યો હતો, એવું જણાવીને કે કાસમ તેથી ઉસકેરાઇ આવશે, અથવા તો તે મુલાકાતો ચાલુ રાખવાની તેણીને અરજ કરશે. તેણીની આ સાહુચેતી માટે ઘણી વખત મીરાંન તેણીને ઠપકો આપતી હતી અને જણાવતી હતી કે, સામો કાસમ તેણીની આ મુલાકાતોથી ખુશી થઇ જલદીથી સાહજો થઈ જશે, પણ અમીના પોતાનાં ઠેરાવને મકકમજ રહી.

"જો મીરાંન, હું તેને એ વીશે જણાવવા દેઊં, તો મારો આગળો ઠેરાવ જાલવી શકુ નહી. નહી મીરાંન, હું તેમ કરવાની હીમ્મતજ કરી શકતી નથી. તેના ચેહરા તરફ ફકત એકજ પલ જોવાથી મને કેટલું બધું સુખ ઉપજે છે, તેની તુંને ખબર પણ નથી અને આ સુખ હું મારી શરમ ખોયા વગર મેલવી શકું છું, પણ મારી અને તેની લાગણીઓ જાણવા પછી હું તેની સાથ વાત કરૂં, તો હમે દોજખની ખીણને નાકે જતાં હોય તેવું થાય અને જ્યાં એક વખત જયા પછી બેઉને દોજખ વટીકમાંથી ગબડી જતાં શું વાર લાગવાનો હતો? શું હું ખાનની પોતાની ધણીઆંણી નથી? તે ધરડો છે—મીરાંન હું તેને ચાહી શકતી નથી, પણ હું તેને માન અને વખાણની નજરથી જોઊંછું અને જ્યાં સુધી તેની જીંદગીમાં જીવ હશે, ત્યાં સુધી હું તેને સાચ્ચી રહીશ."

"અલ્લા તુંને તેમ કરવાની શકતી આપે મારી દીકરી." મીરાંને કહ્યું "તું તો ફકત હજી બચ્ચું છે અને તોપણ તારામાં એક ઉમ્મરે પુગેલી ઓરતનાં જેટલી અક્કલ છે; અલ્લા તુંને તેનો બદલો આપશે."

પણ મીરાંને આપેલી લાલચ ઘણી લલચાવનારી હતી. તેણીની થોડીક મુગી મુલાકાતો પછી અમીનાને ખ્યાલ આવતો, કે જો તેની આગળ વધારે વખત બેસી મીરાંન તથા બીજીઓ જેમ કાસમની બરદાસ્ત કરતાં હતાં, તેમ તેણીબી કરે અને મુખ્ય કરી તેને મોઢેથી થોડી ઘણી વાતો સમજે તો કેવું મઝાનું લાગે, પણ તેણી જબરી કોશેશો કરી તે વીચારો દુર કરતી હતી અને એક વખત તેમ કર્યા પછી તે વીચારો ઘણા ઓછા જોસથી આવતા હતા.

કાસમનાં મનની સ્થીતી પણ ઓછી ભય ભરેલી ન હતી. પણ કાસમમાં નીતીનો તરીકો ઘણો ઉચો હતો અને વળી ખાન દરરોજ તેની ઉપર કાંઇ હઝારો માયા ભરેલી મેહરબાનીઓ કરતો હોવાથી તેની આબરૂની સામે તે કેમ કાવતરૂ રચી શકે. ઉપલા વીચારથી તેનો અમીના માટેનો પ્યાર ઘણી પવીત્ર લાગણીમાં ફેરવાઇ ગયો હતો.

અઠવાડયાંઓ નહી મહીનાઓ પસાર થઇ ગયા. કાસમ ઘણોજ આસ્તેથી અને દુઃખ ભરેલી રીતે પોતાની માંદગીમાંથી મોકલો થતો હતો; ઘણે વખતે તેનામાં ઉઠીને બેસવાની શકતી આવી અને લાંબો વખત સુધી લોહી ગુમ્યા વગર તે બોલી શકતો ન હતો, પણ જેમ જેમ તેનામાં જોર આવતું ગયું, તેમ તેમ તેને બેસવાની તથા થોડું ઘણું આસપાસ ફરવાની પણ છુટ આપવામાં આવી. આસપાસનાં દરેક જણ ગરીબ બીચારા કાસમની દયા ખાતાં અને છાવણીમાં ભાગ્યે એકબી માણસ એવું હશે કે, જે કાસમને સાહજો થયલો જોવાની ઉલટ નહી બતાવતો હોય. વળી સુલતાન પણ અવારે નવાર તેને મુલાકાત આપવા આવતો હતો અને તેની જીંદગી બચાવવા માટે ઉપકારોનાં ઉભરા તળે દાબી નાખતો હતો અને પોતાનાં આભારનાં પુરાવા તરીકે સુલતાને તેને ઊંચી પદ્દીએ ચહાવી વધારે સરસ ઓધો આપ્યો.

પણ કાસમને પોતાની કામકાજ વગરની જીંદગી કહવા આવતી હોય તેવી લાગની હતી, દુરથી તેને બંદુકનાં અવાજો આવતા હતા અને ખાનનાં તંબુમાંથી પેલી અપુત દેવાલ ઉપર તોપોનો મારો ચલાવતાં તે સુલતાનનાં લશકરને જોતો હતો; તેઓએ ટોપોનાં મારાથી દેવાલમાં એવું મોટું તો ગબાડુ પાડયું હતું કે, આખું લશકર તેમાંથી કાંઇ પણ અલવાર વગર શેહરની અંદર જઇ શકે. સામેવાલા દુશમેનો પણ સુલતાનથી ડરી ગયા હોય તેમ લાગતા હતા અને જવલેજ બહાર નીકલી આવી, તેઓનાં લશકરપર એકુ બે બંદુકનાં બાર છોડતા.

દરરોજ છાવણીનાં ગપાતાઓ કાસમ આગળ આવતા હતા, તેને એક દહાડો સાંભલ્યું કે સુલતાને મોટો ખરચ કરી કોનસટેનટીનોપલ ખાતે બપકાદાર એલચી ખાતું મોકલ્યું હતું; તેમાંનાં કેટલાંક માણસો પાછા ફર્યા હતાં અને તે એલચી ખાતાંની નેમ નીષ્ફળ ગઈ હતી, આ બધું સાંભળી કાસમને પોતાનાં લશકરમાં જોડાવાની ઘણી ઉલટ થતી હતી; પણ તેનામાં તેટલી શકતી નહી હોવાને લીધે તે લાચાર હતો.

સુલતાનનાં પગનું દુઃખ પણ ઘણે લાંબે વખતે સાહજું થયું અને તેથી કરી તેનો સ્વભાવ પણ હમેશાં કરતાં વધારે બગડી ગયો; તરકીમાં મોકલેલાં તેના બપકાદાર એલચી ખાતાંની નીષ્ફળતા તેનીપર, થયલો નકામો ખરચ, કોનસટેનટીનોપલનાં સુલતાન તરફથી આ એલચીખાતાંનાં બદલામાં ફકત તેની વખાણોથી ભરેલું એક કાગજ મલ્યું હતું તથા ઇંગ્રેજ મરાઠા તથા નીઝાંમ તેની સામે એકઠા થઈ, જે લડાઈની તૈયારીઓ કરતા હતા, તે સઘળા વીચારો તેનાં તનના દુઃખમાં વધારો કરતા હતા.

સરીંગાપતમથી તેને પોતાંની સરસમાં સરસ તોપો મંગાવી પેલી દેવાલમાં નજદીક સોવાર જેટલું મોટું ગબાડું પાડયું હતું અને ફકત હવે તેપર હલો લઇ જવાનીજ ખોટી હતી, જે પણ તેઓએ છેલ્લે સરવાલે કર્યો, તેઓની સામે દુશમેનો જરાપણ થયા નહી અને વેર તથા લુટનું તરસ્યું લશકર ત્રાવનકોરનાં બચાવ વગરનાં પ્રાંતપર તુટી પડયું. દેવાલની

ઉપર ખમેલી છેલ્લી શીકસતથી તેઓની જે રૂસવાઇ થઇ હતી, તેથી લશકરે આ વખત બેલંડાં વેરથી ત્યાં ખુનરેજી અને લુટફાટ ચલાવી ત્યાંનાં રેહવાસીઓને જંગલી જનાવરોની માફક મારી નાખયાં અને બૈરાં છોકરાંઓનો નાશ કર્યો; હઝારોને જારતીથી ઇસલાંમી ધર્મમાં વતલાવ્યા અને સઘલાઓનાં દેખતપ વચ્ચે, ગાય કે જેને તેઓ અત્યારસુધી ખોદાઇ માન આપતા હતા, તેનું ગોશ ખાવાની ફરજ પાડવામાં આવી.

પણ તેની ઉપલી ફતેહ છતાં સુલતાન પોતાંની ખરી હાલતથી અણજાણ્યો ન હતો, તે પોતાંની રાજધાંણીથી દુર હતો અને પોતાની તે વેલાની હાલતમાં દુશમેનો સામે લડાઇ કરવાને પણ અશકત હતો અને જો કે ઉડાવનારાં અને દોસ્તી ભરેલાં કાગળોથી તેને ઇંગ્રેજોને છેતરવાની કોશેશ કરી હતી, તોપણ તે પોતાને છુપાવી શકતો ન હતો કે તેની સાંમે લડાઇની મોટી તૈયારીઓ ચાલતી હતી અને તેની સાંમે થવાને તેને પણ તેટલાજ મોટા પાયાની તૈયારીઓ કરવાની અગત હતી.

"એ કાફર ઇંગ્રેજોને હું બતલાવી આપીશ." તેને પોતાની રાજધાનીમાંથી ભય ચેતવણીનું એક કાગળ મલ્યા પછી દરબારમાં કહ્યું, "તે લોકો જોશે કે ઇસલામી સીંહને છેડવાનું કામ કાંઈ જેવું તેવું નથી. મશાલા! હમો અત્યાર સુધી ફતેહમંદ છીએ અને ધરેહોની ચાલણપરથી માલમ પડે છે કે હમારો સેતારો હજી ઘણો સારો છે. હમારા સ્વપનાઓ હજી સુધી ચાલુ સારાજ આવે છે. હમારૂં લશકર બહાદુર અને વફાદાર છે અને જેઓએ ખરાં મજાકમ અને બેદનોરની ફતેહ જોઇ છે તેઓ સુલતાનને માટે ફરીથી એક વખત લડવાને ચુકશે નહી."

આવી જાતનું સુલતાન અવારનવાર પોતાની દરબારમાં બોલતો હતો અને જેથી કરી તેનું લશકર હર પલે આશા રાખતું હતું, કે કોઇબી વખતે તેઓને પાયતખત શેહરમાં પાછા ફરવાનો હોકમ થશે. છેલ્લે સરવાલે તેના સારામાં સારા અમલદારોએ પણ પાછું ફરવાને સુલતાન ઉપર દબાન કરવાથી સુલતાનથી સઘળાઓની સામે થવાઇ શકાયું નહી. "પેહલે આપણે આએ દીવાલનો સદનતર નાશ કરવો જોઇયે." તેને તેઓને જવાબ દીધો, "તેમ કરી આપણે આપણા શેહરમાં પાછાં ફરીશું."

અને તેમ કરવામાં આવ્યું. સુલતાનની સરદારી હેઠલ આખું લશકર દેવાલની જુદી જુદી બાજુએ વેંહચાઇ ગયું. તે દેખાવ ખરેખર ઘણો જોવા લાયક હતો. લશકરની અંદર તરેહવાર પચરંગી માણસો, જેવા કે સરદારો, સીપાહીઓ, વેપારીઓ, કન્યાઓ, સરાફો અને સાહુકારો હતા.

સુલતાન પોતે પણ ઘણાં ભપકાદાર પોશાકમાં પોતાનાં માનીતા હાથી હાઇદરપર બેસીને આવ્યો હતો અને તેની પછવાડે તેના અમલદારો પણ તેવાજ ભપકાદાર પોશાકમાં હાથીપર સવારી કરતા આવતા હતા.

એક ચોક્કસ ઠેરવેલી જગાએ સુલતાન પોતાના લશકર સાથ આવી લાગો અને તેને મગરૂરીથી ફરીને આસપાસ જોયું. તેનો માનીતો જોશી પણ તેની સાથે આવ્યો હતો અને સારી ઘડી શોધી કાઢવાની ગણત્રીમાં રોકાયો હતો.

"કેમ શેખ વખત થયો કે" તેને પુછ્યું, "ખરેખર હવે તો થયલો હોવોજ જોઇયે."

"મારૂં શાસ્ત્ર કહે છે કે હજી બીજી થોડી મીનીટનો વીલંબ છે." તેને જવાબ દીધો.

આખાં લશકરમાં બધે ચુપકીદી પંથરાઇ. છેલ્લે દેવાલ ઉપર એક મોટો ફટકો મારવા સુલતાને પોતાનો હાથ ઉંચકર્યો, કારણ કે તે સગનવંતી ઘડી નજદીક આવી હતી.

"બીસમીલ્લા ઇર રૂમાન, ઇર રાહીમ, તે સૌથી માયાવંત અને મેહરબાની ભરેલાનું નામ મોહપર લઈ, ઓ સુલતાન તારો પેહલો ફટકો લગાવ." શેખે મોટેથી બુમ પાડી કહ્યું.

જેવો ફટકો પડ્યો કે આખાં લશકરની બુમ અને નગારાં અને ટોપોની ગર્જના કોઇબી સાંભળનારનાં કાંન બેહરા કરે તેવી હતી. દરેક માણસે દેવાલ ભાંજવામાં પોતાનો થોડો થોડો હીસ્સો આપ્યો હતો અને તેમ કરવામાં મગરૂબી લેતા હતા. આસ્તે આસ્તે દેવાલનો નજદીક સઘળો ભાગ નાસ થતો ગયો અને છ દહાડાની અંદર તો તેઓએ તેનો એટલો બધો ભાગ નાશ કર્યો હતો, કે હવે બચાવના બાંધકામ જેવો તેનો મુદલ પણ દેખાવ લાગતો હતો નહી. તે કામ પુરૂં કર્યા પછી લશકરે રાજધાની તરફનો રસ્તો લીધો, કે જ્યાં તેઓને વધારે ભય ભરેલાં કામોમાં ભાગ ભજાવવાનો હતો.

આલાં.

---

એવું કહે છે કે રાણી પછી ડયુક ઓફ એડીનબરો પાદશાહી કુટુંબમાં સઉથી પૈસાવાલો છે.

---

એક રંડાયલો શખસ જે ત્રણ વાર પરણ્યો હતો તે કબુલ કરે છે કે એક માણસની પહેલી બાયડી તેની હોંસ પુરી પાડે છે, બીજી તેને નમ્રતા શીખવે છે, જ્યારે ત્રીજી તેને ફીલસુફ બનાવે છે.

---

એક બુઢો આશક "જો તમે વીચાર કરો કે મારા જેવો પૈસાવાલો શખસ તમને બધી જાતની મોજ મજાહ કેવી સારી રીતે પુરી પાડી શકે?"

જુવાન મીસ "હાંરે, એક પૈસાવાલો બાપ પણ એમજ કરી શકે, મારાં માયજી સાથેજ પરણેલો."

---

ઉઘરાણું કરાવનાર—"વકીલ સાહેબ શું તમે કાંઈ થોડું ઘણું અમારા ફંડમાં ન ભરશો?"

વકીલ—તમે પેલા મી૦ મેહતાને પુછ્યું હતું?

નહી સાહેબ."

'ત્યારે હું તમુને સલાહ આપુંછું કે તેવણને પુછો. તેવણ જરૂર તમુને સારી જેવી રકમ આપશે."

'પણ તમે કાંઈ ભરોચ કેની?"

"હં-હં? વારૂં જાવો હું તમુને મી૦ મેહતા માટેની સલાહ આપવા માટે કાંઇ 'ચાર્જ' નહી કરતો. સાહેબજી."

## પ્રીનસેસ લુઈઝ.



ચીતાર પાડનાર તરીકે પ્રીનસેસ લુઇઝ મારશયોનેસ ઓફ લોરન બધા લોકમાં જાણીતી છે. બાદશાહી કુટુંબની બાનુઓ જો નીરજીવ જેવું પણ કાંઈ કામ કરે, તોપણ લોકોની નજરમાં તેઓ મોટા લાગયાવીના રહે નહી. પણ આ પ્રીનસેસ લુઇઝનાં ચીતારો એવી સાધારણ રીતે જોવાને લાયકનાં નથી. તેણી તો ખરેખર એક હુશયાર ચીતાર પાડનારી તેમજ પુતળા બનાવનારી છે અને તેણી પાસે એ માટે એવી સરસ કલા છે કે જો તેણી એક શાહજાદીને બદલે સાધારણ સ્થીતીની ઓરત હતે અને તેપરજ પોતાનાં ગુજરાણનો આધાર રાખી બેઠી હતે. તો તેમાં જરૂર નામ કહાડી શકતે.

એટલું તો બધે જાણીતું છે કે બાદશાહી કુટુંબનાં છોકરાંઓને ઘણી ઉંચી કેળવણી આપવામાં આવે છે અને તેઓ માટે સઉથી સરસ શીક્ષકો રોકવામાં આવી, તેઓની જે લાઇન તરફ વલાણ હોય, તેને બરોબર ખીળવવા માટે પુરતી સંભાળ લીધામાં આવે છે.

આપણાં માહરાણીની ખુદરતી વલાન વીણા અને ચીતાર પર ગયલી આપણે જોઇયે છે અને મરહુમ પ્રીનસ કોનસરટ પણ ચીતારનો પુશકળ શોખ ધરાવતા હતા, તેમજ એક સારૂં કામ પારખી તેનું મુળ પણ તેઓ સારી રીતે કરતા હતા.

એવી રીતે માહરાણીનાં છોકરાઓમાં તેઓનાં માબાપનો ટેસ્ટ ઉતરેલો દીસે છે અને તેને પુરતી રીતે ખીળવી આગળ વધારવાને તેઓએ બનતી મેહનત કરી છે. યુરોપનાં મોટા મોટા શેહરોમાં થતા પ્રદરશણ વેળા પ્રીનસેસ લુઇઝ વારંવાર પોતાનાં પીકચરો મોકલે છે. ગયા હુનાલાનાં પ્રદરશણ વેળા તેણીએ પ્રખ્યાત- પીયાનો વજાડનાર પેડર વેસકીની એક છબી જોવા મેલી હતી, જેને લોકોનું પુશકળ ધ્યાન ખેંચ્યું હતું અને વળી સાંજ એવુંજ બીજું પીકચર વખણાયલાં ચીતારા હાલમાં-તેડીમાંને હાથે રંગેલું ત્યાં મુકવામાં આવ્યું હતું, જે બેની વચ્ચે મુકાબલો કરવાનું બહુ રસીલું લાગતું હતું. અલબતાં પ્રીનસેસે તે પીકચર તેણીનાં માસતરનાં ઘેરમાં તેની દેખરેખ હેઠલ કીધું હતું, કે જ્યારે બંને શીક્ષક અને શીષ્ય એકજ વખતે રંગતાં હતાં, પણ જુદી જુદી બાજુએથી તે સુંદર ચેહરાની દરેક બારીકીઓ આલાકીથી મુકતા હતા.

પીછી સાથે જેટલી તેણી હુશયારી બતાવે છે, તેટલીજ પુતલાં બનાવવામાં તેણી ચાલાક છે. રોયલ એકેડેમીમાં માહરાણીનું જે અરધું પુતલું ઉભું કીધું છે, તે તેણીને હાથે બનેલું છે અને હાલ એક બીજું તેણીએ બનાવ્યું છે, જે ચીકાગો ખાતે થનારા પ્રદરશણમાં મેલવામાં આવશે.

P.



## રખડતો લશકરી સીપાઈ.

### પ્રકરણ ૧ લું.



આપણી વાતોનો પેહલવાન ડીક મોરીસન તે એક રીજમીટનો સીપાઈ હતો. એક સહવાર કે જ્યારથી આ વાત શરૂ થાય છે તેની એક રાત અગાઉ મોરીસનને શેહરની કોઈ રમત ગમતની પારટીમાં ભાગ લેવા માટે રાતના બાર વાગા સુધીની રજા મલી હતી. પાછા ફરવાનો વખત થયો તોપણ મોરીસને તો દેખાવ દીધો નહી અને છેક સહવારનાં પાંચ વાગા ત્યારે ત્યાં આવી હાજર થયો, કે જે વેલા તદન પીધેલો હતો અને વળી એથી વધારે લશકરી ધારા સામે ગુનાહ ભરેલું એ કામ કીધું હતું, કે સીપાઈનો પોશાક મુકી દઈ સાધારણ કપડાંએ બાહેર ગયો હતો.

મોરીસનનાં આવવાની ખબર થયાથી તેઓનાં વડા મેજરે જ્યાં સુધી તે તેના હાથ નીચેનાં લેફટેનંટ સાથે વાત કરે, ત્યાં સુધી તેને ચોકીમાં બંધ કરવા કહ્યું.

લેફટેનંટ આવ્યા પછી મેજર બોલ્યો કે "રીજમીટમાં સૌથી રખડતો રઝલતો એ માણુસ છે–નોકરીને પણ એબ લગાડે છે."

"પણ ઘણો સારો સીપાઈ છે મેજર–જ્યારે હુશયારીમાં હોય છે ત્યારે" લેફટેનરે જવાબ દીધો.

"હા, ત્યારેજ તો–જ્યારે હુશયાર હોય છે ત્યારે કેની!" મેજર સાહેબ ચીરૂતનો ધુમાડો કહાડતાં કહાડતાં ગુસ્સાથી નેણ ચહડાવી બોલ્યા. "પણ તેમ કેટલીવાર એ હોય છે?"

"હું કબુલ કરૂંછું કે તેમ કોઇજ વખતે હોય છે, પણ જ્યારે એક માણુસ વખત આવે ત્યારે કામ કરવાને માટે તદન તૈયાર થાય અને ખુશીથી તે કરે તેવાને માફ કરવું જોઇયે. હું ધારૂંછું મેજર કે મોરીસનપર કાંઇ કાહણી વીતી ગઇ છે અને ઘણાંક સારા માણુસો માફક તેની યાદ દાબી દેવા તેને ગમે છે."

"એના કાહણી કુહલા નાખો જાહનમમાં." મેજર બોલ્યો, "મને એની હાલની ચીજ સાથે લાગેચ વળગેચ. તમે જલદી ભોલવાઇ જાવો તેવા છેઓ." તેને જરા હસી વધારયું.

"નહી, ભોલવાઇ જવા જેવું કાંઇ નથી." તે જુવાન લેફટેનંટ આસ્તેથી બોલ્યો, "પણ કોઇબી રીતે મને એ માણુસનું બીજાઓ કરતાં વધારે લાગે છે. આપણે તરત લાગી આવે છે કે એને અગાઉ સારા દહાડાઓ જોયા હશે અને

ગમે તે રીતે એની પડતી આવી હોય, તોપણ કોઈ વખતે તે દહાડાઓની યાદ તેનામાં તાજી થાય છે અને તે દાબી દેવાની ફરજ પડે છે—ને એ બીચારાને એમ કરવુંજ જોઇયે."

મેજરે ચીરડાયલા અવાજે નોકરને બોલાવ્યો.

"મોરીસન સીપાઇને એકદમ અહીઆં મોકલો."

સાદી નજરે જોતાં તે સીપાઇ જેવો સાધારણ કપડાંમાં આવી સલાંમ કરી સભ્યતાથી દુર ઉભો તેમાં એક સાધારણ દેખાવનાં માણુસ જેવો લાગે, પણ પેલા લેફટનંટની માફક માણુસાઇ ખવાસની પરીક્ષા કરનારને તે કાંઇ વધારે લાગતો હતો. તેનામાં કાંઇ એવી જાતનો દેખાવ હતો કે કોઇ બીજો સીપાઇ, પછી ગમે એવી સારી તેને કવાયદ કાંઇ નવી હોય તોપણ તેનામાં જોવામાં નહી આવે. જો કે આ માણુસમાં બેદરકાર રીતે ગુજારેલી જીંદગી જણાઇ આવતી હતી, તોપણ બીજાઓ કરતાં તે જુદો લાગતો હતો.

મોરીસન તમુને ચેતવણી, શીક્ષા અને દરેક ચીજ આપ્યા છતાં તમે એમજ અહીઆં પાછા આવ્યાછો. હવે એનો છેડો કેમ આવશે તે તમે જાણુતા હશો."

તે ગુનેહગાર મુગોજ ઉભો રહયો, તેની આંખ્યો—કાળી અને નરમ એક સ્ત્રીના જેવી—સામેની દેવાલ તરફ ટીકયા કરતી હતી.

"એનો છેડો એમ આવશે," બીજાએ પોતાનું બોલવું ગંભીરતાથી ચાલુ રાખ્યું, "કે આખી રીજમીટ સનમુખ તમુને બેઆબરૂ થવું પડશે—કેમ કે તમે સહમજતા હશો, કે તમુને તમારી સ્થીતીનાં બીજાં માણુસો કરતાં વધારે લાગશે મોરીસન."

હેજુર ચુપકીદી—ફકત તે સુંદર આંખ્યો લેફટેનંટનાં વાંકા વળેલા માથાંપર ચીંતાતુર રીતે ટીકતી હતી કે, જે ટેબલપર મુગો મુગો પોતાનાં આંગલા ચોકતો બેઠો હતો.

મેં કહ્યું તેમ તમુને ચેતવણી અને શીક્ષા મલી ચુકી છે, પણ કાંઇબી રીતે અસર થયલી લાગતી નથી. ફકત ગઇજ રાતના——" તે જેવું બારણું ઉઘાડી એક નાની સાત વરસની છોકરી લેફટેનંટ તરફ દોડતી ઓરડામાં ધસી આવી કે ચીરડાઇને બોલતો ઉભો રહી ગયો.

"પપા, પપા, અહીઆં એક મોટો સાંપના નાચવાળો આવ્યો છે અને આંયા મને તે કાળી કાળી લાંબી ચીજ દેખાડવા ના કહે છે ને——"

"પણ મારી દીકરી" તે લેફટેનંટે ગુચવાડામાં આસ્તેથી કહ્યું, "એમ ઓરડામાં જ્યારે હું કામમાં હોવું, ત્યારે તુંને દોડી આવવું નહી જોઇયે."

તે નાનું બચ્ચું આથી શરમાઇ જઇ લાલ થઇ આવ્યું અને પોતાનો હાથ પ્યારથી લેફટેનંટનાં હાથમાં આપી ઉભી રહી ગઇ.

• મેજર પોતાનો પગ અધીરાઈથી જમીનપર ઠોકી પેલા ખોટી થતા સીપાઇ તરફ ફરી બોલ્યો.

"હું કહુંછુ કે ગઈજ રાતનાં તમે—" તે સીપાઈ પોતાના વડા તરફ એક દગલું આગળ વધી ઉતાવળમાં એકદમ બોલી ઉઠયો,

"ખુદાને ખાતર સાહેબ આ નાના બચ્ચાં આગળ ના બોલો. તમે મને ગમે તે કરજો, ગમે ત્યાં મોકલજો, પણ એની આગળ ના બોલો." તે એટલી જુસ્સાભરી લાગણી સાથે આ બોલો બોલ્યો કે મેજર તો થંભ ઉભોજ રહી ગયો અને તેની તરફ અજાયબીમાં ટીકયાજ કર્યું.

છેલ્લે તે બોલ્યો, "હું જોવાને ખુશી છું કે તમે કાંઇ પણ ચીજથી શરમીંદગા છેઓ. પાછા ચોકીમાં જાવો; તમે મારી તરફથી પાછું સાંભળશો."

છેલ્લી સલાંમ કરી તે શખસ ઓરડામાંથી ચાલી ગયો.

---

## પ્રકરણ ૨ જું.

"વારૂ ચાલ, બસ એમાં ઉપકાર માણુવા જેવું કાંઇ નથી. તું બસ પાધરો રહીનેજ મને બતાવજે. મેં મેજરને કહ્યુ કે તું હવેથી ઠીક ચાલશે અને તેનો જવાબદાર હું છેઉ, તેથી જો હવે તારે પોતાનેજ માટે ફકત તુંને પાધરૂં ચાલવું નહી જોઇયે."

"હું ઇચ્છુંછું કે તમારો ઉપકાર હું પુરતો માની શકુ સાહેબ, તમે ખરેખરા ભલા છેઓ, પણ હું બીહુંછું કે બધું નીષ્ફળતામાં જશે. મને પાધરો ચાલવા માટે શું ચીજ છે! હું અત્યાર સુધીમાં એટલો હલકો પડી ગયોછું, કે મોહતની આગમચ મારૂ શું થાય તેની થોડીજ પરવા છે." તેનો અવાજ હવાં ધ્રુજયો અને તેને પોતાનું મોહડું ફેરવી નાખ્યું.

લેફટેનંટ પોતાનાં ઓરડામાં તે રખડતા જેવા સીપાઇની સાથે બેઠો હતો, તેટલાં તેને તેનો ગુનાહ બચ્ચાની સાંમે નહી બોલવા માટેનો ગભરાત યાદ આવ્યો. એક પળ તેને તેની તરફ જોયું અને બોલ્યો.

"મોરીસન આજે સવારનાં મારી નાની બુચીને તારી બેઆબરૂ વીશે નહી સંભળાવાને માટેનો તારો જુસ્સો જોઈ મને લાગી આવ્યું—તું તેની હાજરીમાં જાણે શરમીંદગો થઇ ગયો. હું ધારતો હતો કે બીજાનાં ગત વીશેની કાંઇબી પરવા કરવાને તું ઘણો સખત થઇ ગયો હશે—અને વળી આ તો એક બચ્ચું."

ઘણો વખત ચુપકીદીજ રહી, તે લેફટેનંટ મોરીસન તરફજ જોતો હતો કે, જેની નજર બારીની બાહેર હતી. છેલ્લે તે આસ્તેથી ધ્રુજતે અવાજે બોલ્યો.

"વરસો જે વહી ગયાં છે તેમાં મારી એક બેહન હતી: એક નાનું બચ્ચુ—આ ફાની દુન્યાની સઉથી સુંદર ચીજ તેણી હતી. તેણી મરણ પાંમી છે, પણ તેણીની યાદ મારામાં ઘણી વાર આવે છે અને તે વેળા જયારે મેં બુચીને જોઇ, ત્યારે મારામાંતે પાછી તાજી થઇ. હું તેણીને જણાવાને ઇચ્છતો નહી."

"હું તારે માટે દલગાર છુ, મોરીસન અને હું ઇચ્છુંછું કે તુંને મદદ કરી શકુ. પણ તે તો તારીપર આધાર રાખે છે. સાહેબજી."

તે સીપાઇએ સલામ કરી અને બાહેર ગયો. જતા જતા તે બડબડયો "આજે કેટલા મહીનાઓ પછી આએજ શખસે પેહલવેહલો માયાંનો સખુન મારા જેવા કમબખતને કહયો છે ખુદા એને તથા એનાં બચ્ચાંને સલામત રાખે."

તે પોતાનાં વરગમાં ગયો ત્યારે બીચારાની આંખોમાં પાણી આવેલાં હતાં.

---

## પ્રકરણ ૩ જું.

"મોરીસન, હું જાણુંછું કે તું ખરેખર સાચ્ચો છે અને હું બીજા કોઇ કરતાં તુંનેજ સોપુંછું. શું કરવું તે તું જાણશે. તું તે રસ્તાપરથી ઘણી વાર જઇ આવ્યો છે અને તારો ખુદો ઘોડો તારા કરતાં વધારે સારી રીતે રસ્તો જાણે છે. રાત પડયા અગાઊ તું નીકલતો ના અને ખુચી તારી સાથે તેની દાસીનીજ માફક મુગી મુગી જશે."

હું તૈયાર રહીશ સાહેબ, તેણીને સહી સલામત પુગાડવા માટે મારીપર ભરસો રાખો. જે માણુસ આ ગામમાં જાણીતું હોય તેને માટે એ સેહલું છે. ખુદો ઘોડો આખો રસ્તો દોડશે."

"તારો ઘણો ઉપકાર માનુંછુ મોરીસન." ધ્રુજતે અવાજે લેફટેનંટ બોલ્યો, "તેણીને હીઆં રાખવાની મારી હીમત ચાલતી નહી. એ ઘણું એકલપેટું લાગે છે, પણ એની માએ મરણ પામ્યા પછી એનીજ એકલી મારી પાસે રહી ગયલી છે, અને તે લુચ્ચાઓનાં હાથમાં કદાચ તેણી આવી જાય તેની મને ઘણી ધાસ્તી લાગે છે. આપણે હીઆં નબલા છઇએ અને કોઇબી પળે હુમલો થવાની વકી છે; ત્યાં પેલી ગમ વધારે મજબુત છે અને ત્યાં તેણી સલામત રહેશે. મેજર પાસેથી હું તારે માટે રજા લાવ્યોછું અને મારી વાહલીને તારા હાથમાં સોપુંછું."

"હું તેણીને મારા જાન માફક સંભાળીશ સાહેબ."

"હું જાણુંછું કે તું તેમ કરશે; તેણીની માસીનાં હાથમાં એને આપજે અને રાત પડવાની વાત જોઈ તું પાછો આવજે."

એક ડગલું તે બીજાની આગળ ચાલ્યો અને પોતાનો દરવાજો બધું ખુલી જઇ પોતાનો હાથ લંબાવ્યો. મોરીસને એક પળ તે પકડયો અને ઉતાવલા અવાજે બોલ્યો,

"તમારા વીસવાસ માટે હું ઉપકાર માનુંછું સાહેબ, કોઈ ધાસ્તી ના કરો, હું એને સહીસલામત પુગાડીશ."

અને એમ કરી તે બાહેર ગયો જ્યારે તેના બેદરકાર મોહડાપર અને ગંભીર કાળી આંખોમાં કાંઇ ચોકસ મજબુત ઠરાવ સ્પષ્ટ દીસી આવતો હતો.

બલવો જાગો હતો—તે બલવો કે જેના ભયભીત કર્મોથી આખી સુધરેલી દુન્યા ધ્રુજી હતી અને લેફટેનંટને લાગ્યુ કે તેનાં બાળકની સલામતી માટે તેને તેણીથી છુટું પડવું જોઇયે.

જ્યારે તે સીપાઇ મેદાન તરફ તે બચ્ચા સાથે સ્વાર થઇ ગયો, ત્યારે રાત પડી હતી. તેને લાગયું કે દરેક હીલતી ઝાડીઓમાં મોહત ભમતું હતું અને જેથી તે દરેક હીલતી ચીજ પર … તેને ક… જાણતો હત. … ચાલતો હતો, ક… થોડોજ તફાવત રહ…

…તે સીપાઇને હીદુસ્થાન… થતાં મગજમાં શું શું વીચારે છે!! … છે. એકજ વખત, તેને પોતાનું મા… લી… બચ્ચાને ચુમી કરી અને તેણી તરફ ની…

પણ સઉથી ખરાબ રસ્તો હજુર તો પસાર… એક લાંબી સાંકડી ગલી કે જેનો પથ્થરનો … દરેક ફલંગે અવાજ કરતો અને તે સીપાઇએ દા… પોતાની પીસતોળ તૈયાર હાથમાં પકડી રાખી હતી.

જેમ તે ધાસ્તી રાખતો હતો તેમ થયું. જ્યારે તેને અરધી ગલી જેટલો રસ્તો કાપ્યો કે, એક બંદુક ફુટી અને તેને એક માણસનો આકાર તે ગળીમાંથી નીકળતો દીઠો.

બીજાઓ પણ તેની આસપાસ નીકળી આવ્યા. તેને તેઓ વચ્ચેથી ચાલવા માંડયું અને નજદીક દીસતા આકાર તરફ ગોળીઓ છોડી, જ્યારે તે બાળક ડચકાં ખાતું તેને વળગી રહયું હતું.

તેના રડવાનાં અવાજથી તે સીપાઇનું લોહી પુશકળ ઉશ્કેરાઈ આવ્યુ અને તેને એકજ વીચાર કરયો, કે જે અગાઉનાં કરતા પણ મજબુત હતો, કે કોઇબી રીતે બસ તે બચ્ચાંને બચાવવું.

તે પેલા લોકની અંદર જોસમાં ચાલી જવા પાંમ્યો. પોતાનાં અરધા ઘેલા થયલા જેવા ઘોડાને વધારે જોસમાં સામેનાં રસ્તાપર દોડાવ્યો.

એક થોડી ફલંગો અને તેઓ છુટા થયા અને પછવાડેવાલાઓની નીષ્ફળતાની બુમો સાંભળી શકતા હતા—પણ તેટલાં તે સીપાઇનાં તીક્ષણ કાને તેનાં પોતાનાં ઘોડા સીવાય બીજાનાં પગલાંનો અવાજ આવ્યો અને તેને હવે લાગયું કે એ તો જીંદગીનીજ સરત હતી. તેનો પોતાનો બાહદુર ઘોડો અરધો થાકી ગયો હતો અને વારેઘડીએ ઠોકડ ખાતો હતો અને પછવાડે આવતા જાનવરોની ખડીનો અવાજ નજદીક અને નજદીક આવતો જતો હતો.

પોતાનો ઠરાવ ઘણો મજબુત હવે થયાથી તેને ઉતાવલે તે બાળકને બાધેલો રેસમી પટો છોડી નાંખ્યો અને પોતાનો પણ પટો છોડી, તે ઘોડાને પોતાને ગમતો રસ્તો લેવા દઇ, તે બચ્ચાને ભારી સફાકરી જીન સાથે ટાઇટ બાંધી લીધું. તેણીને બરોબર બાંધવા માટે ઘોડાને ઉભો રાખી પોતાને નીચે ઉતરવું પડયું હતું. પછવાડે આવતાં દુશમનો હવે ઘણાં નજદીક આવવા લાગયા. તે સીપાઇએ ઉંડો ગાંથ મારી પોતાની તલવાર ખેંચી કહાડી અને એક પળ સાંભળવા થોભ્યો.

ત્યાર પછી તેને તે બચ્ચાંનું સુંદર માથું પસવારયું અને તેણીનો નરમ ગાલો પોતાનાં સાંમલા મોહડાંપર દાબ્યા. તેણીને

⇛ ફેબરવારી ૧૮૯૩: ⇚

પુસ્તક ૪ થું.] [અંક ૧૨મો.

# સ્ત્રી મિત્ર.

દર માસે પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપેયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❖ લખનારાં—પારસી બાંનુઓ. ❖

મુંબઈ:
કપસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફેરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૧ આના.

# ❧ સ્ત્રી મિત્ર. ❧

## સાંકળીયું—ફેબરવારી ૧૮૯૩.












STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૪થું. ફેબરવારી ૧૮૯૩. અંક ૧૨મો.




## એક માતાની કેળવણીનો બદલો.

પ્રકરણું ૩ જું.




શું સ્વપનો જોઉં છું, કે ખરેખર ફરીથી દીનબાઈ મરચંટને જોઉં છું?” એક ઉમરે પુગેલા ગ્રહસ્થ દીનબાઇ તરફ આવતાં આવતાં બોલ્યા અને એકદમ તેવણુ આગળ જઈ તેવણુનાં બંને હાથો પકડી ઘણીજ ખુશાલી અને લાગણીથી શેકહેન્ડ કરી. દીનબાઈએ પણુ તેટલાંજ ખરાં દીલથી તેવણુને આવકાર દીધો. તેવણુ દીનબાઈના બાવાના ઘણા જુના દોસ્ત થતા હતા અને તેવણુની સાથે દીનબાઈનો વાહલાં બાપ સોહેરાબ એકજ સ્ટીમરમાં હંકારી ગયો હતો. તેવણુને જોતાંજ દીનબાઈને આગળી વાતો યાદ આવી ગઈ, અને એક બે વાર તેવણુની નરમ આંખોમાં પાણી આવી ગયાં.

“દીનબાઇ, એટલા વખતમાં કેટલા બધા ફેરફારો થઈ ગયા છે,” તે ગુજરેલ ગ્રહસ્થે પોતા સામે ઉભેલી ખીલતી જવાન બાનુને એક બાપનાં જેટલી ખુશાલીથી જોઈ કહ્યું. “ગરીબ હોરમજશાહ! જો તેવણુનું માયાળુ હૈયું ગરીબ બીચારા સોહરાબનાં કમનસીબથી લાગેલા ફટકાની સામે થઈ શક્યું હતે, તો બેશકજ આજે તેવણુની દીકરી વીશે જે સઘળી વાતો હું સાંભળું છું, તે જો ખરી હોય તો તેવણુ સુખી હતે.”

“મી૦ પેસ્તનજી, તે તો તમે પોતે જાતી તપાસ કરીને કેહજો; મારૂં ઘર મારા બાવાના સાૈથી વાહલા દોસ્તો માટે હમેશાં ખોલ્લું છે.” તેવણુનાં હોઠોથી જે દુઃખભરી યાદ ખાવી તાજી થઈ હતી, તેને છુપાવવાની કોશેશ કરી હસ્તાં હસ્તાં દીનબાઈએ કહ્યું, “તમે મુંબઈમાં અમારે માટે જે કાંઈ સાંભળ્યું હોય તે કાંઈ હું માનતી નહી, તમે પંચગની અમારે ત્યાં આવીને રહેશો તોજ અમે બધાં સંતોષ પામશું.”

“ઠીક છે ત્યારે તો સંભાળ રાખજો હું ત્યાં પધારી નાખી પડશ, તો જ્યાં સુધી મને કેહાડશો નહી ત્યાં સુધી જવાનું નહી જો.” તે બુઢા ગ્રહસ્થે તેવીજ રીતે હસ્તાં હસ્તાં જવાબ દીધો. “જે થોડી ઘણી ગપ મેં અહીંઆ સાંભળી છે, તે તમારા દેખાવે ખોટી પાડી છે, તેથી જ્યારે હવે તમે મને રજા આપી છે, ત્યારે તો બાંકીની સચ્ચાઈ શોધી કહાડવા હું પોતેજ નીકલેશ.”

“હું ધારૂં છું, કે તમે એમ સાંભળ્યું હશે, કે મનચેરશાહની ધારણાં કદી પણ તેવણુનાં છોકરાંઓને મુંબઈ લાવવાની ન હતી? તેઓ મુંબઈના લોકો સાથે ભેલાવા માટે ઘણાંજ સારા, ઘણાંજ—હું શું બોલ વાપરૂં?—ઘણાંજ સંપુરણ, ખામી વગરના હતા; એમજ કેની?” દીનબાઈએ મુછમાં હસીને પુછ્યું.

“હા, હા; કાંઈ એમજ સાંભળ્યું છે ખરૂં—ને ગુજરેલ ગ્રહસ્થે ડોકું ધુણાવ્યું. પણ જોઈને ખુશી છઉં કે તેવું કશું નથી—નાહનાં છોકરાંઓને એકાંતવાસ ગમે નહી—વારૂ કેટલાં અહીંઆં છે?”

“કોણ મારાં છોકરાંઓ?” દીનબાઈ અજાયબીમાં બોલ્યાં.

“એકજ, મારી વડી છોકરી, હું તેણીની બેહનને પારટીઓમાં જવા લાયકની ઉમરની ધારતી નથી.”

“અને તેથી તમે તેને ઘેરમાં ગોંધી રાખ્યા અને ફકત એકનેજ બહાર લાવ્યા. તેણીનામાં જો તેના મામા સોહરાબના જેવો ક્રોધ હતે, તો તમારી આ ચાલ માટે જરાક તોફાન કીધું હતે.” તે બુઢા ગ્રહસ્થે ખુશીથી હસીને કહ્યું.

“મારી સત્તાનો પાયો થોડો ઘણો તમારી માફક પ્યારપર રચાયલો હોય, તો કદીબી તેણી તેમ નહી કરે.” દીનબાઈ હસીને બોલ્યાં.

“ત્યારે તો તમેબી સત્તા ચલાવવાનો છુપો ભેદ શીખ્યાં છો, નહી વારૂ? હવે કોણ એમ ધારે કે આ મારી સામે ઉભેલી બૈરી એક વેલાએ એક નાહની ગરીબ છોકરી હતી કે જેને હું મારા ગુડઘુપર રમાડતો હતો અને તોફાન તથા લડાઈની વાતો કરતો હતો ત્યારે ધ્રુજતી હતી? વારૂ તમારા દીકરાઓ ક્યાં છે?”

“એઉ કાલેજમાં છે, મારો એક વાળેજ છે, જે હું ધારૂં છું કે તમે સાંભળીને ખુશી થશો કે સરજન માટેનો અભ્યાસ

કરે છે. તે થોડાક વરસમાં ઘણાં માન સાથે પાસ થઈ આવશે; તેને લગતો હેવાલ ઘણો ખાતરી પુર્વક અને ખુશકારક અમને મળે છે. તે ખવાસમાં મારા ગરીબ સોહરાબનાં જેવો હીમતવાન અને ચાલાક છે."

"હું સાંભળીને ઘણો ખુશી થયો છું પણ કયો ભાણેજ? તેનું નામ શું? મનચેરશાહનો ભાણેજ કાંઈ હોરમજશાહનાં કુટુંબની કીર્તી વધારશે નહી અને જો મને બરાબર યાદ હોય, તો તમારો તો એકજ ભાઈ હતો?"

"તમે શું તે ખુબસુરત છોકરીને તદન ભુલી ગયા કે, જેણી તમે મને છેલ્લા આવાજ એક મેલાવડામાં મલ્યા હતા, ત્યારે સર્વેનું ધ્યાન ખેંચતી હતી? પેસતનજી તમુને ખચીત મારા બાવાની માનીતી આઈમાય યાદ તો હશે?"

"આઈમાય—આઈમાય—હા, મને યાદ આવે છે;" અને તે બુઢા ગ્રહસ્થ કાંઈ વીચાર કરતા હોય તેમ દેખાયા, પછી એકદમ બોલી ઉઠયા, "ખચીતજ, હવે મને યાદ આવી; મેં કદી પણ એવી ખુબસુરત છોકરી જોઈ ન હતી—અને તેણીનું શું થયું? તેણીને વાસ્તે કાંઈ અફવા ઉડી હતી, નહી વારૂ? મેં સાંભળ્યું હતું, કે તેણી પોતેજ વર પસંદ કરી તેની સાથે નાહસી ગઈ હતી, જેથી તેણીનાં ગરીબ બાપે ઘાસ્તી ખાધી હતી. હમણાં તેણી કયાં છે?"

"પેસતનજી, આપણને તેણીનાં વાંકા ભુલી જવા જોઈયે," તેવણે ભરાઈ આવેલાં હૈયાં સાથે જવાબ દીધો, "તેણીએ તે માટે પુરતો અને દુઃખદાયક રીતે પસ્તાવો કીધો છે. હવે તેણીનાં વાંકોને તેણીને સાથેજ ગુજરી જવા દેવો."

"ગુજરી જવા! ત્યારે શું તેણી પણ ગુજરી ગઈ છે કે? શું તે સુંદર ખુબસુરત છોકરી, કે જેણીને મગરૂબ ચેહરા સાથે મારી સામે આવી ઉભેલી જોઉ છું તે પણ ગઈ?" આમ બોલતાં તેવણે પોતાનો હાથ આંખપર ફેરવ્યો, કે જે આંસુઓથી ભરાઇ આવી હતી, પછી તરતજ પોતાનો જુસ્સો દાબી દઈ બોલ્યા, "અને ત્યારે આએ છોકરો તે તેણીનો છે, હું તે મુશકેલીએ માની શકું છું. ખચીતજ તે ઈંગલંડ જવા લાયક મોટો તો નહીજ થયો હશે."

"પેસતનજી, કેટલાં વરસો વહી ગયાં છે, તે તમે ભુલી જાવો છો, જાલ હમણાં અઢાર વરસનો છે. તમે તેની માતાને છેલ્લી જોઈ, ત્યારે જેટલી ઉમરની તેણી હતી, તેટલીજ ઉમરનો હમણાં તે પણ છે."

"અને ગરીબ બીચારી આઈમાય કયારે ગુજરી?"

"૭ વરસ થયાં. તેણીનાં વર બાહરગામ ગુજરી ગયા અને તેણી પોતાનાં દેશમાં આવી મારા હાથમાંજ મરણ પામી. તમે તેણીની છોકરીને જોઈ ખુશી થશો, જો કે પેહલી નજરે કદાચ તેણી તમુને ઘણી ખુશ સ્વભાવની લાગશે નહી. તેણીને પોતાનાં ભાઈપર ઘણોજ પ્યાર છે અને તેને લગતી કાંઈપણ વાતથી ઘણીજ ખુશી થાય છે."

"અને શું તમારી બેહનનાં છોકરાં તમારીજ સાથે રહે છે. શું તેઓના બાપના કાઈ સગાં નથી?"

"કોઈજ નહી; અને જો હતે તોબી તેઓને ફરી લઈ મારાં પોતાનાં તરીકે ઉધારવા દેવાને હું તેઓને અરજ કરતે. ગરીબ બીચારાં! જ્યારે તેઓની માતા મરણ પામી, ત્યારે તેઓની હાલત ખરેખરજ ઘણી શોકાતુર હતી. નીરાધાર, માબાપ વીનાનાં દસથી બાર વરસનાં બચ્ચાંઓ એક પણ દોસ્ત, કે જેની તરફથી તેઓ મદદ અથવા આસરો મેલવી શકે તે વગર પારકાં દેશમાં પડેલાં હતાં. મારૂં દીલ તેઓ માટે ઘણુંજ દુઃખવા અને બલવા લાગ્યું અને મેં જે પગલું ભરયું, તે માટે મેં કદી એક પણ વેલા પસ્તાવો કીધો નથી."

તે બુઢા ગ્રહસ્થે તેવણનાં લાલ થઈ આવેલા ગાલોપર વખાણની નજરથી જોયું અને તેવણનો હાથ માયાથી દાબી ખરા દીલની લાગણીથી, તેવણની હમેશની રીત મુજબ ડોકું ધુણવી "હા, હા" કરી બોલ્યા.

"હું તમુને જરૂર આવીને મલશ. જો કાંઈ અડચણ નહી નડશે, તો હું જરૂર થોડા દીવસમાં આવીશ, પણ તમારા વર કયાં ગયાં—અને તમારી દીકરી? તમારે લગતાં દરેક જણને મને બતાવો, ચાલો દીનબાઈ ઉઠો અને તેઓ આગળ મને લઈ જાવો."

દીનબાઇ ઉઠયાં અને તેવણને લઈ આગળ ગયાં, કે જ્યાં તેવણનાં વર જલદી તેઓને મલ્યા. તેવણે પેસતનજીને દીનબાઈનાં જેટલોજ ખરાં દીલથી આવકાર દીધો અને થોડા વારમાં તેણીની માતાની અસારતથી ખોરશેદ પણ તેઓ આગળ આવી. દોરાબજી તેણીની સાથે હતા.

જ્યારે દીનબાઇએ તે ખીલતી છોકરીને પોતાની દીકરી તરીકે તેવણને ઓલખાવી, ત્યારે તેવણે અજાયબીથી એટલો તો રમુજી દેખાવ દીધો, કે આગળ ઉભેલાંઓ મુશકેલીએ તેઓનું હસવું દાબી શકયાં; તેવણ બોલ્યા કે દીનબાઇનાં છોકરાંઓમાં તેવણ ધારતાં હતાં, કે તેણી સૌથી વડી હશે, જેનાં જવાબમાં જ્યારે દીનબાઈએ કહ્યું કે તેણી કરતાં તો તેવણનાં બે દીકરાઓ વડા હતા, ત્યારે તો તેવણની અજાયબી ઘણી વધી.

"ત્યારે તો એ શું છે તે હું તમુને કેહવું દીનબાઈ," તે બુઢા ગ્રહસ્થે કહ્યું, "વખતે મારી સાથે ચેડાં કહાડયાં છે અને હું ધારતો હતો તે કરતાં મને પેલી દુન્યાની વધારે નજદીક લાવ્યો છે અથવા તો તમારી સાથે ઉભો રહયો છે અને તમારી સાથે આગળ ચાલ્યો છે."

"તેના કરતાં તો એમ વધારે કહેવાઈ શકાય, મારા ભલા દોસ્ત, કે વખતની નીશાની તમે ફકત તમો પોતાપરજ જોઇ શકો છો, કારણ કે તમોને બચ્ચાં ન હોવાથી તેઓનાં વધતાં જતાં વરસોમાં તમે તેને જોઈ શકતા નથી અને તેથી તમો જાણો તે કરતાં વધારે ઝડપથી તે તમારી આગળથી પસાર થઈ જાય છે; પણ અમારી સાથે તેમ થઈ શકતું નથી."

"હા, હા, દીનબાઈ હું ધારૂં છું કે તેમ હશે—હું ઈછું છું, કે મારાં પોતાનાં છોકરાં હતે, પણ કાંઈ નહી તેને બદલે આવીને તમારાંનીપર વખતની ચાલ તપાસસ, અરે ખોરશેદ,

હું એટલો બુઢો શું કામ થયો હોવશ. જુવાનોની આસપાસ બધાં આમતેમ દોડે છે અને વાતો કરે છે અને મારો તો કોઈ ભાવબી પુછતું નથી."

"ત્યારે મી૦ પેસતનજી, મને તમારી સાથ વધારે વખત વાત કરવાની ટક આપશો. તમારા જેવા ગ્રહસ્થની સાથ વાત કરવા માટે કોઈબી છોકરી મગરૂર થયા વગર રહે નહી," ખોરશેદે હસીને કહ્યું, કારણ કે તેણીએ પોતાની માયને મોઢે પેસતનજીની ઘણી વખાણ થયલી સાંભળી હતી અને વળી તેવણુંની વાતચીત પણ તેણીને ગમતી હતી.

"વાહવા પેસતનજી, એક જુવાન ખુબસુરત છોકરી સાથ આવી જાહેર જગાપર વાત કરવાની તમને ઠીક ટક મલી છે," દોરાબજી મુગાના જેવણ ખોરશેદ પાસ ઉભા હતા, તેવણ હસીને બોલ્યા. તેવણનો તે વેલાનો હસ્તો ચેહરો ફકત ખોરશેદનેજ નહી, પણ તેણીની માતાને પણ હમેશ કરતાં વધારે ખુબસુરત લાગો. "ચાલો ત્યારે હું હવે અહીંઆંથી ચાલી જાઊછું."

"નહી નહી દોરાબ, અહીઆં તો તુંજ તેણીની સાથ વાત કર. કેડે બહાર મઝા કરવા બચ્ચાં જાય, ત્યારે તો તારા જેવા મસ્તાન પોરીઆઓનીજ વાતમાં વધારે મઝા મલે. એક દહાડે આપણે એવણને ત્યાં જઈશું, ત્યારે હમે પેટ ભરીને વાત કરીશું. હાલ તો તેણીનો હું ફકત ઉપકાર માનીનેજ રહું છું. ખોરશેદ આજની તમારી સભ્યતાભરી ચાલથી મારી જુવાની પાછી આવી હોય તેવું મને લાગે છે."

"પેસતનજી શેઠ, તમે એમ કહોછો તો ખરા કે મારા પોતાનાં ઘરમાં ફકત મારી સાથેજ તમે વાત કરશો, પણ મને લાગે છે, કે ત્યાં મારો એક જબરો હરીફ ઉભો છે. તમે જો મારી બેહનને જોશો, તો મારેથી કદી પણ સંતોષ પામશો નહી. તેણી દરેક કોશેશ કરી તમારી માનીતી થવાને ચુકશે નહી. જ્યારે હું ઘર જઈ મારી બેહનને કહેવશ, કે આજે પેલા પારસીઓ તેમજ પરજાતમાં પોતાનાં સારા ગુણોથી વખણાઈ ગયલા તથા આપણા મોટાબાવાના જુના દોસ્ત મને મલ્યા હતા, ત્યારે તેણી તમને જોવાને તલપી રહેશે."

"ખરેખર, ખરેખર! ત્યારે તો તેણીને મારા જેવા બુઢા માણસની દુવા સાથે કહેજે કે, કાલે હું તેણીને મલવા આવીશ તથા તેણીને આજે અહીઆં નહી લાવવા માટે તેણીની માતાને મેં ધમકાવ્યાં છે. જો તમને ઘડપણને માટે જરાબી માન હોય, તો તેણીને કહેવાને ચુકતા ના."

"હા પેસતનજી, મારી ઉપર વીશ્વાસ રાખજો. હું તેણીને બરાબર કહીશ," ખોરશેદે હસીને જવાબ દીધો, તેટલાં ત્યાં પીરોસા દુબાશ આવી લાગવાથી ઉપલી વાત અટકી ગઈ અને પેસતનજીને કોઈએ બીજી બાજુએ બોલાવાથી તેવણ ત્યાંથી ચાલી ગયા.

"કેમ મી૦ દુબાશ, તમેબી અહીઆં આવ્યાછો કે" ખોરશેદે પીરોશા તરફ ફરીને કહ્યું.

"જ્યાં ખોરશેદબાનું મંરચંટનાં પનોતાં પગલાં પડે, ત્યાં કંયો જવાન્યો જવાંને લલચાય નહી."

"જાવો જાવો પીરોશા, વળી તમે એવું અક્કલ વગરનું બોલ્યા કે" ખોરશેદે ટોળા ચલાવી તોપણ હસીને કહ્યું.

"ચાલોજી ત્યારે તમને નહી ગમતું, તો હમે ફરીથી ગમે એવી લાલચ છતાં એમ બોલીશું નહી, પણ આપણા આએ ફેખશરૂ બનાજી શું આજે કરી રહયા છે? કાંઈ જુવાન છોકરીઓ સાથ હસી હસીને વાત કરે છે."

"કાંય મી૦ બનાજી જેવા એક જુવાન માણુંસ હસીને વાત કરે તો તેમાં અજબ થવા જેવું શું છે?" ખોરશેદે પુછયું.

"અરે ખોરશેદબાનુ, તમને ખબર નથી, એ ફેખશરૂ તો એક મોટો ફીલસુફ છે. એવણે દુન્યાનાં ઘણા ખરા ભાગો જોયલા છે અને યુરોપનાં નજદીક સઘલાં દેશોમાં ફરી આવેલા છે અને તે મઝાને ખાતર નહી પણ ગ્નાન મેલવવા. તે નવાં મેલવેલાં ગ્નાનનો એવણનાં મગજમાં એટલો તો ભંડાર છે, કે હવે તેવણ એક ચોપડી બહાર પાડવાના છે. હુંબી એવણ યુરોપ ગયા ત્યારે સાથે ગયો હતો, પણ થોડા વખતમાં હું તો મારા સાથીથી ધરાઈ ગયો અને મારાં જેવા રમતા પંચી સાથીઓને સાથે મઝા કરવા સોધી કાઢયા. હું તો એને કહું છું, કે જ્યારેબી મને કોઈ બાબદપર શીખામણુની જરૂર હશે, ત્યારે હું એની આગળ જઈશ. મેં તો એનું નામ "વોકીંગ *સાઈકલોપીડયા" પાડયું છે અને હવે તમેજ વીચાર કરો, કે એવો માણસ જુવાન છોકરીઓ સાથ મોઢેથી હસીને વાતજ કેમ કરી શકે? આએ "સાઈકલોપીડયા"ના પાના ફેરવવાની કહી બાનું હીમત કરી શકે! જોઈયે તો ખરા કે કોણ સાથ એમ હસી હસીને વાત કરે છે. અરે એ તો આપણાં મેમાનદારનાં છોકરી પીરોજબાઈ છે. એવણબી મુંબઈની છોકરીઓમાં હુસ્યારમાં ખપે છે અને બીજી છોકરીઓની માફક વાતનીજ ચોપડી ફકત વાંચવાને બદલે બીજી ગંભીર બાબદો પણ વાંચે છે, જેથી એ બે જણ વાત કરે તેમાં કાંઈ ઘણું અજબ થવા જેવું નથી, તોપણ ખવાસમાં એવણ ગંભીર ચોપડીઓ વાંચી તેવાંજ ગંભીર થયાં નથી. હમણાં તો બીચારા ફેખસરૂ સાથ વાત કરતાં સાતમે આસમાને ચઢી ગયલાં પોતાને સમજતાં હશે. આપણા "સાઇકલોપીડયા" ની પેલી બાજુએ પેલી બાનું ઉભી રહી છે તે તમે જોઈ કે. એ બીચારી સાત વરસ થયાં પોતાને માટે વર સોધવા આવી પાર્ટીઓમાં ધકેલા ખાય છે, પણ બીચારીનું કાંઈ પણ વલતું નહી. પેલી બાજુપર બીજી છોકરી ઉભેલી છે, તે પોતાને સૌ કરતાં સરસ દેખાડવાનાં ઘણાં ફાંફાં મારે છે, તો જો કે ખરૂં જોતાં તો તેણી કશાંમાં પણ સરસ નથી. આએ પેલી બીજી છોકરી આજે પેહલીજ વખત આવી જગાપર આવી છે."

"મી૦ દુબાશ" ખોરશેદે પીરોશાને સઘળાઓનું આવું રમુજી વર્ણન આપતાં જોઈ હસીને કહ્યું, "તમે જુવો નાઓછો કે હું પોતે પણ આજે પેહલ વેહલીજ આવી જગ્યાપર આવી છું અને તમારી રંગીલી દુન્યાને આજેજ મેં નીહાલી છે."

* સાઇકલોપીડયા એટલે દરેક જાતની વીદ્યાનો સંગ્રહ અથવા ચોપડી.

"ખોરશેદબાનુ તમે મને જબરો ગેરઈનસાફ કરો છો. મને પુરતી ખબર છે, કે તમને જાહેરમાં જોવાને હમો આજેજ ભાગ્યશાલી થયા છીએ. તમે આજેજ પેહલાં આવ્યા તો શું થયું, પણ પેલી ગરીબ બીચારી છોકરીની માફક પાર્તીમાં કેમ વર્તવું, તેના તમને આગમચથી ભાપણો નહી મલ્યા હશેની. જો હમણાં તેણી પોતાનાં ખુદરતી હસવાથી હસશે અથવા તો કોઈ ગમતાં માણસ સાથ બે બોલ વધારે વાત કરશે અને નહી ગમતાંને કાહું નહી આપશે, તો પછી ઘર જઈને જોઈજ લેવો! બીજે દહાડે એવું તો મોટું ભાષાણ મલે, કે ગરીબ બીચારી કોઈ દહાડે પાર્તી ફાર્તીમાં જવા માંગેજ નહી."

"ગરીબ બીચારી છોકરી." ખોરશેદે ખરેખર તેણીની દયા ખાઈ કહ્યું અને જે જોઈ પીરોશાને હસવું આવી ગયું.

"મીસ મરચંટ તેણી તમારી દયાને લાયકની નથી; તેણી સખ્ત હૈયાંની થઈ ગઈ છે, ખોરશેદબાનુ આ પાર્તીનાં નજદીક સઘળાજ તેવા છે, પણ હું જાણવા માંગુ છું કે, આજે કેખશરૂને કહી જાદુઇ લાકડી લાગી છે. હું ધારૂં છું, મીસ મરચંટ કે તે તમારી આંખો હોવી જોઇયે. વાત કરે છે તો પીરોજભાઈ સાથ, પણ જુવે છે તો તમારી તરફ; એકી વખતે બે ચીજ કરવાની કોશેશ કરે છે. પીરોજભાઈનું બોલવુંબી સાંભળે છે અને તમારો અવાજબી સાંભળે છે. ખાત્રીથી માનજો કે તમેજ જાદુગર છેવો."

પીરોશાના ઉપલાં બોલવાથી ખોરશેદને ઘણો સંતોષ મલ્યો, કારણ કે જો કે હીલ્લાની સમજાવતથી તેણીને કેખશરૂ માટે કાંઈ ઘણું સારૂં મત ન હતું, તોપણ તેવણનાં જેવો નહી પીગલે તેવો અને બીજાંઓનાં કહેવા પ્રમાણે સખ્ત અને થંડા દીલનો માણસ તેણીથી એટલો બધો અંજાઈ જાય, એ કાંઈ જેવી તેવી ફતેહ નહી ગણાય. ખોરશેદની માસી, કે જેણી માટે આપણે "ઘર સંસારી કેળવણી" માં વાંચી ગયા છીએ, તેણીને જેવો સઘળાં માડીઓને પોતાનાં પગ આગળ લાવવાનો સોખ હતો તેટલોજ ખોરશેદને પણ હતો. તે બહાર લાવવાની હજી સુધી તેણીને ટક મલી ન હતી, પણ તેના બી હજુર તેણીનાં દીલમાં રહી ગયાં હતાં અને હમણાં તેણીની સામે આવી ઉભેલી લાલચની સામે તેણી થઈ શકી નહી. તેણીનાં બચપણ વડીકમાં તેણીનાં માથે આ તેણીની વલાણ જોઇ લીધી હતી. તેને નાબુદ કરવાને દરેક ઉપાય અને દરેક નરમ સલાહો અજમાવી જોવામાં આવી હતી, પણ જો કે તે વલાણને વધારે બાહેર ઉગી નીકળતાં અટકાવવામાં આવી હતી, તોપણ જદમુલથી તો તે ઉખેડી શકાઈજ નહી. ખોરશેદમાં સચ્ચાઈ ઘણી હોવાથી ઉપલી વલાણ તેણીનાં માસી જેટલી હદબાહેર તેણીનાંમાં નહી હતી. તોપણ એક વખત ટક મલી તો તેણી જવલેજ તેની સામે થઈ શકતી હતી.

"આવતે અઠવાડયે કેખશરૂનાં બાપ નવરોજીને ઘર મોટી પાર્તી છે, ત્યાં તમે જવાના છેવો કે?" પીરોશાએ પુછ્યું અને ખોરશેદે હાનો જવાબ આપ્યો.

"હું ઘણો ખુશી છેઊં, આપણો 'વોકીંગ સાઇકલોપીડયા' આજની માફક તે દહાડેબી બધાની સાથે ખુશાલ રહેશે. તમે જોજો તો ખરા, તે દહાડે તમો જાણે જીન પરીનાં મેહલમાં હોવો તેવું લાગશે. દેશેદેશથી તરેહવાર જાતનાં ફુલ ફલાદી લાવી તેને પોતાની માતાને વાસ્તે પોતાનાં બાગમાં રોપ્યાં છે અને એમ કહેવાય છે, કે આખાં મુંબઈમાં તેના જેવો સરસ બાગ કોઈનો નથી. મેં એને ઘણી વખત કહ્યું, કે એટલો બધો વખત તે ઝાડપાન ઉપર કાઢતો હોવાથી લોકો તેને ઝાડપાન વેચનારો ધારશે અને એવી જાતનું ઘણુંબી કહ્યું અને તમે શું ધારોછો, તેને મને કેહવો જવાબ આપ્યો હશે!"

"વગર શકે, ઘણોજ સરસ."

"આવા શીખેલા શોકયા તરફથી તમે બીજા કેવા જવાબની આશા રાખો. ખરેખર તે એટલો તો શીલસુફી ભરેલો હતો, કે તે એક લેસનની માફક શીખીને મને યાદ રાખવો પડયો કે, તેને–પછી તે પોતાને ગમે તેવો મોટો ધારતો હોય તો શું થયું–અને તે ફુલો કે જેને ઉધારવાને તે આટલી બધી મેહનત લેતો હતો, તે બેઉને એકજ દહાપણવાલા અને અસાધારણ શકતીવાલા બનાવ્યાં હતાં અને જેથી કરી તેઓની પાછલ વખત રોકવામાં કાંઈ પણ હલકું પડવા જેવું ન હતું. મેં તો તેની તરફ જોયાજ કર્યું અને થોડા અઠવાડયાં વેર તેને પાદરીનું નામ આપ્યું, પણ થોડા વખતમાં હું તે નામથી કંટાળી ગયો અને પાછું અસલનુંજ નામ તેને આપ્યું.

પીરોશાનાં ઉપલાં બોલવાથી ખોરશેદને ઘણું હસવું આવી ગયું અને થોડા વખત બીજી એવીજ જાતની વાતો કરી તેઓ બેઊ જણ જમવાનાં ઓરડામાં "રીફ્રેશમેંટ" લેવા ગયાં.

"જ્યારે પીરોશા દુબાશ અને ખોરશેદ વાત કરતાં હતાં, તે વેળા કેખશરૂને થોડીજ ખબર હતી, કે તેઓની વાતનો મુખ્ય ભાગ તે બનવતો હતો અને એવા કાંઈપણ વીચાર વગર તે દુરથી ખોરશેદમાં હરપલે કાંઈને કાંઈ વધારે વખાણવા લાયક સોધી કાઢતો હતો. થોડા વખતમાં પીરોજભાઈ આગળ કોઈ બીજો ગ્રહસ્થ વાત કરવા આવવાથી, કેખશરૂ ટક સાંધીને ત્યાંથી દીનબાઈ તથા મનચેરશા આગળ ગયા, એવી આશાથી કે ખોરશેદ પણ થોડા વખતમાં તેઓને આવીને મળશે. પણ ખોરશેદને "રીફ્રેશમેંટ રૂમમાં" હીલ્લા મલી જવાથી તેણીને બહાર આવતાં વધારે વખત થયો. દીનબાઈએ જમશેદજી શરાફનાં જરબાઈને તે સાંજનાં આવ્યાં ત્યારનાં જોયાંજ ન હતાં, પણ અંતે તેવણે કેઠેથી જરબાઇને સોધી કાઢ્યાં. દીનબાઈએ તે વખતે દલગીરી સાથ જોયું, કે તેવણ તે દહાડાની પાર્ટીની ગડબડ કરતાં પોતાનાં ઘરનાં એકાંતવાસને વધારે લાયક જણાતાં હતાં, તેવણે તે માટે જરબાઇને નરમ ઠપકો આપ્યો અને જરબાઇને પણ કબુલ કરવું પડયું. કે તેવણ જો કે ત્યાં આવવાને તે દહાડે તદન નાખુશ હતાં, તે છતી દીકરીના કાલાવાલા આગળ તેવણનું કાંઈ ચાલ્યું નહી. વળી તેવણે કાંઈ દીનબાઈ આગળ એમ નહી કહ્યું કે જો કે હીલ્લા આટલા-

બધા કાલાવાલા કરી તેવણુને સાથે લાવી હતી, તે છતાં જ્યારનાં તેઓ ત્યાં આવ્યાં, ત્યારની તેવણુથી દુરને દુરજ ફરયા કરતી હતી. તેવણુને ખબર હતી કે દીનબાઈને હીલ્લાની ચાલ થોડી ઘણી અણગમતી હતી. અને ઉપલી વાત કદી તેવણુ તે અણગમામાં વધારો કરવા માંગતાં ન હતાં. જરબાઈ દીનબાઈને વખાણુ અને માનની નજરથી જોતાં હતાં. અને ઘણી વખતે આ નભરવશ પણુ સારી મતલબવાલી માતા ઈચ્છતી હતી, કે પોતાનાં છોકરાંઓ સાથ દીનબાઈનીજ માફક મજબુટાઈથી વર્તી શકે. પોતાની ન્હાની દીકરી આલાંપર દીનબાઈ જે હેત રાખતાં હતાં, તેથી પણુ ઘણી વખત ઈચ્છતાં હતાં, કે આલાંને બદલે હીલ્લા તેવણુની માનીતી હતે; તે દહાડે દીનબાઈનાં દેખાવમાં કાંઈ એવું હતું કે, જેથી જરબાઈ પોતાને તેવણુ કરતાં ઘણા હલકાં સમજવા લાગાં. પણુ તેવણુની તે લાગણીમાં જરાપણુ અદેખાઇનો અંશ હતો નહી. તેવણુથી દીનબાઈનાં જેવું થઈ શકાતું ન હતું, ત્યારે નહી બનવા જેવી ચીજ માટે બલાપો કરવો શું કામનો? થોડી ઘણી વાતચીત કર્યા પછી બે સહીઓ અકેકનો હાથ હાથમાં લઈ જે બાજુ મનચેરશા ઉભા હતા ત્યાં ગયા અને જ્યાં થોડા વખતમાં જમશેદજી પણ આવી ઊભા.

"કેમ જમશેદ આજે તું અહીયાં?" મનચેરશા બોલ્યા. "હું તો ધારતો હતો, કે એવી જાહેર જગામાં કદી પણ નહી જવાનાં તેં સોગંદ ખાધા હતા."

"હા તેમ છે ખરૂં, પણ ફક્ત આજની રાતને ખાતર તે મારો ઠેડાવ બાજુએ મુકી હું મારી ખુબસુરત સહી ખોરશેદને જોવા આવ્યો છું."

"જોવો એવણુ તમુ લોકને કેટલુંબધું માન આપે છે." જરબાઈને ઉપલા બોલો બોલ્યા વગર ચાલ્યું નહી. 'એવણુની પોતાની દીકરી જ્યારે પેહલવેહલી એવા જાહેર મેલાવડામાં ગઈ, ત્યારે વતીક એવણુ આવ્યા ન હતા."

"અને જરબાઈ સરાફ હું શું કામ નહી આવ્યો, તેનું કારણુ તમે જાણોછો? હું મારી પોતાની દીકરીને એટલી નાહની વયે આવી જાતની "ફેસનએબલ" દુન્યાદારીમાં નાખવા માંગતો ન હતો. હું જો ભુલતો નહી હોઉં તો હીલ્લા ખોરશેદ કરતાં ચાર મહીના ન્હાની છે અને તમારા આવા "ફેશનએબલ" મેલાવડામાં નવી જુની થઈ ગઇ છે."

જરબાઈ તો પોતાનાં વરનાં કરડા દોરા જોઈને ધ્રુજી ગયાં, તો જો કે તેવણુને થોડીજ ખબર હતી, કે તેથી તેણીને કેટલું બધું દુઃખ ઉપજતું હતું. દીનબાઈ ઉપલી નાખુશ વાત દુર કરવા જરબાઈને ત્યાંથી લઈ, થોડે દુર કેખશરૂ બનાજીનાં માય ઉભેલાં હતાં તે બાજુ ગયાં. થોડો વખત તેવણુ સાથ વાત કરી, જરબાઈ થાકી ગયલાં હોવાથી, બેઉ જણુ એક એકાંત જગાએ જઈને બેઠાં અને દીનબાઈની રમુજી વાતોથી જરબાઈનો બાકીનો વખત ઘણો સરસ રીતે પસાર થઈ ગયો.

થોડા વખતમાં જ્યાં મનચેરશાહ તથા જમશેદજી ઉભેલા હતા ત્યાં ખોરશેદ આવી અને તેણીને જોઇને જમશેદજી એકદમ બોલી ઉઠયા, "મનચી, આજની ઘડી સુધી મને ખબર નહી હતી, કે ખોરશેદ દેખાવમાં તુંને એટલી બધી મલતી છે. તેણી કેટલી અમીરી દેખાવની છોકરી છે! હા, મનચેરશા જો તું હાલના કરતાં પણુ વધારે તારાં છોકરાંઓ માટે મગરૂર હતે, તોપણુ હું તુંને માફ કરતે."

તેવણે ઉપલા બોલો બોલતી વખત એક ધીમો નીસાશો નાખ્યો, પણુ તરતજ તે દબાવી નાખી ખોરશેદ આગળ દોડી ગયા અને તેણી આગળ તરેહવાર રમુજી વાતો કરી. થોડા વખતમાં ત્યાં દોરાબજી મુગાના અને કેખશરૂ બનાજી આવી લાગા. ખોરશેદને દોરાબજીને વધારે ડોહું આપતાં જોઈ કેખશરૂના મોહોંપર દેખાઈતી નીરાશી પ્રગતી નીકળી. ખોરશેદ તે જલદીથી જોઈ શકી અને પીરોશાનાં બોલો થોડે ઘણે દરજ્જે ખરા પડેલા જોઈ ખુશી થઈ. દીનબાઇ ફક્ત વર મેલવવાને ખાતર પોતાની દીકરીને જાહેર મેલાવડામાં લાવવાના વીચારથી કમકમતાં હતાં; પણુ તેવણુની દીકરીનો પરણુવાનો વખત નજદીક આવતો હતો, એવો વીચાર જો અવારનવાર તેવણુનાં મગજમાં આવ્યો ન હોય, તો તેવણુ ખુદરતી લાગણી વગરનાં હોવાં જોઇયે અને એક માતાનાં સઘલા પ્યાર સાથે ખુદરતી રીતે તેવણુ ઈચ્છતાં હતા, કે જે શખસ તેવણુની ખોરશેદનો હાથ ધરશે, તે મોટી પદવી અને ઉમદા ગુણો ધરાવનારો હોવો જોઇયે અને જે જવાનો સાથે તેવણુ હમણાં થોડુંક થયું ભેલાતાં હતાં, તેઓમાં તેવણે ફક્ત એકનેજ જોયો હતો, કે જે તેવણુનાં બચ્ચાં માટે બધી બાબદમાં લાયક હતો અને તે જવાન કેખશરૂ નવરોજી બનાજી હતા. ખોરશેદે તેવણુનું ધ્યાન ખેંચ્યું હતું. એ માટે તેવણુની ચપલ આંખોને થોડોજ શક હતો, પણુ તે કરતાં વધારે તેવણુ કાંઈ પણુ વીચાર કરતાં ન હતાં; એ બાબદ વીશે તેવણુની લાગણી એટલી બધી હતી, કે તે જવાન અહરય તરફ ગમે એટલી વખાણુની નજરથી જોવા છતાં તેવણુ તેની સાથે ઘણું એખલાસથી વાતચીત કરતાં ન હતા, કદાચ જો તેવણુને તેની નવી લાગણીઓ વીશેનો કાંઈ પણુ શક ન હતે તો તેમ કરતે.

કેખશરૂ આખો વખત દીનબાઈની આગળની આગળજ હતા. અને જ્યારે તેવણુને ખાવાના ઓરડામાં બોલાવવામાં આવ્યાં, ત્યાં પણુ પોતેજ તેવણુને લઈ ગયા. આથી પીરોશાહને ખુબ રમુજ મલતી હતી.

"દીકરીનું સારૂં મન મેળવવા માટે માએનાં માનીતા થવાની કોશેશ કરે છે. વખાણુવા લાયક યુકતી; કેખશરૂ બનાજી તમારી નવી ચતુરાઈ માટે હું તમુને મુબારકબાદી આપું છું." જેવા તેવણુ તથા દીનબાઈ ત્યાંથી પસાર થઈ ગયાં, કે પીરોશાહ કપટી દીલે બોલ્યા. કેખશરૂએ ત્યાંથી ચાલી જતાં જવાબમાં ફક્ત પોતાની કાલી આંખોમાંથી એક તુછકાર ભરી નજર તેની તરફ ફેંકી કે, જેમાં એટલી તો સખનાઈ સમાયલી હતી, કે પીરોશાહનાં કરતાં કોઈ ઓછાં બેદરકાર દીલમાં તે જોવાથી ધ્રુજરાં છુટતે. દીનબાઈને જવાન કેખશરૂનાં જેવો

તેવણનાં દરેક "તેસ્ટ"ને મળતો સાથી કદાચજ મળ્યો હશે. પીરોશાહ જો તેવણની વાતચીત સાંભળતે તો "કેહતે કે તે દીવસે ખરેખર" 'વેકીંગ સાઈકલોપીડયા'નાં પાનાં ઊઘાડવામાં આવ્યાં હતાં, કારણ કે સાંજે કેખશરૂ ઘણીક બાબતો વીશે છુટથી વાત કરતા હતા કે, જે તેવણની માતા અને બેહનો આગળ કરવા સીવાય હમેશાં તેવણનાં પોતાનાં વીચારવંત મગજનાં ખુણામાં બંધ રહેતી હતી; પણ દીનબાઈમાં લગભગ એક માતાને છાજતું માયાલુપણું હતું કે, જે તેવણ પોતાની સંગત સોધનારા દરેક જવાન શખસને અજાણપણામાં બતાવી દેતાં હતાં અને જેની અસર તે જવાન અને કાબેલ ગ્રહસ્થ પર બહુ થઈ હતી. કેખશરૂ તેવણનાં દીકરાઓ વીશે એવી તો રીતે વાત કરતા હતા કે, જેથી એક માતાનું દીલ કદી પણ ખેંચાયા વીના રહે નહી. છ મહીનાં તેવણ કોલેજમાં રહયા હતા, જેટલો વખત જાંગીર સાથે ઓળખાણની દોસ્તી બાંધવાને પુરતા હતા. જાંગીર પણ તેવણની તરફથી વખાણ મેળવવાને ઘણી કોશેશ કરતો હતો અને કેખશરૂનું દીલ પણ તેની તરફ ખેંચાયા વીના રહેતું ન હતું; તેવણ દલગીર હતા કે હોમીનાં પોતાનાં જેવા એકાંત સ્વભાવને લીધે તેનાં ભાઈનાં જેટલી દોસ્તી તેની સાથે પડી ન હતી. વળી તેવણે દીનબાઈનાં એક દુરનાં સગાં જેને હોરમજશાહે દીકરો કરી લીધો હતો અને જેનાંમાં દીનબાઈ ઘણી કાળજી ધરાવતાં હતાં, તેવણની પણ કેટલીક વાત કીધી. પુણામાં ખંડ આગળ આવેલો તેવણનો સુંદર નાહનો બંગલો જ્યાં તેવણ પોતાથી થોડાંક વરસ નાહની એકપુરી બેહન અને પોતાની માતા સાથે રેહતા હતા, તથા તે બેહનની લઠહતી તબીએતને લીધે તેવણે કેવી રીતે પોતાનું સઘળું સુખ અને મજાહ છોડી દીધી હતી અને એકાંતવાસમાં જીંદગી ગુજારતા હતા તથા પોતાની માતા તથા બેહનને રીઝવવાને બનતું કરતાં હતાં, તે વીશેનો ઘણો સુંદર હેવાલ કેખશરૂએ દીનબાઈને કહી સંભળાવ્યો.

"તેવણ તમે ઈચ્છો તેવો ભાઇ અને દીકરો છે," કેખશરૂએ વાત પુરી કરતાં ખરેખરી લાગણીથી કહ્યું "એજ સૌથી સરસ વખાણનાં બોલો હું એવણ માટે બોલી શકું છું."

દીનબાઈ મુછમાં હસ્યાં અને જ્યારે તેવણે તે જવાન શખસનાં ઉસકેરાઈ આવેલાં મોહડાં તરફ જોયું, ત્યારે તેવણે વીચાર્યું કે જે શખસ આવા સદગુણોની કીમત પીછાણી શકે છે, તે પોતે પણ તેવા સદગુણો ધરાવતો હોવો જોઇયે—નહી, તેવણ જાણતાં હતાં કે તે ખરેજ ધરાવતો હતો—અને તેવણની છુપી ઈચ્છા હમેશ કરતાં વધારે મજબુટ થઈ; પણ તરતજ તેવણે તે મનમાંથી દુર કીધી અને કેખશરૂ જે બીજી વાતો ચલાવતા હતા, તેપર પોતાનું સઘલું ધ્યાન રોકયું.

એવી રીતે ઘણા કલાકો સુધી વાત ચાલી, પણ કેખશરૂએ ફરીથી ખોરશેદને વાત કરવા માટે પોતા આગળ બોલાવી નહી. તેવણ ધારતા હતા કે તેણી દોરાબજી સાથે વાત કરવાનું વધારે પસંદ કરતી હતી અને તેથી તેણી રખેને તેવણને ના પાડે એવા વીચારથી અચકાયા. ખોરશેદ પોતે જાણતી ન હતી, કે તેણીએ કેવાં દીલપર પોતાની સત્તા અજમાવી જોવાનો નીશ્ચય કર્યો હતો; જો તેણીને ખબર હતે તો પોતાના ઠેઠાવમાં અચકાને જરાકબી ઉતેજન મલવાથી અતીશય નહી અટકાવી શકાય તેવી લાગણીથી તેવણનું દીલ ધપકતું હતું, જ્યારે જરાક પણ નહી કોઈં આપવાથી તે દીલ તેટલુંજ દુઃખી થતું હતું. કેખશરૂ પોતાનાં ખવાસની આ નબળાઈ જાણતા હતા; તેવણ જાણતા હતા, કે તેવણ એટલી ઊંડી લાગણી ધરાવતા હતા કે, જેને જો બરાબર કબજામાં રાખી ન શકે, તો તે તેવણને ઘણા દંગાળ બનાવે; અને તેનેજ લીધે તેવણ ઘણાખરા એકાંતવાસમાં રેહતા હતા અને જેથી દુન્યાનાં લોકો તેવણને કુંજરા અને ગીજાસીમાં ખપાવતા હતા; જે દીવસથી કેખશરૂએ ખોરશેદને જોઈ, તે દીવસથીજ તેવણ તેણીને ચાહતા હતા, તેવણે પોતાની આ નવી લાગણીઓ દાબી દેવાને ઘણી કોશેશ કીધી અને થોડોક વખત એમ પણ ધારતા હતા, કે તેમાં તેવણ ફતેહ પામ્યા હતા, પણ જેવા ફરીથી તેવણ તેણીને જોતા, કે ખરેખરી સચ્ચાઇ વધારે ખુલ્લા આકારમાં તેવણની આંખ આગળ આવી ઉભી રહેતી; ફકત તેણીનોજ ચેહરો તેવણનાં 'દીલમાં ભમ્યા કરતો હતો. તેવણને તેણી ગમતી હતી, એવું બતલાવવાને તેવણ અચકાતા અને દુરના દુર રેહતા હતા; દુન્યાનાં લોકોને કાંઈ પણ બોલવાનું કારણ આપવા તેવણ ઈચ્છતા ન હતા. વળી જો તેણી તેવણને પોતાથી દુર રાખવાને ઇચ્છતી હોય, તો તે દુઃખ ખમવાની તેવણમાં હીમત ન હતી, પણ જ્યારે તેવણે જોયું કે ઘણી વખત ખોરશેદે દોરાબજી સાથે ફરવાને ના પાડી, પોતાની સાથે વાત કરવાને પસંદ કીધું હતું, ત્યારે તેવણનું હૈયું ઘણું ધપકવા લાગ્યું અને ઘણીજ મુશકેલીએ તેવણ પોતાના દીલના જોસ્સા દાબી શકયા. જો તેવણે જાણ્યું હતે, કે ખોરશેદની આ રીત ફકત તેણીની સત્તા તેવણપર અજમાવી જોવાની અને ચેડાં કાહડવાની હતી, તો તેવણનું ઉમદા દીલ કેટલું બલતે અને દુઃખી થતે.

તે દીવસની સાંહજ અંતે પુરી થઈ, મધરાત થવા આવતાં આસ્તે આસ્તે સઘલા પરોણાઓએ રૂખસદ લીધી. અંતે મનચેરશાહની ગાડી પણ તેવણનાં બંગલાનાં દરવાજા આગળ આવી પુગી. ખુરશેદ એટલી તો ખુશીમાં હતી, કે આખે રસ્તે ગાડીમાં તે દીવસની સઘળી મજાહોની તેણીનાં માબાપ આગળ વાત કીધી હતી; પણ જ્યારે તેણી પોતાના સુવાનાં ઓરડામાં ગઇ અને ત્યાં એકલી પડી, ત્યારે તે રાતની સઘળી મજાહોનો ફરીથી વીચાર કરતાં તેણીનું હૈયું ઘણાં ધીમે અવાજે તેણીને ઠપકો દેતું હોય એમ તેણીને લાગ્યું, પણ તે અવાજ તરતજ-ઘણીજ ઝડપથી-ગુમ થઈ ગયો. ફરીથી તેણી દોરાબજી મુગાનો વીચાર કરવા લાગી—હીલા કેવી ખાતરીથી કહેતી હતી કે તેવણ તેણીપર મોહી પડયા હતા, તેમાં જરાક પણ શક ન હતો—અને તે મગરબ, કુંજરા કેખશરૂને લલચાવી પોતા તરફ ખેંચવાને તેણીને કેવી મજાહ

પડતી હતી. તેવણુને તેણીનો બંદીવાન બનાવવામાં ખરેખર કેટલી બધી મજાહ પડશે. આવા આવા વીચારોજ ફકત તેણીનાં કુમળાં મગજમાં ભમવા લાગ્યા. તેણી વળી હીલાને બતાવવા ઈચ્છતી હતી કે તે જેમ ધારતી હતી, તેમ તેણી કાંઈ તદનજ તેણીની માતાના કબજા તલે ન હતી, કે તેણી પણ એક "ફેશનેબલ" છોકરીની માફક વર્તી શકતી હતી. ફેખશરને હમેશાં પોતાની બાજુએ રાખવા, બીજી છોકરીઓને નહી મલી શકે, તેવું ધ્યાન તેણીને આપવાને તેવણુને ફરજ પાડવી, એ સઘળું તેણીની "ફેશનેબલ" સહીઓને સાબેત કરી આપવાને પુરતું હતું, કે તેણી કાંઈ એટલી બધી માતાની મરજી પ્રમાણે ચાલનારી ન હતી. તેઓ ધારતાં હતાં તેટલી બધી કાંઈ સાંદી અને હુશીઆરી વીનાની ન હતી. જે સઘળું તેઓ બજાવવાને નીશ્ફળ થયાં હતાં, તે સઘળું તેણી બજાવી શકતી હતી. આવા આવા વીચારોથી તેણીનાં ગાલો લાલ થઈ આવ્યા. તેણીનું હૈયું ભવીષની ફતેહની ચકચકીત આશાઓથી ધપકવા લાગ્યું અને અંતે જ્યારે તેણી ઊંઘમાં પડી, ત્યારે સ્વપનો પણ તેવોજ જોવા લાગી, કે જાણે ફેખશર તેણીનાં પગ આગળ આવી પડયા છે.

અરે! શું તેણીની માતાની સઘળી શીખામણો, દાખલાઓ અને આજીજીઓ એટલાવારમાં ભુલી જવામાં આવી હતી? આ શું માતાની કેળવણીનો બદલો હતો? અફસોસ! અફસોસ!

[ સંધણુ છે. ] TWO OLD MAIDS.

---

એકવેળા એક જણુ હાથ ચાલાકીનો ખેલ રસ્તાપર ઉભેલા કેટલાક લોકની વચ્ચે કરતો હતો. પોતાની હુશીયારીની ઘણીક ડફાંસ મારયા પછી, ત્યાં ઊભેલા માહેલા એક જણુને બેઆની આપવા કહયું. એક અઢાર ઉમરનો શખસ, જે આ બધું ધયાંનથી સાંભળતો ઉભો હતો, તેને આગળ જઈ બેઆની તેના હાથમાં મેલી.

"હવે સાહેબો" તે ખેલાડી બોલયો "મારી પેહલી ચાલાકી આ બેઆનીને રૂપયાના આકારમાં બદલી નાખી તમુને દેખાડીશ."

એમ બોલતાં બોલતાં પેલો પૈસો કોઇ છુપી રીતે બદલી નાખી, એમ તેમ હાથ ચાલાકીથી કરી લોકોની સનમુખ રૂપયો લાવી મેલયો.

પેલો શખસ આ બધો વખત તે ખેલાડીને નીહાલીને જોતો હતો, તે તરતજ નજદીક જઈ પેલા જાદુગરને ખબર પડે તે આગમજ રૂપયો જમીનપરથી ઉપાડી લઈ, તેને નીચલા સવાલ પુછયા.

"આએ જે બેઆની મેં તુંને આપી હતી તે કે?"

"હા" જવાબ મલ્યો.

"તું ખાતરીથી કહે છે?"

"હા ખાતરીથી" જાદુગર બોલ્યો.

"અજબ જેવું છે" પેલો શખસ ગજવામાં તે રૂપયો સેરવી દઇ બોલ્યો, "પણ વારૂં ચાલ એને પાછો બદલી નખાવવાની મેહનત હું તુંને નહી આપતો, હું બસ એટલાંથીજ સંતોષ પામું છું." એમ કહી તેને ચાલની પકડી અને પેલો જાદુગર તો આઠનાં ચૌદ આના ખોહવાથી ડાચું વકાસતો ઉભોજ રહી ગયો.

---

એક જરમન ડાકટરે એવું શોધી કહાડયું છે, કે ઘણીક ભાકતપણાંની ટેવ ધરાવનારાઓ જે દરેક વેલા ખાતી વખતે સકરટન ફળ ખાય, તો તેઓ તે બુરી ટેવ છોડી દઈ શકે છે; તે ફળની અંદરની એસીડથી એમ થાય છે.



# દુન્યાપર સૌથી સરસ ચીજ.



એક પૈસાદાર માણુસે એક ચીતારાને કહ્યું કે "દુન્યાપર સૌથી સુંદર ચીજનું ચીત્ર મને પારી આપો." તે ચીતારો પોતાને ઘેર ગયો અને વીચારવા લાગો, કે દુન્યાં પર સૌથી સરસ ચીજ શું હશે અને તે કહ્યાં મલશે, તે થોડો વખત બેઠો અને વીચારવા લાગો. પણ તેનો તેને કાંઈ ખ્યાલ આવી શકયો નહી. સાંજે તે એક પૈસાદાર માણુસને ત્યાં મેજબાની હતી ત્યાં ગયો, "હું ત્યાં કાંઇ સુંદર ચીજ જોવશ." તેણે વીચાર્યું અને તે ત્યાં સકારેથી એવી આશાથી ગયો. કે મને ત્યાં કાંઇબી ચીજ મલશે. ત્યાં દીવાઓની સુંદર રોશની ચલકતી હતી અને ગાયન ચાલતું હતું, પણ તે ચીતારાને ત્યાં "દુન્યામાં સૌથી સરસ ચીજ" નહી જણાઈ, તેની પાસે ઉભેલો એક માણુસ બોલ્યો, "પેલી ઈંગ્લાંડમાં સૌથી ખુબસુરત છોકરી છે" અને તે ચીતારાનું હૈયું ખુશી થયું અને તેને ધાર્યું કે "મેં સૌથી સુંદર ચીજ શોધી છે" પણ જ્યારે તેને તે બાઈ તરફ જોયું. ત્યારે તેને તેણીની લાગણી વગરની બલુ આંખો અને રંગેલા હોઠો જોયા અને તે નારાીપાસ થઇ અને પાછો જઈ ત્યાંથી ફર્યો.

બીજે દહાડે તે ચીતારો ગામમાં ગયો અને "દુન્યામાં સૌથી સુંદર ચીજ જોવાની આશામાં ત્યાંની ગલીઓમાં ભતકયા કીધો, "મારી ખાતરી છે કે હું તે અહીંયાં જોવશ." જ્યારે એક સુંદર ફુલોથી ભરાઈ ગએલાં ઝુપડાં પાસેથી તે પસાર થયો ત્યારે તેને વીચાર્યું, પણ તેને ફકત ગુલાબોજ જોયા અને તેઓ ખરેખર સુંદર હતા. "આ દુન્યામાં સૌથી સુંદર ચીજો છે" અને તેને તે ગોલાબો તોડવાને પોતાનો હાથ લંબાવ્યો પણ તેના હાથમાં કાંતા ભોકાયા અને જ્યારે તેને પોતાના હાથમાં તેઓને તોડીને લીધાં, ત્યારે તેઓ ખરી ગયલાં અને લોહીથી ખરડાયલાં હતાં, "તેઓ દુન્યામાં સૌથી સુંદર ચીજો નથી" તે ચીતારાએ વીચાર્યું અને તે ઘર તરફ થાકી જઇ પાછો ફર્યો.

* * * * * * *

થોડાં અઠવાડયાં પસાર થઈ ગયાં અને તે ચીતારાને બીજા ચીત્રમાં રોકાણુ હોવાથી "સૌથી સુંદર" ચીજને માટે વીચાર કરવાનો વખત નહી મલ્યો; તે રંગવાને માટે તૈયાર કીધેલી ચીજો ટેબલ ઉપર પડી હતી. એક દહાડે જ્યારે તે ચીતારો બહાર જતો હતો, ત્યારે તેને વીચાર્યું કે તે કદીબી નહી બનશે. તે એક ઉદયોગી ગલીમાં કાંઈ કામને ખાતર

ગયો, કે જ્યાં રસ્તા ઘણા સાંકડા અને ગલીચ હતા અને છેક નાકે તો સુરજના કીરનથી પ્રકાશતાં નહી હોવાથી ત્યાં પુશકલ વાસ અને ગરમી હતી અને દરેક ચીજ અંધારી અને કંગાલ હતી, પણ જ્યારે તે એક વધારે સારા રસ્તા ઉપરથી પસાર થયો, ત્યારે તેને ફુલનો વાસ આવ્યો અને તેને ઉપર જોયું, ત્યારે તેને બારીની પાલ પર એક મધુર વાસવાલાં ફુલનું કુંડું જોયું અને તેજ વખતે તે ઉઘાડી બારીમાંથી એક મધુર સાદ સંભલાયો અને તે ચીતારો પોતાની થાક અને ઉતાવલ ભુલી જઇને સાંકડા ભાંગેલા દાદર ઉપર ગયો. કે જ્યાંથી તે ઓરડામાં જવાતું હતું. તે ઓરડાનું બારણું અરધું ઊઘાડેલું હતું, તેને અંદર નજર ફેંકી અને તેને એક કંગાલ ખાલી ઓરડો જોયો, કે જેની ફકત શોભા તે ફુલનું કુંડું હતું, પણ જેનો સાદ તેને સાંભલ્યો હતો, તેને ત્યાં એક ખુનામાં એક મરી જતાં છોકરાંની ઉપર વાંકું વલગું તેને જોયું. *તેઓ બેઉ બચ્ચાંજ હતાં; તેઓમાંના નાહલાનાં મોઢાં* પર જે ફીકાસ હતો અને મોટી કે જે તેની બેહેન હતી, તેના મોઢાં પર જે દલગીરી હતી, તે છતાં તેઓ સુંદર હતાં, તેણી તે પાટલા હાથો પોતાનામાં પકડતી હતી; તેણી તે બાળકના હોથો સાંથે પોતાના હોથો લગાડતી હતી અને ધીમેથી બોલતી હતી, "વહાલી જ્યાં તારા ચલકે છે ત્યાં તું જશે, પરીઓ તુંને ઊથકી લઈ જશે, પ્યારી તેથી તું વધારે વાર થાકી નહી જશે અને તું ખોદાને જોશે; પણ અરે વહાલી હું તુંને કેટલી ચાહુંછું અને તું મને ચાહે છે અને તું મને કદી કદીબી ભુલતી ના વહાલી" અને તે ગરણ પાંમતી છોકરીના હોથો હીલ્યા, તે ચીતારાએ પારખ્યું કે તેણીએ પેલી બેહનને જવાબ દીધો હતો, પછી તેઓ બંને ઊંઘાઈ ગયાં કે, જે ઊંઘ પછી તેઓમાનું એક મરણ પામ્યું.

* * * * * * *

તે ચીતારો બોલ્યો, "મને દુન્યા પર સૌથી સુંદર ચીજ મલી છે, તે પ્યાર છે" અને તે ત્યાંથી ઉતાવલમાં ચાલી ગયો. પણ તે જલદીથી મદદ લઇને પાછો ફર્યો અને પેલી વહાલી બેહન. કે જે તે છોકરું કે જેને પરીઓ લઇ ગઇ હતી, તેને માટે રડતી હતી તેને માટે કપડાં અને ખોરાક લાવયો હતો અને પછી તે તેણીને પોતાના સુખી ઘરમાં લઇ ગયો અને તેણીને કહ્યું કે તેણીને તે પોતાની સાથે રાખશે અને પોતાની દીકરી તરીકે ગણશે અને પછી જ્યારે તે પૈસાદાર માણસે તે ચીતારાએ રંગેલું ચીત્ર જોયું, ત્યારે તેને આંખમાં આશું સાથે લાંબો વખત સુધી તે જોયા કીધું, કારણકે તેમાં બે રીક્ષાં છોકરાંઓ એક એકાંત ઓરડામાં પોતાના શાંત મોઢાંપર પ્યારની શાંતીના દેખાવ સાથે હતાં અને જ્યારે તે તે ચીત્ર આગળથી ફરી ગયો ત્યારે બોલ્યો, "આનેજ માટે બેહેસ્તનું મુકામ બનાવેલું છે."

જાશી.

# મોહત અને દયા.



મે ઇચ્છીએ છીએ કે જાણીતા લેખક ગ્રંથકર્તા લોટીનાં ઉપલા નામનાં કદમાં નાનાં પણ કીમતી વિચારોથી ભરપુર ગ્રંથનો દુન્યામાં બોલાતી દરેક ભાષામાં તરજુમો થાય અને ઘાતકી મનુષ્યોની મોટી સંખ્યામાં વીજળીની મીસાલ ફેલાવો થાય. સઘળી કેળવાયલી દુન્યાએ તે વાંચી છે, પણ સંખ્યાબંધ લોકો જેમને તેની કશી ખબર નથી, તેઓ સાથે સરખાવતાં કેળવાયલી આલમ કેટલી નાની અને સાંકડી દીસે છે?

ખરેખર, આ ચોપડી તેના જમાનાના બંધારણ કરતાં સંપુર્ણ ઉનટી છે. બજારમાંનો બલદ, કે રસ્તા ઉપરની બીલાદી ઘુટક ઉપરનાં ખલાસી કે તેની હેતવંતી માતાનાં જેટલીજ લાગણી પોતા તરફ ખેંચે છે. દરયે કીનારે વસેલા માછીની વીધવાની ગમગીની અને જખમી થયલાં પ્રાણી તરફ તે એકસરખી દીલસોજી બતાવે છે. પુરૂષો અને સ્ત્રીઓ કરતાં જનાવરો તરફ વધુ દયા રાખવા માટે કોઈબી શખ્સ તેને ઠપકો આપી શકશે નહી. કારણ કે ગરજવંત અને દુઃખીઓની સાહયતા માટે તે પેહલો બહાર નીકળે છે. વળી એમબી કહેવાઈ શકાય નહી. કે તે ફકત હવામાં તુરંગો ઉડાવનાર છે. એક ઝનકતા બહાદુર અમલદાર તરીકેની તેની કારકીર્દી સઘળાંને જાણીતી છે અને તેણે જણાવી આપ્યું છે, કે જોરાવર નબલાં ઉપરનો ત્રાસ ખુલ્લો પાડવા માટે તે પોતાના સ્વાર્થની કે લોકોનાં ટીકાઓની દરકાર ન કરતાં મનની બહાદુરી બતાવવાને ડરતો નથી. અહીઆં કાંઈ એક સ્ત્રીનાં હવાઈ વીચારો નહી, પણ એક બહાદુર શખ્સ, જેણે પોતાની રાજી ખુશીથી પોતાની જીંદગી ખુદરતનાં તરેહવાર તોફાનોમાંથી પસાર કરી છે, જેણે લડાઈને તેના સઘળાં ભયભીત રૂપમાં જોઇ છે, જેણે હજારો આકારમાં મોહતને પોતા આસપાસ ભમતું દીઠું છે, તેના વીચારો આપણે વાંચપે છીએ. શું તેઓ ફકત હવાઈ તુરંગો છે? ફ્રેન્ચોએ તોનકીન લેતી વખત ગુજારેલો જુલમ તેનો ઉમદા આત્મા જોઈ ન શકયો હતો, જેથી ફ્રેન્ચ લશકરમાંથી તેને બાતલ કર્યો હતો. તેણે જેમ પોતાનાં લખાણમાં દેખાડી આપ્યું છે, તેમજ પોતાની વર્તણુકમાં બતાવી આપ્યું છે કે કોઇબી જીવવાળી ચીજ તે નજીવી અને પારકી ગણતો નથી. એક નાની ચીનાઇ બીલાડી, જેણીએ તેના વાહણ ઉપર વીસાંમો લીધો હતો, તેણી માટે લખતાં તે કહે છે, કે "અંધારામાંથી તેણી અચકાતી અચકાતી મારી તરફ આવી. તેણીએ પોતાનો એક પંજો હવામાં ઉંચો કર્યો અને વીચાર અને કાકલુદીભરી આંખોએ મારી આંખમાં જોવા માંડયું, તે બતાવી આપતું હતું, કે આ સઘળો વખત તેણીના નાના માથામાંથી કાંઇક વીચારો પસાર થતા હતા. જ્યારે આ પ્રમાણે મારી તરફ તેણીએ ટીકવા માંડયું, ત્યારે મેં તેના

માથાં ઉપર મારો હાથ મુકયો અને તેના બાલ પસવારવા લાગ્યો. આહ ! ત્યારે તેણીને લાગ્યું કે, અંહી તેણીની કંગાલપતમાં દીલસોજી રાખનાર સાથી મલ્યો હતો. આનેજ માટે તેણી આનાકાની કરતી મારી પાસે આવી હતી; આનેજ માટે અંધારામાંથી તેણીએ પોતાની છુપાવાની જગ્યાં છોડી હતી. તેણીને ખાવાનું કે પીવાનું જોઈતું ન હતું, ફકત આ એકાંત દુન્યામાં તેણીને થોડોક સાથ જોઈતો હતો.

આ બાપુતી, એકલી અટુલીએ કેમ જાણ્યું, કે દુન્યામાં મીત્રાચારી જેવી કાંઈ ચીજ હતી ? તેણીએ પોતાનો નાનો પંજો મારા ખોલામાં મુકયો અને આસ્તે આસ્તે પોતાની મીત્રાચારી આગળ ચલાવા માંડી. તેણીએ વીચારવંત આંખોથી ગોયા મને કહેવા માંડયું:—

"આ વસંતરતુના દલગીરીભર્યાં દીવસમાં જ્યારે આપણે બંને જણાં એખલાં છીએ, ત્યારે કાંય નહી આપણે એક બીજાંની સોબતમાં રહપે, કે જેથી આપણી દલગીરીમાં એક બીજાંને પ્યારભરી નજરથી દીલાસો આપપે ?"

બીજી એક બીલાડીનાં મરતી વખતનાં કલાકો માટે લખતાં તે કહે છે કે, "હમોને જોઇને તેણીએ ઉપકાર બતાવનારી આંખો સાથ ઉઠવાને કોશેશ કરી; પણ સઘલું ફોકટ. બીજી સહવારે મેં તેણીને ધુલ ઉપર મુવેલી નાખેલી દીઠી મેં સીલવસ્તરને એક ઝાડીની નીચે ખાદો ખોદવા કહ્યું * * * અરે ! તેણીની મરતી આંખોમાં દીઠેલો ચળકાત કયાં ગયો હતો ? તે નાની આંખોમાંની આતુરતા કયાં ગઈ હતી ?"

અને તે તેણીનાં જીવ વગરનાં શરીરને ખુલ્લી હવામાં પોતે લઇ જાય છે.

જુનમાં કદીબી એનો સરસ દહાડો થયો ન હશે. ગુલાબની દાંખલીઓ સઘળી ગુલાઓથી ભરાઈ ગઈ હતી. મધુર શાંતપણું સઘળે ઠેકાણે ફેલાયલું હતું. સઘળા રોપાઓ, સઘળી ચીજો ફતેહનો અવાજ કરતી દીસતી હતી.

"આ બાગ નાહનપણથી મને બ્હાલો હતો, એટલો બધો કે હું તેને, ત્યાં ઉગતા રોપાઓને નમી પડતા વેલાઓ અને ફુલોને, મારી જીંદગીને ઉછેડનાર ગણું છું."

આ બાગનું વર્ણન કરવા પછી લોટી પોતાની આફ્રીકન બીલાડી, જેણીને તે સેનીગાલથી લાવ્યો હતો, તેણીની તરફ એક વખતં ચલાવેલી સખ્ત વર્તણુક માટે નીચલા અસરકારક શબ્દોમાં પોતાની દલગીરી બતાવે છે.

"એવું બન્યું કે એક દીવસે પોતાની જાતની હડીબાઈ મુંબઈ જ્યાં જવાને તેણીને ના પાડવામાં આવ્યું હતું, ત્યાંજ તેણીએ કુદકો માર્યો અને એક શોભીતું વાસણ, જે મને ઘણું પસંદ હતું તે ભાંગી નાખ્યું. પેહલે તો મેં તેણીને એક થબરાક મારી અને ત્યાર પછી મારા પગ વતી લાત મારવા હું તેણીની પુઠે દોડયો. પેલી થબરાકે તેણીને ફકત અજાયબ કરી, પણ લાતે તેણીને ખુલ્લે ખુલ્લું જાહેર કર્યું, કે હવે હમો બને વચ્ચે લડાઈ શરૂ થઇ હતી. તેણીએ પોતાનાં ચારેં પગો વતી નાહસવા માંડયું અને જ્યારે સલામતીથી ભરાઈ ગઇ, ત્યારે જેની ઉપર તેણીએ એવો વીશ્વાસ રાખેલો. તેની એવી વર્તણુકથી તેણીએ ઠપકાની નજરે જોવા માંડયું અને જ્યારે તેણીએ જોયું, કે મારી વર્તણુક હજીબી તેવીજ હતી, ત્યારે તેણીએ દુઃખની એક ચીચારી પાડી. અરે તે અવાજ ! મારો સઘલો ગુસ્સો એક પલમાં ગુમ થઈ ગયો. મેં તેણીને બોલાવી, પસવારી અને દીલાસો આપ્યો. અરે તે આશા વગરનો છેલ્લો પોકાર ! ને મારી નાની બીલાડીનું જે કાંઇ બાકી રહેલું છે, તે ફકત એક નાના ઝાડ હેઠલ પડેલાં થોડાંક હાડકાં છે અને તેણીનું માસ, તેણીનું શરીર, તેણીનો મારે માટેનો પ્યાર, તે દીવસની તેણીની ઠપકા ભરી નજર, તેણીનો દુઃખભર્યો પોકાર,—એ સઘળું, ધુલ સાથ મલી ગયું છે."

બીજી તરફ એક ગરીબ દુઃખી થતી બીલાડીને કલોરોફોર્મ આપ્યા પછી તેને ધાસ્તી લાગે છે, કે આવી રીતે તેના જીવનો છેડો લાવવામાં તેણે ખોટું કીધું છે, તે હેવાલ નીચે મુજબ છેઃ—

"અમારા મોહલામાં એક ઘર આગળ એક બીલાડીએ પોતાનો વાસો કર્યો હતો, કે જ્યાં નવેમબર મહીનાનો સુર્ય તેણીને થોડીક આશાએસ આપતો હતો. આખો દહાડો તે કેવી દયા ઉપજાવા જોગ રીતે બેઠી હતી ! તેને જોવાથી મને એટલી તો દલગીરી લાગી, કે મેં તેને માટે ખોરાક મોકલ્યો. હું આગળ ગયો અને ધીમેથી બોલ્યો આહા ! તેણીએ કેવી આજુજી, શક અને ઠપકાની નજરે મારી તરફ જોયું. પણ દયા મને ત્યાં લાવી હતી, એમ જાણી તે ગરીબ બીચારૂં જાનવર ઘણુંજ અજબ થયું. મને લાગ્યું કે કલોરોફોર્મ આપી તેને દુઃખમાંથી છોડવવું દયા ભરેલું હતું. મેં તેણીને પસવારયા પછી સીલવસ્તર, મારો નોકર આવ્યો અને અમે તૈયારી કરવા માંડી. તેણીએ અમારી તરફ સંતોષની નજરે જોયું, એવું બતાવા કે અંતે તેણે સારૂં રહેઠાંણ અને દયાળુ માનવી મેળવ્યાં હતાં. એક વખતે તેણે પોતાનું માથું ઉચકયું અને અમારી આંખો મલી, તેણી ગોયા પુછતી હોય કે "એ તમે શું કરોછો ? તમોને મેં થોડો વખત પર ઓળખ્યા છે, પણ તમો ઉપર કેટલો બધો વીશ્વાસ રાખ્યો—તમો એ શું કરોછો ?" તેણે પોતાનું માથું મારા હાથ ઉપર મુકયું. જીંદગીની સાથ છેલ્લાં ફાંફાં મારતી વખતેબી તેણીએ મારી તરફ જોયું. "આહા ! શું તમે મને મારી નાખોછો, હું હવે તો તમોને કરવા દઊંછું, ઘણું મોડું થયું, હવે હું મરી જઊંછું."

ખરેખર મને લાગયું કે મેં ખોટું કીધું હતું. ખચીતજ મારે યાદ રાખવું હતું, કે ગરીબમાં ગરીબ અને સૌથી કંગાલોને પણ મોહત કરતાં જીવવું વધારે વહાલું છે અને આય કાંમ કે જે તેણે ફકત દયાને ખાતર કીધું હતું, તે પેલાં જનાવરની છેલ્લી દુઃખ ભરી નજરને લીધે આ તે મોટા ગુનાહનું ધારે છે અને તે પોતે પોતાને કદીબી માફ કરી શકશે નહી.

એક પાળેલું પક્ષી જે એક બંદીવાનની સાથે રહ્યું હતું તે માટે તે લખે છે કેઃ—

કંટલાઈ ગઇ હતી; તેથી જ્યારે તેઓ હવા ખાવા સારૂં બાહરગામ ગયાં, ત્યારે તેણી ખુશી થઇ તેમાં કાંઇજ નવાઇ નથી.

"ગરીબ બીચારી નેલી", જાણે તેણીની પુઠે વરૂઓ લાગેલાં હોય તેમ તેણી દોડતી દોડતી આવી બેઠ કે જેણી નેલી કરતાં નાહની અને સર્વેની ઘણીજ વાહલી હતી તેણી બોલી.

"અરે, એમી જરા બારી તો ઉઘાડ. મને ઘણીજ ગરમી પડે છે!" નેલી બોલી.

"તમે લોકો તમારી છુટી કેમ ગુજારશો?" એમી બારી ઉઘાડતાં બોલી.

"હું તો હવે સહવારે ગમે ત્યારે ઉઠસ અને આખો દહાડો મજાહ કરયા કરશ" મેગી કે જેણી એક હીચ ખાવાની ખુરસીપર બેઠી હતી, તેણી અવાચી ખાઇને બોલી.

"ઠીક" નેલી કે જે ઘણીજ મસતાંન અને વાંચણની અતીશય શોખીન હતી તે બોલી "પણ તારી આલસાઇ મને કાંઇ પરવડે નહી; મેં તો બા ઘણી સરખી વાંચવાની ચોપડીઓ એકઠી કીધી છે અને હું તો તે બધી પુરી કરવાની

કરવા બેઠી. નેલીએ "લોરંસ" નામના એક પડોસીનાં છોકરા સાથે નદી આગળ રમીને અને એક ચોપડી વાંચીને પોતાની સહવાર અને બપોર ગુજારી. બેઠ પોતાની ઢીગલીઓનાં કપડાં ગોઠવવા બેઠી, પણ થોડા વારમાં થાકી જવાથી પોતાનું "મ્યુઝીક" વગાડવા ગઇ અને ખુશી થઈ કે, તે દહાડે તેણીને રકાબી ઉજાડવી નહી પડશે. એમીએ પોતાનાં સૌથી સરસ કપડાં પેહર્યાં અને ચીતારવા બેઠી, એવી આશાથી કે કોઇ તેણીને જોશે અને તે જુવાન ચીતાર પાડનારી કોણ હતી તેની પુછપરછ કરશે, જ્યારે એક ચવીતરા કાગડા સીવાય કોઇ પણ તેણીનું કામ જોવા નહી આવ્યું, ત્યારે તેણી ઉઠીને ફરવા ગઇ અને એક વરસાદનાં ઝાપતામાં સપડાયાથી ઘર પોતાનાં સુંદર કપડાંનો નાસ કરી આવી. તે લોકોએ કેમ દહાડો ગુજારયો તે એક બીજાને કેહવા બેઠાં અને સઘલાંજણીઓએ ધાર્યું, કે તે દહાડો ઘણીજ સારી રીતે પસાર થયો હતો, ફકત તે ઘણોજ લાંબો લાગો હતો; મેગી જેણી બપોરનાં દુકાનપર ગઇ હતી અને એક સુંદર બલુ મજલીનનો કટકો ઘર લાવી હતી, તેણીએ તે વેતરયા પછી જોયું, કે તે કાંઇ ધોવાસે નહી અને તેથી તેણી જરા દલગીર થઇ. નેલી સહવારનાં નદીમાં બોટમાં બેસીને ફરી આવી હતી, પણ પછી ઘણો લાંબો વખત વાંચવાથી તેણીનું માથું દુઃખતું હતું. બેઠ પોતાનું ખાંણુ ઉથલપાઠલ થયાથી અને બેચાર ગીતો સાથે સીખવાનું ભારી લાગવાથી ગુચવણમાં પડી ગઈ હતી અને એમીનાં કપડાં બીજાઇ ગયાથી આવતી કાલે તેણીની સહી "કેટી બ્રાઉન"ને ત્યાંની પાર્ટીમાં શું પેહરવું તેનાં વીચારમાં પડી હતી; પણ આ તો ફકટ નાની ચીજો હતી અને તેઓએ પોતાની માતાની ખાતરી કીધી, કે તે અજમાયશ હજુર તો તેઓને ઘણી પસંદ આવતી હતી, તેવણ હસ્યાં પણ કાંઇ બોલ્યા નહી અને "હેના" નામની ચાકરડીની મદદથી ઘરને સોજ્ઞુ કરી ઘરસંસારી સુખ ચાલુ રાખ્યું. દહાડાઓ વધારે અને વધારે લાંબા થતા ગયા, રતુ ઘણી અસ્થીર થતી ગઇ અને મીજાજોબી તેમજ ફેરવાતા ગયા, દરેકજણ કંટલઇ ગયાં અને આલસુ હતાં, જે માટે સેહતાનને પુષ્કલ કામ મલી આવ્યું. પોતાનો વખત પસાર કરવાને ખાતર મેગીએ પોતાનાં કપડાંને તપાસવા કહાડયાં, પણ વખત ઘણોજ લાંબો લાગવાથી તેણી તેઓને બગાડવા લાગી; નેલીએ પોતાની આંખો દુઃખી આવે ત્યાં વેર વાચ્યું, પછી ઘણુંજ ચેડાં-કહાડવા લાગી અને એટલી તો ચીરડાઇને ફરવા લાગી, કે બધા ઈચ્છવા લાગાં કે તેણી તેનાં કાકી સાથે ગઈ હતે તો સારૂં; બેઠ ઠીક રીતે ચાલતી હતી, કારણ કે તેણી વારંવાર વીસરી જતી હતી, કે તેણીને કાંઈ પણ કામ કરવાનું ન હતું. પણ આખો વખત

ન હતી. આખો વખત ચીતારવા ગમતું ન હતું અને સહીઓને મળવાની તેણી કાંઈ ઘણી દરકાર ન કરતી હતી. તેણીએ સાત દહાડા આલસમાં ગુજારયા પછી ફરયાદ કીધી કે, ત્રણ એખલપેટી બેહનો સાથે રહેવા કરતાં, એક સુંદર ઘરમાં રહેવાનું અને બધી જાતની મજાહ કરવાનું કહેવું સરસ લાગે.

કોઈ પણ તે અજમાયશથી થાકી ગયાં, કરીને કહેતું ન હતું, પણ સુકરવારની રાતે દરેક જણ પોતાના મનમાં તો ખુશી થયાં, કે તે અઠવાડયું લગભગ પુરું થયું હતું.

મીસીસ માર્ચે, કે જેવણ ઘણાં હસમખાં હતાં, તેવણે તે ધડો તેઓનાં મગજપર ઘસાવવાનો ઠેડાવ કીધો, તેથી તેવણે "હેના" ને છુટી આપી અને આલસાઇ કરવાનો સવાદ તે છોકરીઓનેજ ચાખવા દીધો.

જ્યારે તેઓ સનીવારે સહવારનાં ઉઠયાં, ત્યારે રાંધણીમાં સગડી ન હતી. જમવાનાં ઓરડામાં ટેબલ નાસતાને વાસ્તે તૈયાર ન હતી અને માયજી તો કોઇબી ઠેકાણે દેખાતાં ન હતાં.

નેલી, નાસીપાસ થઇ બુમ પાડી ઉઠી. "અરે આજે બધાને શું થયું છે?"

મેગી ઉપર દોડી ગઇ અને જરાક શરમ અને ગભરાત સાથે, પાછી હેઠે જલદીથી આવી.

"માયજી કાંઇ સીક નથી; ફકત ઘણુંજ થાકી ગયાં છે અને કહે છે કે આપણને ગમે તેમ કરવું. એવણ તો પોતાનાં ઓરડામાં આખો દહાડો સુગાં સુગાં સુઇ રહેવાનાં છે. તેવણ એમ કરે છે તે કેવું અજબ જેવું! પણ એવણે મને કહ્યું કે, ગયાં અઠવાડયામાં તેવણે સખત મેહનત કીધી છે, તેથી ચાલો આપણે બડબડયે નહી, પણ આપણેથી બને તેમ સારી રીતે કામ કરયે."

"તે તો ઘણું સેહલું છે મને તો તે ઘણું ગમે છે, હું કાંઇ પણ કામ કરવાને તલપી રહીછું—એટલે કે હું કાંઇ નવી મજાહ મેલવવાને માટે તલપી રહી છેઉ." નેલી જલદી બોલીઉઠી.

ખરેખર તેઓને કાંઇ કામ કરવાનું મલયું, તેથી તેઓ ખુશી થયાં અને ખુશીથી કામ કરવા મંડયા, પણ તેઓએ જલદીથી જોયું કે, "હેના" કેહતી હતી તેમ ઘર રાખવાનું કાંમ કાંઈ સેહલું ન હતું, ખાવાનું રાખવાની કબટમાં પુરતું ખાવાનું હતું અને જ્યારે બેઠ અને એમીએ ટેબલ બીછાવી, ત્યારે મેગી અને નેલી નાસતો કહાડવા ગયાં અને અજબ થયાં કે, ચાકરો સખત કામની શું કામ ફરયાદ કરતાં હશે."

"હું થોડું માયને વાસતે લઇ જઇશ, જો કે તેવણે તો મને કહ્યું છે, કે તેવનને માટે આપણે વીચાર નહી કરવો." મેગી બોલી, તેથી એક રકાબીમાં માયજીનો નાસ્તો તઇયાર કરી, કોઇબી ખાય તેની અગાઉ તે ઉપર લઇ જવામાં આવ્યો; ચાહ ઘણીજ પાણી જેવી હતી; ઇડાં બલી ગયાં હતાં અને નેલી તેનું ખાણું મુકી ગયા ,પછી, મીસીસ માર્ચે મનમાં ઘણાં હસ્યાં.

"ગરીબ બીચારાં હું બીહુંછું, કે તેઓને આ વખત સખ્ત લાગશે, પણ તેથી કાંઇ તેઓને ઈજા નહી થશે, પણ ઉલટો ફાયદો થશે." તેવણ મનમાં બોલ્યાં અને પછી તે સવાદ વગરનો નાસતો એક બાજુએ મુકી. પોતાની પાસે જે થોડી ચીજો હતી તે કહાડી ખાવા લાગ્યાં.

હેઠે તો તે વખતે ઘણી ગડબડ ચાલતી હતી અને તે નાસતો રાંધનાર પોતાની નીષ્ફળતાથી ઘણી ચીરડાઇ ગઇ હતી.

"કાંઇ નહી, હું બપોરનું ખાણું તૈયાર કરશ અને ચાકરડી થઈશ. તમે બાઈ સાહેબ થઇને તમાગ હાથો સોહજા રાખજો અને પરોણાની સાથે વાત કરજો અને હુકમ આપજો." નેલી બોલી, કે જેણી મેગી કરતાંબી રાંધવાનું થોડું જાણતી હતી.

આ માંગણી ખુશી સાથે કબુલ કરવામાં આવી અને મેગીએ ઓરડો સાફ કરી વીનીજનો બંધ કીધાં, કે ધુળ પાછી અંદર આવે નહી. નેલીએ પોતાની હુશયારી ઉપર ભરોસો રાખીને, પોતાનાં પડોશીનાં છોકરા લોરંનસ ઉપર જમવાનું તેડું મોકલ્યું.

"તમે કોઇને જમવાને તેડો, તેની અગાઊ તમે તેને શું ખવાડશો, તેની ગોઠવણ રાખો તો ઠીક." મેગી બોલી.

"અરે, મારી પાસે ઘણું સરખું ગોસ અને પટેટા છે અને હું માછલી લાવી તેને તલીને સ્વાદીષ્ટ બનાવીશ."

"ઘણી ચીજો બનાવવાની તજવીજ ના કર નેલી, કારણ કે તું બીસકોટ સીવાય કાંઇ પણ ચીજ સારી બનાવી શકતી નથી. તેં લોરનસને બોલાવ્યો છે, તો તુંજ તેની સંભાળ લેજે, હું તો બા કાંઈ કરવાની નથી." મેગી બોલી ઉઠી.

"હું તમારી પાસે કાંઇ પણ કરાવવા માંગતી નથી, ફકત તમે મને પુડીંગ કરવામાં જરા મદદ કરજો, જો હું તે નહી કરી શકું, તો તમે મને તમારી સલાહ આપશો કેની?" નેલીએ આજીજી કરી કહ્યું.

"હા, પણ મને પાઊં અને બીજી નાની ચીજો કરવા સીવાય બીજું કાંઈ આવડતુ નથી. તમે કાંઇ પણ ચીજ વેચાતી લાવો, તેની અગાઉ માયજીની રજા પુછાવો." મેગી દહાપણથી બોલી.

"ખચીતજ હું જવશ, હું કાંઇ મુરખ છું કે?" નેલી તનકાથી બોલી અને પછી માયને પુછવા દોડી.

"તમુને ગમે તેમ કરો, મને કંટાલો ના આપો! હું તો બહાર જમવા જવાની છું અને ઘરમાં આજે શું થાય છે, તેની હું કાંઇ દરકાર નથી કરવાની," જ્યારે નેલી મીસીસ માર્ચેને પુછવા ગઇ, ત્યારે તેવણ બોલ્યા. "હું કદીબી ઘર રાખવાનાં કામમાં મજાહ મેલવતી નહતી અને હું આજે છુટી લેવાની છું અને વખત પસાર કરવાને માટે હું વાંચીશ, લખીશ અને બીજાઓની મુલાકાત લેવા જઇશ."

તેણીની હમેસની ઉદ્યોગી માય આવી રીતે સહવારનાં પોહરમાં "ઇઝીચેર" પર અરેતાઇને વાંચે તે નેલીને એટલું" તો અજાયબી ભરેલું લાગ્યું, કે જો એકાએક ધરતીકંપ થયો હતે, તોપણ તેણીને એટલી બધી અજાયબી ન લાગતે.

"કોણજાણે શું થયુંછ કે બધું આરૂં અવરૂંજ થાયછ?" તેણી નીચે જતાં જતાં બોલી. "વળી બેઠબી રડવા બેઠીછ, મારી ખાતરી છે કે કાંઇ પણ ખોટું થયુંછ. જો એમીબી કંટાળો આપશે, તો હું તો તેને હીલવીજ નાંખશે."

નેલી ઘણીજ કંટલાઇને ઓરડામાં દાખલ થઇ અને ત્યાં તેણીએ બેઠને પોતાનાં વાહલાં મુવેલાં પક્ષીને હાથમાં લઇને રડતી જોઇ, કે જે પક્ષી જાણે કે ખોરાક માટે કાલાવાલા કરતું હોય, તેવી રીતે પોતાનાં પંજા લાંબા કરીને મરણ પામયું હતું.

"તે સઘળો મારોજ વાંક છે—હું તેને વીસરી ગઇ—એના પીંજરામાં એક પણ દાણો અથવા તો પાણીનું ટીપું નથી–અરે બીચારૂં! હું એટલી બુધી ઘાતકી કેમ થઇ ગઇ હોવશ?" બેઠ તે ગરીબ પક્ષીને હાથમાં લઇને તેને પાછું છવતું કરવાની તજવીજ કરતી હોય તેમ બોલી.

નેલીએ તેની અરધી ઉઘાડી આંખોમાં જોયું, તેનાં નાલો દીલને હાથ લગાડયો અને તે સખત તથા ઠંડું લાગવાથી તેણીએ પોતાનું માથું ધુનાવ્યું અને તેનાં "કોફીન" ને માટે પોતાનો રમવાનો બાકસ આપવાની માંગણી કીધી.

"તેને ચુલા આગળ મુક અને વખતે તે ગરમી લાગવાથી હુશીઆર થશે" એમીએ આશાથી કહયુ.

"તેને આપણે ભુખે તો મારયું અને હવે તે મરી ગયું. ત્યારે તેને હવે બધાં રાંધવાથી નીકળ્યાં શું? હું તેને માટે એક "કોફીન" બનાવશ અને તેને એક ઝાડ તલે દાટશ અને મારાવાહલાં પક્ષી, હું કદી કદીબી એક બીજું પક્ષી રાખશ નહી, કારણ કે, હું રાખવાને માટે તદનજ નાલાયક છું." બેઠ પોતે ડચકાં ખાતી બોલી.

"આજે બપોરે આપણે એને દાટશું; બેઠ, હવે મુગી રહી જા; હું ઘણીજ દલગીર છું. આએ અઠવાડયુંજ ઘણું ખરાબ ગયું અને બીચારાં તારાં ગરીબ પક્ષીને સૌથી વધારે ખમતું પડયું. તું મારા બાકસમાં ગાદી કરીને તારા પક્ષીને મુક અને ભોનુ ખાધા પછી આપણે સઘળાં તેને ડાટવા જઇશું." નેલી બોલી.

બેહને પટાવવાને માટે બીજાંઓને રાખીને નેલી રાંધણીમાં ગઇ, કે જ્યાં જઇને તેની તદનજ નાસીપાસ થઇ ગઇ, કારણ કે ત્યાં ઘણીજ ખરાબ રીતે ઉઠલપાટલ થઈ ગઇ હતી. પોતાના કપડાં મેલાં ન થાય, તે માટે એક કટકો નાખીને તે જલદીથી કામ કરવા મંડી ગઇ અને રકાબીઓ ઉતારવાને માટે એકઠી કરવા ગઈ, તેટલાંમાં તેને જોયું કે ચુલામાંનું બલતું તદન હોલવાઇ ગયું હતું.

"હવે હું શું કરીશ?" નેલી નાસીપાસ થઈને મનમાં બોલી, "મેગીએ તો મને મદદ કરવા ના કહ્યું છે અને લારનસ તો મારી સાથે ચીરડાયલોજ છે અને તે વળી પુરો મને ચીડવશે." તેણીએ એમ બોલતાં ચુલા આગળ જઇને બલતું સલગાવવાની કોશેશ કીધી.

બલતું પાછું સલગાવ્યું અને ચુલાપર કીટલી મુકયા પછી, તેણીએ બજારમાં જવાનો વીચાર કીધો. બજારમાંથી ઘેર જતાં તેણી મનમાં ખુશી થઇ, કે તેણીને ઘણોજ સસ્તો માલ મલ્યો હતો, કે જેમાં એક બેઠેલો છમનો, થોડાં લખોટી જેવાં ઇંડાં, અરધી સુકાઇ ગયલી કોઠમીરની ત્રણ ઝુરી અને પાણી જેવો થોડો સરકો હતો.

તેણી સઘળું રાંધી લે તેની આગાઉ તો જમવાનો વખત થયો. હેનાએ ચુલાપર જે પાઊં મુકયું હતું, તે બલીને કોયલા જેવું થઇ ગયું હતું, કારણ કે મેગી ફેરવતાં તદન ભુલી ગઇ હતી. મેગી ઓરડામાં એક સહીની સાથે વાત કરતી હતી, જ્યારે બારણું ઉઘડયું અને એક આતાથી ભરેલો, ચુલાની ગરમીથી લાલ થઇ ગયલો અને ચીરડાઇ ગયલો હાલ હવાલ ચેહરો બારણાં આગળ દેખું કરીને ગુસ્સાથી બોલ્યો. "સાંભળની મેગી, જ્યારે પાઊં લાલ થયલું હોય, ત્યારે પુરતું ખીલેલું કહેવાય કેની?"

મેગીની સહી હસવા મંડી ગઇ, પણ મેગીએ દેખું ધુણાવીને એવાં તો નેણ ચહડાવ્યાં, કે તે આકાર તરતજ નાસી ગયો અને રાંધણીમાં જઇને ચુલાપરથી પાંઊ કાહડી નાખ્યું. મીસીસ માર્ચ, બધાં શું કરે છે તે જોઇને અને બેઠ, કે જે પોતાના મુવેલાં પક્ષીને બાકસની અંદર મુકતી હતી, તેણીને પટાવીને બહાર ગયાં. જ્યારે બધાંએ પોતાનાં માયને બહાર જતાં જોયાં, ત્યારે તેઓ ઘણુંજ નાસીપાસ થયાં એટલામાં એક મીસ કોકર નામની બુઢી દોસી, કે જે છોકરીઓને મુદ્દલ ગમતી ન હતી, તે આવી અને જમવાની માંગણી કીધી.

હવે તો છોકરીઓનાં ઘભરાતનો કાંઇ પણ પાર રહયો નહી. તે છોકરીઓને તેણીની તરફ માયા બતાવવાને સીખાવવામાં આવ્યું હતું, કારણ કે તેણી ઘણીજ બુઢી અને ગરીબ હતી. તે દહાડે નેલીએ જે ઘભરાટ ખમયો અને ભોજણુ હમેશનાં જેવું કરવાને માટે જે જે તજવીજો કીધી, તેનું વર્ણન થઈ શકતું નથી, તોપણ જે ભોજણ તેણીએ ટેબલપર મુકયું તે તદનજ નીવફળતા હતી. વધારે સલાહ પુછવાને તેણી શરમાઇ અને જેમ બને તેમ એખલુંજ રહીને કરવાનું તેણીએ પસંદ કીધું અને તેણીએ સોધી કાહડયું, કે રાંધવાને માટે ઉલટ અને ખુશી સીવાય હુશયારીની પણ જરૂર હતી. તેણી ઇંડાને આબેલ કરવા ગઈ, પણ ઘણો વખત સુધી પાણીમાં રાખ્યાથી તદનજ બફાઇ ગયાં; પાઊં કે જે ભઠીમાં ગરમ રાખવાને માટે મુકયું હતું, તે તદનજ બલીને કોયલા જેવું થઇ ગયું હતું, કારણ કે ભઠી એકદમ તાટી ગઇ હતી; માછલી અરધી કોહેલી હોવાને લીધે કોઇએ હાથ લગાડયો નહી. ગોસનો પાતીઓ ઘણોજ તીખો અને સરકો તથા આમલી સાથે નાંખવાથી એટલો તો ખાતો થઇ ગયો હતો, કે જેવો લોરનસ તે ચાખવા ગયો, તેવોજ તેની આખમાંથી પાણી નીકલવા લાગાં અને પપેટા ઉતાવલ કરતાં અરધા કાચા રહી ગયા હતા.

"કાંઇ નહી તેઓને ભુખ લાગી હોએ તો તે લોકો પાઊ, માંખણુ ને પનીર ખાસે. આટલી મેહનત પછી, એવું પરીણાંમ આવે, તેમાં હું શું કરૂં?" નેલી બડબડી. હમેશનાં વખત કરતાં અરધો કલાક પછી ઘાંટ વાગયો.

જ્યારે એક પછી એક પકવાનો ચાખવામાં અને મુકી દેવામાં આવ્યાં અને જ્યારે એમાંથી હસવાનું નહી રોકાયું, મેગી દલગીર દેખાઇ અને લારનસ પોતાથી બને તેટલું હસવા લાગ્યો, ત્યારે ગરીબ બીચારી નેલીને એવું લાગ્યું, કે જો તે વખતે જમીન પણ ફાટે, તો તેણી તેમાં ખુશીથી ગરક થઇ જતે. નેલીને એટલોજ એક સંતોષ હતો, કે સોબેરીની ફ્રુટ કે જે એક મીત્રે તેણીને વાસતે મોકલાવી હતી, તે તેણી ધારતી હતી તેમ સારી અને સોજી રીતે કીધી હતી. તેની સાથે ખાવાને માટે થોડી મલાઈ બનાવી હતી અને જ્યારે સુંદર તાની કાચની રકાબી બધાઓની આગળ પસાર કરવામાં આવી અને જ્યારે તે ખાવાને દરેકજણે તલપ બતલાવી, ત્યારે જરાબી નેલીમાં જીવ આવ્યો; મીસ કોકરે તે પેહલે ચાખ્યું, પછી એકદમ કડવું ઝેર જેવું મોહું કરી, જલદીથી પાણીનો એક ગોટ પીધો; એમી કે જે ફ્રુટની ઘણી શોખીન હતી તેણીએ એક આખો ચમચો ભરીને ખાધા પછી તરતજ પોતાનું મોહું ટુવાલમાં ઢાંકી નાખ્યું અને ટેબલ છોડી ચાલી ગઈ.

નેલીએ ધ્રુજતાં ધ્રુજતાં પુછ્યું, "અરે શું થયું કોઈ કહેશોની."

"ખાંડને બદલે નીમખ અને મલાહી ખાતી, વળી બીજુ શું?" મેગીએ ચીરડાઇને જવાબ આપ્યો.

નેલી નજદીક રડવાં જેવી થઇ ગઇ, તેવામાં તેની આંખ લારનસપર પડી, કે જેનેથી સુધું રહેવાની સઘળી તજવીજ છતાંબી હસાઈ પડાતું હતું, તે જોઇને નેલીને એટલું તો હસવું આવ્યું, કે તેણીનાં આંખમાંથી આંસુઓ જ્યાં સુધી તપક્યાં, ત્યાં સુધી હસ્યા કીધી અને તે કમનસીબ ખાણું આવી રીતે હસવાનાં સાદહો સાથે સમાપ્ત થયું.

"હવે તો હું તદનજ થાકી ગઇ છું. મારેથી કાંઇ વાસણ હમણાં ઉજરાવવાનાં નથી, વાસ્તે ચાલો આપણે બધાં જણ બેહના ગરીબ પક્ષીને દાટવા જઈયે." જ્યારે તેઓ ખાણું ખાઇ ઉઠયાં ત્યારે નેલી બોલી અને મીસ કોકરે બીજા મીત્રને ત્યાં જઈ સઘળી તે કમનસીબ ખાણાંની વાત કરવાની તૈયારી કીધી. બીજાંઓ બેહને ખાતર ગંભીર થયાં અને લારનસે એક ઘોર ખોદી, જેમાં પેલા નાહલાં પક્ષીને તેની માયાળુ બાઇએ ઘણાંએક આસું સાથે અંદર મુક્યું. તેની ઘોરનાં એક પથરની ઉપર ફુલો મુકવામાં આવ્યાં અને નેલીએ રાંધણીમાં ગોતાં-ખાતી વખતે એક કવીતા જોડી કાઢી હતી, તે તેની ઉપર કોતરવામાં આવી—

અહીયાં પડ્યું છે પક્ષી માહરું,
હતું સૌને જે બહુ વહાલું;
મુવું તે ૭ મી જુને,
મોત આવ્યું તેનું મારી ભુલે.

બધાં જણાં ઘેર પોહતા પછી, બેહ પોતાનાં ઓરડામાં ગઇ, પણ તેણી ત્યાં આરામએસ લઇ શકી નહી, કારણ કે પોલપાઓ પાંથરેલા ન હતા; મેગીએ નેલીની સાથે વાસણ ઉજાડવામાં મદદ કીધી, કે જે કરવામાં અરધી અરધ બપોર ગઇ અને તે પછી તે લોકો એટલાં તો થાકી ગયાં, કે બધાં જણાં રાતને માટે ચાહ અને પાંઉ ખાવાને રાજી થયાં; મીસીસ માર્ચ ઘરમાં આવ્યાં, ત્યારે તેવણે પોતાંની ત્રણ વડી દીકરીઓને ઘણીજ કામમાં રોકાયલી જોઇ અને જ્યારે તેવને ઓરડામાં જોયું, ત્યારે તેવનને જણાંઇ આવ્યું, કે તે લોકોએ કેવી રીતે વખત ગુજારયો હતો.

છોકરાંઓ આરામએસ લઇ શકે, તેની અગાઉ થોડાંક લોકો મલવા આવ્યાં અને તૈયાર થવાને માટે ઘણી ગડબડ મચી રહી. જેવી સાંજ પડી, ત્યારે તેઓ એકએક પછી નાખુશ મોહડું કરીને અગાસીપર જઇને બેઠાં.

નેલી કે જે ઘણું ખરું પેહલે બોલતી હતી તેણી બોલી. "આજનો દહાડો કેવી ભયંકાર રીતે પસાર થયો."

"તે હમેશ કરતાં તો ટુંકો હતો; પણ ઘણોજ બેચેની ઉપજાવે તેવો હતો." મેગી બોલી.

"મુદલ ઘરનાં જેવું હતુંજ નહી" એમી બોલી.

"માયજી અને મારા પ્યારાં પક્ષી વગર કેવી રીતે ઘરની માફક લાગે." બેઠ એક ડચકુ ખાઇને બોલી.

"જો હવે માયજીબી આવ્યાં અને તુંને જોઇએ તો તારે વાસ્તે એક બીજું પક્ષીબી લઇ આવશું."

જેવું તે બોલી તેવા મીસીસ માર્ચ અંદર દાખલ થયાં અને તેવણ જાણે કે પોતાની છુટી તે લોકોની છુટી કરતાં, વધારે સારી રીતે નહી ગુજારી હોય, તેમ દેખાતાં હતાં.

"છોકરીઓ તમારી અજમાયશથી તમે સંતોષ પામયા છેઓ, કે એક બીજું અઠવાડયું હજુર જોઇએ છે?" તેવણ બોલ્યા, જ્યારે બેઠ તેવણની આગળ દોડી ગઇ અને બીજાં સઘળાંઓ તેવણને જોઇને ખુશી થતાં હોય. તેમ તેવણ આગળ ફરી વલ્યાં.

"મને તો બા નથી જોઇતુ" નેલીએ ઠરાવ કીધો હોય તેમ બોલી.

"હમુને પણ નથી જોઈતું બા" બીજાંઓ બોલી ઉઠયાં.

"ત્યારે શું તમે લોકોબી હવે ધારોછો, કે થોડાં કામો કરવા અને બીજાંઓને માટે મેહનત કરવી એ વધારે સારું છે?"

"આખો વખતજ અલેટાઇ રહેવાનું અને મજાહ કરવાનું કાંઇ મને સારું નથી લાગતું અને હું તો તદનજ તેથી થાકી ગઇ છું અને હવેથી તો હું કોઈપણ કામ કરશ." નેલી બોલી.

"જો તેમજ હોય તો હું તુંને રાંધતાં શીખવશ; તે ઘણુંજ કામનું છે અને દરેક છોકરીએ તે સીખવું જોઇએ." અને મીસીસ માર્ચ નેલીનાં રાંધેલાનો વીચાર આવ્યાથી હસી પડયાં, કારણ કે તેવણને મીસ કોકર મલ્યાં હતાં.

"માયજી! શું તમે, હમે કેવી રીતે આખો દહાડો ચાલીએ છે, તે જોવાને વાસ્તે બહાર ગયાં હતાં કે?" મેગી કે જેને આખો દહાડો એવો કાંઇ શક ગયો હતો, તે બોલી.

"હા, હું તમુ લોકોને દેખાડવા માંગતી હતી, કે દરેકજણ પોતાની ફરજ પ્રમાણીકપણે બજાવે, તેની ઉપર સઘલાનાં સુખનો આધાર કેટલો છે; જ્યારે હેનાએ અને મેં તમારા લોકોનું કામ કીધું, ત્યારે તમે ઠીક રીતે ચાલ્યાં; તેથી મે વીચાર્યું કે એક નાના ધડા દાખલ હું તમુને દેખાડું, કે જો દરેક જણ પોતપોતાંનોજ વીચાર કરે તો શું થાય? તમે

લોકો શું હવે ધારતાં નથી, કે એક બીજાને મદદ કરવાનું, દરરોજની ફરજો બજાવવાનું અને એક બીજાની સાથે ધીરજ રાખવાનું વધારે સારૂં છે?"

"હમે એમજ ધારયે છે. હમે એમજ ધારયે છે!" બધાં જણાં બોલી ઉઠયાં.

"ત્યારે તો તમારાં લોકોની ફરજ પાછી બજાવવાનું ચાલું કરવાને સલાહ આપવા દેવો; કારણ કે જો કે તે કોઇ કોઇ વખતે, ઘણીજ ભારી લાગે છે, તોપણ તે છેલે આપણુનેજ ફાયદો કરશે; કામ ઘણુંજ ફાયદાકારક છે, તે આપણુને કજ્યા કંકાસમાંથી અને નુકસાનમાંથી બચાવે છે; તે આપણી તનદરોસતીને માટે પણ સારૂં છે અને પૈસા તથા જાહોજલાલી કરતાં પણ આપણુને આપણી શકતીનો વીચાર આપે છે.

"કાંઇ નહી, હમે લોકો હવે આલસાઇનો બદલો, ઉદ્યોગી થઇને વાલી આપશુ'" નેલી બોલી.

"માયજી, તમે બાવાને વાસતે કપડાં સીવો છો, તે હવેથી હુંજ સીવસ, હું તે કરી શકસ અને હું તેમજ કરશ, જો કે મને કાંઇ સીવવાનો ઘણો સોખ નથી. મારાં પોતાનાં કપડાં, કે જે મજેહનાં છે, તેની ઉપર મારો વખત ગુમાવાનાં કરતાં તેમ કરશ તો વધારે સારૂ'" મેગી બોલી.

"હું, દરરોજ મારો પાઠ કરશ અને મારી ડોલીઓની સાથે એટલો બધો વખત નહી ગુમાવશ, હું જાણું છું કે હું ઘણીજ મુરખ છેઉ, કારણ કે મને રમવા કરતાં કામ વધારે કરવું જોઇએ." બેહનો ઠેડાવ એવો હતો, જ્યારે એમી બહાદુરીથી બોલી "હું ખચીતજ હવે બરાબર સીવવા શીખશ અને મારાં લેસન ઉપર વધારે ધ્યાંન આપશ."

"ઘણુંજ સારૂં ત્યારે હું આ અજમાયશથી તદનજ સંતોષ પામી છેઉ અને હું ધારૂં છું, કે તે તમને પાછું અજમાવી જોવું નહી પડશે; ફકત છેક હદ બાહેર જઇને ગુલામોની માફક કામ ન કરતાં, કામને માટે અને રમતને માટે ચોકસ વખત રાખજો; દરેક દહાડાને ઉપયોગી અને ખુશનુમાં બનાવજો અને વખત કેટલો કીમતી છે, તેનો સારી રીતે ઉપયોગ કરીને બતાવજો; એમ કીધાથી તમારા લોકોની જુવાંન જીંદગી સુખી થશે અને ઘડપણમાં થોડોજ પસતાવો કરશો અને ગરીબાઇ છતાંબી જીંદગી એક સુંદર મુસાફરી જેવી લાગશે."

"હમે તે યાદ રાખશું માયજી" બધાંઓ જાણે તેમ કરવાનો ઠેડાવ કીધો હોય તેમ બોલ્યાં અને તેઓએ તે યાદ રાખ્યું, વાસતે પ્યારી બેહનો, હમેશાં ધ્યાંનમાં રાખજો, કે આપણુને આ દુન્યામાં બીજાઓને મદદ કરીને તેઓને માટે જીવવાનું જેટલું સુખી અને ખુશી જણાય છે, તેટલીજ સુખી એક એખલપેટી જીંદગી થઈ શકતી નથી.

M. & J. P.



## સબુરીનું સેવટ.

(એક કહાંણી.)



ડીસેમબર મહીનાની એક રાત્રે ચંદની પુર બહારમાં પ્રકાશતી હતી અને શાંતીથી વહેતાં નદીનાં પાણી ઉપર પોતાનો પડછાયો નાંખી પાણીને રૂપેરી બનાવતી હતી. આકાશ પણ તદન શાંત હતું અને ઝાડો પણ પોતાનું એક પણ પાટડું હલાવ્યા વગર ગંભીરાઇથી સ્થીર ઉભાં રહી, આ દુન્યાને ઘણી ગંભીર બનાવતાં હતાં, જ્યારે હું પણ મારા ઉંડા વીચારોમાં કીનારા ઉપર ઉભો રહી મશગુલ હતો, એવામાં મારી નજર આગળથી એક બોટ ધીરપી પસાર થઇ ગઇ. કે જેને મારા વીચારમાં ખલલ કીધી, આહા! તે સુંદર બોટ મારા જનમમાં મેં કોઇ દીવસ જોઇ ન હતી, તે ઉપરાંત તે બોટનો સુંદર ખલાસી પોતાના નાજુક હાથે બોટ હંકારી ખુશી અને દલગીરીના મેગા અવાજે ધીરે ધીરે પોતાના કોમળ સ્વરે ગીત ગાતો હતો, જે તરફ અકસર કરી-મારૂં ધ્યાન ખેંચાયું; તે ખલાસી એક અતી સુંદર અબળા હતી અને તેને હું આસમાનની એક હુરી કહું તો તેમાં કાંઈ સહરાગાત ભર્યું કહેવાય નહી. જ્યાં સુધી મારી નજર પહોંચી શકી, ત્યાં સુધી હું તે બોટ અને તે અબળા તરફ નીહાળતો રહયો અને અરે! જ્યારે તે બોટ મારી દ્રષ્ટીથી દુર ગઇ, ત્યારે કેવી નાસીપાસીથી મેં મારી નજર ફેરવી! તે અબળાનો સુંદર પણ ગમથી ફીકો થઇ ગયલો ચહેરો રાત છતાં પુર ચંદનીમાં હું સારી પેઠે જોઇ શકયો અને કાંઇ વારસો ઉપર મેં તે ચહેરો જોયો હોય એવું મને લાગ્યું, પણ કેમ અને ક્યાં તે હું નક્કી કરી શકયો નહી. ઘણી વાર સુધી મેં તે ચહેરો ઓળખવાને કોશીશ કીધી, પણ ફરીથી અને ફરીથી હું નીષ્ફળ ગયો. આખરે સાડાદસનો અમલ થવા આવ્યો, કે જ્યારે નીરાશી અને દલગીરી વચ્ચે હું જેવાં વીચારવંત મગજે આવ્યો હતો, તેવાંજ પણ હાલ જુદીજ બાબત ઉપર વીચાર કરતો ભારી કદમે ત્યાંથી મારાં ઘર તરફ ચાલ્યો.

દીવસો પસાર થવા લાગ્યા. હું મારા રાબેતા મુજબ દરરાત્રે નદી કીનારે ફરવા આવતો, પણ પેલી બોટ અને તેમાં બેઠેલી હુરીને મેં કદી ફરીથી જોઇ નહીં, તેમજ તેણી કોણ હતી તે પણ હું પારખી શકયો નહીં અને તે વીષે અંધારાંમાંજ રહી ગયો. * * * * * *

જાનેવારી મહીનાની સુંદર સહવાર હતી. સુરજ પોતાના ચકચકીત કીરણો દુરથી ફેંકી તે દીવસને રળીઆમણો બનાવતો તથા લોકોને પોતાનાં કામે લાગવાને અને ઉદ્યોગી થવાને ચેતવણી આપતો હતો. તે સહવાર એટલી તો રમણીય હતી, કે કોઇનું પણ મન લલચાવ્યા વગર રહે નહી અને મારા જેવાં દુઃખી તથા બોજાવાલા મગજને તો તે વધારે રાહત આપનારી તથા આનંદકારદાયક થઇ પડી; તેથી હું ઘરમાંથી બહાર નીકળ્યો અને કયાં જવું તેના ચોકસ વીચાર વગર જ્યાં જવાયું ત્યાં ગયો. મેં પોતાને એક ખુલ્લાં મેદાનમાં આવેલો જોયો, કે જ્યાં તદન એકાંતમાં એક નાનો બંગલો ઉભેલો જોયો. તે બંગલો સફાઇવાલો અને સુઘડ હતો. તે એવી રીતે ઉભો હતો, કે જોનારને કાંઈ ગંભીર ખ્યાલ આવ્યા વગર રહેજ નહી. એક નાના દરવાજામાંથી તે બંગલાનાં કમપાઉન્ડમાં જવાતું હતું. એ કોણનો અને અંહી શા સારૂં બંધાવ્યો હતો, તે જાણવા તથા બને તો તેમાં કોણ રહેતું હતું, તેની ખબર કાઢવા હું તે બંગલાનાં કમપાઉન્ડમાં દાખલ થયો, કે જ્યાં એક બુઢી સ્ત્રી સીવાય કોઇ જોવામાં આવ્યું નહી. તે સ્ત્રીનો ચેહરો ઉદાસ અને દલગીર હતો અને જાણે કોઇની આવવાની રાહ જોતી હોય, તેમ વારંવાર દરવાજાભણી ડોકયાં ઉંચાં કરી જોતી અને પાછી નીરાશ થઇ ગમની એક હાય મારી તે તરફથી નજર ફેરવતી.

હું તેણીની આગળ તે બંગલા વીશે પુછવાના ઇરાદાથી ગયો, પણ હજી તો હું પુછું તેટલાં તેજ બોલી ઉઠી, "ઓ સાહેબ! તમો કયાંથી આવો છો? અને શું ખબર લાવ્યા છો?" એમ બોલી તેણી મારા ચેહરા તરફ એવી આતુર નજર કરી જોવા લાગી, કે જાણે તે મારા જવાબની રાહ જોતી હોય, પણ હું એ વાતથી તદન અજાણ્યો હતો, જેથી મેં તરત તેણીને ખુલાસો કીધો કે, હું એ વાતથી તદન બેખબર હતો અને તેણીનાં બોલવામાં હું સમજી પણ શકયો નહી, જેથી મેં જાણવા માંગયું, કે તેણી કોણને વાસ્તે પુછતી હતી. "અરે સાહેબ" તેણી બોલી. "આજે કેટલા કેટલા દીવસ થયા મારી બાઇ આ બંગલો મને સાચવવા કહી, કોણ જાણે કયાં ગુમ થઇ છે, જેની મને બીલકુલ ખબર નથી. તેણી કયાં જતી હતી, તે વીશે એક બોલ પણ મને કહયા વગર ફકત એટલુંજ કહીને ગઇ કે "હું પાછી ફરૂં ત્યાં સુધી આ બંગલો તપાસજે." મને કાંઇ પણ ખ્યાલ આવ્યા વગર મેં હા કહ્યું, કારણ કે મેં ધાર્યું કે તે થોડી વારમાં પાછી ફરશે. પણ અફસોસ! કંઇ દીવસો વહી ગયા છતાં મારી બાઇ પાછી નથી ફરી, કે નથી મને તેણીનાં વીશે કાંઇ ખબર મળી. અરે! પ્યારા સાહેબ, જો તમે મારી બાઇની કાંઇ પણ ખબર લાવશો, તો હું તમારો ઉપકાર કદી ભુલીશ નહી. આહા! હું મારી બાઇને ખરેજ ચાહું છું, તેણીનાં બચપણથી હું તેણીને રમાડવા રહી હતી, તેથી મને તેણીનું ઘણું હેત લાગે છે, પણ કેટલો વખત થયો તેણીનાં અતીશય દુઃખને લીધે મને તેણીનું વધારે હેત તથા દયા લાગે છે." આ બધું તે સ્ત્રીએ મારી કાંઇ પણ પરપુછ વગર મને કહ્યું, કે જે બોલતાં તેણીની આંખમાંથી આંસુની ધારો વહેતી ચાલી. આ બીના સાંભળી હું પણ ઘણોજ દલગીર થયો, પણ તે બાઇ કોણ હતી તે મેં જાણવા માંગ્યું; તેણીએ મને બરાબર ખુલાસો આપ્યા વગર ફકત એટલુંજ કહ્યું કે, તેણી એક આબરૂદાર કુળની છોકરી હતી, પણ ચોક્કસ સબબે તેણીએ વરસો થયાં આ એકાંતવાસ લીધો હતો, જેની સાથે તેણી પણ પોતાનો વખત ગુજારતી હતી અને ઉપર કહ્યું તેમ હાલ તેણી ગુમ થઇ ગઇ છે, જ્યારે વધારે ખુલાસાને માટે તેણીએ મને એક સબી પોતાનાં ગજવાંમાંથી કહાડી દેખાડી અને બોલી, "જો સાહેબ, તમો એવી કોઇ અબળાને શેહરમાં જુઓ, તો મને તરત ખબર કરશો." અરે! હું તે ચેહરો જોતાંજ ચોંકયો અને એકદમ એક લાંબો નીશાસો નાખી વીચારમાં ઉભો રહયો. તરતજ તેણીએ આગ્રહથી ખુલાસો માંગ્યો, કે એમ કરવાનું કારણ શું?

વાંચનારને યાદ હશે કે આ વાતેની શરૂઆતમાંજ મેં એક દુઃખી અબળાને નદીમાંથી બોટ હંકારી જતાં જોઇ હતી અને તેને ચહેરો આજે મારી નજરે પેલી સબીમાં જોવામાં આવ્યો; મેં તે સ્ત્રીને બધો તે દીવસનો બનાવ કહયો અને હવે તે અબળાની વધુ ખોળ ચલાવવાને તેણીએ મારીજ મદદ માંગી, તે આપવાને મેં મારી ખરી ખુશીથી કબુલાત આપી, પણ કેમ અને કયાં ખોળ ચલાવવી તેવા વીચારમાં હું પડયો. ઘણી વાર વીચાર કર્યા પછી મેં નીશ્ચય ઠરાવ કીધો, કે તેણીની શોધમાં મારે કાંઇ પણ ઢીલ કરવી જોઇએ નહી, કે નહી કસર રાખવી જોઇએ. તે દાસીને સાંજ રાખી મેં એકલાએજ શોધ ચલાવવામાં ડહાપણ ધાર્યું અને તેણીની રજા લઇ હું પાછો ઘર તરફ ચાલ્યો.

થોડા કલાક મારાં ભમતાં મગજને શાંતી આપ્યા પછી તેજ સાંહજે હું મારાં હમેશનાં રહેઠાણ (નદી કીનારા) તરફ ફરવા ગયો. થોડાં કદમ કીનારા આગળ ભર્યા અને ઓ અજાયબી! મારી નજરે શું દેખાવ પડયો? વાંચનાર તે વખતે મારાં મનની હાલત ડામાડોળ થઇ પડી-તેજ સુંદર, નાજુક, પણ દલગીરીથી અને ઉદાસીથી કરમાઇ ગયલાં ચહેરાની અબળા પોતાનાં અત્યંત દુઃખનો અંત લાવવા વીષે આકાશ તરફ નજર કરી ઈશ્વરને અરજ કરતી હતી અને ત્યારેજ મેં તેણીને ઓળખી. તે કોઇજ નહીં, પણ વરસો ઉપર મારી પોતાની ખોવાઇ ગયલી ભવીષ્યની મોહરદાર હતી અને હાલમાં હું જેણીની શોધમાં હતો તે તેજ અબળા હતી. જેમ હું તેણીના વીયોગથી દુઃખી થતો હતો, તેમજ તેણી પણ થતી હતી. હું તેણીની આગળ હરખભેર દોડયો, કે જ્યારે તેણી પણ તેટલાજ હરખ સાથે મારી તરફ નજર પડતાં મારી ગોદમાં આવી પડી. મેં તે પેદા કરનારનાં હજારો હજાર શુકર ગુજાર્યા અને ત્યારપછી અમે એક બીજા ઉપર પડેલી કાંહણીની વાતો કરતાં હજારો જુદી જુદી લાગણીઓ

સાથે ઘર તરફ ચાલ્યાં. તે ઘડી મારા દીવસોમાંની સૌથી સુખી હતી.

કહેવાની કાંઇ જરૂર નથી, કે તેણીની દાસી પણ તેણીને પાછી મળ્યાથી ઘણી ખુશી થઇ હતી.

"પ્રીય વાંચનાર ! હવે મારી કાંહણીનો અંત આવ્યો છે, પણ થોડી વીગત બાકી છે, જે નીચે રજુ કરૂં છું:— .

આ સુંદરી વરસો થયાં મને સાચ્ચા પ્યારથી ચાહતી હતી, પણ તેણીનાં માબાપની મરજી વીરૂધ હોવાને લીધે અમોને ઘાતકી રવેશે એક બીજાંથી છુટાં પાડવામાં આવ્યાં હતાં, ત્યાર પછી બધો વખત હું દુઃખમાં ગાળતો હતો, કે જયારે તેણીએ પણ એકાંતવાસ ધર્યો હતો.

પણ આજની સાંહજ મારાં દુઃખની છેલ્લી, કે જયારે મારાં સુખની પહેલી હતી. આજથી અમે સુખી થયાં અને એકએકનાં પ્યારમાં સુખથી વખત ગુજારીએ છીએ."

D.

## રાંધવાને લગતું.

**ગોલાબનો બદામપાક**—બદામની બીજ શેર ૫, મગજ ચાર જાતનું રૂ૧ નું, ઘીરી સુરારી શેર પા, માવો શેર ૧૦, ખાંડ શેર ૧૦, એલચીદાણા તોલા ૨, જાએફલ નંગ ૬, ગોલાબ સોલે બાટલી ૨, જાવંત્રી તોલો ૧, ઘી શેર ૧. પહેલાં ઘીરી સુરારીને છુંદી ચારીને ઘીમાં તલવી, પછી બદામ તથા મગજને છુંદીને એક ખુમચામાં માવા સાથે મેલવી નાખવાં. ત્યારબાદ ખાંડમાં પાણીને બદલે ગોલાબ નાખી શીરો કરવો. શીરાને પાટલે રાખી તેને ગાલી નાખવો, પછી તેને તાટ કરી બધો સામાન અંદર નાખવો અને બે ત્રણ કહરા પડે ત્યાં સુધી ચુલાપર રાખવો અને પછી નીચે ઉતારી અંદર જાએફલ, એલચી તથા જાવંત્રી નાખવી. બદામપાકને ધીમા ઇંગારપરજ કરવો અને ખરીદાર થયા પછીજ ઉતારવો.

**ઈંડાંપાક બનાવવાની રીત**—ઇંડાં નંગ ૧૦૦, બદામ શેર ૧૦ કાટલાં સાથે તોલવી, સુંઠ શેર પોનો, જાએફલ નંગ ૪, એલચી નવટાંક, ખસખસ શેર અરધો, ઘી શેર ૪, ખાંડ સાકરીઆ શેર ૫, પહેલાં બદામને ઝીણી છુંદી તલવી તથા અંદર ખસખસ પણ લાલ કરવી, પછી બેઉને ઘીમાંથી કહાડી લઈ, તે ઘીને ખાંડનો શીરો કરી વજનનો તાટ થાય કે તેમાં રેડી દેવું. ત્યારબાદ શીરાને ઠંડો પાડી, ઇંડાંની ફક્ત દાલને હોલ્વી ઠંડા શીરામાં મેલવી દેવી અને પછી ચુલાપર ધીમી આંચે સુકી ચારવ્યા કરવું અને ઘી છુટું પડવા આવે, કે પેલી તલેલી બદામ અને ખસખસ તથા સુંઠના ભુકાને અંદર નાખવો અને ખરીદાર થાય કે ઉતારવું, ઉતારતી વેલાએ એલચી જાએફલ નાખવું.

**મકરૂમ બનાવવાની રીત**—બદામની બીજ અરધો રતલ લઈ તેને છોલીને ઘણી બારીક છુંદવી, છુંદતી વેલા અંદર બે મોટા ચમચા ભરી ગોલાબ રેડવો. ત્યારબાદ આઠ ઇંડાંની સફેદીને ઘણો કઠણ ફફ ચહડાવી, તેમાં એક રતલ ચોખી મેદા ખાંડ નાખવી, પછી તેમાં આસ્તે આસ્તે પેલી છુંદેલી બદામ નાખવી. ત્યાર પછી કેક ભુંજવાનાં "વેફર પેપર" તેયાર રાખી તેપર ઉપલી મેલવણી ગોલ આખરાની માફક છુટી છુટી નાખવી અને સાધારણ ગરમ બહીમાં પંદરથી વીસ મીનીટ ભુંજવા મુકવું, લાલ થાય ને કહાડવું, વધારે મીઠાસ પસંદ ન હોય, તો ખાંડ એક રતલને બદલે એક શેર લેવી, અથવા જો તેથીબી મોરા લાઇએ તો અરધો રતલ ખાંડ લેવી, ખાંડ ઓછી લેવો તો ઇંડાં પણ ૭ લેવાં.

.પીરોજા.





## ટીપુ સુલતાન.

### પ્રકરણ ૩૪ મું.



વે આપણે બીજી બાબદ ઉપર લંબાણ બોલવાને બદલે એકદમ સુલતાનનાં મુખ્ય પાયધીની શેહરમાં જઇએ, કે જયાં તેનું લશકર થોડા દહાડા થયા આવી પડેલું છે. થોડા વખત ઉપર ત્યાં જે સુસતી પથરાઈ હતી, તે હાલ દુર થઈ ગઈ છે અને હવે સઘલે ધામધુમ અને દોર દમામ ચાલી રહયો છે. લશકરનાં શેહરમાં આવવાથી ઘણા જીગરોમાં ખુશાલી પંઠરાઈ છે. પણ તેણી કે જેણીને આપણા વાંચનારાંઓ સાથ અમે ઓલખાણ કરાવીશું, તેણીની ખુશાલીમાં તેથી કાંઇ વધારો થયો નહી.

"અને સુત્રેન તેં તેને ત્યારે જોયો છે?" ખાનની બાપડી કમુ કે જેને માટે આપણે આગળ વાંચી ગયા છીએ તેને પોતાંની દાસીને કહ્યું. આ દાસી કે જેણી લુચ્ચા દેખાવની અને ઉંડી આંખોની હતી અને જેણી પોતાંની શેઠાંણીની છુપી વાતોમાં હમેશાં ભાગ લેતી હતી, તેણીએ જવાબ આપ્યો હા, મેં તેને જોયો હતો.

"અને વારૂં તે કેવો લાગતો હતો! લોકો કહેછે કે તેને કારી જખમ પડ્યો હતો અને હજીબી તે ફીક્કો અને લેવાયલો લાગેછે."

"લોકો કહેછે તે ખરૂંજ છે ખાંનમ," તે સ્ત્રી બોલી; "તારી ગોલામડી તેનાં ઘરનાં દરવાજા આગળ ઘણો વખત વેર તેની રાહ જોતી ઉભી હતી અને એક ફકીર હોવાનો ઘોંગ કરી મેં તેની પાસે હેદરાબાદની બીબી મરયમ અને મુલાંઅલીને નાંમે ભીખ માંગી. તેને મને પુછ્યું, કે હું હેદરાબાદની હતી કે અને જયારે મે હાનો જવાબ દીધો (ખોદા મારાં આ જુઠ્ઠાં માટે મને માફ કરે.) ત્યારે તેને મારી તરફ થોડા પૈસા ફેંક્યા. હા બાઈ તે ઘણોજ ફીક્કો લાગે છે: તે લાંબો વખત જીવે તેવો લાગતો નથી."

"યા અલ્લા તેનો નેગેહબાન થા!" તે બાનુ બોલી: "જયારે મેં તેને છેલ્લો જોયો, ત્યારે તે એક બહાદુર અને કદાવર જવાન લાગતો હતો; તે ત્યારે ખાંન સાથ દરબારમાં જતો હતો અને મારી આગળથી જયારે મેં તેને પોતાનાં ઘોડાને [illegible] જોયો, ત્યારે મારૂં કલેજું પાણી પાણી થઇ

ગયું અને તે દહાડા પછી તેનો ચેહરો મારી છાતી પર કોતરાઈ રહયો છે."

"તોબા! તોબા! શરમ! બીબી"; તે સ્ત્રીએ મશકરી ભરેલા ચપકાનાં અવાજે કહ્યું. "તમે એમ કેમ બોલી શકોછ–અને વળી તમે પરણેલી સ્ત્રી છેઓ તેમ જાણવાં છતાં?"

"અને જો હું પરણેલી હોઉં તો," તે બાનું ગુસ્સાથી ચમકતી આંખો સાથે બોલી. "અને જો હું પરણેલી હોઉં તો શું થયું! શું મારો ધણી છે! અને હોય તો કેવો છે. શું મને છોકરાં છે? શું મારી ઉપર કોઇનો પ્યાર છે? મારો કોઇ સાથીબી છે! શું જ્યાં મને પ્યાર જોઇએ, ત્યાં મારે માટે ધીક્કાર નથી? છોકરાંઓનાં સુખને બદલે શું હું વાંઝની નથી? શું મારી એક સોખ નથી કે જેણીની ખુબસુરતીની વાતજ ફકત હમેશ હું સાંભળ્યાં કરૂંછ? અને જેથી શું મને અપમાન નથી થતું? બોલ સુઝન શું મને આ સઘળાં દુઃખ નથી! તુંને તો છોકરાંઓ થયાં હતાં, તેઓનું તારી ઉપર હેત હતું. તેઓનાં ખુશાલ બોલવાનો અવાજ તારે કાંને પડયો છે; તેઓએ પોતાની જીંદગી વતીઃ તારાંમાંથી ચુસી લીધી છે. તું ગેરીબાઇમાં દબાયલી હતી અને તે છતાં તું સુખી હતી–તેમ તેં મને હઝારો વખત કહ્યું હશે. હું જુવાન, પૈસાવાલી અને ખુબસુરત છું; અને તો પણ મારા ધણીને મારેથી કાંઇપણ મજા મળી શકતી નથી. ત્યારે બોલ સુઝન મારે તેને શા માટે માન આપવું જોઇએ; હું ચાહુંછું–ત્યારે મને કોઇ શું કામ નહી ચાહે? યા અલ્લા કરીમ! મારી ઉપર બીજાઓનો ચાહ શું કામ નહી હોય?"

"તેમ કદાચ બનેબી!" પેલી સ્ત્રીએ જવાબ દીધો.

"બનેબી!" તે બાનું બોલી "હું કહુંછ કે તેમ થવુંજ જોઇએ. સાંભલ સુઝન–તું મારી વાત છુપી રાખી શકેછ; જો તું તેમ નહી કરે, તો મારા ઘરમાંથી તુંને કાઢી મેલી, એક કુતરાને મોતે મારી નાંખું અને તું જાણેછ તો ખરી કે મારી તેમ કરવાની શકતી મારા ઠરાવ જેટલીજ મજબુત છે. હું પેલા જવાનને ચાહુંછઃ તે ઘણો આજારી દેખાવનો છે તેની આંખો પ્યારથી ભરેલી છે; તેનું કદ ઘણુંજ સુંદર છે–મજનુન પોતે વતીક એનાં જેવો શોભીતો નહી હતો. મને એવું લાગેછ કે કલાકનાં કલાક સુધી હું બેસી તેની આંખ તરફ જોઉં તો કંટાલું નહી. તું સાંભલેછ કે? તેને આ સઘલું જાણવું જોઇએ; તેને જાણવું જોઇએ કે તેને ખાતર હું મારી આબરૂ, જીંદગી, અને બીજું સઘલું જોખમમાં નાંખવાને તૈયાર છેઉં, તેને તે સઘળું તું કેહજે અને તેને મારી આગળ તું લાવજે અથવા તો મને તેની આગળ લઇ જજે;–મને કાંઇ પણ દરકાર નથી."

"મારા ગોલાબ તેમાં ઘણો જોખમ છે," સુઝન બોલી, "અને ખરેખર જો તેમાં જોખમથી હોય તો શું થયું! તેથી કાંઈ હું મારા ઠરાવથી પાછલ હટનાર નથી," કમુબી ઉસકેરાઇ આવી બોલી; "હમણાં કરતાં દસ હજાર ઘણી વધારે કાંય નહી મુશકેલી હોય, તોપણ હું મારો ઠેરાવ તો પાછો ફેરવવાની નથી. જો સુઝન, તારૂ જીગર મારી પખે બલતું હતે, તો તુંબી કાંઇપણ ભયનો વીચાર કરતે નહી. ફકત તુંને તેથી જે સુખ મલતે તેનોજ વીચાર કરતે?"

"મેં પણુ એક વખત તેવી જાતનું ખમ્યું છે," તે સ્ત્રી નીશાસો નાંખી બોલી.

"તેં?."

"હા, બીબી; હું તો એમ ધારતી હતી, કે એ વાત તેનાં અને મારા સીવાય બીજા કોઇને પણ ખબર પડશે નહી; અને તેતો ફગે દહાડાનો લડાઇનાં મેદાનમાં મરી પણ ગયો હશે. તેં બીબી મને મારી ફજેતી કબુલ કરવાની ફરજ પાડી છે."

"તારે તું તારી ઉમેદમાં ફત્તેહ પામી હતી!"

"હા," પેલી દાસી પોતાંનો શરમથી બલતો ચેહરો પોતાંનાં હાથોથી ઢાંકીને બોલી. "હું તારા જેટલીજ તે વખતે જુવાંન હતી, તે પણ મને ચાહતો હતો;"

"ત્યારે તો સુઝન હું તુંને તારા તે પ્યારની યાદ આપી તારીપાસ માંગી લઉંછ, કે તુંબી એક સ્ત્રી હોવાથી અને તેંબી એક માણુસને ચાહેલું હોવાથી મને મારાં આ કામમાં મદદ કર અને હું તારો કદી પણ ઉપકાર ભુલીશ નહી; મને મદદ કર અને હું તુંને રાત અને દીવસ સુતાં અને બેસતાં સારી દુવા દઈશ. મને મદદ કર, નહી તો હું તદનજ દીવાંની બની જઇશ. આટલો વખત મેં મોહડાંમાંથી કાંઇપણ સખુન કાઢયા વગર સઘળું ખમ્યું છે; અને મને હવે લાગેછ કે હું બોલુંછું તો મારૂં મગજ ગરમ થઈ જાએછે અને મારૂં દુઃખ ખમનું. મને તદનજ મુશકેલ લાગેછે."

"હું તુંને મદદ કરીશ ખાનમ, હું કરીશ; હું ટક સાંધી તારો હોકમ બરાબર બજા લાવીશ; કોઇ વેલા તે પેલી બાજુએ એખલો ફરવા નીકલે છે અને ત્યાં હું એને જઇ મલીશ."

"ત્યારે તેને ફકત આએ આપજે અને તુંને બધું બોલવાની જરૂર રેહેશે નહી; તે ભણેલો છે અને તરત ચેતી જશે. આએ લવંગ આપુંછ તે પરથી તેને માલમ પડશે, કે હું એને લાંબો વખત થયો ચાહુંછ; અને આ મરીનો દાણો તેને જણાવશે કે સવાલનો જલદીથી જવાબ મોકલવો. ચાલ હવે જલદીથી જા;" જ્યારે તું તેને મલે, ત્યારેજ મારી આગળ પાછી આવજે. તે વગર આવતીનાં, જો કે હું અધીરાઇથી જલી જાઉંછ અને તોપણ હું તારે માટે થોભી શકીશ."

તે દાસી ઉપલુ સાંભલી ત્યાંથી તરત ચાલી ગઇ, અને કમુબારી આગળ તેણીને ત્યાંથી ગુમ થઇ, ત્યાં વેર જોવા ઉભી.

"યા અલ્લા? રખે તે મને ધીક્કારે, રખે તે મને હલુસેલો મારે?" તેણીએ વીચાર્યું; "રખેને—પણ નહી તે તેમ નહી કરશે; તે જુવાન છે અને તે સાંભલશે કે હું ખુબસુરત છેઉં ત્યા તેનું પાહી પણ મારી માફકજ ઉકલશે; અને ત્યારેજ એ જાણશે કે એક સ્ત્રીનો પ્યાર તે શું ચીજ છે! હા! પછી તે મને ગમે ત્યાં લઇ જશે ત્યાં હું જઇશ."

"કમુ, બેહન!" તેણીની પછવાડે આવી કોઇ બોલ્યું અને જે સાંભલી તેણીની ચોંકી.

"કાંએ હુરમત એતો તું છે? તેણી મને એકદમ આવી કેવી ખીધરાવી હું જાંણુ કે–પણ ચાલ હવે તેનું કાંઈ નહી: તુંને શું જોઇએછ?"

"અમીનાંના આવ્યા પછી તેં તેણીને જોઇછ કે?"

"નહી–પણ એવી ધીક્કાર ભરેલી દુકતી મારે મને શું કામ પુછેછ? તું શું એમ ધારેછ કે હું તેણીને મલવા જઇશ?"

"હું જાણુંછ કે તેમતો તું કદી પણ કરે નહી, પણ મારા સાંભળવામાં આવ્યું કે પેલા ઘરડા મુર્ખે તેણીને હમણાં ઘણી મોંઘી કીમતની ભેટ આપી છે. અને તે હું જોવા ગઈ હતી અને મેં સાંભલ્યું તે ખરૂંજ છે, ખરેખર તે ભેટ ઘણી કીમતી છે!

"પવીત્ર પેગમબર? અને તે ભેટ શું છે? ભેટ! અને આપણુને તો પેહરવાના પુરતાં કપડાં વતીક મલતાં નથી,"

"તેણીની ભેટમાં તરેહવાર જાતની શાલ અને દુશાલાઓ અને તરેહવાર જાતના ઘરેણાંઓ હતાં; હુરમતે કહ્યું "વળી એક સોની બહાર બેસી તેણીને માટે હાથની બાંગડીઓ બનાવતો હતો; હું ખરૂ કહુંછ કમુ કે આપણે મુર્ખની માફક મુગાં બેસી આ સઘલું ખમતું ન જોઇએ. તેં ખાનને છેલ્લો ક્યારે જોયો હતો?"

"મેં કાંઈ તેને ઘણું થયું જોયો નથી; તેણીને ખાતર આપણુને તો હવે વખાતાંજ નાંખવામાં આવે છે. વળી આપણે જ્યારે પેહેલેજ તેણીને સારી રીતે આવકાર આપ્યો, ત્યારે વળી તેનાં પરીણામ તો એવાંજ આવે તો!"

અને તોપણ તેમ કરવાને તારી માએજ આપણુને સલાહ આપી હતી.

હા; તેણી ધારતી હતી કે સરકાર દરબારમાં આ વાત લઇ જઈશું, તો તેણીથી આપણો છુટકો થશે. પણ ખબર કાઢતાં હવે માલમ પડેછ, કે આપણે કાંઇ પણ આસા નથી કારણ કે એક મરદ કાયદા પુર્વક ચાર બાએડીઓ સાથ પરણી શકે અને તેઓના આ લગન કાએદા પુર્વકજ હતાં. પણ મારી મા આપણુને મદદ કરશે; તેણી મને એટલી તો ચાહેછ, કે પોતાની વહાલી દીકરીને થયલુ અપમાન તેણી મુગે મોઢે સાંખી જવાંની નથી. જો, જો પેલી પાલખી તેણીનીજ લાગે છે! કદાચ તેણી અહીંવાંજ આવતી હશે, હા હા તેણી અહીંવાજ આવેછ. જો હમાલો આપણાજ દરવાજા આગળ ઉભા રહ્યા છે. આપણે માટે તેણી કાંઈ નવી ખબરજ લાવી હશે. નહી તો તેણી અહીંયાં ચોબતે નહી."

થોડા વખમાં તે ઘરડી બાનુંનાં પગલાં દાદર પર સંભલાયાં અને બંને જણીઓ તેણીને લેવા બહાર દોડી ગઇ. બંનેને જોઈ તેણીએ તેઓને પ્યારથી કોટી કરી અને પછી એક ઉંચી જગ્યાપર જઇ બેઠી. તેણીની આગળ સાર પછી એક હુક્કો લાવીને મુકયો અને એક બે મીનીટ દમ ખાધા પછી તેણીએ તે પીવાને અને સાથે વાત કરવાને શરૂ કર્યું.

"અને કમુ, તું સારી પખે છે કે" તેણીએ પોતાની દીકરી તરફ ફરીને કહ્યુ, "તું ઘણી પતલી થઈ ગઇ હોય તેવું લાગે છે, મસાલા? એક વખત એવો હતો કે ત્યારે તું ઘણી જાડી હતી. મુઝેને થોડો વખત આગમચ આવીને મને કહ્યુ, કે તારો જીવ ઉચ્ચાર પડી ગયો છે અને જેથી હાલ હું ત્હારી આગળ આવી છું."

"તો મારો જીવ ઉચ્ચાર કાંએ નહી પડે." કમુએ છણકો કરી કહ્યું; "શું મારી એક સોખ નથી? અને શું તે મારા દીવસો અસુખી અને રાતો કંગાલ બનાવવાને પુરતું નથી?"

"અને વળી એવી સોખ, કે જેણીને તરેહવાર કીમતી ભેટોથી નવાજવામાં આવે, જ્યારે હમોને તો સોઝાં કપડાં વતીક નહી મલે." હુરમતે ઉમેરયું. "ઓ માતા? તું હમારી આ ફજેતીની વાત સાંભલે અને હમને મદદ નહી કરે! એક વખત તો તેં હમને વચન આપ્યું હતું કે તું તેમ કરશે."

"એ ઘરડો બુબખ ફકત તેણીની ખુબસુરતી જોઇને અંજાંઈ ગયો છે. બાકી તેણીમાં ખુબસુરતી સીવાય બીજું કાંઇ પણ નથી." કમુ બોલી, "તે જો ફરમાવી નાખવામાં આવે કુની તો તે એકદમ તેણીને છોડી દે."

શું તેને તેણીથી દુર કરવા માટે કાંઇ પણ તલાવત નથી, "હુરમતે તે ઘરડી બાયડીની વધારે નજદીક જઈને કહ્યું." તેં મારી માએ એક વખત અમને કહ્યુ હતું, કે તારી એક દાસી છે તે ઘણી ડહાપણુવાલી છે અને તરેહવાર જાદું કોતલ કરી જાણે છે; તેણી શું અમને મદદ નહી કરી શકે?"

"તેણી તો હમણાં માંદી છે." તે ઘરડી બાનુએ કહ્યુ. "તે વખત તેણી સારી પખે હતી અને બાએજ બાબદને માટે થોડાં તાવીજ બનાવતી હતી; હાલ તો તે કાંમ તેણીએ પડતુ નાંખ્યું છે, પણ થોડા વખતમાં કદાચ તેણી પાછું શરૂ કરે. હું ઘર જઈ તેને માટે પાછી ખબર કાઢીશ."

"મા તેણીને તું હમણાંજ નહી બોલાવી શકે?" કમુએ કહ્યું.

"તેણી આજારી તો છેજ, તોપણ કદાચ તેણી પાછી આવશી. હા, મારા હમાલોને કહો, કે પાલખી પાછી મારે ઘર લઈ જાય અને આએ મારી વીતી દેખાડી તેણીને કહેવામાં આવશે, કે હું તેણીને બોલાંઉચ તો તેણી જરૂર આવશે."

કમુ તરત ત્યાંથી દોડી ગઈ અને પોતાની માનાં ફરમાવ્યા મુજબ કર્યું.

પાલખી પાછી આવી ત્યાં સુધી ઉપલી બાનુઓ વચ્ચે બીજી કાંઇ ઘણી વાતચીત થઈ નહી, કારણકે તેઓને પોતાને થયલાં અપમાન સીવાય હાલ બીજી કાંઇ પણ ચીજનો વીચાર આવતો ન હતો અને તે બાબદપર વાત કરવાથી તેઓનાં જીવને કાંઇ વધુ શાંતી મલતી ન હતી. અંતે પાલખી આવી લાગી અને તેઓએ સંતોષ સાથ એક ઘરડી સ્ત્રીને લાકડીનો ટેકો દઇ ઓરડામાં આવતી જોઇ.

કમુ અને હુરમત બંને તેણીને લેવા દોડયાં તથા ઘણોજ દીલોજાની ભર્યો આવકાર આપ્યો.

"અલ્લા કરીમ?" તે ઘરડી સ્ત્રી નીરાસો નાખી બોલી "અહીઆં મને સહીસલામત લાવવા માટે પૈગમબર તથા ઇમામોનો મોટો ઉપકાર માનું છું; મારા જેવી ઘરડી સ્ત્રી માટે

બહાર નીકલવું પણ ભય ભરેલું છે. કેમ કમુબી તું સારી પેઠે છે, કે?" તેણીએ કમુ તથા હુરમત બંનેનાં ચેહરા તરફ ટીકી ટીકીને જોઇને કહ્યું.

"જ્યારે પોતાનાં ઘરમાં માન તેમજ પ્યાર નહી મળે, ત્યારે એક માણસની જેવી હાલત હોય તેવી હાલ અમારી છે. માણસોનો પ્યાર જીતી લેવા તથા આપણા દુશ્મનોનો નાશ કરવા માટે, અરે માતા તારી પાસ કાંઈપણ તાવીજ નથી."

"ત્યારે તેથી તેં મને આજે બોલાવી મંગાવી છે." પેલી ઘરડી સ્ત્રી બોલી, "દુ:ખ આવી પડે છે, ત્યારેજ ફકીરોની સલાહ લેવી પડેછે, નહી વારૂ?"

"તું જાણેય તો ખરી, કારણ કે મારી માએ તુંને તે માટે કહ્યું તો હશેજ, અમોને અમારા ઘરમાંજ કેવું અપમાન અને દુ:ખ ખમવું પડે છે તથા અમારી કેવી રૂસવાઇ થાય છે. અમોને ધણીઆંણી તરીકે કાંઇ પણ માન મળતું નથી. અમો કરમાઇ ગયલાં ફુલો મીસાલ આ ઘરમાં પડેલાં છીએ."

"નહી કમુ, હજી તું કરમાઇ નથી ગઇ." પેલી ઘરડીએ તેણીનાં ગાલ પસવારીને કહ્યું; "તારા હાથ સુવાલા અને નરમ છે, તારી આંખો હજી ચળકતી છે; નહી તું હજી કરમાઇ નથી ગઇ."

"નહી. મશાલ્લા! હું તેમ તો નથી થઇ, પણ ચાલો, હવે એવી નજીવી વાતો કરવાની મુકી દઇ, મને કહે કે તું મને મદદ કરશે? તારી પાસ કાંઈ તાવીજ મોદરયાં છે? તારી પાસ કાંઇ એવા શ્રાપો છે કે જેને હમારૂં સુખ લુટી લીધું છે તેનું નખોદ વાલે?"

"યા, અલ્લા જાણે છે કે હમોને કેવું ખમવું પડે છે!" હુરમતબીએ કહ્યું; "જ્યાંબી હું જાઊંછું ત્યાં લોકો એની એજ વાતો કર્યા કરે છે; કોઇ કહે છે કે ખાનની નવી બાયડી ઘણી ખુબસુરત છે, તો વળી બીજા તેણીને જે બપકાદાર ભેટ સોગાદો મલે છે તેની વાત કરે છે. એ માતા પેગમબરને ખાતર અમને કાંઇ પણ મદદ કર."

"ફકીરમાં તું જોય છે કે એઓને કેટલું બધું ખમવું પડે છે." કમુની મા બોલી.

"હું એઓને કહું તેમ એ લોક કરશે." તે બુઢીએ બોખરે અવાજે કહ્યું; "તેઓને દહાડાનાં દહાડા વેર અપવાસ પાલવા પડશે તથા રોજા રાખવા પડશે તે તેઓ કરી શકશે અને મધરાતે જ્યારે હું કલમો ભણું તથા ખવીસો જ્યારે મારી આગળ ભમતા હોય, ત્યારે ત્યાં તેઓ હાજર રહેવાની હીમત કરી શકશે!"

ત્યાં બેઠુલી ઓરતો પેલી ઘરડીનું ઉપલું બોલવું સાંભળી કમકમવા લાગી, પણ કમુ હીમતવાન હતી અને તેણી બોલી, "માતા તે હું કરી શકીશ." મારૂં વેર લેવા ખાતર મારા રસ્તામાં હઝારોબી કાંય નહી ખવીસો આવે, તોપણ તું જે કહેશે તે કરવાને હીમત કરીશ."

પેલી સ્ત્રીએ કમુ તરફ વધારે નીહાલીને જોયું. હું ધારતી હતી કે હું ઘણી હીમતવાન હતી, પણ જ્યારે તારા જેવી હું જુવાન અને આ બાબદથી અણુજાણી હતી, ત્યારે હું પણ તેનેથી ધ્રુજતી હતી; ત્યારે તું બીહતી નથી."

"જ્યારે મારી કાંઇપણ મતલબ પાર ઉતારવાની હોય છે, ત્યારે ભય શું ચીજ છે તે હું તદનજ ભુલી જાઊં છું." પેલી બાનુએ મગરૂબાઇથી કહ્યું. "કેમ હુરમતબી તું મારી સાથ સામેલ થવાને તૈયાર છે?"

"ઇનશાલ્લા? તું જે કરશે તે હુંબી કરીશ." બીજીએ જવાબ વાલ્યો, "તું જ્યાંબી જશે, ત્યાં હું તારી પુઠે આવવાને તૈયાર છું."

"ચાલો ત્યારે!" પેલી ઘરડી બોલી, "પણ હું તમને એમ પુછવા માંગું છું, કે જે ચીજ આપણે અહીઆં કરવા માંગે છીએ તેમાં કોઇ ખલલ તો નહી કરે?"

"નહી, આપણાં કામમાં અહીઆં કોઇ પણ ખલલ કરશે નહી." કમુ બોલી.

"ત્યારે તો ઠીક—પણ નહી, આપણે તે તારી માનેજ ઘર કર્યે, તેજ વધારે ઠીક પડશે."

"મને પણ તેમજ લાગે છે." કમુની મા બોલી.

"તું તારો ત્યાં ખાનગી ઓરડો છે, ત્યાં સઘળું તૈયાર કરજે અને ફકીરમા બીબી તે સઘળું ક્યારે તૈયાર થશે?"

"કદાચ એક મહીનામાં; આવો તાવીજોનું કામ ઘણુ બીકટ છે અને રખે કોઇ ચીજ કરવાની બાકી રહી જાય, તેથી તેની ઉપર ઘણું મગજ કસવું પડે છે. તમોને મસજીદમાં ફતીહા ભણાવવા પડશે, ફકીરો જમાડવા પડશે અને માસને તો તમારેથી બીલકુલ હાથ પણ લગાડાશે નહી. તમો લોકોને એવી જાતની તૈયારીઓ કરવી પડશે, જ્યારે મને તો તેટલા બધા દહાડા તદનજ અપવાસ કરવો પડશે. મારા જેવી ઘરડી સ્ત્રીને તે ખમવું ખરેખરેજ મુશકેલ પડશે, પણ તેમ જો કરવા કમુબીબી હું ના પાડું, તો આટલાં બધાં વરસ થયાં તમારે ઘરનું જે નીમક ખાતી આવી છું તેને ખોટી નીવડેલી થવું. ચાલો હમણાં તો હું જાઊં છું, કારણ કે મને આજ રાત આગમચ ઘણી તૈયારીઓ કરવી પડશે."

"હા, પણ તુને કુછ ખાઇને જવું પડશે." કમુએ કહ્યું. 'કાંય હમે તે છેકજ કાંઈ રસ્તે પડેલાં છીએ કે?"

"નહી, એક કરચળી નહી" તે ઘરડી સ્ત્રીએ ઉઠતાં ઊઠતાં કહ્યું." જ્યાં સુધી તમારે માટેનાં તાવીજ થાય નહી, ત્યાં વેર મને મારે હાથેજ પકાવેલો ખોરાક ખાવો જોઇયે; અત્યારથીજ મેં તેનાં સોગંદ લીધા છે અને હવે મારે જવું જોઇયે."

"અલ્લા હાફીઝ" પેલી બે જવાન બાનુઓ તેણીને બારણાં આગળ લઇ જતાં બોલી, "ઓ માતા, અમે તારી ઉપર વીશ્વાસ રાખ્યે છીએ, અમોને તું ભુલી જતી ના."

"તેણી એક સીપાહની તલવાર જેટલી સાચ્ચી છે." ઘરડીના જવા પછી કમુની મા, જે અત્યાર તુલીક મુગી મુગી બીજાઓની વાત સાંભળતી હતી તેણીએ કહ્યું. તેણી તમોને નીરાશ કરશે નહી. કમુ જ્યારે હું નાહની હતી, ત્યારે કો-

ઇની ખરાબ લાગેલી નજરમાંથી ઘણી વખત તેણીએ તુંને બચાવી છે અને ઘણી વખત તારા બાપનો પ્યાર મારી તરફ ઠંડો થઈ જતો હતો તે તેણી પાછી લાવી છે, વળી તું મારા કરતાં વધારે કીમત ધરાવતી હોવાથી તારૂં કામ વધારે સારી રીતે પાર ઉતરશે."

"ઈનશાલ્લા ?" કમુ બોલી, "મને હવે એવું લાગેચ કે પેલી ધીક્કાર ભરેલી છોકરીને એક પલકારામાં મારા હાથમાં કચડી નાખીશ."

"ચુપ", તેણીની મા બોલી, તારે એટલો બધો ધીક્કાર મનમાં રાખવો નહી જોઇયે."

"મા, હું જેટલા જોરસાથી ચાહું છું, તેટલાજ જોરસાથી ધીક્કારૂં છું અને જેઓ મારી પેહલી ચીજ ના પાડે છે, તેઓ બીજી ઉસકેરે છે. આટલા વખતમાં તેં મને પુરતી ઓલખવી જોઇયે."

તેણીની મા મુગીજ બેસી રહી; તેણીને પોતાની દીકરીનાં નહી કાબુમાં રાખી શકાય, તેવા ખવાસની પુરતી ખબર હતી, "તેઓના નસીબમાં જે હોશે તે થશે." તેણીએ વીચાર્યું, "હું તેની સામે થઇ શકતી નથી." થોડા વખતમાં કમુની માએ પણ ત્યાંથી રૂખસદ લીધી.

કમુનાં ધીક્કારમાં આવી પડેલી છોકરી દહાડે દહાડે ખાનને વધારે અને વધારે માનીતી થઇ પડતી હતી. છેલ્લી ચઢાઇમાંથી પરવારીને આવ્યા પછી, ખાન પોતાનો ઘણોખરો વખત અમીનાની સંગતમાં પસાર કરવામાં મઝા મેલવતો હતો અને તે વેલાના તેના મુખ્ય વીચારો અમીનાને સુખી કરવાના, તેણીને ભાતભાતનાં કપડાં તથા તરેહવાર કીમતી ઘરેણાંઓની ભેટ આપવાના હતા. તે અવાર નવાર તેણી માટે નાચ રંગો કરાવતો અને જે જોવા કોઈ વેલા પણ કવચીતજ પોતાની આગળી બે બાયડીઓને બોલાવતો. ખુબસુરત નીરદોષ અને નરમ દીલની અમીનાની સંગતમાં પોતાની આગળી બાયડીઓએ તેને જે દુઃખ દીધું હતું, તેની યાદ વટીક ખમી શકતો ન હતો.

અમીનાની ખુબસુરતી પણ દહાડે દહાડે વધતી જતી હતી. તેણીની ચામડી વધારે નરમ અને નાજુક લાગતી હતી અને તેણીનાં ચેહરાપર તનદરોસ્તીનો રતાશ વધારે ખોલ્લી રીતે દીસતો હતો અને જ્યારેથી તેણી પોતાનાં નાહના જનાનખાનાની નજદીકનાં સુંદર બાગમાંનાં ફુલોમાં પાણી સીપતી યા તો પોતાના નાહના પાલેલાં પક્ષીઓને ખવાડતી, ત્યારે ખાન તેણીની ખુબસુરતી અને મરોદદાર કદથી છક થઇ જતો હતો.

કાસમઅલી પણ ખાનને અવારનવાર મલવા આવતો હતો; કેટલાક માસ વુધીક દુઃખ ખમવા પછી અંતે તેના જખમને રૂઝ આવી હતી અને શરીરાપતમ આવ્યા પછી થોડાજ વખતમાં તેને પોતાની લશકરી ફરજો અદા કરવાની ચાલુ કીધી હતી. તે પોતાનો ઘણો ખરો વખત ખાનની સંગતમાં અને તેને તેના રીસાલાનાં કામમાં મદદ કરવામાં ગુજારતો હતો. તે તેને માટે કામકાજનાં કાગળ પત્ર લખતો અને તેના ખરચનાં આંકડાઓ તપાસી આપતો. વળી ઘરડી મીરાનની મદદથી તેને અવારનવાર અમીના તરફથીણી કાંઇ કાંઇ સંદેસાઓ મલતા હતા. અમીના જ્યારેથી તેને માટે કાંઈ ફ્રુત અથવા એવીજ બીજી કાંઇ જેરો મોકલતી, ત્યારે તેની તબયતનાં હમેશાં સમાચાર પુછાવતી અને કાસમને તેથી ઘણો દીલાસો મલતો હતો.

કાસમને અમીના એટલી તો વહાલી હતી, કે તેણીનો વીચાર પોતાનાં મગજમાંથી તે સેહલાઇથી કાઢી શકતો ન હતો. અને પોતાની ફુરસદનો સઘલો વખત તેણીનો વીચાર કરવામાંજ રોકતો હતો. ખરૂં છે કે લશ્કરમાં તેનાં ઘણાંક ઓલખીતાઓ હતા, પણ તેઓનાં અને તેનાં વીચાર એક મલતા નહી હોવાને લીધે તે ઝાઝો તેઓ સાથે બોલાતો ન હતો. અને તોપણ કાસમ પોતાની તે વખતની જીંદગીથી પુરતો સુખી હતો.

આપણે આગલાં એક પ્રકરણમાં જોઇ ગયા છીએ, કે જાફર સાહેબ પેલા મુનસીની સાથે લશ્કરી ખરચોની કેટલી લુચ્ચાઈ ચલાવતો હતો, તેને સુલતાને પેલા ઇગ્રેજ કેદીઓ સોંપી આપી, તેઓનો ગમે તે રીતે નીકાલ કરવાનો હોકમ કર્યો હતો, તે પણ આપણે જાણે છીએ, તે કામ સુલતાનનાં સંતોષ વચ્ચે બજા લાવ્યા પછી તેને તેનાંજ જેવા થોડા આસામીઓ સાથ ત્રાવણકોરમાં લુટ ચલાવવા મોકલવામાં આવ્યો હતો અને ત્યાંથી તેને ફોઇમખેતરની મોટી લશકરી ટુકડીમાં જોડાવાનો હોકમ થયો હતો.

એક દહાડો ખાનને લશકરનાં હીસાબ ચુકવનાર તરફથી એક કાગળ મળ્યું, જેને લશ્કરનાં ખરચમાં ચાલતાં ઘેટાલા વીશે ખાનને ચેતવણી આપી હતી.

"સૌથી વધારે ખરાબ તો એ છે કે," તે કાગલ વીશે કાસમ સાથ વાત કર્યા પછી ખાન બોલ્યો. "કે મને જેટલાં વરસ થયાં ઠગાઇ ચાલુ રહી છે, તેટલાં સઘલાં વરસમાં ગએલી ખોટનાં નાણાં ભરી આપવા પડશે. વળી આ કાગલ પરથી લાગેછે કે કાંઇ થોડોજ વખત થયો એમ ચાલતું આવ્યું નથી."

"નહી ખાન સાહેબ કાંઇ વરસો થયાં એમ થતું હોવું જોઇએ; અહીંયાં તેઓ તેની તારીખ અને મહીનો વતીક જણાવે છે. હું તો ધારૂંછું, કે હું તે હીસાબ ચુકવનાર આગળ જાઉં અને આખો હીસાબ પાછો તપાસી જોઉં. કદાચ તેમાંથી આપણને કાંઈ નવો પતો હાથ લાગશે."

"ઘણોજ ડહાપણ ભર્યો વીચાર છે કાસમ—હું પણ તારી સાથે આવશ. જો મારૂં નામ બધે પુરતું જાણીતું નહી હતે, તો લોકો આને માટે મનેજ ગલે પડતે."

ખાન લશકરમાં એટલું તો માન ધરાવતો હતો, કે તે હીસાબ ચુકવનાર શખસે તરતજ તેની અરજ કબુલ કરી અને કાસમ તથા લશકર ખાતાંનાં મુનીમો તરતજ હીસાબ તપાસવા બેસી ગયા. દહાડાનાં દહાડાઓ તેઓએ તે ઉપર કાઢયા પણ હજી કાંઇબી ચોકસ પતો જડયો નહીં, અને

ખાનનાં સ્વભાવ ઉપર તેથી ખરેખરજ ઘણી ગંભીર અસર થઇ. એક દહાડે કાસમને ઓચીંતુ સુઝ પડી આવ્યું, કે હીસાબનાં આંકડાંઓ પેલા મુનશી કે જેની ફજેતીની વાત આપણે આગળ જોઇ ગયા છીએ તેને માંડેલા હોવા જોઇએ. કાસમે પોતાનો ઉપલો શક ખાન આગળ જાહેર કર્યો.

આથી કાંઈ ઉપલી બાબદ ઉપર નવું અજવાળું પડ્યું હોય તેવું જણાયું. તેઓને ખબર હતી કે મુનશી હજી સુધી જાફર સાહેબનો મેહતા તરીકે કામ કરતો હતો. જેથી મુનશીને તેઓની હજુરમાં લઇ આવવાની જરૂર જણાઈ. અને તેને તેઓની નજદીક પકડી લાવવા ખાને પોતાનાં રસાલાનાં એક ઘરડા સીપાહ નામે દીલાવરઅલીને મોકલ્યો. દીલાવરઅલીને જાફર સાહેબ માટે કાંઇ પણ સારી લાગણી ન હોવાથી મુનશીને ઉચકી લાવવાનું કામ તેને ખુશીથી માથે લીધું.

બીજે દહાડે સહવારના પોતાની સાથે બીજા ૭ બહાદુર માણસો લઈ દીલાવરઅલી પોતાના કામ ઉપર નીકળી પડ્યો અને ઘણી ઉતાવળથી કુચ કર્યાથી તેઓ સઘળાં થોડા વખતમાં જાફર સાહેબની છાવણી આગળ આવી પોહતા. હવે અહીંઆંથી મુનશીને ઊચકી લઈ જવું કાંઇ ઘણું સેહલું કામ ન હતું, કારણ કે તે ઘણો ખરો જમાદારની સાથનો સાથજ ફરતો હતો. પણ અંતે તેમાંથી તેઓ ફતેહ પામ્યા. દીલાવરઅલીનાં એક માણસે ફકીરનો પોસાગ લીધો અને કાંઇક બાહણે લલચાવી તે મુનશીને છાવણીની બહાર લઇ ગયો, જ્યાં બીજાં માણસો તેઓની રાહ જોતાં ઉભાં હતાં અને ગમે તેવા મુનશીનાં કાલાવાલા તથા ધમકીઓ છતાં, તેઓ તેને સાંથી ઊચકી લઇ ગયા.

પોતાનો નોકર નાહસી ગયો છે, એવું ધારી જાફર સાહેબ ઘણો ક્રોધમાન થયો; કોઇ પણ તેને કહી શક્યું નહી, કે તે કહી બાજુ ગયો હતો. બસ ફક્ત એટલુંજ જાણવામાં આવ્યું, કે છેલ્લો એક ફકીર સાથ જોવામાં આવ્યો હતો. જાફર સાહેબને તેથી ઘણી ચટપટ થવા માંડી, કારણ કે મુનશીને તેની સઘળી ખાંનગી બાબદોની ખબર હતી અને તે જો જાહેર થાએ, તો તેનો સદનતર નાશ થાએ.

મુનશીનાં આવવાથી ખાન તથા કાસમને ખરેખરજ ઘણી ખુશાલી ઉપજી. પેહલે તો તે જાણે કાંઈ જાણતોજ નહી હોય, તેવા તેને ઢોંગ કર્યો, પણ તેની સામેનો શક એટલો તો મજબુત હતો, કે ખાને હુકમ કીધો કે તે સઘળું કબુલ નહી કરે, તેટલાં તેને પાણી પીવા આપવું નહી.

નજદીક એક આખા દહાડા પેર તો પેલી ધમકીથી તેની ઉપર કાંઇ અસર થઇ હોય તેવું જણાયું નહી. પણ એ કરતાં પણ વધારે સખત શીક્ષા તેને કરવામાં આવશે, એવું જ્યારે તેને જણાવવામાં આવ્યું, ત્યારે અંતે બીહને સઘળું ખાંન તથા કાસમ આગળ જાહેર કરી દીધું. તેઓએ સઘળું સાંભળી લીધા પછી તેનો ખુલાસો કરવા માટે જમાદારને બોલાવા એક કાસદને મોકલ્યો, પણ કાસદ જમાદારને જઇ મળે, તે આગમચનો તે તો શેહરમાં આવી લાગો હતો, કારણ કે ઘણી ખોલ કર્યા પછી તેને માલમ પડ્યું હતું, કે દીલાવરઅલી થોડા માણસ સાથ તે બાજુએ જોવામાં આવ્યો હતો અને તે જાણવા પછી તેની ખાત્રી થઇ, કે તેજ મુનશીને ત્યાંથી ઉચકી લઇ ગએલો હોવો જોઇએ.

[સાંધણ છે.] આશા.



# સ્ત્રીની પાંચ જાતની શક્તીઓ.

## તંદરૂસ્તીની જતન કરનારીઓ.

"આપણે જો એવી ધણીઆણીઓ, માતાઓ અને દીકરીઓ મેળવી કે જેઓ તબીયતની આબાદી કરવા બરાબર કેળવાયેલી હોય, તો ઘણી ફિકર ફરેહ આપણને મટે અને ડાકટરો બહાર જાણમાં આવતા નજીક બંધ પડે."—ડાકટર રીચર્ડસન.



માન ભરેલા ખેતાબોને ઘણી સ્ત્રીઓ લાયક છે, તેમાંનો તબીયતની જાલવણી કરનાર તરીકેનો ખેતાબ કાંઇ ઓછો લાયકનો નથી. એક ઘરની ધણીઆણીએ નીચલા સવાલોનો ખુબ વીચાર કરવો જોઇએ, જેવું કે, તાજી હવા, તાજું અને પુષ્ટીકારક ખોરાક, કરકસરથી અને હજમ થઇ શકે તેવી રીતે ખોરાક રાંધવાની રીત, ઘરનો વહીવટ સફાઇ સુઘડાઇથી ચલાવવો, ઇત્યાદી; અને છેલ્લું, પણ ઓછું અગત્યનું નહી, માંદગીમાં શરીરની જાલવણી અને ઉડતા રોગોનો ફેલાવો થતાં અટકાવવું. છોકરાંઓની સંભાળ રાખનારી આયાઓપર તેઓની તંદરૂસ્તીનો ઘણો આધાર રહે છે અને ખોરાક પકાવનાર રોગનો અટકાવ કરવામાં ડાકટરોનો ઘણો જબરદસ્ત દુશમન બને છે.

ડાકટર રીચર્ડસન લખે છે કે "ઘરની ટીકટાક અને સફાઇ સુઘરાઇને માટે આપણે સ્ત્રીઓ તરફ હમેશાં જોઇએ છીએ. હું કહુંછું, કે જે ઘરમાં એક ભલી ધણીઆણી અને માતા તેનો અંદરનો વહીવટ ચલાવવાને અને તેની ઉપર સરદારી ભોગવવાને હોય નહી, તે ઘર ખરેખરું કંગાળ છે. એક ફુવડ સ્ત્રી એક એબની નીશાની છે; પણ સુઘડાંની સ્ત્રીઓની સુઘડાઇ ભરેલી ખુબીઓએ વગર શકે આપણને સખત અને છેલ્લેન રોગોમાંથી બચાવ્યા છે."

તંદરૂસ્તીની જાલવણી કરનારીઓ તરીકેનાં તેઓનાં અધીકારમાં, સ્ત્રીઓએ તેઓની સત્તા હેઠળ આવેલા દરેક જણાંઓને રોજ નાહવાની આદત પાડવી જોઇયે, કારણ તે વગર ચામડી તંદરૂસ્ત હાલતમાં રેહેતી નથી. ચાકરો ઘણું કરીને કુદરતનાં "નાહવાનાં કાયદાને" જેટલા જોઇયે તેટલા તાબે થતા નથી; અને જે જુવાન બાનું દરરોજ સહવારે પોતાનું આંગ સાફ રાખતી નથી. તેણી કેવી રીતે પોતાની આબરૂ જાલવી શકે તે જોવું ઘણું મુશ્કેલ છે. એટલુંજ સ્ત્રીઓએ ખાવા પીવામાં અંદાજે રાખવા માટેબી કરવું જોઇયે. તેઓએ પોતાનાં છોકરાંઓને આસ્તેથી ખાવા શીખ-